॥ ओ३म् ॥

# સામવેદ ભાષ્ય

## (મૂળ મંત્ર, પદાર્થ અને ભાવાર્થ સહિત)




: અનુવાદ :

વૈદ્ય દયાલમુનિ આર્ય

પ્રકાશક

વાનપ્રસ્થ સાધક આશ્રમ, આર્યવન, રોજડ

પો. સાગપુર, જિ. સાબરકાંઠા, ગુજરાત-૩૮૩૩૦૭.

ફોન : (૦૨૭૭૪) ૨૭૭૨૧૭, (૦૨૭૭૦) ૨૫૭૨૨૪, ૨૮૭૪૧૭, ૨૯૧૪૯૯

E-mail : darshanyog@gmail.com Website : www.darshanyog.org



# સામવેદ ભાષ્ય

(ગુજરાતી અનુવાદ)

**પ્રકાશન તિથિ** : અષાઢ, ૨૦૬૬, વિક્રમી, જુલાઈ સન ૨૦૦૯,
સૃષ્ટિ સંવત ૧,૯૬,૦૮,૫૩,૧૧૦

**સંસ્કરણ (ગુજરાતી)** : પ્રથમ (પ્રત ૫૦૦૦)

**મુખ્ય વિતરક**

શ્રી રણસિંહ આર્ય
દ્વારા ડૉ. સદ્‌ગુણા આર્યા
'સમ્યક્', કર્મચારી સોસાયટી પાસે, પો. ગાંધીગ્રામ, જૂનાગઢ — ૩૬૨૦૦૧

**પ્રાપ્તિસ્થાન** :

આર્યસમાજ, મહર્ષિ દયાનંદ માર્ગ, રાયપુર દરવાજા બહાર, અમદાવાદ-૨૨.
આર્યસમાજ, મહર્ષિ દયાનંદ માર્ગ, હાથીખાના, રાજકોટ-૩૬૦૦૦૧.
આર્યસમાજ, મહર્ષિ દયાનંદ માર્ગ, પોરબંદર-૩૬૦૫૭૫.
આર્યસમાજ, નવાડેરા, ભરૂચ-૩૯૨૦૦૧.
આર્યસમાજ, સ્ટેશન રોડ, આણંદ-૩૮૮૦૦૧
આર્યસમાજ, ૪૪-૪૫, સરદારનગર, ભરતનગર રોડ, ભાવનગર.
આર્યસમાજ, મહર્ષિ દયાનંદ માર્ગ, ધ્રાંગધ્રા. જિ. સુરેન્દ્રનગર-૩૬૩૩૧૦
આર્યસમાજ, મહર્ષિ દયાનંદ માર્ગ, ખંભાળિયા નાકા, જામનગર-૫.
આર્યસમાજ, મહર્ષિ દયાનંદ માર્ગ, સૈજપુર બોઘા, અમદાવાદ-૪૫.
આર્યસમાજ, વિશ્રામભાગ કોલોની, મકરપુરા રોડ, પ્રતાપનગર, વડોદરા-૪.
આર્યસમાજ, સોની ફળિયા, સુરત-૩૯૫૦૦૩
આર્યસમાજ, આર્યસમાજ માર્ગ, વિસાવદર, જિ. જૂનાગઢ-૩૬૨૧૩૦.
આર્યસમાજ, સેક્ટર-૨૪, ગાંધીનગર-૩૮૨૦૨૪
આર્યસમાજ, દાતાર રોડ, જૂનાગઢ-૩૬૨૦૦૧.
આર્યસમાજ, ન્યૂ માણેકલાલ એસ્ટેટ, ઘાટકોપર(પ.) મુંબઈ-૪૦૦૦૮૬.
શ્રી અરવિંદ રાણા, ૭૯૧-ડી-૩ પંચશીલ પાર્ક, સેક્ટર-૨૧, ગાંધીનગર.
શ્રી મહેન્દ્રભાઈ ગાંધી, પ્લોટ નં. ૪૩૯, સેક્ટર-૨૩, ગાંધીનગર.
શ્રી ચંદ્રેશ આહુજા, ૩૧૦, ૧૧-બી સાધુ વાસવાણી સોસા., ગોપાલપુરી, ગાંધીધામ.
સર્વોદય સાહિત્ય મંદિર, પ્લેટ ફોર્મ નં.-૧, રેલવે સ્ટેશન, અમદાવાદ.
શ્રી સુરેશ ચાવડા, 'પ્રેમ મોહન', ૯ નૂતનનગર, કાલાવડ રોડ, રાજકોટ.

**મૂલ્ય** : ૪૦૦-૦૦ રૂા.
**લેસર ટાઈપ સેટિંગ** : *રાજ ગ્રાફિક્સ,* અમદાવાદ. ફોન : ૨૬૫૭૫૦૨૯
**રંગ સજ્જા** : *વિનાયક ગ્રાફિક્સ,* અમદાવાદ. ફોન : ૯૮૭૯૦૯૪૩૨૫
**આવરણ** : *ક્રિન્ત ઈમેજ પ્રા. લિ.,* અમદાવાદ. ફોન : ૨૬૫૮૫૫૯૬
**પુસ્તક બંધન** : *રોયલ ફિનિશન કંપની,* અમદાવાદ. ફોન : ૨૫૫૦૭૦૩૩
**મુદ્રક** : *પ્રિન્ટ કોન,* અમદાવાદ. ફોન : ૩૨૯૮૩૧૧૮


વેદોદ્ધારક, આદિત્ય બ્રહ્મચારી, મહાન સમાજ સુધારક, શાસ્ત્રાર્થ મહારથી, પ્રખર
વાગ્મી, સ્વતંત્રતાના પ્રથમ ઉદ્ઘોષક, નારી ઉદ્ધારક, ગૌ-રક્ષક, પ્રખર રાષ્ટ્રવાદી
સ્વામી દયાનંદ સરસ્વતી
જન્મ: ઈ.સ. ૧૮૨૪ • નિર્વાણ : ઈ.સ. ૧૮૮૩

# प्रकाशकीय

यजुर्वेद के पश्चात् अब सामवेद के मूल मन्त्रों का शब्दार्थ व भावार्थ गुजराती भाषा में प्रकाशित करके पाठकों के समक्ष प्रस्तुत करते हुए प्रसन्नता हो रही है। सामवेद का मुख्य विषय ईश्वर के उत्कृष्ट गुण, कर्म, स्वभावों का वर्णन है। साधक जब इन मन्त्रों के यथार्थ अर्थों को समझ लेता है और शान्त, एकान्त स्थान में एकाग्रचित्त होकर आसन लगाकर, आँख बंद करके तन्मयता से ईश्वर के प्रति अत्यन्त श्रद्धा, विश्वास, निष्ठा, प्रेम उत्पन्न करके भाव विभोर होकर सस्वर गान करता है तो प्रभु की सन्निकटता की प्रतीति होने लगती है और उपासक अपने स्वयं के स्वरूप को भुलाकर ब्रह्म के परमानन्द में निमग्न हो जाता है। सामवेद की मन्त्रावली तो ऐसा पुष्प गुच्छ है जिसमें मधु के समान दिव्य रस भरे हुए हैं। जैसे उद्यान में भौंरा फूलों पर बैठकर गुनगुनाता हुआ रसपान करता है वैसे ही यह सामवेद के मन्त्रों से आराधना करने वाला साधक मन्त्रों के अर्थों में सर्वात्मना तल्लीन होकर मोक्षसुख की अनुभूति करता है।

वैदिक काल के प्रारम्भ से ही अर्थात् सृष्टि के आदि से महाभारत काल के पूर्व तक इन सामवेद के मन्त्रों के गायन का बहुत अधिक प्रचलन था। विभिन्न ऋषि, मुनि, तपस्वी,साधक, विद्वान् अपनी-अपनी रुचि के अनुसार सैंकड़ों प्रकार से इन मन्त्रों का गान करते थे अर्थात् एक-एक मन्त्र अनेक प्रकार की शैलियों से गाये जाते थे। विशेषकर उत्सवों, समारोहों, संस्कारों, सामाजिक, सार्वजनिक, सामूहिक कार्यक्रमों में सामवेद की ऋचाओं को ऋषियों,पण्डितों,पुरोहितों के नेतृत्व में सभी उपस्थित व्यक्तियों द्वारा, जब एक साथ, एक स्वर में वाद्ययन्त्रों के साथ गाया जाता था तो विशेष तरंगे उठती थीं जो श्रोताओं के अन्तःकरण को अलौकिक आनन्द से आप्लावित कर दिया करती थीं और उन्हें शान्ति, प्रसन्नता, उत्साह, बल, पराक्रम, स्वतन्त्रता ,सन्तोष, निर्भीकता को प्राप्त कराती थीं। आज भी कहीं-कहीं ऐसा देखा जा सकता है।

सामूहिक गान का प्रकृष्ट प्रभाव न केवल शरीर पर बल्कि मन, मस्तिष्क, बुद्धि, आत्मा पर भी पड़ता है यह बात आजकल पाश्चात्य वैज्ञानिक भी स्वीकार रहे हैं, ऐसा मैंने स्वयं विदेशों में प्रचार करते हुए अनेकत्र प्रत्यक्ष देखा है जैसा ईश्वर अदभुत्, अद्वितीय, अलौकिक ज्ञान, बल, आनन्द आदि गुणों का भण्डार है वैसा यथार्थ ज्ञान मात्र सामवेद





के मन्त्रों से ही होना सम्भव है अन्य लौकिक गीतों, कव्वालियों, कविताओं, शेरों-शायरियों से नहीं हो सकता है और जैसा आनन्द, तृप्ति, सन्तोष इन मन्त्रों के अर्थों को जानकर होता है वैसा अन्य विद्वान् के लिखित गान-गीत-संगीत से नहीं होता।

आज वह वैदिक परम्परा लुप्तप्रायः हो गयी है । यदि राज्याधिकारियों की ओर से ऐसा विधान बनाकर पुनः विद्यालयों में इस गानविद्या का प्रचलन हो तो निश्चित है मनुष्यमात्र में जो आज हिंसा, झूठ, छल, कपट, स्वार्थ, चोरी, आलस्य ,प्रमाद की कु प्रवृत्तियाँ है वे अतिअल्प हो जायें । ईश्वर हमें सामर्थ्य प्रदान करे कि इस महत्त्वपूर्ण विलुप्त परम्परा को पुनः जीवित करने में समर्थ हों इसी लक्ष्य हेतु हमने यह बुद्धि, धन, बल,से परिश्रम करने का साहस किया है ।

प्राध्यापक श्री दयाल मुनि जी ने परम पुरुषार्थ करके, यहाँ तक कि अपने स्वास्थ्य की भी परवाह न करते हुए दिन-रात सतत विभिन्न विद्वानों की अनेक पुस्तकों के बीच आँखें घुमाते हुए जो मन्त्रार्थ अच्छा, प्रभावशाली, आकर्षक लगा उसको लिखकर मन्त्रार्थ करते हुए पिरो दिया और यह एक सर्वगुणग्राही, अति सुन्दर कृ ति बन गई । मैं उनको अतिशय धन्यवाद देता हूँ । साथ ही जिन दानदाताओं व अग्रिम ग्राहकों ने सहयोग करके प्रकाशन को सरल बनाया उनके प्रति भी हम अनुग्रहीत हैं ।

स्वाध्यायशील महानुभाव निश्चित ही स्वयं ईश्वर द्वारा बनाये गीतों का अध्ययन करेंगे और उनके अर्थों को जानकर गान करेंगे तो आत्मविभोर हो जायेंगे इसमें किंचित् मात्र भी सन्देह नहीं है । इसी प्रकार अब तीसरे 'ऋग्वेद' का भी अनुवाद तथा प्रकाशन का कार्य चल पड़ा है । इसी वर्ष एक भाग तो शीघ्र ही प्रकाशित करने की योजना है । आशा है भविष्य में भी इसी प्रकार सुधीजन, श्रीमन्त, धार्मिक सज्जन लोग ईश्वरीय वाणी के प्रचार-प्रसार में सहयोगी बनेंगे इसी विश्वास के साथ !

**वानप्रस्थ साधक आश्रम**
आर्य वन रोजड़
१८-६-२००९

भवदीय
**ज्ञानेश्वरार्यः**

# અનુવાદકીય



સંસારના પ્રાચીનતમ જ્ઞાનનું ઉદ્‌ગમસ્થાન વેદો છે. વેદ એ ઈશ્વરીય જ્ઞાન–વિજ્ઞાન છે. એ જ્ઞાન–ગંગોત્રીનો પ્રવાહ સંસારના પટ પર અનેક વહેણોમાં પ્રવાહિત થયેલ છે, તેનું પૌર્વ અને પાશ્ચાત્ય સર્વ વિદ્વાનોએ બુદ્ધિની એરણ પર તર્કના હથોડાથી ટીપીને પ્રતિપાદન કરેલ છે.

વેદ એ ઈશ્વરોક્ત ઋતુ–પરમ સત્ય અને સર્વ સત્ય વિદ્યાઓથી યુક્ત છે. સૃષ્ટિની આદિમાં ઋષિઓનાં હૃદયમાં પ્રેરણા દ્વારા જે સત્ય જ્ઞાન પ્રદાન કર્યું અને જેમણે તેનો આવિષ્કાર કર્યો, તે જ્ઞાનને વેદ કહે છે. તે વેદ સૃષ્ટિના આરંભથી લઈને ગુરુ–શિષ્ય પરંપરા દ્વારા ઉત્તરોત્તર સાંભળીને, કંઠસ્થ કરીને, જાળવી રાખવામાં આવ્યા તેથી તેને શ્રુતિ' પણ કહે છે.

વેદ ચાર છે – તેમાં ઋગ્વેદ એ સંસારના પ્રાણી અને પદાર્થ, આત્મા અને પરમાત્મા-વિષયક જ્ઞાનકાંડ છે. યજુર્વેદ મનુષ્યોનાં કર્મ સંબંધી કર્મકાંડ, સામવેદ ઉપાસનાકાંડ અને અથર્વવેદ વિજ્ઞાનકાંડ છે.

**સામવેદ પરિચય :** સામવેદની તેર વિભિન્ન શાખાઓનાં નામ ગ્રંથોમાં મળે છે. પરંતુ તેમાંથી વર્તમાનમાં કૌથુમીય, રાણાયનીય અને જૈમિનીય એ ત્રણ શાખાઓ જ પ્રાપ્ત છે. કૌથુમીય અને રાણાયનીયમાં માત્ર પ્રપાઠક = અધ્યાયો વગેરેની ભિન્નતા છે, પરન્તુ જૈમિનીય શાખામાં મંત્રોની શાખા અને પાઠમાં પણ ભિન્નતા જોવા મળે છે.

સામવેદનું વર્ગીકરણ મુખ્ય આર્ચિક અને ગાન એમ બે વિભાગમાં જોવા મળે છે. આર્ચિક એ ઋચાઓ–મંત્રોનો સમૂહ છે, તેના પુર્વાર્ચિક અને ઉત્તરાર્ચિક મુખ્ય બે ભાગ છે – વચ્ચે સંક્ષિપ્ત મહાનામ્ન્ય આર્ચિક પણ છે.

પૂર્વાર્ચિકમાં રાણાયનીય શાખા અનુસાર છ પ્રપાઠક છે. તેને બે અને ત્રણ ભાગમાં પ્રપાઠકાર્ધ અને તેમાં દશતિ મંત્રોથી વિભક્ત કરેલ છે. કૌથુમ શાખામાં છ અધ્યાયમાં અનેક ખંડો અથવા દશતિ [= સૂક્ત અર્થાત્ મંત્રોનો સમૂહ] આવેલ છે. દશતિથી દશ **'ऋच'** – ઋચાઓ = મંત્રોનું ગ્રહણ થાય છે, પરન્તુ તેમાં અધિક અથવા ન્યૂન સંખ્યા પણ મળે છે.

પ્રથમ અધ્યાયને આગ્નેયકાંડ અર્થાત્ પર્વ કહે છે. બે થી ચાર અધ્યાય સુધી ઐન્દ્રપર્વ, પાંચમો પવમાનપર્વ, છઠ્ઠો અરણ્યપર્વ અને અન્તમાં પરિશિષ્ટ રૂપે મહાનામ્ન્ય આર્ચિકમાં મહાનામ્ની ઋચાઓ–મંત્રો આપવામાં આવેલ છે. આ પૂર્વાર્ચિકમાં ૬૫૦ મંત્રો આવેલા છે.

ઉત્તરાર્ચિકમાં રાણાયનીય શાખાનુસાર નવ પ્રપાઠક છે અને તેમાં પ્રત્યેક પ્રપાઠકને બે અથવા ત્રણ પ્રપાઠકાર્ધમાં મંત્રોને સૂક્ત રૂપમાં વિભક્ત કરેલ છે.

કૌથુમ શાખામાં ૨૧ અધ્યાયો છે. તેમાં અનેક ખંડોમાં 'ऋच' મંત્રોની સંખ્યા દર્શાવવા સમૂહ [જેને પ્રસ્તુત અનુવાદમાં સૂક્ત શીર્ષક આપેલ છે] તેથી વિભાગ કરેલ છે. આ ઉત્તરાર્ચિકમાં ૧૨૨૫ મંત્રો આવેલા છે. આ રીતે પૂર્વાર્ચિકના ૬૫૦ + ૧૨૨૫ = ૧૮૭૫ કુલ મંત્રો સામવેદમાં આવેલા છે.

પૂર્વ નિર્દેશાનુસાર સામવેદ એ ઉપાસનાકાંડ કે વિષયક હોવાથી તેમાં જીવાત્મા દ્વારા પરમાત્માની સ્તુતિ, પ્રાર્થના, ભક્તિ, અર્ચના વગેરે ઉપાસના દ્વારા – પરમાત્માની ઉપ = સમીપ કે પાસે આસન = બેસવું અર્થાત્ પરમાત્માની સમીપ લઈ જનાર છે. જેમાં સામવેદની ઋચાઓ–મંત્રો દ્વારા વિવિધ રીતે – વિભિન્ન છંદો દ્વારા ગાન કરવામાં આવે છે.

સામવેદ ઉપાસના કાંડ હોવાથી પ્રસ્તુત સામવેદનું ભાષ્ય સ્મૃતિશેષ પૂ. સ્વામીશ્રી બ્રહ્મમુનિ પરિવ્રાજક વિદ્યામાર્તંડ દ્વારા આધિદૈવિક અને આધિભૌતિક ભાષ્ય–અર્થ ન કરતાં માત્ર આધ્યાત્મિક ભાવપૂર્ણ સંપૂર્ણ ભાષ્ય કરવામાં આવેલ છે. આ તેનો ગુજરાતી અનુવાદ છે. તે માટે હું સ્મૃતિ શેષ પૂ. સ્વામીજી પ્રત્યે સ્મરણાંજલિ અર્પિત કરું છું.

**અનુવાદ :** પ્રસ્તુત અનુવાદમાં મૂળ સંસ્કૃત મંત્ર, પદ = શબ્દ, પદાર્થ = શબ્દનો અર્થ ભાષ્યકાર – ગ્રંથકારે ઉત્તરાર્ચિકમાં ચાર અધ્યાય સુધી ભાવાર્થ આપેલ છે. અને પાંચમાં અધ્યાયથી ભાવાર્થનો પદાર્થમાં જ સમાવેશ કરેલ હોવાથી પૃથક્ ભાવાર્થ આપેલ નથી.

મૂળ ગ્રંથકર્તાએ ઉત્તરાર્ચિકના અધ્યાયોના ખંડોમાં સંખ્યા દર્શક 'ऋच' શીર્ષક આપેલ છે તેના સ્થાને વાચકોને સમજવામાં સરળતા રહે તે માટે તે સ્થાને સૂક્ત = મંત્રોનો સમૂહનું સંખ્યાદર્શક શીર્ષક મૂકેલ છે. એ જ રીતે મૂળ ભાષ્યમાં પૂર્વાર્ચિકમાં અધ્યાય અને પ્રપાઠક બન્નેનો વિભાગ કરીને પ્રકરણનું સ્વરૂપ આપેલ છે. એ જ રીતે મૂળ ભાષ્યમાં ઉત્તરાર્ચિકમાં માત્ર અધ્યાયો વર્ણવેલ છે. ત્યાં મેં પ્રપાઠક અને અર્ધ પ્રપાઠકને સાથે મૂકીને બન્ને આર્ચિકોમાં એકસૂત્રતા રાખવાનો પ્રયાસ કરેલ છે.

વેદોને પૂર્વ અને પાશ્ચાત્ય ભાષ્યકારોએ અશ્લીલ, વિકૃત અને માત્ર કર્મકાંડપરક ગ્રંથો બનાવી દીધાં હતાં. તેને યુગદ્રષ્ટા મહર્ષિ દયાનંદ સરસ્વતીએ સત્ય સ્વરૂપમાં પ્રકટ કર્યા અને તેઓની વેદ પરની અપ્રતિમ આસ્થા હતી કે – "વેદ સર્વ સત્ય વિદ્યાઓનું પુસ્તક છે. વેદ ભણવા–ભણાવવા અને સાંભળવા – સંભળાવવા એ આર્યોનો પરમધર્મ' છે."

**અન્તતઃ :** આ પૂર્વે મહર્ષિ દયાનંદના યજુર્વેદના ભાષ્યના ગુર્જર ભાષાન્તર પછી આ સામવેદના આધ્યાત્મિક મુનિભાષ્યની પ્રેરણા અને પ્રકાશન માટે દર્શનયોગ મહાવિદ્યાલયના આચાર્યશ્રી જ્ઞાનેશ્વરજી આર્યનો અન્તઃકરણ પૂર્વક આભારી છું.

'પ્રણવ' ટંકારા
વિ.સં. ૨૦૬૩ દીપાવલી.
તા. ૯–૧૧–૨૦૦૭

વિદુષાં વશં વદ :
**દયાલમુનિ આર્ય**

॥ ओ३म् ॥

# सामवेदः

## पूर्वार्चिकः

## आग्नेयं पर्व काण्डम् वा

## अथ प्रथमोऽध्यायः

### प्रथम प्रपाठकस्य प्रथमोऽर्धः

### ખંડ-૧

**१. अग्न आ याहि वीतये गृणानो हव्यदातये। नि होता सत्सि बर्हिषि ॥ १ ॥**

પદાર્થ : अग्ने-હે જ્ઞાન-પ્રકાશસ્વરૂપ પરમાત્મન્ ! તું वीतये-અમારી અંદર તારી વ્યાપ્તિ-પ્રાપ્તિને માટે તથા हव्यदातये-સ્વયંને તારી ભેટ આપવા માટે गृणानः-સ્તુતિ કરેલ आयाहि-આવ - મારા તરફ ગતિ કર. होता बर्हिषि नि सत्सि-મારા અધ્યાત્મ યજ્ઞના હોતા-સંપાદન કરનાર ઋત્વિક બનેલ અધ્યાત્મ યજ્ઞના સદન-ઘર હૃદયાકાશમાં-હૃદય આસન પર વિરાજમાન થા. (૧)

*ભાવાર્થ : પ્રિય પરમાત્મન્ ! તું સ્તુતિ કરેલ મારી તરફ આવ, મારો સ્વાર્થ છે. મારી અંદર સ્વયં જ્ઞાન-પ્રકાશ સ્વરૂપથી વ્યાપ્ત-પ્રાપ્ત બન, હે પરમાત્મન્ ! હું માત્ર મારા સ્વાર્થ માટે તો તને બોલાવી રહ્યો નથી, પરંતુ તારો પણ સ્વાર્થ છે - સ્વયં સમર્પણનો, તું ચેતન છો અને હું પણ ચેતન છું, જેથી ચેતનથી ચેતનને પ્રેમ હોય છે કારણકે ચેતનનો ચેતન સજાતીય હોય છે, તેથી ચેતનની સાથે ચેતનની આત્મીયતા રહેલી છે.*

*હે પ્રભુ ! કૃપા કરીને મારા હૃદય ગૃહમાં આવ, વિરાજમાન થઈને મને પોતાનો બનાવીને મારું સમર્પણ સ્વીકાર કર. હું તને અર્પણ છું, સ્વીકાર કર, સમર્પિત છું, મને પોતાના સ્વરૂપથી પ્રભાવિત કર, જ્ઞાન-પ્રકાશથી પ્રતિભાસિત કર -"आत्मनात्मानमभिसं विवेश" (યજુર્વેદ : ૩૨.૧૧) સ્વ આત્માથી મારી તારા–પરમાત્મામાં મનથી પ્રવેશ કરવાની આકાંક્ષા પૂરી કર. (૧)*

**२. त्वमग्ने यज्ञानां होता विश्वेषां हितः। देवेभिर्मानुषे जने ॥ २॥**

પદાર્થ : अग्ने-હે જ્ઞાન-પ્રકાશસ્વરૂપ પરમાત્માન્ ! त्वं विश्वेषां यज्ञानां होता-તું સમસ્ત યજ્ઞો - યજનીય શ્રેષ્ઠ કર્મોનું સંપાદન કરનાર ઋત્વિજ मानुषे जने देवेभिः-हितः-માનુષ જગતમાં - મનુષ્ય સમાજમાં વિદ્યમાન વિદ્વાનોએ માનેલ-સ્થાપિત કરેલ, તથા मानुषे जने विश्वेषां-यज्ञानां होता देवेभिः-

हितः-મનુષ્ય સમાજમાં થનાર-પ્રચલિત કરનાર તથા મનુષ્ય સમાજને માટે કરવામાં આવતાં સમસ્ત શ્રેષ્ઠ કર્મોનું સંપાદન કરનારા ઋષિઓએ તને માનેલ, નિર્ધારિત કરેલ અને હિત-અહિત પોતાની અંદર આધાર બનાવેલ-સ્થાપના કરેલ છે. તેથી તું મારા અધ્યાત્મ યજ્ઞના હોતા-કરનારા બનીને મારી તરફ આવ, હૃદયમાં વિરાજમાન થા.

*ભાવાર્થ : હે પરમાત્મન્ ! હું શું કહું ? તું માત્ર મારા અધ્યાત્મ યજ્ઞનો જ હોતા-સંપાદન કરનાર જ નથી, પરંતુ માનવ સમાજમાં જેટલા પણ યજ્ઞરૂપ ભાવનાયુક્ત (પરોપકારનાં) શ્રેષ્ઠ કર્મો છે, જેવાં કે ભૂખ્યાને ભોજનદાન, પીડિતોની રક્ષા, રોગીઓને આરોગ્ય પ્રદાન, ગાયો આદિની રક્ષા, વિધાન, શિક્ષણ પ્રદાન અને યોગનું અનુષ્ઠાન વગેરે છે; તે સર્વ તને લક્ષ્ય કરીને જ છે - તારી આજ્ઞાનું પાલન છે; તારા આશીર્વાદની પ્રાપ્તિ માટે છે, તારા આશ્રયથી જ ચાલે છે અને ફળે-ફૂલે છે; તેથી તું મારી તરફ આવ, મારા હૃદયરૂપી ગૃહમાં વિરાજમાન થા, જેથી હું મારા આ અધ્યાત્મ યજ્ઞને સફળ બનાવીને તારા સ્વરૂપને પ્રાપ્ત કરી શકું, દિવ્યજીવન બનાવી શકું, તારા સંગથી અમૃત પ્રાપ્ત કરી શકું. (૨)*

३ २ ३१ २ ३ १ २ ३ १२ ३ २ ३१ २ ३१ २

३. अग्निं दूतं वृणीमहे होतारं विश्ववेदसम्। अस्य यज्ञस्य सुक्रतुम् ॥ ३ ॥

પદાર્થ : अस्य यज्ञस्य-આ અધ્યાત્મ યજ્ઞના होतारम्-સંપાદક दूतम्-પોતાના દિવ્ય ગુણોના સંદેશવાહક તથા પ્રેરક विश्ववेदसम्-સમસ્ત ઐશ્વર્યવાન્ सुक्रतुम्-શ્રેષ્ઠ પ્રજ્ઞાનયુક્ત તથા ઉત્તમ પ્રજ્ઞા-બુદ્ધિને માટે શ્રેષ્ઠ કર્મ કરતા अग्निम्-પરમાત્માનું वृणीमहे-વરણ કરું છું. (૩)

*ભાવાર્થ : હે પરમાત્મન્ ! તું માત્ર મારા અધ્યાત્મ યજ્ઞનો હોતા-સંપાદક જ નહિ, પરંતુ પોતાના દિવ્યગુણો-સૃષ્ટિકર્તા, કર્મફળદાતા, નિયંતા આદિનો સંદેશવાહક પણ છે.*

*હે પ્રિય ! "પત્ર-પત્ર તને દર્શાવી રહ્યાં છે, વસંત તારી યાદ આપી રહી છે, ફૂલ અને કળીઓ તારા ગીત ગાઈ રહી છે. ચંદ્ર અને તારાઓની ગતિ તને જણાવી રહી છે, વિવિધ શરીરો તારા કર્મફળદાતાના દર્શન કરાવી રહ્યાં છે."*

*હે પરમેશ્વર ! એ જ રીતે તું પ્રેરક પણ છે, મારા જીવનનો ઉત્કર્ષક-મુમુક્ષુઓ અર્થાત્ મોક્ષના ઈચ્છુકોનો માર્ગદર્શક છે, શ્રેષ્ઠ પ્રજ્ઞાનવાન્, ઉત્તમ પ્રજ્ઞાપ્રદ અને સર્વોત્તમ કર્મકુશળ છે; તું મારા અધ્યાત્મ યજ્ઞની અત્યંત વૃદ્ધિ કર. હે સમસ્ત સુખ-સંપત્તિવાન્ ! અમને સમસ્ત સુખ-સંપત્તિનો પ્રસાદ પ્રદાન કર. હું તારું વરણ-સ્થાપન કરું છું. (૩)*

३ २ ३ १ २ ३ १ २३ १ २ १ २ ३१ २र

४. अग्निर्वृत्राणि जङ्घनद् द्रविणस्युर्विपन्यया। समिद्धः शुक्र आहुतः ॥ ४ ॥

પદાર્થ : अग्निः-જ્ઞાન-પ્રકાશસ્વરૂપ પરમાત્મા ! તું विपन्यया-અમારા દ્વારા કરવામાં આવેલી વિશેષ સ્તુતિ-ધ્યાન, ઉપાસનાથી समिद्धिः शुक्रः-आहुतः- પ્રદીપ્ત કરેલ, પ્રકાશ સ્વરૂપમાં આવેલ, સમ્યક્ રૂપે હૃદયમાં બેસાડેલ-અપનાવેલ द्रविणस्युः-અમારા માટે જ્ઞાન-સુખ ઐશ્વર્ય ઈચ્છનાર वृत्राणि जङ्घनत्-જ્ઞાન-સુખ ઐશ્વર્યનાં આવરણો-પ્રતિબંધકો અજ્ઞાન, રોગ, દુઃખ અને દરિદ્રતાનો સારી રીતે નાશ કરે છે. (૪)

*ભાવાર્થ : જ્યારે મનુષ્ય પરમાત્મા દેવની વિશેષ સ્તુતિ-ધ્યાન, ઉપાસના આદિ કરે છે, ત્યારે મનુષ્યની અંદર પરમાત્મા પ્રકાશિત થઈને અજ્ઞાન આદિ બાધકોનો-વિઘ્નોનો સંપૂર્ણ વિનાશ કરે છે અને ઉપાસકની જ્ઞાન, સુખ, ઐશ્વર્યની ઈચ્છાને પૂરી કરે છે. જે માગ્યા વિના જ સર્વ કામનાઓ પૂરી કરે છે. વાસ્તવમાં મનુષ્ય વ્યર્થ ઈચ્છાઓની વૃદ્ધિ કરીને પોતાને અશાન્ત કરે છે.*

*જો મનુષ્ય એક પરમાત્મામાં પ્રીતિ રાખે તો અન્ય [ધન આદિની] કામના ઉત્પન્ન થવાનો પ્રસંગ જ પેદા થતો નથી. કામનાઓને-પૂર્ણ કરનાર સ્વામીને પ્રાપ્ત કરવાથી સંપત્તિમાનને અપનાવવાનો લાભ સંપત્તિભાગી બનવાનો જ છે. [અનન્ય ભક્તિ, સ્તુતિને અનુરૂપ વ્યવહારથી આરાધિત પ્રભુ મનુષ્યની કામના પૂર્ણ કરે છે.] (૪)*

## ५. प्रेष्ठं वो अतिथिं स्तुषे मित्रमिव प्रियम्। अग्ने रथं न वेद्यम् ॥५॥

પદાર્થ : अग्ने-હે જ્ઞાન-પ્રકાશસ્વરૂપ પરમાત્મન્ ! वः-તું मित्रम्-इव प्रियम्-મિત્ર સમાન પ્રિય, वेद्यं रथं नः-વેદિ = પૃથિવી પર રમણ-યાત્રા કરવા યોગ્ય પ્રિય રથની સમાન મારા અંતઃકરણમાં રમણ કરનાર, प्रेष्ठम्-अतिथिम्-મિત્ર અને રથથી પણ પ્રિય અતિથિ દેવની स्तुषे-હું સ્તુતિ કરું છું. (૫)

*ભાવાર્થ : હે પરમાત્મન્ ! તું મારો પ્રિયતમ અતિથિ છે, તું મારા હૃદયરૂપી ગૃહમાં અર્થાત્ અંતઃકરણ રૂપ ઘરમાં બિરાજે છે. હે પરમાત્મન્ ! તને રથ પ્રિય છે અને મને તેથી પણ અધિક પ્રિય છે, પ્રિયતર છે, મારું શરીર એ મારો રથ છે.*

*મારો મિત્ર એ મારો પ્રાણ છે, પરન્તુ હે પરમાત્મન્ ! તું મને મારા શરીર અને પ્રાણ કરતાં પણ અત્યંત પ્રિય છે. હું તારી સ્નેહપૂર્વક ભાવથી સ્તુતિ કરું છું.*

*જેમ સાંસારિક-જીવનયાત્રામાં રથ પ્રિય અને શરીરનો સહાયક છે. જેમ સાંસારિક મિત્ર પ્રિય અને મનનો સહાયક છે; તેમ હે પરમાત્મન્ ! તું અત્યંત પ્રિય અને આત્માનો સહાયક છે. તેથી મારો અતિથિ બની જા, મારા શરીરની નસે-નસમાં વાસ કર, મારા પ્રાણમાં રમણ કર, મારા આત્મામાં સમાઈ જા-વ્યાપક બની જા. તું લેનાર અતિથિ નહિ, પરન્તુ તું તો આપનાર અતિથિ છો, તેથી તું અત્યંત પ્રિય છો, સ્તુતિ લઈ જા અને શાંતિપ્રસાદ પ્રદાન કરી જા. (૫)*

## ६. त्वं नो अग्ने महोभिः पाहि विश्वस्या अरातेः। उत द्विषो मर्त्यस्य ॥६॥

પદાર્થ : अग्ने-હે પ્રકાશસ્વરૂપ પરમાત્મન્ ! त्वम्-તું मर्त्यस्य-મરણધર્મી-સાંસારિક મનુષ્યમાં થનારી विश्वस्याः-સમસ્ત अरातेः- અદાન = લોભની ભાવનાથી તેમજ બીજાનું પડાવી લેવાની પ્રવૃત્તિથી; उत-અને द्विषः-દ્વેષ ભાવનાથી महोभिः-તારા મહત્ત્વો-જ્ઞાન અને બળ દ્વારા नः-पाहि-અમારી રક્ષા કર. (૬)

*ભાવાર્થ : સામાન્ય સંસારી મનુષ્યની અંદર અનેક પ્રકારની અ-દાનની ભાવના અર્થાત્ પોતાની જરૂરિયાત કરતાં તેની પાસે વધુ હોવા છતાં પણ અન્ય જરૂરિયાતવાળાને પોતાનાં ધન, અન્ન અને વિદ્યા આદિ ન આપવાની ભાવના, આ ઉપરાંત બીજાનું પડાવી લેવાની પ્રવૃત્તિ કરવી. એ જ રીતે વિવિધ દ્વેષ*

*ભાવના અર્થાત્ બીજાથી થોડો પણ અપકાર-હાનિ થાય અથવા પોતાની ઈચ્છા પૂર્તિ ન થતાં તેના પર ક્રોધ કરવાની અને પીડા આપવાની ભાવના ઉત્પન્ન થાય છે.*

*આ પ્રકારની ભાવનાઓથી બીજાઓની તો હાનિ થાય કે નહિ, પરન્તુ પોતાની તો જરૂર હાનિ થાય જ છે. પોતાનું અંતઃકરણ મલિન અને આત્મા અશાન્ત બને છે, તેમાં પરમાત્માનો સત્સંગ તો મળે જ ક્યાંથી ?*

*હે પ્રભુ ! મારામાં-ઉપાસકમાં આવી અદાન = દાન ન આપવાની તથા દ્વેષ કરવાની ભાવના ઉત્પન્ન થાય નહિ, તેથી મારી રક્ષા કર-મને બચાવ. (૬)*

## ७. एह्यू षु ब्रवाणि तेऽ ग्न इत्थेतरा गिरः। एभिर्वर्धास इन्दुभिः ॥७॥

પદાર્થ : अग्ने-હે જ્ઞાન-પ્રકાશસ્વરૂપ પરમાત્મન્ ! ते-તારા માટે इतराः-गिरः-उ-इत्या सुब्रवाणि-ઉપાસના સમયથી ભિન્ન વ્યવહારકાળમાં પણ વાણીઓ-વાણીમાં અવશ્ય ઈત્યા = સત્ય જ બોલું, બોલું છું અને બોલીશ. एभिः-इन्दुभिः-वर्धासे-એ ઈન્દ્ર = સોમો આર્દ્ર ઉપાસના રસોથી વર્ધાસે = તું-પ્રભુ વૃદ્ધિને પ્રાપ્ત કરે છે - મારી અંદર સાક્ષાત્ થતો રહે છે, તેથી एहि-મારા હૃદયરૂપ યજ્ઞ ગૃહમાં આવ-વિરાજમાન થા. (૭)

*ભાવાર્થ : જેમ ઉપાસનાકાળમાં પરમાત્માની સત્ય ભાવથી સ્તુતિ અને ઉપાસના કરવામાં આવે, તેમ વ્યવહારકાળમાં પણ આચરણ કરવું જોઈએ. પરન્તુ ઉપાસનાકાળમાં અન્ય સ્તુતિ કરવી અને વ્યવહારમાં તેથી વિપરીત આચરણ કરવું યોગ્ય નથી. ઉપાસકે આધ્યાત્મિક અને સાંસારિક બન્ને સમયમાં એક સત્ય પર નિર્ભર રહેવું જોઈએ. પ્રવંચના-ઠગાઈથી દૂર રહેવું જોઈએ.*

*પરમાત્મા બહારની અને અંદરની સર્વ વાતો જાણે છે, તે કદી ઠગાતો નથી. સત્ય સ્તુતિ તો બહાર અને અંદર જીવનમાં સમાન રૂપમાં હોવી જોઈએ, ત્યારે જ તેની અંદર સાક્ષાત્કારની વૃદ્ધિ થતી રહે છે; કારણ કે પરમાત્મા સ્વયં -* सत्यश्चित्रः स्त्रवस्तम-*સત્ય સ્વરૂપ છે અને તે* सत्येन लभ्यः-*સત્ય થી જ પ્રાપ્ત થાય છે. (૭)*

## ८. आ ते वत्सो मनो यमत् परमाच्चित् सधस्थात्। अग्ने त्वां कामये गिरा ॥ ८ ॥

પદાર્થ : अग्ने-હે જ્ઞાન-પ્રકાશસ્વરૂપ પરમાત્મન્ ! वत्सः-તારા ગુણોનો વક્તા-સ્તુતિકર્તા હું परमात् सधस्थात्-चित्-પરમ સહસ્થાન - મોક્ષ ધામથી પણ ते मनः-आ यमत्-તારા માનનીય સ્વરૂપને સ્વ આત્મામાં ખેંચીને લઈ આવું છું त्वां गिरा कामये-તને સ્તુતિ દ્વારા ચાહું છું - ઈચ્છુ છું કે પ્રેમ કરું છું.

*ભાવાર્થ : હે મારા પરમ પ્રિય પરમાત્મન્ ! જો કે તું સર્વવ્યાપક છે, પરંતુ કૈવલ્ય = મોક્ષની દૃષ્ટિએ તારું સ્થાન પરમ સધસ્થ - મોક્ષધામ છે, જ્યાં તારો અને મારો પરમ સહવાસ થાય છે, સંસારમાં રહેતા તારો અને મારો સહવાસ મારા હૃદય-ગૃહમાં થાય છે, પરંતુ તે સ્થાન અલ્પ છે, અવમ સધસ્થ છે, જેથી જ્યાં સુધી પરમ સધસ્થ - મોક્ષધામમાં ન પહોંચું, ત્યાં સુધી હાં, એ મારા અલ્પ હૃદય ગૃહમાં તારા મનનીય*

*સ્વરૂપને અવશ્ય પરમ સધસ્થ-મોક્ષધામની સ્તુતિ બળથી ખેંચીને લાવું છું. તથા તને અંગ સંગી બનાવું છું. કારણ કે હું તને સ્તુતિ દ્વારા ચાહું છું, તને તારી સ્તુતિ જોઈએ. મને તારું મનનીય સ્વરૂપ જોઈએ.*

*જ્યારે હું સ્તુતિ કરતાં-કરતાં મારા આત્માને પૂર્ણ રૂપથી ઝુકાવી દઉં છું, ત્યારે તું પણ પોતાના મનનીય સ્વરૂપને મારી તરફ નમાવી દે છે. સ્તુતિ તારા દર્શનનું અમોઘ સાધન છે, તેથી સ્તુતિ દ્વારા તને ચાહું છું. ખાલી હાથે નહિ, પરંતુ સ્તુતિની ભેટ દ્વારા મળું છું. (૮)*

## ९. त्वामग्ने पुष्करादध्यथर्वा निरमन्थत। मूर्ध्नो विश्वस्य वाघतः ॥ ९ ॥

પદાર્થ : अग्ने-હે જ્ઞાન-પ્રકાશસ્વરૂપ પરમાત્મન્ ! त्वाम्-તને अथर्वा-સ્થિર ચિત્તવૃત્તિવાળા ધ્યાનીજન विश्वस्य मूर्ध्नः-वाघतः-સમસ્ત પ્રાણી માત્રના મૂર્ધારૂપ તથા વહન કરનાર વાહક-નિર્વાહક पुष्करात्-अधि-પુષ્કર-વપુષ્કર - શરીર નિર્માણ કરનાર હૃદય કમળમાં निरमन्थत-મંથન કરે છે - સાક્ષાત્ કરે છે. (૯)

*ભાવાર્થ : હાં, હે મારા પરમાત્મન્ ! હું સમજી ગયો, તારું અવમ સધસ્થ મારા શરીરમાં હૃદય ગૃહ-ગુહા છે, જે દેહનું નિર્માણ કરનાર અને રક્ત તથા પ્રાણોનું મુખ્ય વાહક છે. આ સ્થાન પર જ અભ્યાસ અને વૈરાગ્ય દ્વારા અથવા સગુણ અને નિર્ગુણ સ્તુતિઓના સારી રીતે મંથન દ્વારા સ્થિર ધ્યાની-યોગી તને પ્રકાશિત કરે છે - તારો સાક્ષાત્ કરે છે.*

*જેમ અરણીના બે લાકડાના અનુલોમ અને પ્રતિલોમ મંથન કે રગડવાથી અથવા ખનિજ પદાર્થોને પરસ્પર રગડવાથી અગ્નિને પ્રકાશિત કરવામાં આવે છે. તેમ તારો-પરમાત્માનો સાક્ષાત્ કરીને હું પણ સ્વયંને કૃતકૃત્ય કરું. (૯)*

## १०. अग्ने विवस्वदा भरास्मभ्यमूतये महे। देवो ह्यसि नो दृशे ॥ १० ॥

પદાર્થ : अग्ने-હે જ્ઞાન-પ્રકાશસ્વરૂપ પરમાત્મન્ ! તું अस्मभ्यम्-અમારા માટે महे-ऊतये-મહાન રક્ષા-અખંડ સુખ સંપત્તિ-મુક્તિને માટે विवस्वत्-आभर-અભ્યાસ અને વૈરાગ્ય દ્વારા સાધ્ય તારા વિશેષ પ્રકાશમય વાસવાળા સ્વરૂપ સુધી લઈ જા-પ્રાપ્ત કરાવ. दृशे-દર્શન કરવા-સાક્ષાત્ કરવા માટે नः-देवः-हि-असि-તું અમારો ઈષ્ટ દેવ છે. (૧૦)

*ભાવાર્થ : હે પ્રભો ! અમારા માટે જે મહાન રક્ષા, અખંડ સુખ-સંપત્તિરૂપ મોક્ષ છે, તેની પ્રાપ્તિ માટે અભ્યાસ અને વૈરાગ્યના દ્વારા અથવા સગુણ અને નિર્ગુણ સ્તુતિ દ્વારા સિદ્ધ થનાર તારું વિશેષ પ્રકાશમય-દીપ્ત સ્વરૂપ છે તેને પ્રકાશિત કર-પ્રાપ્ત કરાવ, તે અમારા દર્શનને માટે-સાક્ષાત્ કરવા માટે છે. અમે તેના અર્થી = યાચક છીએ અને તું અમારો ઈષ્ટ દેવ છે. તો પછી અમે તે દર્શનથી કેમ વંચિત રહી શકીએ ?*

*અમે તેના સાધનરૂપ અભ્યાસ અને વૈરાગ્ય તથા સગુણ અને નિર્ગુણ સ્તુતિરૂપ તીવ્ર સંવેગથી કરી રહ્યા છીએ, જેથી અવશ્ય તારા દર્શન કરીશું; કારણકે અમે મનુષ્ય છીએ, મનનશીલ છીએ, તારા દર્શન માટે ઉત્સુક છીએ. પશુ માત્ર સંસારને જુએ છે, મનન કરતા નથી, તેની દૃષ્ટિ સ્થૂલ છે, તેમાં મનન કરવાની દૃષ્ટિ નથી. અમારી દૃષ્ટિમાં મનન છે, જો મનન ન હોય તો અમે પણ તારા દર્શન વિના પશુ સમાન બની જઈએ. સંસારમાં માનવ રૂપમાં આવ્યો, પરંતુ તારાં દર્શન વિના ખાલી હાથે પાછો ફર્યો તો માનવ જીવનનો શો લાભ ? (એળે ગયો અવતાર !) (૧૦)*

## ખંડ-૨

### ૧૧. नमस्ते अग्न ओजसे गृणन्ति देव कृष्टयः। अमैरमित्रमर्दय ॥ १ ॥

પદાર્થ : अग्ने देव-હે જ્ઞાન-પ્રકાશસ્વરૂપ પરમાત્મ દેવ ! कृष्टयः-તને પોતાની તરફ કર્ષણશીલ-ખેંચનાર અથવા તારા પ્રત્યે આકૃષ્ટ થયેલ ઉપાસક મનુષ્ય ओजसे-ઓજ = આત્મબળ, જ્ઞાનબળ પ્રાપ્ત કરવા માટે ते नमः-गृणन्ति-તારા માટે નમ્ર સ્તવન-સ્તુતિનું ઉચ્ચારણ કરે છે. अमित्रम्-अमैः अर्दय-અધ્યાત્મ યજ્ઞના નાશક કામ, ક્રોધ આદિ શત્રુને બળ દ્વારા અર્દય = નષ્ટ કર - સમાપ્ત કર. (૧)

*ભાવાર્થ : હે પ્રિય પરમાત્મન્ ! તને પોતાની તરફ આકર્ષિત કરનાર અથવા તારા પ્રત્યે આકૃષ્ટ થયેલ ઉપાસકજન તારા તરફ આવવા માટે ઓજ = આત્મબળ, જ્ઞાનબળને પ્રાપ્ત કરવા માટે તારી નમ્ર - રસયુક્ત સ્તુતિઓ કર્યા કરે છે, તેથી હું તારા તરફ આવવા માટે તારી નમ્ર-મધુર સ્તુતિઓ કરું છું.*

*તારા તરફ આવવા માટે કામ, ક્રોધ આદિ શત્રુ બાધક-વિઘ્નરૂપ છે, તેને તારા બળથી નષ્ટ કર, જ્યારે હું તારી તરફ આવવા ઈચ્છુ છું, તો એ વિઘ્નરૂપ બનીને આગળ ઊભા થઈ જાય છે. તું ઓજ સ્વરૂપ છો, મને ઓજ આપ -* ''ओजोऽस्योजो मयि धेहि''*-યજુ ૧૯.૯ (૧)*

### ૧૨. दूतं वो विश्ववेदसं हव्यवाहममर्त्यम्। यजिष्ठमृञ्जसे गिरा ॥ २ ॥

પદાર્થ : दूतम्-સ્વયં દિવ્યગુણોના સંદેશ વાહક, પ્રેરક विश्ववेदसम्-સમસ્ત ઐશ્વર્યવાન, हव्यवाहम्-મારા હાવભાવ પૂર્ણ આત્મ હવિને મોક્ષધામની પ્રાપ્તિ માટે સ્વીકાર કરનાર, अमर्त्यम्-મરણધર્મા-મનુષ્ય સમાન જન્મ-મરણ, અજ્ઞાન આદિ ગુણોથી રહિત, यजिष्ठम्-મારા અધ્યાત્મ યજ્ઞના મહાન સંપાદક वः- તને-જ્ઞાન-પ્રકાશસ્વરૂપ પરમાત્માને गिरा-સ્તુતિરૂપ વાણીથી ऋञ्जसे-પ્રસાધિત - આરાધિત કરું છું-અનુકૂળ બનાવું છું. મારી અંદર સારી રીતે સ્થાપિત કરું છું. (૨)

*ભાવાર્થ : હે મારા અધ્યાત્મ યજ્ઞના મહાન સંપાદક પરમાત્મન્ ! તું તારા ગુણોનો સંદેશ આપનાર, મારી અંદર દિવ્ય ગુણોને પ્રેરિત કરનાર, અગ્રણી અને અમર્ત્ય - અમર ધર્મયુક્ત છો; હું તો મર્ત્ય છું- મરણ ધર્મા છું કારણકે* ( यदा सर्वे प्रमुच्यन्ते कामा येऽस्य हृदि श्रिताः । अथ मर्त्यो अमृतो भवत्यत्र ब्रह्म समश्नुते - *કઠો. ૨-૬-૧૫) કામ ભોગોને વશ મનુષ્ય મરેલ રહે છે, કામનાઓની પૂર્તિ ન થતાં મનુષ્ય 'હું મરી ગયો' કહે છે, અધિક ભોગનુ સેવન કરવાથી 'હું મરી ગયો', કામ્ય વસ્તુઓનો નાશ થાય તો 'હું મરી ગયો' કહે છે અને તેનો નાશ થતાંની સાથે 'હાય ! હું મરી ગયો'- પોતાનો નાશ થયેલ માને છે. તેથી હે પરમાત્મન્ ! હું તને સ્તુતિ દ્વારા અંદર પ્રસિદ્ધ કરું છું - સાક્ષાત્ કરું છું. (૨)*

### ૧૩. उप त्वा जामयो गिरो देदिशतीर्हविष्कृतः। वायोरनीके अस्थिरन् ॥ ३ ॥

પદાર્થ : हविष्कृतः-જેમ હવિ = આહુતિઓને આપનારની આહુતિઓ वायोः-अनीके-વાયુના દળ

= વાદળાઓમાં उप-अस्थिरन्-ઉપસ્થિત થાય છે. અર્થાત્ ફરી વર્ષાનું જળ લાવવા માટે પહોંચી જાય છે; તેમ जामयः-देदिशतीः-गिरः- એક પછી બીજી ગતિ કરતી, નિરંતર આગળ પ્રગતિ ક્રમથી એક બીજીને પ્રેરિત કરતી સ્તુતિઓ त्वा-તારા-પરમાત્મામાં સ્થિત થાય છે - પહોંચી જાય છે અને ઉપાસક સુધી તારા દર્શનામૃતને લાવવા માટે પુનઃ લઈ આવે છે. (૩)

*ભાવાર્થ : પરમાત્મન્ ! જેમ આહુતિઓ વાયુદળ-વાદળાઓમાં જઈને વૃષ્ટિજળને વરસાવે છે, તેમ જ ઉપાસકની હાવ-ભાવ પૂર્ણ આન્તરિક સત્ય સ્તુતિઓ પરસ્પર નિરંતર ક્રમથી એક પછી બીજી વધીને અગ્ર ગતિ કરતી, એક બીજીને પ્રેરિત કરીને, તારા સુધી પહોંચીને, તારા દર્શનામૃતને મારા સુધી વરસાવવામાં લઈ આવવામાં સમર્થ બને છે. તેથી હું અધ્યાત્મ પ્રયોગકર્તા તારા દર્શનામૃતને પ્રાપ્ત કરવા-પાન કરવામાં અવશ્ય સમર્થ બની શકું છું. (૩)*

## ૧૪. उप त्वाग्ने दिवेदिवे दोषावस्तर्धिया वयम्। नमो भरन्त एमसि ॥४॥

પદાર્થ : अग्ने-હે જ્ઞાન-પ્રકાશસ્વરૂપ પરમાત્મન્ ! वयम्-અમે दिवे दिवे-પ્રતિદિન - નિરંતર दोषावस्तः-સાયં પ્રાતઃ धिया-ધ્યાનવૃત્તિ—ધારણા અથવા મનથી नमः-भरन्तः-સ્તુતિ સમર્પણ કરતાં त्वा-તારી उप-एमसि-સમીપ પ્રાપ્ત થઈએ છીએ. (૪)

*ભાવાર્થ : પ્રિય પરમાત્મન્ ! અમે તારી સમીપતા પ્રાપ્ત કરવા માટે સવારે અને સાંજે બન્ને સમય પ્રતિદિન ધ્યાન અને સ્વાત્માના નમ્ર-વિનયભાવનું અનુષ્ઠાન કરીએ છીએ.*

*ધ્યાન-તારા ગુણોના ચિંતન દ્વારા તારા પ્રત્યે અભિરુચિરૂપ પરવૈરાગ્ય ઉત્પન્ન થાય છે; તથા નમસ્કાર-સ્વ-આત્મ સમર્પણથી અભ્યાસ સિદ્ધ થાય છે. ધ્યાનથી-ગુણાનુરાગ અને વૈરાગ્યથી વ્યસન-વાસનારૂપ કાલિમા છૂટી જાય છે; તેમજ કૃતઘ્નતા અને નાસ્તિકતા રૂપ કઠોરતાનો ત્યાગ થાય છે, સર્વતો ભાવથી સ્વાત્મ સમર્પણના અભ્યાસ દ્વારા, તે હું ઉપાસક તે બન્નેનું પ્રાતઃ સાયં પ્રતિદિન સેવન કરીને તને પ્રાપ્ત કરું. (૪)*

## ૧૫. जराबोध तद्विविड्ढि विशेविशे यज्ञियाय। स्तोमं रुद्राय दृशीकम् ॥५॥

પદાર્થ : जराबोधः-સ્તુતિ દ્વારા બોધ-જ્ઞાન કરાવનાર विशे विशे-પ્રત્યેક મનોનિવેશરૂપ ધ્યાન—યજ્ઞના માટે यज्ञियाय रुद्राय-તું ધ્યાનયજ્ઞના અભીષ્ટ દેવ તથા સ્તુતિ દ્વારા પૂર્ણ પ્રકાશમાન થયેલ અથવા જરા-વૃદ્ધાવસ્થા દ્વારા રડાવનાર પરમાત્માને માટે तत्-दृशीकं स्तोमम्-તે દર્શન સાધક-નેત્રથી જોયેલ સ્તુતિ વચનને विविड्ढि-સમ્યક્ રીતે અપનાવી લે.

*ભાવાર્થ : હે પ્રિય પરમાત્મન્ ! જ્યારે હું તારી સ્તુતિ કરું છું, ત્યારે તું મને બોધ-જ્ઞાન આપે છે. તથા જરા-વૃદ્ધાવસ્થામાં સાવધાન કરે છે - નાશવાન સંસારથી છૂટીને તારા શરણમાં આવવા માટે પ્રેરિત કરે છે.*

*આ રીતે બોધ કરાવનાર પરમાત્મન્ ! તું મારા પ્રત્યેક મનોનિવેશરૂપ ધ્યાનયજ્ઞમાં પ્રવેશ કર-પ્રાપ્ત થા - પોતાનો માનીને સ્વીકાર કર. તું પ્રકાશસ્વરૂપ ધ્યાનયજ્ઞના ઈષ્ટદેવ તથા જન્મ-જન્માન્તરના ભોગોની*

*દોડમાં પડેલાને પૂર્ણ પશ્ચાતાપ કરાવનારને માટે દર્શન સાધન મારી સ્તુતિ સમૂહનો સ્વીકાર કર. (૫)*

**१६. प्रति त्यं चारुमध्वरं गोपीथाय प्र हूयसे। मरुद्भिरग्न आ गहि ॥६॥**

પદાર્થ : त्यं चारुम्-अध्वरं प्रति-તે સુંદર તથા હિંસા, ચંચળતા આદિ દોષો રહિત અધ્યાત્મયજ્ઞમાં–તેના સાધન માટે गोपीथाय-સ્તુતિ-પ્રાર્થના-ઉપાસના રસરૂપ સોમપાન કરવા-સ્વીકાર કરવા માટે अग्ने प्रहूयसे-પરમાત્મન્ ! તને આમંત્રિત કરવામાં આવે છે मरुद्भिः-आगहि-તું તારા જ્ઞાન-આનંદ પ્રકાશની રશ્મિઓ-કિરણોની સાથે આવ. (૬)

*ભાવાર્થ : હે પ્રિય પરમાત્મન્ ! એ સત્ય છે કે જ્યારે હું હાવ-ભાવપૂર્ણ સ્તુતિ-પ્રાર્થના-ઉપાસના રૂપ સોમરસ તને અર્પણ કરું છું, ત્યારે આમંત્રિત કરેલ તું મારા ચારુ = સુંદર અધ્યાત્મયજ્ઞમાં આવે છે અને તું પોતાના જ્ઞાન-આનંદ પ્રકાશયુક્ત ગુણોની સાથે આવે છે, મને જ્ઞાન-આનંદ પ્રકાશનો પ્રસાદ પ્રદાન કરતો આવે છે; હે વરદાતા ! તારું વરદ-કૃપાળુ શરણ પ્રાપ્ત કરવા માટે મારો અધ્યાત્મયજ્ઞ ચાલુ રહે. (૬)*

**१७. अश्वं न त्वा वारवन्तं वन्दध्या अग्निं नमोभिः।**
**सम्राजन्तमध्वराणाम् ॥७॥**

પદાર્થ : अश्वं न वारवन्तम्-દંશમશક નિવારક બાલવાળા ઘોડાની સમાન અધ્યાત્મયાજીનું વહનકર્તા, વિઘ્નહર્તા અને દોષ-નિવારણ બળવાળા તથા વરણ-સ્વીકાર કરવા યોગ્ય જ્ઞાન-આનંદ ગુણવાળા अध्वराणां-सम्राजं तं त्वा-अग्निम्-વિવિધ સ્તુતિ-પ્રાર્થના-ઉપાસના યજ્ઞોના અધિનાયક, પ્રકાશક તારી-પરમાત્માની नमोभिः-वंदध्या-નમસ્કારો દ્વારા આત્મસમર્પણ ભાવથી સ્તુતિ કરું છું. (૭)

*ભાવાર્થ : હે અધ્યાત્મયજ્ઞની તરફ લઈ જનાર, તેમાં આવનારા વિઘ્ન-બાધાઓ, દોષ પ્રકોપોનું નિવારણ કરનારા, ઘોડાની સમાન સંસાર યાત્રા સુખ પૂર્વક કરાવનાર પરમાત્મન્ ! વિવિધ સ્તુતિ-પ્રાર્થના-ઉપાસનાઓ દ્વારા તારી પૂજા કરું છું. મને તારા શરણમાં સ્વીકાર કર. (૭)*

**१८. और्वभृगुवच्छुचिमप्नवानवदा हुवे। अग्निं समुद्रवाससम् ॥८॥**

પદાર્થ : और्व भृगुवत्-ઉર્વી = પૃથિવીમાં ઉત્પન્ન ઔર્વ = ગંધક પોટાસ આદિ ખનિજ પદાર્થો દ્વારા અગ્નિને પ્રકટ કરનારા રાસાયનિક વિદ્વાનોની સમાન-જેમ તે ભૂમિના પદાર્થોથી અગ્નિને પ્રકટ કરે છે. अप्नवानवत्-મંથનનું સેવન કરનારાઓની સમાન, અથવા બન્ને હાથો, પ્રશસ્ત ભુજાઓવાળા શિલ્પીજન સમાન, અગ્નિને પ્રકટ કરે છે; તેમ હું અધ્યાત્મયજ્ઞકર્તા ઉપાસક આધ્યત્મિક ભૃગુ અને આધ્યાત્મિક અપ્નવાન્–હાથોવાળો બનીને समुद्रवाससं शुचिम्-अग्निम्-आहुवे-અન્તરિક્ષ - આકાશ - મહાકાશ હે વાસસ્ - જેનું વાસ સ્થાન તે વ્યાપ્ત પરમાત્મા અગ્નિને પ્રદીપ્ત-સાક્ષાત્ આમંત્રિત કરું છું - પ્રાપ્ત કરું છું - પ્રકટ કરું છું.

[આ મંત્રમાં ઔર્વ ભૃગુ અને અપ્નવાનની સમાન શુચિ, અગ્નિ અને અન્તરિક્ષ વાસ-વ્યાપ્ત પ્રભુને

પ્રાપ્ત કરવાનું વર્ણન છે. અનુ.]

*ભાવાર્થ : જેમ અગ્નિવિદ્યાના નિષ્ણાત વિદ્વાન ગંધક આદિ પદાર્થોના મિશ્રણથી અથવા ચકમક પર લોઢાના ઘર્ષણ-રગડવાથી અથવા અરણીના લાકડાના મંથનથી અગ્નિને પ્રકટ કરે છે; "તેમ અધ્યાત્મયાજ્ઞિક ધ્યાની ઉપાસક પણ અભ્યાસ અને વૈરાગ્યના સ્વાધ્યાય, જપ અને યોગ-અર્થ ભાવનના મિશ્રણથી વિશ્વાકાશ-સમસ્ત સંસારમાં વ્યાપ્ત પરમાત્માને મારી અંદર પ્રકાશિત કરી શકું છું."*

*તેથી હું આત્મ સમર્પણ કરનાર ધ્યાની ઉપાસક પણ હે પરમાત્મન્ ! તને મારી અંદર સાક્ષાત્ કરી શકીશ; તને મારી અંદર આમંત્રિત કરું છું. (૮)*

## १९. अग्निमिन्धानो मनसा धियं सचेत मर्त्यः । अग्निमिन्धे विवस्वभिः ॥ ९ ॥

પદાર્થ : मर्त्यः-મનુષ્ય अग्निम्-इन्धानः-પરમાત્મારૂપ અગ્નિને અથવા જ્ઞાન-પ્રકાશસ્વરૂપ પરમાત્માને પોતાની અંદર પ્રકાશિત-સાક્ષાત્ કરવા માટે मनसा धियं सचेत-મનથી પરમાત્માનું સેવન કરે કે - विवस्वभिः-अग्निम्-इन्धे-હું વિવાસતિ = પરિચર્યા કર્મો યથા - નિદિધ્યાસન, અભ્યાસ, ક્રિયાઓ દ્વારા પરમાત્માને પ્રકાશિત કરું - સાક્ષાત્ કરું. (૯)

*ભાવાર્થ : પરમાત્માને પોતાની અંદર પ્રકાશિત અર્થાત્ સાક્ષાત્ કરવા માટે મનુષ્યે શ્રુતિઓ દ્વારા પરમાત્માના ગુણોનું શ્રવણ કરીને તેને જગતની રચનાનું મનથી મનન કરવું જોઈએ. યથા વિભિન્ન હાથી અને ઊંટ જેવા પ્રાણીઓનાં શરીરની રચનામાં લાંબી સૂંઢ અને ઊંચી ડોકથી ઉપર અને નીચેથી ખાવાનું પ્રાપ્ત કરે છે, ભૂતલ પર ઊંચા સ્થાનો પરથી જલની ધારાઓ નીચેના સ્થાનમાં વહાવીને, અત્યંત નીચેના સ્થાન સમુદ્રમાં પહોંચાડીને, ભૂમિ પર મનુષ્ય આદિના નિવાસ માટે જમીનની રચના કરવી, આકાશમાં ગ્રહ, તારા વગેરેને તેઓની ગતિમાં ચલાવવા વગેરેનાં પરમાણુઓનું મનન-ચિંતન ધ્યાન અને સમાધિરૂપ અભ્યાસ ક્રિયાઓથી નિદિધ્યાસન કરીને પરમાત્માને પોતાની અંદર પ્રકાશિત-સાક્ષાત્ કરે. હું ઉપાસક આ રીતે પરમાત્માનો સાક્ષાત્કાર કરું. (૯)*

## २०. आदित्प्रत्नस्य रेतसो ज्योतिः पश्यन्ति वासरम् । परो यदिध्यते दिवि ॥ १० ॥

પદાર્થ : आत्-इत्-ત્યાર પછી - નિદિધ્યાસનરૂપ અભ્યાસ પછી प्रत्नस्य रेतसः-આ જગતમાં પૂર્વ વિદ્યમાન શાસ્વત અને સમસ્ત જગતમાં પ્રાપ્ત रेतसः = અગ્નિ-પ્રકાશસ્વરૂપ પરમાત્મા वासरं ज्योतिः- 'વાસ-ર' મુક્ત આત્માઓને વસાવનારી જ્યોતિને पश्यन्ति-ધ્યાનીજન નિહાળે છે. यत्-दिवि परः- इध्यते-જે દેદીપ્યમાન અમૃતરૂપ મોક્ષધામમાં અત્યંત દીપ્ત થઈ રહી છે. (૧૦)

*ભાવાર્થ : જગતમાં પૂર્વ વિદ્યમાન અને જગતમાં વ્યાપ્ત પરમાત્માની જ્યોતિ જે પ્રકાશમય મોક્ષધામમાં અત્યંત દીપ્ત થઈ રહી છે, તેને ધ્યાનીજન યોગાભ્યાસ પછી સાક્ષાત્ પ્રાપ્ત કર્યા કરે છે.*

*પરમાત્માનું જે જ્યોતિસ્વરૂપ અનન્ત મોક્ષધામમાં છે, તેની ધ્યાનીજનના હૃદયમાં સાક્ષાત્ થાય છે. જે અલ્પકાલીન અને એક દેશીય સભાન પ્રતીત થાય છે, પરમાત્મા તો અનંત છે, પરન્તુ મનુષ્ય*

*અનંત બની શકતો નથી, જેથી મનુષ્યનો અધિકાર હૃદયમાં જ સાક્ષાત્ કરવાનો છે. ''हृद्यपेक्षा तु मानुष्याधिकारत्वात्'' (વેદાન્ત. ૧ : ૩ : ૨૫) (૧૦)*

## ખંડ-૩

### २१. अग्निं वो वृधन्तमध्वराणां पुरूतमम्। अच्छा नप्त्रे सहस्वते ॥ १ ॥

પદાર્થ : अध्वराणां वृधन्तं पुरूतमम्-હિંસા રહિત-અહિંસા, સત્ય આદિ વ્રતોની વૃદ્ધિ કરનાર, અતિ મહાન-સર્વથી મહાન તથા કમનીય - સુંદર वः-अग्निम्-તું જ્ઞાન—પ્રકાશસ્વરૂપ પરમાત્માને नप्त्रे सहस्वते-તારો નપ્તા = પુત્ર-પૌત્ર-સંબંધી થવા માટે, सहस्वान्-બળવાન થવા માટે-પરમાત્મન્ મને પોતાનો નપ્તા બનાવી દે અર્થાત્ તારાથી દૂર ન થાઉં, પતિત ન બનું અને સહઃ-આત્મબળ આપ - [પ્રભુ પ્રવણ વ્યક્તિ પતિત થતો નથી] તેથી अच्छ-તારો અભ્યાસ કરું-તને સમ્યક્ રીતે પ્રાપ્ત કરું. (૧)

*ભાવાર્થ : પરમાત્મન્ ! તું અધ્યાત્મયજ્ઞના અંગો અહિંસા, સત્ય આદિ સદ્વ્રતોની વૃદ્ધિ કરનાર છે, તારા શરણમાં આવવાથી તેની વૃદ્ધિ થાય છે. સૂર્ય આદિ મહાન પિંડો પુરુ છે, મહાન છે, આકાશ વ્યાપક હોવાથી પુરુતર, અત્યંત મહાન છે, તું તો આકાશથી પણ મહાન હોવાથી પુરુતમ છે, त्वमस्य पारे रजसो व्योमनः (ઋ. ૧ : ૫૨ : ૧૨). (૧)*

*પરમાત્મન ! તું આકાશથી પણ પાર છે, કામનાની પૂર્તિ કરનાર હોવાથી અત્યંત કમનીય પણ છે. હું તારો નપ્તા-પૌત્ર બની જાઉં - તારો પૌત્રવત્ અતિ પ્રિય બની જાઉં - આત્મજ = પુત્ર બની જાઉં અને સહસ = બળનો ભાગી બની જાઉં - તને મારી પીઠ પર રાખીને - માનીને બળવાન રહું. સહસ્વાન્ = બળવાન બનીને સંસારના ઐશ્વર્યનો ભોગ કરું અને નપ્તા - ગુણવાન બનીને મોક્ષના અમૃત આનંદને પ્રાપ્ત કરું. [સર્વાંગીણ ઉન્નતિ, શ્રેષ્ઠ કર્મોની પૂર્તિ, અપતન અને બળની પ્રાપ્તિ માટે પ્રભુને પ્રાપ્ત કરો અનુ.] (૧)*

### २२. अग्निस्तिग्मेन शोचिषा यंसद्विश्वं न्या३त्रिणम्।
### अग्निर्नो वंसते रयिम् ॥ २ ॥

પદાર્થ : अग्निः-विश्वम्-अत्रिणम्-તેજસ્વરૂપ પરમાત્માના ઉપાસકની અંદર ઉત્પન્ન-ઉઠનાર સમસ્ત પાપભાવને तिग्मेन शोचिषा नियंसत्-તિગ્મેન = તીક્ષ્ણ શોચિતા = જ્ઞાનમય તેજથી નિયંસત = નિયંત્રણ કરે છે - દબાવી દે છે - અકિંચિત્કર કરી નાખે છે, પુનઃ अग्निः-જ્ઞાનસ્વરૂપ પરમાત્મા नः-અમારા માટે रयिम् वंसते-અધ્યાત્મધન- અમૃતાનંદને પ્રદાન કરે છે. (૨)

*ભાવાર્થ : પરમાત્મા જ્યારે મારી-ઉપાસકની અંદર સાક્ષાત્ પ્રકાશિત થાય છે, ત્યારે પોતાના જ્ઞાનમય તેજથી મારા આન્તરિક જીવના ભક્ષક તત્ત્વો-પાપભાવો નિયંત્રિત કરે છે - ભસ્મીભૂત કરીને મને આધ્યાત્મિક અમૃતધનનો ભાગી બનાવી દે છે. કારણ કે તે મારા આત્માનો પણ આત્મા છે. ''य आत्मनि तिष्ठन्-आत्मा यस्य शरीरम्'' (શત.) જેમ મારા આત્માનું શરીર મારી દેખરેખમાં રહેતું હોવાથી, તેને નિર્દોષ રાખવાનું મને ધ્યાન રહે છે, હું તેને યત્નપૂર્વક નિર્દોષ રાખું છું, તેમ હું-આત્મા તે પરમાત્માનું શરીર*

*છું, તો મને નિર્દોષ રાખવો, મારામાં સ્વગુણ પ્રસાદને પ્રવિષ્ટ કરવા તે સ્વાભાવિક છે. (૨)*

## २३. अग्ने मृड महाँ अस्यय आ देवयुं जनम्। इयेथ बर्हिरासदम् ॥ ३ ॥

પદાર્થ : अग्ने-હે જ્ઞાન-પ્રકાશસ્વરૂપ પરમાત્મન્ ! તું महान-अयः-असि-મહાન પ્રગતિશીલ છે. देवयुवं जनं मृड-હું તને-ઈષ્ટદેવને ચાહનાર છું, મને મૃડ = સુખી બનાવ. आसदं बर्हिः-आ-इयेथ-સમ્યક્ બેસવા યોગ્ય મારા હૃદયાવકાશરૂપ સદન-ગૃહમાં પૂર્ણરૂપમાં વિરાજમાન થા. (૩)

*ભાવાર્થ : હે પરમાત્મન્ ! સંબંધીઓ અને મિત્રો સુખ આપનાર છે, પરન્તુ સદા અને સાચુ સુખ આપી શકતા નથી, જડ વસ્તુઓનું સુખ તો ક્ષણિક હોય છે, તેમાં પણ'' भोगे रोगभयं वियोगे शोकभयम्'-તેના ભોગમાં રોગનો ભય અને વિયોગમાં શોક ભય રહેલો છે.*

*સાચું સુખ અને સ્થિર સુખ તો તું જ તને ચાહનાર જનને પ્રદાન કરે છે; જે તને ચાહે છે તું તેને ચાહે છે. અન્ય સુખદાતાઓનો સમાગમ बाह्य- રહે છે; તારો-સુખદાતાનો સમાગમ મારી અંદર અભિન્ન, અછિન્ન રૂપમાં રહેલ છે; તેથી મારી અંદર આવ, તારી સર્વાત્મના સુખને પ્રદાન કર. (૩)*

## २४. अग्ने रक्षा णो अंहसः प्रति स्म देव रीषतः। तपिष्ठैरजरो दह ॥ ४ ॥

પદાર્થ : अग्ने देव-હે જ્ઞાન-પ્રકાશસ્વરૂપ પરમાત્મ દેવ ! તું नः-अंहसः रक्ष-અમને પાપથી બચાવ-રક્ષા કર. अजरः-તું અજર-વૃદ્ધત્વરહિત હોવાથી तपिष्ठैः-रिषतः प्रतिदह स्म-પોતાના સંતાપક સાધનોથી પીડિત કરનારા કામ, ક્રોધ આદિને ભસ્મ કરી નાખ. (૪)

*ભાવાર્થ : પરમાત્મ દેવ ! તું અંદર બેસીને પીડા આપનારા કામ-ક્રોધ આદિ પાપને તારા સંતાપક બળ દ્વારા ભસ્મ કરીને અમારી રક્ષા કરે છે, પરમાત્મન્ ! તું અજર છે - વૃદ્ધત્વથી રહિત છે, સંસારમાં અમારી રક્ષા કરનારા તો જરા-વૃદ્ધધર્મી છે, તેમાં કોઈ જરા-વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થઈ ગયા છે, તો કોઈ પ્રાપ્ત થનાર છે, પરન્તુ તારું રક્ષણ સદા રહેનાર છે; અમે તેથી તારા આશ્રિત છીએ, તું જ અમારી રક્ષા કર. (૪)*

## २५. अग्ने युङ्क्ष्वा हि ये तवाश्वासो देव साधवः। अरं वहन्त्याशवः ॥ ५ ॥

પદાર્થ : अग्ने देव-હે જ્ઞાન-પ્રકાશસ્વરૂપ પરમાત્મ દેવ ! ये तव साधवः-आशवः-अश्वासः-જે તારા સાધુ-કલ્યાણકારક સંસારમાં વ્યાપન્ન યુક્ત, કર્તા અને નિયંતા આદિ ગુણ-ધર્મ, ઘોડાઓની સમાન મારા મનરૂપી રથને મોક્ષધામની તરફ વહન કરનારા, अरं वहन्ति-પૂર્ણરૂપથી વહન કરે - પહોંચાડે, युङ्क्ष्व हि-તેને અવશ્ય જોડ. (૫)

*ભાવાર્થ : પરમાત્મ દેવ ! મારી યાત્રાના બે ક્ષેત્ર અથવા બે સ્થાન છે, એક તો સંસારરૂપ ભોગ–સ્થાન છે, તેની તરફ લઈ જનાર શરીરરૂપ રથમાં ઇન્દ્રિયો ઘોડાઓ સમાન છે. ''इन्द्रियाणि हयानाहुः'' (કઠ૦ ૧, ૩.૪). તે જ્યાં ત્યાં ભમાવે-ભટકાડે છે, સંકટમાં પણ નાખે છે.*

*બીજી યાત્રા મોક્ષધામ-અપવર્ગનાં સ્થાન તરફની છે, તેની તરફ લઈ જનાર મનોરથમાં જોડાનાર*

*તારા સંસાર વ્યાપી કર્તાપણાં અને નિયંતાપણા આદિ ઘોડા જેનું મનન મનમાં નિરંતર કરવાથી મનના રથને મોક્ષધામ તરફ લઈ જાય છે. કૃપયા તેને મારા મનોરથમાં જોડ, ત્યાં હું અમૃત આનંદ પ્રાપ્ત કરું. (૫)*

## २६. नि त्वा नक्ष्य विश्पते द्युमन्तं धीमहे वयम्। सुवीरमग्न आहुत ॥६॥

પદાર્થ : नक्ष्य-હે વ્યાપ્તિમાં સમર્થ તથા પ્રાપ્તવ્ય विश्पते-પ્રજાઓનાં પાલક પ્રભો ! आहुत अग्ने-અમે - ઉપાસકો દ્વારા અધ્યાત્મયજ્ઞના માટે સમગ્રરૂપથી સ્વીકૃત જ્ઞાન-પ્રકાશસ્વરૂપ પરમાત્મન્ ! त्वा-તારા द्युमन्तं सुवीरम्-જ્યોતિમાન તથા પોતાના સારી રીતે સિદ્ધ નિયંતૃત્વ આદિ વીર્ય-બળ યુક્તને वयं निधीमहे-અમે ઉપાસકો અમારી અંદર ધારણ કરીએ. (૬)

*ભાવાર્થ : પરમાત્મન્ ! તું અમારો-પ્રજાઓનો પાલક રાજા સર્વમાં વ્યાપ્ત અને પ્રાપ્તવ્ય છે. તું ગુણોથી પ્રકાશમાન અને પોતાના સમ્યક્ સિદ્ધ નિયંતાપણા આદિ બળથી યુક્ત વિશ્વનો રાજા છે, તારા ગુણ અને કર્મબળ અમારા માટે કલ્યાણકારી અને ગ્રાહ્ય છે, તારા શાસન અને શરણમાં અમે તારી સુપ્રજા બનીએ; તેથી તને અમારી અંદર ધારણ કરીએ - ધ્યાન કરીએ. (૬)*

## २७. अग्निर्मूर्द्धा दिवः ककुत्पतिः पृथिव्या अयम्।
## अपां रेतांसि जिन्वति ॥७॥

પદાર્થ : अयम्-अग्निः-मूर्धा-એ પરમાત્મા અગ્નિ લોકત્રય - પૃથિવી, અન્તરિક્ષ અને દ્યુલોકની અગ્નિઓમાં મૂર્ધા = શીર્ષરૂપ છે, તેનો શાસક છે અને તેનો પણ પ્રકાશક છે; दिवः ककुत्-દ્યુલોકના મૂર્ધ ઊંચ ભાગનો પ્રકાશક જે સૂર્ય છે, તે ગૌણ છે, તેનો પરમાત્મા જ ઉચ્ચ પ્રકાશક છે; સૂર્યમાં જે પ્રકાશક પુરુષ છે, તે 'ओ३म्' વ્યાપક બ્રહ્મ છે.

पृथिव्याः पतिः-પૃથિવી પર જે ભૌતિક અગ્નિ છે, તે ગૌણ છે, એ જ પરમાત્મા અગ્નિ-અગ્રણી છે "तमेव भान्तमनु भाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति" (મુંડક-૨.૧૦) - "તે પરમાત્માના પ્રકાશથી સર્વ પ્રકાશમાન બને છે, તેની જ જ્યોતિથી સર્વ પ્રકાશિત થાય છે.

अपां रेतांसि जिन्वति-અને જે અંતરિક્ષના "आपः अन्तरिक्षम्" ( निघं० १.३ ) જળને "रेतः-उदकनाम" ( निघं० १.१२ ) પ્રેરિત કરનારી વિદ્યુત્‌રૂપ અગ્નિ છે, તે પણ ગૌણ પ્રેરક છે, તેનો પ્રેરક પણ પરમાત્મા જ છે. (૭)

*ભાવાર્થ : સંસારમાં પ્રકાશ અને તાપ ગુણોનો આધાર અગ્નિતત્ત્વ છે, તે પૃથિવી પર અગ્નિ નામથી, અન્તરિક્ષમાં વિદ્યુત્ નામથી અને દ્યુલોકમાં સૂર્ય નામથી પ્રસિદ્ધ છે; પરન્તુ તે ત્રણેય અગ્નિઓનો પ્રકાશક અને તાપપ્રદ ત્રણેય લોકોમાં વિદ્યમાન પરમાત્મા જ છે, તેને જ સર્વ જ્યોતિની જ્યોતિ, અગ્નિઓનો અગ્નિ માનીને તથા જાણીને તેની ઉપાસના કરવી જોઈએ પરંતુ જડ અગ્નિઓની ન કરવી જોઈએ. (૭)*

## २८. इममू षु त्वमस्माकं सनिं गायत्रं नव्यांसम्। अग्ने देवेषु प्र वोचः ॥८॥

પદાર્થ : अग्ने-હે જ્ઞાન-પ્રકાશસ્વરૂપ પરમાત્મન્ ! त्वम्-તું इमम्-उ-એ જ गायत्रम्-ગાયત્રી-વાણીથી

સંબદ્ધ-વાણી વિષયક सु सनिं नव्यांसम्-સુંદર સારી રીતે ભજનીય, ઉત્તમ રીતે સેવનીય પુનઃ-પુનઃ નવીન અધ્યાત્મ પ્રવચનને अस्माकं देवेषु प्रवोचः-અમારી ઈન્દ્રિયોને માટે પ્રભાષિત કરાવીને, અમને-અમારી ઈન્દ્રિયોને તારી તરફ પ્રવત્ત કરવાની પ્રેરણા આપ. (૮)

*ભાવાર્થ : હે પરમાત્મન્ ! અમારી ઈન્દ્રિયો વિષયોમાં ફસાઈને કુમાર્ગમાં જઈને અધઃપતનનું કારણ બને છે, પરન્તુ હે પરમાત્મન્ ! જ્યારે તારું શરણ લઈએ છીએ, ત્યારે તું અમને-ઈન્દ્રિયોને કુમાર્ગમાં જતી અટકાવીને તથા સુમાર્ગમાં લઈ જવાનો ઉપદેશ આપે છે, તેમજ અમારી પણ આકાંક્ષા ઈન્દ્રિયોને તારી તરફ પ્રવૃત્ત કરવાની છે -"* भद्रं कर्णेभिः-श्रृणुयाम*"-અમે કાનોથી ભદ્ર-અર્ચનીય-સ્તોતવ્ય પરમાત્માને સાંભળીએ-તેનું શ્રવણ કરીએ; તથા "* भद्रं पश्येमाक्षभिः*" આંખોથી અર્ચનીય, સ્તોતવ્ય પરમાત્માને નિહાળીએ - દૃશ્ય ચિત્રમાં ચિત્રકારને જોઈએ. (૮)*

## ૨૯. तं त्वा गोपवनो गिरा जनिष्ठदग्ने अङ्गिरः। स पावक श्रुधी हवम् ॥९॥

પદાર્થ : अङ्गिरः पावक-अग्ने-હે અંગોને સન્માર્ગમાં પ્રેરિત કરનાર પવિત્રકારક જ્ઞાન-પ્રકાશસ્વરૂપ પરમાત્મન્ ! तं त्वा-તે તને गोपवनः-પોતાની ઈન્દ્રિયોને પવિત્ર કરનાર જન गिरा जनिष्ठत्-સ્તુતિથી પોતાની અંદર પ્રસિદ્ધ કરે છે - સાક્ષાત્ કરે છે सः हवं श्रुधि-તું અમારા આહ્વાન-પુકારને સાંભળ. (૯)

*ભાવાર્થ : પરમાત્મન્ ! પવિત્ર કરનાર તથા પોતાના ઉપાસકની અંદરની અભ્યર્થનાને સાંભળનાર છે. જ્યારે ઉપાસકને પોતાની અંદર તેનો સાક્ષાત્ થાય છે, ત્યારે તે ઈન્દ્રિયોનો સંયમ પ્રાપ્ત કરીને તેની અશાન્તિથી છૂટી જાય છે. પરમાત્માની કૃપાનો પાત્ર બની જાય છે. (૯)*

## ૩૦. परि वाजपतिः कविरग्निर्हव्यान्यक्रमीत्। दधद्रत्नानि दाशुषे ॥१०॥

પદાર્થ : वाजपतिः कविः-अग्निः-અમૃતઅન્નભોગ = મોક્ષાનંદનો સ્વામી. કવિ = ક્રાન્તદર્શી અગ્નિ = સર્વજ્ઞ જ્ઞાન-પ્રકાશસ્વરૂપ પરમાત્મા दाशुषे रत्नानि दधत्- સ્તુતિ હાવભાવ પૂર્ણ આત્મ સમર્પણ કરનાર ઉપાસકને માટે રત્નો - રમણીય અંગો રૂપ ઉપકરણોને ધારણ કરાવવા માટે हव्यानि पर्य क्रमीत्-હાવભાવ પૂર્ણ સ્તુતિઓને સર્વત્રથી પ્રાપ્ત કરે છે - સ્વીકાર કરે છે. (૧૦)

*ભાવાર્થ : ઉપાસકની હાવભાવ પૂર્ણ સ્તુતિઓને અમૃતાન્ન ભોગનો સ્વામી સર્વત્ર અન્તર્યામી પરમાત્મા સ્વીકાર કરે છે અને આત્મ સમર્પણ કરનાર ઉપાસકને માટે રમણીય અંગો તથા સ્વાસ્થ્ય, મધુરવાણી, સુબુદ્ધિ, ધૈર્ય, શાન્તિ અને અમૃતભોગને સો ગણા કે હજાર ગણા ફળથી વરરૂપમાં પ્રદાન કરે છે -"* देहि मे ददामि ते*" તું આપ તો હું તને આપું છુ ને ચરિતાર્થ કરે છે. (૧૦)*

## ૩૧. उदु त्यं जातवेदसं देवं वहन्ति केतवः। दृशे विश्वाय सूर्यम् ॥११॥

પદાર્થ : त्यं जातवेदसं सूर्यं देवम्-તે જાત = ઉત્પન્ન માત્રમાં વિદ્યમાન તથા જાતમાત્ર = ઉત્પન્ન માત્ર જેમાં વિદ્યમાન છે; એવા સર્વાધાર અને પ્રકાશના પ્રેરક પરમાત્મ દેવને विश्वाय दृशे-વિશ્વને દૃષ્ટ કરાવવા-બોધ કરાવવા માટે केतवः- જ્ઞાન કરાવનાર પ્રજ્ઞાન રૂપ નદી, સાગર, ગિરિ, પર્વત, ચંદ્ર, તારાઓ उ-उद्वहन्ति-ઉદ્દઘોષિત કરે છે. (૧૧)

*ભાવાર્થ : સમસ્ત ગ્રહ, તારા, પૃથિવી આદિ પિંડો તેના ઉત્પાદક સર્વવ્યાપક, સર્વાધાર, પ્રકાશક પરમાત્માને ઉદ્‌ઘોષિત કરે છે. તે સમસ્ત માનવોને બોધ કરાવવા, સમજાવવા માટે છે, તેના દ્વારા પરમાત્માનું મનન-ચિંતન થાય છે. (૧૧)*

## ३२. कविमग्निमुप स्तुहि सत्यधर्माणमध्वरे। देवममीवचातनम् ॥१२॥

પદાર્થ : अध्वरे-અધ્યાત્મયજ્ઞમાં कविं सत्यधर्माणम्-ક્રાન્તદર્શી, સર્વજ્ઞ, અવિનાશી નિયમયુક્ત-નિત્ય શુદ્ધબુદ્ધમુક્ત સ્વભાવયુક્ત अमीवचा-तनम्-अग्निदेवम्-માનવરોગ વિનાશક પરમાત્મા દેવની उपस्तुहि-ઉપાસના કર. (૧૨)

*ભાવાર્થ : પરમાત્માનું કર્તાપણું, નિયંતાપણું અને કર્મફળદાતાપણું વગેરેના નિયમો અટલ છે, તે નિત્ય શુદ્ધ બુદ્ધ મુક્ત-સ્વભાવ તથા અનંત પ્રકાશજ્ઞાન આનંદસ્વરૂપ છે, તેની ઉપાસના કરવી, તેને અધ્યાત્મયજ્ઞનો દેવ બનાવવો, તે ઉપાસકના સમસ્ત આન્તરિક રોગોના વિનાશનું કારણ છે-અર્થાત્ તેનો વિનાશ કરનાર છે. (૧૨)*

## ३३. शं नो देवीरभिष्टये शं नो भवन्तु पीतये। शं योरभि स्त्रवन्तु नः ॥१३॥

પદાર્થ : देवीः -પરમાત્માની જ્ઞાન જ્યોતિઓ नः-अभीष्टये-અમારી આકાંક્ષાઓ-અભ્યુદયની સુખ સંપત્તિને માટે शं भवन्तु-કલ્યાણકારી બને; તથા नः पीतये शम्-અમારી તૃપ્તિ, નિઃશ્રેયસની પ્રાપ્તિ-મુક્તિને માટે કલ્યાણકારી બને. शंयोः-नः-अभिस्त्रवन्तु-તે સુખ-શાન્તિને અમારા બન્ને ક્ષેત્રો [અભ્યુદય અને મોક્ષ] માટે વહાવે અર્થાત્ સર્વત્રથી વર્ષા કરે. (૧૩)

*ભાવાર્થ : પરમાત્માની જ્ઞાન જ્યોતિઓ સર્વત્ર વ્યાપ્ત છે, તે સૃષ્ટિકર્તા, નિયંતા, કર્મફળદાતારૂપમાં રહેલી છે, અમારી આકાંક્ષાઓમાં ગંધસુખ, રસસુખ વગેરેને માટે, પ્રત્યેક ગંધ આદિ ભોગ્ય વસ્તુઓમાં પરમાત્માનો મહિમા, કળા, વિભૂતિ, ઝાંખી પ્રકાશિત થતી રહે, ત્યારે ગંધ વગેરે સુખ સાચું સુખ બની શકશે અન્યના પરિણામતઃ દુઃખ રૂપ જ સિદ્ધ થશે.*

*તે જ્યોતિઓ આત્માની અંદર સાક્ષાત્ થતાં આનંદની ધારાઓ બનીને તૃપ્તિ-મુક્તિને માટે સિદ્ધ થશે. (૧૩)*

## ३४. कस्य नूनं परीणसि धियो जिन्वसि सत्पते।
## गोषाता यस्य ते गिरः ॥ १४॥

પદાર્થ : सत्पते-હે સત્પુરુષોના-મુમુક્ષુઓના પાલક પરમાત્મન્ ! कस्य नूनम्-કોનાથી ફરી धियः-મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર परिणसि-ભૂમામાં - મોક્ષમાં जिन्वसि-તૃપ્ત કરે છે. ते गिरः-यस्य गोषाता-તારા માટે જેની સ્તુતિઓ ઈન્દ્રિયોમાં સંસેવિત - સંગત બની ગઈ. (૧૪)

ભાવાર્થ : હે પરમાત્મન્ ! જ્યારે તારા માટે કરવામાં આવેલી સ્તુતિઓ જેની ઈન્દ્રિયોમાં બેસી

જાય છે, ચરિતાર્થ બની જાય છે, ત્યારે ઇન્દ્રિયો પોત-પોતાના વિષયોથી વિરક્ત બનીને તારી સ્તુતિઓમાં સંલગ્ન બને છે, તે જ ઉપાસક મહાન આનંદ અથવા મહાન ધામ-મોક્ષને પ્રાપ્ત કરે છે. તે જીવનમુક્તનું અન્તઃકરણ ચતુષ્ટય તૃપ્ત બની જાય છે, તેના પર તારી પરમ કૃપા થાય છે. (૧૪)

## ખંડ-૪

३ १ २ ३ १ २ ३ १ २ ३ १ २
**૩૫. यज्ञायज्ञा वो अग्नये गिरागिरा च दक्षसे ।**
१ २ ३ २ ३ १ २ ३ १ २ ३ २ ३ १ २र
**प्रप्र वयममृतं जातवेदसं प्रियं मित्रं न शंसिषम् ॥ १ ॥**

પદાર્થ : यज्ञा यज्ञा गिरा गिरा च-મારા સકલ યજ્ઞ અને સમસ્ત સ્તુતિઓ वः-दक्षसे-अग्नये-તારા પ્રવૃદ્ધ સર્વત્ર વ્યાપક અને જ્ઞાન-પ્રકાશસ્વરૂપ પરમાત્માને માટે છે; તેથી अमृतं जातवेदसम्-તું અમૃતરૂપ અને ઉત્પન્ન માત્રના આધાર તથા જ્ઞાતા प्रियं मित्रं न-પ્રિય મિત્રની સમાન પરમાત્માની वयं प्र प्रशंसिषम्-હું પ્રશંસા-સ્તુતિ કરું છું. (૧)

*ભાવાર્થ : હે સર્વોત્પાદક, સર્વાધાર, સર્વજ્ઞ અને અમૃતસ્વરૂપ પરમાત્મન્ ! પ્રતિદિન કરવામાં આવતો યજ્ઞ શ્રેષ્ઠકર્મ સદાચરણ અને પ્રતિદિન કરવામાં આવતી સ્તુતિ તારા સર્વત્ર વ્યાપ્ત-મહાન જ્ઞાન-પ્રકાશસ્વરૂપને માટે તારી પ્રાપ્તિને માટે છે. તારા જેવા પ્રિય મિત્રને અધિક અને નિરંતર પ્રશંસિત કરું છું. ચાહું છું, તું મિત્ર સમાન સંગી બની જા એ જ પ્રાર્થના છે. (૧)*

३ १ २ ३ १ २ ३ १ २ ३ १ २
**૩૬. पाहि नो अग्न एकया पाह्यू३त द्वितीयया ।**
३ २ ३ २ ३ १ २ ३ १ २ ३ १ २
**पाहि गीर्भिस्तिसृभिरूर्जां पते पाहि चतसृभिर्वसो ॥ २ ॥**

પદાર્થ ऊर्जां पते वसो-अग्ने-હે બળના સ્વામી, વસાવનારા, જ્ઞાન-પ્રકાશસ્વરૂપ પરમાત્મન્ ! તું नः-અમારી एकया पाहि-અને તારી એક શક્તિ-બળરૂપ ઋગ્વાણીથી-ઋગ્વેદાનુસાર સ્તુતિથી રક્ષા કર; उत द्वितीयया पाहि-અને તારી બીજી શક્તિરૂપ યજુર્વાણી - યજુર્વેદાનુસાર પ્રાર્થનાથી અમારી રક્ષા કર; तिसृभिः-गीभिः पाहि-તારી ત્રીજી શક્તિરૂપ ત્રીજી સામવાળી-સામવેદાનુસાર ઉપાસનાથી અમારી રક્ષા કર; चतसृभिः पाहि-તારી ચોથી શક્તિરૂપ અથર્વવાણી-અથર્વવેદાનુસાર જપથી અમારી રક્ષા કર. (૨)

*ભાવાર્થ : જ્ઞાન-પ્રકાશરૂપ પરમાત્મા ચારેય વેદની વાણીથી સર્વ મનુષ્યોની રક્ષા કરે જ છે અને અમારી ઉપાસકોની વેદાનુસાર સ્તુતિ-પ્રાર્થના-ઉપાસના અને સાક્ષાત્ અર્થ ભાવન જપ દ્વારા અમારી અંદર ઉર્જાબળને ઇન્દ્રિયો તથા મનને નિયંત્રિત કરવા અને આત્મબળ મોક્ષ પ્રાપ્તિને માટે પ્રદાન કરીને પોતાના સંપૂર્ણ રક્ષણમાં રાખે છે. (૨)*

३ १ २ ३ १ २ ३ १ २ ३ १ २
**૩૭. बृहद्भिरग्ने अर्चिभिः शुक्रेण देव शोचिषा ।**

भरद्वाजे समिधानो यविष्ठ्य रेवत् पावक दीदिहि ॥ ३ ॥

પદાર્થ : पावक-अग्ने देव-પવિત્ર કરનારા પરમાત્મ દેવ ! बृहभ्दिः-अर्चिभिः-અમારા દ્વારા કરેલી મહાન અર્ચનાઓ, હૃદયભાવથી ભરી સ્તુતિઓથી ફરી પ્રસન્ન થઈને शुक्रेण शोचिषा-પોતાના સત્ય જ્ઞાન-પ્રકાશથી समिधानः-દીપ્યમાન-પ્રકાશમાન બનીને यविष्ठ्य-નિત્ય યુવાન-ઘડપણ રહિત પરમાત્મન્ ! भरद्वाजे रेवत्-दीदिहि-તારા અર્ચન જ્ઞાન-પ્રકાશબળ ધારણ કરનાર મને-ઉપાસકને માટે ઐશ્વર્યયુક્ત પ્રકાશિત થા. (૩)

*ભાવાર્થ : હે પવિત્રકારક, નિત્ય, અજર પરમાત્મન્ ! તું પોતાના ઉપાસકની મહત્ત્વપૂર્ણ હાર્દિક અર્ચનાઓ-સ્તુતિઓથી પ્રસન્ન થઈને, તે સ્તુતિ કરનારને માટે તારા જ્ઞાન-પ્રકાશથી પ્રકાશમાન બનીને, અધ્યાત્મ ઐશ્વર્યને પ્રકાશિત કર; જે અવિનાશી છે - અમર છે. (૩)*

३८. त्वे अग्ने स्वाहुत प्रियासः सन्तु सूरयः ।
यन्तारो ये मघवानो जनानामूर्वं दयन्त गोनाम् ॥ ४ ॥

પદાર્થ : स्वाहुत अग्ने-હે સારી રીતે પોતાની અંદર સ્વીકાર કરેલ જ્ઞાન-પ્રકાશ સ્વરૂપ પરમાત્મન્ ! ये सूरयः-જે સ્તુતિકર્તા ઉપાસક જન त्वे-તારા માટે ચતુર્થાંશથી गोनाम्-ऊर्वं दयन्त-સ્તુતિઓની અધિકતા પ્રદાન કરે છે - ભેટ આપે છે; जनानां मधवानः-यन्तारः प्रियासः सन्तु-તેઓ મનુષ્યોમાં ધનવાન, દાની પ્રિય છે. (૪)

*ભાવાર્થ : હે મને આત્મભાવથી પ્રાપ્ત પરમાત્મન્ ! તને સ્તુતિ કરનાર ઉપાસકો પ્રિય લાગે છે. તેઓ તારા માટે સ્તુતિ આપે છે, તારી દૃષ્ટિએ મનુષ્યો જ ધનવાન છે અને દાની છે, જે ભૌતિક ધનથી ધનવાન અને દાની છે, જે ભૌતિક ધનથી ધનવાન અને દાની ઉત્તમ ધનવાન અને દાની નથી; તેનું દાન અને દાનફળ અસ્થિર છે, અહીંજ રહી જનાર છે, પરન્તુ જે સ્તુતિનો ધનવાન અને દાની છે તે મહામાનવ ધન્ય છે. અમે તારી સ્તુતિના ધનવાન અને દાતા બનીએ. (૪)*

३९. अग्ने जरितर्विश्पतिस्तपानो देव रक्षसः ।
अप्रोषिवान् गृहपते महाँ असि दिवस्पायुर्दुरोणयुः ॥ ५ ॥

પદાર્થ : जरितः-गृहपते देव-अग्ने-હે પોતાની સ્તુતિની પ્રેરણાના આપનાર, મારા હૃદય ગૃહવાસી, સ્વામી, અન્તર્યામી પરમાત્મ દેવ ! તું रक्षसः-तपानः-विश्पतिः જેનાથી રક્ષા કરવી જોઈએ એવા કામ, ક્રોધ આદિ પાપના સંતાપક પ્રજાપાલક રાજાની સમાન दिवः पायुः-महान्-असि-અમૃતલોક મોક્ષધામનો રક્ષક છે, પરન્તુ दुरोणयुः-अप्रोषिवान्-મારા હૃદયગૃહને ચાહતા તેનો ત્યાગ ન કરનાર પણ તું જ છે. (૫)

*ભાવાર્થ : પરમાત્મન્ ! તું દોષો, દુષ્ટ વિચારોથી અમારી રક્ષા કરે છે; પ્રજાપાલક રાજાની સમાન રક્ષા કરે છે; મારા હૃદયઘરમાં આવીને નિવાસ કરનાર સાચો સાથી છે, એકવાર આવ્યા પછી છોડી જતો નથી. પોતાની સ્તુતિની પ્રેરણા આપે છે, મારા કલ્યાણને માટે તથા મારા માટે મોક્ષધામનો રક્ષક છો. (૫)*

**૪૦. अग्ने विवस्वदुषसश्चित्रं राधो अमर्त्य ।**
**आ दाशुषे जातवेदो वहा त्वमद्या देवाँ उषर्बुधः ॥६॥**

પદાર્થ : जातवेदः-अमर्त्य-अग्ने-હે ઉત્પન્ન માત્રમાં વિદ્યમાન તથા ઉત્પન્ન માત્રના જ્ઞાતા અમર પરમાત્મન્ ! તું दाशुषे-પોતાનું આત્મ સમર્પણ કરનાર ઉપાસકને માટે उषसः-સ્વપ્રકાશરૂપ મોક્ષધામ विवस्वत्-चित्रं राधः-જેમાં વિશેષ સુખ છે, એવા અલૌકિક ઐશ્વર્યને आवह-પ્રાપ્ત કરાવ. अद्य-આજ-આ જીવનમાં त्वम्- તું उषर्बुधः-देवान्-आवह-સ્વપ્રકાશરૂપ મોક્ષધામનો અનુભવ કરનારા મુક્ત આત્માઓની તરફ મને લઈ જા. (૬)

*ભાવાર્થ : પરમાત્માની ઉપાસના દ્વારા આત્મ સમર્પણ કરનારને તે મોક્ષનું ઐશ્વર્ય પ્રદાન કરે છે અને તેને મોક્ષ આત્મામાં પહોંચાડી દે છે. જ્યાં અમર પરમાત્માનો સંગ નિરંતર થતો રહે છે. નાશવાન સંસારમાં તો એ મર્ત્ય-મરણ ધર્મી બની રહે છે. (૬)*

**૪૧. त्वं नश्चित्र ऊत्या वसो राधांसि चोदय ।**
**अस्य रायस्त्वमग्ने रथीरसि विदा गाधं तुचे तु नः ॥७॥**

પદાર્થ : चित्र वसो-अग्ने-હે અદ્‌ભુત ગુણ શક્તિ સંપન્ન તથા સર્વની અંદર વાસ કરનાર પરમાત્મન્ ! त्वम्-તું नः-ऊत्या-અમારી રક્ષા માટે राधांसि चोदय-સર્વ સાધક ધનોને પ્રેરિત કર; अस्य रायः-रथीः-असि-એ અભીષ્ટ ધન ઐશ્વર્યનો તું રમણકર્તા-ધનનો સ્વામી અર્થાત્ ધનરૂપ રથનો ઈરયિતા = પ્રેરક પ્રદાતા છે. तुचे तु नः-गाधं विदा-સંતાનો ઉત્પત્તિને માટે તો જે પ્રતિષ્ઠારૂપ વીર્યને પ્રાપ્ત કરાવીને સંયત કર. (૭)

ભાવાર્થ : પરમાત્મા અદ્‌ભુત દેવ છે, તે અમને નિવાસ માટેના સાધન આપે છે અને સંસિદ્ધ ભોગ ધનોને તથા ભોગ સાધનોને પણ પ્રેરિત કરે છે, તે રમણીય ધનનો સ્વામી છે. અમારા શરીરની અંદર મૂલ ધાતુ વીર્યને સંયત કરવાનું બળ પ્રદાન કરે છે, તે જીવનનો સ્નેહ છે, સ્નેહથી જ જ્યોતિ પ્રાપ્ત થાય છે અને મૃત્યુરૂપ તમ-અંધકારને દૂર કરે છે. (૭)

**૪૨. त्वमित् सप्रथा अस्यग्ने त्रातर्ऋतः कविः ।**
**त्वां विप्रासः समिधान दीदिव आ विवासन्ति वेधसः ॥८॥**

પદાર્થ : त्रातः समिधान दीदिवः-अग्ने-હે ત્રાણ-રક્ષણકર્તા, પોતાના ગુણોનું પ્રદાન કરીને ચમકનાર, સ્વયં દેદીપ્યમાન પરમાત્મન્ ! त्वम् इत्-તું જ सप्रथाः-ऋत्नः कविः-असि પૃથુ = સર્વત્ર વ્યાપ્ત અને પ્રસિદ્ધ, સત્યવ્રતી અને સર્વજ્ઞ છે. त्वं वेधसः-विप्रासः आविवासन्ति-તારુ વેધન કરનાર-લક્ષ્ય બનાવનાર (प्रणवो धनु-મુંડર) મેધાવી વિદ્વાન પોતાની અંદર સારી રીતે સ્તુતિ દ્વારા સેવન કરે છે. (૮)

*ભાવાર્થ : પરમાત્મા તું જ ત્રાણકર્તા, સર્વત્ર પ્રસિદ્ધ પ્રકાશક, પ્રકાશમાન અને સર્વજ્ઞ દેવ છે તથા સત્યવાન = સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને ધારણમાં સ્થિર ધર્મી જીવોને કર્મફળને આપવામાં સત્યવ્રતી છે, તેથી તારી પ્રાર્થનાની પરંપરા છે -* (असतो मा.....) *"અસત્-પાપથી સત્-પુણ્યની તરફ લઈ જા, અંધકારથી જ્યોતિની તરફ લઈ જા, મૃત્યુથી અમૃતની તરફ લઈ જા." મેધાવી વિદ્વાન લક્ષ્યવેધી તારું વેધન કરે છે કે,* ओ३म्- *નામના ધનુષ્ય પર, પોતાના આત્માનું બાણ ચડાવીને, તને-બ્રહ્મને લક્ષ્ય કરીને વેધન કરે છે - તારો આનંદ રસ ટપકાવવા માટે હું ઉપાસક પણ તેમાંનો એક છું. (૮)*

## ४३. आ नो अग्ने वयोवृधं रयिं पावक शंस्यम् ।
## रास्वा च न उपमाते पुरुस्पृहं सुनीती सुयशस्तरम् ॥ ९ ॥

પદાર્થ : पावक-उपमाते-अग्ने-હે પવિત્રકારક, જીવનને શ્રેષ્ઠ બનાવનાર, અગ્રણાયક પરમાત્મન્ ! नः-અમારા માટે वयोवृधं शंस्यम्-આયુવર્ધક, પ્રશંસનીય रयिं सुनीती-आरास्व-ઓજ રૂપી ધનને સુનેતૃત્વથી પુષ્કળ પ્રદાન કર તથા पुरुस्पृहं सुयशस्तरम्-અત્યંત ઇચ્છનીય, અત્યંત શ્રેષ્ઠ યશ કરનાર च-અને नः-અમારા માટે रयिम्-आरास्व-જ્ઞાનરૂપી ધનને ઉત્તમ નેતૃત્વથી પુષ્કળ પ્રદાન કર. (૯)

*ભાવાર્થ : પરમાત્મા ઉપાસકના આભ્યન્તર જીવનનું નિર્માણ કરે છે, પરંતુ તેની અંદર પ્રશંસનીય જીવનગતિ વર્ધક ઓજને સુનેતૃત્વથી ભરી દે છે; તથા તેને પવિત્ર કરીને બહુ જ ઇચ્છનીય અત્યંત શ્રેષ્ઠ યશદાયી અધ્યાત્મજ્ઞાનને સુનેતૃત્વથી ભરી દે છે. - પ્રાપ્ત કરાવે છે. (૯)*

## ४४. यो विश्वा दयते वसु होता मन्द्रो जनानाम् ।
## मधोर्न पात्रा प्रथमान्यस्मै प्र स्तोमा यन्त्वग्नये ॥ १० ॥

પદાર્થ : यः-मन्द्रः-होता जनानाम्-જે ચન્દ્ર = આહ્લાદ - હર્ષિત કરનાર હોતા = દાતા પરમાત્મા મનુષ્યોને માટે विश्वा वसु दयते-સમસ્ત પ્રકારના ધનોને પ્રદાન કરે છે. अस्मै-अग्नये-તે પરમાત્માને માટે मधोः-न प्रथमानि पात्रा-મધુરરસના શ્રેષ્ઠ પાત્રોની સમાન स्तोमाः प्रयन्तु-અમારા સ્તુતિ વચનો હૃદયના ભાવરસથી પૂર્ણ પ્રાપ્ત થાય. (૧૦)

*ભાવાર્થ : પરમાત્મા હર્ષિત-આનંદદાયક દાતા છે, તેના સર્વ પ્રકારના પદાર્થો તેના આપેલા છે. યથા : ઉદર પૂર્તિ માટે અન્ન, સ્વાદ માટે ફળ, આરોગ્ય માટે ઔષધિ, સુખ પ્રાપ્તિ માટે કપાસ, કાષ્ઠ,*

*લોહ, આભૂષણો માટે સુવર્ણ વગેરે તથા રત્નો, પાન, સ્નાન અને ધોવા માટે જળ, તાપ અને પ્રકાશ માટે અગ્નિ, શ્વાસ લેવા માટે વાયુ આદિ આપેલા છે. તેના બદલામાં અમે માત્ર હૃદયથી ભાવપૂર્ણ સ્તુતિ વચન મધુરરસપૂર્ણ પાત્રની સમાન તેને માટે આપી શકીએ છીએ. કૃતજ્ઞતા પ્રકટ કરવા અને સંગ પ્રાપ્તિને માટે આપીએ છીએ. (૧૦)*

## ખંડ-૫

**૪૫. एना वो अग्निं नमसोर्जो नपातमा हुवे ।**
**प्रियं चेतिष्ठमरतिं स्वध्वरं विश्वस्य दूतममृतम् ॥ १ ॥**

પદાર્થ : वः-તું उर्जः-नपातम्-પોતાના અને મારા-ઉપાસકના આત્મબળને નપાત = પાડનાર, प्रियम्-સ્નેહ કરનાર અને સ્નેહ કરવા યોગ્ય, स्वध्वरम् -શ્રેષ્ઠ અધ્યાત્મ યજ્ઞના આધાર દેવ, चेतिष्ठम्-અત્યંત ચેતનાવાળા, अरतिम्-કામવાસના રહિત અથવા પ્રાપ્તવ્ય, विश्वस्य-दूतम् अमृतं-अग्निम्-સર્વને પોતાનો સંદેશ આપનાર અમર સ્વરૂપ પરમાત્માને एनः-नमसा-आहुवे-આ નમ્ર સ્તુતિ રૂપ ભેટ દ્વારા મારી અંદર આમંત્રિત કરું છું. (૧)

*ભાવાર્થ : મારા પ્રભુ ! તું પોતાના અને ઉપાસકના આત્મબળોને ન પડવા દેનાર છે, પરંતુ ઉપાસકને ઉપર ઉઠાવતાં-ઉઠાવતાં પોતાના અમૃત શરણમાં લઈ લે છે, તું અમૃત સ્વરૂપ છે. ઉપાસકને સદા સાવધાન રાખે છે, ચેષ્ટા કુશળ બનાવે છે, ઉપાસકનો પ્રિય અને ઉપાસકથી પ્રીતિ કરનાર છે, સત્ય સંદેશથી હિત સાધક પરમાત્મા તું જ છે, તને હું મારા હૃદયમાં નમ્ર સ્તુતિ દ્વારા આમંત્રિત કરતો રહું. (૧)*

**૪૬. शेषे वनेषु मातृषु सं त्वा मर्त्तास इन्धते ।**
**अतन्द्रो हव्यं वहसि हविष्कृत आदिद्देवेषु राजसि ॥ २ ॥**

પદાર્થ : वनेषु मातृषु शेषे-હે પ્રકાશસ્વરૂપ પરમાત્મન્ ! તું વનમ્ = રશ્મિઓ માનવ મસ્તિષ્કમાં જ્ઞાનતંતુ રસોમાં અને શરીરની નાડીઓમાં નિહિત રહે છે त्वा मर्त्तासः समिन्धते-તને મનુષ્ય પ્રદીપ્ત કરે છે - સાક્ષાત્ કરે છે. अतन्द्रः- તું તંદ્રારહિત - સાવધાન - અનંત જ્ઞાનવાન हविष्कृतः-हव्यं वहसि-આત્મ સમર્પણીના હૃદયના ભાવથી પૂર્ણ સ્તુતિ રૂપ ભેટને વહન કરે છે - સ્વીકાર કરે છે आत्-इत्-તદનન્તર देवेषु राजसि-તું તે આત્મ સમર્પણી મર્ત્ય - મરણધર્મીજનને મુક્ત આત્માઓમાં વિરાજમાન કરી દે છે. (૨)

*ભાવાર્થ : પરમાત્મન્ ! તું મનુષ્યનાં મસ્તિષ્કનાં જ્ઞાન તંતુઓ અને શરીરની પ્રાણ નાડીઓમાં અદૃશ્ય રૂપમાં વિદ્યમાન છે. તને ઉપાસક પોતાની સ્તુતિઓથી વૈરાગ્યપૂર્વક મનમાં બેસાડે છે. અને મસ્તિષ્ક તંતુઓમાં પ્રાણનાડીઓમાં અભ્યાસ દ્વારા સિદ્ધ કરીને હૃદયમાં સાક્ષાત્ કરે છે. એવા ઉપાસકને પરમાત્મા તું મુક્ત આત્માઓમાં પહોંચાડી દે છે. તારો અમૃતાનંદ પુરસ્કાર પ્રદાન કરે છે. (૨)*

४७. अदर्शि गातुवित्तमो यस्मिन् व्रतान्यादधुः ।
उपो षु जातमार्यस्य वर्धनमग्निं नक्षन्तु नो गिरः ॥ ३ ॥

પદાર્થ : यस्मिन् व्रतानि-आदधुः-જેની પ્રાપ્તિને માટે વ્રતો = બ્રહ્મચર્ય, અહિંસા, સત્ય આદિને સંપૂર્ણ રૂપમાં ધારણ કરે છે, गातु वित्तमः-अदर्शि-અમારી વિધિનો સારી રીતે જ્ઞાતા દૃષ્ટ થાય છે - સાક્ષાત્ બની જાય છે, आर्यस्य वर्धनं सुजातम्-ઉપાસકના અથવા શ્રેષ્ઠ ગુણના વર્ધક સારી રીતે સાક્ષાત્ પરમાત્માને नः-गिरः-અમારી સ્તુતિઓ उपनक्षन्तु-उ-નિરંતર પ્રાપ્ત થતી રહે.

*ભાવાર્થ : જે પરમાત્મા અમારી ગતિવિધિઓને જાણે છે, જેની પ્રાપ્તિને માટે બ્રહ્મચર્ય આદિ વ્રત ધારણ કરીએ છીએ, તે આત્મામાં સાક્ષાત્કાર થઈ જાય છે, તેને અમારી સ્તુતિઓ નિરંતર પ્રાપ્ત થતી રહે, જેથી તે મારી-ઉપાસકની તથા શ્રેષ્ઠ ગુણની વૃદ્ધિ કરતો રહે. (૩)*

४८. अग्निरुक्थे पुरोहितो ग्रावाणो बर्हिरध्वरे ।
ऋचा यामि मरुतो ब्रह्मणस्पते देवा अवो वरेण्यम् ॥ ४ ॥

પદાર્થ : उक्थे अध्वरे-સ્તુતિરૂપયજ્ઞમાં अग्निः पुरोहितः-ग्रावाणः बर्हिः-અગ્નિ તો પરમાત્મા છે, બાકીના પુરોહિત, ગ્રાવાણ = વિદ્વાન-ઋત્વિક અને બર્હિ = યજ્ઞાસન છે, તેઓ ब्रह्मणस्पते-मरुतः-देवाः- હે મારા શરીરમાં રહેલા અન્તઃકરણયુક્ત પ્રાણ તથા ઇન્દ્રિયો ? તમે છો. તેથી वरेण्यम्-अवः-ऋचा यामि-યજનીય પરમાત્માથી ઇચ્છવા યોગ્ય રક્ષણને સ્તુતિ દ્વારા માગું છું કે, તમે આ વાક્-યજ્ઞને સમ્યક્ સિદ્ધ કરો. (૪)

*ભાવાર્થ : સ્તુતિયજ્ઞમાં કોઈ બહારનો યજ્ઞ અધિનાયક અપેક્ષિત નથી, પરંતુ પરમાત્મા જ યજનીય દેવ છે, પુરોહિત હૃદયસ્થ અન્તઃકરણ સહિત મુખ્ય પ્રાણ છે, ઋત્વિક્ અન્ય પ્રાણ તથા ઇન્દ્રિયો છે, સ્તુતિકર્તા પોતાનો આત્મા યજમાન છે, શરીર વેદી છે અને સ્તુતિઓ આહુતિઓ છે. આ સર્વે યજ્ઞિય ભાવનાથી પ્રવૃત્ત થઈને પરમાત્માને પ્રકાશિત કરે છે. (૪)*

४९. अग्निमीडिष्वावसे गाथाभिः शीरशोचिषम् ।
अग्निं राये पुरुमीढ श्रुतं नरोग्निः सुदीतये छर्दिः ॥ ५ ॥

પદાર્થ : पुरुमीढ-अवसे गाथाभिः-હે અનેક સ્તુતિઓને સિંચનાર ઉપાસક તું પોતાની રક્ષા માટે સ્તુતિઓથી शीरशोचिषम्-अग्निम्-ईडिष्व-સર્વત્ર શયનશીલ-વ્યાપક જ્યોતિવાળા પરમાત્માની અવશ્ય સ્તુતિ કર. राये श्रुतम्-अग्निम्- મોક્ષના ઐશ્વર્યને માટે પ્રસિદ્ધ પરમાત્માનું શરણ પ્રાપ્ત કર.

सुदीयते-अग्निः-नरः-छर्दिः-સુદાન = આત્મદાન આત્મસમર્પણ કરનાર માટે નાયક પરમાત્મા શરણ બની જાય છે.

*ભાવાર્થ : મનુષ્યની સાચી રક્ષા પરમાત્માની સ્તુતિ દ્વારા પ્રાપ્ત થાય છે, તેથી સ્તુતિઓથી તેને તૃપ્ત કર, સર્વત્ર વ્યાપ્ત પરમાત્માનું શરણ પરમ રક્ષા છે, તે આત્મસમર્પણ કરનાર પોતાના ઉપાસકને મોક્ષના ઐશ્વર્યને પ્રાપ્ત કરાવવા માટે પોતાના અવિનાશી શરણમાં લઈ લે છે. (૫)*

**૫૦. श्रुधि श्रुत्कर्ण वह्निभिर्देवैरग्ने सयावभिः ।**
**आ सीदतु बर्हिषि मित्रो अर्यमा प्रातर्यावभिरध्वरे ॥ ६ ॥**

પદાર્થ : श्रुतकर्ण-अग्ने-હે શ્રવણ સમર્થ કર્ણ શક્તિવાળા, શ્રવણ માટે શક્તિરૂપ કર્ણવાળા પરમાત્મન્ ! તું श्रुधि-મારી પ્રાર્થનાને સાંભળ, સ્વીકાર, તે એ કે अध्वरेबर्हिषि-અધ્યાત્મયજ્ઞમાં હૃદયાકાશમાં सयावभिः-वह्निभिः-देवैः-સાથે ગમન કરનાર, સાથે પ્રાપ્ત થનાર નિજ સ્વરૂપ વાહક દિવ્ય ગુણોની સાથે તું આવ, બિરાજ; તથા मित्रः-आसीदतु-આપ વાયુ રૂપ બનીને બિરાજો-બેસો. प्रातर्यावभिः-अर्यमा आसीदतु-આપ આપનાથી પ્રથમ આવનાર - પ્રાપ્ત થનાર ગુણોથી સાથે અર્યમા = સૂર્ય રૂપમાં આવીને બિરાજો.

*ભાવાર્થ : પરમાત્મા સ્તુતિ આમંત્રણને સાંભળવા તથા સ્વીકાર કરવામાં પૂર્ણ સમર્થ અને સ્વતંત્ર છે, તે ઉપાસકનાં હૃદયમાં અગ્નિરૂપમાં જ્વાળાઓ સાથે આવે છે, વાયુરૂપમાં પ્રવાહોની સમાન પ્રેરક ગુણોની સાથે તથા સૂર્યરૂપમાં પ્રાતઃ રશ્મિઓની સમાન જ્ઞાન-પ્રકાશક ગુણોની સાથે આવે છે; તે તેજ, બળ અને જ્ઞાનનો દાતા છે. (૬)*

**૫૧. प्र दैवोदासो अग्निर्देव इन्द्रो न मज्मना ।**
**अनु मातरं पृथिवीं वि वावृते तस्थौ नाकस्य शर्मणि ॥ ७ ॥**

પદાર્થ : दैवोदासः-अग्निः-देवः-દ્યુલોકના દર્શક સૂર્યમાં વિદ્યમાન-પરમાત્મા દેવ - ओ३म्-नाकस्य शर्मणि-तस्थौ-આનંદના ગૃહ મોક્ષધામમાં સ્થિર થઈને मातरं पृथिवीं प्रवावृते-अनु 'अनुवावृते' 'विवावृते'-સમસ્ત પદાર્થોની નિર્માત્રી પ્રથિત જગતી સૃષ્ટિના પ્રતિ પુનઃ પુનઃ પ્રવૃત્ત થાય છે - ઉત્પન્ન કરે છે, પુનઃ પુનઃ વિવૃત્ત થાય છે તેથી વિગત થાય છે - તેનો સંહાર કરે છે;

એ એવો છે - इन्द्रः-नः-मज्मना-જેમ રાજા શાસન બળથી રાષ્ટ્રનું નિર્માણ અને વૃદ્ધિ કરે છે, તેનું રક્ષણ કરે છે અને તેનાથી નિવૃત્ત પણ થઈ જાય છે; તે એવો પરમાત્મા મોક્ષથી પૂર્વ મારા હૃદયમાં પ્રાપ્ત થાય. (૨)

*ભાવાર્થ : સૂર્યના પ્રકાશ અને તાપનો પ્રભાવ મહાન છે, પરન્તુ તેમાં પ્રકાશ અને તાપ આપનાર તેની અંદર રહેલ વ્યાપક* ओ३म्- *બ્રહ્મ પરમાત્મા છે તે જ મુક્ત આત્માઓને મોક્ષરૂપ આનંદ ભવનમાં વસાવે છે અને તે જ આ વિસ્તૃત સૃષ્ટિને ઉત્પન્ન કરે છે, ધારણ કરે છે અને અન્તમાં તેનો પ્રલય કરે*

*છે, તેને હૃદયમાં ધારણ કરવો જોઈએ. (૭)*

**૫૨. अध ज्मो अध वा दिवो बृहतो रोचनादधि ।**
**अया वर्धस्व तन्वा गिरा ममा जाता सुक्रतो पृण ॥८॥**

પદાર્થ : जाता सुक्रतो-હે પ્રસિદ્ધ તથા શ્રેષ્ઠ કર્મવાળા તું अध ज्मः-वा बृहतः रोचनात्-दिवः-अधि અથવા પાર્થિવ પદાર્થોમાં વિદ્યમાન અથવા મહાન પ્રકાશમાન દ્યુલોકમાં દ્યુલોકના તારા મંડળમાં રહેલા તારા ગુણોથી मम गिरा-મારી સ્તુતિથી अया तन्वा वर्धस्व-એ તારી દ્યાવાપૃથિવી = મયી એક પાદ કાયાથી મારી અંદર વધીને સાક્ષાત્ થા पृण-એ રીતે મને તૃપ્ત કર. (૮)

*ભાવાર્થ : પરમાત્મન્ ! પૃથિવીની વનસ્પતિઓ, સોના-ચાંદી રત્નો, મનુષ્ય, પશુ, પક્ષી, સરિસૃપો, નદીઓ, સમુદ્ર, પર્વતોમાં અને દ્યુલોકમાં વિવિધ ગ્રહ-તારાઓમાં તારા કૃતિ ગુણોનાં દર્શન દ્યાવા પૃથિવીમયી સૃષ્ટિરૂપ તારી એક પાદ કાયા દ્વારા તારા અનંત સ્વરૂપજ્ઞાનથી અને મારા દ્વારા કરવામાં આવેલી સ્તુતિથી મારી અંદર વધી-વધીને સાક્ષાત્ થતો રહે - મને પ્રાપ્ત કર. (૮)*

**૫૩. कायमानो वना त्वं यन्मातृरजगन्नपः ।**
**न तत्ते अग्ने प्रमृषे निवर्त्तनं यद् दूरे सन्निहाभुवः ॥९॥**

પદાર્થ : अग्ने-હે પરમાત્મન્ ! તું वना कायमानः-જ્ઞાનતંતુઓ - વૈરાગ્ય ભાવનાઓને ચાહતા મારા પ્રમાદથી यत्-मातृः-अपः-अजगन्-જે વૈરાગ્ય શૂન્ય અભ્યાસ માત્રના દ્વારા નાડીઓ, પ્રાણોમાં ચાલ્યો ગયો, છૂપાઈ ગયો, સાક્ષાત્ ન થઈ શક્યો, तत्-તે निवर्तनं न प्रमृषे-તારું એ મારી જ્ઞાનદષ્ટિ વૈરાગ્ય દષ્ટિથી હરી જવું સહન થતું નથી. यत्-दूरे सन्-इह-अभूवः-કે તું મારા ધ્યાનથી દૂર થતાં અહીં મારી અંદર સાક્ષાત્ થઈ શકે. (૯)

*ભાવાર્થ : પરમાત્માનાં સાક્ષાત્કાર અભ્યાસ અને વૈરાગ્ય દ્વારા થાય છે, વૈરાગ્યનું સ્થાન પર = ઉંચ છે. અસંપ્રજ્ઞાત સમાધિનો ઉપાય 'પર વૈરાગ્ય' છે, તેનાં પ્રમાદથી ત્યાગ કરીને માત્ર અભ્યાસ દ્વારા પરમાત્માના સાક્ષાત્કારની આશા રાખવી એ તો પરમાત્માને પોતાનાથી દૂર રાખવા સમાન છે. (૯)*

**૫૪. नि त्वामग्ने मनुर्दधे ज्योतिर्जनाय शश्वते ।**
**दीदेथ कण्व ऋतजात उक्षितो यं नमस्यन्ति कृष्टयः ॥१०॥**

પદાર્થ : अग्ने-હે પરમાત્મન્ ! त्वां ज्योतिः-તારી જ્યોતિને शश्वते जनाय-શાશ્વત અર્થાત્ અમર જન મુક્ત આત્મા બની જવા માટે मनुः-निदधे-મનનશીલ ઉપાસક અંદર ધારણ કરે છે, ऋतजातः-उक्षितः-ઋત = વેદજ્ઞાનનાં શ્રવણથી પ્રસિદ્ધ તથા ધ્યાન સિંચિત - નિદિધ્યાસનથી પ્રાપ્ત થયેલ कण्वे दीदेथ-મેધાવી ધ્યાનીની અંદર પ્રકાશિત બની જાય છે. यं कृष्टयः-नमस्यन्ति-જે પરમાત્માને કર્મશીલ

સાધારણ મનુષ્ય નમસ્કાર કરે છે, બાહ્ય રીતિથી સ્વીકાર કરે છે. (૧૦)

*ભાવાર્થ : સામાન્ય મનુષ્ય પરમાત્માનું શ્રવણ કરીને પ્રત્યેક કર્મનાં અનુષ્ઠાનમાં તેનો માત્ર નમસ્કાર કરીને સ્વીકાર કરે છે. તેથી ઉત્કૃષ્ટ મનુષ્ય શ્રવણ પછી પરમાત્માનું મનન પણ કરે છે. ઉત્તમ અધિકારી ઉપાસક શ્રવણ, મનન પછી પરમાત્માનું નિદિધ્યાસન પણ કરીને પરમાત્માનો સાક્ષાત્કાર કરે છે. (૧૦)*

"આગમ-શ્રવણથી, અનુમાન-મનનથી, ધ્યાન અભ્યાસરસ-નિદિધ્યાનથી એ ત્રણ સ્થાનોમાં પ્રજ્ઞાને લગાવીને પરમાત્માનો સાક્ષાત્કાર કરે છે." (યોગ. ૧ : ૪૮ વ્યાસ.)

॥ इति प्रथम प्रपाठस्य प्रथमोऽर्धः ॥



## ॥ अथ प्रथमप्रपाठकस्य द्वितीयोऽर्धः ॥

### ખંડ-૬

**૫૫. देवो वो द्रविणोदाः पूर्णां विवष्ट्वासिचम् ।**
**उद्वा सिञ्चध्वमुप वा पृणध्वमादिद् वो देव ओहते ॥ १ ॥**

પદાર્થ : द्रविणोदाः-देवः-દ્રવિણ = ધન - મોક્ષ ઐશ્વર્યના આપનાર પરમાત્મા वः पूर्णाम्-आसिचम्-ઉપાસના જનોની-તમારી-પોતાની હૃદયના ભાવથી પૂર્ણ સ્નિગ્ધ ઉપાસનાસ્થાન હૃદયભૂમિને विवष्टु-વિશેષ રૂપથી ચાહે છે. તેથી उत्सिञ्चध्वं वा उपपृणध्वं वा-તમે તમારી સ્નિગ્ધ ઉપાસના ધારાથી પરમાત્માને સિંચો અને સંપૂર્ણ ભરી દો. आत्-इत्-ત્યારપછી - તુરત જ देवः-वः-ओहते-પરમાત્મ દેવ તમને પોતાની તરફ સર્વત્રથી વહન કરી લે છે - પોતાનામાં સ્થાન આપી દે છે. (૧)

*ભાવાર્થ : તે મોક્ષદાતા પરમાત્મા ઉપાસકની સ્નેહભરી ઉપાસના સ્થલી હૃદયભૂમિને ચાહે છે. જ્યારે ઉપાસક પોતાની સ્નેહપૂર્ણ ઉપાસનાની ધારાથી તેને સિંચે અને સિંચતાં-સિંચતાં તેને સંપૂર્ણ ભરી દે અર્થાત્ સિંચાતાં-સિંચતાં સિંચવાની આત્મશક્તિ સમાપ્ત કરી નાખે, ત્યારે પરમાત્મા તેને પોતાની પરમ દયાથી ઉપર ઉઠાવીને, તેને દેહબંધનથી છોડાવીને, પોતાના આશ્રયમાં લઈને અમૃતરૂપ મોક્ષ પ્રદાન કરે છે. (૧)*

**૫૬. प्रैतु ब्रह्मणस्पतिः प्र देव्येतु सूनृता ।**
**अच्छा वीरं नर्यं पंक्तिराधसं देवा यज्ञं नयन्तु नः ॥ २ ॥**

પદાર્થ : ब्रह्मणस्पतिः प्रैतुः-વેદજ્ઞાન અને બ્રહ્માંડના સ્વામી પરમાત્મા મને અધ્યાત્મયજ્ઞમાં પ્રેરિત કરે - આગળ ધપાવે सूनृता देवी प्र-एतु "प्रैतु"-દિવ્ય મંત્ર સ્તુતિ પણ મને અધ્યાત્મયજ્ઞમાં પ્રેરિત કરે देवाः- મારા પ્રાણ नः-અમારા वीरं नर्यम्-પ્રગતિકારક માનવ હિતકર पंक्तिराधसम्-વાણી, શ્રોત્ર, નેત્ર, મન અને આત્મા એ પાંચેયથી સમર્પણ સિદ્ધ થયેલ यज्ञम्- અધ્યાત્મયજ્ઞને अच्छ नयन्तु-વ્યાપ્ત રૂપમાં અવરોધ વિના જીવનમાં આગળને આગળ ચલાવે-વધારે. (૨)

*ભાવાર્થ : અધ્યાત્મયજ્ઞ માનવ જીવનનો કલ્યાણસાધક છે. જેને ચલાવનાર પ્રાણ છે. તે બળવાન હોવો જોઈએ. જો નિર્બળ પ્રાણવાળો મનુષ્ય સ્વાસ્થ્યરૂપ ભૌતિક અમૃતને પ્રાપ્ત કરી શકતો નથી, તો આધ્યાત્મિક અમૃતના સ્વાદથી તો દૂર રહેશે.*

*અધ્યાત્મયજ્ઞમાં મનુષ્યનું સર્વાંગ સમર્પણ જરૂરી છે, વાણી, કાન, નેત્ર, મન અને આત્મા એ પાંચેયનુ આહુત થઈ જવું-લાગી જવું જોઈએ. વાણીથી સ્તવન કીર્તન કરવું, કાનથી ગુણ શ્રવણ કરવા, નેત્રથી સંસારમાં તેની કલા જોવી, મનથી મનન કરવું અને આત્માથી તેનું ભાવન-અનુભવ કરવો. સાથે વિશ્વાત્મા*

*જ્ઞાનદાતાની દયા તેમાં પૂર્ણ શ્રદ્ધા તેમજ તેની મંત્રગત સ્તુતિ પણ મુખ્ય સાધન છે. (૨)*

**૫૭. ऊर्ध्व ऊ षु ण ऊतये तिष्ठा देवो न सविता ।**
**ऊर्ध्वो वाजस्य सनिता यदञ्जिभिर्वाघद्भिर्विह्वयामहे ॥ ३ ॥**

પદાર્થ : नः ऊर्ध्वः-उ-ऊतये सुतिष्ठ-હે અગ્રણાયક પરમાત્મન્ ! તું અમારા ઉપર રક્ષા માટે નિરંતર સ્થિર રહે सविता देवः-न-ऊर्ध्वः-જેમ સૂર્ય ઉપર રહીને પ્રકાશ આપે છે; वानस्य सनिता-તેમ અન્નમોક્ષાનંદનું સેવન કરનાર ऊर्ध्वः-અમારી ઉપર બની રહે. यत्-अञ्जिभिः-वाघभ्दिः-જે તને વહન કરનારી-બોલાવનારી સ્નિગ્ધ મંત્ર સ્તુતિઓ દ્વારા विह्वयामहे-વિશેષ રૂપથી બોલાવે છે - મારા હૃદયગૃહમાં આમંત્રિત કરે છે.

*ભાવાર્થ : જેમ સૂર્ય અંધકારથી બચાવવા માટે પ્રકાશ આપીને ઉપર રહે છે, તેમ તું પણ અજ્ઞાનથી રક્ષા કરવા માટે જ્ઞાનપ્રકાશ આપતા અમારી ઉપર વિરાજમાન રહે. આ એક પ્રાર્થના છે.*

*બીજી પ્રાર્થના છે કે, તું મોક્ષાનંદ અમૃતભોગનો આપનાર છે. તને મંત્ર સ્નિગ્ધ સ્તુતિઓથી અમારા હૃદયમાં આમંત્રિત કરીએ છીએ, તે બન્નેનો તું સ્વીકાર કર. (૩)*

**૫૮. प्र यो राये निनीषति मर्तो यस्ते वसो दाशत् ।**
**स वीरं धत्ते अग्न उक्थशꣳसिनं त्मना सहस्त्रपोषिणम् ॥ ४ ॥**

પદાર્થ : यः मर्त्तः-જે મનુષ્ય राये प्र-निनीषति 'प्रणिनीषति' રમણીય મોક્ષ ઐશ્વર્યને માટે પોતાનું પ્રણયન કરવું ઈચ્છે છે-ઢાળવા માગે છે.

वसो-હે મને સુખ-શાન્તિમાં વસાવનાર પરમાત્મન્ ! यः-ते दाशत्-જે તારા માટે પોતાને સમર્પિત કરી દે છે अग्ने-પરમાત્મન્ ! सः वीरम्-उक्थ शंसिनं सहस्त्रपोषिणम्-તે તને - બળવાન, પ્રશંસનીય, કલ્યાણ પ્રવચનકર્તા, અસંખ્ય રીતે પોષણ કરનારને त्मना धत्ते-આત્માથી મારા આત્મામાં ધારણ કરું છું. (૪)

*ભાવાર્થ : જે ઉપાસક રમણીય મોક્ષધામમાં પહોંચવા ઈચ્છે છે અને પરમાત્માના આશ્રયમાં રહેવા ઈચ્છે છે, તેને પોતાના આત્મામાં પ્રશંસનીય કલ્યાણ વક્તા, અનેક પ્રકારથી પાલનકર્તા પરમાત્માને સ્તુતિ દ્વારા ધારણ કરવો જોઈએ. સર્વ અવસ્થામાં બેસતાં-ચાલતાં પણ તેનું ધ્યાન રહે, પ્રતિકૂળ વિચાર અને આચાર ન રહે. (૪)*

**૫૯. प्र वो यह्वं पुरूणां विशां देवयतीनाम् ।**
**अग्निꣳ सूक्तेभिर्वचोभिर्वृणीमहे यं समिदन्य इन्धते ॥ ५ ॥**

પદાર્થ : पुरूणां देवयतीनां विशाम्-પોતાના ઈષ્ટદેવ પરમાત્માને બહુજ ચાહનારા ઉપાસક જનો

वः-अग्निम्- અગ્રણાયક-આગળ લઈ જનાર તને सूक्तेभिः-वचोभिः-ઉત્તમ કથન કરેલ મંત્રવચનો-સ્તવનો દ્વારા यम्-अन्ये-इत् समिन्धते-જેમ અન્ય કર્મકાંડીજન નિરંતર સારી રીતે દીપન કરે છે; वृणीमहे-તેમ અમે સારી રીતે વરીએ-ભજન કરીએ. (૫)

*ભાવાર્થ : જેમ કર્મકાંડીજનો ભૌતિક અગ્નિને યજ્ઞશાળામાં સારી રીતે પ્રદીપ્ત કરે છે, તેમ પરમાત્મદેવને ચાહનારા મનુષ્યોમાં કોઈ વિરલ-દુર્લભ પરમાત્માને પોતાના હૃદયગૃહમાં વિવિધ મંત્ર સ્તવનો દ્વારા નિરંતર અપનાવવા ઈચ્છા કરે. (૫)*

### ६०. अयमग्निः सुवीर्यस्येशे हि सौभगस्य ।
### राय ईशे स्वपत्यस्य गोमत ईशे वृत्रहथानाम् ॥ ६ ॥

પદાર્થ : अयम्-अग्निः-એ સર્વવ્યાપક પરમાત્મદેવ सुवीर्यस्य सौभगस्य-हि ईशे-શ્રેષ્ઠ આયુમુક્તિની આયુ અને સૌભાગ્યનું સ્વામીત્વ કરે છે તેથી તેનું પ્રદાન કરે છે स्वपत्यस्य गोमतः-रायः-ईशे-ઉત્તમ અપત્ય - સંતાન જેથી થાય છે એવા, પ્રશસ્ત ઈન્દ્રિયો રહે છે જેમા એવા સદાચાર સંયમરૂપ ઐશ્વર્યનું સ્વામીત્વ કરે છે वृत्रहथानाम् ईशे-પાપોના હનન કરવાના સાધનોનું પણ સ્વામીત્વ કરે છે. (૬)

*ભાવાર્થ : પરમાત્મા મનુષ્યના મોક્ષઐશ્વર્યનો સ્વામી છે, જીવન મુક્તને સૌભાગ્ય પ્રદાન કરે છે અને મૃત્યુ પછી મોક્ષની પ્રશસ્ત દીર્ઘ આયુ પણ પ્રદાન કરે છે તથા આ સંસારમાં મનુષ્યની પ્રશસ્ત બીજ શક્તિને સ્થિર ભાવ-સદાચાર પ્રશસ્ત ઈન્દ્રિયોવાળા સંયમરૂપ ઐશ્વર્યનો પણ સ્વામી છે, તેને પ્રદાન કરે છે. આ બન્ને ઐશ્વર્યોના ઘાતક પાપ ભાવોના નાશક વિચારોના પણ સ્વામી છે, તે સદ્‌વિચારોથી પાપભાવ નાશ પામે છે. (૬)*

### ६१. त्वमग्ने गृहपतिस्त्वं होता नो अध्वरे ।
### त्वं पोता विश्ववार प्रचेता यक्षि यासि च वार्यम् ॥ ७ ॥

પદાર્થ : विश्ववार अग्ने-હે સર્વને વરણ સ્વીકાર કરવા યોગ્ય પરમાત્મન્ ! त्वं गृहपतिः-તું મારા હૃદયગૃહનો સ્વામી છે. नः अध्वरे-અમારા અધ્યાત્મયજ્ઞમાં त्वं होता-તું હોતા નામનો ઋગ્વેદી-ઋગ્વેદપાઠી, त्वं पोता- તું શોધન કરનાર - ઉદ્‌ગાતા - સામવેદ પાઠી, प्रचेता- પ્રકૃષ્ટ ચેતનાવાળો બ્રહ્મા, वार्यं यक्षि यासि च-અને તું હૃદયના ભાવ રૂપ શ્રેષ્ઠ હવિનો યજ્ઞ કરતો અધ્વર્યુ-યજુર્વેદ પાઠી બનીને અમૃતફળ પ્રાપ્ત કરાવ. (૭)

*ભાવાર્થ : હે પરમાત્મન્ ! જો કે હું મારા હૃદય રૂપી ઘરનો સ્વામી છું, પરંતુ પરમાત્મન્ ! ત્યાં તું રક્ષક બનીને આવવાને કારણે ખરેખર તું જ સ્વામી, કારણ કે મેં મારી જાતને તને સમર્પિત કરી દીધી છે; તેથી તું જ સ્વામી અને હું અધ્યાત્મયજ્ઞમાં લાગેલો છું, તું જ એને સંપન્ન કર, તું જ તેનો હોતો, તું જ પોતા-ઉદ્‌ગાતા, તું જ અધ્વર્યુ અને તું જ બ્રહ્મા તું જ અધ્વર્યુ. બાહ્ય હોતા વગેરે મારે ન*

*જોઈએ, તું સર્વના વરવા યોગ્ય - સત્કાર કરવા યોગ્ય અમૃત પ્રસાદને પ્રદાન કર. (૭)*

१ २ ३ १ २र ३ १ २
**६२. सखायस्त्वा ववृमहे देवं मर्त्तास ऊतये ।**
३ १ २र ३ १ २ ३ १ २ ३ १ २ ३ १ २
**अपां नपातꣳ सुभगꣳ सुदꣳससꣳ सुप्रतूर्तिमनेहसम् ॥ ८ ॥**

પદાર્થ : सखायः-मर्तासः-હે પરમાત્મન્ ! તારા મિત્ર - તારી મિત્રતા ચાહનાર તથા જેને તું મિત્ર બનાવી લે છે એવા અમે ઉપાસકજનો ऊतये-રક્ષા માટે अपां नपातम्- પ્રાણનું પતન-પાડનાર નહિ પરંતુ વધારનાર सुभगम्-શ્રેષ્ઠ ઐશ્વર્ય મોક્ષની નિમિત્તભૂત सुदंससम्-યથાર્થ સૃષ્ટિ રચના રૂપ અને જીવોને કર્મફળ પ્રદાન રૂપ કર્મોવાળા सुप्रतूर्तिम्-શ્રેષ્ઠ સંવત્સર-જીવનકાળના હેતુભૂત એવા अनेहसम्- ક્રોધ રહિત તેમજ દયાળુ त्वा देवम्-તારો - પરમાત્મા દેવનો ववृमहे-સ્વીકાર કરીએ છીએ. (૮)

ભાવાર્થ : પરમાત્મા અમારો મિત્ર છે તે પણ અમને-ઉપાસકોને મિત્ર માને છે, તેથી સંસારમાં અને મોક્ષમાં પણ રક્ષણ પ્રાપ્ત થાય છે. તે અમારા પ્રાણોને ગતિ આપનાર, દીર્ઘજીવન આપનાર અને અમૃતપ્રાણ પણ આપનાર છે, શ્રેષ્ઠ સુખ ઐશ્વર્યને ભોગાવનાર જીવનકાળને સુંદર પ્રવાહિત કરનાર પૂર્ણ દયાળુ છે. જીવનની પ્રત્યેક ક્ષણમાં અમે તેને અપનાવીએ-અપનાવતા રહીએ. (૮)

## ખંડ-૭

१ २ ३ १ २ ३ १ २र ३ १ २
**६३. आ जुहोता हविषा मर्जयध्वं नि होतारं गृहपतिं दधिध्वम्।**
३ २ ३ १ २र ३ १ २ ३ १ २ ३ २ ३क २र
**इडस्पदे नमसा रातहव्यं सपर्यता यजतं पस्त्यानाम्॥ १ ॥**

પદાર્થ : हविषा आजुहोत-હે ઉપાસકજનો ! તે સ્વ તેજસ્વરૂપ પરમાત્માને સમગ્ર રૂપથી આમંત્રિત કરો हविषामर्जयध्वम्-શ્રદ્ધારૂપ ભેટથી પ્રેરિત કરો होतारं गृहपतिं निदधिध्वम्-સ્વીકાર કરનાર હૃદયઘરના સ્વામી પરમાત્માને પોતાની અંદર ધ્યાન દ્વારા ધારણ કરો पस्त्यानां यजतम्-પ્રજાઓ-મનુષ્યોને યજનીય-સંગમનીય राहतव्यम्-જેણે ભોગ પદાર્થ આપ્યા છે તે એવા પરમાત્માને ईडः-पदे-શ્રદ્ધાના સ્થાન હૃદયમાં પોતાના આત્મામાં नमसा सपर्यत-નમ્ર સ્તુતિ દ્વારા પૂજિત કરો-સત્કાર કરો-સેવન કરો. (૧)

*ભાવાર્થ : મનુષ્ય મંત્રના યજનીય સંગમનીય ભોગપ્રદ તેજસ્વરૂપ પરમાત્માનો શ્રદ્ધાપૂર્વક હૃદયઘરમાં નમ્ર સ્તુતિ દ્વારા સત્કાર કરો, પોતાની અંદર શ્રદ્ધા અને વૈરાગ્યથી આમંત્રિત કરીને આત્મસમર્પણ સ્નેહધારાને તેની તરફ પ્રેરિત કરીને નિરંતર ધ્યાન કરો, તેમાં જ મનુષ્યની ઉન્નતિ અને આત્મકલ્યાણ રહેલું છે. (૧)*

३ २उ ३ १ २ ३ २ ३ २उ ३ १२ ३ २ ३ १ २
**६४. चित्र इच्छिशोस्तरुणस्य वक्षथो न यो मातरावन्वेति धातवे ।**
३ १ २र ३ १ २ ३ २ ३ १ २ ३ १ २र ३ २ १ २
**अनूधा यदजीजनदधा चिदा ववक्षत्सद्यो महि दूत्यां३ चरन्॥ २ ॥**

પદાર્થ : शिशोः-तस्गस्य-એ શિશુ-બાળક રૂપ પ્રશંસનીય પ્રિય તથા યુવાનની સમાન મહા બળવાન પરમાત્માનું चित्रः-वक्षथः-इत्-અદ્‌ભુત સંસાર વહન કાર્ય છે કે यः-मातरा धातवे न अन्वेति-જગતભરની માતાઓ-દ્યૌ અને પૃથિવી તરફ સ્તનપાન કરાવવા જતાં નથી अनूधा-કારણ કે એ બન્ને દુગ્ધાધાનથી રહિત છે તે ભલે જીવાત્માઓ માટે રાખતી હોય પરમાત્મા શિશુ માટે નહિ, કારણ કે अजीजनत्-જેવો એ પરમાત્મા શિશુ પ્રકટ થયો अध चित्-ત્યાર પછી सद्यः-તુરત જ महि दूत्यं चरन्-સર્વમાં મહાન પ્રેરણા કાર્યને કરતા आववक्षत्-સમગ્ર રૂપથી પ્રાણીમાત્ર-મનુષ્ય માત્રનું ઉત્પાદન કર્મફળ પ્રદાનને પૂર્ણ કરે છે. (૨)

*ભાવાર્થ : ઉપાસકની દૃષ્ટિમાં પરમાત્મા એક સુંદર પ્રશંસનીય પ્રિય શિશુરૂપમાં આવે છે, સમસ્ત સંસારના પદાર્થોની બે માતાઓ છે, એક દ્યૌઃ-જે પોતાના દિવ્ય જળરૂપ દૂધનું પાન કરાવે છે, બીજી પૃથિવી જે પોતાનું ઔષધિરૂપ દૂધનું પાન કરાવે છે, પરન્તુ પરમાત્મારૂપ શિશુ એ બન્નેનું દૂધ લેવા આવતો નથી. જેથી તે બન્ને તેના માટે દુગ્ધાધાન રાખતી નથી; ત્યારે સમસ્ત સંસારને ચલાવવાનું કાર્ય પોતાના સામર્થ્યથી મહા બળવાન યુવાન બનીને કરે છે, તેના આશ્ચર્યકારક કાર્યનું કારણ એ છે, કે તે અમારી સમાન દેહધારી તો છે જ નહિ. (૨)*

**६५. इदं त एकं पर ऊ त एकं तृतीयेन ज्योतिषा सं विशस्व।**
**संवेशनस्तन्वे३ चारुरेधि प्रियो देवानां परमे जनित्रे॥ ३॥**

પદાર્થ : ते-इदम्-एकम्-હે પરમાત્માગ્ને ! આ પૃથિવી પરનો અગ્નિ તારી એક જ્યોતિ છે परः-उ ते-एकम- પર-દ્યુલોકના સૂર્યનો અગ્નિ તારી બીજી જ્યોતિ છે तृतीयेन ज्योतिषा संविशस्व-તારી ત્રીજી જ્યોતિ-અમૃત જ્યોતિ સ્વરૂપ છે તેનાથી અમારામાં પ્રવેશ કર.

सवेशनः-અંદર સંવેશ-ગહન પ્રવેશ સમાગમ કરનાર તું तन्वे-પોતાના શરીર રૂપ-મારા આત્મામાં चारु-एधि-સારી રીતે છો - રહો. देवानां प्रियः-તું મુમુક્ષુઓને પ્રિય છો - સ્નેહી છો परमे जनित्रे-અને હું તારા પરમ ઉત્પાદન આધારમાં સમર્પિત છું. (૩)

*ભાવાર્થ : દ્યૌમાં ઉપર સૂર્ય અને પૃથિવીમાં નીચે અગ્નિ એ પરમાત્માની બે જ્યોતિઓ છે. એ જ્યોતિઓ તો દિવસ-રાત પ્રાપ્ત થાય છે-કામમાં આવે છે, પરન્તુ ત્રીજી જ્યોતિ પરમાત્માની અમૃત સ્વરૂપ જ્યોતિ છે; તે પોતાની અમર જ્યોતિને પરમાત્મા અમારા આત્માની અંદર દાખલ કરે છે, ત્યારે જ આત્મકલ્યાણ થાય છે. તે મુમુક્ષુઓને પ્રિય છે, પરન્તુ જ્યારે તેઓ પરમ ઉત્પત્તિ સ્થાન પરમાત્મામાં પોતાનું સમર્પણ કરી દે છે, ત્યારે જ પરમાત્મા પોતાની અમૃતજ્યોતિ પ્રદાન કરે છે. (૩)*

**६६. इमꣳ स्तोममर्हते जातवेदसे रथमिव सं महेमा मनीषया।**
**भद्रा हि नः प्रमतिरस्य सꣳसद्यग्ने सख्ये मा रिषामा वयं तव॥ ४॥**

પદાર્થ : अर्हते जातवेदसे-સર્વજ્ઞાનપ્રકાશક તથા સર્વજ્ઞ પરમાત્માને માટે इमं स्तोमम्-આ સ્તુતિસમૂહ

સ્તુતિ પ્રવાહને रथम्-इव-રથની સમાન - જેમ રથ ઇચ્છિત સ્થાન પર પહોંચાડે છે, તેમ ઇચ્છિત મોક્ષધામ પહોંચાડનારને मनीषया सम्महेम-હૃદયની ભાવના - શ્રદ્ધાપૂર્વક સમર્પિત કરીએ છીએ. अस्य संसदि-એ પરમાત્માની સંગતિ-ઉપાસનામાં नः-प्रमतिः-भद्राहि-અમારી પ્રકૃષ્ટ ધારણા-માનસિક સ્થિતિ-અન્ત-સ્થલી પુણ્ય અને કલ્યાણરૂપી બની જાય, તેથી अग्ने तव सख्ये-હે પરમાત્મન્ ! તારા મિત્રપણામાં वयं मा रिषाम-અમે પીડિત ન બનીએ. (૪)

*ભાવાર્થ : મનુષ્યને પ્રાપ્ત કરવા યોગ્ય પરમાત્મા તથા જવાનું સ્થાન મોક્ષધામ છે, પરમાત્મા પૂજ્ય છે જે અમને-સર્વને જાણનાર છે, તેને પ્રાપ્ત કરવા અને તેની પાસે પહોંચવા માટે સ્તુતિપ્રવાહ રથ સમાન છે, પહોંચાડનાર સાધન છે. તેની સહાયથી અમે ત્યાં સુધી પહોંચી શકશું. પરંતુ ચાલીએ શ્રદ્ધાથી, પરમાત્માની ઉપાસનામાં સંગતિ-અમારી આત્મસ્થિતિ પોતાના રૂપમાં પરિમાર્જિત બની જાય જે મોક્ષમાં હોય છે, તે પરમાત્માના મિત્રભાવમાં અમે બાધિત ન બનીએ અને મોક્ષમાં નિર્બાધ રહીશું. (૪)*

६७. मूर्धानं दिवो अरतिं पृथिव्या वैश्वानरमृत आ जातमग्निम्।
कविं सम्राजमतिथिं जनानामासन्नः पात्रं जनयन्त देवाः॥ ५॥

પદાર્થ : दिवः-मूर्धानम्-દ્યુલોકના મૂર્ધારૂપને દ્યુલોકથી પણ ઉપર વિદ્યમાનને पृथिव्याः-अरतिम्-પૃથિવીલોકના સ્તર-નિમ્નરૂપ - પૃથિવીથી પણ નીચે વિદ્યમાનને कविं सम्राजम्-ક્રાન્તદર્શી સમ્યક્ સર્વત્ર રાજમાન - जनानाम्-अतिथिम्-જન્યમાન પ્રાણીમાત્રના સત્કરણીય - नः-आसन्-पात्रम्-અમારા મુખ્ય પૂજાપાત્ર ऋत-आजातम्-અધ્યાત્મયજ્ઞમાં પ્રસિદ્ધ થનાર वैश्वानरम्-अग्निम्-વિશ્વનાયક પરમાત્માને देवाः-जनयन्त-ધ્યાની મુમુક્ષુજન પોતાની અંદર પ્રસિદ્ધ કરે છે - સાક્ષાત્ કરે છે.

*ભાવાર્થ : પરમાત્મા દ્યુલોકથી ઉપર અને તેને સંભાળનાર છે તથા પૃથિવીલોકથી નિમ્ન સ્તર અને તેને પણ સંભાળનાર વિશ્વનાયક છે. તે સર્વજ્ઞ, વિશ્વનો સમ્રાટ, મનુષ્યોનો સત્કરણીય અતિથિ અને પૂજાને પાત્ર મુખ્ય છે, તેનો ધ્યાનયજ્ઞમાં મુમુક્ષુજન સાક્ષાત્ કરે છે. (૫)*

६८. वि त्वदापो न पर्वतस्य पृष्ठादुक्थेभिरग्ने जनयन्त देवाः।
तं त्वा गिरः सुष्टुतयो वाजयन्त्याजिं न गिर्ववाहो जिग्युरश्वाः॥ ६॥

પદાર્થ : अग्ने-હે અગ્રણાયક પરમાત્મન્ ! उक्थेभिः-સ્તુતિઓ દ્વારા નમ્ર બનેલ देवाः-મુમુક્ષુજન त्वत्-તારા દ્વારા विजनयन्त-પોતાની પ્રાપ્ત કરવા યોગ્ય કામનાઓને વિશેષરૂપથી ઉત્પન્ન કરે છે-પ્રાપ્ત કરે છે पर्वतस्य पृष्ठात्-आपः-न-જેમ પર્વતના ઉપરના સ્થાનથી જળનો પ્રવાહ નીચેના સ્થાન પર પ્રાપ્ત થાય છે; તેમ सुष्टुतयः-गिरः-સારી રીતે કરેલી સ્તુતિ-વાણીઓ तं त्वा वाजयन्ति-તે તને અમારી તરફ પ્રેરિત કરે છે. અથવા પ્રેરિત થવા બળ આપે છે. गिर्ववाहः-अश्वाः-आजिं जिग्युः-જેમ યોદ્ધાના વાણી સમૂહને વહન કરેલા-પ્રેરણા પ્રાપ્ત કરેલા-ઘોડાઓ સંગ્રામને જીતે છે. (૬)

*ભાવાર્થ : પરમાત્માની આનંદ ધારાઓને પ્રાપ્ત કરવા માટે ઉપાસકજન સ્તુતિઓ કરતાં-કરતાં એટલા*

*નમ્ર બની જાય છે કે, તેનાથી આનંદધારા વહેતી આવ્યા કરે છે તથા ઉપાસકની સ્તુતિઓ પરમાત્માને પોતાની તરફ પ્રેરિત કરે છે. જેમ સંગ્રામમાં ઘોડાઓને યોદ્ધાની પ્રોત્સાહિત વાણીઓ વિજય મેળવવા માટે પ્રેરિત કરે છે. (૬)*

**६९. आ वो राजानमध्वरस्य रुद्रꣳ होतारꣳ सत्ययजꣳ रोदस्योः।**
**अग्निं पुरा तनयित्नोरचित्ताद्धिरण्यरूपमवसे कृणुध्वम्॥ ७॥**

પદાર્થ : अध्वरस्य राजानम्-અધ્યાત્મયજ્ઞના પ્રકાશક ઈષ્ટદેવ रुद्रं होतारम्-સન્માર્ગ વક્તા અને આત્મસમર્પણ સ્વીકાર કરનારને रोदस्योः-દ્યુલોક અને પૃથિવીમયી સૃષ્ટિનો सत्ययजम्-સત્ય યજન-યજ્ઞ કરનાર-યથાર્થ નિયંત્રણ કરનાર हिरण्यरूपम्-સુવર્ણરૂપ-તેજ સ્વરૂપ अग्निम्-પરમાત્માને अचित्तात् तनयित्नोः पुरा- પોતાની રક્ષા માટે - જેમાં આત્મરક્ષા છે, એવા મોક્ષધામરૂપ અમૃતશરણ પ્રાપ્તિ માટે, જીવનમુક્ત બનવા માટે वः-તમે ઉપાસકો आकृणुध्वम्-પરમાત્માને અપનાવો-ગ્રહણ કરો. (૭)

*ભાવાર્થ : દ્યુલોક ઉપરથી લઈને પૃથિવી-નીચે સુધી સમષ્ટિ સૃષ્ટિનું યથાવત્ નિયમન કરનાર તેજ સ્વરૂપ પરમાત્મા મનુષ્યને સાચો હિતકર અને સત્યમાર્ગનો ઉપદેશ આપતો રહે છે, તે અધ્યાત્મયજ્ઞનો પરમ ઈષ્ટદેવ છે, તેને પગલે-પગલે ગરજતા(ભમતા) મૃત્યુથી બચવા માટે શિર પર અપનાવવાનું - ધારણ કરવાનું ધ્યેય હોવું જોઈએ. (૭)*

**७०. इन्धे राजा समर्यो नमोभिर्यस्य प्रतीकमाहुतं घृतेन।**
**नरो हव्येभिरीडते सबाध आग्निरग्रमुषसामशोचि॥ ८॥**

પદાર્થ : राजा-अर्यः-વિશ્વમાં રાજમાન સ્વામી પરમાત્મા नमोनि-નમ્ર સ્તુતિ વચનોથી समिन्धे-આત્મામાં પ્રકાશિત થાય છે यस्य प्रतीकम्-જેનું પ્રત્યક્ત - પ્રતિદર્શન - સાક્ષાત્સ્વરૂપ घृतेनआहुतं-સ્વતેજ-પ્રકાશથી પ્રાપ્ત છે- યુક્ત છે; તેથી જ્યારે नरः सबाधः-हव्येभिः ईडते-દેવજન મુમુક્ષુજન અધ્યાત્મયજ્ઞના ઋત્વિજ બનીને પોતાના હૃદયના ભાવથી સ્નિગ્ધ સ્તવનોથી તેની સ્તુતિ કરે છે, ત્યારે उषसाम्-अग्रम्-ઉષાકાળમાં - જીવન પ્રભાતોમાં પ્રથમ अग्निः-आशोचिः પરમાત્મા પ્રકાશિત થાય છે. (૮)

*ભાવાર્થ : વિશ્વમાં વ્યાપક, વિશ્વનો રાજા પોતાના તેજ સ્વરૂપથી સ્વયં પ્રકાશમાન છે, જ્યારે મુમુક્ષુજન અધ્યાત્મયજ્ઞના યાજક = યજ્ઞકર્તા બનીને તેને માટે પોતાની હૃદયની ભાવ પૂર્ણ સ્નિગ્ધ સ્તુતિઓ અર્પણ કરે છે, ત્યારે તે જીવનની પ્રભાતવેળામાં પોતાનો પ્રકાશ પ્રદાન કરે છે, તેઓ જીવનભર અજ્ઞાન-અંધકારથી દૂર રહીને પોતાની જીવન સિદ્ધિને પ્રાપ્ત કરે છે. (૮)*

**७१. प्र केतुना बृहता यात्यग्निरा रोदसी वृषभो रोरवीति।**
**दिवश्चिदन्तादुपमामुदानडपामुपस्थे महिषो ववर्ध॥ ९॥**

પદાર્થ : अग्निः-बृहता केतुना-પ્રકાશસ્વરૂપ પરમાત્મા પોતાના મહાન પ્રજ્ઞાન-પ્રકૃષ્ટગુણ-જ્ઞાનપ્રકાશથી रोदसी प्रयाति-आ-દ્યુલોક અને પૃથિવી લોકને દ્યાવા પૃથિવીમયી સૃષ્ટિથી પૃથક ગયેલો છે અને એમાં આગત-પ્રાપ્ત પણ છે. वृषभः-रोरवीति-જ્ઞાનનો પ્રકાશ કરનાર વેદનો ફરી-ફરી ઉપદેશ કરે છે दिवः-चित्-अन्तात्-મોક્ષધામથી લઈને उपमाम्-મારી સમીપ-હૃદય અથવા આત્મા સુધી उदानट्-પ્રાપ્ત છે महिषः-आपम्-उपस्थे ववर्द्ध-તે મહાન દેવ મારા પ્રાણોના ઉપ-આશ્રયભૂત હૃદયમાં ધ્યાન દ્વારા પ્રવૃદ્ધ થાય છે. (૯)

*ભાવાર્થ : પરમાત્મા પોતાના મહાન જ્ઞાનમય પ્રકાશથી સમસ્ત દ્યૌ અને પૃથિવીમય સમષ્ટિ સૃષ્ટિની બહાર અને અંદર પણ પ્રાપ્ત છે. તે સુખની વર્ષા કરનાર, સત્યજ્ઞાન વેદનો ઉપદેશ તથા સત્ય નિયમનો ઘોષ કરનાર છે, પોતાના મોક્ષધામથી લઈને નજીકમાં નજીક અમારા હૃદય અને અન્તરાત્મા સુધી પ્રાપ્ત થાય છે, તે પ્રાણોના કેન્દ્ર-હૃદયમાં ઉપાસના દ્વારા સાક્ષાત્ થાય છે. (૯)*

३ २उ ३ १ २ ३२ ३१ २ ३ २
७२. अग्निं नरो दीधितिभिररण्योर्हस्तच्युतं जनयत प्रशस्तम्।
३१ २ ३१२ ३ २
दूरेदृशं गृहपतिमथव्युम्॥ १०॥

પદાર્થ : नरः-હે મુમુક્ષુજનો ! તમે दूरे दृशम्-અતીન્દ્રિય વિષયમાં પણ જ્ઞાનદર્શક गृहपतिम्-હૃદયગૃહના સ્વામી अथव्युम्-અચલ યોગીને ચાહનાર प्रशस्तम्- અત્યંત પ્રશંસનીય સ્તુતિ કરવા યોગ્ય अग्निम्-પરમાત્માને दीधितिभिः-પ્રાણાયામ વગેરે ક્રિયાઓથી अरण्योः-हस्तच्युतं-અરણીના લાકડાના રગડવાથી પ્રદીપ્ત થયેલ-હસ્તગત થયેલ અગ્નિની સમાન મન અને હૃદયમાંથી હસ્તગત-સાક્ષાત્ जनयत-પ્રકટ કરો. (૧૦)

*ભાવાર્થ : અતીન્દ્રિય - ઈન્દ્રિયોથી ન જાણી શકાય એ વિષયના જ્ઞાનને દર્શાવનાર અત્યંત સ્તુતિ યોગ્ય પરમાત્મા જે અચલ મનવાળા ઉપાસકને ચાહે છે, તે જ તેના હૃદય ગૃહનો સ્વામી - પ્રિય સંગી રક્ષક છે, તેને મુમુક્ષુ-મોક્ષના ઈચ્છુકજન પ્રાણાયામ યોગના અંગરૂપ અધ્યાત્મજ્ઞાન દીપન ક્રિયાઓ દ્વારા મન અને હૃદયમાં ધ્યાનરૂપ મંથનથી સાક્ષાત્ કરે છે. (૧૦)*

## ખંડ-૮

१ २ ३ २ ३ २ ३ १ २ ३ १ २ ३१ २ ३ २ ३ १ २
७३. अबोध्यग्निः समिधा जनानां प्रति धेनुमिवायतीमुषासम्।
३ १२३ २ ३ २३ १ २ ३ २ ३१२ ३ २३ १ २
यह्वाइव प्र वयामुज्जिहानाः प्र भानवः सस्त्रते नाकमच्छ॥ १॥

પદાર્થ : जनानां समिधा-ઉપાસકજનોની સમિધ = આત્મસમિધ આત્મરૂપ ઈધ્મ - આત્મસમર્પણથી अग्निः-अबोधि- પરમાત્માગ્નિ ઉપાસકોનાં હૃદયમાં જાગૃત થાય છે प्रति धेनुम्-इव-आयतीम्-उषासम्-જેમ પૃથિવીનાં પ્રત્યે-પૃથિવી પર સૂર્યરૂપ અગ્નિ આવતાં ઉષા-પ્રભાતવેળામાં પ્રકટ થાય છે यह्वाः-इव वयां प्रोज्जिहानाः-જેમ મહાન-અનેક પક્ષીઓ ડાળીઓ પર પ્રકૃષ્ટરૂપથી ઉતરે છે - આશ્રય લે છે, તેમ

भानवः-नाकम्-अच्छ प्रसस्रते-ઉપાસકના પ્રજ્ઞાન-આત્મભાવનાઓ પ્રકાશિત થઈને તે નિતાન્ત સુખરૂપ પરમાત્માને પ્રકૃષ્ટરૂપથી પ્રાપ્ત થાય છે. (૧)

*ભાવાર્થ : આત્મ સમિધાથી - આત્મસમર્પણથી જેમ ઉષાકાળમાં સૂર્ય પૃથિવી પર પ્રકાશમાન થાય છે, તેમ ઉપાસકોના હૃદયમાં પરમાત્મા પ્રકાશમાન થાય છે. ઉપાસકની સંપૂર્ણ આત્મભાવનાઓ - મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર સર્વે પ્રકાશિત થઈને, જેમ શાખા-ડાળી પર પક્ષી આશ્રય લે છે, તેમ તે સુખસ્વરૂપ પરમાત્માને પ્રાપ્ત કરે છે. (૧)*

**૭૪. प्र भूर्जयन्तं महां विपोधां मूरैरमूरं पुरां दर्माणम्।**
**नयन्तं गीर्भिर्वना धियं धा हरिश्मश्रुं न वर्मणा धनर्चिम्॥ २॥**

પદાર્થ : प्रभूः-સંસાર રચનામાં સંભવ સમસ્ત શક્તિઓમાં जयन्तम्-પહોંચેલ महां विपोधाम् મહાન અને વિપ = મેધાવી - ઋષિ - મુમુક્ષુ ઉપાસકોને ધારણ કરનાર मूरैः पुरां दर्माणम्-अमूरम्-મૂઢ અજ્ઞાન બદ્ધ જીવાત્માઓ દ્વારા પ્રાપ્ત પુરો = શરીરોનું પ્રદાન કરીને વિદારણ કરનાર અમૂઢ - જ્ઞાનપૂર્ણ સર્વજ્ઞ-અજ્ઞાન બંધનથી રહિત गीर्भिः-वनाधियं नयन्तम्-સ્તુતિઓ દ્વારા વનો-વનનીય શ્રેષ્ઠ ગુણો અને બુદ્ધિને પ્રાપ્ત કરાવનાર वर्मणा हरिश्मश्रुं न પ્રકાશરૂપ વારણ ઘેરાવની દૃષ્ટિથી જ્ઞાનપ્રકાશનો ઘેરાવો નાખનાર હોવાથી સૂર્યસમાન જ્ઞાનસૂર્ય બનેલા धनर्चि धाः-ધારણ કરવા યોગ્ય અર્ચિ = જ્યોતિયુક્ત પરમાત્માને ધારણ કર-ધ્યાનમાં લાવ. (૨)

*ભાવાર્થ : સમસ્ત સંસારની રચનામાં શક્તિશાળી અને મુમુક્ષુ ઉપાસકના આધાર, સર્વજ્ઞ તથા અજ્ઞાનથી બંધાયેલ જીવાત્માઓના ઉદ્ધારક, સ્વયં અજ્ઞાન બંધનથી રહિત, સ્તુતિઓ દ્વારા શ્રેષ્ઠ ગુણો અને બુદ્ધિને પ્રાપ્ત કરાવનાર, સૂર્યસમાન સ્વયં પ્રકાશથી પૂર્ણ અને ધારણ કરવા યોગ્ય જેની અર્ચના અથવા જ્યોતિ છે, એવા પરમાત્માની ધ્યાન, ઉપાસના કરવી જોઈએ. (૨)*

**૭૫. शुक्रं ते अन्यद्यजतं ते अन्यद् विषुरूपे अहनी द्यौरिवासि।**
**विश्वा हि माया अवसि स्वधावन्भद्रा ते पूषन्निह रातिरस्तु॥ ३॥**

પદાર્થ : स्वधावन् पूषन्-હે રસવન્ - જીવનરસ અને મોક્ષરસ આપનાર રસીલા તથા પોષણ કર્તા પરમાત્મન્ ! ते-તારા विषूरूपे अहनि-પરસ્પર વિષમરૂપ - વિરુદ્ધ રૂપવાળા અહન્તવ્ય બે દિવસમાન છે ते-તારા अन्यत् शुक्रम्-એક તો શુભ્ર - પ્રકાશમાન મોક્ષનામક દિવસરૂપ છે. ત્યાં (न तत्र सूर्यो भाति न चन्द्रतारकं नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः કઠ.૫-૧૫) સૂર્ય, ચંદ્ર, તારા પ્રકાશ કરી શકતા નથી. વિદ્યુત્ ચમક બતાવતી નથી. ત્યાં અગ્નિ શું કરી શકે ?

अन्यत्-यजतम्-બીજો એક યજનીય-યજનમાં આવવા યોગ્ય આચરણમાં લાવવા યોગ્ય રાત્રિ સમાન સંસાર નામક છે, આ રીતે द्यौः-इव-असि-તું સૂર્ય સમાન છે, જેમ સૂર્ય દિવસ અને રાત્રિનો

આધાર છે અથવા હેતુ છે, તેમ તું મોક્ષ અને સંસારનો આધાર અથવા હેતુ છે. विश्वाः मायाः-हि-अवसि-અને તું સંસાર રૂપ પોતાની સમસ્ત માયાઓ પ્રકૃતિજન્ય કૃતિઓની અમારા માટે રક્ષા કરે છે-યથાવત્ રચના અને ધારણ કરે છે તથા ते भद्रा रातिः इह-अस्तु-ભજનીય ભાનવતી દત્તિ-દેવા-મોક્ષ સંપત્તિ આ મનુષ્ય જીવનમાં પ્રાપ્ત થાય. (૩)

*ભાવાર્થ : પરમાત્મા ઉપાસકજનોનાં પોષક અને આનંદરસપ્રદ છે. અમને સંસારમાં પુષ્ટ કરે છે, યોગ્ય બનાવે છે અને મોક્ષમાં આનંદરસ પ્રદાન કરે છે. સંસાર અને મોક્ષ તેના દિવસ અને રાત સમાન છે, તે એનો આધાર અથવા હેતુ છે; જેમ સૂર્ય દિવસ અને રાતનો આધાર અથવા હેતુ છે. ઉપાસકોને માટે પરમાત્મા સંસાર ભાગમાં પ્રકૃતિની વિકૃતિથી વિભિન્ન રચનાઓની રક્ષા કરે છે અને મોક્ષમાં કલ્યાણ આનંદ સંપત્તિ આપે છે. (૩)*

**૭૬. इडामग्ने पुरुदꣳसꣳ सनिं गोः शश्वत्तमं हवमानाय साध।**
**स्यान्नः सूनुस्तनयो विजावाग्ने सा ते सुमतिर्भूत्वस्मे ॥४॥**

પદાર્થ : अग्ने-અગ્રણેતા = ઉન્નતિના માર્ગ પર લઈ જનાર પરમાત્મન્ ! इडाम्-સ્તુતિસ્થાન મારી હૃદયભૂમિને गोः सनिम्-સ્તુતિથી સિક્ત બનાવી દે पुरुदंसम्-બહુ જ કર્મશક્તિવાળા शश्वत्तमम्-શાશ્વત મોક્ષસુખનું हवमानाय साध-શુભ આહ્વાન કરનાર ઉપાસકને માટે સિદ્ધ કર; તથા तनयः सूनुः-શરીરને પ્રાપ્ત સુનયનકર્તા પ્રાણ विजावा-વિશેષ પ્રસિદ્ધ - પ્રબળ બને, એવી ते-તારી सा सुमतिः-કલ્યાણમતિ કૃપાભાવના अस्मे-अस्तु-અમારા માટે થાય. (૪)

*ભાવાર્થ : જ્યારે ઉપાસકની હૃદયસ્થલી સ્તુતિથી સિક્ત-આર્દ્ર બની જાય છે, ત્યારે અગ્રણેતા-અગ્રમાર્ગ પર લઈ જનાર પરમાત્મા અનેક કર્મોથી પ્રાપ્ત થનાર મોક્ષસુખ ઉપાસક માટે સિદ્ધ કરે છે; તથા ઉપાસક સંસારમાં પણ પ્રાણ વિશેષ પ્રસિદ્ધ બળવાન, દીર્ઘ અને સ્વસ્થ જીવનવાળો બની જાય છે અને પરમાત્માની કલ્યાણમતિ - કૃપાદૃષ્ટિ પણ પ્રાપ્ત કરે છે. (૪)*

**૭૭. प्र होता जातो महान्नभोविन्नृषद्मा सीददपां विवर्ते ।**
**दधद्यो धायी सुते वयाꣳसि यन्ता वसूनि विधते तनूपाः ॥५॥**

પદાર્થ : महान् होता जातः-મહાન સ્વીકાર કર્તા-અપનાવનાર પ્રસિદ્ધ नृषद्मा-મનુષ્યોમાં વિરાજમાન नभोवित्-તેના હૃદયાકાશમાં પ્રાપ્ત अपां विवर्तेन-પ્રાણોના વિવર્તનથી ગમનાગમન સંસ્થાનને [પ્રાણવહ સ્રોતસને] प्रसीदत्-જીવન પ્રસાદ આપે છે. यः-दधत्-જે એ પ્રાણોને ધારણ કરતાં धायी-તારો ધ્યાતા - ધ્યાન કરનાર ते विधते-તને આત્મસમર્પણ કરવા માટે वयांसि-અન્ન જ્ઞાન જીવનોનો वसूनि-વાસ

ભોગોનો सु-यन्ता-सुदाता-तनूपाः-તારા શરીરનો રક્ષક પરમાત્મા છે. (૫)

*ભાવાર્થ : પરમાત્મા તેને અત્યંત અપનાવનારના હૃદયાકાશને પ્રાપ્ત થઈને, મનુષ્યમાં રહીને, પ્રાણવહ સંસ્થાનમાં જીવન પ્રસાદ આપે છે અને પ્રાણોનો ધારક છે; તે સર્વ પ્રકારનાં અન્ન જ્ઞાન જીવનબળોનો તથા વાસ, ભોગ ધનોનો શ્રેષ્ઠ દાતા છે. (૫)*

## ૭૮. प्र सम्राजमसुरस्य प्रशस्तं पुंसः कृष्टीनामनुमाद्यस्य ।
## इन्द्रस्येव प्र तवसस्कृतानि वन्दद्वारा वन्दमाना विवष्टु ॥ ६ ॥

પદાર્થ : कृष्टीनाम्-મનુષ્યોના अनुमाद्यस्य-असुरस्य-યથાર્થ વંદનીય, પ્રાણપ્રદ તથા પ્રજ્ઞાપદ पुंसः-પૌરુષયુક્ત - સૃષ્ટિ રચનામાં સમર્થ તથા કર્મફળ પ્રદાનમાં સમર્થ પરમાત્માના प्रशस्तं सम्राजम्-પ્રસિદ્ધ સમ્યક્ - રાજમાન સ્વામિત્વને प्र-'પ્રસ્તુત' પ્રકૃષ્ટ રૂપમાં વખાણીને - ધ્યાનમાં લાવ. तवसः-इन्द्रस्य-इव कृतानि- બળવાન સૂર્યની સમાન કર્મ - વિશ્વસંચાલન અને જ્ઞાન પ્રદાન છે તેની પણ प्र-પ્રશંસા કર वन्द द्वारा-તે કર્મ વંદનાનું દ્વાર છે वन्दमाना-विवष्टु-વંદન વચનો - સ્તુતિવચનોને તે ચાહે - સ્વીકાર કરે - કરે છે. (૬)

*ભાવાર્થ : મનુષ્યોના સ્તુતિપાત્ર પરમાત્મા છે, તે પ્રાણ અને પ્રજ્ઞાના દાતા છે, સૃષ્ટિની રચના અને કર્મફળ આપવામાં પૂર્ણ સમર્થ છે, સૂર્યની સમાન તેના પ્રતાપ અને પ્રકાશનું કાર્ય વિશ્વમાં ચાલી રહ્યું છે, જે વંદનાનું સૂચક છે. તે અમારા દ્વારા કરવામાં આવેલી સ્તુતિઓનો સ્વીકાર કરીને અમારા પર કૃપા કરે છે. (૬)*

## ૭૯. अरण्योर्निहितो जातवेदा गर्भइवेत् सुभृतो गर्भिणीभिः ।
## दिवेदिव ईड्यो जागृवद्भिर्हविष्मद्भिर्मनुष्येभिरग्निः ॥ ७ ॥

પદાર્થ : जातवेदाः-अग्निः-સર્વને જાણનાર, જાતમાત્ર, ઉત્પન્ન માત્રમાં વિદ્યમાન પ્રકાશસ્વરૂપ પરમાત્મા अरण्योः निहितः-અરણીના બે કાષ્ઠની સમાન મન અને હૃદયમાં રહેલ છે, મનમાં મનન અને હૃદયમાં નિદિધ્યાસનના દ્વારા પ્રકટ થવાથી गर्भिणीर्भिः-ગર્ભવતી સ્ત્રીઓ દ્વારા गर्भः-इव-इत् सुभृतः-ગર્ભની સમાન સમ્યક્ ધારણ સમાન છે. जागृवद्भिः-हविष्मद्भिः-જાગૃત, સાવધાન અને હૃદયના ભાવથી પૂર્ણ સ્તુતિ રૂપ ભેટ આપનાર मनुष्येभिः-મનુષ્યો દ્વારા दिवे दिवे ईड्यः-પ્રતિદિન સ્તવનીય-ઉપાસનીય-ઉપાસનાથી સાક્ષાત્ કરણીય છે. (૭)

*ભાવાર્થ : પરમાત્મા મહાન ચેતન અગ્નિ છે, જે ગર્ભવતી સ્ત્રીઓમાં ગર્ભની સમાન, ઉપાસકોના હૃદયમાં છૂપાયેલો છે; તથા જેમ બે કાષ્ઠમાં છૂપાયેલો અગ્નિ તેના મંથન-ઘર્ષણથી પ્રકટ થાય છે, તેમ પરમાત્મા મનમાં મનન અને હૃદયમાં નિદિધ્યાસનના સાધન દ્વારા પ્રકાશિત થાય છે, પ્રતિદિન તેના*

*પ્રત્યે હૃદયના ભાવથી પૂર્ણ સ્તુતિ ભેટ આપનાર ઉપાસક સાવધાન બનીને શ્રદ્ધાથી પોતાની અંદર સાક્ષાત્ કરે છે. (૭)*

**૮૦. सनादग्ने मृणसि यातुधानान्न त्वा रक्षाꣳसि पृतनासु जिग्युः।**
**अनु दह सहमूरान् कयादो मा ते हेत्या मुक्षत दैव्यायाः॥८॥**

પદાર્થ : अग्ने-હે શોધક અજ્ઞાન-અંધકાર નાશક પરમાત્મન્ ! તું यातुधानान्-પોતાના પ્રત્યે યાતના ધારણ કરનાર પાપવિચારો તથા અન્યોને પીડા આપનાર પાપીજનોને सनात्-मृणसि-હિંસિત અર્થાત્ નષ્ટ કરે છે - त्वा रक्षांसि पृतनासु न जिग्युः-તને રાક્ષસ - જેનાથી રક્ષા કરવી જોઈએ એવા પાપ વિચારો અને પાપીજનો સંઘર્ષ સંગ્રામોમાં જીતી શકતા નથી मूरान् क्यादः-सह अनुदह-મૂઢ-અજ્ઞાન પરાયણ તથા શરીરનું માંસ ખાનારને એક સાથે ભસ્મ કરી નાખ-કરી નાખે છે. - તુચ્છ અસમર્થ બનાવી દે છે. दैव्यायाः-हेत्याः-તારી દૈવી - તીક્ષ્ણ હેતિ = વજ્ર શક્તિથી ते मा मुक्षत તેઓ છૂટે નહિ - છૂટી શકતા નથી. (૮)

*ભાવાર્થ : પરમાત્મા સદાથી અથવા નિત્ય મનુષ્યોના પીડાદાયક વિચારો-પાપભાવો અને પાપીઓને નષ્ટ કરે છે, પાપ અને પાપી તેની સામે તુચ્છ છે. તે એવા શરીરનું માંસ શોષનારા-સૂકવનારા તથા ખાનારા પાપ-વિચારો અને પાપીઓને એક સાથે ભસ્મ કરવા, તુચ્છ કરવામાં સમર્થ છે, તેના દિવ્ય વજ્રથી કોઈ પાપ અને પાપી બચી શકતા નથી, તેનું ચિંતનબળ પાપને ભગાડનાર તેનો આશ્રય પાપીઓથી રક્ષા કરે છે. (૮)*

## ખંડ-૯

**૮૧. अग्न ओजिष्ठमा भर द्युम्नमस्मभ्यमध्रिगो ।**
**प्र नो राये पनीयसे रत्सि वाजाय पन्थाम् ॥१॥**

પદાર્થ : अधिग्रो-अग्ने-અધૃતગમન = અનિરુદ્ધ ગતિયુક્ત - સર્વથા સર્વદા પૂર્ણ શક્તિશાળી પરમાત્મન્ ! अस्मभ्यम्-અમારા માટે ओजिष्ठं द्युम्नम्-અત્યંત ઓજસ્વી યશ સત્કર્મ કીર્તિને आभर-સર્વત્રથી ધારણ કરાવ; તથા पनीयसे राये वाजाय-પ્રશંસનીય ઐશ્વર્ય - મોક્ષ ઐશ્વર્યને માટે તથા પ્રશંસનીય બળ-આત્મબળને માટે नः पन्था प्ररत्सि-અમારા માર્ગનું નિર્માણ કર-તૈયાર કર. (૧)

*ભાવાર્થ : અપ્રતિહત શક્તિમાન પરમાત્મા ઉપાસકોમાં સંસાર નિર્વાહક મહાન યશને ધારણ કરાવે છે તથા મોક્ષ ઐશ્વર્ય અને આત્મબળની પ્રાપ્તિનો માર્ગ બનાવે છે; તેની ઉપાસના કરવી, શરણ લેવું, પોતાનું આત્મ સમર્પણ કરવું એક કલ્યાણકારી અને પરમ આવશ્યક છે. (૧)*

८२. यदि वीरो अनु ष्यादग्निमिन्धीत मर्त्यः ।
आजुह्वद्धव्यमानुषक् शर्म भक्षीत दैव्यम् ॥ २ ॥

પદાર્થ : यदि 'यत्-इ'-જ્યારે मर्त्यः-મનુષ્ય अग्निम्-इन्धीत-પરમાત્માને પોતાના આત્મામાં પ્રદીપ્ત કરે - ઉપાસનામાં લાવે - ધ્યાન કરે अनु-ફરી वीरः-स्यात्-તે વીર બની જાય, સ્વઆત્મબળથી બળવાન બની જાય - વાસ્તવિક સ્વાશ્રયી વીર બની જાય आनुषक्-हव्यम्-आजुह्वत्-પુનઃ જ્યારે ક્રમશઃ - નિરંતર તે પરમાત્મારૂપ અગ્નિમાં પોતાના આત્મભાવના હવિને સંપૂર્ણ રૂપથી સમર્પિત કરે છે, ત્યારે दैव्यं शर्म भक्षीत-દેવો મુક્તોનું સુખ-મોક્ષાનંદને ભોગવે છે. (૨)

*ભાવાર્થ : મનુષ્ય ધનબળ, શરીરબળ, સત્તાબળ અથવા જનબળના આધારે બળવાન બની શકતો નથી, પરંતુ પરમાત્માનાં શરણમાં જવાથી, તેની આરાધનાથી, તેના પર શ્રદ્ધા રાખવાથી બળવાન બને છે. પુનઃ નિરંતર પરમાત્મા પ્રત્યે પોતાનું સમર્પણ રાખવાથી મોક્ષાનંદને પણ ભોગવે છે. (૨)*

८३. त्वेषस्ते धूम ऋण्वति दिवि संच्छुक्र आततः ।
सूरो न हि द्युता त्वं कृपा पावक रोचसे ॥ ३ ॥

પદાર્થ : पावक-હે પાવન કરનાર પરમાત્મન્ ! ते-તારું त्वेषः-धूमः-તેજસ્વીનું તેજ शुक्रः सन् શુભ બનીને दिवि-आततः-મોક્ષધામમાં સમગ્ર રૂપમાં રહેલ છે ऋण्वति-વિશ્વમાં ગતિ કરી રહેલ છે हि-सूरः-न द्युता-નિશ્ચયથી જેમ સૂર્ય પોતાની દીપ્તિ થી, તેમ त्वं कृपा रोचसे-તું પોતાના તેજોમય સામર્થ્યથી પ્રકાશિત થઈ રહેલ છો. (૩)

*ભાવાર્થ : પરમાત્મન્ ! મોક્ષધામમાં વિદ્યમાન તારું પ્રકાશમય અમૃતસ્વરૂપ સમસ્ત જગતમાં પ્રસારિત થઈ રહેલ છે, જેમ સૂર્ય પોતાની પ્રખર જ્યોતિથી ચમકી રહેલ છે, તેમ તું તારી તેજોમય શક્તિથી વિશ્વમાં છવાઈ ગયો છે. તું મહાન ઉપાસનીય દેવ છે. (૩)*

८४. त्वं हि क्षैतवद् यशोऽग्ने मित्रो न पत्यसे ।
त्वं विचर्षणे श्रवो वसो पुष्टिं न पुष्यसि ॥ ४ ॥

પદાર્થ : अग्ने-હે પ્રકાશમાન પરમાત્મન્ ! त्वं हि-તું क्षैतवत्-यशः-ક્ષિતિ = પૃથિવીનો પાર્થિવ દેહ, પાર્થિવ દેહવાળા ઉદક = જીવનરસ પર पत्यसे- સ્વામીત્વ કરે છે मित्रः-न-પ્રાણની સમાન-પ્રાણ જેમ શરીરના જીવનરસ પર સ્વામીત્વ કરે છે विचर्षणे वसो-હે સર્વ દ્રષ્ટા વસાવનાર પરમાત્મન્ ! त्वम्-તું श्रवः पुष्टिं न पुष्यसि મારા આત્મયશને પણ પુષ્ટિની સમાન-જીવનરસની પુષ્ટિની સમાન પુષ્ટ કરે છે - ઉન્નત કરે છે.

*ભાવાર્થ : હે પરમાત્મન્ ! તું પોતાની મહાન કૃપાથી મારા-ઉપાસકના જીવનરસને પ્રાણની સમાન*

*તેને પ્રવૃદ્ધ કરનાર છે અને મારા આત્મયશને પણ પુષ્ટ-પ્રવૃદ્ધ કરીને પોતાના આશ્રયમાં વસાવનાર છે, હું કેવી ભાવનાથી તારા શરણમાં આવવા ઉત્સુક છું એ તું જાણે છે. તેથી તું મને તારું શરણ પ્રદાન કર. (૪)*

**૮૫. प्रातरग्निः पुरुप्रियो विश स्तवेतातिथिः ।**
**विश्वे यस्मिन्नमर्त्ये हव्यं मर्तास इन्धते ॥ ५ ॥**

પદાર્થ : पुरुप्रियः-અનેક પ્રકારથી પ્રિય अतिथिः-મારા હૃદયગૃહમાં પ્રાપ્ત થનાર अग्निः અગ્રણેતા પરમાત્મન્ ! प्रातः-પ્રાતઃ કાળ - સર્વ કાર્યથી પ્રથમ विशः स्तवेत-મનુષ્ય પ્રજાઓ દ્વારા સ્તવન લાવવામાં આવે-ઉપાસિત કરવામાં આવે यस्मिन्-अमर्त्ये-જે અમરદેવના આશ્રયમાં विश्वे मर्तासः-સર્વ મરણધર્મી-જન્મમરણમાં આવનાર મનુષ્ય हव्यम्-इन्धते-પોતાના મનને શુદ્ધ રૂપમાં પ્રકાશિત કરે છે. (૫)

*ભાવાર્થ : પરમાત્મા સમસ્ત પ્રિય પદાર્થોથી પણ અત્યધિક પ્રિય છે, તે હૃદયગૃહના અતિથિ સત્કરણીય પરમાત્માની મનુષ્ય સર્વ પ્રથમ સ્તુતિ કરે, તેના આશ્રયમાં પોતાના મનને પવિત્ર રૂપમાં પ્રકાશિત કરે. (૫)*

**૮૬. यद् वाहिष्ठं तदग्नये बृहदर्च विभावसो ।**
**महिषीव त्वद् रयिस्त्वद् वाजा उदीरते ॥ ६ ॥**

પદાર્થ : विभावसो-હે વિશેષ બુદ્ધિની સાથે વસનાર ઉપાસક ! અથવા વિશેષ 'ભા' - જ્યોતિ જેમાં વસેલ છે એવા अग्नये-પરમાત્માને માટે यत्-बृहत्-वाहिष्ठम्-જે મહાન જીવનને વહન કરનાર પ્રાણ અથવા મન છે तत्-अर्च-તેને સમર્પિત કર महिषी इव-ભૂમિની સમાન તે પરમાત્માથી त्वद्रयिः-તારું અભીષ્ટ ધન त्वद्वाजाः તારો ભોજ્ય પદાર્થ उदीरते-ઉદ્ગત થાય છે - પ્રકટ થઈ જાય છે. (૬)

*ભાવાર્થ : ઉપાસકનો બહુમૂલ્યવાન પદાર્થ પ્રાણ અથવા મન છે, જો બુદ્ધિમાન તેને પરમાત્માને પ્રત્યે સમર્પિત કરી દે, તો પૃથિવીનું ધન અને મોક્ષપદાર્થ તેને સદા પ્રાપ્ત થતા રહેશે, કારણકે તેના હેતુ અને સ્વામી પરમાત્મા છે. (૬)*

**૮૭. विशोविशो वो अतिथिं वाजयन्तः पुरुप्रियम् ।**
**अग्निं वो दुर्यं वचः स्तुषे शूषस्य मन्मभिः ॥ ७ ॥**

પદાર્થ : वः-તું वाजयन्तः-પોતાના આત્મબળને ચાહવાના કારણે विशः-विशः-પ્રત્યેક મનુષ્યની अतिथिः-સદા સાથે પ્રાપ્ત પૂજ્ય पुरुप्रियम्-બહુ જ પ્રિય वः-शूषस्य दुर्यम्-अग्निम्-તમારા સુખ-કલ્યાણનું ઘર પરમાત્માને मन्मभिः-वचः-મનનીય વચનો દ્વારા તેના ગુણચિંતનનું સ્તુતિ વચનો દ્વારા स्तुषे-સ્તુતિ કરો. (૭)

*ભાવાર્થ : મનુષ્યોએ પોતાના આત્મબળની વૃદ્ધિ માટે સુખ-શાન્તિના ધામ, સદાના સાથી પૂજ્ય પરમાત્માની તેના ગુણચિંતન વચનોથી સ્તુતિ કરવી જોઈએ. (૭)*

**८८. बृहद् वयो हि भानवेऽर्चा देवायाग्नये ।**
**यं मित्रं न प्रशस्तये मर्तासो दधिरे पुरः ॥८॥**

પદાર્થ : भानवे देवाय-अग्नये-સ્વયં પ્રકાશસ્વરૂપ તથા અન્યોને પ્રકાશિત કરનાર પરમાત્મા દેવને માટે बृहद्-वयः-हि-અધિકથી અધિક જીવનકાળ અવશ્ય अर्च-હે ઉપાસકો ! અર્ચિત કરો, કારણ કે मर्तासः प्रशस्तये-મરણશીલ જન્મ-મરણમાં આવેલા જનો પોતાનાં કલ્યાણની પ્રાપ્તિ માટે यं मित्रं न-જેને મિત્રની સમાન पुरः-दधिरे- સન્મુખ લક્ષ્યમાં રાખે છે.

*ભાવાર્થ : સંસારમાં જન્મ-મરણના ફેરા-ચક્કરમાં પડેલાં મનુષ્યોની પ્રશસ્તિ-કલ્યાણ ભાવનાનો નિતાંત સહારો મિત્રની સમાન પરમાત્મા જ છે. તે શોક, દુઃખ, તાપથી ઉપર ઉઠાવી રાખે છે, તેથી પ્રસિદ્ધ પ્રકાશમાન પરમાત્માને માટે પોતાના જીવનકાળનો અધિકાધિક ભાગ તેની અર્ચનામાં અર્પિત કરવો જોઈએ; કારણકે બાળપણમાં તો તેનું ધ્યાન સંભવ નથી, વૃદ્ધાવસ્થામાં અશક્તિ અને રોગોનાં કારણે અલ્પ સંભવ છે અધિક નહિ, તેથી માત્ર યૌવનકાળ-જુવાનીમાં જ તેની આરાધનાના અભ્યાસી બનવું જોઈએ, જેથી વૃદ્ધાવસ્થામાં પણ તે અભ્યાસ સાથ આપશે. (૮)*

**८९. अगन्म वृत्रहन्तमं ज्येष्ठमग्निमानवम् ।**
**यः स्म श्रुतर्वन्नार्क्षे बृहदनीक इध्यते ॥९॥**

પદાર્થ : यः स्म-જે પરમાત્મા જ श्रुतर्वन्-પ્રસિદ્ધ અર્વા-રશ્મિ ઘોડાવાળા સૂર્યમાં बृहदनीके-आर्क्षे-મહાન ખુલ્લા અવકાશમાં નક્ષત્ર, તારાગણ દ્યુ મંડળમાં इध्यते પ્રકાશિત થઈ રહ્યો છે. वृत्रहन्तमं ज्येष्ठम्-आनवम्-अग्निम्-એ પાપ વિનાશક શ્રેષ્ઠ તથા મનુષ્ય સંબંધી ઈષ્ટદેવ પરમાત્માને अगन्म-પ્રાપ્ત કરે. (૯)

*ભાવાર્થ : પરમાત્મા દિવસે સૂર્યની અંદર, રાતે મહાન નક્ષત્ર-તારામંડળમાં પ્રકાશ આપતા સાક્ષાત્ થાય છે. તે મનુષ્યોની અંદર આત્મામાંથી અજ્ઞાન-અંધકાર અને પાપને દૂર કરતા વિદ્યમાન છે. તેનો અમે પોતાની અંદર સાક્ષાત્ કરીએ. (૯)*

**९०. जातः परेण धर्मणा यत् सवृद्भिः सहाभुवः ।**
**पिता यत्कश्यपस्याग्निः श्रद्धा माता मनुः कविः ॥१०॥**

પદાર્થ : अग्निः-પાપો-વાસનાઓના શોધક જ્ઞાનપ્રકાશક પરમાત્મા यत्-જે कश्यपस्य पिता સૂક્ષ્મદર્શી

મનનો નિરોધ કરનારા યોગીના પિતા-પાલક श्रद्धामाता- શ્રદ્ધાવાળા શ્રદ્ધાયોગમાં પ્રજ્ઞાની પશ્ચાત્ નિષ્ઠાવાળા આત્મસમર્પીની માતા-માન કરનાર - આશ્રય આપનાર मनुः कविः-મનન કરનારના અનૂચાન = ગુરુ છે यत् सवृद्भिः सहाभुवः-જ્યારે એની સાથે સમાગમ વર્તન કરનારાના દ્વારા સહભાવને પ્રાપ્ત થયેલ પરમાત્મા परेण धर्मणा जातः-અલૌકિક અમૃતગુણથી પ્રસિદ્ધ - સાક્ષાત્ થયા કરે છે. (૧૦)

*ભાવાર્થ : પરમાત્મા સૂક્ષ્મદર્શી અભ્યાસીના પિતા-પાલક, શ્રદ્ધાયુક્ત વૈરાગ્યવાનની માતા અને મનન શીલના આચાર્ય - ગુરુ બનીને તેના દ્વારા ધારણા, ધ્યાન, સમાધિમાં પરમ અમૃત ગુણ સાથે સાક્ષાત્ થાય છે. આ રીતે તે શ્રવણ, મનન અને નિદિધ્યાસન દ્વારા સાક્ષાત્ થયા કરે છે. (૧૦)*

## ખંડ-૧૦

**૯૧. सोमꣳ राजानं वरुणमग्निमन्वारभामहे ।**
**आदित्यं विष्णुꣳ सूर्यं ब्रह्माणं च बृहस्पतिम् ॥ १ ॥**

પદાર્થ : राजानम्-સર્વત્ર રાજમાન-વિરાજમાન सोमम्- ઉત્પત્તિકર્તા હોવાથી સોમનામક, अग्निम्-અગ્રણાયક હોવાથી અગ્નિનામક, आदित्यम्-અદિતિ-અખંડ સુખસંપત્તિ-મુક્તિના અધિપતિ હોવાથી આદિત્યનામક, विष्णुम्-સર્વમાં વ્યાપક હોવાથી વિષ્ણુનામક, सूर्यम्-સર્વના પ્રેરક અને પ્રકાશક હોવાથી સૂર્યનામક, ब्रह्माणम्-સૃષ્ટિના રચયિતા હોવાથી બ્રહ્મનામવાળા च-અને बृहस्पतिम्-વેદવાણીના રક્ષક હોવાથી બૃહસ્પતિ નામવાળા પરમાત્માને अन्वारभामहे- અનુષ્ઠિત કરો-ઉપાસિત કરો-ઉપાસનામાં લાવો.

*ભાવાર્થ : પરમાત્માને તેના વિભિન્ન ગુણો અને કર્મોનાં કારણે વિભિન્ન નામોથી ઉપાસના કરવા-ઉપાસનામાં લાવવા યોગ્ય છે, સંસારના સોમ આદિ દિવ્ય પદાર્થોમાં ગુણ તે પરમાત્માથી આવે છે, તે જ તેમાં તેના દિવ્યગુણોનું આધાન કરનાર હોવાથી તે તે રૂપ જોવામાં આવે છે, તેથી તે તે રૂપમાં અને યોગાવશાત્ ધર્મવાન હોવાથી એવા સ્મરણ કરવા યોગ્ય છે, મનુષ્ય સોમ આદિ સાંસારિક પદાર્થોમાં જ ફસાયેલો રહે નહિ. (૧)*

**૯૨. इत एत उदारुहन् दिवः पृष्ठान्या रुहन् ।**
**प्र भूर्जयो यथा पथोद् द्यामङ्गिरसो ययुः ॥ २ ॥**

પદાર્થ : एते-अङ्गिरसः-એ સોમ આદિ નામવાળા પરમાત્માના ઉપાસકો શ્રવણશીલ, મનનશીલ, નિદિધ્યાસનશીલ આત્મસમર્પણ દ્વારા અંગી-અંગોના સ્વામી પોતાના આત્માને રસીલા બનાવનાર યોગીજનો इतः-उदारुहन्-મર્ત્ય સ્થિતિથી ઉપર ઉઠી જાય છે. પુનઃ ઉપર ઊઠતાં ઊઠતાં दिवः पृष्ठानि आरुहन्-સૂર્યની પીઠ પર - સૂર્યના તેજ કિરણો પર આરૂઢ બની જાય છે. द्यां प्रययुः-તે જ કિરણો દ્વારા અમૃત ધામમાં પ્રગમન કરી જાય છે - પ્રાપ્ત થઈ જાય છે. यथा भूर्जयः पथः-જેમ સ્વગુણ પરાક્રમોથી

ભૂમંડળ પર વિજય પ્રાપ્ત કરીને રાજા લોકો ઉત્તમ શાસન માર્ગોને પ્રાપ્ત કરે છે.

*ભાવાર્થ : સોમ આદિ નામોથી પરમાત્માની ઉપાસના કરનારા શ્રવણ, મનન, નિદિધ્યાસન પરાયણ ઉપાસકજનો અંગોના સ્વામી આત્માને રસીલા બનાવનાર યોગીજનો મરણ દેહથી ઉપર ઊઠીને સૂર્યનાં તેજોરૂપ કિરણો પર આરૂઢ થઈ જાય છે. પુનઃ અમૃતરૂપ મોક્ષધામને પ્રાપ્ત થઈ જાય છે. જેમ ભૂમિનો વિજય કરતા રાજાલોક ઉત્તમ શાસન માર્ગોને પ્રાપ્ત થાય છે. (૨)*

**९३. राये अग्ने महे त्वा दानाय समिधीमहि ।**
**ईडिष्वा हि महे वृषन् द्यावा होत्राय पृथिवी ॥ ३ ॥**

પદાર્થ : अग्ने-હે પ્રકાશસ્વરૂપ પરમાત્મન્ ! महे दानाय राये-મહાન દાન મોક્ષ ઐશ્વર્યને માટે त्वा समिधीमहि-તને પોતાની અંદર પ્રકાશિત કરે - સાક્ષાત કરે, તે માટે वृषन्-જીવન સૃષ્ટિ કરનાર ! તું महे होत्राय-તારા મહાન દાન મોક્ષ ઐશ્વર્યના પ્રતિકારમાં અમારા મહાન હોત્ર-આત્મસમર્પણને માટે द्यावापृथिवी हि ईडिष्व-અમારા પ્રાણ, ઉદાનની વૃદ્ધિ કર. (૩)

*ભાવાર્થ : પ્રકાશસ્વરૂપ પરમાત્મન્ ! તારું દાન મહાન છે, જે મોક્ષ ઐશ્વર્યરૂપ છે, તેનાથી મોટું બીજું કોઈ દાન નથી, તેની પ્રાપ્તિ માટે અમે પોતાની અંદર તને સ્થાપિત કરીએ-સાક્ષાત્ કરીએ, તેના ઉપાય અથવા તેના પ્રતિકાર અથવા પરિવર્તનમાં અમે પણ અમારા આત્મભાવથી સ્તુતિ સમર્પણની તને ભેટ ધરી શકીએ, તે માટે પ્રાણ અને ઉદાનની વૃદ્ધિ અર્થાત્ અમને સ્વસ્થ અને દીર્ઘજીવી બનાવી દે. (૩)*

**९४. दधन्वे वा यदीमनु वोचद् ब्रह्मेति वेरु तत् ।**
**परि विश्वानि काव्या नेमिश्चक्रमिवाभुवत् ॥ ४ ॥**

પદાર્થ : यत्-ईम्-दधन्वे-જે ઉપાસક એ આત્મસમર્પણ દ્વારા ઈષ્ટદેવ પરમાત્માનો સાક્ષાત્ પ્રાપ્ત કરી લે છે वा-અને अनुवोचत्-ब्रह्म-इति-પછી અન્યોને તેનું પ્રવચન કરે છે એવા अव्ययार्थनिबन्धनम्-બ્રહ્મ-સર્વથી અધિક પ્રાપ્તવ્ય દેવ છે तत्-જેથી તે वेः-उ-નિશ્ચિત કાંતિમાન તથા અન્યોના કમનીય = ચાહવા યોગ્ય બની જાય છે તથા विश्वानि काव्या परिभुवत्-સમસ્ત જીવન જ્ઞાન-વિજ્ઞાનોને પરિભવ કરે છે; ઘેરી લે છે, આશ્રય બની જાય છે. चक्रं नेमिः-इव-જેમ પૈડાની પરિધિ પૈડાને ઘેરી લે છે - આશ્રયમાં લઈ લે છે. (૪)

*ભાવાર્થ : યોગાભ્યાસ અને આત્મસમર્પણ દ્વારા જે ઉપાસક પરમાત્માનો સાક્ષાત્ પ્રાપ્ત કરી લે છે અને પોતાના સાક્ષાત્ જ્ઞાનના અનુસાર તેનો અન્યોને ઉપદેશ આપે છે કે, બ્રહ્મ આવો મહત્ત્વપૂર્ણ દેવ છે, ત્યારે તે સ્વયં કાંતિમાન બનીને અન્યોનો પણ કમનીય-ચાહવા યોગ્ય બની જાય છે; તથા સમસ્ત જીવનના જ્ઞાન-વિજ્ઞાનોની પરિધિ-આશ્રય બની જાય છે. (૪)*

१ २ ३ १२ ३ १२ ३ २ ३ २३ १२
**९५. प्रत्यग्ने हरसा हरः शृणाहि विश्वतस्परि ।**
३ १२ ३ २ ३ २ ३क २र ३क २र
**यातुधानस्य रक्षसो बलं न्युब्ज वीर्यम् ॥५॥**

પદાર્થ : अग्ने-હે પાપતાપક, દોષશોધક, અજ્ઞાન-અંધકાર નિવારક પરમાત્મન્ ! તું हरसा-પોતાના તેજથી यातुधानस्य रक्षसः-મને યાતના પીડા ધારણ કરનાર તથા જેનાથી અમે અમારી રક્ષા કરીએ છીએ એવા પાપ, રોગ, દોષને हरः-જ્વલનવેગ, બળને विश्वतः परि-સર્વત્રથી, સર્વ રીતે, સર્વથા प्रति शृणाहि-પ્રતિહિંસિત કરી નાખ, પ્રતિરોધ દ્વારા નષ્ટ કરી નાખ. बल वीर्यं न्युब्ज-પ્રબળ પ્રભાવને પણ પૂર્વરૂપમાં ઋજુ-નિર્બળ કરી નાખ. (૫)

*ભાવાર્થ : પરમાત્મા આત્મસમર્પી ઉપાસકોનાં પાપ, રોગ, દોષ અને તેના પૂર્વરૂપોને પોતાનાં તેજથી સર્વથા અકિંચિત્કર - નિર્બળ કરી નાખે છે. (૫)*

१ २ ३ १ ३ ३ २ ३ १ २ ३ ३ ३ २
**९६. त्वमग्ने वसूँरिह रुद्राँ आदित्याँ उत ।**
१ २ ३ २उ ३ १ २ ३ १ २
**यजा स्वध्वरं जनं मनुजातं घृतप्रुषम् ॥६॥**

પદાર્થ : अग्ने-હે પ્રકાશક, તેજસ્વી, અગ્રણેતા પરમાત્મન્ ! त्वम्-તું स्वध्वरं धृतप्रुषं मनुजातं जनं प्रति-સુંદર અધ્યાત્મ યજ્ઞકર્તા રેતઃ-વીર્યથી પરિપૂર્ણ - બ્રહ્મચર્ય સંપન્ન સંયમી દેવ-દિવ્યગુણયુક્ત વિદ્વાન તથા ઉપાસક જન પ્રત્યે वसून् रुद्रान्-आदित्यान्-उत-વસુનામક વસાવનાર-જીવન આપનાર પ્રાણોને, રુદ્રનામક રડાવનાર પ્રાણોને, આદિત્યનામક રસનું આદાન કરનારા પ્રાણોને यज-સંગમનીય- શ્રેષ્ઠ-ઉપયુક્ત બનાવ-બનાવે છે. (૬)

*ભાવાર્થ : સદ્‌ગુણયુક્ત, બ્રહ્મચર્ય સંપન્ન, સંયમી અધ્યાત્મયજ્ઞના કર્તા ઉપાસકનું જીવન ધારણ કરાવનાર પ્રાણોને, દોષશોધક પ્રાણોને તથા આહાર ગ્રહણ કરાવનાર પ્રાણોને પરમાત્મા ઉપયુક્ત બનાવી દે છે. (૬)*

॥ इति प्रथमः प्रपाठकस्य द्वितीयोऽर्धः ॥



## अथ द्वितीयः प्रपाठकः प्रथमोऽर्धः ॥

### ખંડ-૧

**૯૭. पुरु त्वा दाशिवाँ वोचेऽरिरग्ने तव स्विदा ।**
**तोदस्येव शरण आ महस्य ॥ १ ॥**

પદાર્થ : अग्ने-જીવન પ્રગતિદાતા પરમાત્મન્ ! पुरुदाशिवान्-હું અનેક પ્રકારથી મારા આત્માનો દાની-સ્વાત્મસમર્પી त्वा-आ-वोचे-તને સમગ્ર રૂપથી પ્રાર્થના કરું છું, કારણકે अरिः-તું જ સ્વામી છે तोदस्य-इव-तव महस्य शरणे स्वित्-आ-તું મહાન પ્રેરક, આજ્ઞાદાતા, ગૃહસ્વામીના શરણમાં-આશ્રયમાં સેવકની સમાન આવી પહોંચું, એવો સંકલ્પ છે. (૧)

*ભાવાર્થ : હે પરમાત્મન્ ! હું તારા પ્રત્યે આત્મ સમર્પણ કરીને નિરંતર પ્રાર્થના કરું છું કે, તારા મહાન ગૃહસ્વામીનાં શરણમાં સેવકની સમાન હું આવી જાઉં, તારો કૃપાપાત્ર બની જાઉં. (૧)*

**૯૮. प्र होत्रे पूर्व्यं वचोऽग्नये भरता बृहत् ।**
**विपां ज्योतींषि बिभ्रते न वेधसे ॥ २ ॥**

ભાવાર્થ : न-હવે विपाम्-મેધાવી વિદ્વાનોની ज्योतींषि-જ્ઞાન રશ્મિઓને बिभ्रते-ધારક, પોષક, वेधसे-વિધાતા, होत्रे-દાતા - મોક્ષદાતા, अग्नये-જ્ઞાન પ્રકાશક પરમાત્માને માટે पूर्व्यंवचः-શ્રેષ્ઠોમાં શ્રેષ્ઠ, પૂર્ણ શ્રેષ્ઠ, મંત્ર વચનોમાં નામોથી પણ શ્રેષ્ઠ સ્તુતિ વચન - ઓમ્‌ને बृहत् प्रभरत-હે ઉપાસકો ! અધિકાધિક ભેટ ધરો. (૨)

*ભાવાર્થ : વિધાતા, જ્ઞાનપ્રકાશક પરમાત્મા વિદ્વાનો આરંભકાલીન અર્થાત્ સૃષ્ટિના પ્રારંભમાં ઉત્પન્ન ઋષિઓને માટે જ્ઞાન રશ્મિઓ ધારણ કરે છે અને પ્રદાન કરે છે, તે જ મોટા-મોટા જ્ઞાનીઓના જ્ઞાનદાતા ગુરુ છે, ("पूर्वेषामपि गुरुः कालेनानवच्छेदात्" - યોગ૦ ૧.૨૬) તે એવા મહાન પરમ ગુરુની શ્રેષ્ઠ સદ્‌ભાવથી સ્તુતિ સ્તવન અને શ્રેષ્ઠ નામ ઓમ્'નો જપ કરવો જોઈએ. (૨)*

**૯૯. अग्ने वाजस्य गोमत ईशानः सहसो यहो ।**
**अस्मे देहि जातवेदो महि श्रवः ॥ ३ ॥**

પદાર્થ : सहसः यहो-હે ઓમ્ ના જપરૂપ સ્વાધ્યાય-વૈરાગ્ય અને તદર્થ ભાવનારૂપ યોગાભ્યાસના સંપાતરૂપ સંઘર્ષણ બળ અર્થાત્ આધ્યાત્મિક ઓજ થી ગત પ્રાપ્ત - પ્રકાશિત સાક્ષાત્ થનાર પરમાત્મન્ ! ["स्वाध्यायाद योगमासीत योगात् स्वाध्यायमामनेत् । स्वाध्यायोग सम्पत्त्या परमात्मा प्रकाशते"- યોગ૦ ૧.૨૮ - વ્યાસ] जातवेदः-अग्ने-જેનાથી વેદ ઉત્પન્ન થયા છે એવા પ્રકાશ સ્વરૂપ પરમાત્મન્ ! તું गोतमः-वाजस्य ईशानः-વેદવાણીરૂપ ધનનો સ્વામી છે अस्मे महि श्रवः-देहि-અમારા માટે તે મહાન

ધન-જ્ઞાન રૂપને પ્રદાન કર-અમારા જીવનમાં આચરણ કરાવ-ધારણ કરાવ. (૩)

*ભાવાર્થ : પરમાત્મા વેદવાણીરૂપ જ્ઞાનધનનો ધની સ્વામી છે, તે ઓમ્-નામ જપ - સ્વાધ્યાય અને અર્થભાવનરૂપ યોગ દ્વારા અથવા વૈરાગ્ય અને અભ્યાસથી સાક્ષાત્ થનાર છે, તેની ઉપાસનાથી વેદોનું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થાય છે. (૩)*

**१००. अग्ने यजिष्ठो अध्वरे देवान् देवयते यज ।**
**होता मन्द्रो वि राजस्यति स्त्रिधः ॥४॥**

પદાર્થ : अग्ने-હે અગ્રહોતા = આગળ લઈ જનાર પરમાત્મન્ ! તું मन्द्रः-આનંદિત કરનાર-સુખ આપનાર होता-પોતાનાં શરણ લેનાર यजिष्ठः-અત્યંત યાજક अध्वरे-અધ્યાત્મયજ્ઞમાં देवयते-તને-દેવને ચાહનારને માટે देवान्-દિવ્યગુણોની यज-સંગત કરાવ. स्त्रिधः ક્ષય કરનાર હિંસક, દુ:ખદાયક, કામવાસના આદિ દોષોને अति विराजसि-દબાવીને, અકિંચિત્ કરીને વિરાજમાન રહે. (૪)

*ભાવાર્થ : અગ્રણેતા પ્રેરક પરમાત્મન્ ! તું મને સ્વીકાર કરનાર પોતાના શરણમાં લેનાર પ્રશસ્ત યાજક બનીને મારા અધ્યાત્મ બળમાં તને-ઈષ્ટદેવને ચાહનાર હું આધ્યાત્મિક યજમાન ઉપાસકને માટે દિવ્યગુણોને ધારણ કરાવ, કામવાસના આદિ શોષક જીવન રસહીન કરનાર દોષોને બળહીન અને અકિંચિત્કર બનાવી દે. (૪)*

**१०१. जज्ञानः सप्त मातृभिर्मेधामाशासत श्रिये ।**
**अयं ध्रुवो रयीणां चिकेतदा ॥५॥**

પદાર્થ : सप्त-સાત मातृभिः-જ્ઞાનનું માનકલેવર દર્શાવનારી ગાયત્રી આદિ છંદોમયી જ્યોતિઓ દ્વારા जज्ञानः-પરમાત્માને જાણતો ઉપાસક श्रिये मेधाम्-आशासत શ્રી = ભદ્રા કલ્યાણમયી સ્થિતિ મેધા = ઉત્તમ બુદ્ધિની કામના કરે છે अयं ध्रुवः-એ અવિનાશી એકરસ પરમાત્મા रयीणाम्-आ-चिकेतत्-સમસ્ત કલ્યાણકારી ધન સંપદાઓને સારી રીતે આપે છે-જ્ઞાન કરાવે છે. (૫)

*ભાવાર્થ : પરમાત્માનું જ્ઞાન તેની સાત છંદોવાળી વેદરૂપ જ્ઞાન જ્યોતિઓ સારી રીતે કરાવે છે, ઉપાસક તેની કલ્યાણ કામનાને માટે મેધાને પ્રાપ્ત કરીને નિશ્ચય કરી લે છે કે, તે એકરસ અવિનાશી પરમાત્મા જ સમસ્ત ધન સંપત્તિઓનું જ્ઞાન કરાવે છે; તેનો આશ્રય લેવો અને વેદ સ્તવનો દ્વારા તેની ઉપાસના કરવી જોઈએ. (૫)*

**१०२. उत स्या नो दिवा मतिरदितिरूत्यागमत् ।**
**सा शन्ताता मयस्करदप स्त्रिधः ॥६॥**

પદાર્થ : स्या मतिः-તે મેધા अदितिः-અખંડ માતૃરૂપ-અમારા માટે સુખ સાધનોનું નિર્માણ કરનાર

પરમાત્માની પાસેથી नः-ऊत्या-दिवा-आगमत्-અમારી રક્ષાને માટે પ્રતિદિન-નિરંતર વૃદ્ધિ પામતી અમને સમગ્રરૂપથી પ્રાપ્ત થયા કરે-આવતી રહે सा शंताता-તે શાન્તિ પ્રદાન કરે, मायस्करत्-સુખી કરે-સુખ દેતી રહે स्त्रिधः-अप-કામવાસના આદિ જીવનરસ શોષક દોષોને દૂર કરતી રહે. (૬)

*ભાવાર્થ : અખંડ પરમાત્મશક્તિની આરાધનાથી તે મેધા-બુદ્ધિ નિરંતર આવે છે, પ્રતિદિન વૃદ્ધિ પામતી રહે છે, સમસ્ત પોષક જીવનરસની વૃદ્ધિ કરે છે, કામવાસના આદિ દોષોને દૂર કર્યા કરે છે, તેથી પરમાત્માની સદા આરાધના કરવી જોઈએ. (૬)*

१ २ ३ १ २ ३ २ १ २ ३ १ २
**१०३. ईडिष्वा हि प्रतीव्यां३ यजस्व जातवेदसम् ।**
३ १ २ ३ १ २
**चरिष्णुधूममगृभीतशोचिषम् ॥ ७ ॥**

પદાર્થ : प्रतिव्यम्-પ્રત્યેક પદાર્થના પ્રતિ વ્યાપન યોગ્ય चरिष्णुधूमम्-ચરણશીલ ફેલાવનાર ગુણ અથવા ધૂમ સમાન વ્યાપ્તિવાળા अगृभीतशोचिषम्-અસીમિત તેજવાળા, जातवेदसम्-સર્વ ઉત્પન્ન પ્રાદુર્ભૂતને જાણનાર સર્વજ્ઞ પરમાત્માને ईडिष्व हि-સ્તુતિમાં લાવ-તેની નિરંતર સ્તુતિ કર यजस्व-જીવનમાં સંગત કર તે અનુસાર ગુણ ધારણ અને આચરણ કર. (૭)

*ભાવાર્થ : હે માનવ ! અસીમિત તેજવાળા પરમાત્માની વ્યાપ્તિ મહાન છે, દૂર-દૂર સુધી પહોંચે છે, તે પ્રત્યેક પદાર્થમાં વ્યાપન થવા યોગ્ય સર્વજ્ઞ છે, તેથી તેની સ્તુતિ સદા કરવી જોઈએ અને જીવનમાં તેના ગુણ આદેશ ધારણ કરવા જોઈએ. (૭)*

१ २र ३ १ २ ३ २ ३ १ २ ३ १ २
**१०४. न तस्य मायया च न रिपुरीशीत मर्त्यः ।**
२ ३ १ २ ३ १ २ ३ १ २
**यो अग्नये ददाश हव्यदातये ॥ ८ ॥**

પદાર્થ : यः-જે જન हव्यदातये-હવ્ય સ્તુતિરૂપ ભેટનું દાન જેના માટે છે એવા अग्नये-અગ્રણાયક પરમાત્માને માટે ददाश-જે આપે છે, અન્યને માટે નહિ અર્થાત્ જે માત્ર પરમાત્માની સ્તુતિમાં પોતાનું જીવન વિતાવે છે, અન્યની સ્તુતિમાં નહિ. रिपुः-मर्त्यः च न-શત્રુજન પણ मायया-પ્રજ્ઞાછળ બુદ્ધિથી न तस्य ईशीत- તેના પર સ્વામીત્વ કરી શકતો નથી. દબાવી શકતો નથી. (૮)

*ભાવાર્થ : એક માત્ર પરમાત્મા જ સ્તુતિને યોગ્ય છે, જે તેને સ્તુતિઓ દ્વારા પોતાનું સમસ્ત જીવન જ અર્પણ કરી દે છે. શત્રુનો તેના પર કોઈ પ્રભાવ પડી શકતો નથી, કોઈ હાનિ પહોંચાડી શકતો નથી, કારણ કે તે એકલો નથી તેની સાથે તેનો પરમાત્મા સદા રક્ષક છે. (૮)*

२ ३ १ २ ३ २ ३ २ ३ १ २ ३क २र
**१०५. अप त्यं वृजिनं रिपुं स्तेनमग्ने दुराध्यम् ।**
१ २ ३ २ ३ २
**दविष्ठमस्य सत्पते कृधी सुगम् ॥ ९ ॥**

પદાર્થ : सत्पते अग्ने-હે સન્માર્ગગામી જનોના પાલક, સર્વ શ્રેષ્ઠ પરમાત્મન્ ! તું त्यं वृजिनं रिपुं

स्तेनं दुराध्यम्-તે સન્માર્ગના વિરોધી કુટિલ = કપટી, પાપી, શત્રુ, ચોર, અનિષ્ટ ચિંતકને दविष्ठम्-अपास्य-અત્યંત દૂર-પૃથક્ કર, सुगम्-कृधि-સન્માર્ગી બનાવી દે. અથવા વર્જનીય એવા પાપ, શત્રુભાવ, ચોર પ્રવૃત્તિ તથા અનિષ્ટ ચિંતનને અમારાથી અત્યંત દૂર રાખો-રાખ, પરંતુ અમારામાં સુમતિવાળો સદ્‌ભાવ ઉત્પન્ન કર. (૯)

*ભાવાર્થ : પરમાત્મા સન્માર્ગીજનોનો હંમેશા રક્ષક છે એની શરણે-ઉપાસનાથી પાપી-પાપભાવ, શત્રુ-શત્રુભાવ, ચોર-ચોરપ્રવૃત્તિ, ચૌર્યકર્મ, અનિષ્ટ ચિંતનથી માણસ બચતો રહે છે એટલે કે સુપ્રવૃત્તિવાળો બનાવી દે છે. (૯)*

**१०६. श्रुष्ट्यग्ने नवस्य मे स्तोमस्य वीर विश्पते ।**
**नि मायिनस्तपसा रक्षसो दह ॥ १० ॥**

પદાર્થ : वीर विश्पते-अग्ने-હે શક્તિમાન-પ્રાણીમાત્રના સ્વામિન્ ! હે શક્તિમાન્ પ્રજામાત્ર-પ્રાણીમાત્રના સ્વામિન્ ! मे-મારા नवस्य स्तोमस्य श्रुष्टी-મારા સ્તુતિ પૂર્ણ છંદ : - હાર્દિક ગાનને સાંભળીને मायिनः-रक्षसः-છળ કરનારા, વિપરીત આચરણવાળા, મનમાં જુદું અને આચરણ જુદું એવા મનુષ્યોથી પોતાને બચાવવા જોઈએ. તેને तपसा निदह-તારા તેજથી, દંડના સામર્થ્યથી ભસ્મ કર અથવા મારી અંદરથી છળયુક્ત વિચારોને ભસ્મ કર. (૧૦)

*ભાવાર્થ : સર્વરક્ષક પરમાત્મા હૃદયથી સ્તુતિ પૂર્ણ ગુણગાનથી છળ પૂર્ણ દુષ્ટ વિચારક અને વિચારોને નષ્ટ કરી દે છે અને પોતાના ઉપાસકની તેનાથી રક્ષા કરે છે. (૧૦)*

## ખંડ-૧૨

**१०७. प्र मꣳहिष्ठाय गायत ऋताव्ने बृहते शुक्रशोचिषे।**
**उपस्तुतासो अग्नये ॥ १ ॥**

પદાર્થ : मंहिष्ठाय-અત્યધિક દાતા, ऋताव्ने-અમૃતવાળા - અમૃતરૂપ મોક્ષાનંદધારી, बृहते-મહાન, शुक्रशोचिषे-શુક્રપ્રકાશસ્વરૂપ, अग्नये-પરમાત્માને માટે उप-स्तोतारः-સમીપ થઈને નિમગ્ન બનીને, હે સ્તુતિ કરનારાઓ ! प्रगायत-ગુણગાન કરો, સ્તુતિ પ્રશંસા કરો.

*ભાવાર્થ : હે આત્મસમર્પણ ભાવથી સ્તુતિ કરનારા ઉપાસકો ! અમૃતરૂપ મોક્ષાનંદ ધારણ કરનારા, અત્યંત દાની, શુભ્ર જ્યોતિઃસ્વરૂપ, મહાન, ઈષ્ટદેવ પરમાત્માની પ્રગાઢ સ્તુતિ, ગુણગાન અને ઉપાસના કરવી જોઈએ. (૧)*

**१०८. प्र सो अग्ने तवोतिभिः सुवीराभिस्तरति वाजकर्मभिः।**

२ ३ २ ३ १ २र
यस्य त्वं सख्यमाविथ ॥ २ ॥

પદાર્થ : अग्ने-હે અગ્રગતિના સાધક પરમાત્મન્ ! त्वं यस्य सख्यं-आविथ-તું જેની મિત્રતા કરે છે-જે તને મિત્ર બનાવી લે છે, सः-તે મનુષ્ય तव-તારી सुवीराभिः-શોભિત પ્રાણોવાળી वाजकर्मभिः-સ્વર્ગનું વિશેષ સુખ આપનાર કર્મ જેનાથી થઈ શકે એવા કર્મ કરાવનારી ऊतिभिः-રક્ષાઓ - અનેકવિધ રક્ષાઓથી प्रतरति-પ્રવૃદ્ધ બની જાય છે. (૨)

*ભાવાર્થ : પરમાત્મન્ ! જ્યારે મનુષ્ય ઉપાસના દ્વારા તારી મિત્રતા કરી લે છે, તને મિત્ર બનાવી લે છે, તારો સ્નેહપાત્ર બની જાય છે, ત્યારે તે પ્રાણ પ્રદાન કરનારી અને સ્વર્ગીય વિશેષ સુખદાયક કર્મ કરાવનારી અનેક પ્રકારની રક્ષાઓથી વૃદ્ધિ પામે છે. (૨)*

१ २ ३क २र ३ १ २ ३ १ २३ १ २
१०९. तं गूर्धया स्वर्णरं देवासो देवमरतिं दधन्विरे ।
३ २ ३ १ २
देवत्रा हव्यमूहिषे ॥ ३ ॥

પદાર્થ : देवासः-અમૃત-મૃત-મરણ-જન્મમરણથી રહિત મુક્ત આત્માઓ स्वर्णरम्-જે સ્વઃ-મોક્ષ પ્રાપક = પહોંચાડનાર, अरतिं देवम्-અન્તર્યામી દેવને दधन्विरे-પ્રાપ્ત કરેલ છે, तं गूर्दूर्धय-તેને અર્ચિત કર-સ્તુતિમાં લાવ; देवत्रा-તે દેવો-અમૃત-અમર મુક્તાત્માઓમાં हव्यम्-સમર્પણીય પોતાના આત્માને ऊहिषे-પહોંચાડવા માટે-તેની ગણનામાં આવવા-તેની શ્રેણીમાં બનવા માટે. (૩)

*ભાવાર્થ : મુક્તિમાં જે મુક્તિપ્રદ અન્તર્યામી દેવને મુક્ત આત્માઓ પ્રાપ્ત કરેલ છે, તેમાં પોતાને પણ પહોંચાડવા માટે તે પરમાત્માની અર્ચના સ્તુતિ કરવી જોઈએ. (૩)*

१ २ ३ १ २ ३ १ २३ १ २ ३ २ ३ २
११०. मा नो हृणीथा अतिथिं वसुरग्निः पुरुप्रशस्त एषः ।
२ ३ १ २ ३२
यः सुहोता स्वध्वरः ॥ ४ ॥

પદાર્થ : यः-જે एषः-એ पुरुप्रशस्तः-અનેક રીતે પ્રશંસનીય सुहोता-અમને સારી રીતે અપનાવનાર स्वध्वरः-અમારા અધ્યાત્મયજ્ઞનો પરમ ઈષ્ટદેવ वसुः-હૃદયઘરમાં વસાવનાર સ્વયં પણ વસનાર अग्निः-જ્યોતિસ્વરૂપ પરમાત્મા છે; अतिथिम्-તે એવા અતિથિ - સત્કાર યોગ્ય સદા અતનશીલ = શરીર રહિત રક્ષકરૂપ પ્રાપ્ત સ્વભાવવાળા પરમાત્મા પ્રત્યે नः-અમારામાંથી કોઈપણ હે મનુષ્ય ! मा हृणीथाः-રોષ - અનાદર અથવા શરમ પ્રદર્શિત કરે નહિ. (૪)

*ભાવાર્થ : જે પરમાત્મા અનેક પ્રકારથી પ્રશંસનીય, અમને સારી રીતે અપનાવનાર, અધ્યાત્મયજ્ઞનો ઈષ્ટદેવ હૃદયમાં વસવા અને વસાવનાર છે; તે એવા સત્કાર કરવા યોગ્ય, રક્ષણ માટે સદા સાથે રહેનારના પ્રત્યે અમારામાંથી કોઈપણ મનુષ્ય પારિવારિક અથવા સામાજિક અથવા રાષ્ટ્રીય સદસ્ય અનાદર ભાવ, નાસ્તિકતા અથવા પોતાની શરમને પ્રદર્શિત ન કરે, દુઃખ અથવા મનથી વિપરીત-મનોવિકારને દૂર કરવા*

*પ્રાર્થના કરે, તેના પર ક્રોધ કરવો, તેનો અનાદર કરવો અથવા તેને દુઃખ-વેદના કહેવામાં શરમ અનુભવવી તો કોણ અમારું ભલું કરશે ? (૪)*

**૧૧૧. भद्रो नो अग्निराहुतो भद्रा रातिः सुभग भद्रो अध्वरः ।**
**भद्रा उत प्रशस्तयः ॥५॥**

પદાર્થ : सुभग-હે શ્રેષ્ઠ ઐશ્વર્યવાન્ ! अग्निः-आहुतः-नः-भद्रः-તું જ્યોતિસ્વરૂપ પરમાત્મા અમારા દ્વારા સમગ્ર રૂપથી ગ્રહણ કરેલ-ધ્યાન કરેલ અમારા માટે કલ્યાણકારી બને, रातिः भद्रा-તારી દાન ધારા અમારા માટે કલ્યાણકારી બને, તેની પ્રાપ્તિ અને ઉપયોગ કલ્યાણ કરે, अध्वरः-भद्रः-યજ્ઞ કલ્યાણકારી થાય, उत प्रशस्तयः-भद्राः-તારા માટે કરવામાં આવેલ ગુણગાન સ્તુતિઓ પણ કલ્યાણકારી બને - ફળદાયક બને. (૫)

*ભાવાર્થ : મહાન ઐશ્વર્યવાન, જ્યોતિસ્વરૂપ પરમાત્માનું સમ્યક્ કરવામાં આવેલ ધ્યાન કલ્યાણકારી બને છે, તેનું દાન પણ કલ્યાણ સાધનાર બને છે, યજ્ઞ તેનું અદિષ્ટ-શ્રેષ્ઠકર્મ કલ્યાણકારી બને છે. તથા તેના વિવિધ ગુણગાન-સ્તુતિઓ પણ કલ્યાણકારી છે. (૫)*

**૧૧૨. यजिष्ठं त्वा ववृमहे देवं देवत्रा होतारममर्त्यम्।**
**अस्य यज्ञस्य सुक्रतुम् ॥६॥**

પદાર્થ : अस्य यज्ञस्य-આ અધ્યાત્મયજ્ઞના सुक्रतुम्-यजिष्ठम्-સુપ્રજ્ઞાવાન અતિશયથી યષ્ટા બ્રહ્મા देवत्रा देवम्-દેવોમાં દેવ-સર્વોત્તમ દેવ-વર આપનારમાં અધિક વર આપનાર अमर्त्यं-होतारम्-મનુષ્યથી ભિન્ન અમર, અવિનાશી હોમનાર ઋત્વિક્ સ્થાનીય त्वा-તારો જ્યોતિઃ-સ્વરૂપ પરમાત્માનો ववृमहे-સ્વીકાર કરીએ છીએ. (૬)

*ભાવાર્થ : અમારા અધ્યાત્મયજ્ઞના શ્રેષ્ઠ ઋત્વિક્ અને બ્રહ્મા પણ દેવોમાં દેવ, ઈષ્ટ વરદાન આપનાર પરમાત્મા જ છે, તેને અમે સદા વરતા રહીએ-સ્વીકાર કરતા રહીએ. (૬)*

**૧૧૩. तदग्ने द्युम्नमा भर यत्सासाहा सदने कं चिदत्रिणम्।**
**मन्युं जनस्य दूढ्यम् ॥७॥**

પદાર્થ : अग्ने-હે તેજઃસ્વરૂપ પરમાત્મન્ ! तत्-द्युम्नम्-आभर-તે તેજસ્વી યશ-યશરૂપી બળને સમગ્ર રૂપથી - પૂર્ણરૂપથી ભરી દે છે यत्-જે जनस्य-अत्रिणं कं चित्-मन्युं दूढ्यम्-અન્ય મનુષ્યના મારા પ્રત્યે કરેલા ઘાતક પાપકર્મને, ક્રોધને, ક્રોધિત વાણીને તથા દુશ્ચિંતન દુર્વિચારને सदने सासाहा-મારા હૃદયગૃહમાં પૂર્ણ રૂપથી સહી શકે; દબાવી શકે તથા जनस्य कं चित् मन्युं दुर्धियम् अत्रिणम्-અન્ય

મનુષ્યના પ્રત્યે ક્રોધ અને દુર્વિચાર જે મારું ભક્ષણ કરનાર છે, તેને सदने सासाह મારા હૃદયગૃહ પૂર્ણરૂપથી દબાવી શકે - જરાપણ ક્યારેય ઉત્પન્ન થવાનો અવસર ન મળી શકે, જેને હું અન્ય મનુષ્યના પ્રત્યે સદા ઉદ્વેગ રહિત અને વેર રહિત રહીને મારા શરીર અને અન્તઃસ્થલને પુષ્ટ કરતો રહું. (૭)

*ભાવાર્થ : ઉપાસકજન અથવા મુમુક્ષુએ પોતાનાં જીવનમાં પરમાત્માનાં તે યશોમય તેજને પૂર્ણરૂપથી ધારણ કરવું જોઈએ અથવા તેની યાચના કરવી જોઈએ, જેથી તેના પ્રત્યે કોઈ અન્ય મનુષ્યને માટે પાપકર્મ, ક્રોધિત વચન અને દુશ્ચિંતનને હૃદયમાં સહન કરી શકે, તેનો પ્રતિરોધ ઊઠે નહિ તથા અન્ય મનુષ્ય પ્રત્યે પણ પોતાનાથી થનારો ક્રોધ, વાણીનો દોષ, દુશ્ચિંતન જે મારું ભક્ષણ કરનાર છે, તેને મારા હૃદયમાં ન ઊઠવા દઊ. આવો ઉપાસક અથવા મુમુક્ષુ પોતાને નિરંતર ઉન્નત કરતો આગળ વધે છે. (૭)*

## ११४. यद्वा उ विश्पतिः शितः सुप्रीतो मनुषो विशे।
## विश्वेदग्निः प्रति रक्षाꣳसि सेधति ॥८॥

પદાર્થ : यत्-वै-उ-જ્યારે પણ નિશ્ચય विश्पतिः-પ્રાણી પ્રજાનો સ્વામી मनुषः विशे-મનુષ્યનાં નિવેશ સ્થાન-હૃદયમાં शितः सुप्रीतः-ઉપાસના રૂપ સ્નેહથી તીવ્ર અને સારી રીતે તૃપ્ત કરી લેવામાં આવે છે, ત્યારે विश्वा-रक्षांसि-इत्-સમસ્ત રાક્ષસો રાક્ષસી વિચારોનું प्रति-सेधति-'प्रतिषेधति'-નિવારણ કરે છે - દૂર કરે છે. (૮)

*ભાવાર્થ : જ્યારે તેજઃ-સ્વરૂપ પરમાત્મા મનુષ્યના - આત્માના નિવેશ સ્થાન હૃદય પ્રદેશમાં ઉપાસનાના સ્નેહ દ્વારા પ્રદીપ્ત અને સારી રીતે તૃપ્ત થઈ જાય છે, ત્યારે તેના રાક્ષસી - રક્ષા કરવા બચવા જેનાથી ઈચ્છે તે એવા તેના પ્રત્યે અન્યોના વિચારોને તથા પોતાના પણ અન્યોના પ્રત્યે ઉત્પન્ન વિચારોનો પ્રતિરોધ કરે છે, હટાવી દે છે. તેથી તે મનુષ્ય નિર્દોષ મુક્તિનો અધિકારી અને પરમાત્માનો પ્રિય બની જાય છે. (૮)*

इति प्रथमोऽध्याय, आग्नेय पर्व, काण्ड समाप्त ॥



# अथ द्वितीयः अध्यायः

## ऐन्द्र पर्व वा काण्ड

### ખંડ-૧

**૧૧૫. तद्वो गाय सुते सचा पुरुहूताय सत्वने। शं यद्गवे न शाकिने॥ १॥**

પદાર્થ : वः-તું આત્મશક્તિ પ્રાર્થીજન ! सुते-બ્રહ્મચર્યકાળમાં જ્ઞાન પ્રાપ્તિ પછી-સ્નાતક બનીને જ सचा-જ્યારે વધૂ-પત્નીનો સાથ હોય, ત્યારે पुरूहूताय-सत्वने-અનેક પ્રકારથી સ્તુતિ કરવા યોગ્ય - સમસ્ત ઐશ્વર્યના દાતા गवे न शाकिने-સાંઢ સમાન શક્ત - શક્તિમાન ઈન્દ્ર - ઐશ્વર્યવાન પરમાત્માને માટે तत्-शं गाय-તે - ગૃહસ્થનો ભાર ઊઠાવવા, સંયમથી રહેવા અને ઐશ્વર્યની પ્રાપ્તિને માટે શં = શાન્ત સુખપૂર્વક ગા-સ્તુતિમાં લાવ.

*ભાવાર્થ : જેમ વિદ્યા સંપન્ન બનીને આચાર્ય પાસેથી સ્નાતક બનીને, પત્નીનો સાથ હોય, ત્યારથી તે અનેક સ્તુત્ય, ઐશ્વર્યદાતા, વૃષભ = સાંઢ સમાન શક્તિમાન પરમાત્માને માટે પોતાના ગૃહસ્થમાં સંયમમાં રહેવા, ઐશ્વર્ય પ્રાપ્ત કરવા, ગૃહસ્થનો ભાર વહન કરવા, ચલાવવા માટે સુખપૂર્વક મધુર ગાન સ્તવન નિત્ય કર્યા કરે અન્યથા ગૃહસ્થમાં જીવનનું પતન સંભવે છે. (૧)*

**૧૧૬. यस्ते नूनं शतक्रतविन्द्र द्युम्नितमो मदः। तेन नूनं मदे मदेः॥ २॥**

પદાર્થ : शतक्रतो-इन्द्र-હે અનેક કર્મરૂપ પરાક્રમવાળા પરમ ઐશ્વર્યવાન પરમાત્મન્ ! ते-તારો यः- જે नूनम्-નિશ્ચય द्युम्नितमः-मदः- અત્યંત યશસ્વી હર્ષ = આનંદ છે, તે અન્ય વસ્તુઓમાં પ્રાપ્ત થનાર નથી. तेन मदे-તે આનંદમાં नूनं मदेः-મને અવશ્ય આનંદિત કર. (૨)

*ભાવાર્થ : અનેક પરાક્રમયુક્ત પરમાત્મન્ ! કોઈપણ ભોગપદાર્થમાં આનંદસુખ ક્ષણિક છે અને તેનું અધિક સેવન હાનિકારક છે, પતનની તરફ લઈ જનાર છે, અપયશ કરનાર છે, પરન્તુ તારી અંદર જે હર્ષ - આનંદ છે, તે તો અત્યંત યશસ્વી જીવન બનાવનાર છે, તે તારા યશસ્વી આનંદ દ્વારા અવશ્ય આનંદિત કર - હું સદા ગૃહસ્થમાં જ અર્થાત્ સંસારમાં - સંસારના ભોગોમાં ન પડ્યો રહું. (૨)*

**૧૧૭. गाव उप वदावटे मही यज्ञस्य रप्सुदा। उभा कर्णा हिरण्यया॥ ३॥**

પદાર્થ : गावः-વાણીની સ્તુતિઓ ! अवटे उप 'उपगत्य'-રક્ષણધામ, આશ્રયરૂપ, આનંદરૂપ, ઐશ્વર્યવાન ઈન્દ્ર-પરમાત્માની સમીપ જઈને वद 'वदत' 'वचनव्यत्यःयः'-મને સ્તુતિ કરનારને બતાવો, સૂચિત કરો કે, यज्ञस्य-મારા અધ્યાત્મને रप्सुदा-રૂપ આપનારી, मही-ભૂમિઓ-અભ્યાસ અને વૈરાગ્યની યોગ ભૂમિઓ उभा कर्णा-બન્ને કિનારે, हिरण्यया-તને પ્રાપ્ત કરનારા તારી પરમાત્મજ્યોતિ સ્વરૂપ હિરણ્યમય બની ગયા. (૩)

*ભાવાર્થ : સ્તુતિઓ જ્યોતિ સ્વરૂપ પરમાત્મામાં આશ્રિત થઈ જાય છે અને ઉપાસકની હૃદય ભાવનાને સૂચિત કરતી પરમાત્માને ઝુકાવે - નમાવે છે. અધ્યાત્મયજ્ઞનું રૂપ આપનાર અભ્યાસ અને વૈરાગ્ય અથવા જપ અને અર્થભાવન રૂપ બન્ને યોગ્ય ભૂમિઓ જે બે દિશાઓ છે, તે પરમાત્માના પ્રકાશયુક્ત બની જાય છે. (૩)*

## ૧૧૮. अरमश्वाय गायत श्रुतकक्षारं गवे। अरमिन्द्रस्य धाम्ने ॥४॥

પદાર્થ : श्रुतकक्ष-હે અધ્યાત્મ જ્ઞાનને સાંભળેલ આત્મન્ ! તું इन्द्रस्य-ઐશ્વર્યવાન પરમાત્મા દ્વારા આપેલ अश्वाय अरं-गायत-શરીર રથને ચલાવનાર પ્રાણને પુષ્ટ કરવા માટે ઈન્દ્ર પરમાત્માનું પર્યાપ્ત ગાન કર, गवे-વિષયોમાં જનાર ઈન્દ્રિયોને સંયમમાં રાખવા માટે अरम्-બહુ જ ગાન કર, धाम्ने-પોતાના શરીરધામને સ્વસ્થ રાખવા માટે પરમાત્માનું अरम्-ખૂબ જ ગાન કર. (૪)

*ભાવાર્થ : ઐશ્વર્યવાન પરમાત્માએ કૃપા કરીને આત્મા અર્થાત્ મનુષ્યને ભોગ અને અપવર્ગ = મોક્ષને માટે પ્રાણ, ઈન્દ્રિયો અને શરીર પ્રદાન કરેલ છે, તેથી આપણે પરમાત્માના કૃતજ્ઞ બનવું જોઈએ તથા તેની ભરપૂર સ્તુતિ કરવી જોઈએ. જેથી ઉભય સિદ્ધિ = અભ્યુદય અને મોક્ષના માટે પ્રાણ ઠીક ચાલે, ઈન્દ્રિયો સંયમપૂર્વક પોતાના વિષયોને ગ્રહણ કરે અને શરીર સ્વસ્થ તથા દીર્ઘાયુ બને. (૪)*

## ૧૧૯. तमिन्द्रं वाजयामसि महे वृत्राय हन्तवे। स वृषा वृषभो भुवत्॥५॥

પદાર્થ : तम्-इन्द्रं वाजयामसि-અમે એ ઐશ્વયવાન પરમાત્માને અર્ચિત કરીએ છીએ - સ્તુતિમાં લાવીએ છીએ महे वृत्राय हन्तवे-મહાન આવરણ કરનાર પાપ ભાવનો નાશ કરવા માટે सः-वृषा-તે પરમાત્મા સુખજ્ઞાનના વર્ષક वृषभः-भुवत्-સુખજ્ઞાનની વર્ષા કરવામાં સમર્થ બને. (૫)

*ભાવાર્થ : મનુષ્યોએ સુખની વર્ષા કરનાર પરમાત્માની સ્તુતિ કરવી જોઈએ, જેથી તે અજ્ઞાન-પાપનો નાશ કરીને સુખની વર્ષા કરે. (૫)*

## ૧૨૦. त्वमिन्द्र बलादधि सहसो जात ओजसः। त्वं सन्वृषन्वृषेदसि॥६॥

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યયુક્ત પરમાત્મન્ ! त्वम्-તું बलात् सहसः-ओजसः-अधिजातः-બળથી - શરીરબળથી, સહવા યોગ્ય ક્ષાત્રબળથી-મનોબળથી, ઓજ-ઋજુબળ - આત્મબળથી ઉપર પ્રસિદ્ધ થયેલ છે. त्वं वृषन् सन्-શરીરબળ, મનોબળ અને આત્મબળ એ ત્રણેય બળોને પોતાના ઉપાસકો ઉપર વરસાવીને वृषा-इत्-असि-નિરંતર સુખવર્ષક છો. (૬)

*ભાવાર્થ : સંસારમાં અથવા મનુષ્યમાં શરીરબળ, મનોબળ અને આત્મબળ એ ત્રણ બળ હોય છે. પરમાત્મન્ ! તું એ ત્રણેય ઉપર પ્રસિદ્ધ તેનો ધારક છે, પોતાના ઉપાસકમાં તેનો સંચાર અને પ્રસરણ કરે છે, તેથી સમસ્ત સુખોની વૃષ્ટિ કરનાર છે. શરીર બળનાં પ્રદાનથી સ્વાસ્થ્ય અને દીર્ઘજીવન આપે છે, મનોબળ પ્રદાન કરીને પ્રસાદ-હર્ષ આપે છે અને આત્મબળનાં પ્રદાનથી શમ્ - શાન્તિ*

*આપે છે. (૬)*

**१२१. यज्ञ इन्द्रमवर्धयद् यद्भूमिं व्यवर्तयत्। चक्राण ओपशं दिवि॥७॥**

પદાર્થ : यज्ञः-इन्द्रम्-अवर्धयत्-અધ્યાત્મયજ્ઞના ઉપાસકની અંદર પરમાત્માએ વૃદ્ધિ કરી સ્પષ્ટ સાક્ષાત્ કરાવ્યો - કરાવી દે છે, यत्-भूमिं व्यवर्तयत्-પુનઃ તે પરમાત્મા ઉપાસકની ભૂમિ-સ્થિતિને વિવર્તિત કરી દે છે - બદલી નાખે છે. બંધનથી જીવનમુક્ત અવસ્થા કરી દે છે. ओपशं-दिवि-चक्राणः-તે પરમાત્માની સમીપમાં શયન કરનાર ઉપાસક આત્માને દિવ્યધામ-અમૃતધામમાં પહોંચાડવા માટે કરી દે છે. (૭)

*ભાવાર્થ : અધ્યાત્મયજ્ઞના ઉપાસકની અંદર પરમાત્મા સાક્ષાત્ થઈ જાય છે, પુનઃ તે સાક્ષાત્ થતા પરમાત્મા ઉપાસક આત્માની ભૂમિને બદલી દે છે. પરમાત્માની સમીપમાં શયન કરનાર આત્માને અમૃતધામ-મોક્ષમાં પહોંચાડવા માટે બંધનથી જીવન મુક્ત કરી દે છે. (૭)*

**१२२. यदिन्द्राहं यथा त्वमीशीय वस्व एक इत्। स्तोता मे गोसखा स्यात्॥८॥**

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! यत्-यथा त्वं वस्वः-एकः इत् ईशिषे-જેમ તું ઐશ્વર્યનું એકલો સ્વામીત્વ કરે છે - સ્વામી છો; अहम्-ईशीय-હું તારી સાથે રહીને ઐશ્વર્યનો સ્વામી બની જાઉં-બની જાઉં છું, ત્યારે मे गोसखा-મારો સહપાઠી - 'વિદ્યામાં સમાન રહેનાર' स्तोता स्यात्-તારી સ્તુતિ કરનારો બની જાય-બની જાય છે.

*ભાવાર્થ : પરમાત્માની સ્તુતિ કરનાર જીવનમુક્ત ઉપાસક પરમાત્માના આનંદ આદિ ઐશ્વર્યથી યુક્ત છે, તેને જોઈ-દેખાદેખીથી સહપાઠી પણ પરમાત્માનો સ્તોતા બની જાય છે, એવો આસ્તિક ભાવનો પ્રચાર એક આદર્શ ઉપાસક દ્વારા થાય છે. (૮)*

**१२३. पन्यंपन्यमित् सोतार आ धावत मद्याय। सोमं वीराय शूराय॥९॥**

પદાર્થ : सोतारः-હે સ્તવન સંપાદન કરનારાઓ ! मद्याय-હર્ષયિતા, वीराय-શક્તિમાન शूराय-પરાક્રમી ઈન્દ્ર પરમાત્માને માટે पन्यं-पन्यं सोमम्-સ્તુત્ય સ્તુત્ય આત્મભાવથી હાર્દિક સ્તવન્-સ્તુતિ પ્રવાહને आधावत-સમર્પિત કરો. (૯)

*ભાવાર્થ : હે ઉપાસકો ! શક્તિમાન, પરાક્રમી અને હર્ષ કરાવનાર પરમાત્માને માટે અલ્પ સ્તવન નહીં, પરન્તુ અત્યધિક હાર્દિક સ્તવન સમર્પિત કરો, જેથી તે અતિ હર્ષિત કરે. (૯)*

**१२४. इदं वसो सु तमन्धः पिबा सुपूर्णमुदरम्। अनाभयिन् ररिमा ते॥१०॥**

પદાર્થ : वसो-હે મારા હૃદયમાં તથા મારામાં નિવાસ કરનાર પરમાત્મન્ ! इदं-सुतम्-એ ઉત્પન્ન उत्-अरम्-ઉપર ગમનશીલ, ઉભરનાર-ઉછળનાર अन्धः-સોમ-સોમ્ય હૃદયના ભાવથી પૂર્ણ સ્તુતિ,

પ્રાર્થના, ઉપાસનારસ ધારા પ્રવાહને सुपूर्णम्-જે સમ્યક્ પૂર્ણ છે, સમસ્ત આત્મ ભાવનાથી ભરેલ છે, તેનું पिब-પાન કર, સ્વીકાર કર. आभयम्-જેના આશ્રયમાં જરા પણ ભય નથી તે સર્વથા નિર્ભય શરણવાળા પરમાત્મન્ ! ते ररिमा-અમે તારા માટે આપીએ છીએ-સમર્પિત કરીએ છીએ. (૧૦)

*ભાવાર્થ : મારા હૃદય અને આત્મામાં નિવાસી, નિર્ભય શરણ પરમાત્મન્ ! તું મારામાં ઉભરાતા-ઉછળતા સમસ્ત આત્મ ભાવનાથી પૂર્ણ સૌમ્ય હૃદયના ભાવથી ભરેલી સ્તુતિ, પ્રાર્થના, ઉપાસનારૂપ રસ ધારા પ્રવાહનું પાન કર, સ્વીકાર કર, તને ભેટ ધરું છું. તું મને અપનાવી લે, હું તારા નિર્ભય શરણમાં રહું, કારણકે તારો સ્વભાવ છે - 'देहि मे ददामि ते' - (યજુ૦ ૩.૫૦) તું મને આપ હું તને આપું. (૧૦)*

## ખંડ-૨

## ૧૨૫. उद् घेदभि श्रुतामघं वृषभं नर्यापसम्। अस्तारमेषि सूर्य॥ १॥

પદાર્થ : सूर्य-હે સરણશીલ અથવા સૂર્ય સમાન ઈન્દ્ર પરમાત્મન્ ! તું श्रुतामघम्-પ્રસિદ્ધ ધનયુક્ત, वृषभम्-સુખવર્ધક, नर्यापसम्-નર હિતકારી કર્મવાળા, अस्तारम्-અજ્ઞાન-અંધકારને ફેંકનાર-હટાવનાર સ્વરૂપને अभि-અભિ-તેની તરફ લક્ષ્ય બતાવવાને घ इत्-નિશ્ચયથી જ उदेषि-ઉદય થાય છે - ઉપાસકોની અંદર સાક્ષાત્ થાય છે. (૧)

*ભાવાર્થ : પરમાત્મન્ ! તું સરણશીલ વા સૂર્ય સમાન બનીને ઉપાસકોની અંદર સાક્ષાત્ થાય છે. પોતાના પ્રસિદ્ધ ધનયુક્ત, સુખવર્ષક, નરહિત કર્મવાળા, અજ્ઞાન-અંધકાર વિનાશક સ્વરૂપને દર્શાવીને તથા ઉપાસકોને પણ પોતાના ગુણ સમાન બનવા પ્રભાવિત કરે છે. (૧)*

## ૧૨૬. यदद्य कच्च वृत्रहन्नुदगा अभि सूर्य। सर्वं तदिन्द्र ते वशे॥ २॥

પદાર્થ : वृत्रहन् सूर्य-इन्द्र-હે જ્ઞાન અને સદ્ગુણના આવરકને નષ્ટ કરનાર, સરણશીલ વા સૂર્યસમાન પ્રકાશમાન પરમાત્મન્ ! તું अद्य-સંપ્રતિ = આજ यत्-कत्-च-अभि-જે કોઈને અભિમુખ કરીને અથવા પ્રાપ્ત કરવાને उदगाः-ઉપસ્થિત થાય છે-સુકર્મફળ સુખ આપવા તથા દુષ્કર્મફળ દુઃખ આપવાને तत्-सर्वं ते वशे-તે સર્વ તારા વશમાં છે. (૨)

*ભાવાર્થ : અજ્ઞાન પાપના નાશક, પ્રકાશ પ્રેરક પરમાત્મન્ ! સંસારમાં કોઈપણ પાપી અથવા પુણ્યાત્માજન દુઃખફળ આપવા અને સુખફળ લેવા માટે તારા વશમાં છે, તેનો યથા યોગ્ય કર્મફળ આપવા તારા આધીન છે. (૨)*

## ૧૨૭. य आनयत् परावतः सुनीती तुर्वशं यदुम्। इन्द्रः स नो युवा सखा॥ ३॥

પદાર્થ : यः-इन्द्रः-જે ઐશ્વર્યવાન પરમાત્મા सुनीती-સુંદર નેતૃત્વથી - માર્ગદર્શકતાથી परावतः-દૂર થયેલ - પથભ્રષ્ટ કુમાર્ગથી [ચીલો ચાતરી ગયેલ] यदुम-મનુષ્યને तुर्वशम्-आनयत्-સમીપ-પોતાની સમીપ-સન્માર્ગમાં લઈ આવે છે, सः-नः-તે અમારો युवा सखा-સદા બળવાન બની રહેનાર મિત્ર છે. (૩)

*ભાવાર્થ : પરમાત્મા સુંદર પથપ્રદર્શકતાથી ભટકેલ જનને સુમાર્ગ પર લઈ આવે છે, તે મનુષ્યનો સદા સાથી મિત્ર છે, તેના જેવો પથપ્રદર્શક અને મિત્ર બીજો કોઈ નથી. (૩)*

**१२८. मा न इन्द्राभ्याऽऽ३दिशः सूरो अक्तुष्वा यमत्।**
**त्वा युजा वनेम तत्॥ ४॥**

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! आदिशः-દિશામાં -કોઈપણ દિશામાં અથવા પ્રત્યેક દિશામાં વિદ્યમાન-કોઈપણ દિશામાં વિદ્યમાન सूरः-સૂર્યની સમાન તાપક, પીડક अक्तुषु-રાત્રિઓની સમાન અવસરો - અજ્ઞાનાદિમાં અથવા अक्तुषु सूरः-રાત્રિઓમાં - રાત્રિઓનો સૂર્ય-રાત્રિઓ અંધકારોને તાપ આપનાર પાપ, પાપીષ્ઠ, હિંસક नः-અમને मा आयमत्-અમને દબાવ નહિ तत्-તેથી-પ્રથમ જ त्वा युजा वनेम- તારાથી યુક્ત થનાર સાથી પરમાત્માની સાથે-મારી સહાયતાથી હિંસિત કરે-નષ્ટ કરે, તેને દબાવવાનો અવસર ન આપે. (૪)

*ભાવાર્થ : પરમાત્મન્ ! કોઈપણ દિશાથી રાત્રિ-અજ્ઞાન અવસર પ્રાપ્ત કરીને જે તાપક પાપભાવ પાપીષ્ઠ પ્રાણી અમને દબાવે નહિ, તેથી પ્રથમથી જ તારા સાથીપણાથી યુક્ત થયેલ અમે તેનો નાશ કરી નાખીએ. (૪)*

**१२९. एन्द्र सानसिं रयिं सजित्वानं सदासहम्। वर्षिष्ठमूतये भर॥ ५॥**

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન્ પરમાત્મન્ ! તું सानसिम्-સંભજનીય सजित्वानम्-સમાન જય કરનાર શત્રુની સમકક્ષ જિતનાર, सदासहम्-સદા શત્રુના બળને અભિભૂત કરનાર वर्षिष्ठम्-વૃદ્ધિ પામેલ रयिम्-ધન આત્મબળ રૂપ ધનની ऊतये-સ્વરક્ષા કરવા માટે आभर-સમગ્ર રૂપથી અંદર અંદર ભરી દે. (૫)

*ભાવાર્થ : પરમાત્મન્ ! તું નિરંતર સેવન કરવા યોગ્ય છે, શત્રુની સમકક્ષમાં સદા વિજય કરાવનાર, સદા શત્રુનું દમન કરનાર પરમાત્મન્ અધ્યાત્મધનને અમારી અંદર પુષ્કળ કરી દે. (૫)*

**१३०. इन्द्रं वयं महाधन इन्द्रमर्भे हवामहे। युजं वृत्रेषु वज्रिणम्॥ ६॥**

પદાર્થ : वयम्-અમે युजं वज्रिणम्-इन्द्रम्-અમારી સાથે યુક્ત થનાર સાથી વજ્ર-વીર્યવાન-ઓજસ્વી પરમાત્માને वृत्रेषु-સદ્‌ગુણના આવરક પાપભાવોમાં અમારી સાથે ચાલતા महाधने-સંગ્રામમાં हवामहे-આહુત કરીએ છીએ-કરીએ. अर्भे-થોડા અનિષ્ટ પ્રસંગોમાં इन्द्रम्-પરમાત્માને આહુત કરીએ છીએ-પોકારીએ છીએ. (૬)

*ભાવાર્થ : અમારી અંદર ઉત્પન્ન છતા પાપભાવોનાં પ્રત્યે અમારો સંગ્રામ ચાલતા અથવા તેથી અલ્પ અનિષ્ટ થવા પર વીર્યવાન, બળવાન, ઓજસ્વી પરમાત્માનું અમોએ સ્મરણ, ચિંતન કરવું*

*જોઈએ. (૬)*

## १३१. अपिबत् कद्रुवः सुतमिन्द्रः सहस्रबाह्वे। तत्राददिष्ट पौंꣳस्यम्॥७॥

પદાર્થ : इन्द्रः-પરમાત્મા कद्रुवः- અત્યલ્પ વિઘ્નોથી નિર્બળ, દીન મનુષ્યનો सुतम्-अपिबत्- અંદરથી ઉત્પન્ન હૃદયના ભાવથી પૂર્ણ ઉપાસનારસનું સેવન કરે છે-સ્વીકાર કરે છે; ત્યારે सहस्रबाह्वे- અનેક પ્રકારના વિઘ્નો-પીડા પહોંચાડવાની પ્રવૃત્તિઓવાળાને માટે-તેના નાશ માટે तत्र-તે દીન મનુષ્યમાં पौंस्यम्- પુરુષાર્થને आददिष्ट-અત્યંત સર્જિત કરે છે-આપે છે-પ્રેરિત કરે છે. (૭)

*ભાવાર્થ : જ્યારે દીન મનુષ્ય બાધાઓ-વિઘ્નોથી પીડિત બનતા પોતાની અંદરથી હૃદયના ભાવ પૂર્ણ સ્તુતિ, પ્રાર્થના, ઉપાસનાનો પ્રવાહ પરમાત્મા પ્રત્યે સમર્પિત કરે છે, ત્યારે તે સ્વીકાર કરીને તે વિઘ્નોને દૂર કરવા માટે તે દીન મનુષ્યમાં પૌરુષને પ્રેરિત કરી દે છે. (૭)*

## १३२. वयमिन्द्र त्वायवोऽभि प्र नोनुमो वृषन्। विद्धी त्वा३स्य नो वसो॥८॥

પદાર્થ : वृषन्-इन्द्र-હે સુખોની વર્ષા કરનાર ઐશ્વર્યવાન પરમાત્મન્ ! वयम्-आयवः-અમે પ્રાપણશીલ = પ્રાપ્ત કરનારા પ્રાર્થીજનો त्वा-अभि-તારા શરણમાં प्र-नोनुमः-પ્રકૃષ્ટ રૂપમાં ફરી-ફરી સ્તુતિ કરીએ છીએ. वसो-હે વસનાર - અન્તર્યામી દેવ ! नः-अस्य तु विद्धि-અમારા એ હૃદયના ભાવને તો તું જાણ. (૮)

*ભાવાર્થ : પરમાત્મન્ ! તું અમારી અંદર નિવાસ કરનાર અન્તર્યામી અમારા પ્રત્યેક હૃદયના ભાવને જાણે છે, તો પછી તારી શરણમાં આવનાર અમે મનુષ્યો તારી ફરી-ફરી સ્તુતિ કરીએ છીએ, તું તેને પૂરી કર. (૮)*

## १३३. आ घा ये अग्निमिन्धते स्तृणन्ति बर्हिरानुषक्। येषामिन्द्रो युवा सखा ॥९॥

પદાર્થ : येषाम्-જેના युवा इन्द्रः-સદા બળવાન બની રહેનાર અજર, અમર ઈન્દ્રરૂપથી ઐશ્વર્યવાન પરમાત્મા सखा-સમાન રીતે જાણેલા-અન્ય વસ્તુ અથવા સંબંધીઓથી મમત્વ હટાવીને અપનાવી લીધેલ ये घ-જે પણ अग्निम्-જ્ઞાન-પ્રકાશ સ્વરૂપ પરમાત્માને आ-इन्धते-સમગ્ર રૂપથી ધ્યાન દ્વારા પ્રદીપ્ત કરીએ છીએ ते-તે ઉપાસકજનો आनुषक्-ક્રમશઃ बर्हिः-પોતાના હૃદયાકાશને स्तृणन्ति-ઈન્દ્રરૂપ પરમાત્માના મિત્રતાના સ્નેહથી અગ્નિરૂપ પરમાત્માના જ્ઞાન-પ્રકાશથી આચ્છાદિત કરી લે છે-પૂર્ણ કરી લે છે-ભરી લે છે. (૯)

*ભાવાર્થ : જે મનુષ્યો ઈન્દ્રરૂપ પરમાત્માને મિત્ર બનાવી લે છે, તેઓ જેમ પોતાના અંદર ગુણ*

*ધારણ કરીને પરમાત્માને ધ્યાન દ્વારા પોતાની અંદર પ્રદીપ્ત કરી લે છે, તેઓ પોતાના હૃદયાકાશને પરમાત્માના સ્નેહ અને જ્ઞાન-પ્રકાશને ભર્યા કરે છે. (૯)*

## १३४. भिन्धि विश्वा अप द्विषः परि बाधो जही मृधः।
## वसु स्पार्हं तदा भर ॥१०॥

પદાર્થ : विश्वाः-द्विषः-હે ઈન્દ્ર ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું સમસ્ત દ્વેષ કરનારી પ્રવૃત્તિઓને अपभिन्धि-છિન્ન-ભિન્ન કરી દે, बाधः-સમસ્ત બાધા ભાવનાઓ ને मृधः-પાપવૃત્તિઓને परिजहि-સર્વ પ્રકારથી દૂર કરી દે, स्पार्हं वसु तत् आभर-જે સ્પૃહણીય-વાંછનીય ગુણ છે, તે સમગ્ર રૂપમાં ધારણ કરાવ અથવા લઈ આવ. (૧૦)

*ભાવાર્થ : પરમાત્મન્ ! મારી અંદર બીજાઓ પ્રત્યે થનારી તથા મારા પ્રત્યે બીજાઓની પણ સર્વ દ્વેષ પ્રવૃત્તિઓને છિન્ન-ભિન્ન કરી દે, મારી અંદર બીજાઓ પ્રત્યે થનારી બાધા પ્રવૃત્તિઓ તથા પાપ વૃત્તિઓને તથા મારા પ્રત્યે બીજાઓની બાધા ભાવનાઓ અને પાપવૃત્તિઓનો નાશ કર. પુનઃ વાંછનીય વનનીય ગુણધનને મારી અંદર ધારણ કરાવી દે-ભરી દે, જેથી અન્યોનું અહિત ચિંતન ન કરું અને મારા વિષે કોઈ અહિત ચિંતન ન કરી શકે. (૧૦)*

### ખંડ—૩

## १३५. इहेव शृण्व एषां कशा हस्तेषु यद्वदान्। नि यामं चित्रमृञ्जते ॥१॥

પદાર્થ : एषां हस्तेषु कशाः-હે ઈન્દ્ર મિત્રજનો ઋત્વિજો વિદ્વાનોના સપ્તપ્રાણ, લોકોના સાત પ્રાણ સ્થાનોમાં વાણીઓ-વેદવાણીઓને इह-इव शृण्वे-અહીં મારી અંદર જેમ હું સાંભળું છું, यत्-वदान्-જેમ હું બોલું છું, यामन् चित्रम्-नि-ऋञ्जते-જે ઈન્દ્ર ઐશ્વર્યવાન પરમાત્મા અધ્યાત્મ માર્ગમાં અથવા અધ્યાત્મ કર્મમાં, અદ્ભુત રૂપમાં, અન્તઃદૃષ્ટિની સાથે પ્રસિદ્ધ કરે છે, સાક્ષાત્ કરે છે. (૧)

*ભાવાર્થ : વિદ્વાન મનુષ્ય પોતાના પ્રાણ સંસ્થાનોમાં જે વેદવાણીઓને ધારણ કરીને યજ્ઞ આદિ પ્રસંગોમાં બોલે છે, હું અધ્યાત્મ યજ્ઞનો યાજક તે ઈશ્વરીય વાણીઓને મારા અન્તઃકરણમાં સાંભળું છું, તે પરમાત્મા અધ્યાત્મ માર્ગ અથવા અધ્યાત્મ કર્મમાં તે વેદ વાણીઓને સુંદર રૂપમાં અર્થ સહિત પ્રસિદ્ધ કરી દે છે, સાક્ષાત્ સમજાવી દે છે. (૧)*

## १३६. इम उ त्वा वि चक्षते सखाय इन्द्र सोमिनः ।
## पुष्टावन्तो यथा पशुम् ॥२॥

પદાર્થ : इन्द्र-ઐશ્વર્યવાન પરમાત્મન્ ! इमे सखायः सोमिनः-એ સમાન મિત્ર ઉપાસક વિદ્વાન

પોતાના સોમ ઉપાસનારસ લઈને उ-નિશ્ચય त्वा विचक्षते-તને નિહાળી રહ્યા છે. यथा पुष्टावन्तः पशुम्-જેમ પોષણ પદાર્થવાળા ઘાસ, દાણા વગેરે લઈને પોતાના દૂધ આપનારા ગાય આદિ પશુઓને નિહાળે-જુએ છે. (૨)

*ભાવાર્થ : પરમાત્મન્ ! તારા ઉપાસકો પોતાની ઈષ્ટ સિદ્ધિને માટે પોતાનાં ઉપાસનારસને સમર્પિત કરવા માટે તને એવી રીતે નિહાળે છે કે, જેમ દૂધના ઈચ્છુકજન ઘાસ, દાણા આદિ પુષ્ટિ કરનારી સામગ્રી લઈને દૂધ આપનારા ગાય આદિ પશુઓને નિહાળે છે. (૨)*

१ २ ३ २ ३ २ ३ १ २ ३१ २ ३ १ २ ३ १ २
**१३७. समस्य मन्यवे विशो विश्वा नमन्त कृष्टयः । समुद्रायेव सिन्धवः ॥ ३ ॥**

પદાર્થ : अस्य-એ ઈન્દ્ર ઐશ્વર્યવાન પરમાત્માના मन्यवे-દીપ્ત પ્રકાશ સ્વરૂપની પ્રાપ્તિ માટે विश्वाविशः कृष्टयः-સર્વ પ્રવેશ કરનારી મનુષ્ય પ્રજાઓ सम्-नमन्त-દ્રવીભૂત બને છે, ઝૂકી જાય છે; समुद्राय सिन्धवः-इव-સમુદ્રને માટે - જેમ સમુદ્રને પ્રાપ્ત થવા માટે નદીઓ ઝૂકીને વહી જાય છે.

*ભાવાર્થ : જેમ સમુદ્રને પ્રાપ્ત થવા નદીઓ ઝૂકીને વહી જાય છે, તેમ પરમાત્માના પ્રકાશ સ્વરૂપને પ્રાપ્ત કરવા માટે તેમાં પ્રવેશ કરવા માટે સર્વ મનુષ્યો તેની તરફ ઝૂકીને ચાલ્યા જાય છે. (૩)*

३ २ ३ १ २र ३१ २र ३ २ १ २ ३ १ २ ३ १ २
**१३८. देवानामिदवो महत्तदा वृणीमहे वयम् । वृष्णामस्मभ्यमूतये ॥ ४ ॥**

પદાર્થ : वृष्णां देवानां-इत् तत्-महत्-अवः- જ્ઞાનની વર્ષા કરનાર ઈન્દ્ર પરમાત્મા તથા ઋષિ વિદ્વાનોનાં અવશ્ય તે મહાન બોધ-જ્ઞાનનું वयम्-आवृणीमहे-અમે સમગ્ર રૂપથી વરણ કરીએ છીએ अस्मभ्यम्-ऊतये-જે અમારી રક્ષાને માટે છે. (૪)

*ભાવાર્થ : પરમાત્મા તથા ઋષિઓ-વિદ્વાનોનાં વેદ જ્ઞાનનો અવશ્ય સ્વીકાર કરીએ, જેને અમારી અંદર ધારણ કરીએ, જે આ સંસારમાં અમારી રક્ષા કરે છે. (૪)*

३ २ ३ १२ ३ १ २ ३ १ २ ३ १ २ ३ २
**१३९. सोमानां स्वरणं कृणुहि ब्रह्मणस्पते । कक्षीवन्तं य औशिजः ॥ ५ ॥**

પદાર્થ : ब्रह्मणस्पते-હે વેદજ્ઞાનના સ્વામિન્, ઈન્દ્ર ઐશ્વર્યવાન પરમાત્મન્ ! कक्षीवन्तम्-મને - કક્ષગત સમીપવર્તી ઉપાસક આત્માને सोमानां स्वरणम्-ઉપાસનારસવાળામાં - તેની શ્રેણીમાં પ્રકાશવાન સ્તુતિ, પ્રાર્થના, ઉપાસનારસના સુપ્રેરક, સુપ્રાપક, સુસંપાદક कृणुहि-કરી દે यः-औशिजः-જે હું ઉશિક = પરમાત્માનો પુત્ર છું. (૫)

*ભાવાર્થ : વેદ સ્વામિન્, જ્ઞાન ઐશ્વર્યવાન પરમાત્મન્ ! મારા પોતાના નજીકના જીવાત્મા જે તારા પ્રકાશ સ્વરૂપના પુત્ર છે, તેને ઉપાસનારસ સંપાદકોની મધ્યમાં પ્રકાશયુક્ત કરી દે અર્થાત્ સ્તુતિ, પ્રાર્થના, ઉપાસનારસોનું સંપાદન કદી દે. (૫)*

१ २ ३ १ २ ३ १ २र ३ १ २ ३ २ ३ १ २
**१४०. बोधन्मना इदस्तु नो वृत्रहा भूर्यासुतिः । शृणोतु शक्र आशिषम् ॥ ६ ॥**

પદાર્થ : बोधन्मनाः-મનના ભાવને જાણનાર वृत्रहा-પાપનાશક भूर्य्यासुतिः-અનેક પ્રકારની આનંદની ધારાઓને પ્રાપ્ત કરાવનાર પરમાત્મા इत्-અવશ્ય नः-अस्तु-અમારા જ છે. शक्रः-તે શક્તિમાન પરમાત્મા आशिषं श्रृणोतु-સ્તુતિ, પ્રાર્થનાને સાંભળે-સાંભળે છે. (૬)

*ભાવાર્થ : પરમાત્મા અમારી ઉપાસકોની પાપવૃત્તિઓને નષ્ટ કરીને, મનોભાવને જાણીને, અનેક પ્રકારની આનંદધારાઓને પ્રાપ્ત કરાવીને તથા અમારી પ્રાર્થનાઓને સાંભળે છે, સ્વીકાર કરે છે. (૬)*

## १४१. अद्या नो देव सवितः प्रजावत्सावीः सौभगम्। परा दुःष्वप्न्यं सुव॥७॥

પદાર્થ : देव सवितः-હે સુખોત્પાદક ઈન્દ્ર ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું नः-અમારા માટે अद्य प्रजावत्-सौभगम्-આજ આ જીવનમાં પ્રજાવાળા મને પ્રજાને માટે આપવા યોગ્ય કલ્યાણરૂપ ઐશ્વર્ય सावीः-તારી તરફ પ્રેરિત કર दुष्वप्न्यं परासुव-અનિષ્ટ વિચારોના કારણરૂપ અકલ્યાણકારી વાસના-વ્યસનને દૂર કર. (૭)

*ભાવાર્થ : સુખદાતા પરમાત્મન્ - તું અમને ઉપાસકોને આ જીવનમાં તારી પ્રજા માનીને, તેમ કલ્યાણ પ્રેરિત કરીને પ્રદાન કરે છે અને અનિષ્ટ વિચારોના કારણરૂપ વાસના-વ્યસનને પણ દૂર કરે છે, તું એવો કૃપાળુ છે. (૭)*

## १४२. क्वा३स्य वृषभो युवा तुविग्रीवो अनानतः। ब्रह्मा कस्तं सपर्यति॥८॥

પદાર્થ : स्यः-તે वृषभः-સુખની વર્ષા કરનાર युवा-સદા અજર એકરસ तुविग्रीवः-બહુ જ જ્ઞાનના ઉપદેશક અથવા બહુ જ જ્ઞાનશક્તિવાળાની સમાન अनानतः-કોઈ નમાવી-દબાવી શકાય નહિ એવા-સર્વાધિપતિ, સર્વથી મહાન પરમાત્મા क्व-ક્યાં છે ? કોઈ સ્થાન વિશેષમાં નહિ, પરંતુ સર્વત્ર છે. कः-तं सपर्यति-કોણ તેને પરિચર્યામાં લાવી શકે છે ? યથાર્થ જાણીને ઉપાસનામાં લાવી શકે છે ? ब्रह्मा-સામાન્ય વિદ્વાન નહિ, પરન્તુ બ્રહ્મજ્ઞાની મહાન વિદ્વાન જ લાવી શકે છે.

*ભાવાર્થ : અરે લોકો ! તે સુખવર્ષક, અજર, એકરસ, મહાન ઉપદેશક, અનંતજ્ઞાન શક્તિ સંપન્ન, સર્વાધિપતિ, મહાન પરમાત્મા કોઈ એક દેશ-સ્થાનમાં મર્યાદિત નથી, પરંતુ સર્વત્ર છે, 'પરમાત્મા ક્યાં છે' એ તેનો ઉત્તર 'વિશ્વમાં છે.' તેને યથાર્થ જાણીને કોણ ઉપાસનામાં લાવી શકે છે તેનો ઉત્તર - 'બ્રહ્મા-બ્રહ્મજ્ઞાની પૂર્ણ વિદ્વાન લાવી શકે છે.' તેથી તેને કોઈ દેશ કે સ્થાન વિશેષમાં માનવો અને ત્યાં તેને શોધવા માટે ભટકવું એ ભૂલ છે અને તેની યથાર્થ ઉપાસનાને માટે પૂર્ણ જ્ઞાની બનવું જ જરૂરી છે. (૮)*

## १४३. उपह्वरे गिरीणाᳬं सङ्गमे च नदीनाम्। धिया विप्रो अजायत॥९॥

પદાર્થ : गिरीणाम् उपह्वरे-પર્વતોનાં સાનિધ્યમાં च-તથા नदीनां सङ्गमे-નદીઓનાં સંગમમાં धिया-ધ્યાનબુદ્ધિ દ્વારા विप्रः-अजायत-મેધાવી બની જાય છે; તેની સ્થિતિ, ગતિ, સંગતિનું વિવેચન અને પરમાત્માનું ધ્યાન કરવાથી બ્રહ્મજ્ઞાનમાં કુશળ બની જાય છે. (૯)

*ભાવાર્થ : પર્વતોનાં સાનિધ્ય અને નદીઓનાં સંગમો પર વિવેચન અને ત્યાં પરમાત્માનું ધ્યાન કરવાથી બ્રહ્મજ્ઞાનમાં સમર્થ બ્રહ્મા બની જાય છે, સદા નહીં તો પણ ક્યારેક - ક્યારેક તો એવા સ્થાનો પર અવશ્ય જઈને ધ્યાન કરવું જોઈએ. (૯)*

**१४४. प्र सम्राजं चर्षणीनामिन्द्रं स्तोता नव्यं गीर्भिः।**
**नरं नृषाहं मꣳहिष्ठम्॥ १०॥**

પદાર્થ : चर्षणीनाम्-મનુષ્યોના, नव्यम्- સ્તુતિને યોગ્ય, सम्राजम्-વિશ્વભરમાં સમ્યક્ રાજમાન-દીપ્ત, नरम्-નાયક, नृषाहम्- મનુષ્યોને સંભાળનાર પાપ-પુણ્યનું કર્મફળ આપનાર, मंहिष्ठम्-અત્યંત દાની इन्द्रम्-પરમાત્માને गीर्भिः-સ્તુતિઓથી प्रस्तोत-હે મનુષ્યો ! તમે સ્તુતિમાં લાવો, તેની સ્તુતિ કરો. (૧૦)

*ભાવાર્થ : મનુષ્યોનાં સ્તુતિ કરવા યોગ્ય, સમસ્ત વિશ્વમાં સમ્યક્ રીતે વિરાજમાન, સર્વના નાયક, મનુષ્યોનાં કર્મફળને આપનાર સર્વાધિક દાની પરમાત્માને વૈદિક સ્તુતિ વચનોથી સ્તુતિમાં લાવો, તેની સ્તુતિ કર્યા કરો. (૧૦)*

॥ इति द्वितीय प्रपाठकस्य प्रथमोऽर्धः ॥



## अथ द्वितीय प्रपाठक द्वितीयोऽर्धः

### ખંડ-૪

**१४५. अपादु शिप्र्यन्धसः सुदक्षस्य प्रहोषिणः। इन्दोरिन्द्रो यवाशिरः ॥ १ ॥**

પદાર્થ : सुदक्षस्य-સુચતુર શ્રેષ્ઠ જ્ઞાનબળયુક્ત प्रहोषिणः-પ્રકૃષ્ટ યથાવત્ આત્મ સમર્પણ કરનાર ઉપાસકના यवाशिरः-સમાગમ-ભાવનાથી યુક્ત, अन्धसः- ધ્યાનયુક્ત, इन्दोः-સ્નિગ્ધ ઉપાસનારસનું शिप्री-इन्द्र-अपात्-उ-આત્મામાં પ્રાપ્ત થનાર પરમાત્મા પાન કરે છે-સ્વીકાર કરે છે. (૧)

*ભાવાર્થ : શ્રેષ્ઠ જ્ઞાની, આત્મ સમર્પી ઉપાસકોનો સમાગમ ભાવનાથી યુક્ત સમગ્ર ધ્યાન સહિત સ્નિગ્ધ ઉપાસનારસને આત્મામાં પ્રાપ્ત થનાર પરમાત્મા અવશ્ય પાન કરે છે - સ્વીકાર કરે છે. (૧)*

**१४६. इमा उ त्वा पुरूवसोऽभि प्र नोनुवुर्गिरः। गावो वत्सं न धेनवः ॥ २ ॥**

પદાર્થ : पुरूवसो-હે પુષ્કળ ધનવાળા-વિવિધ ધન પ્રદાતા પરમાત્મન્! इमाः-गिरः-આ મારી વાણીઓ વા વેદવાણીઓ त्वा-अभि उ-તને જ - તારા પ્રત્યે જ प्रनोनुवुः-સ્તવન કરતી જઈ રહી છે; धेनवः-गावः-वत्सं न- જેમ દૂધાળી દૂધ પાનારી ગાયો વાછરડાઓ તરફ જઈ રહી છે.

*ભાવાર્થ : હે પુષ્કળ ધનયુક્ત પમરાત્મન્ ! મારી સ્નેહપૂર્ણ વાણીઓ વા વેદવાણીઓ તારા પ્રત્યે સ્તુતિ કરતી નમીને જઈ રહી છે, મારી કોઈપણ વાણી વા વેદવાણી કોઈપણ એવી નથી કે જે તારી સ્તુતિ ન કરતી હોય, એવી સમગ્ર વાણીઓ તારી સ્તુતિ પરાયણ તારી તરફ નમીને જઈ રહી છે; જેમ દૂધ પાનારી ગાયો વાછરડાઓને દૂધ પિવડાવવા દોડતી જઈ રહી છે. સ્નેહ પ્રદર્શનમાં ઉપમા છે. ગાયો દૂધ પિવડાવવા દોડી રહી છે પરન્તુ વાણીઓ સ્નેહપૂર્ણ ગુણગાન કરતી સ્નેહ દ્વારા અપનાવવા જઈ રહી છે. (૨)*

**१४७. अत्राह गोरमन्वत नाम त्वष्टुरपीच्यम्। इत्था चन्द्रमसो गृहे॥ ३ ॥**

પદાર્થ : अत्र त्वष्टुः-દિવસના સમયે એ પ્રકાશમાન આદિત્ય = સૂર્યમાં ह-અવશ્ય गोः-સર્વત્ર ગતિશીલ પરમાત્માના अपीच्यं नाम-અપહિત = અન્તર્હિત નમસ્કાર યોગ્ય સ્વરૂપને अमवन्त-ઉપાસક માને છે, જાણે છે, અનુભવ કરે છે, [જેમ हिरण्यमयेन पात्रेण सत्यस्यापिहितं मुखम् । याऽसावादित्ये पुरुषः सोऽसावहम् । ओम् खम् ब्रह्म - યજુ૦ ૪૦.૧૭] इत्था-એ રીતે चन्द्रमसः-गृहे-રાત્રિના સમયે ચંદ્રમંડળ-નક્ષત્રો સહિત ચંદ્રમંડળમાં પણ તે વ્યાપક પરમાત્મામાં અપિહિત-અન્તર્હિત જન માને છે (૩)

*ભાવાર્થ : દિવસના પ્રકાશાત્મક પિંડ સૂર્ય હોય અથવા રાતે પ્રકાશાત્મક ચંદ્રમાદિ નક્ષત્રગણ હોય, સર્વમાં તે વ્યાપક પરમાત્માના સ્વરૂપને ઉપાસક માને છે - જાણે છે. સંસારના કોઈપણ તાપક અથવા શીતલ પ્રકાશમાન પદાર્થને જોઈને ઉપાસકજન તે-તે પદાર્થોને ઉપાસ્ય ઈષ્ટદેવ માનતા નથી, પરંતુ તેની અંદર ચેતન ઈષ્ટદેવ પરમાત્માને માને છે. (૩)*

## १४८. यदिन्द्रो अनयद्रितो महीरपो वृषन्तमः। तत्र पूषाभुवत् सचा॥४॥

પદાર્થ : यत्-જ્યારે वृषन्तमः-इन्द्रः- અત્યંત સુખવૃષ્ટિકર્તા પરમાત્મા महीः-रितः-अपः-अनयत्- મહાન ગતિશીલ વ્યાપન શક્તિઓને પ્રેરિત કરે છે, तत्र-ત્યારે सचा સાથે पूषा अ भुवत्- સૂર્ય પોતાનો રશ્મિપ્રસાદ કરવામાં અને પૃથિવી વનસ્પતિ ઉગાડવામાં સમર્થ બને છે. (૪)

*ભાવાર્થ : પરમાત્માની વ્યાપન શક્તિઓને પ્રાપ્ત કરીને જ સૂર્ય કિરણોનો સંચાર કરે છે અને પૃથિવી પણ ઔષધિ, વનસ્પતિઓ અને પ્રાણીઓને ઉત્પન્ન કરે છે. (૪)*

## १४९. गौर्धयति मरुतां श्रवस्युर्माता मघोनाम्। युक्ता वह्नी रथानाम्॥५॥

પદાર્થ : मघोनां मरुताम्-જ્ઞાન ધનવાળા અધ્યાત્મ યાજકોની अवस्युः-રક્ષણ ઈચ્છુક गौः-माता- ઈન્દ્ર પરમાત્મા ગાયરૂપ જ્ઞાનપ્રદ માતા બનીને धयति-પોતાના અમૃતરસનું પાન કરાવે છે रथानां वह्निः- રથોને વહન કરનારા ઘોડાઓની સમાન રમણ સાધન યોગના અંગોમાં યુક્ત થયેલ તે ગૌમાતા આ લોક અને પરલોકની સુખદ યાત્રા કરાવે છે. (૫)

*ભાવાર્થ : ભાગ્યવાન, જ્ઞાન ધનવાન, આત્મસમર્પી વિદ્વાનોનું રક્ષણ ઈચ્છતા ઈન્દ્ર પરમાત્મા ગૌમાતા બનીને, તેને પોતાના અમૃતરસનું પાન કરાવે છે. તથા યોગાંગ રમણ સાધનોથી યુક્ત બનીને રથોમાં જોડાયેલા ઘોડાઓની સમાન આ લોક અને પરલોકની સુખદ યાત્રા પણ કરાવે છે. (૫)*

## १५०. उप नो हरिभिः सुतं याहि मदानां पते। उप नो हरिभिः सुतम्॥६॥

પદાર્થ : मदानां पते-હે સમસ્ત હર્ષો અને આનંદોના સ્વામિન્ ! તું नः-सुतम्-અમારા નિષ્પાદિત હૃદયના ભાવપૂર્ણ ઉપાસનારસ અને ભક્તિભાવને हरिभिः-उप-याहि-દુઃખનું અપહરણ કરનાર અને સુખનું આહરણ કરનાર ગુણોથી પ્રાપ્ત થાય. नः सुतं-हरिभिःउप-અમારા નિષ્પાદિત ભક્તિભાવને દુઃખનું અપહરણ સુખનું આહરણ કરાનારા ગુણોથી પ્રાપ્ત થાય.

*ભાવાર્થ : હર્ષ સુખોના સ્વામિન્ પરમાત્મન્ ! તું અમારા દ્વારા નિષ્પાદિત ઉપાસનારસને દુઃખનું અપહરણ કરનારા સુખનું આહરણ કરનારા ગુણો દ્વારા અમને પ્રાપ્ત થાય છે, તેથી અમે પ્રાર્થના કરીએ છીએ કે, આપ અમારા ઉપાસનારસને અમારા કલ્યાણને માટે સેવન કરો. (૬)*

## १५१. इष्टा होत्रा असृक्षतेन्द्रं वृधन्तो अध्वरे। अच्छावभृथमोजसा॥७॥

પદાર્થ : अध्वरे-અધ્યાત્મયજ્ઞમાં इन्द्रं वृधन्तः-ઐશ્વર્યવાન પરમાત્માનો સમ્યક્ સાક્ષાત્ કરવા માટે इष्टाः-होत्राः-असृक्षत-અનુકૂળ અથવા જ્યાં સુધી બની શકે આત્મ ભાવનાઓ-સ્તુતિ-પ્રાર્થના-ઉપાસનાઓ છે, તેને હે ઉપાસકો તમે લોકો પ્રસારિત કરો-સમર્પિત કરો પુનઃ ओजसा-માનસરસ દ્વારા अवभृथम्-अच्छ-અવભૃથ = સ્નાનને સારી રીતે પ્રાપ્ત થાઓ. (૭)

*ભાવાર્થ : અધ્યાત્મયજ્ઞ-યોગના અનુષ્ઠાનમાં પરમાત્માનો સાક્ષાત્ કરવા માટે અનુકૂળ સ્તુતિ-પ્રાર્થના-ઉપાસનાઓની ભેટ ધરો, પુનઃ પરમાત્માના સત્સંગ માનસરસમાં ડૂબકી લગાવવી જોઈએ. (૭)*

**१५२. अहमिद्धि पितुष्परि मेधामृतस्य जग्रह। अहं सूर्य इवाजनि॥ ८॥**

પદાર્થ : अहम् इत्-हि-હું સ્વયં અવશ્ય જ पितुः-પરમપિતા પરમાત્મા દ્વારા ऋतस्य मेधां परि जग्रह-સત્યજ્ઞાનની મેધાને = ઋતંભરા બુદ્ધિને પૂર્ણ રૂપથી પ્રાપ્ત કરું છું તે ઉપાસના દ્વારા अहं सूर्यः-इव-अजनि-હું ઉપાસક સૂર્યની સમાન જ્યોતિ પ્રાપ્ત કરીને પ્રસિદ્ધ થઈ જાઊં છું, જેમ સૂર્ય પરમાત્માની જ્યોતિ પ્રાપ્ત કરીને પ્રસિદ્ધ થાય છે. (૮)

*ભાવાર્થ : જેમ સૂર્ય પરમાત્માથી જ્યોતિ પ્રાપ્ત કરીને પ્રસિદ્ધ થાય છે, તેમ ઉપાસક પરમાત્મા દ્વારા ઋતંભરા પ્રજ્ઞા = બુદ્ધિ પ્રાપ્ત કરીને પ્રસિદ્ધ થાય છે. (૮)*

**१५३. रेवतीर्नः सधमाद इन्द्रे सन्तु तुविवाजाः। क्षुमन्तो याभिर्मदेम॥ ९॥**

પદાર્થ : नः-અમારી रेवतीः-પ્રશસ્ત ભોગ ઐશ્વર્યવાળી ઇન્દ્રિયો-ઇન્દ્રિયોની વાસનાઓ सधमादे-इन्द्रे-માદ = આનંદ સાથે જે છે તે સ્વભાવથી જ આનંદ-સ્વરૂપ પરમાત્મામાં तुविवाजाः सन्तु-અધિક સુખમય લોકવાળી બની જાય याभिः-જેના દ્વારા क्षुमन्तः-मदेम-અમે ઉત્તમ અન્ન ભોગવાળા બની શકીએ. (૯)

*ભાવાર્થ : અમારી ઇન્દ્રિયો પોત-પોતાના વિષયોના સેવનની સાથે જો પરમાત્મામાં સંયુક્ત બને, તો પરમાત્માની સાથે ઉત્કૃષ્ટ ભોગવાળી બની જાય છે. (૯)*

**१५४. सोमः पूषा च चेततुर्विश्वासां सुक्षितीनाम्। देवत्रा रथ्योर्हिता॥ १०॥**

પદાર્થ : विश्वासां सुक्षितीनाम्-સમસ્ત સુંદર ભૂમિવાળી નસ નાડીઓમાં રહેલ सोमः पूषा च-हिता-જીવનરસ અને પોષણકર્તા પ્રાણવાયુને શરીરમાં રહેનાર देवत्रा-દેવોની તરફ જનાર रथ्योः-चेततुः-જ્ઞાનમાર્ગ અને કર્મમાર્ગને સુપ્રસિદ્ધ કરે છે. (૧૦)

*ભાવાર્થ : પૂર્વોક્ત ઇન્દ્રિયોની વાસનાઓને પરમાત્મા તરફ વાળી દેવામાં આવે, જ્યારે ઇન્દ્રિયોની પ્રવૃત્તિઓ ભોગ સાથે પરમાત્મા તરફ નમેલી-વળેલી રહે છે, ત્યારે શરીરની સમસ્ત નાડીઓમાં જીવનરસ અને પ્રાણવાયુ એ બન્ને શરીરમાં રહીને માનવને દેવો-ઉત્કૃષ્ટ માનવો, મુમુક્ષુઓ અને જીવનમુક્ત અવસ્થાની તરફ લઈ જનાર જ્ઞાનમાર્ગ અને કર્મમાર્ગને સારી રીતે પ્રસિદ્ધ-પ્રકટ કરે છે. (૧૦)*

## ખંડ-૫

**१५५. पान्तमा वो अन्धस इन्द्रमभि प्र गायत।**
**विश्वासाहं शतक्रतुं मꣳहिष्ठं चर्षणीनाम्॥ १॥**

પદાર્થ : वः चर्षणीनाम्-તમે દર્શનેચ્છુકોના अन्धसः-આ पान्तम्-આધ્યાનીય ઉપાસનારસને સમન્તરૂપથી પાન કરનાર, विश्वासाहं-સૌને અભિભૂત કરનાર, સમર્થ शतक्रतुम्-ઘણા કર્મ અને પ્રજ્ઞાનવાળા-સર્વશક્તિમાન-સર્વજ્ઞાનવાન્ मंहिष्ठम्-મહાન આનંદ આપનાર इन्द्रम्-ઐશ્વર્યવાન પરમાત્માના अभि प्रगायत-નિરંતર ગુણ ગાવો-સ્તુતિ કરો. (૧)

*ભાવાર્થ : મનુષ્યો ! જે તમે દર્શનેચ્છુકોના ઉપાસના ધ્યાનને સત્ય સ્વીકાર કરનાર, સૌનો સ્વામી, સર્વશક્તિમાન, સર્વજ્ઞ, અતિ આનંદપ્રદ પરમાત્મા છે તેની નિરંતર સ્તુતિ, પ્રાર્થના અને ઉપાસના કરો. (૧)*

## १५६. प्र व इन्द्राय मादनं हर्यश्वाय गायत। सखायः सोमपाव्ने॥ २॥

પદાર્થ : वः सखायः-તમે મિત્રો ! हर्यश्वाय-દુઃખ અપહરણશીલ અને સુખ આહરણશીલ વ્યાપક ગુણ શક્તિવાળા પરમાત્મા सोमपाव्ने-ઉપાસનારસનો સ્વીકાર કરનાર इन्द्राय-પરમાત્માને માટે मादनं प्रगायत-આનંદ ગાન કરો જેથી તમને આનંદ પ્રાપ્ત થાય. (૨)

*ભાવાર્થ : ઉપાસક જનો ! પરમાત્માના મિત્ર બનીને દુઃખ અપહરણ, સુખ આહરણ ગુણ શક્તિવાળા ઉપાસના, ધ્યાન સ્વીકાર કરનાર પરમાત્માને માટે આનંદ આદિ ગુણ ગાન કરો-સ્તુતિ ધ્યાન કરો. (૨)*

## १५७. वयमु त्वा तदिदर्था इन्द्र त्वायन्तः सखायः। कण्वा उक्थेभिर्जरन्ते ॥ ३॥

પદાર્થ : इन्द्र-હે પરમ ઐશ્વર્યવાન પરમાત્મન્ ! कण्वाः-મેધાવી सखायः-તારા મિત્રજન त्वायन्तः-તારી કામના કરતા उक्थेभिः-પ્રશંસનીય વચનો-વૈદિક સ્તુતિના નામો દ્વારા जरन्ते-સ્તુતિમાં લાવીએ છીએ. वयम्-उ-અમે પણ तदिदर्थाः-તે માટે-લક્ષ્યને લઈને, તેવા બનીને त्वा-તને સ્તુતિમાં લાવીએ છીએ. (૩)

*ભાવાર્થ : પરમાત્મન્ ! અમે પણ પૂર્વવર્તી અથવા અમારાથી શ્રેષ્ઠ વિદ્વાનોની માફક તને ચાહતા-કામના કરતા વૈદિક નામો દ્વારા તારી સ્તુતિ કરીએ છીએ. આપણાથી શ્રેષ્ઠ વિદ્વાનોને આદર્શ માનીને પરમાત્માની સ્તુતિ કરવી જોઈએ. (૩)*

## १५८. इन्द्राय मद्वने सुतं परि ष्टोभन्तु नो गिरः। अर्कमर्चन्तु कारवः॥ ४॥

પદાર્થ : नः-गिरः-અમારી વાણીઓ मद्वने-इन्द्राय-હર્ષ = આનંદ આપનાર પરમાત્માને માટે सुतम्-ઉપાસનારસને परिष्टोभन्तु-પ્રેરિત કરે. कारवः-अर्कम्-अर्चन्तु-જેમ સ્તુતિ કરનારા પોતાની વાણીઓથી તે પૂજનીયની પૂજા કરે છે. (૪)

*ભાવાર્થ : પૂજનીય પરમાત્માની અર્ચના = પૂજા જેમ સ્તુતિ કરનારાઓ કર્યા કરે છે, તેમ અમારી વાણીઓ તે આનંદપ્રદને માટે સ્તુતિ = સ્તવનને પ્રેરિત કરે છે. (૪)*

## १५९. अयं त इन्द्र सोमो निपूतो अधि बर्हिषि। एहीमस्य द्रवा पिब॥ ५॥

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! ते-તારા માટે बर्हिषि-अधि-મારા હૃદયાવકાશમાં अयं

सोमः-निपूतः-એ ઉપાસનારસ નિષ્પન્ન કરેલ છે, ईम-एहि-એની પાસે આવ, अस्य द्रव पिब-એના પ્રત્યે શીઘ્ર ગતિ કર અને એનું પાન કર. (૫)

*ભાવાર્થ : હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! મેં મારા હૃદયાવકાશમાં તારા માટે ઉપાસનારસને શ્રદ્ધાથી નિષ્પાદિત કરેલ છે, તું મારા હૃદયમાં આવ, શીઘ્ર આવીને એનું પાન કર-સ્વીકાર કર. (૫)*

## १६०. सुरूपकृत्नुमूतये सुदुघामिव गोदुहे। जुहूमसि द्यविद्यवि॥ ६ ॥

પદાર્થ : गोदुहे सुदुघाम्-इव-જેમ ગાયના દૂધને દોહવા માટે સરળતાથી દોહવા યોગ્ય ગાયને દોહે છે, તેમ ऊतये- જીવનરક્ષા-આત્મસ્વરૂપ પ્રાપ્તિને માટે सुरूपकृत्नुम्- ઉત્તમ રૂપના કર્તા-આત્માને સંસ્કૃત કરનાર પરમાત્માને द्यवि द्यवि-પ્રતિદિન जुहूमसि-અમે પોતાની અંદર આદાન કરીએ-ધારણ કરીએ. (૬)

*ભાવાર્થ : જેમ સરળતાથી દોહવા યોગ્ય ગાયને દૂધ પ્રાપ્તિને માટે દોહે છે, તેમજ આત્મસ્વરૂપને શ્રેષ્ઠ બનાવનાર પરમાત્માને પોતાના આત્મરૂપની પ્રાપ્તિ માટે પ્રતિદિન પોતાની અંદર ધારણ કરવો જોઈએ. (૬)*

## १६१. अभि त्वा वृषभा सुते सुतं सृजामि पीतये। तृम्पा व्यश्नुही मदम्॥ ७॥

પદાર્થ : वृषभ-હે સુખોની વર્ષા કરનાર પરમાત્મન્ ! सुते-ઉપાસનારસ ઉત્પન્ન થતાં पीतये-પાન કરવા - સ્વીકાર કરવા માટે सुतम्-ઉત્પન્ન ઉપાસનારસને त्वा-તારા પ્રત્યે अभिसृजामि-ભેટ ધરું છું, तृम्प-મને તૃપ્ત કર, मदं व्यश्नुहि-મને હર્ષ-આનંદને પ્રાપ્ત કરાવ. (૭)

*ભાવાર્થ : સુખોની વર્ષા કરનાર પરમાત્મન્ ! ઉપાસનાથી ઉત્પન્ન રસનો સ્વીકાર કરવા માટે તારા પ્રત્યે ભેટ ધરું છું, નિઃસંદેહ તું પણ મને તૃપ્ત કરે છે, તારો આનંદ પ્રાપ્ત કરાવે છે. (૭)*

## १६२. य इन्द्र चमसेष्वा सोमश्चमूषु ते सुतः। पिबेदस्य त्वमीशिषे ॥ ८॥

પદાર્થ : इन्द्र-ઐશ્વર્યવાન પરમાત્મન્ ! यः सुतः सोमः-જે નિષ્પન્ન ઉપાસનારસ ते-તારા માટે चमसेषु-ચમસો = મારી અંદરના મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર આદિમાં જેના દ્વારા હું તારા માટે મનન, વિવેચન, સ્મરણ, મમભાવ દ્વારા ઉપાસનારસ ભરું છું તથા चमूषु-બહારના ઇન્દ્રિય પાત્રોમાં વાણી, નેત્ર, શ્રોત્રમાં સ્તુતિ, દર્શન, શ્રવણ કરીને ભરું છું; पिब-इत्-એનું અવશ્ય પાન કર - સ્વીકાર કર, त्वम्-अस्य ईशिषे-તું એનો સ્વામી છે. (૮)

*ભાવાર્થ : પરમાત્મન્ ! તારા માટે મન, બુદ્ધિ, ચિત્ત, અહંકારરૂપ અંદરના પાત્રોમાં ઉપાસનારસ સૂક્ષ્મરૂપમાં તૈયાર કરું છું તથા ફરી બહારના વાણી, નેત્ર, કર્ણરૂપ પાત્રોમાં સ્તવન, દર્શન, શ્રવણ પાત્રોમાં દૃઢ કરું છું, તું એનો સ્વીકાર કર, તું એનો સ્વામી છે, અધિકારી છે. (૮)*

## १६३. योगेयोगे तवस्तरं वाजेवाजे हवामहे। सखाय इन्द्रमूतये॥ ९॥

પદાર્થ : योगे योगे-યોગ યોગ = પ્રત્યેક સુખ સંપત્તિમાં वाजे वाजे-પ્રત્યેક સુખ સંપત્તિના સંગ્રામમાં तवस्तरम्-इन्द्रम्-અત્યંત બળવાન પરમાત્માને ऊतये-રક્ષા માટે सखायः-हवामहे-મિત્રો એવા અમે ઉપાસકજન બોલાવીએ-પોકારીએ છીએ-સ્મરણ કરીએ છીએ. (૯)

*ભાવાર્થ : પ્રત્યેક સંપત્તિના સમયમાં તથા પ્રત્યેક વિપત્તિના સમયે અતિ બળવાન પરમાત્માનું પોતાની રક્ષા માટે મિત્રભાવથી સ્મરણ કરવું જોઈએ; જેથી સંપત્તિમાં અમે અભિમાની બનીને આત્મહાનિ ન કરીએ અને વિપત્તિમાં નિરાશ બનીને આત્મગ્લાનિ ન કરીએ. (૯)*

## १६४. आ त्वेता नि षीदतेन्द्रमभि प्र गायत। सखायः स्तोमवाहसः ॥ १० ॥

પદાર્થ : स्तोमवाहसः सखायः-હે સ્તવનગાનને વહાવનાર ગાયક, સ્તુતિકર્તા, ઉપાસક મિત્રો ! आ-इत-तु-आ-આવો, તો આવો - અવશ્ય આવો, શીઘ્ર આવો, આ = આવીને निषीदत-નિયમિત રૂપથી બેસો - શ્રદ્ધા સ્નેહથી બેસો. इन्द्रम्-अभिप्रगायत-સર્વ ઐશ્વર્ય - સંપન્ન પરમાત્માને લક્ષ્ય કરીને તેના ગુણગાન કરો. (૧૦)

*ભાવાર્થ : પરમાત્માની સ્તુતિને પ્રવાહિત કરનાર ઉપાસક મિત્રજનો સામૂહિક સ્તવનના તાંતણા બેસાડનાર એકત્ર શ્રદ્ધા સ્નેહથી બેસીને પરમાત્માના ગુણગાન કરે, ત્યારે આનંદનો પ્રવાહ પ્રવાહિત થઈ જાય છે. (૧૦)*

### ખંડ-૬

## १६५. इदं ह्यन्वोजसा सुतं राधानां पते। पिबा त्वा३स्य गिर्वणः ॥ १ ॥

પદાર્થ : गिर्वणः-राधानां-पते-હે સ્તુતિ વચનો દ્વારા વનનીય-સમ્માનીય, સેવનીય તથા અમારી સમસ્ત આરાધનાઓના પાલક-કોઈપણ આરાધનાને વ્યર્થ ન જવા દેનાર પરમાત્મન્ ! अनु-ओजसा हि सुतम्-इदम्-અનુક્રમપૂર્વક-શ્રવણ, મનન કરીને પુનઃ નિદિધ્યાસન બળથી ઉપાસનારસને ઉત્પન્ન કરેલ છે. अस्य तु पिब-એનું તું અવશ્ય પાન કર-એનો સ્વીકાર કર. (૧)

*ભાવાર્થ : પરમાત્માન્ ! તું ઉપાસકોની સમસ્ત આરાધનાઓનું પાલન સ્વાગત કરે છે, કોઈની પણ ઉપેક્ષા કરતો નથી, વ્યર્થ જવા દેતો નથી તથા સ્તુતિ દ્વારા સન્માનીય સેવનીય છે, અમે તારું સ્તુતિ દ્વારા જ સેવન કરી શકીએ છીએ, અન્ય ભૌતિક પદાર્થો તો તારા જ આપેલા છે, તેની તને શું ભેટ આપવી, તને તેની જરૂરત પણ નથી, તેથી જે અમે શ્રવણ, મનન અને ફરી નિદિધ્યાસન રૂપથી પૂર્ણ પ્રયત્નબળ દ્વારા ઉપાસનારસ સંપન્ન કરેલ છે, તેનું અવશ્ય પાન કર-સ્વીકાર કર, એવી પ્રાર્થના છે. (૧)*

## १६६. महाँ इन्द्रः पुरश्च नो महित्वमस्तु वज्रिणे। द्यौर्न प्रथिना शवः ॥ २ ॥

પદાર્થ : इन्द्रः-ઐશ્વર્યવાન પરમાત્મા महान्-સર્વથી મહાન છે, पुरः-च-તેથી તે પ્રત્યેકની સન્મુખ

છે જ્યારે સર્વથી મહાન સર્વત્ર છે, ત્યારે મારી સામે પણ રહેલ જ છે. द्यौः-न प्रथिना शवः-દ્યુલોકની સમાન વિસ્તૃત અથવા ફેલાયેલ તેનું બળ-વ્યાપન બળ છે, તે એવા वज्रिणे नः-महित्वम्-अस्तु-સર્વ વિધ વજ્ર શક્તિવાળાને માટે અમો મહિમા = ગુણગાન કરીએ.

*ભાવાર્થ : પરમાત્મા સર્વથી મહાન છે. તેથી પ્રત્યેકની સન્મુખ હોવા છતાં તે દ્યુલોકની સમાન વિસ્તૃત વ્યાપ્ત છે; તે વજ્ર શાસનવાળા પરમાત્માનો મહિમા-ગુણગાન અમારા દ્વારા થતા રહે. (૨)*

**૧૬૭. आ तू न इन्द्र क्षुमन्तं चित्रं ग्राभं सं गृभाय। महाहस्ती दक्षिणेन॥ ३॥**

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું महाहस्ती-મહાન હાથોવાળો - પ્રશસ્ત દાની બનીને दक्षिणेन-દક્ષિણ પાર્શ્વથી - મારો મિત્ર-સંગી બન नः- અમારા માટે क्षुमन्तं चित्रं ग्राभम्-પ્રશસ્ત ભોગ યુક્ત અદ્‌ભુત મુટ્ઠીને तु-અવશ્ય आसंगृभाय-સારી રીતે પ્રદાન કર. (૩)

*ભાવાર્થ : પરમાત્મન્ ! અમારા માટે ભોગ અને આનંદનું દાન કરનાર તું મહાદાની છે, વિશાળ હાથવાળો છે, તું 'છપ્પર ફાડ કર દેનેવાલા હૈ' એવી ઉક્તિ પણ છે, તું સદા અમારી સાથે દક્ષિણ પાર્શ્વવર્તી મિત્રની સમાન છે, તું તે અદ્‌ભુત આનંદ ભોગવાળી વિચિત્ર મુટ્ઠી અમને પ્રદાન કર. (૩)*

**૧૬૮. अभि प्र गोपतिं गिरेन्द्रमर्च यथा विदे। सूनुं सत्यस्य सत्पतिम्॥ ४॥**

પદાર્થ : यथाविदे-હે ઉપાસક તું યથાવત્ વેત્તા-જ્ઞાતા બનવા માટે गोपतिम्-વેદવાણીના સ્વામી, सत्पतिम्-સત્પુરુષો - ઉપાસકોના પાલક सत्यस्यसूनुम् સત્યના પ્રેરક इन्द्रम्-ઐશ્વર્યવાન પરમાત્માને अभि-ફરી-ફરી गिरा प्रार्च-સ્તુતિથી અર્ચિત કર. (૪)

*ભાવાર્થ : હે મનુષ્ય ! તું યથાર્થ જ્ઞાતા બનવા માટે વેદવાણીના સ્વામી, ઉપાસકોના પાલક, સત્યના પ્રેરક પરમાત્માની પુનઃ-પુનઃ અથવા નિરંતર અર્ચના કર્યા કર. (૪)*

**૧૬૯. कया नश्चित्र आ भुवदूती सदावृधः सखा। कया शचिष्ठया वृता॥ ५॥**

પદાર્થ : कया ऊति-કોઈપણ સ્તુતિ પ્રવૃત્તિથી कया शचिष्ठया वृता-કોઈપણ અતિ શ્રેષ્ઠ પ્રજ્ઞા-આત્મભાવનામય વૃત્તિથી नः-અમારા सदावृधः सखा-સદાવર્ધન-ઉત્કર્ષ કરનાર તે પરમાત્મા મિત્ર आभुवत्-બની જાય છે. (૫)

*ભાવાર્થ : પરમાત્માની કૃપા અપાર છે, તે અમારી કોઈપણ શ્રેષ્ઠ સ્તુતિ અથવા શ્રેષ્ઠ શ્રદ્ધામય આત્મભાવના વૈરાગ્ય પ્રવૃત્તિથી સદા ઉન્નતિ કરનાર મિત્ર બની જાય છે; તેથી અમોએ તેની સ્તુતિ તથા અનુરાગભરી શ્રદ્ધા આત્મભાવનાથી અર્પણ કરવી જોઈએ. (૫)*

**૧૭૦. त्यमु वः सत्रासाहं विश्वासु गीर्ष्वायतम्। आ च्यावयस्यूतये॥ ६॥**

પદાર્થ : विश्वासु गीर्षु-સમસ્ત સ્તુતિઓમાં आयतम्-વ્યાપ્ત, सत्रासाहम्-સત્ય-અવિનાશી તથા સત્ય રૂપથી સર્વ પર અભિભૂત त्यम्-उ-તે ઈષ્ટદેવ ઐશ્વર્યવાન પરમાત્માને वः-તું ऊतये-રક્ષાને માટે आच्यावयसि-સ્તુતિઓ દ્વારા પોતાની તરફ ઝુકાવી લે છે. (૬)

*ભાવાર્થ : સત્યથી સર્વ પર અધિકારકર્તા પરમાત્માને સ્તુતિઓ દ્વારા પોતાની તરફ ઝુકાવી લે છે, કારણકે સમસ્ત સ્તુતિઓમાં તે પરમાત્મા વ્યાપ્ત છે, પ્રત્યેક સ્તુતિને સત્પાત્ર છે, પ્રત્યેક સ્તુતિનો સ્વીકાર કરે છે. (૬)*

## १७१. सदसस्पतिमद्भुतं प्रियमिन्द्रस्य काम्यम्। सनिं मेधामयासिषम्॥ ७॥

પદાર્થ : सदसः पतिम्-જેમાં સૂર્ય આદિ સર્વ દેવો રહે છે એવા જગતના સ્વામી, अद्भुतम्-આશ્ચર્ય ગુણવાળા, प्रियम्-પ્રિય = ઈષ્ટ, काम्यम्-કમનીય-સ્તુતિ યોગ્ય, सनिम्-દાતા इन्द्रस्य-ઐશ્વર્યવાન પરમાત્માથી मेधाम्-મેધાને अयासिषम्-પ્રાપ્ત કરું છું - માગું છું. (૭)

*ભાવાર્થ : જગતના સ્વામી, અદ્‌ભુત, પ્રિય, ઈષ્ટદેવ, કમનીય, દાતા પરમાત્માથી આર્ષ મેધાને માગું છું; જેથી હું સદા તેની સ્તુતિ કરતો મેધાવાન ઉપાસક બની જાઉં. (૭)*

## १७२. ये ते पन्था अधो दिवो येभिर्व्यश्वमैरयः। उत श्रोषन्तु नो भुवः॥ ८॥

પદાર્થ : ते-હે ઈન્દ્ર પરમાત્મન્ ! તારા રચેલા ये पन्थाः-જે માર્ગ दिवः-अधः દ્યુલોકથી-અમૃતધામથી નીચે છે येभिः-अश्व वि-ऐरवः-જે માર્ગો વાતસૂત્રોના દ્વારા આદિત્યને વિશેષરૂપથી પ્રેરિત કરે છે. नः भुवः-उत श्रोषन्तु-અમારી ભૂમિઓ - દેહોને પણ "આશ્રણ્વન્તુ" સ્વીકાર કરે-સ્વીકાર કરે છે, સંચાલિત કરે છે. (૮)

*ભાવાર્થ : પરમાત્મન્ ! તારા વાતસૂત્ર માર્ગ દ્યુ-મંડળની નીચે જેમ સૂર્ય આદિ પ્રકાશપિંડોને ચલાવે છે તેમ તે અમારી ભૂમિયો અને દેહોને પણ સ્વાધીન કરે છે અને તારું નિયંત્રણ સમસ્ત વિશ્વ પર છે. (૮)*

## १७३. भद्रंभद्रं न आ भरेषमूर्जं शतक्रतो। यदिन्द्र मृडयासि नः॥ ९॥

પદાર્થ : शतक्रतो-इन्द्र-હે અનેક પ્રજ્ઞા અને કર્મોવાળા પરમાત્મન્ ! તું नः-અમારા માટે भद्रं भद्रम्-કલ્યાણ કલ્યાણ - સર્વથા કલ્યાણ इषम् અદનીય અન્ન ऊर्जम्-રસને आभर-પ્રાપ્ત કરાવ; यत्-કારણ કે नः मृडयासि-તું અમને સુખી કર્યા કરે છે.

*ભાવાર્થ : અનેક પ્રજ્ઞા અને કર્મશક્તિને ધારણ કરનાર પરમાત્મન્ ! તું અમારા માટે કલ્યાણકારી અન્ન-ભોજન અને રસપાન પ્રાપ્ત કરાવ, એવી પ્રાર્થના કરીએ છીએ, એ પ્રાર્થના અન્યથા =નકામી નહિ પરંતુ યોગ્ય છે, કારણકે તું અમને સુખી કરે છે. (૯)*

## १७४. अस्ति सोमो अयं सुतः पिबन्त्यस्य मरुतः।
## उत स्वराजो अश्विना॥ १०॥

પદાર્થ : अयं सोमः-सुतः-अस्ति-હે ઈન્દ્ર ઐશ્વર્યવાન પરમાત્મન્ ! આ ઉપાસનારસ ઉત્પન્ન કરેલ છે તું એનું પાન કર, આ નિકૃષ્ટ રસ નથી, उत-પરન્તુ अस्य-આને स्वराजः-अश्विना 'अश्विनः' मस्तः पिबन्ति-પોતાની શક્તિથી રાજમાન્ મારા શરીરમાં વ્યાપનશીલ પ્રાણ પણ પીવે છે એનું પાન કરે છે. જે પોતાના પ્રાણોને માટે પ્રિય છે, તે નિકૃષ્ટ નહિ તે તો પ્રાણોના પ્રાણ તને ભેટ છે.

*ભાવાર્થ : પરમાત્મન્ ! ઉપાસનારસ તને ભેટ છે, તું એનું પાન કર, એ નિષ્કૃષ્ટ ભેટ નથી, પરંતુ ઉત્કૃષ્ટ છે. મારા પ્રાણ એ પાનને પ્રથમ પીવે છે, જે મારા શરીરમાં રાજમાન અને વ્યાપનાર છે, 'પ્રાણોથી પ્રિય કોઈ નથી' એ લૌકિક કહેવત છે, પરન્તુ તું પ્રાણોથી પણ પ્રિય છે, તેથી આ ઉપાસના તને ભેટ ધરું છું. (૧૦)*

## ખંડ-૭

### १७५. ईङ्खयन्तीरपस्युव इन्द्रं जातमुपासते। वन्वानासः सुवीर्यम्॥ १॥

પદાર્થ : ईङ्खयन्तीः-પરમાત્મા તરફ ગતિ કરનારી કારણભૂત, अपस्युवः-સ્વકર્મને કર્મને ચાહનારી, सुवीर्यम्-वन्वानासः-ઉત્તમ પ્રાણભાવ-શ્રેષ્ઠ જીવનને ચાહના કરતી, મનુષ્યમાં દેવત્વને ઉત્પન્ન કરનારી, પરમાત્માનું માન કરનારી, સ્વીકાર અને ધ્યાન કરનારી વૃત્તિઓ - દૈવી વૃત્તિઓ जातम् इन्द्रम्-उपासते-સાક્ષાત્ પ્રસિદ્ધ પરમાત્માની ઉપાસનામાં પ્રવૃત્ત બની જાય છે. (૧)

*ભાવાર્થ : મનુષ્યમાં તેને દેવ બનાવનારી દૈવી વૃત્તિઓ પરમાત્માની તરફ જવામાં કારણભૂત બનીને, શ્રેષ્ઠ કર્મમાં પ્રવૃત્ત થઈને, સુંદર પ્રાણો યુક્ત જીવનને ચાહતી પ્રસિદ્ધ પરમાત્માની ઉપાસનામાં જોડાઈ જાય છે. (૧)*

### १७६. न कि देवा इनीमसि न क्या योपयामसि। मन्त्रश्रुत्यं चरामसि॥ २॥

પદાર્થ : देवाः-હે દેવો - વિદ્વાનો ! न कि-इनीमसि-કોઈને અથવા ક્યારેય હિંસિત કરતી નથી પૂર્વોક્ત દૈવવૃત્તિઓ અથવા દૈવવૃત્તિવાળી પ્રજાઓ અમે न कि-आयोपयामसि-કોઈને અથવા ક્યારે લુપ્ત કરતી નથી; જડત્વની તરફ લઈ જતી નથી; પરંતુ मंत्रश्रुत्यं चरामसि-મંત્ર શ્રુતિને અનુરૂપ - પરમાત્મપરક મંત્રોમાં જે શ્રવણ કરેલ છે તે અનુસાર વર્તે છે. (૨)

*ભાવાર્થ : દૈવીવૃત્તિઓ અથવા દૈવશ્રેણીજન ક્યારેય કોઈને પણ હિંસિત કરતી નથી તથા ક્યારેય કોઈને વ્યામોહમાં નાખતી નથી. એવી દૈવવૃત્તિઓ અથવા દેવજનો સેવન કરવાને યોગ્ય છે. (૨)*

### १७७. दोषो आगाद् बृहद्गाय द्युमद्गामन्नाथर्वण। स्तुहि देवं सवितारम्॥ ३॥

પદાર્થ : द्युमद्गामन्-હે પ્રકાશમાન પરમાત્માને પ્રાપ્ત કરનાર જ્ઞાની ઉપાસક ! आथर्वण-અત્યંત સ્થિર મનવાળા बृहद्गाय-બહુ જ ગુણગાયક મુમુક્ષુજન ! दोषा-उ-आगात्-અરે રાત્રિનું આગમન થઈ રહ્યું છે - આવનારી છે, માટે તેના પહેલાં सवितारं देवं स्तुहि-ઉત્પાદક, પ્રેરક અને સુખ ઐશ્વર્યપ્રદ

પરમાત્માની સ્તુતિ કર. (૩)

*ભાવાર્થ : પ્રકાશમાન પરમાત્માને પ્રાપ્ત કરનાર, સ્થિર મનયુક્ત, ગુણગાયક મુમુક્ષુજન ! રાત્રિમાં, સાંજના સમયે તથા જીવનની નિશા = રાત્રિની પહેલાં જ યુવાવસ્થામાં ઉત્પાદક, પ્રેરક, વિવિધ ભોગ અને આનંદના દાતા પરમાત્માની સ્તુતિ નિરંતર કર્યા કર. (૩)*

३ २ ३ १ २र ३क २र ३ २ ३ २ ३ १ २ ३ २

**૧૭૮. एषो उषा अपूर्व्या व्युच्छति प्रिया दिवः। स्तुषे वामश्विना बृहत्॥ ४॥**

પદાર્થ : उ-एषा-उषाः-અરે આ ઉષા = પ્રાતઃકાળ अपूर्व्या-શ્રેષ્ઠોમાં શ્રેષ્ઠ છે જેનાથી શ્રેષ્ઠ બીજો કોઈ સમય નથી. प्रिया-પ્યારી दिवः-व्युच्छति-તે પ્રકાશક સવિતા પરમાત્માના તરફથી પ્રકાશિત થઈ રહી છે. बृहत् स्तुषे-હું તેની બહુ જ સ્તુતિ કરું છું-કરતો રહું. अश्विना-वाम्-હે બન્ને દિવસ અને રાત ! હું દિવસ અને રાત્રે પણ તે સવિતા પરમાત્માની સ્તુતિ કરું છું. (૪)

*ભાવાર્થ : હું તે પ્રકાશક પરમાત્માના તરફથી પ્રકાશિત ઉષાવેળા-પ્રાતઃસમયમાં તથા જીવનની કુમાર અવસ્થામાં ઉત્પાદક, પ્રેરક, ભોગ અને આનંદ પ્રદાતા પરમાત્માની સ્તુતિ કરતો રહું; પરન્તુ એ ઉષા અને સાંજની મધ્યના દિવસ તથા રાતે જાગતાં, સૂતાં પણ વ્યવહારકાળમાં શયનકાળમાં પરમાત્માને ભૂલું નહિ, તેથી વિપરીત આચરણ કરું નહિ અને સ્વપ્નમાં પણ વિચારું નહિ. (૪)*

१ २ ३ २ ३ १ २ ३ १ २र ३ १ २ ३ १ २र

**૧૭૯. इन्द्रो दधीचो अस्थभिर्वृत्राण्यप्रतिष्कुतः। जघान नवतीर्नव॥ ५॥**

પદાર્થ : अप्रतिष्कुतः-ગુણ, કર્મ, સ્વભાવ દ્વારા પ્રતિનિધિ રહિત તથા ન પ્રતિ - આપ્રવણશીલ = પોતાના ગુણ, કર્મ, સ્વભાવથી વિચલિત ન થનાર, એકરસ અને ન પ્રતિકૃત = પ્રતિકારથી રહિત તથા કોઈથી પ્રતિહિંસિત ન થનાર इन्द्रः-ઐશ્વર્યવાન પરમાત્મા दधीचः-દધિ = ધ્યાન-પરમાત્માના ધ્યાનને પ્રાપ્ત ધ્યાનીના वृत्राणि-પાપો - પાપી વિચારોને अस्थभिः-અસ્થિઓને ઉપતાપિત કરનારી સમિધાઓ-સમિદ્ધ જ્ઞાન પ્રકાશથી પ્રદીપ્ત સ્વશક્તિઓથી जघान-નષ્ટ કરી નાખે છે તથા नव नवतीः-નવ = પાંચ જ્ઞાનેન્દ્રિયો, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર યુક્ત ગતિ પ્રવૃત્તિઓ-વાસનાઓને પણ નષ્ટ કરી નાખે છે. (૫)

*ભાવાર્થ : કોઈપણ જ્ઞાન, દયા, ન્યાયશક્તિ આદિ ગુણ, સૃષ્ટિ રચના, જીવોના કર્મફળાદિ કર્મમાં સર્વગત, વિભુ આદિ સ્વભાવથી પ્રતિનિધિ - સમકક્ષથી રહિત, સ્વગુણોથી અવિચલિત, એકરસ, પ્રતિકાર કરવાથી રહિત, પ્રતિકારની ઈચ્છા રહિત, અન્ય દ્વારા અહિંસિત થનાર, પોતાના ધ્યાનમાં, પોતાની ઉપાસનામાં મગ્ન રહેનાર ઉપાસકના પાપો-પોતાના વિષયક પાપો તથા અન્ય પ્રત્યેના પાપોને નષ્ટ કર્યા કરે છે; પરંતુ તે ધ્યાનીની નવ પ્રકારની વાસનાઓનો પણ નાશ કરી નાખે છે - જે પાંચ જ્ઞાનેન્દ્રિયોમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ ગ્રહણ વાસનાઓ છે તથા મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકારના અર્થાત્ મનના સંકલ્પ, બુદ્ધિ તર્કો, ચિત્તના સ્મરણ, અહંકારની મમતાઓ સંસારને લક્ષ્ય કરીને થાય છે તેને પણ નષ્ટ કરે છે, નિરુદ્ધ કરી નાખે છે. (૫)*

२उ ३ १ २र ३ १ २ ३ १ २ ३ १ २ ३ १ २र

**૧૮૦. इन्द्रेहि मत्स्यन्धसो विश्वेभिः सोमपर्वभिः। महाँ अभिष्टिरोजसा॥ ६॥**

પદાર્થ : इन्द्र-एहि-હે મારા પરમાત્મન્ ! મારા હૃદયમાં આવ अन्धसः-ધ્યાનોપાસના विश्वेभिः સમસ્ત सोमपर्वभिः મારા દ્વારા અનુષ્ઠિત સોમ્ય યોગના અંગોથી मत्सि-તું મારા પર હર્ષ કરનાર બન-મને ઉપકૃત કર ओजसा-પોતાના આત્મબળથી महान्-अभिष्टिः-મહાન-સર્વથી મહાન સર્વને બહાર અને અંદરથી પ્રાપ્ત છે - પ્રાપ્ત કરે છે. (૬)

*ભાવાર્થ : પરમાત્મન્ ! તું મહાનથી પણ મહાનતમ આત્મબળ સર્વની અંદર અને બહાર પ્રાપ્ત છે, તેથી તું મારી અંદર આવ અને મારા ધ્યાનોપાસન યોગના અંગો દ્વારા મારા પર પ્રસન્ન થા, મને ઉપકૃત કર, એ જ પ્રાર્થના છે.*

*પરમાત્મન્ નિશ્ચય તારી તરફ આવનારા માર્ગો પર ચાલનારાઓને જોઈને તું પ્રસન્ન થાય છે અને તેને ઉપકૃત કરે છે. (૬)*

## ૧૮૧. आ तू न इन्द्र वृत्रहन्नस्माकमर्धमा गहि। महान्महीभिरूतिभिः ॥ ७ ॥

પદાર્થ : वृत्रहन्-इन्द्र-હે પાપ વિનાશક, ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું महान्-મહાન છે, સ્વરૂપથી અને ઉપકારક ગુણોથી મહાન છે, તેથી अस्माकम्-अर्द्धम्-અમારી પાસે અથવા અમારા ઘરે तु-आ-શીઘ્ર આવ, પરન્તુ સાધારણ રૂપથી નહિ પણ महीभिः-ऊतिभिः-आगहि-રક્ષક શક્તિઓની સાથે આવ, આવી જા. (૭)

*ભાવાર્થ : પાપનાશક પરમાત્મન્ ! અમારી પાસે અથવા અમારા સ્થાન હૃદયગૃહમાં આવ, અમે જાણીએ છીએ કે તું આમંત્રિત કરવાથી આવે છે, પરન્તુ અમારા પ્રેમ આગ્રહ માત્રથી અથવા સાધારણ રૂપમાં જ નહિ પણ પોતાની રક્ષક શક્તિઓથી આવ્યા કરે છે; ત્યારે અમે નિર્ભય રહીએ છીએ. (૭)*

## ૧૮૨. ओजस्तदस्य तित्विष उभे यत् समवर्तयत्। इन्द्रश्चर्मेव रोदसी ॥ ८ ॥

પદાર્થ : अस्य-ઈન્દ્ર પરમાત્માનું तत्-ओजः-तित्विषे-તે ઓજ-પોતાનું આત્મીય બળ પ્રદીપ્ત થઈ રહ્યું છે. यत्-इन्द्रः-उभे रोदसी-યતઃ = જેથી ઐશ્વર્યવાન પરમાત્મા બન્ને દ્યાવાપૃથિવી - દ્યુલોક અને પૃથિવીલોકને દ્યાવા પૃથિવીમયી સૃષ્ટિને એવી રીતે સંવૃત્ત કરી લે છે-ઢાંકી લે છે. चर्म-इव समवर्तयत्-જેમ કોઈ કારીગર વસ્તુ પર ચામડું મઢીને તે વસ્તુની રક્ષા માટે ઢાંકી દે છે. સંવૃત્ત કરી લે છે, ઢાંકી દે છે. (૮)

*ભાવાર્થ : પરમાત્માનું સ્વ આત્મીયબલ પ્રકાશિત થઈને સમસ્ત દ્યુલોક અને પૃથિવીલોકમયી સૃષ્ટિને ચામડાની સમાન ઢાંકી રહેલ છે. અર્થાત્ પરમાત્માનું સ્વ આત્મબલ પ્રત્યેક વસ્તુમાં પ્રકાશિત છે, જે પ્રત્યેક વસ્તુને તેના પોતાના સ્વરૂપમાં સ્થિર રાખે છે, તે પ્રત્યેક વસ્તુની રક્ષા પણ કરે છે અને પ્રત્યેક વસ્તુનાં સ્વરૂપનું પણ નિરૂપણ કરે છે. (૮)*

## ૧૮૩. अयमु ते समतसि कपोतइव गर्भधिम्। वचस्तच्चिन्न ओहसे ॥ ९ ॥

પદાર્થ : ते-હે ઈન્દ્ર ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તારો પુત્ર વા મિત્ર अयम्-उ-એવો હું જીવાત્મા समतसि-

શરીરમાં ભોગ માટે વારંવાર નિરંતર ગમન કરી રહ્યો છું-ભટકી રહ્યો છું **कपोतः इव गर्भधिम्**-જેમ કબૂતરને છોડના ગર્ભરૂપ અન્ન-દાણા વેરેલ હોય, ત્યાં તેને ખાવા શિકારીની જાળમાં ફસાય જાય છે **तत् चित्**-તે કારણે પણ, **नः-वचः-ओहसे**-અમારા-મારા આર્તવચન-પ્રાર્થનાવચન-શરીર બંધન અથવા ભોગ બંધન અથવા ભોગ સંકટથી વિમુક્તિ માટે પ્રાર્થના વચનને સમગ્ર રૂપથી પ્રાપ્ત થાય છે - સાંભળે છે - સ્વીકાર કરે છે. (૯)

*ભાવાર્થ : પરમાત્મન્ ! દાણાના લોભમાં દાણા વેરેલી જાળમાં ફસાયેલા કબૂતરની માફક ભોગ માટે ભોગસ્થાન-શરીરમાં ભટકતા ફસાયેલ આ મારા જીવાત્માના પશ્ચાતાપરૂપ આર્તનાદને અવશ્ય સાંભળે છે - સાંભળ, મને મુક્તિ પ્રદાન કર. (૯)*

## ૧૮૪. वात आ वातु भेषजं शम्भु मयोभु नो हृदे। प्र न आयूँषि तारिषत्॥ १०॥

પદાર્થ : **वातः**-સર્વત્ર વિભુ ગતિથી પ્રાપ્ત પરમાત્મા **नः**-અમારા **हृदे**-હૃદયને માટે **शम्भु मयोभु भेषजम्**-અધ્યાત્મ કલ્યાણ ભાવિત કરનાર લૌકિક સુખ ભાવિત કરનાર ભેષજ = અમૃત - સ્વરૂપને **आ वातु**-સંચારિત કરે **नः-आयूंषि प्रतारिषत्**-અમારી આયુઓની - પ્રાણોની વૃદ્ધિ કરે. (૧૦)

*ભાવાર્થ : વાત સ્વરૂપ ઈન્દ્ર પરમાત્મા અમારા હૃદયને માટે - અન્તઃકરણને માટે શાન્તિ ભાવિત કરનાર તથા સુખ ભાવિત કરનાર પોતાના અમૃત સ્વરૂપને સંચારિત કરે - કરે છે, જ્યારે કોઈ તેનો બની જાય છે, તેમાં લીન બની જાય છે અને તેના ભૌતિક પ્રાણોની પણ વૃદ્ધિ કરે છે - મુક્તિમાં રહેનારા અમૃત પ્રાણોને પણ પ્રદાન કરે છે. (૧૦)*

### ખંડ-૮

## ૧૮૫. यं रक्षन्ति प्रचेतसो वरुणो मित्रो अर्यमा। न किः स दभ्यते जनः॥ १॥

પદાર્થ : **यम्**-હે ઈન્દ્ર ઐશ્વર્યવાન પરમાત્મન્ ! જે ઉપાસકે તારી ઉપાસનાથી તેની અંદર **वरुणः**-વરણીય-શરણપદ **मित्रः**-સહાયક સ્નેહી **अर्यमा**-આનંદપ્રદ સ્વામી નામથી એ તારું સ્વરૂપ **प्रचेतसः**-પ્રત્યક્ષ-સાક્ષાત્ થઈને **रक्षन्ति**-રક્ષિત રાખે છે, સંભાળે છે **सः-जनः**-તે ઉપાસક જનને **न किः-दभ्यते**-કદીપણ દબાવી-સતાવી શકાતો નથી. (૧)

*ભાવાર્થ : જે ઉપાસકના અન્તરાત્મામાં હે પરમાત્મન્ ! તારું વરુણ = શરણપ્રદ, મિત્ર = સહાયક સ્નેહી, અર્યમા = આનંદદાતા સ્વામી સ્વરૂપ સાક્ષાત્ થઈ જાય છે, તે તેની સર્વથા રક્ષા કરે છે, તેને વિપરીત વિઘ્ન અથવા વિઘ્નકર્તાથી દબાવી કે સતાવી શકાતો નથી. (૧)*

## ૧૮૬. गव्यो षु णो यथा पुराश्वयोत रथया। वरिवस्या महोनाम्॥ २॥

પદાર્થ : **उ सु**-અરે મનુષ્ય ! પોતાના કલ્યાણ માટે **गव्या**-પ્રશસ્ત વાણીની ઈચ્છાથી-વાણી - પરમાત્માની સ્તુતિ કરનારી વાણી પ્રાપ્ત થાય **अश्वया**-સર્વ વિષય વ્યાપક પ્રશસ્ત મનની ઈચ્છાથી-મન પરમાત્માનું ચિંતન કરનાર બને **उत**-અને **रथया**-પ્રશસ્ત શરીર રથની ઈચ્છાથી-શરીર સદાચરણ કરનાર સંયમી

રહે **महोनाम्**- મહાન - શ્રેષ્ઠોમાં શ્રેષ્ઠ ઈન્દ્ર ઐશ્વર્યવાન ઈષ્ટદેવ પરમાત્મન્ ! તું **नः**-અમને **यथा-पुरा**-પૂર્વની સમાન-પૂર્વ જન્મની સમાન-પૂર્વજન્મ જે આપેલ તે આપીને **वरिवस्य**-તારી પરિચર્યામાં બનાવ પુનઃ પૂર્વની માફક મોક્ષનો આનંદ ભોગવાવ. (૨)

*ભાવાર્થ : સર્વથી મહાન પરમાત્મન્ ! અમને પૂર્વજન્મની માફક જે પૂર્વજન્મમાં સ્તુતિ કરનારી ઉત્તમ વાણી, તારું ચિંતન કરનાર ઉત્તમ મન, તારી પ્રાપ્તિ માટે સદાચરણ કરનાર શ્રેષ્ઠ શરીર પ્રાપ્ત કરીને, પૂર્વે જે મોક્ષ આનંદને પ્રાપ્ત કરેલ તેને ફરી પ્રાપ્ત કરી શકું એવા વાણી આદિ આપીને તારી પરિચર્યા - ઉપાસના અમારાથી કરાવીને ફરી મોક્ષ આનંદને ભોગવાવ. (૨)*

## ૧૮૭. इमास्त इन्द्र पृश्नयो घृतं दुहत आशिरम्। एनामृतस्य पिप्युषीः ॥ ३ ॥

પદાર્થ : **इन्द्र**-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! **ते-इमाः-पृश्नयः**-તારા માટે અર્પિત - તારા માટે કરવામાં આવેલી - મને સ્પર્શ કરતી વાણીઓ સ્તુતિઓ **आशिरं घृतं दुहते**-મારા માટે તારાથી આશ્રયણીય જ્ઞાનમય તેજ-જ્ઞાનામૃતને દોહે છે - મારી અંદર ભરી દે છે **एनाम्-ऋतस्य पिप्युषीः**-એ સ્તુતિઓ અધ્યાત્મયજ્ઞની વૃદ્ધિ કરનારી છે. (૩)

*ભાવાર્થ : પરમાત્મન્ ! તને સમર્પિત એ સ્તુતિઓ મારા માટે તારાથી આશ્રયણીય જ્ઞાનમય તેજ અથવા તેજોમય અમૃતને દોહે છે. જે મારો અમર સહારો છે, વસ્તુતઃ એ સ્તુતિઓ અધ્યાત્મયજ્ઞને આગળને આગળ ધપાવતી રહે છે. (૩)*

## ૧૮૮. अया धिया च गव्यया पुरुणामन्पुरुष्टुत। यत् सोमेसोम आभुवः ॥ ४॥

પદાર્થ : **पुरुणामन्**-હે અનેક નામોવાળા અનેક નામોથી પોકાર કરવામાં આવતા **पुरुष्टुत**-અનેક ગુણ પ્રકારોથી સ્તુત્ય, ઉપાસનીય, ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું **अनया गव्यया धिया च**-એ સ્તુતિની ઈચ્છારૂપ બુદ્ધિ - ધારણાથી **सोमे-सोमे**-નિરંતર નિષ્પાદિત ઉપાસનારસમાં **यत्-आभुवः**-જ્યારે તું મારામાં ક્યારેક આભૂત થઈ જતા-સાક્ષાત્ થઈ જાય છે-થઈ જઈશ એવો તો વિશ્વાસ છે. (૪)

*ભાવાર્થ : અનેક નામોવાળો તથા અનેક ગુણયોગથી સ્તુતિ કરવા યોગ્ય પરમાત્મન્ ! એ જે કોઈપણ નામ વિધિ અથવા જે કોઈ પણ ગુણ સ્તુતિની ઈચ્છાવાળી ધારણા ભાવનાથી નિરંતર ઉપાસનારસ નિષ્પાદિત કરતા તું જ્યારે તું ક્યારેક-ક્યારેકને ક્યારેક-ક્યારેક તો મારી અંદર સાક્ષાત્ થાય છે-થઈશ જ એવો મારો નિશ્ચય છે, તારો સત્ય સ્વભાવ છે. (૪)*

## ૧૮૯. पावका नः सरस्वती वाजेभिर्वाजिनीवती। यज्ञं वष्टु धियावसुः ॥ ५ ॥

પદાર્થ : **सरस्वती**-વાક્ = સ્તુતિવાણી **वाजेभिः**-વિવિધ બળોથી-શરીર, મન, આત્મબળોથી **वाजिनीवती**-બળવાન પ્રવૃત્તિવાળી બનીને **नः पावकाः**-અમને પવિત્ર કરનારી **धियावसुः-यज्ञं वष्टु**-કર્મથી વસેલી કર્મપરાયણ ક્રિયાશીલ-પ્રગતિવાળી થતી અધ્યાત્મયજ્ઞને ચાહે-સંપન્ન કરે-વધારે-ચમકાવે. (૫)

*ભાવાર્થ : શરીર, મન, આત્માના બળોની અપેક્ષા સ્તુતિ રહેલી છે, એ ત્રણેય બળોથી સ્તુતિ વાક્ બળવાન બનીને અમને પવિત્ર કરનારી બને છે, તે સ્તુતિ વાણી પ્રગતિશીલ કર્મ પ્રગતિમાં વસેલી હોવાથી અધ્યાત્મયજ્ઞને ચાહે છે અથવા ચમકાવ્યા કરે છે. (૫)*

**१९०. क इमं नाहुषीष्वा इन्द्रं सोमस्य तर्पयात्। स नो वसून्या भरात्॥ ६॥**

પદાર્થ : नाहुषीषु-માનુષી પ્રજાઓમાં - મનુષ્યોમાં कः-आ-કોઈ વિરલ મનુષ્ય મુમુક્ષુ इमम्-इन्द्रम्-એ ઐશ્વર્યવાન પરમાત્માને सोमस्य-ઉપાસનારસનાં સમર્પણ દ્વારા तर्पयात्-પોતાની ઉપર પ્રસન્ન કરી શકે છે - તેનો કૃપાપાત્ર બની શકે છે सः-તે જે ઈન્દ્ર પરમાત્મા नः-અમને-સર્વ મનુષ્યોને માટે वसूनि-आभरात्-વિવિધ પ્રકારના અનેક ભોગ ધનોને પ્રદાન કરે છે. (૬)

*ભાવાર્થ : પરમાત્મા સામાન્ય રીતે અમને સર્વ મનુષ્યોને સાંસારિક ભોગ ધનો પ્રદાન કરે છે, પરન્તુ અમારા-મનુષ્યોમાંથી કોઈ વિરલો મુમુક્ષુજન હોય છે કે, જે ઉપાસનારસનાં સમર્પણ દ્વારા પરમાત્માને પોતાની ઉપર પ્રસન્ન કરે છે; પ્રસન્ન કરી તેના આશ્રયમાં રહી અમૃતસુખ બ્રહ્માનંદ અને મોક્ષને પ્રાપ્ત કરે છે. (૬)*

**१९१. आ याहि सुषुमा हि त इन्द्र सोमं पिबा इमम्।**
**एदं बर्हिः सदो मम॥ ७॥**

પદાર્થ : इन्द्र-ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું आ याहि-આવી જા ते-તારા માટે सोमं सुषुम हि-ઉપાસના રસનું અમે સંપાદન કરીએ છીએ इमंपिब-તેનું પાન કર - સ્વીકાર કર मम-इदं बर्हिः-મારા આ હૃદયાકાશમાં इदम्-आसदः-એના પર બેસ. (૭)

*ભાવાર્થ : પરમાત્મા માટે ઉપાસનરસ તૈયાર કરવો, તેને સ્વીકાર કરવાનો આગ્રહ કરવો એ પોતાના હૃદયાકાશમાં સમગ્રરૂપથી બેસાડવું જોઈએ. (૭)*

**१९२. महि त्रीणामवरस्तु द्युक्षं मित्रस्यार्यम्णः। दुराधर्षं वरुणस्य॥ ८॥**

પદાર્થ : त्रीणाम्-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તારા ત્રણેય નામો ઉપાસનીય मित्रस्य-મિત્ર-સહાયક સ્નેહી, अर्यम्णः-અર્યમા = આનંદપ્રદ સ્વામી, वरुणस्य-વરુણ = વરણીય, શરણપ્રદ સ્વરૂપનું महि-મહત્ત્વ પૂર્ણ द्युक्षम्-દ્યુ-પ્રકાશમાં નિવાસ કરનાર दुराधर्षम्-ન ઘર્ષણીય = ન મટી શકે ન હટી શકે એવું अवः-રક્ષણ अस्तु-અમારા માટે સદા રહે. (૮)

*ભાવાર્થ : પરમાત્મન્ ! તારા મિત્ર - સહાયક સ્નેહી, અર્યમા - આનંદપ્રદ સ્વામી, વરુણ - વરણીય શરણપ્રદ ત્રણેય નામો અથવા સાક્ષાત્ સ્વરૂપોનું મહત્ - અત્યંત તેજસ્વી, ન દબાવાને યોગ્ય રક્ષણ ઉપાસકને મળે છે. (૮)*

**१९३. त्वावतः पुरूवसो वयमिन्द्र प्रणेतः। स्मसि स्थातर्हरीणाम्॥ ९॥**

પદાર્થ : हरीणां स्थातः-હે મનુષ્યનાં સ્થિતિ સ્થાપક ! पुरूवसो-અનેક અનેક વિધ ભોગ અને અપવર્ગ = મોક્ષ ધનપ્રદ ! प्रणेतः-પ્રેરક, इन्द्र-પરમાત્મન્ ! वयं त्वावतः स्मसि-અમે તારા જેવા ઈન્દ્રની ઉપાસનાવાળા અનન્ય છીએ-રહીએ. (૯)

*ભાવાર્થ : પરમાત્મન્ ! તું અમારો - મનુષ્યોનો સ્થિતિ સ્થાપક, માવનતાનાં સ્તર પર રાખનાર, અનેક પ્રકારના ભોગ અને અપવર્ગ = મોક્ષનો સ્વામી, પ્રેરક છે. અમે પણ તારા જેવા પરમાત્માની ઉપાસના કરનારા છીએ - બની રહીએ, તારાથી ભિન્ન-બીજાની ઉપાસના ન કરીએ. તારા અનન્ય ઉપાસક બની રહીએ, તારા શરણના પાત્ર બની રહીએ. (૯)*

॥ इति द्वितीयप्रपाठकस्य द्वितीयोऽर्धः ॥



# अथ तृतीयः प्रपाठकः

## प्रथमोऽर्धः

### ખંડ-૯

**१९४. उत्त्वा मन्दन्तु सोमाः कृणुष्व राधो अद्रिवः। अव ब्रह्मद्विषो जहि॥ १ ॥**

પદાર્થ : अद्रिवः-હે અદ્રિવન-આનંદઘનવન્-આનંદની વર્ષા કરનાર પરમાત્મન્ ! त्वा-તને सोमाः-અમારા દ્વારા નિષ્પાદિત-વિવિધ ઉપાસનારસ उत्-मदन्तु-અમારી તરફ ઉદ્ધર્ષિત કરે-ઉલ્લાસિત કરે, એવી રીતે કે તું राधः-कृणुष्व-સમૃદ્ધ કરનાર ધન પ્રદાન કર ब्रह्मद्विषः-अवजहि-તારાથી-બ્રહ્મથી દ્વેષ કરનારા તારાથી વિમુખ કરનારા નાસ્તિક વિચારો અથવા મને બ્રહ્મ = બ્રાહ્મણત્વ પદ પ્રાપ્ત કરવાના વિરોધી નાસ્તિકપણાને દબાવી દે. (૧)

*ભાવાર્થ : હે આનંદઘન પરમાત્મન્ ! મારા વિવિધ ઉપાસનારસ તને મારી તરફ ઉલ્લાસિત કરે, ઉલ્લાસ પૂર્ણ કરે, જેથી તું સમૃદ્ધિદાયક ઐશ્વર્ય મોક્ષૈશ્વર્યને પ્રદાન કરે તથા તારી તરફ આવવામાં બાધકને, મને બ્રાહ્મણ બનવામાં વિરોધી નાસ્તિક વિચારને દૂર કર. (૧)*

**१९५. गिर्वणः पाहि नः सुतं मधोर्धाराभिरज्यसे। इन्द्र त्वादातमिद्यशः ॥ २ ॥**

પદાર્થ : गिर्वणः-इन्द्र-હે સ્તુતિઓના વનનીય પરમાત્મન્ ! नः सुतं पाहि-અમારા નિષ્પાદિત ઉપાસનારસને સંભાળ मधोः-धाराभिः-अज्यसे-મધુર ઉપાસનારસની ધારાઓથી તરબોળ કરવામાં આવે છે त्वादातम्-इत्-यशः-બસ, તારા દ્વારા સંસ્કૃત પવિત્ર યશ - યશમય જીવન બની જાય. (૨)

*ભાવાર્થ : હે સ્તુતિઓથી વનનીય - ભજનીય પરમાત્મન્ ! તું અમારા ઉપાસનારસને રાખ, સંભાળ, અપનાવ, તું એ મધુર ઉપાસનારસની ધારાઓથી સ્નિગ્ધ બની રહ્યો છે, આ રીતે કરવાથી તારા દ્વારા શુદ્ધ કરેલ - પવિત્ર કરેલ એ મારું યશમય જીવન બને. (૨)*

**१९६. सदा व इन्द्रश्चर्कृषदा उपो नु स सपर्यन्। न देवो वृतः शूर इन्द्रः ॥ ३ ॥**

પદાર્થ : इन्द्रः-ઐશ્વર્યવાન પરમાત્મન્ ! वः-તું મનુષ્યોને सदा-સર્વ કાલોમાં आचर्कृषत्-આકર્ષિત કરે છે. सः-તે नु-હા, શીઘ્ર उप-उ -सपर्यन् न-સમીપમાં જ પરિચર્યા - સત્કાર કરાવવા સમાન शूरः-देवः-इन्द्रः-वृतः-શૂર = પાપસંહારક દેવ = શ્રેષ્ઠ ગુણદાતા ઇન્દ્ર પરમાત્માનું વરણ કરવું જોઈએ. (૩)

*ભાવાર્થ : હે સજ્જનો ! પરમાત્મા પાપોનો સંહારક, ગુણોનો દાતા, વરણ-સ્વીકાર કરેલ સદા તમને પોતાની તરફ આકૃષ્ટ કરે છે, પોતાની સમીપ લાવીને પરિચર્યા - સત્કાર કરવા જેવો વ્યવહાર કરતો વિદ્યમાન રહે છે. (૩)*

## ૧૯૭. आ त्वा विशन्त्विन्दवः समुद्रमिव सिन्धवः।
## न त्वामिन्द्राति रिच्यते॥ ४॥

પદાર્થ : इन्द्र-હે પરમાત્મન્ ! इन्दवः-મારો એ આર્દ્ર ઉપાસનારસ त्वा आविशन्तु-તારામાં એવી રીતે પ્રવિષ્ટ થઈ જાય सिन्धवः समुद्रम्-इव-જેમ નદીઓ સમુદ્રમાં પ્રવેશ કરી જાય છે, પરન્તુ ભિન્નતા એ છે કે નદીઓ તો સમુદ્રમાં ભળીને ખારી બની જાય છે, પરન્તુ આર્દ્ર સ્નિગ્ધ ઉપાસનારસ તારી અંદર મારા માટે તને આર્દ્ર સ્નેહપૂર્ણ કરી દે છે. त्वां-न अतिरिच्यते-તને કોઈ લાંઘી-ટપી શકતું નથી તારાથી વધીને ગુણવાન, દયાળુ, સ્નેહવાન બીજો કોઈ નથી. (૪)

*ભાવાર્થ : પરમાત્મન્ ! ઉપાસક દ્વારા તારા પ્રત્યે સમર્પિત આર્દ્ર સ્નિગ્ધ ઉપાસનારસ તારામાં એવી રીતે પ્રવિષ્ટ થાય છે, જેમ નદીઓ સમુદ્રમાં પ્રવેશ કરે છે, પરન્તુ સમુદ્ર તો તેને ખારી બનાવીને પોતાની અંદર રાખી લે છે. જ્યારે પરમાત્મન્ ! તું તો ઉપાસનારસોને તારા આનંદરસથી સંયુક્ત કરીને ઉપાસકની અંદર પરિવર્તિત કરે છે, કારણ કે તું મહાન દયાળુ છે, તારા જેવા મધુર દયાસાગર-દયાનો દરિયો બીજો કોઈ નથી. (૪)*

## ૧૯૮. इन्द्रमिद्गाथिनो बृहदिन्द्रमर्केभिरर्किणः। इन्द्रं वाणीरनूषत ॥ ५ ॥

પદાર્થ : गाथिनः-ગાથાવાળા = પ્રભુનું ગાયન કરનારા વૈરાગ્યવાન જન વૈરાગ્યપૂર્ણ ગીતગાન સ્તુતિઓ દ્વારા बृहत्-મહાન इन्द्रम्-પરમાત્માને अर्किणः-અર્ચના કરનારા સમસ્ત બાહ્ય પદાર્થો તથા કર્મો અર્ચિત-સમર્પિત કરનારા અર્કો-અર્ચનાઓથી સર્વસ્વ સમર્પણ કરનારા પોતાના સમર્પણ ભાવથી इन्द्रम्-પરમાત્માને वाणीः-ગાન અને અર્ચના કરનારાઓથી ભિન્ન સાધારણ નમ્ર વાણીઓ દ્વારા વક્તાજન પોતાની વાણીઓ દ્વારા इन्द्रम्-પરમાત્માને अनूषत-સ્તુત કરે-સ્તુતિમાં લાવે. (૫)

*ભાવાર્થ : ઐશ્વર્યવાન પરમાત્માને ગાવાવાળા, સ્તુતિઓ દ્વારા અર્ચના કરનારાઓ, સમય પર વરવાવાળા પોતાની અર્ચનાઓ દ્વારા-સમર્પણ ભાવથી, સાધારણ વાણીઓથી સ્તુતિ કરનારા પોતાની સાધારણ વાણીઓથી સ્તવન કરે છે-કર્યા કરે. (૫)*

## ૧૯૯. इन्द्र इषे ददातु न ऋभुक्षणमृभुं रयिम्। वाजी ददातु वाजिनम्॥ ६ ॥

પદાર્થ : इन्द्रः-ઐશ્વર્યવાન પરમાત્મન્ ! नः-इषे-અમારી કામનાઓને માટે પૂર્ણ કામ થવા માટે ऋभुक्षणम्-મહાન અથવા મહાન નિવાસરૂપ ऋभुम्-પોતાના ધામ-મોક્ષ-નિઃશ્રેયસને रयिम्-ઐશ્વર્ય સાંસારિક અભ્યુદયને ददातु-આપ वाजी वाजिनं ददातु-તે સમસ્ત બળોથી યુક્ત પરમાત્મા વાજિન = મોક્ષ સાધક બ્રહ્મચર્યપૂર્ણ સંયમને આપ. (૬)

*ભાવાર્થ : મનુષ્યનાં બે લક્ષ્ય છે - એક રયિ = ઐશ્વર્ય - અભ્યુદય અને બીજું મોક્ષધામ-નિઃશ્રેયસ છે, એ બન્નેને પરમાત્મા પ્રદાન કરે છે. એ બન્નેના સાધન બ્રહ્મચર્ય, સંયમ, સદાચાર બળ છે, તેને પણ સર્વ બળોના સ્વામી અથવા બળોથી સંપન્ન પરમાત્મા અમને પ્રદાન કરે-કરે છે. (૬)*

## ૨૦૦. इन्द्रो अङ्ग महद्भयमभी षदप चुच्यवत्। स हि स्थिरो विचर्षणिः ॥ ७ ॥

પદાર્થ : इन्द्रः-પરમાત્મા महत्-भयम्-મહાન ભયને अङ्ग-શીઘ્ર अभीषत्-અભિગત કરે છે તથા દબાવી દે છે अपचुच्यवत्-રચવિત કરી દે છે - નષ્ટ કરી દે છે सः-हि-તે જ स्थिरः-विचर्षणिः- નિતાન્ત વિશેષ દ્રષ્ટા છે. (૭)

*ભાવાર્થ : પરમાત્મા પોતાના ઉપાસકના મહાન ભયને પણ શીઘ્ર દબાવી દે છે અને સર્વથા નષ્ટ કરી દે છે, તે જ પોતાના ઉપાસકોના દુર્ગુણો તથા અન્ય વિઘ્નકર્તાઓને અત્યંત જોતા, ઉપાસક પોતાના પર આવેલા ભયને ન જાણી શકે પરન્તુ તે તો જાણે છે. (૭)*

## ૨૦૧. इमा उ त्वा सुतेसुते नक्षन्ते गिर्वणो गिरः। गावो वत्सं न धेनवः ॥ ८ ॥

પદાર્થ : गिर्वणः-હે સ્તુતિઓથી સત્કારણીય, સેવનીય પરમાત્મન્ ! इमाः-गिरः-એ સ્તુતિઓ सुते सुते-પ્રત્યેક નિષ્પાદિત ઉપાસનારસ પર પ્રત્યેક ઉપાસના પ્રસંગ પર त्वा-उ-તને જ नक्षन्ते-પ્રાપ્ત થાય છે वत्सं न धेनवः-गावः-જેમ વાછરડા પ્રત્યે દુધાળી ગાયો પ્રાપ્ત થાય છે. (૮)

*ભાવાર્થ : હે સ્તુતિઓ દ્વારા સારી રીતે ભજનીય પરમાત્મન્ ! પ્રત્યેક નિષ્પન્ન ઉપાસનારસ પર પ્રત્યેક ઉપાસના પ્રસંગ પર તારી સ્તુતિઓ વાણીઓ તારા પ્રત્યે એવી રીતે પ્રાપ્ત થઈ રહી છે, જેમ વાછરડા પ્રતિ દુધાળી ગાયો પ્રાપ્ત થાય છે. ઉપમા અત્રે કેવલ પ્રાપ્તિમાં ઉત્સુકતા છે. (૮)*

## ૨૦૨. इन्द्रा नु पूषणा वयं सख्याय स्वस्तये। हुवेम वाजसातये ॥ ९ ॥

પદાર્થ : इन्द्रा-ઇન્દ્ર = ઐશ્વર્યવાન नु-માત્ર ઐશ્વર્યવાન જ નહિ પરન્તુ पूषणा-પોષણકર્તા પરમાત્માને वयम्-અમે ઉપાસકો सख्याय-સાથી મિત્ર બનાવવા માટે स्वस्तये-સંસારમાં સુ-અસ્તિત્વ-શ્રેષ્ઠ જીવન લાભને માટે-અભ્યુદયને માટે वाजसातये-આત્મબળ સંભાગી બનવા માટે નિઃશ્રેયસ અમૃત સુખને માટે हुवेम-પોતાના હૃદયમાં આમંત્રિત કરતાં-અર્ચિત કરીએ છીએ, સ્તુતિમાં લાવીએ છીએ.

*ભાવાર્થ : સમસ્ત ઐશ્વર્યયુક્ત અને પોષણકર્તા પરમાત્માને પોતાના મિત્ર બનાવવા માટે-મિત્ર બની*

*ગયા પછી અમારી સ્વસ્તિ-સંસારમાં શ્રેષ્ઠ અસ્તિત્વ-અભ્યુદય અને વાજસાતિ-અમૃતભોગ પ્રાપ્તિ અર્થાત્ નિઃશ્રેયસ પ્રાપ્તિને માટે તેને આહુત-આમંત્રિત તથા અર્ચિત કરીએ છીએ, સ્તુતિમાં લાવીએ છીએ. (૯)*

## ૨૦૩. न किं इन्द्र त्वदुत्तरं न ज्यायो अस्ति वृत्रहन्। न क्येवं यथा त्वम्॥ १० ॥

પદાર્થ : वृत्रहन् इन्द्र-હે પાપનાશક અને અંધકારના આવરકના નાશક પરમાત્મન્ ! त्वत्-તારાથી उत्तरं न किः-તું સૂક્ષ્મ જ નહિ પરન્તુ સૂક્ષ્મથી પણ સૂક્ષ્મતમ છે, ज्यायः-न-अस्ति-મહાન જ નહિ પરન્તુ મહાનથી મહાનતમ્ છે, यथा त्वं न किः एवम्-જેટલો તું છે એટલો જ નહિ પરન્તુ તારા સમાન બીજો કોઈ નથી. અર્થાત્ સર્વોત્કૃષ્ટ છે. (૧૦)

*ભાવાર્થ : પરમાત્મા તું સૂક્ષ્મથી સૂક્ષ્મ છે, માટે તો આત્મામાં રહીને ત્યાનાં પાપનો નાશ કરે છે, તું આકાશથી પાર મહાન છો તેથી અંધકારનો નાશક છો, તો પછી તારા સમાન કોણ હોઈ શકે છે. (૧૦)*

### ખંડ-૧૦

## ૨૦૪. तरणिं वो जनानां त्रदं वाजस्य गोमतः। समानमु प्र शंसिषम्॥ १ ॥

પદાર્થ : वः-जनानाम्-તું અમે મનુષ્યોની समानम्-उ-સમાન જ तरणिम्-તારક =તારનાર ઉપર અધ્યાત્મક્ષેત્રમાં ઉન્નાયક गोमतः-वाजस्य त्रदम्-ઇન્દ્રિયો સંબંધી ભોગના ચેષ્ટાકારક પરમાત્માને प्रशंसिषम्-પ્રશંસિત કરીએ - સ્તુતિમાં લાવીએ. (૧)

*ભાવાર્થ : હે સાંસારિક જનો ! તમારા સર્વના અને અમે ઉપાસકોના સમાન તારક, ઉદ્ધારક, કલ્યાણમાર્ગ મોક્ષની તરફ લઈ જનાર અને સંસારમાં ઇન્દ્રિય ભોગના પ્રેરક, નિયામક પરમાત્માની આપણે સર્વ પ્રશંસાયુક્ત સ્તુતિ કર્યા કરીએ, તેની કૃતજ્ઞતાને પ્રકટ કરવી એ આપણા સર્વનું કર્તવ્ય હોવું જોઈએ. (૧)*

## ૨૦૫. असृग्रमिन्द्र ते गिरः प्रति त्वामुदहासत। सजोषा वृषभं पतिम्॥ २ ॥

પદાર્થ : इन्द्र-હે પરમાત્મન્ ! ते-તારા માટે सजोषाः-गिरः-જેના સમાન સેવનીય ઈષ્ટદેવ છે તને એકજ દેવને લક્ષિત કરીને સ્તુતિઓ असृग्रम्-હું સર્જિત કરું છું. - સર્જન કરી રહ્યો છું, જે त्वां-वृषभं-पतिं प्रति-તારા સુખપૂર્વક પાલક પ્રત્યે उदहासत-ઉછળી ઉછળીને કરવામાં આવી રહી છે. (૨)

*ભાવાર્થ : પરમાત્મન્ ! તારા માટે સ્તુતિઓ છે, તને જ લક્ષ્ય બનાવીને નિરંતર હું કરી રહ્યો છું, જે તું સુખવર્ષક પાલકની તરફ ઉછળી-ઉછળીને કરવામાં આવી રહી છે, તેથી મારી અનન્ય સ્તુતિકર્તાની સ્તુતિઓનો સ્વીકાર કર, મને પોતાનો બનાવ, તારું શરણ પ્રદાન કર. (૨)*

## ૨૦૬. सुनीथो घा स मर्त्यो यं मरुतो यमर्यमा। मित्रास्पान्त्यद्रुहः॥ ३ ॥

પદાર્થ : सः-मर्त्यः-घा-सुनीथः-તે મનુષ્ય અવશ્ય પ્રશસ્ય-સુમાર્ગવાળો-શ્રેષ્ઠ સંસાર યાત્રી છે यं मरुतः-જેને મરુતો પાપભાવનાઓને મારી નાખનાર ગુણોથી યુક્ત ઈન્દ્ર-ઐશ્વર્યવાન પરમાત્મા यम्-अर्यमा-જેની આનંદપ્રદ પરમાત્મા અને मित्रः-સ્નેહી સાથી પરમાત્મા अद्रुहः पान्ति-દ્રોહભાવ રહિત હિતચિંતક રૂપોમાં વિદ્યમાન પરમાત્મા રક્ષા કરે છે. (૩)

*ભાવાર્થ : તે મનુષ્ય પ્રશંસનીય, સુમાર્ગગામી, ભાગ્યશીલ છે, જેને ઉપાસનાથી પાપભાવનાનાશક, ઐશ્વર્યવાન, આનંદપ્રદ પરમાત્મા સ્નેહી પરમાત્મા દ્વારા અપનાવી લીધેલ છે. (૩)*

## ૨૦૭. यद्वीडाविन्द्र यत्स्थिरे यत्पर्शाने पराभृतम्। वसु स्पार्हं तदा भर॥ ४॥

પદાર્થ : इन्द्र-ઐશ્વર્યવાન પરમાત્મન્ ! स्पार्हं वसु-સ્પર્શણી વસુ-વસેલ-વ્યાપી સ્વરૂપ यत् वीडौ-જે બળવાળા સૂર્ય જેવા પદાર્થમાં અથવા સત્વગુણમાં यत्-स्थिरे-જે કઠિન પૃથિવી જેવા પિંડમાં, અગ્નિમાં અથવા તમોગુણમાં यत् पर्शाने-જે મેઘ જેવા પદાર્થમાં, વિદ્યુત્માં અથવા રજોગુણમાં पराभृतम्-તે તારું સ્વરૂપ ભરેલ છે तत् आभर-તેને મારી અંદર ભરપૂર કર. (૪)

*ભાવાર્થ : પરમાત્મન્ ! તે તારું અન્યમાં રહેનાર-વ્યાપ્ત સ્વરૂપ સત્વગુણ, રજોગુણ અને તમોગુણ એ ત્રણે ગુણોમાં ભરેલ છે અથવા સૂર્ય, વિદ્યુત્ અને અગ્નિ એ ત્રણે જ્યોતિઓમાં ભરેલ છે અથવા પ્રકાશપિંડ સૂર્યમાં દોલાયમાન તરલ પદાર્થ મેઘમાં અને કઠિન પદાર્થ પૃથિવીમાં ભરેલ છે. એ સર્વને તારા વ્યાપન સ્વરૂપને મારી-ઉપાસકની અંદર ભરી દે. (૪)*

## ૨૦૮. श्रुतं वो वृत्रहन्तमं प्र शर्धं चर्षणीनाम्। आशिषे राधसे महे॥ ५॥

પદાર્થ : वः-चर्षणीनाम्-તું મનુષ્યોની आशिषे-ઈચ્છા-કામના પૂર્તિને માટે તથા महे राधसे-મોક્ષરૂપ મહાન ઐશ્વર્યની સિદ્ધિ માટે માત્ર ઈન્દ્ર પરમાત્મા છે તેથી તે श्रुतम्-પ્રસિદ્ધ- વિખ્યાત, वृत्रहन्तमम्-પાપભાવના નાશક-આવરક હન્તા, शर्धम्-બળવાન ઈન્દ્ર પરમાત્માને प्र-પ્રાર્થિત કરો. (૫)

*ભાવાર્થ : મનુષ્યો ! તમે પોતાની ઈચ્છા-કામનાઓની પૂર્તિ અને મહાન ઐશ્વર્ય સિદ્ધિ અર્થાત્ મોક્ષ પ્રાપ્તિ માટે પાપભાવવિનાશક, વિધ્વંસક, બળવાન, પ્રસિદ્ધ ઈન્દ્ર પરમાત્માની પ્રાર્થના કર્યા કરો. (૫)*

## ૨૦૯. अरं त इन्द्र श्रवसे गमेम शूर त्वावतः। अरं शक्र परेमणि॥ ६॥

પદાર્થ : शूर-इन्द्र-હે વિક્રમશીલ વા વિવિધ પ્રગતિશીલ પરમાત્મન્ ! ते-તારા श्रवसे-શ્રવણીય યશને માટે त्वावतः-અમે તારાવાળા-તારા આશ્રયવાળા તને પોતાનો બનાવીને अरं गमेम्-સમર્થ બની જાય; તથા शक्र परेमणि-अरम्-હે પરમાત્મન્ ! તારા પરત્વ-પર-અભીષ્ટ મોક્ષસ્વરૂપનાં કારણે પૂર્ણ સમર્થ બની શકીએ. (૬)

*ભાવાર્થ : હે વિક્રમશીલ પરમાત્મન્ ! સંસારમાં પ્રસરેલ તારા સાંભળવા યોગ્ય વિક્રમ યશને અમારા જીવનમાં ધારણ કરવા માટે તને અપનાવીને અમે સમર્થ બનીએ તથા તારા પર-અભીષ્ટ મોક્ષ સ્વરૂપને કારણે પણ અમે તારા બનીને પૂર્ણ સમર્થ બનીએ એ અમારી આકાંક્ષા છે. (૬)*

## २१०. धानावन्तं करम्भिणमपूपवन्तमुक्थिनम्। इन्द्र प्रातर्जुषस्व नः॥७॥

પદાર્થ : इन्द्र-પરમાત્મન્ ! તું नः-અમારા મનુષ્યોમાંથી धानावन्तम्-ધારણાવાળા - એકાગ્ર મનવાળા યોગીને करम्भिणम्-પ્રાણનો આરંભ નિયંત્રણ કરનારા પ્રાણાભ્યાસને अपूपवन्तम्-પ્રશસ્ત ઈન્દ્રિયોવાળા સંયમીજનને उक्थिनम्-સ્તુતિ વચનવાળાને प्रातः-जुषस्व-પ્રાતઃકાળ અથવા સર્વ પ્રથમ સમયમાં પ્રીતિ પાત્ર બનાવ - બનાવે છે. (૭)

*ભાવાર્થ : હે પરમાત્માન્ ! જે અમે જાણીએ છીએ કે, જે અમારા મનુષ્યોમાં ધારણાવાળા એકાગ્ર મનવાળા ધ્યાની, પ્રાણાયામના અભ્યાસી, ઈન્દ્રિય-સંયમી, સ્તુતિ કરનારા હોય છે, તેઓને પ્રાતઃકાળ અથવા પ્રથમ અવસર પર તું પ્રીતિપાત્ર બનાવે છે. [સંક્ષેપ્તઃ ધ્યાન, પ્રાણાયામ, ઈન્દ્રિય સંયમ અને પ્રભુસ્મરણએ ચાર ભદ્રોને અપનાવીને અમે પ્રભુના પ્રિય બનીએ.] (૭)*

## २११. अपां फेनेन नमुचेः शिर इन्द्रोदवर्तयः। विश्वा यदजय स्पृधः॥८॥

પદાર્થ : इन्द्र-હે પરમાત્મન્ ! તું अपाम्-મારી અંદર તારી વ્યાપન શક્તિઓને फेनेन-જે નિરંતર પ્રવૃદ્ધ વર્તનથી नमुचेः-ન છોડનાર-સંસારમાં બાંધનાર પાપને शिरः-રાગને, બંધનનુ પ્રધાન કારણ રાગ-મમતા છે, તેને उदवर्तयः-ઉદ્‌વર્તિત કરી નાખે છે-ઉખાડી દે છે-પૃથક કરી નાખે છે તથા विश्वाः स्पृधः-સંપૂર્ણ બાધક વૃત્તિઓને પણ यत् अजयः-જેથી જીતી લઈને-વિનિષ્ટ કરી નાખે છે. (૮)

*ભાવાર્થ : હે પરમાત્મન્ ! તું પોતાના ઉપાસકોની અંદર તારી વ્યાપન શક્તિઓનું એવું ચક્ર ચલાવે છે કે, જેનાથી સંસારમાં બંધનનું કારણ રાગને ઉખેડીને ફેંકી દે છે અને અન્ય સમસ્ત બાધક વૃત્તિઓને પણ છિન્ન-ભિન્ન કરી નાખે છે. (૮)*

## २१२. इमे त इन्द्र सोमाः सुतासो ये च सोत्वाः। तेषां मत्स्व प्रभूवसो॥९॥

પદાર્થ : प्रभूवसो-इन्द्र-સંસારમાં પ્રભુ-પોતાની સ્વામિની શક્તિઓને વસાવનાર પરમાત્મન્ ! ते-તારા માટે इमे सोमाः सुतासः-એ ઉપાસનારસ અમારા દ્વારા પેદા કરેલ છે च-અને ये सोत्वाः-જે ઉપાસનારસ આગળ ઉત્પન્ન કરવામાં આવનાર છે तेषां मत्स्व-તેના પ્રતિકારમાં-તેનાથી અમારા પર પ્રસન્ન થા. (૯)

*ભાવાર્થ : સંસારમાં પોતાની સ્વામિની શક્તિઓને વસાવનાર પરમાત્મન્ ! અમારા દ્વારા જે ઉપાસનારસ ઉત્પન્ન કરેલ છે અથવા આગળ કરવામાં આવનાર છે તેના દ્વારા તું અમારા પર પ્રસન્ન થા, જેથી અમે આગળ-આગળ વધતાં રહીને તારી સાથે સમાગમ લાભ લેતા રહીએ. (૯)*

## २१३. तुभ्यं सुतासः सोमाः स्तीर्णं बर्हिर्विभावसो। स्तोतृभ्य इन्द्र मृडय॥१०॥

પદાર્થ : विभावसो इन्द्र-વિશેષ દીપ્તિને વસાવનાર પરમાત્મન્ ! तुभ्यम्-તારા માટે सोमाः सुतासः-ઉપાસનારસ ઉત્પન્ન કરેલ છે बर्हिः-स्तीर्णम्- તારા બિરાજવા માટે હૃદયગૃહ પણ વિસ્તૃત છે स्तोतृभ्यः-मृडय-સ્તોતાઓને (સ્તુતિ કરનારાઓ) માટે સુખ પહોંચાડી દે. (૧૦)

*ભાવાર્થ : વિશેષ દીપ્તિઓને વસાવનાર ફેલાવનાર પરમાત્મન્ ! તારા માટે ઉપાસનારસ ઉત્પન્ન કરેલ છે અને તારા બેસવા માટે હૃદયગૃહ પણ વિશાળ બનાવેલ છે, તું આવ વિરાજમાન થા. અમને સ્તોતાઓને (સ્તુતિ કરનારાઓને) તારા સમાગમથી આનંદિત કર. (૧૦)*

## ખંડ-૧૧

### २१४. आ व इन्द्रं कृविं यथा वाजयन्तः शतक्रतुम्। मंहिष्ठं सिञ्च इन्दुभिः ॥ १ ॥

પદાર્થ : आ-આવો वः-તમે અને અમે મળીને સર્વ वाजयन्तः-પોતાના અમૃત અન્ન-ભોગને ચાહતા शतक्रतुम्-અનંત કર્મશક્તિવાળા અનંત પ્રજ્ઞાનવાળા मंहिष्ठम्-મહાનથી મહાન इन्द्रम्-પરમાત્માને इन्दुभिः-આર્દ્ર ઉપાસનારસ દ્વારા सिञ्चे-સિંચીએ-ભરી દઈએ. कृविं यथा-જેમ ખોદેલો ખાડો સૂકો કૂવો અન્નથી ભરી દેવામાં આવે છે અને ફરી તેમાંથી અન્ન પ્રાપ્ત કરવામાં આવે છે, તેમ અમૃત અન્નની પ્રાપ્તિ માટે પરમાત્માને ઉપાસનારસથી ભરવામાં આવે છે.

*ભાવાર્થ : આવો ઉપાસકજનો તમે અને અમે પોતાને યોગ્ય અમૃત અન્ન ભોગને પ્રાપ્ત કરવાની ઈચ્છા કરતા અસંખ્ય-અનંત જ્ઞાન અને કર્મ યુક્ત, ઉપકાર કરનાર, મહાનથી મહાન પરમાત્માને પોતાના સ્નેહપૂર્ણ ઉપાસનારસોથી ભરી દઈએ. જેમ ખાડાને અન્નોથી ભરીને ફરી સમય પર અન્નને પ્રાપ્ત કરીએ છીએ. (૧)*

### २१५. अतश्चिदिन्द्र न उपा याहि शतवाजया। इषा सहस्त्रवाजया॥ २ ॥

પદાર્થ : इन्द्र-હે પરમાત્મન્ ! તું अतः-चित्-એ અમારા આર્દ્ર ઉપાસનારસોથી અમારા પર કૃપાળુ બનીને शतवाजया सहस्त्रवाजया-સેંકડો ગુણિત અમૃતાન્ન ભોગવાળી અને હજારો ગુણિત અમૃતાન્ન ભોગવાળી, इषा-પોતાની ગતિ-પ્રવૃત્તિ ક્રિયાથી नः-उपायाहि-અમારી પાસે આવ-પ્રાપ્ત થા. (૨)

*ભાવાર્થ : પરમાત્મન્ !તું એ આર્દ્ર ઉપાસનારસોથી સેંકડો ગુણી અમૃત ભોગવાળી અને હજારોગુણી ભોગ વાળી તારી પ્રશસ્ત ગતિથી અમારી પાસે આવ-આવે છે. તારા પ્રત્યે અમારો ઉપાસનારસ નિષ્ફળ નથી જતો, પરન્તુ સેંકડોગુણી અને હજારોગુણી ફળ આપનારો બની જાય છે. (૨)*

### २१६. आ बुन्दं वृत्रहा ददे जातः पृच्छाद्वि मातरम्। क उग्राः के ह शृण्विरे॥ ३ ॥

પદાર્થ : वृत्रहा-પાપ, અજ્ઞાન નાશક પરમાત્મા जातः-અન્તરાત્મામાં સાક્ષાત્ કરેલ बुन्दम्-જેના દ્વારા જ્ઞાન સાંભળીએ છીએ, તે હિરણ્ય સારંગવાદ્ય વેદને आ-ददे-સમગ્ર રૂપથી પ્રદાન કરે છે. मातरं मातरः विपृच्छत्-માન કરનારા સત્કાર કરનારા ઉપાસકોને વિશેષરૂપથી તે વેદજ્ઞાનથી અર્ચિત કરે છે,

સુભૂષિત જે વેદજ્ઞાનમાં के-उग्राः-કોઈ જ્ઞાન વિષય ઉગ્ર સૂક્ષ્માતિસૂક્ષ્મ છે के ह श्रृण्विरे-કોઈક સંસાર પ્રસિદ્ધ સાંભળવા જાણવા યોગ્ય છે. (૩)

*ભાવાર્થ : પાપ, અજ્ઞાન-અંધકારનાશક પરમાત્મા તું જ્યારે ઉપાસકો - ઋષિઓમાં સાક્ષાત્ થાય છે, ત્યારે વેદજ્ઞાન રૂપ સારંગવાદ્યને સમગ્રરૂપથી પ્રદાન કરીને, પ્રકાશિત કરીને, તે માન કરનારા ઉપાસકો ઋષિઓને અર્ચિત કરીને સુપૂજ્ય બનાવે છે. તે વેદમાં કોઈ જ્ઞાન સૂક્ષ્માતિસૂક્ષ્મ છે અને કોઈક જ્ઞાન લોકમાં સાંભળવા જાણવાનું સાધારણ છે અર્થાત્ સંસારમાં જીવન ચલાવવા ઉપયોગી છે. (૩)*

## ૨૧૭. बृबदुक्थं हवामहे सृप्रकरस्नमूतये। साधः कृण्वन्तमवसे॥ ४॥

પદાર્થ : बृबदुक्थम्-અમારે માટે બૃહત્ = મહાન ઉક્થ = ઉપદેશ વચન જેના છે અથવા અમારા બૃબત્ = વક્તવ્ય-સ્તુતિ વચનો જેના માટે છે એવા, सृप्रकरस्नम्-જેના સર્પણશીલ-સર્વત્ર વ્યાપ્ત ભુજાઓવાળા તથા નિર્માણ, પાલન રૂપ ગુણ છે એવા તથા साधः-कृण्वन्तम्-કર્મને અનુરૂપ ફળસિદ્ધિ કરનાર ઈન્દ્ર-પરમાત્માને ऊतये-સંસારમાં રક્ષાને માટે તથા अवसे-અપવર્ગ = મોક્ષ પ્રાપ્તિને માટે हवामहे-અમારા આત્મામાં બોલાવીએ છીએ - ઉપાસિત કરીએ છીએ. (૪)

*ભાવાર્થ : જે પરમાત્મા અમને વેદરૂપ ઉપદેશ આપે છે અથવા જેના માટે અમારા સ્તુતિ વચન છે તથા કર્મફળ સિદ્ધ કરનાર છે; તે પરમાત્માને સંસારમાં અમારી રક્ષા માટે અને મોક્ષ પ્રાપ્તિ માટે પોતાના આત્મામાં બોલાવીએ છીએ-ઉપાસિત કરીએ છીએ. (૪)*

## ૨૧૮. ऋजुनीती नो वरुणो मित्रो नयति विद्वान्। अर्यमा देवैः सजोषाः॥ ५॥

પદાર્થ : वरुणः-વરણીય શરણપ્રદ मित्रः-સ્નેહી સદા સાથે રહેનાર अर्यमा-આનંદદાતા સ્વામી विद्वान्-અમારા સર્વ કર્મોને જાણીને देवैः सजोषाः-પોતાના દિવ્યગુણોની સાથે સમાન રૂપથી સેવિત થનાર नः-અમને ऋजुनीती-સરળ માર્ગ-ગતિ ક્રિયાથી नयति-લઈ જાય છે. (૫)

*ભાવાર્થ : પરમાત્મા અમારો સાચો નેતા છે, જે અમારો વરણીય, શરણદાતા, સ્નેહી, સાથી અને આનંદદાતા સ્વામી છે, તે પોતાના સમસ્ત દિવ્ય ગુણોની સાથે યુક્ત થઈને, અમારા અન્તર્ભાવોને જાણીને સરળ ગતિ ક્રિયાથી-સરળ માર્ગથી લઈ જાય છે. (૫)*

## ૨૧૯. दूरादिहेव यत्सतोऽरुणप्सुरशिश्वितत्। वि भानुं विश्वथातनत्॥ ६॥

પદાર્થ : अरुणप्सुः-અત્યંત તેજસ્વી રૂપવાળા ઈન્દ્ર-પરમાત્મા दूरात्-નજરથી દૂર હોવાં છતાં इह-इव-અહીં સમીપમાં રહીને હૃદયમાં અથવા અન્તરાત્મામાં રહીને यत्-જ્યારે सतः-સત્પુરુષો - ઉપાસકોને अशिश्वितत्-રંજિત બનાવી દે છે, ત્યારે विश्वथा- સર્વ પ્રકારથી भानुम्-જ્ઞાન પ્રકાશને वि-अतनत्-વિશેષ રૂપથી ફેલાવે છે - વધારે છે. (૬)

*ભાવાર્થ : સૂર્ય સમાન અત્યંત તેજસ્વી રૂપવાળા પરમાત્મા નજરથી દૂર હોવા છતાં પણ નજીકની સમાન હૃદયમાં અથવા અન્તરાત્મામાં જ્યારે સત્પુરુષો ઉપાસકોને રંજિત કરી દે છે, ત્યારે સર્વ પ્રકારથી જ્ઞાનપ્રકાશને વિશેષ રૂપથી ફેલાવી દે છે-વધારી દે છે. (૬)*

## २२०. आ नो मित्रावरुणा घृतैर्गव्यूतिमुक्षतम्। मध्वा रजांसि सुक्रतू॥७॥

પદાર્થ : सुक्रतू-मित्रावरुणा-શ્રેષ્ઠ પ્રજ્ઞા કર્મવાળા મિત્ર-સ્નેહી સાથીરૂપ અને વરુણ-વરણીય, શરણપ્રદ આદિ રૂપ પરમાત્મા नः-અમારી गव्यूतिम्-ઇન્દ્રિયોની ગતિ વિધિઓને घृतैः-જ્ઞાન પ્રદીપન પ્રવાહોથી आ-उक्षतम्-સિંચી દો તથા मध्वा रजांसि- મધુર પ્રવાહોથી રંજનાત્મક મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકારના સ્થાનોને સિંચી દો. (૭)

*ભાવાર્થ : પરમાત્મા શ્રેષ્ઠ જ્ઞાન, કર્મવાન, સ્નેહી મિત્રરૂપથી ઈન્દ્રિયોને દીપન પ્રવાહોથી અને વરુણ-વરણીય શરણદાનરૂપ મધુર પ્રવાહોથી મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકારને સિંચી દે છે. (૭)*

## २२१. उदु त्ये सूनवो गिरः काष्ठा यज्ञेष्वत्नत। वाश्रा अभिज्ञु यातवे॥८॥

પદાર્થ : यज्ञेषु-અધ્યાત્મયજ્ઞોમાં ये-उ-તેઓ નિશ્ચય गिरः-વાણી-સ્તુતિને सूनवः-પ્રકટ કરનારા-ઉચ્ચારણ કરનારા, ઉપાસકો સ્તોતાજન-સ્તુતિ કરનારાઓ काष्ठाः-उद्-अत्नत-દિશાઓમાં-પોતપોતાની દિશાઓનો વિસ્તાર કરે છે वाश्राः-अभिज्ञु-यातवे-એ સ્તોતાઓ-સ્તુતિ કરનારાઓ સ્તવન કરતા અલ્પવયસ્ક બાળકની માફક ગોઠણ ભેર ચાલે છે, તેમ પરમાત્માની તરફ જવા માટે સમર્પણ કરે છે. (૮)

*ભાવાર્થ : અધ્યાત્મયજ્ઞોમાં વાણી-સ્તુતિને પ્રકટ કરનારા સ્તોતા-સ્તુતિ કરનારા પોતાની દિશા-પદ્ધતિ અથવા ભૂમિનો વિસ્તાર કરે છે, પુનઃ સ્તવન કરતા જેમ અલ્પ વયસ્ક બાળક સમાન ગોઠણભેર ચાલે છે, તેમ પરમાત્માની તરફ જવા માટે પોતાનું સમર્પણ કરે છે. (૮)*

## २२२. इदं विष्णुर्वि चक्रमे त्रेधा नि दधे पदम्। समूढमस्य पाँसुले॥९॥

પદાર્થ : विष्णुः-ત્રણેય લોકોમાં વ્યાપક અને ત્રણેય લોકોની બહાર પણ વ્યાપક ઈન્દ્ર પરમાત્માએ इदं विचक्रमे-આ સમસ્ત જગતને સ્વાધીન કરેલ છે त्रेधा-पदं-निदधे- ત્રણેય સ્થાનોમાં દ્યુલોક, અન્તરિક્ષ અને પૃથિવી લોકમાં પોતાનું શક્તિસ્વરૂપ રાખે છે. अस्य पांसुले (रे) समूढम्-તેનું સ્વરૂપ એકદેશી ન હોવાથી ધૂળના ઢગલામાં પાડેલા પગની સમાન પગલાં દેખાતા નથી, તેને તો યોગી ઉપાસકજન જ તેના અંદર રહેલા સ્વરૂપને પોતાના આત્મામાં નિહાળે છે - દેખે છે. (૯)

### ખંડ-૧૨

## २२३. अतीहि मन्युषाविणं सुषुवांसमुपेरय। अस्य रातौ सुतं पिब॥१॥

પદાર્થ : मन्युषाविणम्-अतीहि-ક્રોધ સ્રવિત કરનારને તિરસ્કૃત કર सुषुवांसम्-उपेरय-ઉપાસના રસ

પ્રસ્રાવીને ઉપર પ્રેરિત-ઉન્નત કર, પોતાની સમીપ લે अस्य रातौ-એ મુક્ત સોમ સ્રાવીના દાનમાં આત્મસમર્પણમાં सुतं पिब-નિષ્પાદિત ઉપાસનારસનો સ્વીકાર કર.

*ભાવાર્થ : પરમાત્મન્ ! તું ક્રોધસ્રાવી-ક્રોધીજનનો તિરસ્કાર કરે છે, પરન્તુ ઉપાસનારસ સ્રાવીને તું ઉપર ઉઠાવે છે, પોતાની પાસે લે છે, એ તારો સ્વભાવ છે; તેથી મારા એ ઉપાસનારસસ્રાવીનાં આત્મસમર્પણ પ્રસંગમાં નિષ્પન્ન ઉપાસનારસનો તું સ્વીકાર કરે છે. (૧)*

**૨૨૪. कदु प्रचेतसे महे वचो देवाय शस्यते। तदिद्ध्यस्य वर्धनम्॥ २॥**

પદાર્થ : प्रचेतसे महे देवाय-પ્રકૃષ્ટ ચેતા : ઉપકાર પ્રજ્ઞાનવાળા મહાન ઇન્દ્ર-પરમાત્માને માટે कत् उ वचः-शस्यते-કોઈપણ વચન સ્તુતિ રૂપમાં કહે છે-આપે છે अस्य-એ સ્તુતિ વચન પ્રદાતાનો तत्-हि-वर्धनम्-તે નિશ્ચય રૂપથી વૃદ્ધિનું કારણ બની જાય છે. (૨)

*ભાવાર્થ : ઉપકારક જ્ઞાનવાળા મહાન પરમાત્મા માટે જે કોઈ પણ વચન સ્તુતિ નિમિત્તે અર્પણ કરે છે, તેનો તે પરમાત્મા નિશ્ચયથી સમૃદ્ધિકારક બની જાય છે. (૨)*

**૨૨૫. उक्थं च न शस्यमानं नागो रयिरा चिकेत। न गायत्रं गीयमानम्॥ ३॥**

પદાર્થ : अगोः-નાસ્તિક જનના न उक्थम्-ન પ્રાર્થના વચનને च-અને न शस्यमानम्-ન સ્તુતિ વચનને न गीयमानं गायत्रम्-ન ગાવા યોગ્ય ઉપાસનાને रयिः-ઐશ્વર્યવાન ઇન્દ્ર-પરમાત્મા आचिकेत-માને છે-સ્વીકાર કરે છે. (૩)

*ભાવાર્થ : ઐશ્વર્યવાન પરમાત્મા પોતાના વિરોધી નાસ્તિકના દંભ, પ્રદર્શન-દેખાવની, ભય અથવા લોભ વગેરે દ્વારા કરવામાં આવેલી પ્રાર્થના, સ્તુતિ, ઉપાસનાનો કદીપણ સ્વીકાર કરતો નથી. તે-નાસ્તિક પરમાત્માના ઐશ્વર્ય સ્વરૂપનો લાભ ઉઠાવી શકતો નથી. - પ્રાપ્ત કરી શકતો નથી. (૩)*

**૨૨૬. इन्द्र उक्थेभिर्मन्दिष्ठो वाजानां च वाजपतिः।**
**हरिवान्त्सुतानां सखा॥ ४॥**

પદાર્થ : इन्द्र-ઐશ્વર્યવાન પરમાત્મા उक्थेभिः-પ્રાર્થના વચનોથી मन्दिष्ठः-અમને અત્યંત આનંદ પ્રદાન કરનાર છે અથવા અત્યંત અર્ચનીય છે. च-અને वाजानाम्-સમસ્ત વાજો = અન્ન, બળ, જ્ઞાનોનો वाजपतिः-અન્ન, બળ, જ્ઞાનનો સ્વામી છે सुतानां सखा-ઉપાસનારસવાળા ઉપાસકોના મિત્ર हरिवान्-દુઃખોનું હરણ-અપહરણ, બળ અને સુખોનું હરણ-આહરણ ધર્મથી યુક્ત છે. (૪)

*ભાવાર્થ : પરમાત્મા પ્રાર્થના વચનો દ્વારા અત્યંત આનંદપ્રદ વા અત્યંત અર્ચનીય, અન્ન, બલ, જ્ઞાનોના સ્વામી, ઉપાસનારસવાળા ઉપાસકોના મિત્ર, દુઃખ અપહરણથી અને સુખ આહરણથી ધર્મયુક્ત છે. (૪)*

**૨૨૭. आ याह्युप नः सुतं वाजेभिर्मा हृणीयथाः। महाँइव युवजानिः॥ ५॥**

પદાર્થ : નઃ-અમારા સુતમ્-નિષ્પન્ન ઉપાસનારસના પ્રતિ સ્વીકાર કરવાને માટે વાજેભિઃ-તારા અમૃત સુખ ભોગોની સાથે ઉપાયાહિ-સમીપ આવ મા હૃણીયથાઃ-ક્રોધ ન કરતો મહાન્ યુવજાનિ-ઇવ-મહાન યુવતિના પતિની સમાન. (૫)

ભાવાર્થ : હે પરમાત્મન્ ! અમારા નિષ્પાદિત ઉપાસનારસને પ્રાપ્ત કર, સ્વીકાર કર, તારા અમૃત ભોગોની સાથે, તું અમારા પર કદી પણ ક્રોધ ન કરતો; જેમ યુવતિ પત્નીવાળો પતિ પોતાની સુખભોગ, યુવતિ પત્ની પર ક્રોધ નથી કરતો. અમે તારા માટે સદા ઉપાસનારસ પ્રદાનમાં સમર્થ છીએ. (૫)

## २२८. कदा वसो स्तोत्रं हर्यत आ अव श्मशा रुधद्वाः। दीर्घं सुतं वाताप्याय॥ ६ ॥

પદાર્થ : વસો-હે સર્વમાં નિવાસી પરમાત્મન્ ! સ્તોત્રં હર્યતે-મારા સ્તોત્ર-સ્તવન-સ્તુતિ વચનને ચાહનાર તને પ્રાર્થના કરું છું શ્મશા-એ આનંદરસને વહાવનારી ધારા કદા-વાઃ-આ-અવરુધત્-ક્યાં સુધી આનંદરસને બંધ રાખશે. દીર્ઘં સુતં વાતાપ્યાય-દીર્ઘ સમયથી નિષ્પાદિત ઉપાસનારસ મારી-સ્તોતાની-સ્તુતિ કરનારની તરફ લાવવા માટે ચાલુ થશે. (૬)

*ભાવાર્થ : સર્વમાં નિવાસી પરમાત્મન્ ! તું સ્તુતિ વચનને ચાહનાર છે, તારા આનંદરસને રોકનારી ધારા ક્યાં સુધી રોકાઈ રહેશે ? ક્યારેક તો ચાલુ થશે જ, કારણકે દીર્ઘકાળથી એ નિષ્પન્ન ઉપાસનારસ તારા પ્રત્યે સમર્પણ કરવામાં આવી રહ્યો છે. ક્યારેક તો મને તારો આનંદરસ પ્રવાહિત કરવા માટે પ્રેરિત કરશે. (૬)*

## २२९. ब्राह्मणादिन्द्र राधसः पिबा सोममृतूँरनु। तवेदं सख्यमस्तृतम्॥ ७ ॥

પદાર્થ : ઇન્દ્ર-હે પરમ ઐશ્વર્યવાન પરમાત્માન્ ! બ્રાહ્મણાત્ રાધસઃ-આરાધના કરનાર બ્રહ્મચિંતક ઉપાસકની પાસેથી ऋतून्-अनु-યોગનાં અંગો અનુસાર અથવા ઉદ્‌ગીથ-પ્રણવોની સાથે સોમં પિબ-ઉપાસના રસનું પાન કર-સ્વીકાર કર તવ-ઇદં સખ્યમ્-અસ્તૃતમ્-તારો એ મિત્રભાવ અવિનાશી-સ્થિર છે. (૭)

*ભાવાર્થ : પરમાત્મન્ ! તું આરાધના કરનારા બ્રાહ્મણો-યોગીઓ પાસેથી અષ્ટાંગ યોગ અનુસાર 'ओ३म्' ઉદગીથોની સાથે ઉપાસનારસનું પાન કરે છે. એ તારો મિત્રભાવ સદા સ્થિર છે-રહ્યા કરે. (૭)*

## २३०. वयं घा ते अपि स्मसि स्तोतार इन्द्र गिर्वणः। त्वं नो जिन्व सोमपाः॥ ८ ॥

પદાર્થ : વયમ્-અમે ઘ-નિશ્ચય તે-તારા અપિ-પણ સ્મસિ-તારા સ્મરણ સાથે સ્તોતારઃ-સ્તુતિ કરનારા છીએ. ઇન્દ્ર-હે પરમૈશ્વર્યવાન પરમાત્મન્ ! તું ગિર્વણઃ-વેદવાણીઓથી સ્તુતિ કરવા યોગ્ય છે. ત્વમ્-તું નઃ-અમને સોમપાઃ-ઉપાસનારસનું પાન કરાવનાર બનાવીને જિન્વ-તૃપ્ત કર. (૮)

*ભાવાર્થ : હે પરમૈશ્વર્યવાન, સ્તુતિ કરવા યોગ્ય પરમાત્મન્ ! અમને તારી સ્તુતિરૂપ ઉપાસનારસનું પાન કરાવનાર બનાવીને તૃપ્ત કર. (૮)*

## २३१. एन्द्र पृक्षु कासु चिन्नृम्णं तनूषु धेहि नः। सत्राजिदुग्र पौंस्यम्॥ ९ ॥

પદાર્થ : सत्राजित्-उग्र-હે સત્ય સ્વરૂપથી જીતનાર વા સર્વને વશમાં કરનાર તેજસ્વી इन्द्र-ઐશ્વર્યવાન પરમાત્મન્ ! कासु-चित्-पृक्षु-કોઈ અભીષ્ટ સંયમન ક્રિયાઓમાં તેને સિદ્ધ કરવા માટે नः-અમારા तनूषु-શરીરોમાં पौंस्यम्-नृम्णम्-आ-धेहि-આત્મીયબળ-આત્મબળનું આધાન કર. (૯)

*ભાવાર્થ : સત્ય સ્વરૂપ, સર્વને જીતનાર અથવા સર્વ જડ અને ચેતનને પોતાને વશ કરનાર, તેજસ્વી ઐશ્વર્યવાન પરમાત્મન્ ! કોઈ સંયમ ક્રિયાઓને-નિમિત્ અમારા શરીરોમાં આત્મબળનું આધાન કર, જેથી મારું જીવન સંસાર સંપર્કથી ઉપર ઉઠીને તારી તરફ ચાલે. (૯)*

## २३२. एवा ह्यसि वीरयुरेवा शूर उत स्थिरः। एवा ते राध्यं मनः॥१०॥

પદાર્થ : एवा हि-वीरयुः-असि-ઇન્દ્ર - ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું હાં, અવશ્ય અમારા વીરો-પ્રાણોને ચાહનાર છે एव-હાં, તું शूरः-સર્વત્ર ગતિશીલ उत-તથા स्थिरः-એકરસ एव-હાં, ते मनः-राध्यम्-તારું મન-મનન જ્ઞાન પ્રશંસનીય છે અથવા તારી આરાધના કરનાર મારું મન છે. (૧૦)

*ભાવાર્થ : પરમાત્મન્ ! તું નિશ્ચય અમારા પ્રાણોને ચાહનાર છે, દીર્ઘજીવન આપનાર છે, તું નિશ્ચય જડ અને ચેતનમાં ગતિ આપનાર છે, સ્વયં સર્વત્ર ગતિશીલ એકરસ છે. હાં, તારું મન-મનનીય જ્ઞાન પ્રશંસનીય છે અથવા અમારું મન તારી આરાધના કરવાનું સાધન છે. (૧૦)*

॥ इति द्वितीयोऽध्यायः ॥



# अथ तृतीयः अध्यायः

## ऐन्द्र पर्व वा काण्ड (ख)

### ખંડ-૧

**२३३. अभि त्वा शूर नोनुमोऽदुग्धाइव धेनवः ।**
**ईशानमस्य जगतः स्वर्दृशमीशानमिन्द्र तस्थुषः ॥ १ ॥**

પદાર્થ : शूर-હે સર્વગત इन्द्र-પરમાત્મન્ ! अस्य जगतः-ईशानम्-આ જંગમના સ્વામી तस्थुषः-ईशानम्-સ્થાવરના સ્વામી स्वर्दृशं-त्वा-अभि-અમૃત સુખને દર્શાવનાર તને લક્ષ્ય કરીને नोनुमः-પુનઃ પુનઃ નમીએ છીએ, પોતાને સમર્પિત કરીએ છીએ अदुग्धाः-धेनवः-इव-જેમ દોહ્યા વિના-દૂધ ભરેલી ગાયો સ્વામીના પ્રતિ નમી જાય છે, તેમ અમે ઉપાસકો અમારા ઉપાસનારસને તને અમારા સ્વામીના પ્રતિ અર્પિત કરવા માટે નમેલા છીએ અથવા જેમ દોહ્યા વિનાની ગાયોનુ દૂધ દોહવા માટે દૂધના ઈચ્છુક જન નમે છે, એમ તારા અમૃત સુખના ઈચ્છુક અમે આપની તરફ નમતા જઈએ છીએ. (૧)

*ભાવાર્થ : હે સર્વગત પરમાત્મન્ ! તું સ્થાવર અને જંગમ જગતનો સ્વામી તથા* स्वः*- મોક્ષનું અમૃત સુખ દર્શાવી ભોગાવનાર સ્વામીની તરફ જેમ દોહવા યોગ્ય ગાયો સ્વામીની તરફ નમી જાય છે, તેમ અમે ઉપાસનારસના સમર્પણ માટે ફરી-ફરી નમીએ છીએ અથવા જેમ દૂધ ભરેલી ગાયોના પ્રતિ દૂધ પ્રાપ્ત કરવાને જન ગાયોના પ્રતિ નમતા જાય છે, તેમ તું અમૃત-સુખપૂર્ણના પ્રતિ અમૃતસુખ પ્રાપ્ત કરવા માટે અમે ઉપાસકો નમતા જઈએ છીએ. (૧)*

**२३४. त्वामिद्धि हवामहे सातौ वाजस्य कारवः ।**
**त्वां वृत्रेष्विन्द्र सत्पतिं नरस्त्वां काष्ठास्वर्वतः ॥ २ ॥**

પદાર્થ : इन्द्र-હે પરમાત્મન્ ! कारवः-અમે તારા સ્તોતા-વાણીથી સ્તુતિ કરનાર બનીને वाजस्य सातौ- અમૃત અન્ન-મોક્ષના અમૃત ભોગની સમ્ભક્તિ પ્રાપ્તિને માટે त्वाम्-इत्-हि-માત્ર તને જ हवामहे આમંત્રિત કરીએ છીએ-સ્મરણ કરીએ છીએ-ઉપાસના કરીએ છીએ नरः-અમે નયનકર્તા-માર્ગ પ્રદર્શક દેવ શ્રેણી હોવા છતાં-મનથી પ્રાર્થના, ધ્યાન, ચિંતન કરતાં પણ वृत्रेषु-પાપ પ્રસંગો-પાપ ભાવનાઓથી બચવા માટે त्वां सत्पतिम्-તારું - સત્પુરુષોના રક્ષકનું સ્મરણ કરીએ છીએ. अर्वतः-તથા અમે આત્મા દ્વારા ઉપાસના-તેની સમીપતાને પ્રાપ્ત કરનાર, પરમ પુરુષાર્થ કરનાર, ઉત્તમ અધિકારી અને જીવનમુક્ત હોવા છતાં काष्ठासु-સંસારની અર્થાત્ બંધનની સીમાઓને પાર કરવામાં - પ્રકૃતિના અન્તિમ સ્તરોને પાર કરવામાં त्वाम्-તારું સ્મરણ કરીએ છીએ. (૨)

*ભાવાર્થ : પરમાત્મન્ ! તારા અમૃત ભોગની પ્રાપ્તિને માટે અમે વાણી દ્વારા તારી સ્તુતિ કરતાં અથવા મનથી પ્રાર્થના, ધ્યાન કરતાં તથા ઉન્નતિ કરીને દેવશ્રેણીમાં હોવા છતાં અથવા ઉન્નત બનીને આત્મભાવથી ઉપાસના કરતાં સંસારની દુઃખમય બંધન સીમાઓને પાર કરવા માટે તારું - શ્રેષ્ઠજનોના રક્ષકનું આમંત્રણ - સ્મરણ કરીએ છીએ. (૨)*

**૨૩૫. अभि प्र वः सुराधसमिन्द्रमर्च यथा विदे ।**
**यो जरितृभ्यो मघवा पुरूवसुः सहस्रेणेव शिक्षति ॥ ३ ॥**

પદાર્થ : वः-હે ઉપાસકો ! તમે यथाविदे- યથાવત્ જ્ઞાનને માટે सुराधसम् इन्द्रम्-શ્રેષ્ઠ કલ્યાણકારી ધન-મોક્ષ ઐશ્વર્યવાળા પરમાત્માને अभिप्रार्च-નિરંતર પ્રકૃષ્ટ રૂપમાં અર્ચિત કરો.

यः पुरूवसुः-मघवा-જે અનેક રીતે સર્વને વસાવનાર અથવા અનંત ધનવાન-ધનદાતા છે जरितृभ्यः-પોતાના સ્તોતાઓને—સ્તુતિ કરનારાઓને માટે सहस्रेण-इव-હજારો પ્રકારથી शिक्षति-પ્રદાન કરે છે. (૩)

*ભાવાર્થ : પરમાત્માને યથાર્થ જાણવા માટે તે શ્રેષ્ઠ અમૃત ભોગરૂપ ધનવાનની સારી રીતે અર્ચના કરો, જે અનંત ધનવાન છે અને-સ્તોતાઓને સ્તુતિ કરનારાઓને હજારો પ્રકારથી પ્રદાન કરી રહેલ છે. (૩)*

**૨૩૬. तं वो दस्ममृतीषहं वसोर्मन्दानमन्धसः ।**
**अभि वत्सं न स्वसरेषु धेनव इन्द्रं गीर्भिर्नवामहे ॥ ४ ॥**

પદાર્થ : वः-હે ઉપાસકો ! તમારી અને અમારી ऋतीषहम्-નિંદનીય ભાવનાઓને અભિભૂત કરનાર वसोः-अन्धसः- આપણી અંદર રહેલા ઉપાસનારસ દ્વારા मन्दानम्-આપણા પર હર્ષિત-આનંદિત થનાર दस्मम्-દર્શનીય तम्-इन्द्रम्-તે ઐશ્વર્યવાન પરમાત્માને गीर्भिः-વાણીઓ-સ્તુતિઓથી अभि नवामहे-તમે અને અમે પ્રશંસિત કરીએ છીએ-તેનું ભાવપૂર્ણ સ્મરણ-ચિંતન કરીએ છીએ. स्वसरेषु धेनवः- वत्सं न-ગૌશાળામાં આવી ગયા પછી દૂધાળી ગાયો જેમ વાછરડાઓનું ભાવનાથી સ્મરણ કરે છે. (૪)

*ભાવાર્થ : પરમાત્મા આપણને સર્વને-ઉપાસકોને નિંદનીય ભાવનાઓથી દૂર કરનાર છે અને દર્શનીય છે. આપણી અંદર રહેલા ઉપાસનારસને જ્યારે આપણે તેને અર્પિત કરીએ છીએ, ત્યારે તે આપણા પર હર્ષિત-આનંદિત થાય છે તથા આપણને પણ હર્ષ પ્રદાન કરે છે. તે એવા પરમાત્માને પોતાની સ્તુતિ વાણીઓથી પ્રશંસિત કરીએ છીએ-સ્મરણ કરીએ છીએ; જેમ દૂધાળી ગાયો પોતાના વાછરડાઓને ગૌશાળામાં ભાવનાથી સ્મરણ કરે છે. (૪)*

**૨૩૭. तरोभिर्वो विदद्वसुमिन्द्रं सबाध ऊतये ।**
**बृहद्गायन्तः सुतसोमे अध्वरे हुवे भरं न कारिणम् ॥ ५ ॥**

પદાર્થ : वः-આપણે सबाधः-જ્યારે બંધનકારક વાસનાથી પીડિત થયા હોય, ત્યારે ऊतये-આપણી રક્ષા માટે तरोभिः-સમસ્ત બળોથી યુક્ત विदद्वसुम्-પ્રાપ્ત અમૃત ધનવાળા भरं न कारिणम्-ભરણ-પોષણ કરનાર ઉપકારી-ઉપકારકર્તા-પરોપકારીની સમાન તે પરમાત્માને सुतसोमे-अध्वरे-નિષ્પાદિત ઉપાસનારસવાળા અધ્યાત્મયજ્ઞના અવસર પર बृहद्गायन्तः-हुवे-ખૂબ જ ગાન-હૃદયની ભાવનાથી ગુણગાન કરતા પોતાની અંદર આમંત્રિત કરીએ.

*ભાવાર્થ : ઉપાસક જ્યારે કોઈ વાસનાથી બાધિત બને, ત્યારે તેની રક્ષા માટે સમસ્ત બળોથી યુક્ત, અમૃતધનના સ્વામી, ભરણ-પોષણકર્તા ઉપકારીજનની સમાન પરમાત્માને નિષ્પાદિત ઉપાસનારસવાળા અધ્યાત્મયજ્ઞના અવસર પર પોતાની અંદર આમંત્રિત કરીએ. (૫)*

**२३८. तरणिरित् सिषासति वाजं पुरन्ध्या युजा ।**
**आ व इन्द्रं पुरुहूतं नमे गिरा नेमिं तष्टेव सुद्रुवम्॥ ६ ॥**

પદાર્થ : युजा पुरन्ध्या-યોગ અનુસાર સ્તુતિઓ દ્વારા तरणिः इत्-શીઘ્ર જ તીવ્ર સંવેગી યોગી वाजं सिषासति-અમૃતભોગનું સેવન કરે છે તેથી आ-આવો वः-તમે અને અમે पुरुहूतम्-इन्द्रम्-અનેક પ્રકારથી વા અનેકવાર આમંત્રણીય પરમાત્માને गिरा नमे-સ્તુતિ દ્વારા આપણી તરફ નમાવીએ सुद्रुवम्-नेमि-तष्टा-इव-જેમ સુથાર ઉત્તમ લાકડાવાળા પૈડાના ઘેરાવ-વલયને પોતાની તરફ નમાવે છે. (૬)

*ભાવાર્થ : યોગવાળી બુદ્ધિ દ્વારા શીઘ્ર તીવ્ર સંવેગી યોગી પરમાત્માના અમૃતભોગોનું સેવન કરે છે, તેથી આવો, આપણે અનેક પ્રકારથી અથવા અનેકવાર આમંત્રિત કરવા યોગ્ય પરમાત્માને સ્તુતિ દ્વારા નમાવીએ, આકર્ષિત કરીએ. જેમ સુથાર શ્રેષ્ઠ લાકડાના પૈડાના ઘેરાવ-ચક્રનેમિને નમાવે છે - ઝુકાવે છે. (૬)*

**२३९. पिबा सुतस्य रसिनो मत्स्वा न इन्द्र गोमतः ।**
**आपिर्नो बोधि सधमाद्ये वृधे३ऽस्माँ अवन्तु ते धियः ॥ ७ ॥**

પદાર્થ : इन्द्र-હે પરમાત્મન્ ! તું सुतस्य- નિષ્પાદિત गोमतः-સ્તુતિવાણીથી યુક્ત रसिनः-મધુર ઉપાસના પ્રવાહનું पिब-પાન કર - સ્વીકાર કર नः-मत्स्व-અમને તૃપ્ત કર आपिः-અમને પ્રાપ્ત થઈને बोधि-બોધ આપ ते-धियः-તારી બોધ ધારાઓ सधमाद्ये-સાથે હર્ષ સંપાદન યોગ્ય અધ્યાત્મયજ્ઞમાં वृधे-अस्मान्-अवन्तु-વૃદ્ધિ-ઉન્નતિને માટે અમને રક્ષિત કરો. (૭)

*ભાવાર્થ : પરમાત્મન્ ! સ્તુતિઓથી યુક્ત નિષ્પાદિત મધુર ઉપાસના પ્રવાહનું પાન કર - સ્વીકાર કર, પુનઃ અમને તૃપ્ત કર. તું અધ્યાત્મયજ્ઞમાં અમને પ્રાપ્ત બોધ આપ, તારી બોધ ધારાઓ ઉન્નતિને માટે અમારી રક્ષા કરે. (૭)*

**२४०. त्वं ह्येहि चेरवे विदा भगं वसुत्तये ।**

उद्वावृषस्व मघवन् गविष्टय उदिन्द्राश्वमिष्टये ॥ ८ ॥

પદાર્થ : मघवन् इन्द्र-હે પ્રશસ્ત અધ્યાત્મ ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું चेरवे-તારા અધ્યાત્મધનનું ચયન કરનાર મારા - ઉપાસકના માટે भगं विदा-અધ્યાત્મધનને પ્રાપ્ત કરાવ તથા वसुत्तये-પ્રાણોની દાનક્રિયા-પ્રાણાયામ ક્રિયાને માટે गविष्टये-ઇન્દ્રિયોની દૃષ્ટિ સંયમ રૂપ સમર્પણ યજનક્રિયાને માટે उद्वावृषस्व-મને અધિક ઉલ્લાસિત કર अश्वम्-'अश्वस्य' इष्टय-उद्-उद्वावृषस्व-સર્વ વિષયવ્યાપી મનની ઈસ્ટિનિરોધ ક્રિયાને માટે અધિક ઉલ્લાસિત કર. (૮)

*ભાવાર્થ : હે પ્રશસ્ત ધનવાળા પરમાત્મન્ ! તું અધ્યાત્મધનનું ચયન કરનાર મારા માટે - ઉપાસકને માટે અધ્યાત્મધનને પ્રાપ્ત કરાવ તથા પ્રાણોની દાનક્રિયાને માટે - પ્રાણાયામમાં તારું સ્મરણ થાય તે માટે, ઈન્દ્રિયોની સંયમરૂપ યજ્ઞક્રિયાને માટે તથા સર્વ-વિષવ્યાપી મનની નિરોધ ક્રિયાને માટે અને અધિકાધિક ઉલ્લાસિત - આનંદિત કર. (૮)*

૨૪૧. न हि वश्चरमं च न वसिष्ठः परिमꣳसते ।
अस्माकमद्य मरुतः सुते सचा विश्वे पिबन्तु कामिनः ॥ ९ ॥

પદાર્થ : वसिष्ठः-પરમાત્મામાં અત્યંત વસનાર ઉપાસક આત્મા वः-તમારામાંથી चरमं च न-ચરિત-જ્ઞાન થયેલ ગુણ નામને પણ न हि परिमंसते-છોડીને માનતો નથી अद्य-આ જ-सुते-નિષ્પન્ન ઉપાસનારસને सचा-મળીને विश्वे-સર્વ अस्माकं कामिनः-અમારી-ઉપાસકોના કલ્યાણની કામના કરનાર मरुतः-ઈન્દ્ર-ઐશ્વર્યવાન પરમાત્માના, વાસનામારક ગુણ નામ દેવ पिबन्तु-પાન કરે-સ્વીકાર કરે. (૯)

*ભાવાર્થ : પરમાત્મા અત્યંત વસનાર ઉપાસક ઈન્દ્ર-પરમાત્માના વાસનામારક ગુણ નામોમાંથી પણ કોઈ ગુણવાચક નામનો પરિત્યાગ કરતો નથી; તેથી આ જ અવસર પર કલ્યાણ ચાહનાર ઉપાસનારસને તે સર્વ વાસનામારક ગુણ નામ દેવ પાન કરે-સ્વીકાર કરે. (૯)*

૨૪૨. मा चिदन्यद् वि शꣳसत सखायो मा रिषण्यत।
इन्द्रमित्स्तोता वृषणं सचा सुते मुहुरुक्था च शꣳसत॥ १० ॥

પદાર્થ : सखायः-હે સમાન વૃત્તિવાળા ઉપાસકો ! अन्यत्-પરમાત્માથી ભિન્નની मा विशंसत-વિશેષ પ્રશંસા ન કરો, मा रिषण्यत-પોતાની હિંસા ન ચાહો, પરમાત્માથી ભિન્નની પ્રશંસા કરવી એ આત્મહિંસા છે. वृषणम्-इन्द्रम्-इत्-स्तोत-સુખવર્ષક પરમાત્માની સ્તુતિ કરો. सुते-નિષ્પન્ન ઉપાસનારસ પર सचा-સાથે च-અને मुहुः-उक्था-પુનઃ પુનઃ સ્તુતિ વચનો દ્વારા शंसत-પ્રશંસા કરો.

*ભાવાર્થ : હે ઉપાસક મિત્રો ! પરમાત્માથી ભિન્નની તેના સ્થાને અન્ય કોઈની સ્તુતિ ન કરો, તેનાથી ભિન્નની ઉપાસના કરવી એ પોતાની હિંસા સમાન છે, આત્મવંચના છે, તેનાથી બચો, સુખવર્ષક*

*પરમાત્માની જ સ્તુતિ કરો અને નિષ્પન્ન ઉપાસનારસ પ્રસંગમાં ફરી-ફરી સ્તુતિ વચન ઉચ્ચારિત કરો. (૧૦)*

## अथ तृतीयप्रपाठकस्य द्वितीयोऽर्धः

### ખંડ-૨

२ ३ १ २र ३ २ ३ १ २ ३ १ २
**२४३. न किष्टं कर्मणा नशद् यश्चकार सदावृधम् ।**
२ ३ २ ३ २ ३ १ २ ३ १ २ ३ १ २ ३ १ २र
**इन्द्रं न यज्ञैर्विश्वगूर्तमृभ्वसमधृष्टं धृष्णुमोजसा ॥ १ ॥**

પદાર્થ : तं कर्मणा न किः-नशत्-તેને કર્મ દ્વારા કોઈ વ્યાપ્ત-પ્રાપ્ત-દબાવી શકતા નથી यज्ञैः-અધ્યાત્મયજ્ઞોથી विश्वगूर्तम्-સર્વ સ્તુત્ય, ऋभ्वसम्-વ્યાપક મહાન, अधृष्टम्-અધર્ષણીય, ओजसा-धृष्णुम्-બળથી સર્વનું ધર્ષણ કરનાર, सदावृधम्- સદા વૃદ્ધિ કરનાર इन्द्रं न-પરમાત્માને વર્તમાનમાં यः-चकार-જે પોતાનો બનાવી લે છે. (૧)

*ભાવાર્થ : જે પોતાના જીવનમાં નિરંતર અધ્યાત્મયજ્ઞો દ્વારા વિશ્વવંદનીય, મહાન, અધર્ષણીય બળવાળા, ધર્ષણશીલ અને સદાવર્ધક પરમાત્માને વર્તમાનમાં પોતાનો બનાવી લે છે-પોતાનો કરી લે છે; તેને કર્મથી કોઈ વ્યાપ્ત કરી શકતા નથી, પ્રાપ્ત કરી શકતા નથી, દબાવી શકતા નથી. (૧)*

२ ३ १ २ ३ १ २ ३ २ ३ १ २ ३ १ २
**२४४. य ऋते चिदभिश्रिषः पुरा जत्रुभ्य आतृदः ।**
१ २ ३ २ ३ १ २ ३ २ ३ १ २ ३ १ २ ३ १ २
**सन्धाता सन्धिं मघवा पुरूवसुर्निष्कर्ता विह्रुतं पुनः॥ २॥**

પદાર્થ : यः पुरुवसुः-मघवा-જે સર્વમાં વસનાર-સર્વવ્યાપક વા સર્વને પોતાની અંદર વસાવનાર રક્ષક ઈન્દ્ર-ઐશ્વર્યવાન પરમાત્મા जत्रुभ्यः-ગ્રીવાની સંધિથી પ્રધાન અંગો અર્થાત્ ગ્રીવાથી ઉપરના અંગોને आतृदः पुरा આતર્દન હિંસક-તૂટવાથી-છૂટા પડ્યા પહેલાં अभिश्रिषः ऋतेचित्-અભિશ્લેષ-ચોટાડવા અથવા सन्धिं सन्धाता-જોડવાના સાધન વિના પણ જોડવાની શક્તિ રાખનાર છે पुनः-ફરી वि ह्रु तं विह्रुतम्-પ્રધાન અથવા ગ્રીવાથી ઉપરના અંગોથી અન્ય પૃથક્-પૃથક્ જે માંસ વગેરે અંગો છે તેને પણ તેની માફક તેનાથી હિંસિત થયા પહેલાં જ निष्कर्ता-પ્રત્યેકનું નિષ્કરણ નિયોજન-યથાસ્થાન પર સ્થાપન કરનાર છે. તે ઉપાસ્ય છે. (૨)

ભાવાર્થ : મનુષ્ય શરીરને લક્ષ્ય બનાવીને પરમાત્માના મનનની રીતિ બતાવી છે કે, સંસારમાં શલ્ય ચિકિત્સક = સર્જન તો ગ્રીવા આદિ અંગ જ્યારે પોતાની સંધિઓથી કપાઈને છૂટા પડી જાય છે, ત્યારે તેને જોડે છે અને તેને સાધનો ધ્વારા જોડી શકે છે. પરન્તુ પરમાત્મા તો સર્વમાં વસેલો અને સર્વને વસાવનાર છે, તે તો ગ્રીવા આદિ મુખ્ય અથવા ગ્રીવાથી ઉપરના અંગોને તેના સંધિબંધનથી છૂટી જવા પહેલાં જ જોડનાર છે અને જોડવાના સાધન વિનાજ એક સંધિબંધન બીજા બંધન સાથે સંધાન-

જોડવાની શક્તિ રાખનાર તથા એક અસ્થિનું બીજા અસ્થિથી સંધાન કરે છે-જોડે છે. ફરી એ જ રીતે જે અવયવ અલગ થયેલાં માંસ આદિને પણ તે કપાયા પહેલાં જ સાધન વિના જ સંયોજન કરીને યથાસ્થાન સ્થાપિત કરવામાં સમર્થ છે. આવી અદ્ભુત શરીરની રચનાને જોઈને વિચાર-મનન કરીને તે પરમ શલ્ય ચિકિત્સક = મહાન સર્જક અથવા પરમ શિલ્પીની ઉપાસના કરવી જોઈએ. (૨)

**૨૪૫. आ त्वा सहस्रमा शतं युक्ता रथे हिरण्यये ।**
**ब्रह्मयुजो हरय इन्द्र केशिनो वहन्तु सोमपीतये ॥ ३ ॥**

પદાર્થ : इन्द्र-હે પરમાત્મન્ ! हिरण्यये रथे-અમૃતરૂપ રમણીય મહાન મોક્ષ સ્વરૂપમાં युक्ताः-યુક્ત ब्रह्मयुजः-તારા - પરમાત્માથી યોગ મેળ કરાવનાર केशिनः-જ્ઞાન જ્યોતિવાળા हरयः-તને લાવનાર અમને લઈ જનાર ગુણ સ્વરૂપ शतं सहस्रम्-સો અને હજાર અનેક-અનેક અસંખ્ય त्वा-તને सोमपीतये-અમારા ઉપાસનારસનું પાન-સ્વીકાર કરવા માટે आ-वहन्तु-લાવે, શીઘ્ર લાવે. (૩)

*ભાવાર્થ : પરમાત્માના અમૃત મોક્ષધામમાં રહેલા તેના જ્યોતિર્મય ગુણ સ્વરૂપ સેંકડો-હજારો છે, જે અમારો બ્રહ્મથી યોગ કરાવનાર છે, તે પરમાત્માને અમારા સુધી લાવનાર અને અમને પરમાત્મા સુધી લઈ જનાર છે, તે અમારા ઉપાસનારસનું પાન કરાવવા, સ્વીકાર કરાવવા માટે અમારા સુધી પહોંચાડે. (૩)*

**૨૪૬. आ मन्द्रैरिन्द्र हरिभिर्याहि मयूररोमभिः ।**
**मा त्वा के चिन्नि येमुरिन्न पाशिनोऽति धन्वेव ताँ इहि॥ ४॥**

પદાર્થ : इन्द्र-હે પરમૈશ્વર્યવાન પરમાત્મન્ ! તું मयूररोमभिः-मन्द्रैः-हरिभिः-મોરના રોમ - રુંવાટાં સમાન સુંદર પોતાની રશ્મિઓ-જ્ઞાન જ્યોતિઓ દ્વારા જે તારા સ્વરૂપને પ્રદર્શિત કરતી તને અમારા સુધી લાવનારી અને અમને તારા સુધી પહોંચાડનારી છે તેના દ્વારા आयाहि-સમગ્ર રૂપથી અમને પ્રાપ્ત થાય. केचित्-કોઈ બીજા त्वा-मा नियेमुः-इत्-તને અવરોધ કરે નહિ-રોકે નહિ पाशिनः-न- બાંધનારા શિકારીની સમાન धन्व-इव तान्-अतीहि-અથવા એ બાધક વચ્ચે આવે તો તેને મરુ દેશોની માફક અતિક્રમણ કરીને - ઓળંગીને પ્રાપ્ત થાય. (૪)

*ભાવાર્થ : હે પરમાત્મન્ ! તું મારે પક્ષીની ચમક-દમક સુંદર રોમ-રુવાટાં સમાન મનોહક જ્ઞાન રશ્મિઓ જ્ઞાન જ્યોતિઓ જે તારા સ્વરૂપને પ્રદર્શિત કરતી તને અમારા સુધી લાવનારી અને અમને તારા સુધી પહોંચાડનારી આકર્ષિત કરનારી છે, તેના દ્વારા તું સમગ્ર રૂપથી પ્રાપ્ત થા.*

*પરમાત્મન્ ! તારા આગમનને રોકનાર કોઈ દોષ અમારી અંદર ઉત્પન્ન ન થાય, જે અમારી સદ્વૃત્તિઓને શિકારીની સમાન રોકીને તને અમારા સુધી પહોંચાડવામાં બાધક બને, અમારાથી અન્યો દ્વારા પ્રકટ કરેલ ખોટા દોષોને તું મરુ પ્રદેશની સમાન સૂકા અને નીરસ માનીને તેને ઓળંગીને પ્રાપ્ત થા. (૪)*

**૨૪૭. त्वमङ्ग प्र शꣳसिषो देवः शविष्ठ मर्त्यम् ।**
**न त्वदन्यो मघवन्नस्ति मर्डितेन्द्र ब्रवीमि ते वचः ॥५॥**

પદાર્થ : अङ्ग शविष्ठ-इन्द्र-त्वम्-ઠીક, ત્યારે નિર્વિઘ્ન તારી ઉપાસનામાં સ્થિર રહું અતિ બળવાન પરમાત્મન્ ! તું मर्त्यं प्रशंसिषः-હું મરણધર્મી જન્મ-મરણના ચક્કરમાં આવનાર અમૃત બનાવને ઈચ્છુક ઉપાસકને પ્રશંસિત કર, પ્રોત્સાહિત કર, આન્તરિક બળ પ્રદાન કર.

मघवन्-હે પ્રશસ્ત ધનવાળા-પ્રશસ્ત ધનના દાતા ! त्वत्-अन्यः-मर्डिता देवः-તારાથી સુખદાતા દેવ અન્ય કોઈ न-अस्ति-નથી. ते वचः-ब्रवीमि-તારા માટે હું સ્તુતિ વચન બોલું છું-નિવેદન કરું છું. (૫)

*ભાવાર્થ : ઠીક ! તો મારા પ્રિય બળવાન પરમાત્મન્ ! હું નિર્વિઘ્ન તારી ઉપાસનામાં સ્થિર રહું, તેથી તું હું જે એવા જન્મમરણધર્મી ઉપાસકને, જે હું અમૃત બનવાની આકાંક્ષા રાખું છું. મને પ્રોત્સાહન આપ, મને આન્તરિક બળ આપ, હે પ્રશસ્ત ધન આપનાર તારા સિવાય બીજો કોઈ સુખ આપનાર દેવ નથી, હું તારી સ્તુતિ કરું છું-તને નિવેદન કરું છું. (૫)*

**૨૪૮. त्वमिन्द्र यशा अस्यृजीषी शवसस्पतिः ।**
**त्वं वृत्राणि हꣳस्यप्रतीन्येक इत् पुर्वनुत्तश्चर्षणीधृतिः ॥६॥**

પદાર્થ : इन्द्र-હે પરમાત્મન્ ! त्वम्-તું यशाः-મહા યશસ્વી ऋजीषी-સદ્‌ગુણ સંચયને પ્રેરિત કરનાર शवसः-पतिः-સમસ્ત બળોનો ભંડાર વા સ્વામી असि-છે. त्वम्-તું एकः इत्-માત્ર એકલો જ पुर्वनुत्तः-અનેકોથી નિરસ્કૃત ન થનાર અર્થાત્ અનેકોથી અપ્રતિહત चर्षणीधृतिः-મનુષ્યોનો ધારક અને સહાયક તેના अप्रतीनि वृत्राणि-ભયંકર પાપ વૃત્તો-પાપ સંકલ્પોનો हंसि-નાશ કરે છે. (૬)

*ભાવાર્થ : હે પરમાત્મન્ ! તું મહા યશસ્વી છે, પ્રત્યેક પદાર્થમાં તારું યશસ્વી નામ પ્રતિભાસિત થઈ રહેલ છે, તું ઉપાસકના ગુણ સમૂહને પ્રેરિત કરનાર સમસ્ત બળોનો સ્વામી છે, તું માત્ર એકલો પણ વિરોધી તત્ત્વોથી પરાજીત થનાર નથી, મનુષ્યોનો ધારક-સહાયક છે, તેના ઘોર પાપ સંકલ્પોને પણ નષ્ટ કરનાર છે. (૬)*

**૨૪૯. इन्द्रमिद्देवतातय इन्द्रं प्रयत्यध्वरे ।**
**इन्द्रं समीके वनिनो हवामह इन्द्रं धनस्य सातये ॥७॥**

પદાર્થ : वनिनः-અમે પરમાત્માનું સારી રીતે ભજન કરનારા ઉપાસકો देवतातये-દેવ ભાવને પ્રાપ્ત કરવા માટે-શ્રેષ્ઠ જ્ઞાનવાન બનવા માટે इन्द्रम इत्-પરમાત્માનું અવશ્ય हवामहे-સ્મરણ કરીએ. प्रयति-अध्वरे-પુનઃ વર્તમાન ચાલતાં અથવા આરંભ કરવામાં આવતાં અધ્યાત્મયજ્ઞના કારણે, इन्द्रम्-પરમાત્માનું સ્મરણ કરીએ. समीके-પશ્ચાત્ સંઘર્ષ—દૈવવૃત્તિઓ અને આસુરી વૃત્તિઓના સંગ્રામમાં इन्द्रम्—પરમાત્માનું સ્મરણ

કરીએ. धनस्य सातये-આનંદ ભોગ ધનની સંભક્તિ-પ્રાપ્તિને માટે इन्द्रम्-પરમાત્માનું સ્મરણ કરીએ. (૭)

*ભાવાર્થ : અમે પરમાત્માનું સ્મયક્ સેવન કરનારા ઉપાસકો (૧) પોતાને દેવ-ઉત્તમ જ્ઞાની બનાવવા માટે પરમાત્માનું સ્મરણ કરીએ. (૨) ઉત્તમ જ્ઞાની બનીને અધ્યાત્મયજ્ઞનો આરંભ કરતા તેનું સ્મરણ કરીએ. (૩) પશ્ચાત્ અધ્યાત્મયજ્ઞનો પ્રારંભ કરતા કદાચ સંગ્રામ થાય તો પરમાત્માનું સ્મરણ કરીએ. (૪) અધ્યાત્મ આનંદ ભોગ ધનની પ્રાપ્તિને માટે પરમાત્માનું સ્મરણ કરીએ. આ રીતે જીવનના ઉત્કર્ષ માટે એ ચાર અવસર પર પરમાત્માનું સ્મરણ અમારા માટે ખૂબ જ સહાયક બને છે. (૭)*

### ૨૫૦. इमा उ त्वा पुरूवसो गिरो वर्धन्तु या मम ।
### पावकवर्णाः शुचयो विपश्चितोऽभि स्तोमैरनूषत ॥८॥

પદાર્થ : पुरूवसो-હે અનેક ગુણ રૂપથી અમારી અંદર વસનાર અને પોતાની અંદર વસાવનાર પરમાત્મન્ ! याः-इमाः-उ गिरः-જે આ પ્રસ્તુત સ્તુતિઓ त्वा-તારા પ્રત્યે સમર્પિત છે તે मम वर्धन्तु-અમારી વૃદ્ધિ કરે તેથી મારા સહયોગી पावकवर्णाः-અગ્નિવર્ણવાળા તેજસ્વી शुचयः-પવિત્ર विपश्चितः-મેધાવી ઉપાસકો ! स्तोमैः-સ્તુતિ સમૂહોથી अभ्यनूषत-પુનઃ પુનઃ સ્તુતિ કરો-પરમાત્માની સ્તુતિ કરો. (૮)

*ભાવાર્થ : પરમાત્મન્ ! આ સ્તુતિઓ તારા પ્રત્યે સમર્પિત કરવામાં આવી રહી છે, અમારી વૃદ્ધિ કરે, શ્રેષ્ઠ સ્તર પર લઈ જાય-લઈ જાય છે, તેથી મારા સાથી, તેજસ્વી, પવિત્ર, મેધાવી ઉપાસકો ! તમે તેની સ્તુતિ કરો. (૮)*

### ૨૫૧. उदु त्ये मधुमत्तमा गिर स्तोमास ईरते ।
### सत्राजितो धनसा अक्षितोतयो वाजयन्तो रथाइव ॥९॥

પદાર્થ : त्ये उ-તે ફરી मधुमत्तमाः-અધિક મધુર गिरः-સ્તુતિઓ स्तोमासः-પ્રશંસા વચન उदीरते-ઉચ્ચારિત થઈ રહી છે सत्राजितः-સમસ્ત સંઘર્ષોને જીતનારા धनसाः-અમૃત ધનવાળા अक्षितोतयः-અક્ષીણ રક્ષાવાળા પરમાત્માના वाजयन्तः-અમૃતભોગને ચાહતા रथाः-इव-રથોની નિરંતર ગતિની સમાન ગતિ કરે છે-આગળ વધ્યા કરે છે. (૯)

*ભાવાર્થ : પરમાત્મન્ ! અમારી સ્તુતિઓ અને પ્રશંસા વચન બહુ જ મધુર નિરંતર ઉચ્ચારિત થઈ રહ્યાં છે. એ સંઘર્ષોને જીતનારી, અમૃતભોગોવાળી, ક્ષીણ ન થનારી, રક્ષાવાળી છે. પોતાના અમૃતભોગને ચાહતા રથોની સમાન તેજ ગતિ કરે છે. (૯)*

### ૨૫૨. यथा गौरो अपा कृतं तृष्यन्नेत्यवेरिणम् ।
### आपित्वे नः प्रपित्वे तूयमा गहि कण्वेषु सु सचा पिब॥१०॥

પદાર્થ : यथा-જેમ गौरः-મૃગ-હરણ तृष्यन्-તરસથી પીડિત થઈને इरिणम्-ઘાસ આદિ ઔષધિઓથી

ન ઢંકાયેલ નિર્મળ દેખાતા अपाकृतम्-જલાશયમાં अव-एति-અવતરિત થતાં દોડીને પ્રાપ્ત થાય છે, તેમ आपित्वे प्रपित्वे-બંધુત્વ પ્રાપ્ત થતાં नः-અમને तूयम्-आगहि-હે પરમાત્મન્ ! તું શીઘ્ર પ્રાપ્ત થા. कण्वेषु सचा सुपिब-અમારી-મેધાવી ઉપાસકોની અંદર સાક્ષાત્ થઈને અમારી સાથે સંબંધ બાંધીને, સુંદર ઉપાસનારસનું પાન કર-સ્વીકાર કર. (૧૦)

*ભાવાર્થ : હે પરમાત્મન્ ! જેમ તૃષાતુર હરણ ઘાસ વગેરેથી ન ઢંકાયેલ જલાશયને શીઘ્ર પ્રાપ્ત થાય છે, તેમ જ તું અમારા બંધુત્વને પ્રાપ્ત કરીને, અમે મેધાવી ઉપાસકોમાં પ્રાપ્ત—સાક્ષાત થઈને, અમારી સાથે બંધુત્વનો સંબંધ કર, અમારા સુંદર ઉપાસનારસનું પાન કર્યા કર-સ્વીકાર કર્યા કર. (૧૦)*

## ખંડ-૩

**૨૫૩. शग्ध्यू३षु शचीपत इन्द्र विश्वाभिरूतिभिः ।**
**भगं न हि त्वा यशसं वसुविदमनु शूर चरामसि ॥ १ ॥**

પદાર્થ : शचीपते शूर इन्द्र-હે પ્રજ્ઞાનો-પ્રજ્ઞાવાળા ચેતનોના તથા કર્મી-કર્મવાળા-ક્રિયાવાળા જડ પદાર્થોના સ્વામી પરાક્રમી પરમાત્મન્ ! તું विश्वाभिः-ऊतिभिः-સમસ્ત રક્ષા વિધિઓથી પ્રજ્ઞાન રક્ષાઓ ક્રિયા રક્ષાઓથી उ-નિશ્ચય सुशग्धि-રક્ષા કરવામાં શક્તિશાળી છો પૂર્ણ સમર્થ છો यशसं त्वा हि भगं न-યશવાળા જેથી અમારો યશ થાય એવો તું ઐશ્વર્ય સ્વરૂપની સમાન वसुविदम्-અધ્યાત્મધન-મોક્ષ ઐશ્વર્યને પ્રાપ્ત કરાવનારના પ્રત્યે अनुचरामसि-પોતાને સમર્પિત કરીએ છીએ. (૧)

*ભાવાર્થ : હે પ્રજ્ઞાનો પ્રજ્ઞાવાળા ચેતનો તથા કર્મ કલાપો ક્રિયાવાળા જડ પદાર્થોના સ્વામી, પરમવીર પરાક્રમી પરમાત્મન્ ! તું તારી સમસ્ત રક્ષાઓ, પ્રજ્ઞાન રક્ષાઓ અથવા ક્રિયા રક્ષાઓ દ્વારા અમારી રક્ષા કરવામાં પૂર્ણ સમર્થ છો, ઐશ્વર્યવાનની સમાન યશોરૂપ યશના નિમિત્ત રૂપ મોક્ષ ઐશ્વર્ય પ્રાપ્ત કરાવનારના પ્રત્યે અમે પોતાને સમર્પણ કરીએ છીએ. (૧)*

**૨૫૪. या इन्द्र भुज आभरः स्ववाँ असुरेभ्यः ।**
**स्तोतारमिन्मघवन्नस्य वर्धय ये च त्वे वृक्तबर्हिषः ॥ २ ॥**

પદાર્થ : इन्द्र-હે પરમાત્મન્ ! તું स्ववान्-અમારા માટે વિશેષ સુખવાળા-સુખદાતા બનીને असुरेभ्यः-માનવતાથી અસ્ત-વ્યસ્ત બનેલા જનોને અતિરિક્ત કર-છોડીને વંચિત કર याः-भुजः-आभरः-જે ભોગનારી સામગ્રી સમગ્રરૂપથી તું ધારણ કરી રહ્યો છે. अस्य-એ ભોગ સામગ્રીઓથી मघवन्-ધનવાન પરમાત્મન્ ! स्तोतारम् इत्-સ્તોતાઓની અવશ્ય वर्धय-વૃદ્ધિ કર च-અને ये-જે त्वे-કોઈ वृक्तबर्हिषः-પ્રવૃક્ત-પ્રકટ કરેલ જ્ઞાન અગ્નિ જેણે એવા અસુર વિરોધી દેવવૃત્તિવાળા છે.

*ભાવાર્થ : હે પરમાત્મન્ ! તું અસુરોને વંચિત કરી લે, જે પ્રશસ્ત ભોગ સામગ્રી ધારણ કરે છે, તેથી વિપરીત જ્ઞાનાગ્નિ પ્રદીપ્ત કરનારા સ્તોતાજન છે, તેને તે-સામગ્રીથી પ્રવૃદ્ધ કરે છે. (૨)*

**२५५. प्र मित्राय प्रार्यम्णे सचथ्यमृतावसो ।**
**वरूथ्ये३ वरुणे छन्द्यं वचः स्तोत्रं राजसु गायत ॥ ३ ॥**

પદાર્થ : ऋतावसो-હે સત્ય ધનવાળા ઉપાસક ! मित्राय-મિત્રરૂપ સ્નેહી સાથી ઈન્દ્ર પરમાત્માને માટે सचथ्यं-छन्द्यं वचः स्तोत्रम्-સેવનીય-ઉપાસનીય સ્વાભિપ્રાય અનુરૂપ વચન સ્તુતિ સમૂહને प्र-गायत-પ્રકૃષ્ટ રૂપ ગા-બોલ वरुथ्ये वरुणे प्र-ઘરમાં રહેનાર-હૃદયમાં વસનાર વરુણરૂપ-વરણ કરવા યોગ્ય ઈન્દ્ર પરમાત્માના નિમિત્તે પણ તું પ્રકૃષ્ટ ગાન કર राजसु-એ રાજરૂપોને માટે પ્રકૃષ્ટ ગાન કર. (૩)

*ભાવાર્થ : હે ઉપાસક ! તું મિત્રરૂપ સ્નેહી, સંસારવ્યાપી, વરુણરૂપ વરણીય હૃદયવાસી પરમાત્મા, અર્યમારૂપ આશ્રયદાતા મોક્ષવાસી પરમાત્માને માટે ઉપાસનીય, સ્વાભિપ્રાયાનુરૂપ સ્તુતિ વચનનું ઉત્તમ ગાન કર. (૩)*

**२५६. अभि त्वा पूर्वपीतय इन्द्र स्तोमेभिरायवः ।**
**समीचीनास ऋभवः समस्वरन् रुद्रा गृणन्त पूर्व्यम् ॥ ४ ॥**

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! त्वा पूर्व्यम्-अभि-તને પૂર્વતઃ સૃષ્ટિથી પૂર્વે પણ વર્તમાન અથવા શ્રેષ્ઠોમાં શ્રેષ્ઠને લક્ષ્ય કરીને पूर्वपीतये-તારા ઉપાસકો પોત-પોતાના ઉપાસનારસોનું પૃથક્ પાન કરાવવા-સ્વીકાર કરાવવા માટે અથવા તારા દર્શનામૃતનું પ્રથમ પાન કરવા માટે स्तोमेभिः-વિવિધ સ્તુતિ વચનોથી आयवः- જન-પ્રાર્થીજન समीचीनास-ऋभवः-સમ્યક્ ગતિવાળા મેધાવી લોકો समस्वरन्-સંશબ્દ-સંસ્તવન નિરંતર સ્તુતિ કરે છે रुद्राः-गुणन्त-સ્તોતા-ઉપાસક જન ગુણગણ વર્ણન કરે છે. (૪)

*ભાવાર્થ : પરમાત્મન્ ! તને પોત-પોતાના ઉપાસનારસનું પૃથક્ પાન કરાવવા-સ્વીકારવા માટે અથવા તારા દર્શનામૃતનું પ્રથમ પાન કરવા માટે તારા ત્રણ પ્રકાર માનનારા પ્રાર્થીજન સમ્યક્ ગતિવાળા સ્તુતિ કરનારા, મેધાવી મહાનુભાવ તથા ઉપાસના કરનારા જીવનમુક્ત તારી અર્ચના-ગુણગાન કરે છે, અમે પણ એ ત્રણેયમાં તારી ઉપાસના કરીને અમૃતનું સેવન કરીએ. (૪)*

**२५७. प्र व इन्द्राय बृहते मरुतो ब्रह्मार्चत ।**
**वृत्रं हनति वृत्रहा शतक्रतुर्वज्रेण शतपर्वणा ॥ ५ ॥**

પદાર્થ : मरुतः-હે અધ્યાત્મયજ્ઞના યાજક ઉપાસનાજનો ! वः-તમે बृहते-इन्द्राय-મહાન પરમાત્માને માટે ब्रह्म प्र-अर्चत-તમારી પાસે તમારી મહાન વસ્તુ તમારું મન છે. તે મનને અર્પિત કરો शतक्रतुः-

અનેક પ્રજ્ઞાન અને કર્મોવાળો वृत्रहा-પાપનાશક शतपर्वणा वज्रेण બહુજ શક્તિ સંધાનવાળા શાસનથી वृत्रं हनति-પાપનો નાશ કરે છે. (૫)

*ભાવાર્થ : અધ્યાત્મયજ્ઞના યાજક ઉપાસકો ! મહાન પરમાત્માને માટે પોતાના મનને અર્પણ કરો. તે અનેક પ્રજ્ઞાન અને કર્મવાળો, પાપ સંકલ્પનો નાશક, બહુજ શક્તિ સંધાનવાળા શાસન દ્વારા તમારા મનના પાપોનો નાશ કરે છે. (૫)*

३ १ २र ३ १२ ३ १ २
**२५८. बृहदिन्द्राय गायत मरुतो वृत्रहन्तमम् ।**
२ ३ २ ३१ २ ३ १ २ ३२ ३ २ ३ १ २
**येन ज्योतिरजनयन्नृतावृधो देवं देवाय जागृवि ॥६॥**

પદાર્થ : मरुतः-અધ્યાત્મયજ્ઞના યાજક ઉપાસક જનો ! वृत्रहन्तमं देवाय-इन्द्राय-વૃન્તહન્તા - પાપજ્ઞાનનાશક પરમાત્મ દેવને માટે बृहत्-गायत-ખૂબજ ગુણગાન કરો येन-જે ગુણગાન કર્મથી ऋन्नावृधः-પરમાત્મજ્ઞાનની વૃદ્ધિ કરનારા देवं जागृवि ज्योतिः-अजनयन् દિવ્ય-અલૌકિક જાગરણશીલ જ્યોતિને પોતાની અંદર પ્રાદુર્ભૂત કરે છે. (૬)

*ભાવાર્થ : હે અધ્યાત્મયજ્ઞના યાજક ઉપાસકો ! પાપ જ્ઞાનનાશક પરમાત્મ દેવને માટે ખૂબજ ગુણગાન કરો, જેથી પરમાત્મ જ્ઞાનની વૃદ્ધિ કરનારા દિવ્ય જાગૃત-નિરંતર ચેતનાવાળી જ્યોતિને પોતાની અંદર પ્રકટ કર્યા કરે છે. (૬)*

२ ३ १ २ ३ १ २ ३ २ ३२ ३ १ २
**२५९. इन्द्र क्रतुं न आ भर पिता पुत्रेभ्यो यथा ।**
१ २ ३ १ २ ३ १ २ ३ १ २र
**शिक्षा णो अस्मिन्पुरुहूत यामनि जीवा ज्योतिरशीमहि॥७॥**

પદાર્થ : पुरुहूत-અનેક પ્રકારથી આમંત્રિત કરવા યોગ્ય इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! पुत्रेभ्यः-यथा पिता-પુત્રોને માટે પિતાની સમાન नः क्रतुम् आभर-અમારા માટે પ્રજ્ઞાન-શ્રેષ્ઠ જ્ઞાન સોંપી દે नः-शिक्ष-અમને સર્વસ્વ ગુણ સંપત્તિ પ્રદાન કર अस्मिन्-यामनि-આ સંસાર યાત્રામાં जीवाः-ज्योतिः-अशीमहि-અમે જીવતાં-જીવનમાં જ તારી જ્યોતિ પ્રાપ્ત કરી શકીએ. (૭)

*ભાવાર્થ : પરમાત્મન્ ! તું અમારો પિતા છે, અમે તારા પુત્રો છીએ, પુત્રોની અંદર જેમ પિતા પોતાનાં પ્રજ્ઞાને ભરે છે અને સર્વસ્વ પ્રદાન કરે છે, તેમ તું પણ પ્રદાન કર; તથા ગુણ સંપત્તિનું પણ પ્રદાન કરી દે, તેથી આ સંસાર યાત્રામાં માર્ગ નિર્દેશ કર કે, અમે સંસારના ભિન્ન-ભિન્ન માર્ગોમાં કેવી રીતે ચાલીએ, અહીં જીવનની સફળતા પ્રાપ્ત કરીએ, પુનઃ જીવતાં-જીવનમાં જ તારી અનુપમ જ્યોતિને પ્રાપ્ત કરી શકીએ. (૭)*

१ २ ३ १ २ ३ १ २ ३ १ २
**२६०. मा न इन्द्र परा वृणग्भवा नः सधमाद्ये ।**
१ २ ३ २उ ३ २ ३ १ २ ३ १ २
**त्वं न ऊती त्वमिन्न आप्यं मा न इन्द्र परावृणक् ॥८॥**

પદાર્થ : इन्द्र-હે પરમાત્મન્ ! नः-मा परावृणक्-અમારો ત્યાગ ન કર-અમને દૂર ન કર. नः-

सधमाद्ये भव-અમારી સાથે આનંદગૃહ-હૃદયમાં વિરાજમાન થા. त्वं नः-ऊती-તું અમારું રક્ષા શરણ છે त्वं इत्-તું જ नः आप्यम्-અમને પ્રાપ્ત થવા યોગ્ય મિત્ર છે इन्द्र-પરમાત્મન્ ! नः मा परावृणक्-હાં, અમારો ત્યાગ કરીશ નહિ. (૮)

*ભાવાર્થ : પરમાત્મન્ ! તું અમારો ત્યાગ અર્થાત્ દૂર ન કર, પરન્તુ અમારી સાથે હર્ષ-આનંદગૃહ-હૃદયગૃહમાં વિરાજમાન થા, કારણકે તું અમારું રક્ષા શરણ છે અને તું જ પ્રાપ્તવ્ય સહજ મિત્ર છે, તેથી આશા છે કે અમારો ત્યાગ કરીશ નહિ. (૮)*

**२६१. वयं घ त्वा सुतावन्त आपो न वृक्तबर्हिषः ।**
**पवित्रस्य प्रस्त्रवणेषु वृत्रहन् परि स्तोतार आसते ॥ ९ ॥**

પદાર્થ : वृत्रहन्-હે પાપનાશક પરમાત્મન્ ! पवित्रस्य-તારા પવિત્રના वयं घ सुतावन्तः-અમે તો નિષ્પન્ન ઉપાસનારસવાળા वृक्तबर्हिषः-પ્રકટેલ જ્ઞાનાગ્નિવાળા स्तोतारः-ઉપાસકો त्वा परि-आसते 'आस्महे'-તારા આશ્રયે બેસે છે आपः-न प्रस्त्रवणेषु-જેમ પ્રસ્રવણ સ્થાનો-જળાશયો-તળાવ, સરોવર-સાગરમાં પરિનિષ્ઠિત થઈ જાય છે-આશ્રિત થાય છે. (૯)

*ભાવાર્થ : પાપનાશક પરમાત્મન્ ! તારી પવિત્રકારકની અમે સ્તુતિકર્તા ઉપાસનારસ નિષ્પાદક પ્રકટેલ જ્ઞાનાગ્નિવાળા તારા આશ્રયમાં પરિનિષ્ઠિત છીએ, જેમ વિવિધ જળ પોતાનામાં જનાર તળાવ, સરોવર, સમુદ્ર આદિ જળાશયોમાં પરિનિષ્ઠિત થાય છે. (૯)*

**२६२. यदिन्द्र नाहुषीष्वा ओजो नृम्णं च कृष्टिषु ।**
**यद्वा पञ्च क्षितीनां द्युम्नमा भर सत्रा विश्वानि पौंस्या ॥ १० ॥**

પદાર્થ : इन्द्र-પરમાત્મન્ ! नाहुषीषु कृष्टिषु-રાગ બંધનને સળગાવી દેનારા કૃષ્ટિ-વિશિષ્ટ દેહ પ્રશસ્ત શરીરો-જીવન મુક્તોમાં यत्-ओजः-नृम्णं च-आ-आभर-જે તેજ-આત્મિક પ્રતાપ અને બળ-પરમાત્મતેજ હોય છે તેને ભરી દે यत्-वा અને જે क्षितीनाम्-અજ્ઞાનનો ક્ષય કરનારા જ્ઞાનીઓ-મુમુક્ષુઓના पञ्च-જ્ઞાન પંચક-જ્ઞાનેન્દ્રિય વિષયક ભોગ પ્રવૃત્તિથી રહિત સંયમ શુભ જ્ઞાન વૈરાગ્ય પરમાત્મ દર્શન છે તથા द्युम्नम्-યશ છે सत्रा-સત્ય-સદાચાર છે विश्वानि पौंस्या-સમસ્ત પૌરુષ-સાહસ-કર્મેન્દ્રિયો અને શરીર પર પૂર્ણ અધિકાર રહે છે તેને आभर-અમારી અંદર આભરિત કર-ભરી દે. (૧૦)

*ભાવાર્થ : પરમાત્મન્ ! રાગનામક બંધનને બાળનારા-આકૃષ્ટ અથવા પ્રશસ્ત દેહવાળા આત્માઓમાં જે આત્મબળ અને પરમાત્મતેજ છે તથા જે અજ્ઞાનનો ક્ષય કરનારા જ્ઞાની મુમુક્ષુઓમાં જ્ઞાનપંચક-પાંચેય જ્ઞાનેન્દ્રિયોનું શુભ જ્ઞાન, યશ, સંયમ, સદાચાર અને સમસ્ત સાહસ છે, તેને અમારી-ઉપાસકોની અંદર ભર - ભરે છે; તે તારી મહાન કૃપા છે.*

## ખંડ-૪

**२६३. सत्यमित्था वृषेदसि वृषजूतिर्नोऽविता ।**
**वृषा ह्युग्र शृण्विषे परावति वृषो अर्वावति श्रुतः ॥ १ ॥**

પદાર્થ : उग्र-હે તેજસ્વીન્ પરમાત્મન્ ! वृषाजूतिः-સમસ્ત સુખવર્ષકોની ગતિ-આશ્રય થયેલ नः अविता-તું અમારો રક્ષક છે. वृषा हि परावति श्रृण्विषे-સુખવર્ષક જ ભવિષ્યમાં સાંભળવામાં આવશે वृषा उ अर्वावति श्रुतः-સુખવર્ષક જ નજીકના ભૂતમાં સાંભળ્યા હતા. इत्था सत्यं वृषा-इत्-असि-એ કારણે તું જ સાચો સુખવર્ષક છે. (૧)

*ભાવાર્થ : હે તેજસ્વી પરમાત્મન્ ! તું સુખવર્ષકોની ગતિ આશ્રયભૂમિ છે કોઈપણ સુખ તારા વિના સ્વતંત્ર સુખવર્ષક નથી, તું અમારો રક્ષક છે, તું સુખવર્ષક અત્યારે પણ સાંભળવામાં આવે છે અને આગળ પણ સુખવર્ષક સંભળાશે, તેથી તું જ સાચો સુખવર્ષક છે, તને છોડીને ક્યાં જઈએ ? (૧)*

**२६४. यच्छक्रासि परावति यदर्वावति वृत्रहन् ।**
**अतस्त्वा गीर्भिर्द्युमेदिन्द्र केशिभिः सुतावाँ आ विवासति ॥ २ ॥**

પદાર્થ : वृत्रहन-शक्र द्युमत्-इन्द्र-હે પાપનાશક, સર્વ શક્તિ સંપન્ન, સ્વપ્રકાશસ્વરૂપને પ્રાપ્ત પરમાત્મન્ ! તું केशिभिः-જ્ઞાન રશ્મિયુક્ત બળોથી यद-જ્યારે परावति-દૂર સ્થાનમાં यद्-જ્યારે अर्वावति-સમીપ સ્થાનમાં પણ असि-છે अतः-તેથી त्वा-તને सुतावान्-ઉપાસનારસવાળો ઉપાસક गीर्भिः-સ્તુતિઓથી आविवासति-સમગ્ર રૂપથી ઉપાસિત કરે છે. (૨)

*ભાવાર્થ : હે પાપનાશક, સર્વશક્તિમાન, સ્વપ્રકાશસ્વરૂપમાં વિરાજમાન પરમાત્મન્ ! તું તારી જ્ઞાનરશ્મિ યુક્ત બળોથી દૂર દેશમાં અતિ દૂર દેશમાં અને નજીક દેશમાં—અતિ નજીક દેશમાં પણ રહેલ છે. એ કારણે ઉપાસનારસવાળો ઉપાસક પોતાની સ્તુતિઓ દ્વારા સરળતાથી તારી ઉપાસના કરે છે. (૨)*

**२६५. अभि वो वीरमन्धसो मदेषु गाय गिरा महा विचेतसम् ।**
**इन्द्रं नाम श्रुत्यं शाकिनं वचो यथा ॥ ३ ॥**

પદાર્થ : वः-હે ઉપાસકો ! તમે अन्धसः-मदेषु-આધ્યાનીય - સમગ્ર રૂપથી ધ્યાન કરવા યોગ્ય પરમાત્માના અર્ચન સ્તવન-ઉપાસન પ્રસંગોમાં वीरे विचेतसम्-પરાક્રમી વિશેષ જ્ઞાની-સર્વત્ર, श्रुत्यं शाकिनम्-શ્રવણીય શક્તિમાન इन्द्रं नाम-પ્રસિદ્ધ પરમાત્માની महागिरा- મહત્ત્વવાળી સ્તુતિથી वचः-यथा-વાણીની શક્તિ અનુસાર अभिगाय-નિરંતર ગાન-ગુણગાન કરો. (૩)

*ભાવાર્થ : હે ઉપાસકો ! તમે સમગ્રરૂપથી ધ્યાન કરવા યોગ્ય પરમાત્માથી સ્તુતિ પ્રસંગોમાં પરાક્રમી,*

*સર્વજ્ઞ, શ્રોતવ્ય સર્વ શક્તિમાન-પ્રસિદ્ધ પરમાત્માના જ્યાં સુધી વાણીની શક્તિ ગાઈ શકે ત્યાં સુધી નિરંતર ગુણગાન કરો. (૩)*

**૨૬૬. इन्द्र त्रिधातु शरणं त्रिवरूथं स्वस्तये ।**
**छर्दिर्यच्छ मघवद्भ्यश्च मह्यं च यावया दिद्युमेभ्यः ॥ ४ ॥**

પદાર્થ : **इन्द्र**-ઐશ્વર્યવાન પરમાત્મન્ ! **स्वस्तये**-સુ-અસ્તિ-સુંદર અસ્તિત્વ, સ્વ આત્મ સ્વરૂપને માટે, પોતાના અવિનાશી-અમરત્વને માટે, **मह्यं च**-મારા-ઉપાસકને માટે તથા **एभ्यः-मघवम्दयः-च**-એ મારા જેવા અધ્યાત્મયજ્ઞવાળાને માટે પણ **त्रिधातु**-ત્રણ - સ્તુતિ, પ્રાર્થના, ઉપાસના રૂપ પરમાત્માને ધારણ કરવાના સાધનોથી સિદ્ધ થનાર **त्रिवरूथम्**-તૃતીય ધામ મોક્ષમાં ઈન્દ્રિય, મન, આત્મામાંથી આત્મા દ્વારા વરણયી મોક્ષધામમાં, અથવા ત્રણ સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ શરીરનું વારણ-નિવૃત્તિ જેમાં થઈ જાય એવા મોક્ષધામ **छर्दिः**-સંદીપ્ત પ્રકાશમય - જ્યોતિર્મય **शरणम्**-ઘરને **यच्छ**-પ્રદાન કર **दिद्युं यावय**-અમારા અધ્યાત્મયજ્ઞને ખંડિત કરનારા બાણ અથવા વજ્રની સમાન બાધક પાપ અથવા વાસના ભાવને પૃથક્-દૂર કરી દે. (૪)

*ભાવાર્થ : હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું સ્વસ્તિ-સુંદર અસ્તિત્વ - પોતાના સ્વરૂપ અમરત્વને માટે મારા-ઉપાસકને માટે, મારા જેવા અધ્યાત્મયજ્ઞ-સેવન કરનારા ઉપાસકોને માટે પણ તને ધારણ કરાવનાર સ્તુતિ, પ્રાર્થના ઉપાસનાથી સિદ્ધ થનાર-પ્રાપ્ત થનાર તૃતીય ધામ કે, જેમાં સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ ત્રણેય શરીરોનું વારણ-નિવૃત્તિ થઈ જાય છે, એવા મોક્ષરૂપ જ્યોતિર્મય ઘરને આપની કૃપાથી પ્રદાન કર, જ્યાં અમે અમારા અમર સ્વરૂપને તારા પરમ અમૃત આનંદને પ્રાપ્ત કરી શકીએ. તેથી અધ્યાત્મયજ્ઞને ખંડિત કરનારા બાણ અથવા વજ્રની સમાન બાધક કોઈપણ બાધક પાપ અથવા વાસનામય ભાવને દૂર રાખ-દૂર કર. (૪)*

**૨૬૭. श्रायन्तइव सूर्यं विश्वेदिन्द्रस्य भक्षत ।**
**वसूनि जातो जनिमान्योजसा प्रति भागं न दीधिमः ॥ ५ ॥**

પદાર્થ : **सूर्यम् इव श्रायन्त**-જેમ કિરણો સૂર્યને આશ્રિત રહે છે, તેમ ઉપાસક ઈન્દ્ર-પરમાત્માને આશ્રિત રહે છે. **इन्द्रस्य**-પરમાત્માના **विश्वा जाता जनिमानि-इत-उ**-સર્વ પ્રસિદ્ધ થયેલ-સાક્ષાત્ થયેલ, પ્રસિદ્ધ થનાર-સાક્ષાત્ થનાર અમૃતભોગ ધનોને પણ અવશ્ય **भक्षत**-સેવન કરવા ઈચ્છુક થયેલ-પ્રાપ્ત કરવા ઈચ્છુક થયેલ **ओजसा भागं न प्रति दीधिमः**-પોતાના આત્મિક બળ તેજ સ્વરૂપથી તે ભજનીય ઈન્દ્ર-ઐશ્વર્યવાન પરમાત્માનો અમે સાક્ષાત્ અનુભવ કરીએ. (૫)

*ભાવાર્થ : જેમ કિરણો સૂર્યને આશ્રિત બનીને રહે છે, તેમ ઉપાસક મોક્ષમાં પરમાત્માને આશ્રિત થઈને રહે છે. પરમાત્માના સમસ્ત સાક્ષાત્ થયેલા અને થનારા અમૃત ભોગ ધનોને પણ અવશ્ય સેવન કરવાને ઈચ્છુક થયેલ-પ્રાપ્ત કરવાને ઈચ્છુક થયેલ પોતાના આત્મિક બળ, તેજ સ્વરૂપથી તે ભજનીય*

*પરમાત્માનો અમે - ઉપાસકો સાક્ષાત્ અનુભવ કરીએ-કરી શકીએ. (૫)*

**૨૬૮. न सीमदेव आप तदिषं दीर्घायो मर्त्यः ।**
**एतग्वा चिद्य एतशो युयोजत इन्द्रो हरी युयोजते ॥ ६ ॥**

પદાર્થ : दीर्घायः-આયુની આવક જેની છે એવું આયુધન-જીવનધન માત્ર જીવવું જ અભીષ્ટ માનનાર मर्त्यः-મનુષ્ય अदेवः-જેનો પરમાત્મ દેવ ઈષ્ટ નથી તે નાસ્તિક तत् इषम्-તે એષણીય અમૃત સુખભોગને सींन न-आप-સર્વ ભાવથી-સર્વથા પ્રાપ્ત કરતો નથી તેથી નિતાંત વંચિત રહે છે, પરન્તુ यः-एतग्वा एतशः-चित्-युजोजते-જે એ પરમાત્માની તરફ ગતિ કરનાર તથા તે પરમાત્મામાં શયન-પ્રવેશ કરનાર બનીને પૂર્ણ રૂપથી પરમાત્માથી યુક્ત બને છે,પુનઃ इन्द्रः-हरी-युयोजते-પરમાત્મા દુઃખ અપહરણકર્તા અને સુખ આહરણકર્તા પોતાની જ્યોતિ અને સ્નેહને અથવા ઋક્ અને સામ, સ્તવન અને સાંત્વન ધર્મોને અથવા અમૃતરસ અને દેવાન્ન દિવ્ય ભોગોને ઉપાસકમાં યુક્ત કરી દે છે.

*ભાવાર્થ : કેવલ જીવવું એ જ ધન માનનાર-પરમાત્માને ન માનનાર નાસ્તિક સદા મરણધર્મી જન પરમાત્માનાં એષણીય-કમનીય સુખભોગને કદીપણ પ્રાપ્ત કરી શકતો નથી, પરન્તુ જે એ પરમાત્માની તરફ ગતિ-પ્રવૃત્તિ કરનાર તથા પરમાત્મામાં શયન-પ્રવેશ કરનાર પરમાત્માથી યુક્ત બને છે, ત્યારે પરમાત્મા તે ઉપાસકના પ્રત્યે દુઃખનું અપહરણ અને સુખનું આહરણ-ભરનાર જ્યોતિ અને સ્નેહને અથવા પ્રશંસન અને સાંત્વન ધર્મોને અથવા અમૃત રસ મુક્તોને રસ અને દેવાન્ન-દિવ્યભોગ મુક્તોના અન્નને તે ઉપાસકમાં યુક્ત કરી દે છે. (૬)*

**૨૬૯. आ नो विश्वासु हव्यमिन्द्रं समत्सु भूषत ।**
**उप ब्रह्माणि सवनानि वृत्रहन् परमज्या ऋचीषम ॥ ७ ॥**

પદાર્થ : विश्वासु समत्सु-સમસ્ત પ્રતિદ્વંદ્વી પ્રવૃત્તિઓમાં દૈવ વૃત્તિઓ અને આસુરી વૃત્તિઓના સંઘર્ષોમાં हव्यम् इन्द्रम्-આમંત્રણીય પરમાત્માને आः-भूषत-આભૂષિત કરો, પૂજિત કરો. યતઃ ऋचीषम-સ્તુતિને અનુરૂપ ફળપ્રદ परमज्याः-વિરોધીઓ પર અલૌકિક જય સાધનવાળા वृत्रहन्-સર્વત્ર પાપનાશક नः-અમારા ब्रह्माणि सवनानि-મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર ઉપાસનારસ ઉત્પાદન સ્થાનોને उप-उपभूषत-ઉપભૂષિત કર પોતાના આનંદ સ્વરૂપથી વાસિત કર. (૭)

*ભાવાર્થ : ઉપાસકો ! સંપૂર્ણ વિરોધી પ્રવૃત્તિઓના પ્રસંગોમાં આમંત્રણીય પરમાત્માને આહૂત કરો, સ્મરણ કરો, જેથી તે તેના પર પરમ જય સાધનવાળો, પાપનાશક, સ્તુતિને અનુરૂપ ફળપ્રદ પરમાત્મા. અમારા મનો-મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર એ ઉપાસનારસના ઉત્પન્ન સ્થાનોને ઉપભૂષિત - અલંકૃત કરે, પોતાના આનંદ સ્વરૂપથી વાસિત કરી દે. (૭)*

**૨૭૦. तवेदिन्द्रावमं वसु त्वं पुष्यसि मध्यमम् ।**

सत्रा विश्वस्य परमस्य राजसि न किष्ट्वा गोषु वृण्वते॥ ८॥

પદાર્થ : इन्द्र-ઐશ્વર્યવાન્ પરમાત્મન્ ! अवमं वसु-જેને અમે ઇન્દ્રિયો દ્વારા ભોગવીએ છીએ તે સેવનીય યોગ્ય ધન तवः-इत्-તારું જ છે मध्यमं त्वं पुष्यसि-તેનાથી ઉપર બીજું મનોગ્રાહ્ય-મન દ્વારા સેવનીય જ્ઞાન—ધન—વેદ જેનું મન દ્વારા સેવન કરીએ છીએ તેને તું પોષણ આપે છે-રક્ષિત કરે છે विश्वस्य परमस्य राजसि- સ્વાત્મામાં પ્રવેશ યોગ્ય અન્તિમ મોક્ષાનંદ અમૃતધનનું તું સ્વામિત્વ કરે છે જેને અમે સ્વ આત્માથી ભોગવીએ છીએ, તેથી गोषु-વાણીઓમાં-વાણીઓ દ્વારા सत्रा-યથાવત્ પૂર્ણ રૂપથી त्वा-તારું न किः-वृण्वते-કોઈપણ જન વિવરણ કરી શકતા નથી. (૮)

*ભાવાર્થ : પરમાત્મન્ ! તું અદ્‌ભુત સ્વામી છે, તું ઈન્દ્રિયોથી ભોગવા યોગ્ય ધન-ભોગધનનો સ્વામી છે, મનથી સેવન કરવા યોગ્ય જ્ઞાન-વેદરૂપ ધનનો સ્વામી છે અને આત્મા જેમાં પ્રવિષ્ટ થાય તેવા આત્માના દ્વારા મોક્ષાનંદ અમૃત ધનનો પણ સ્વામી છે; તેથી તારું-સ્વામીનું વાણીઓ દ્વારા યથાર્થ વિવરણથી પ્રકટ કથન કરનાર જન કોઈ નથી. તારું જેટલું સ્તવન કરવામાં આવે છે, તે મનુષ્ય વાણીથી અત્યલ્પ જ કરી શકાય છે. (૮)*

૨૭૧. क्वेयथ क्वेदसि पुरुत्रा चिद्धि ते मनः ।
अलर्षि युध्म खजकृत् पुरन्दर प्र गायत्रा अगासिषुः॥ ९॥

પદાર્થ : युध्मखजकृत्-पुरन्दर-હે પાપોથી સંગ્રામ કરનાર યોદ્ધા પાપ શરીરોને વિદીર્ણ કરનાર પરમાત્મન્ ! તું पुरुत्रा-અનેક ઉપાસક જનોમાં ते चित् हि-मनः-તારા માટે જ નિરંતર મન છે क्व-इयथ क्व-इत्-असि-કે તું ક્યાં ગયો હતો, ક્યાં છો ? अलर्षि-તું આવ गायत्रा प्र-अगासिषुः-ઉપાસક લોકો પ્રકૃષ્ટ સ્તુતિ ગાન ગાય છે. (૯)

*ભાવાર્થ : હે પાપોથી સંગ્રામ કરનાર યોદ્ધા ! પાપાત્માઓ-પાપ શરીરોને વિદીર્ણ કરનાર પરમાત્મન્ ! અનેક ઉપાસકોમાં તારા દર્શન માટે મન લાગેલું હોય છે કે, તું ક્યાં ગયો ? તું ક્યાં છે ? તું આવ-આવી જા. તેઓ એવા ગુણગાનોનું પ્રકૃષ્ટ રૂપથી ગાન કરે છે. (૯)*

૨૭૨. वयमेनमिदा ह्योऽपीपेमेह वज्रिणम् ।
तस्मा उ अद्य सवने सुतं भरा नूनं भूषत श्रुते॥ १०॥

પદાર્થ : वयम्-અમે एनं वज्रिणम्-એ ઓજસ્વી પરમાત્માને इह-આ જીવનમાં ह्यः-इदा-કાલ અને આજ अपीपेम-સ્તુતિઓથી પ્રવૃદ્ધ કરીએ અને કરીએ છીએ तस्मै-उ-તેને માટે જ अद्य सवने-આરંભ થનાર સ્તુતિ પ્રસંગોમાં सुतंभर' भरामः'-ઉત્પન્ન ઉપાસનારસને સમર્પિત કરીએ છીએ नूनम्-નિશ્ચિત श्रुते-શ્રવણ ચતુષ્ટય = શ્રવણ, મનન, નિદિધ્યાસન, સાક્ષાત્કારથી आभूषत-પૂજિત કરીએ, ધ્યાન કરીએ. (૧૦)

*ભાવાર્થ : અમોએ એ ઓજસ્વી પરમાત્માની ગઈકાલે સ્તુતિઓથી પ્રવૃદ્ધ કરેલ અને આજે પણ*

*કરીએ છીએ. તેના માટે જ આરંભ થનાર ભાવિ સ્તુતિ પ્રસંગમાં ઉત્પન્ન ઉપાસનારસને સમર્પિત કરીએ છીએ. નિશ્ચિત શ્રવણ, મનન, નિદિધ્યાસન અને સાક્ષાત્કાર ચતુષ્ટય દ્વારા તેને પૂજિત કરીએ, ધ્યાવે, ધ્યાન કરીએ છીએ. (૧૦)*

## ખંડ-૫

**૨૭૩. यो राजा चर्षणीनां याता रथेभिरध्रिगुः।**
**विश्वासां तरुता पृतनानां ज्येष्ठं यो वृत्रहा गृणे॥ १॥**

પદાર્થ : यः-चर्षणीनां राजा-જે સૂર્યની સમાન જ્ઞાનથી પ્રકાશમાન જનોના રાજા-દીપયિતા-જ્ઞાનદાતા रथेभिः-अध्रिगुः-याता-રથો-વેગવાન વાહનો દ્વારા જનારના તેમાં પણ અધૃતગમન-અપ્રાપ્ત ગતિવાળા જનાર विश्वासां पृतनानां तरुता-સમસ્ત યુક્ત કરનારી શક્તિઓના તારક-તારનાર પ્રેરક यः-वृत्रहा ज्येष्ठः-જે પાપાજ્ઞાનનાશક મહાન છે गृणे-હું તેને સ્તુતિમાં લાવું-તેની સ્તુતિ કરું. (૧)

*ભાવાર્થ : જે સૂર્ય સમાન જ્ઞાનપ્રકાશથી પ્રકાશમાન જ્ઞાનીઓના-આદિ ઋષિઓના પ્રકાશક જ્ઞાનદાતા છે, જે તીવ્ર ગતિવાળા વાહનો જનારના પણ-તેમાં તેનાથી પણ અપ્રાપ્ત ગતિવાળો વિભુ-ગતિમાન જનાર છે અને સમસ્ત યુદ્ધ કરનારી શક્તિઓ-વિદ્યુત્ આદિનો પ્રેરક છે, જે પાપ અજ્ઞાનોનો નાશક અત્યંત મહાન છે, તેની હું સ્તુતિ કરું છું. અર્થાત્ (૧) જ્ઞાન, (૨) ગતિ, (૩) શક્તિ અને (૪) પાપ જ્ઞાન નિવૃત્તિ એ ચારેયના અધિષ્ઠાતા પરમાત્મા છે, તેની સ્તુતિ કરવી જોઈએ. (૧)*

**૨૭૪. यत इन्द्र भयामहे ततो नो अभयं कृधि।**
**मघवञ्छग्धि तव तन्न ऊतये वि द्विषो वि मृधो जहि॥ २॥**

પદાર્થ : मघवन-इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! यतः-भयामहे-જેનાથી અમે ભય પામીએ ततः-नः-अभयं कृधि-તેનાથી અમને અભય કર तव-અમે તારા છીએ  शग्धि-તું સમર્થ છે तत्-તેથી नः ऊतये-અમારી રક્ષા માટે द्विषः-विजहि-દ્વેષ વૃત્તિઓને નષ્ટ કર मृधः-वि-પાપ ભાવનાઓને વિનષ્ટ કર. (૨)

*ભાવાર્થ : હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! જે દુર્ભાવથી અમે ડરીએ છીએ. તેથી અમને અભય કર-તેનું કદીપણ સેવન ન કરીએ, તું એમ કરવામાં સમર્થ છે, તેથી અમે તારી શરણમાં છીએ, તેથી તું અમારી રક્ષાને માટે દ્વેષ ભાવનાઓ અને પાપવૃત્તિઓનો અમારામાંથી નાશ કર તેને દૂર રાખ. (૨)*

**૨૭૫. वास्तोष्पते ध्रुवा स्थूणꣳ सत्रं सोम्यानाम्।**
**द्रप्सः पुरां भेत्ता शश्वतीनामिन्द्रो मुनीनां सखा॥ ३॥**

પદાર્થ : सोम्यानाम्-અમે સોમ-ઉપાસનારસના સંપાદક ઉપાસકોના वास्तोः-पते-વાસ સ્થાન હૃદય ગૃહના સ્વામી પરમાત્મન્ ! ध्रुवा स्थूणा-ધ્રુવ, સ્થાપક જીવન સ્તંભ છે अंसत्रम्-પાપથી બચાવનાર છે इन्द्रः-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું शश्वतीनां पुराम्-આત્માની સાથે ચાલ્યા આવતા મન, બુદ્ધિ, ચિત્ત, અહંકારનાં સ્થાનોનું भेत्ता-ઉદ્‌ઘાટન કરનાર તથા द्रप्सः-હર્ષયિતા-વિકાસ કરનાર मुनीनां सखा-મનનશીલ-તારું મનન ચિંતન કરનારાઓનો તું મિત્ર છે. (૩)

*ભાવાર્થ : હે ઉપાસનારસ સંપાદક ઉપાસકોના હૃદય ગૃહના સ્વામી પરમાત્મન્ ! તું તેના જીવનનો સ્તંભ-સહારો-આધાર તથા તેને પાપોથી બચાવનાર છે. હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું શરીરમાં આત્માની સાથે પ્રથમ આવનાર મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર શક્તિઓને ઉદ્‌ઘાટિત કરનાર તથા વિકસિત કરનાર અને તારું મનનશીલ ચિંતન કરનારનો મિત્ર છે. (૩)*

**૨૭૬. बण्महाँ असि सूर्य बडादित्य महाँ असि।**
**महस्ते सतो महिमा पनिष्टम मह्ना देव महाँ असि॥४॥**

પદાર્થ : सूर्य-હે સરણશીલ સંસારમાં વિભુ-વ્યાપક ગતિથી ચરણશીલ ઈન્દ્ર પરમાત્મન્ ! તું बट्-સત્ય—ખરેખર महान्-असि-મહાન છે-સાંસારિક મહાનથી મહાન વસ્તુથી પણ મહાન છે. आदित्य-હે અદિતિ-અખંડ સુખ-સંપત્તિના સ્વામી ઈન્દ્ર પરમાત્મન્ ! તું बट्-ખરેખર महान् असि-મહાન છે महः-सतः-ते महिमा-મહાન હોવાથી તારું મહત્ત્વ अपनिष्टम-અમારા દ્વારા સ્તુત કરવામાં આવે છે. देव-હે દ્યોતન દાન વગેરે ગુણોથી યુક્ત ઈન્દ્ર પરમાત્મન્ ! તું मह्ना महान् असि-મહત્ત્વ-ગુણ મહત્ત્વ કે મહિમા દ્વારા મહાન છે. (૪)

*ભાવાર્થ : હે પરમાત્મન્ ! તું સંસારમાં વિભુગતિથી સર્વત્ર ચરણશીલ હોવાથી ખરેખર મહાન છે-સર્વથી મહાન છે, તું અખંડ સુખ-સંપત્તિ મુક્તિનો સ્વામી હોવાથી ખરેખર મહાન છે-નિતાન્ત મહાનથી મહાન છે, તું મહાન હોવાથી તારો મહિમા પ્રશંસિત કરવામાં આવે છે, હે દ્યોતનશીલ દાતા પરમાત્મન્ ! તું મહત્ત્વથી મહાન મહિમા દ્વારા મહાન છે-તારા જેવો સર્વગુણ સંપન્ન અન્ય કોઈપણ નથી. (૪)*

**૨૭૭. अश्वी रथी सुरूप इद्गोमाँ यदिन्द्र ते सखा।**
**श्वात्रभाजा वयसा सचते सदा चन्द्रैर्याति सभामुप॥५॥**

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! यत्-કારણ કે ते सखा-તારો મિત્ર જેને તારો સંગ કરી લીધો એવો સમાગમશીલ ઉપાસક अश्वी-પ્રશસ્ત ઈન્દ્રિયરૂપ ઘોડાવાળો સંયમી रथी-પ્રશસ્ત શરીરવાળો સ્વસ્થ सुरूपः-પ્રશસ્ત સ્વરૂપવાળો શાંત આત્મા गोमान्-પ્રશસ્ત વાણીવાળો યથાર્થ વક્તા इत्-અવશ્ય ઉક્ત ગુણવાન બની જાય છે श्वात्रभाजा वयसा सचते-શીઘ્રભાક્—શીઘ્ર પ્રાપ્ત કરનાર જીવનથી સમવેત બને છે सदाचन्द्रैः-सभामुपयाति-સદા આહ્‌લાદક ગુણોથી સભામાં ઉપગત-પ્રાપ્ત થાય છે. (૫)

*ભાવાર્થ : હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તારો સમાગમ કરનાર ઉપાસક પ્રશસ્ત ઈન્દ્રિયોવાળો સંયમી,*

*પ્રશસ્ત શરીરવાળો સ્વસ્થ, પ્રશસ્ત સુંદર રૂપવાળો શાંતાત્મા, પ્રશસ્ત વાણીવાળો યથાર્થ વક્તા બની જાય છે તથા શીઘ્ર ફળગામી જીવનથી સમસ્ત કાર્યમાં પ્રવેશ કરે છે, સદા આહ્‌લાદક ગુણોથી સભામાં પ્રાપ્ત થાય છે અને શ્રેષ્ઠ સ્થાન પામે છે. (૫)*

**૨૭૮. यद् द्याव इन्द्र ते शतं शतं भूमीरुत स्युः।**
**न त्वा वज्रिन्त्सहस्रं सूर्या अनु न जातमष्ट रोदसी॥६॥**

પદાર્થ : वज्रिन्-इन्द्र-હે ઓજસ્વી ઐશ્વર્યવાન પરમાત્મન્ ! यत्-જો ते-તારી સન્મુખ शतं द्यावः-સેંકડો દ્યુ લોક પણ હોય उत-અને शतं भूमीः स्युः-સેંકડો પૃથિવીઓ હોય सहस्रं सूर्याः-અનેક સૂર્યો પણ હોય त्वा-अनु न-તે તારા અનુરૂપ-સમાન-ગુણ, કર્મ, સ્વરૂપ પ્રતિમાન નથી, रोदसी जातं न अष्ट-વિશ્વના બન્ને માપનારા ઉત્તર ગોળાર્ધ અને દક્ષિણ ગોળાર્ધ સીમા પ્રાન્ત પણ તને વ્યાપી શકતા નથી. (૬)

*ભાવાર્થ : હે ઓજસ્વી પરમાત્મન્ ! જો તારી સામે સેંકડો દ્યુલોક હોય, સેંકડો પૃથિવીઓ હોય અને અનેક સૂર્યો હોય તો પણ તારા અનુરૂપ-ગુણ-કર્મ-સ્વરૂપની સમાન બની શકતા નથી, એક-એક-અલગની શું વાત, સર્વે મળીને તથા વિશ્વને માપનાર બન્ને ઉત્તર અને દક્ષિણ ગોળાર્ધની સીમા-મર્યાદા પણ પ્રસિદ્ધ સર્વત્ર અંદર બહાર રહેલ તને વ્યાપી શકતી નથી, સીમિત કરી શકતી નથી. એવા તને અનંત-આકાશથી પણ પર રહેલને અમે જાણીએ, ધ્યાન કરીએ. (૬)*

**૨૭૯. यदिन्द्र प्रागपागुदग्न्यग्वा हूयसे नृभिः ।**
**सिमा पुरू नृषूतो अस्यानवेऽसि प्रशर्ध तुर्वशे॥७॥**

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્માન્ ! यत्-જ્યારે તું नृभिः-પોતાના આત્માને ઉન્નત કરનારા વિદ્વાન ઉપાસકો દ્વારા प्राक्-अप्राक्-उदक्-न्यक्क-પૂર્વમાં, પશ્ચિમમાં, ઊર્ધ્વ દિશામાં-ઉત્તરમાં અથવા અધઃદિશામાં-દક્ષિણમાં हूयसे-આમંત્રિત કરવામાં આવે છે-હૃદયમાં સ્મરણ કરવામાં આવે છે-બેસાડવામાં આવે છે, ત્યારે તું पुरु सिम-અત્યંત શ્રેષ્ઠ સર્વ પ્રશસ્ય પરમાત્મન્ ! नृषूतः-असि-તે નરો—વિદ્વાન ઉપાસકોનો પ્રેરક બને છે-બની જાય છે તથા आनवे-સમગ્ર સ્તુતિ કરનારાઓને માટે પૂર્ણ આત્મસમર્પણ કરનારા ઉપાસકોને માટે तुर्वशे प्रशर्ध-असि-શીઘ્ર અથવા સ્વ આનંદરસથી પૂર્ણ રસયુક્ત બનાવનાર બની જાય છે. (૭)

*ભાવાર્થ : હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું જ્યારે વિદ્વાન ઉપાસકો દ્વારા પૂર્વમાં, પશ્ચિમમાં, ઉત્તરમાં અથવા દક્ષિણમાં સર્વત્ર સ્થાનોમાં અર્થાત્ સર્વત્ર કોઈપણ જ્યાં રહે અથવા જાય, આમંત્રિત કરીને હૃદયમાં સ્મરણ કરવામાં આવે, ત્યારે તું અત્યંત શ્રેષ્ઠ-પૂજ્યતમ તથા તે વિદ્વાનોનો પ્રેરક બની જાય છે; અને સર્વતો ભાવથી આત્મ સમર્પણ કરનાર સ્તોતા-ઉપાસકને માટે શીઘ્ર ઉત્સાહક-આત્મબળદાતા અથવા*

*પોતાના આનંદરસથી રસયુક્ત બનાવનાર બની જાય છે. (૭)*

२८०. कस्तमिन्द्र त्वा वसवा मर्त्यो दधर्षति ।
श्रद्धा हि ते मघवन् पार्ये दिवि वाजी वाजं सिषासति॥८॥

પદાર્થ : वसो इन्द्र-હે સર્વને વસાવનાર ઐશ્વર્યવાન પરમાત્મન્ ! तं त्वा-તે તને कः-मर्त्यः-आदधर्षति-કોણ મનુષ્ય પોતાને અનુકૂળ બનાવે છે. मघवन्-હે ઐશ્વર્યવાન ! श्रद्धा-આંતરિક સદ્‌ભાવનાથી हि-જ ते-તારા માટે જે वाजी-વાજવાન-સોમવાન-ઉપાસનારસવાળો वाजम्-સોમ-ઉપાસનારસને पार्थे दिवि-સંસારથી પર વિદ્યમાન દિવ્યધામ-મોક્ષના નિમિત્ત આપવા ઈચ્છે છે-સમર્પણ કરવા ઈચ્છે છે. (૮)

*ભાવાર્થ : સર્વને વસાવનાર પરમાત્મન્ ! તને કોણ મરણધર્મા સંસારી મનુષ્ય પોતાને અનુકૂળ બનાવે છે, હા, અમે જાણીએ છીએ કે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! ઉપાસનારસવાળો ઉપાસક જ્યારે પોતાના ઉપાસનારસને સંસારની પર રહેલ દિવ્યધામ-મોક્ષના નિમિત્ત તારા માટે શ્રદ્ધાથી સમર્પિત કરવા ઈચ્છે છે-સમર્પિત કરે છે. (૮)*

२८१. इन्द्राग्नी अपादियं पूर्वागात् पद्वतीभ्यः ।
हित्वा शिरो जिह्वया रारपच्चरत् त्रिंशत् पदा न्यक्रमीत्॥९॥

પદાર્થ : इन्द्राग्नी-હે ઐશ્વર્યવાન તથા પ્રકાશ સ્વરૂપ ઉભયરૂપ પરમાત્મન્ ! पद्वतीभ्यः-વિભાગવાળી શ્રદ્ધાઓ-કામનાઓથી-ગંધકામના, રસકામના, રૂપકામના, સ્પર્શકામના અને શબ્દકામનાઓથી पूर्वा-પ્રથમ સત્તાવાળી इयम्-अपात्-વિભાગરહિત-ગંધાદિથી રહિત-માત્ર પરમાત્મા પરાયણા પ્રજ્ઞા-ઋતંભરા બુદ્ધિ अगात्-ઉપાસકને પ્રાપ્ત થાય છે शिरः-हित्वा-સંસાર બંધનના શિર રૂપ રાગને પૃથક્ કરીને-દૂર કરીને जिह्वया-વાણી દ્વારા रारपत् चरत्-ફરી ફરી તારો જપ કરતી त्रिशंत् पदानि-ત્રીસો મુહૂર્ત-રાત અને દિવસ न्यक्रमीत्-પસાર કરે છે. (૯)

*ભાવાર્થ : હે ઐશ્વર્યવાન અને પ્રકાશસ્વરૂપ પરમાત્મન્ ! અલગ અલગ પોતાના પગોથી ભૌતિક વિભાગોવાળી શ્રદ્ધાઓ-ઈચ્છાઓથી પૂર્વ સત્તાવાળી એ ભૌતિક વિભાગ રહિત પરમાત્મ પરાયણ પ્રજ્ઞા-બુદ્ધિ ઉપાસકને પ્રાપ્ત થાય છે, જે સંસારનાં બંધનનાં શિર-રાગને દૂર કરીને-હટાવીને વાણી દ્વારા તારો જપ કરતી ત્રીસો મુહૂર્ત-દિવસ અને રાત પસાર કરે છે, તું એવો પ્રેમ પાત્ર-કૃપા કરીને પ્રાપ્ત થા. (૯)*

२८२. इन्द्र नेदीय एदिहि मितमेधाभिरूतिभिः ।
आ शन्तम शन्तमाभिरभिष्टिभिरा स्वापे स्वापिभिः॥१०॥

પદાર્થ : इन्द्र-ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું मितमेधाभिः-ऊतिभिः-મિત = એકત્ર રહેલ-અવિચ્છિન્ન અધ્યાત્મયજ્ઞ જેનાથી થઈ રહેલ છે એવી પોતાની રક્ષાઓની સાથે नेदीयः इत्-અતિ સમીપ-અમારા આત્મામાં आ-इहि- આવ—પ્રાપ્ત થા. शन्तम्-હે અત્યંત કલ્યાણ સ્વરૂપ પરમાત્મન્ ! તું शन्तमाभिः-अभिष्टिभिः-आ-અત્યંત કલ્યાણ રૂપ ઈષ્ટપૂર્તિકારક પ્રવૃત્તિઓથી આવ-પ્રાપ્ત થા. स्वापे-હે પોતાના પણાને પ્રાપ્ત કરાવનાર બંધુ પરમાત્મન્ ! તું स्वापिभिः-आ-સ્વ પોતાપણું પ્રાપ્ત કરાવનારી-પોતાપણાવાળી ભાવનાઓની સાથે આવ-પ્રાપ્ત થા. (૧૦)

*ભાવાર્થ : હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું એક-તારા-ઈષ્ટદેવ પર નિર્ભર અધ્યાત્મયજ્ઞ સંપાદનવાળી રક્ષાઓની સાથે અતિ સમીપ-આત્મામાં જ પ્રાપ્ત થા. હે અત્યંત કલ્યાણ સ્વરૂપ ! તું અત્યંત કલ્યાણકારી ઈષ્ટ પૂર્તિકારક પ્રવૃત્તિઓની સાથે આવ-પ્રાપ્ત થા. હે પોતાપણાથી પ્રાપ્ત થનાર બંધુ પરમાત્મન્ ! તું પોતાપણું કરાવનારી - અપનાવનારી ભાવનાઓની સાથે આવ-પ્રાપ્ત થા. (૧૦)*

## ખંડ-૬

**૨૮૩. इत ऊती वो अजरं प्रहेतारमप्रहितम् ।**
**आशुं जेतारं हेतारं रथीतममतूर्तं तुग्रियावृधम्॥ १ ॥**

પદાર્થ : वः-તમે ઉપાસકો ! ऊती-તમારી સંપત્તિની રક્ષાને માટે अजरम्-જરારહિત-સદા એકરસ યુવાન प्रहेतारम्-પ્રેરિતા-ઉન્નતિના માર્ગે લઈ જનાર, अप्रहितम्-અન્યથી અપ્રેરિત-સ્વશક્તિથી વિદ્યમાન, आशुम्-વ્યાપનશીલ, जेतारम्-દુષ્ટોનું દમન કરનાર, होतारम्-हेतारम्-વર્ધક, रथीतमम्-અત્યંત રથી-જીવોના રમણસ્થાન-સંસારના સ્વામી, अतूर्तम्-અપ્રતિહત, तुग्रिया-वृधम्-ઉપાસનારસ લેવા યોગ્ય-ઉપાસનારસ આપવાની ભાવનાની વૃદ્ધિ કરનાર પરમાત્માને इत-પ્રાપ્ત કરો. (૧)

*ભાવાર્થ : હે ઉપાસક જનો ! પોતાની રક્ષાને માટે તમે એકરસ યુવા, ઉન્નત માર્ગ પર પ્રેરિત કરનાર, અન્યથી અપ્રેરિત-સ્વશક્તિ સંપન્ન, વ્યાપનશીલ, દુષ્ટોનું દમન કરનાર, જીવના કર્મોના જ્ઞાતા, મહાન રથના સ્વામી-જીવોનાં રમણ સ્થાન સંસારના સ્વામી, ઉપાસનારસ લેવા યોગ્ય અને આપનારની દેવાની ભાવના અથવા પ્રવૃત્તિના વર્ધક પરમાત્માને પ્રાપ્ત કરો. (૧)*

**૨૮૪. मो षु त्वा वाघतश्च नारे अस्मन्नि रीरमन्।**
**आरात्ताद्वा सधमादं न आ गहीह वा सन्नुप श्रुधि॥ २ ॥**

પદાર્થ : सु-હે પૂજનીય ઐશ્વર્યવાન પરમાત્મન્ ! त्वा-તને वाघतः-चन-તારી તરફ અને વહન કરનાર-પહોંચાડનાર અધ્યાત્મ પ્રવચનકર્તા જન अस्मत्-અમારાથી आरे-દૂર मा-उ-નિશ્ચિત નહિ-કદી

નહિ निरीरमन्-વિરત-વિગત-પૃથક્ કરે છે. તેથી आरात्तात्-वा-દૂરથી પણ સમીપથી પણ नः-सधस्थम्-અમારી સાથે થનાર આનંદસ્થાન અધ્યાત્મયજ્ઞમાં અમારી સાથે થનાર સ્થાન અધ્યાત્મયજ્ઞમાં आ गहि-આવ-સમગ્રરૂપથી પ્રાપ્ત થા इह-सन् वा-અને અહીં અધ્યાત્મયજ્ઞમાં વિરાજમાન થઈને उपश्रुधि-પ્રાર્થનાનો સ્વીકાર કર. (૨)

*ભાવાર્થ : હે પૂજનીય પરમાત્મન્ ! તારા તરફથી લઈ જનાર અધ્યાત્મવક્તા મહાનુભાવ તને અમારાથી કદીપણ દૂર કરતા નથી; પરંતુ સંયુક્ત કરે છે. તેથી અમે તેનો સત્સંગ અને સ્વાગત-સત્કાર કરીએ છીએ.*

*હે પરમાત્મન્ ! અમે જાણીએ છીએ કે, તું દૂર છે અને સમીપ પણ છે. તેથી દૂર સ્વરૂપ વિભુરૂપથી પણ અને સમીપ સ્વરૂપ અન્તર્યામી રૂપથી પણ મારી બહાર અને અંદર રહીને આ અધ્યાત્મયજ્ઞમાં પ્રાર્થનાનો સ્વીકાર કર. (૨)*

**૨૮૫. सुनोता सोमपाव्ने सोममिन्द्राय वज्रिणे ।**
**पचता पक्तीरवसे कृणुध्वमित् पृणन्नित् पृणते मयः ॥ ३ ॥**

પદાર્થ : वज्रिणे-ઓજસ્વી सोमपाव्ने-ઉપાસનારસનું પાન કરનાર-સ્વીકાર કરનાર इन्द्राय- પરમાત્માને માટે सोमं सुनोत-ઉપાસનારસને નિષ્પન્ન કરો. अवसे-રક્ષાને માટે पक्तिः पचत-પરિપક્વ કરવા યોગ્ય-સાધવા યોગ્ય ચિત્તવૃત્તિઓને પરિપક્વ કરો, અભ્યાસ અને વૈરાગ્ય દ્વારા સાધો-નિરુદ્ધ કરો. कृणुध्वम्-પુનઃ આત્મસમર્પણ કરો. इत्-આ રીતે पृणते-ઉપાસનારસ દ્વારા પ્રસન્ન કરતા અથવા ઉપાસનારસ પ્રદાન કરતા ઉપાસકને માટે इत्-અવશ્ય પરમાત્મા मयः-पृणन्-સુખ આપતા સદા વિદ્યમાન રહે છે. (૩)

*ભાવાર્થ : હે ઉપાસક જનો ! ઉપાસનારસ પાન-સ્વીકાર કરનાર ઓજસ્વી પરમાત્માને માટે ઉપાસનારસને ઉત્પન્ન કરો. એ કારણે પરિપક્વ કરવા યોગ્ય-નિરુદ્ધ કરવા યોગ્ય ચિત્તવૃત્તિઓને અભ્યાસ અને વૈરાગ્ય દ્વારા સાધો-નિરુદ્ધ કરો. પુનઃ આત્મસમર્પણ કરો. આ રીતે ઉપાસનારસ આપનાર ઉપાસકને માટે પરમાત્મા સુખનું દાન-વરદાન આપતો રહે છે. (૩)*

**૨૮૬. यः सत्राहा विचर्षणिरिन्द्रं तं हूमहे वयम्।**
**सहस्रमन्यो तुविनृम्ण सत्पते भवा समत्सु नो वृधे॥ ४॥**

પદાર્થ : यः-स्वाहा-જે સત્ર-યજ્ઞ-અધ્યાત્મમાં આવનાર विचर्षणिः-દ્રષ્ટા અન્તર્યામી હોવાથી ઉપાસકના અભિપ્રાયને જાણનાર છે तम् 'त्वाम्' इन्द्रम्-તે તું ઐશ્વર્યવાન પરમાત્માને वयम्-અમે हूमहे-અધ્યાત્મયજ્ઞમાં આમંત્રિત કરીએ છીએ. सहस्रमन्यो-હે અત્યંત મનનીય અથવા અત્યંત તેજોમય-અત્યંત દીપ્તિમાન तुविनृम्ण-અત્યંત મોક્ષ સ્વરૂપ ધનવાળા सत्पते- સત્પુરુષો ઉપાસકોના પાલક પરમાત્મન્ ! તું समत्सु

नः वृधे भव-વિરોધી વૃત્તિઓની સાથેના સંઘર્ષોમાં અમારી વૃદ્ધિ માટે સાથે રહે. (૪)

*ભાવાર્થ : જે અધ્યાત્મયજ્ઞમાં આવનાર દ્રષ્ટા અન્તર્યામી રૂપથી ઉપાસકના સદ્‌ભાવને જાણનાર છે, તે તું ઐશ્વર્યવાન પરમાત્માને અમે અમારા અધ્યાત્મયજ્ઞમાં આમંત્રિત કરીએ છીએ, હે અત્યંત મનન કરવા યોગ્ય અથવા અત્યંત દીપ્તિમાન પ્રકાશસ્વરૂપ બહુ જ ધન મોક્ષ ઐશ્વર્યવાળા તથા સત્પુરુષો ઉપાસકોના પાલક પરમાત્મન્ ! તું વિરોધી વૃત્તિ પ્રવૃત્તિઓના સંઘર્ષોમાં અમારી વૃદ્ધિને માટે છું-સદા રહો. (૪)*

## ૨૮૭. शचीभिर्नः शचीवसू दिवानक्तं दिशस्यतम् ।
## मा वां रातिरुप दसत्कदा च नास्मद्रातिः कदा च न॥५॥

પદાર્થ : शचीवसू-હે જ્ઞાન જ્યોતિ આપનારી પ્રજ્ઞાથી તથા આનંદરસ આપવાના કર્મથી અમને વસાવનાર-બન્ને રૂપોવાળા-ઇન્દ્ર પરમાત્મન્ ! शचीभिः-જ્ઞાનજ્યોતિ નિરંતર પ્રજ્ઞાનોથી અને આનંદરસપ્રદ નિરંતર કર્મોથી नः-અમારા दिवा नक्तम्-દિવસ અને રાત્રિને दिशस्यतम्-અતિ સર્જિત કરો, જ્ઞાન– જ્યોતિથી અને આનંદરસથી સંપન્ન કરો, સૂર્ય જેમ દિવસે જ્યોતિથી, ચંદ્રમા જેમ રાત્રિને રસથી સંપન્ન કરે છે. वाम्-અમારે માટે તમારી रातिः-દાન—જ્ઞાન જ્યોતિનું દાન આનંદરસનું દાન कदाचन-કદીપણ मा-ન उपदसत-ક્ષીણ ન થાય. अस्मद्रातिः कदाचन અમારો ઉપાસનારસ તમારા માટે કદીપણ ક્ષીણ ન થાય. (૫)

*ભાવાર્થ : હે જ્ઞાન જ્યોતિષ્પ્રદ પ્રજ્ઞાવાળા તથા આનંદરસપ્રદ કર્મવાળા ઉભયરૂપ પરમાત્મન્ ! તમે તમારી ઉક્ત પ્રજ્ઞાઓ તથા કર્મોથી અમારા દિવસને જ્ઞાન જ્યોતિથી અને રાત્રિને આનંદરસથી સંપન્ન કરી દો, તમારું એ અમારા માટેનું જ્ઞાન દાન અને આનંદરસનું દાન કદીપણ ક્ષીણ ન થાય તથા તમારા માટે અમારો ઉપાસનારસ ભેટરૂપ દાન પણ કદી ક્ષીણ ન થાય, અમે જ્ઞાન પૂર્વક દિવસ પસાર કરીએ, જાગીએ અને આનંદપૂર્વક રાત્રિ પસાર કરીએ, સૂઈએ. (૫)*

## ૨૮૮. यदा कदा च मीढुषे स्तोता जरेत मर्त्यः।
## आदिद् वन्देत वरुणं विपा गिरा धर्तारं विव्रतानाम्॥६॥

પદાર્થ : मर्त्यः-મરણ ધર્મી જન્મ-મરણમાં પડેલો સંસારી મનુષ્ય स्तोता-પરમાત્માનો સ્તુતિકર્તા બનીને यदा कदा-જ્યારે ક્યારેક સુખમાં હોય અથવા દુઃખમાં હોય સંપત્તિમાં હોય કે વિપત્તિમાં હોય मीढुषे जरेत-સુખ-શાન્તિ વર્ષક પરમાત્માની સ્તુતિ કરે आत् इत्-અનન્તર જ-સાથે જ विवृत्तानां धर्तारम्-વિવિધ કર્મો સૃષ્ટિ ઉત્પત્તિ આદિ તથા જીવોના કર્મફળ વિધાન મોક્ષાનંદ પ્રદાન કર્મોના ધર્તા-સંપાદન કર્તા, वरुणम्-વરણ કરવા યોગ્ય અથવા દુઃખ-અજ્ઞાન નિવારક પરમાત્માનું गिरा विपा-વરણ, ભજન, ગુણગાન કરનારી વાણીથી वन्देत-વંદન કરે-અભિનંદન કરે. (૬)

*ભાવાર્થ : જન્મ-મરણના બંધનમાં પડેલ, જન્મમરણમાં આવનાર મનુષ્ય જ્યારે ક્યારેક સુખમાં અથવા દુઃખમાં હોય, અથવા સંપત્તિ કે વિપત્તિમાં હોય, સાંસારિક સુખ તથા મોક્ષાનંદની વૃષ્ટિ કરનાર પરમાત્માની સ્તુતિ કર્યા કરે. સુખ-સંપત્તિમાં ગર્વરહિત રહેવાનું શાન્તિબળ પ્રાપ્ત થશે અને દુઃખ દરિદ્રતા સંતોષનો સહારો મળશે સાથે સ્તુતિના તે અનેક પ્રકાર સૃષ્ટિ રચનાદિ તથા જીવોના કર્મફળ મોક્ષાનંદ પ્રદાન આદિના વિધાતાનું સ્પષ્ટ કથન કરનાર વાણીથી વંદન, ગુણગાન, ભજન પણ કરવું જોઈએ, એકાન્તમાં સ્તુતિ-સ્તવન અને સભા-સંમેલનમાં પણ ગુણગાન અને ભજન કરવા જોઈએ. (૬)*

## ૨૮૯. पाहि गा अन्धसो मद इन्द्राय मेध्यातिथे।
## यः सम्मिश्लो हर्योर्यो हिरण्यय इन्द्रो वज्री हिरण्ययः॥७॥

પદાર્થ : मेध्यातिथे-હે પવિત્ર પરમાત્માની પ્રાપ્તિને માટે નિરંતર ગમન કરનાર જીવાત્મન્ ! તું अन्धसः-मदे-આધ્યાનીય પરમાત્માના સંગથી પ્રાપ્ત થનાર હર્ષ-આનંદને માટે गाः पाहि-તારી ઇન્દ્રિયોની રક્ષા કર. અનુચિત ભોગોમા ન જવા દે यः-જે हर्योः सम्मिशलः-ઋક્ અને સામો-સ્તુતિ અને ઉપાસના કરવાથી સમ્યક્ સમાગમને પ્રાપ્ત થનાર यः-इन्द्रः-हिरण्ययः-જે ઇન્દ્ર પરમાત્મા જ્યોતિર્મય છે वज्री हिरण्ययः-જે ઓજસ્વી આત્મા બળવાન જ્યોતિર્મય છે. (૭)

*ભાવાર્થ : હે પવિત્ર પરમાત્માની પ્રાપ્તિને માટે નિરંતર પ્રગતિશીલ ઉપાસક ! તે સમગ્ર રૂપથી ધ્યાન કરવા યોગ્ય પરમાત્માના આનંદને માટે તારી ઇન્દ્રિયોને અન્યથા ચેષ્ટા-અનુચિત ભોગોથી બચાવ, સંયમ અને સદાચારમાં રાખ, જે પરમાત્માની સ્તુતિ અને ઉપાસના કરવાથી સારી રીતે પ્રાપ્ત થનાર છે. જે પરમાત્મા જ્યોતિર્મય છે, તે પરમાત્મા ખરેખર ઓજસ્વી-આત્મિક બળથી યુક્ત જ્યોતિર્મય છે. (૭)*

## ૨૯૦. उभयं शृणवच्च न इन्द्रो अर्वागिदं वचः।
## सत्राच्या मघवान्त्सोमपीतये धिया शविष्ठ आ गमत्॥८॥

પદાર્થ : इन्द्रः-ઐશ્વર્યવાન પરમાત્મન્ ! नः-અમારા इदम्-उभयं वचः-એ બન્ને પ્રકારના સ્તુતિ વચનો અને ઉપાસના વચનોને अर्वाक्-श्रृणवत्-અહીં અંદર અન્તર્યામી બનીને સાંભળે मघवा शविष्ठः-પ્રશસ્ત ઐશ્વર્યવાન અત્યંત અથવા સર્વ બળોથી યુક્ત પરમાત્મા सत्रा धिया-સત્ય યુક્ત પ્રજ્ઞાથી-હિત બુદ્ધિથી सोम-पीतये-ઉપાસનારસનું પાન-સ્વીકાર કરવા માટે आगमत्-આવે. (૮)

*ભાવાર્થ : પરમાત્મા અમારા એ બન્ને સ્તુતિ વચનો અને ઉપાસના વચનો અહીં અંદર અંતર્યામી રૂપથી સાંભળે-સાંભળે છે અને તે ઐશ્વર્યવાન અત્યંત બળવાન અથવા સર્વ બળોથી યુક્ત બનીને સત્ય પ્રજ્ઞા-હિત બુદ્ધિથી ઉપાસનારસનો સ્વીકાર કરવા માટે આવે-આવે છે. (૮)*

२९१. महे च न त्वाद्रिवः परा शुल्काय दीयसे।
न सहस्राय नायुताय वज्रिवो न शताय शतामघ॥ ९॥

પદાર્થ : अद्रिवः-वज्रिवः शतामघ-હે આનંદ ધનવાન ઓજસ્વી અનેક પ્રકારના ધનવાળા ! કોષવાળા પરમાત્મન્ ! त्वा-તને शताय शुल्काय-એકસો લક્ષ્મીને માટે न परा दीयसे-છોડાય નહીં सहस्राय न-હજાર લક્ષ્મીને માટે પણ તારો ત્યાગ કરાય નહિ अयुतान न-લાખ લક્ષ્મી માટે છોડાય નહિ महे च न-લાખથી અધિક મહાન ધનરાશિને પ્રાપ્ત કરવા માટે પણ તારો ત્યાગ કરાય નહિ. (૯)

*ભાવાર્થ : હે આનંદધનવાન આનંદની વર્ષા કરનાર, ઓજ-આત્મબળવાળા, મહાન ઐશ્વર્યવાન, નિધિપતિ પરમાત્મન્ ! અમે સો લક્ષ્મી સુવર્ણધન પ્રાપ્ત કરવા માટે, હજાર લક્ષ્મી સુવર્ણ ધન પ્રાપ્ત કરવા માટે, લાખ લક્ષ્મી સુવર્ણ ધન પ્રાપ્ત કરવા માટે મહાન લક્ષ્મી સુવર્ણધન પ્રાપ્ત કરવા માટે તારો ત્યાગ કરી શકીએ નહિ-છોડી શકીએ નહિ. તારા દ્વારા પ્રાપ્ત આનંદ, ઓજ અને ઐશ્વર્યની સામે સાંસારિક મહાનથી મહાન લક્ષ્મી—ધનરાશિ તુચ્છ છે. (૯)*

२९२. वस्याँ इन्द्रासि मे पितुरुत भ्रातुरभुञ्जतः।
माता च मे छदयथः समा वसो वसुत्वनाय राधसे॥ १०॥

પદાર્થ : इन्द्र-ઐશ્વર્યવાન પરમાત્મન્ ! मे-મારું अभुञ्जतः-પાલન ન કરનાર पितुः-પિતાથી उत-અને भ्रातुः-ભાઈથી वस्यान्-असि-તું અધિક વસાવનાર પાલન કરનાર છે वसो-હે વસાવનાર પરમાત્મન્ ! माता च समा ये छदयथः-તું માતા અને ઈષ્ટદેવ સમાન ભાવથી મારું પાલન કરો છો-રક્ષણ કરો છો. वसुत्वनाय राधसे-અત્યંત વસાવનાર ધન પ્રાપ્તિને માટે તારા શરણમાં લે છે. (૧૦)

*ભાવાર્થ : સંસારમાં પિતા અને ભાઈ સંભવ છે કે પાલન ન કરી શકે, પરન્તુ પરમાત્મન્ ! તું અત્યંત વસાવનાર છે-પાલન કરનાર છે. માતા અને પરમાત્મન્ ! તમે બન્ને સમાન પાલન કરનારા છો, માતા કદીપણ પાલન કાર્ય ત્યાગતી નથી તેમ પરમાત્મન્ ! તું પણ પાલન કરવાનું છોડતો નથી. માતા સાંસારિક ધન અથવા પોતાના શરીરના દૂધથી પાલન કરે છે, પરંતુ વસાવનાર પરમાત્મન્ ! તું તો અત્યંત વસાવનાર આધ્યાત્મિક ધન પ્રાપ્તિને માટે અમને તારું શરણ પ્રદાન કરે છે. (૧૦)*

॥ इति तृत्तिय प्रपाठकस्य द्वितीयोऽर्धः ॥



# अथ चतुर्थः प्रपाठकः

## प्रथमोऽर्ध

### ખંડ-૭

**२९३. इम इन्द्राय सुन्विरे सोमासो दध्याशिरः ।**
**ताँ आ मदाय वज्रहस्त पीतये हरिभ्यां याह्योक आ॥ १ ॥**

પદાર્થ : वज्रहस्त-વિશ્વનું શાસન હાથમાં રાખનાર પરમાત્મન્ ! इमे-એ दध्याशिरः-દધિધ્યાનના આશ્રય-આશ્રિત सोमासः-સોમ-ઉપાસનારસ इन्द्राय-તારા માટે ઐશ્વર્યવાન પરમાત્માને માટે सुन्विरे-નિષ્પન્ન કરેલ છે तान्-તેને मदाय-પ્રીતિને માટે पीतये-પાન કરવા સ્વીકાર કરવાને માટે आयाहि-આવ-પ્રાપ્ત થા. हरिभ्याम्-ओकः-आ-દુઃખ અજ્ઞાન અપહરણશીલ તથા સુખ આહરણશીલ જ્યોતિ અને આનંદ સ્વરૂપોથી મારા હૃદય-આત્માના નિવાસ-ગૃહમાં આવ—પ્રાપ્ત થા.

*ભાવાર્થ : હે વિશ્વના શાસનને સંભાળનાર પરમાત્મન્ ! એ ધ્યાન, ચિંતનથી મિશ્રિત ઉપાસના—રસ તારા-ઐશ્વર્યવાનને માટે નિષ્પન્ન છે. તેને અમારા પ્રત્યે પ્રીતિના કારણે પાન કરવા-સ્વીકાર કરવા માટે પ્રાપ્ત થા, દુઃખ અને અજ્ઞાનનું અપહરણ કરનાર તથા સુખનું આરોહણ કરનાર તારી જ્યોતિ અને આનંદમય સ્વરૂપોની સાથે મારા નિવાસ સ્થાન હૃદયગૃહને પ્રાપ્ત થા. (૧)*

**२९४. इम इन्द्र मदाय ते सोमाश्चिकित्र उक्थिनः ।**
**मधोः पपान उप नो गिरः शृणु रास्व स्तोत्राय गिर्वणः॥ २ ॥**

પદાર્થ : હે इन्द्र-ઐશ્વર્યવાન પરમાત્મન્ ! इमे-એ उक्थिनः-પ્રશસ્તિવાળો सोमाः-ઉપાસનારસ ते मदाय-તારી પ્રીતિ પ્રસાદને માટે चिकित्रे-જાણીને પ્રસિદ્ધ કરેલ છે गिर्वणः-હે સ્તુતિઓથી વનનીય-સેવનીય मधोः पपान-એના મધુ-મધુર રસનું પાન કર-સ્વીકાર કર नः-गिरः-અમારી પ્રાર્થનાઓનો उपश्रृणु-સ્વીકાર કર. તેથી स्तोत्राय रास्व-આત્મા-ઉપાસક આત્માને માટે તારું દર્શન અથવા તારો આનંદ પ્રદાન કર. (૨)

*ભાવાર્થ : હે ઐશ્વર્યવાન પરમાત્મન્ એ પ્રશસ્તિવાળો ઉપાસનારસ તારા પ્રીતિ પ્રસાદને માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે, તું એની મધુરતાનો સ્વીકાર કર. હે સ્તુતિઓથી સેવનીય પરમાત્મન્ ! પ્રાર્થનાઓનો સ્વીકાર કરીને સ્તોતા-આત્માને માટે તારું દર્શન અથવા આનંદને પ્રદાન કર. (૨)*

**२९५. आ त्वा३ऽद्य सबर्दुघां हुवे गायत्रवेपसम् ।**

इन्द्रं धेनुं सुदुघामन्यामिषमुरुधारामरङ्कृतम् ॥ ३ ॥

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! अद्य-આજ-અત્યારે त्वा सबर्दुधाम्-સમસ્ત દોહનારી વરણીય માત્ર સહિત દોહનારી गायत्र वेपसम्-પ્રશંસનીય કર્મ પ્રવૃત્તિવાળી उरुधाराम्-અનેક ધારાઓવાળી सुदुघाम्-સરળતાથી દોહવા યોગ્ય अन्याम्-इषम्-દુર્લભ એષણીય-કમનીય अलङ्कृतं धेनुम्-ગુણોથી સારી રીતે સુભૂષિત ગાયને आहुवे-આમંત્રિત કરું છું. (૩)

*ભાવાર્થ : હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! આજ વર્તમાન જીવનમાં તું સર્વ કાંઈ દોહનારી અથવા વરેણ્ય સહિત અમૃત દોહનારી, પ્રશંસનીય કર્મ પ્રવૃત્તિ વાળી, મોક્ષ તરફ લઈ જનારી, અનેક ધારાઓ વાળી, સરળતાથી દોહવા યોગ્ય, દુર્લભ એષણીય-કમનીય ગુણથી અલંકૃત ગાયને આમંત્રિત કરું છું, એવી ગાય મારા હૃદયમાં સદા વાસ કરે. (૩)*

૨૯૬. न त्वा बृहन्तो अद्रयो वरन्त इन्द्र वीडवः ।
यच्छिक्षसि स्तुवते मावते वसु न किष्टदा मिनाति ते॥ ४॥

પદાર્થ : इन्द्र-ઐશ્વર્યવાન પરમાત્મન્ ! बृहन्तः-ઊંચા-ઊંચા અથવા મોટા-મોટા वीडवः-દૃઢ-અચલ-અડગ અથવા બળવાન अद्रयः-અદરણીય-વિદારણ ન થવા યોગ્ય-ન હટવા હટાવ્યા યોગ્ય સીમા પ્રદેશ અથવા આદારણ-શસ્ત્રધારી જન त्वा-તને न वरन्ते-રોકતો નથી તથા मावते स्तुवते-મારા જેવા સ્તુતિ કરનારને માટે यत्-वसु शिक्षसि-જે અધ્યાત્મ ધન-તારું આનંદ ધન આપે છે ते-પ્રાપ્ત કરેલ તે ધનને न किः-કોઈ નહીં आमिनाति-સર્વથા કોઈપણ રીતે નષ્ટ કરતું નથી. (૪)

*ભાવાર્થ : હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! ઊંચા-ઊંચા દૃઢ, અચલ, અડગ સીમા પ્રદેશ પણ અથવા મોટા-મોટા બળવાન આદારણ-ચકનાચૂર કરી નાખનારા શસ્ત્રધારી જન પણ તને મારા સુધી-ઉપાસક સુધી પહોંચતો રોકી શકતા નથી. તથા મારા જેવા સ્તુતિ કરનારા ઉપાસકોને માટે જે અધ્યાત્મધન તારો આનંદ તું પ્રદાન કરે છે, તેનો પણ કોઈ નાશ કરી શકતું નથી. (૪)*

૨૯૭. क ईं वेद सुते सचा पिबन्तं कद्वयो दधे।
अयं यः पुरो विभिनत्त्योजसा मन्दानः शिप्र्यन्धसः॥ ५॥

પદાર્થ : सुते सचा पिबन्तम्-ઉપાસક દ્વારા ઉપાસનારસ નિષ્પન્ન થઈને ઉપાસનારસને નિષ્પાદકની સાથે મળીને પાન કરતા-સ્વીકાર કરતા कः-ईं वेद-કોણ એમ જાણે છે જેમ અન્તરાત્મામાં બિરાજમાન છે તે પાન કરે છે-સ્વીકાર કરે છે. कत्-उ-वयः-दधे-ફળ રૂપમાં કોઈ વિલક્ષણ જીવન-શ્રેષ્ઠ જીવનને-અધ્યાત્મ જીવનને ધારણ કરે છે यः-अयम्-જે એ शिप्री-વિભુ ગતિમાન अन्धसः-मन्दानः-આધ્યાનીય ઉપાસનારસના પાનથી પ્રસાદને પ્રાપ્ત થયેલ-પ્રીતિ કરતા ओजसा-પોતાની શક્તિથી

पुरः-विभिनत्ति-માનસ ભૂમિઓ-મન, બુદ્ધિ, ચિત્ત, અહંકારને ગુણ સ્વરૂપોથી ઉન્નત કરે છે-વિકસિત કરે છે. (૫)

*ભાવાર્થ : ઉપાસકના નિષ્પન્ન ઉપાસનારસને તેની સાથે સમકાલમાં જ પાન કરતા-સ્વીકાર કરતા પરમાત્માને કોણ જાણે છે ? અર્થાત્ કોઈ નહિ. માત્ર ઉપાસક જ જાણી શકે છે. એમ કહેવું હોય તો કહી શકાય. કોણ વિલક્ષણ જીવન તેને ધારણ કરી શકે છે ? તે વિભુ ગતિમાન પરમાત્મા ઉપાસનારસના પાન દ્વારા પ્રસન્ન થઈને પોતાના આત્મબળ-આત્મશક્તિથી ઉપાસકના મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકારને ઉન્નત કરે છે વિકસિત કરે છે. (૫)*

**२९८. यदिन्द्र शासो अव्रतं च्यावया सदसस्परि ।**
**अस्माकमंशुं मघवन् पुरुस्पृहं वसव्ये अधि बर्हय॥ ६ ॥**

પદાર્થ : इन्द्र-હે પરમાત્મન્ ! यत्-જે કારણે शासः-તું શાસક-શિક્ષક છે મને યથાવત્ આચરણની શિક્ષા આપનાર છે. તારા આન્તરિક સદુપદેશથી अव्रतम्-વિહિત કર્મ સત્ય આદિથી વિરુદ્ધ અનાચરણીય પાપકર્મ અથવા પાપ સંકલ્પોને सदसः-परिच्यावय-મારા અન્તઃગૃહ-અંતઃકરણ મનથી પૃથક કર દૂર રાખ.

मघवन्-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! अस्माकम्-અમારા पुरुस्पृहम्-બહુ જ વાંછનીય-સ્વીકારણીય अंशुम्-જીવનને માટે કલ્યાણકારક ઉપાસનારસ પ્રાણસ્વરૂપને वसव्ये अधिबर्हय-મારા વસવા યોગ્ય હૃદયસ્થાનમાં અધિકાધિક વૃદ્ધિ કર. (૬)

*ભાવાર્થ : હે પરમાત્મન્ ! તું મારો શાસક છે-શિક્ષક છે. માટે મને આન્તરિક ભાવથી ઉપદેશ આપીને અજ્ઞાત અનાચરણીય પાપ કર્મ અથવા અચિંત્ય પાપ સંકલ્પોને મારા અંતઃગૃહ-અન્તઃકરણથી-મનથી પૃથક્—દૂર રાખ, અમારા જીવન માટે ખૂબ જ વાંછનીય, કલ્યાણકારક, પ્રાણસ્વરૂપ ઉપાસનારસની અમારા વસવા યોગ્ય હૃદયસ્થાનમાં અત્યંત વૃદ્ધિ કર. (૬)*

**२९९. त्वष्टा नो दैव्यं वचः पर्जन्यो ब्रह्मणस्पतिः।**
**पुत्रैर्भ्रातृभिरदितिर्नु पातु नो दुष्टरं त्रामणं वचः॥ ७॥**

પદાર્થ : पुत्रैः-भ्रातृभिः-પુત્રો અને ભાઈઓ સહિત नः-दैव्यं वचः-અમારા દેવના પ્રતિ પ્રાર્થના વચનને त्वष्टा-જગતના નિર્માણકર્તા पर्जन्यः-તૃપ્તિકર્તા જનક ब्रह्मणस्पतिः-બ્રહ્માંડના સ્વામી अदितिः-સમસ્ત દેવોના માતૃરૂપ ઈન્દ્ર-પરમાત્મા नु पातु-અવશ્ય પાલન કરે સફળ કરે, જે नः-दुष्टरं त्रामणं वचः-અમારા એ પ્રાર્થના વચન દુર્નિવાર-પૂરણ કરવા યોગ્ય રક્ષા કરનાર છે. (૭)

*ભાવાર્થ : જગતના નિર્માતા, તૃપ્તિકર્તા, જનક, બ્રહ્માંડના સ્વામી, દેવોના માતૃરૂપ પરમાત્મા પુત્રો*

*અને ભાઈઓ સહિત કરેલા પ્રાર્થના વચનોને સફળ કરે. એ અમારા પ્રાર્થના વચન દુર્નિવાર્ય-રક્ષા કરનાર છે. (૭)*

**३००. कदा च न स्तरीरसि नेन्द्र सश्चसि दाशुषे ।**
**उपोपेन्नु मघवन् भूय इन्नु ते दानं देवस्य पृच्यते॥ ८॥**

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું कदाचन-ક્યારેય પણ स्तरीः-न-असि-વધ કરનાર હિંસક બનતો નથી. दाशुषे सश्चसि-આત્મદાન અથવા ઉપાસનારસ કરનારને માટે ગતિ કરે છે પોતાને પહોંચાડે છે. मघवन्-હે પ્રશસ્ત ધનવાળા પરમાત્મન્ ! ते देवस्य दानम्-તારું-દેવનું દાન આત્મ સ્વરૂપનું પ્રદાન—બ્રહ્માનંદ દાન इत्-उ-અવશ્ય જ भूयः-અધિકાધિક नु-નિશ્ચય उप-उप-पृच्यते-સમીપ ઉપપૃક્ત-ઉપસંયુક્ત બને છે. (૮)

*ભાવાર્થ : હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું કદીપણ ઉપાસકનો સંહાર કરનાર બનતો નથી, પરંતુ હિતસાધક બને છે, આત્મદાન-આત્મસમર્પણ કરનાર અથવા ઉપાસનારસ આપનારને માટે પણ તું તને પોતાને પહોંચાડે છે, એ તુ જ દેવનું વિચિત્ર દાન છે, જે ઉપાસકના આત્મદાન અથવા ઉપાસનારસના દાનથી નિશ્ચિત અધિક દાન છે-વરદાન છે. જે ઉપાસકની અંદર નજીકથી નજીક ઉપસંયુક્ત બની જાય છે. (૮)*

**३०१. युङ्क्ष्वा हि वृत्रहन्तम हरी इन्द्र परावतः ।**
**अर्वाचीनो मघवन्त्सोमपीतय उग्र ऋष्वेभिरा गहि॥ ९॥**

પદાર્થ : मघवन् वृत्रहन्तम-इन्द्र-હે પ્રશસ્ત ધનવાન ! અત્યંત પાપ-અજ્ઞાન નાશક પરમાત્મન્ ! તું परावतः-अर्वाचीनः દૂર-દૂરમાં વિભુ = વ્યાપક હોવા છતાં અથવા મોક્ષધામથી અર્વાક-અત્રે હૃદયસ્થ રહીને हि-અવશ્ય हरी युङ्क्ष्व-દુઃખનું અપહરણ અને સુખના આહરણ કરનાર તારી દયા અને પ્રસાદ ધર્મોથી યુક્ત બનીને सोमपीतये-ઉપાસનારસનું પાન-સ્વીકાર કરવા માટે उग्रः-શ્રેષ્ઠ બળવાન બનીને ऋष्वेभिः-आगहि-તારા મહાન ગતિ ક્રમો પ્રાપણ ધર્મોથી આવ—મારી સમીપ આવી જા. (૯)

*ભાવાર્થ : હે પ્રશસ્ત ધનવાળા, અત્યંત પાપ-અજ્ઞાન-અંધકાર નાશક પરમાત્મન્ ! તું દૂર-દૂરમાં તારા વિભુ-વ્યાપક રૂપથી રહેવા છતાં પણ અત્રે હૃદયસ્થ બનીને દુઃખનું અપહરણ કરનાર અને સુખનું આહરણ કરનાર પોતાના દયા અને પ્રસાદ ધર્મોને મારી અંદર યુક્ત કર. ઉપાસનારસનું પાન-સ્વીકાર કરવા માટે શ્રેષ્ઠ બળવાન બનીને, તારા મહાન ગતિક્રમ અથવા પ્રાપણ ધર્મોમાં આવ. (૯)*

**३०२. त्वामिदा ह्यो नरोऽपीप्यन् वज्रिन् भूर्णयः ।**
**स इन्द्र स्तोमवाहस इह श्रुध्युप स्वसरमा गहि॥ १०॥**

પદાર્થ : वज्रिन्-હે ઓજસ્વી પરમાત્મન્ ! भूर्णयः-नरः-તને પોતાની અંદર ભરનાર-સ્થાપિત કરનાર ઉપાસકજન त्वाम्-તને ह्यः-ગઈકાલે-ગત સમયમાં इदा-અને વર્તમાનમાં अपीप्यन्-પોતાનો ઉપાસનારસનું પાન કરાવે-કરાવતા રહે सः-ते इन्द्र-તું પરમાત્મન્ ! इह-અહીં ફળદાન પ્રસંગ અથવા વરદાન પ્રસંગમાં વા પ્રતિદાન પ્રસંગમાં स्तोमबाहसः-उपश्रुधि-સ્તુતિને પહોંચાડનારા અમને ઉપશ્રુત કર-ઉપકૃત કર, પોતાના બનાવ, તેથી स्वसरम्-आगहि-અમારા હૃદયગૃહમાં આવ-પ્રાપ્ત થા. જેથી તેના અભીષ્ટને જાણીને અમે ઉપકૃત કરી શકીએ.

*ભાવાર્થ : હે ઓજસ્વી પરમાત્મન્ ! તને પોતાની અંદર ભરવા-સ્થાપિત કરનાર ઉપાસક જન ગઈ કાલે અને આજે પણ ઉપાસનારસનું પાન કરાવતા રહે અને અત્યારે પણ કરાવે છે, સ્તુતિ પહોંચાડનાર ઉપાસકોને પણ ઉપકૃત કર-કરે છે-તે અમને કદીપણ ઉપેક્ષિત કરતો નથી; તેથી ઉપકૃત કરવા માટે તું અમારા હૃદયગૃહમાં આવ-પ્રાપ્ત થા. (૧૦)*

## ખંડ-૮

**૩૦૩. प्रत्यु अदर्श्यायत्यू३च्छन्ती दुहिता दिवः ।**
**अपो मही वृणुते चक्षुषा तमो ज्योतिष्कृणोति सूनरी ॥ १ ॥**

પદાર્થ : दिवः-दुहिता-સૂર્યની દૂહિતા-જ્ઞાન પ્રકાશક પરમાત્માને દોહનારી શ્રદ્ધા પ્રજ્ઞાના ઉત્કૃષ્ટ સ્વરૂપ જ્ઞાન જ્યોતિ आयती-આવતી-પ્રાપ્ત થતી उच्छन्ती-અજ્ઞાન અને સંસારના મોહને દૂર કરતી प्रत्यदर्शि-उ-ઉપાસકો દ્વારા પરિલક્ષિત થાય છે-પ્રત્યક્ષ થાય છે જેમ मही सूनरी-મહત્ત્વવાળી સૂનરી = ઉષા चक्षुषा નેત્રની સામે આવનાર तमः-અંધકારને उ-अपवृणुते-નિશ્ચિત રૂપથી દૂર કરે છે અને ज्योतिः-कृणोति-પ્રકાશને સામે લાવે છે. (૧)

*ભાવાર્થ : જ્ઞાન પ્રકાશક પરમાત્મને દોહનારી ઉપાસકની અંદર તેના દર્શનામૃતને ખેંચીને લાવનારી શ્રદ્ધા જે પ્રજ્ઞાથી પણ શ્રેષ્ઠ જ્ઞાન જ્યોતિ ઉપાસકની અંદર આવતી, અજ્ઞાન અને સાંસારિક મોહને દૂર કરતી, ઉપાસક દ્વારા પ્રત્યક્ષ થાય છે; જેમ મહત્ત્વપૂર્ણ પ્રાતઃકાલીન ઉષા-પ્રભા આંખની સામે આવનારા અંધકારને નિતાન્ત દૂર કરે છે અને પ્રકાશને તેની સામે કરી દે છે. (૧)*

**૩૦૪. इमा उ वां दिविष्टय उस्रा हवन्ते अश्विना ।**
**अयं वामह्वेऽवसे शचीवसू विशंविशं हि गच्छथः ॥ २ ॥**

પદાર્થ : उस्रा-अश्विना-હે ઈન્દ્ર પરમૈશ્વર્યવાન પરમાત્માને વસાવનાર વ્યાપનશીલ જ્ઞાનપ્રકાશ અને આનંદરસ वाम्-તમે બન્નેને इमाः-दिविश्टयः-એ દિવ્ય-અમૃતમોક્ષને ચાહનારી પ્રજાઓ-ઉપાસકજનો हवन्ते-બોલાવે છે-આકર્ષિત કરે છે वाम्-જેમ તમે બન્નેને अवसे-રક્ષા માટે अयम्-अह्वे-એ હું બોલાવું છું-આકર્ષિત કરું છું તેમ તમે शचीवसू-પ્રજ્ઞાથી વસનારા विशं विशं हि गच्छथः-પ્રત્યેક મનુષ્યોને જ પ્રાપ્ત થાઓ છો. (૨)

*ભાવાર્થ : હે વસાવનાર પરમાત્માના જ્ઞાન પ્રકાશ અને આનંદરસ ધર્મો તમને મોક્ષને ચાહનારા મુમુક્ષુ ઉપાસક જનો અવશ્ય પોતાની અંદર આમંત્રિત કરે છે-આકર્ષિત કરે છે, તો એ હું પણ મારી રક્ષા માટે તમને આમંત્રિત કરું છું, તેમ તમે પ્રજા દ્વારા વસવાવાળા બનીને પ્રત્યેક મનુષ્યને પ્રાપ્ત થાઓ છો, પ્રજ્ઞાવાન મનુષ્યો તમને પોતાની અંદર અવશ્ય ધારણ કરે છે. (૨)*

**३०५. कुष्ठः को वामश्विना तपानो देवा मर्त्यः ।**
**घ्नता वामश्नया क्षपमाणोऽशुनेत्थमु आद्वन्यथा ॥ ३ ॥**

પદાર્થ : अश्विना देवा-હે પરમાત્માના જ્ઞાનપ્રકાશ અને આનંદરસ દેવો ! कः-कुष्ठः-मर्त्यः-કોણ પૃથિવી પર-સ્થિત સંસારના મરણશીલ નશ્વર પદાર્થ वां तपानः-તમને તાપક-અભિભૂત કરનાર છે ? કોઈનહીં. वाम्-તમને अश्नया घ्नता-अंशुना-વ્યાપનાર તમને પ્રાપ્ત થનાર ઉપાસનારસથી इत्थम्-उ-यथा-आद्वन्-क्षपमाणः-જેમ અન્ન આદિ ભોજન સાધનવાન મનુષ્ય ઐશ્વર્યવાન બને છે. (૩)

*ભાવાર્થ : હે પરમાત્માના જ્ઞાનપ્રકાશ અને આનંદરસ દિવ્ય ધર્મો ! આ સ્થિત સંસારમાં મરણધર્મી નશ્વર પદાર્થ કોણ છે ? અર્થાત્ કોઈ નથી. જે તમારા તાપક-વિરોધી અભિભૂત કરનાર છે, પરન્તુ વ્યાપનાર—તમને પ્રાપ્ત થનાર ઉપાસનારસથી તમે એવા ઐશ્વર્યવાન બની જાઓ છો, જેમ ભોજનના સાધનથી સંપન્ન જન ઐશ્વર્યવાન બની જાય છે, તેથી મારા ઉપાસનારસથી પ્રભુના જ્ઞાનપ્રકાશ અને અમૃતાનંદ તમે મારી અંદર વૃદ્ધિ પામતા રહો. (૩)*

**३०६. अयं वां मधुमत्तमः सुतः सोमो दिविष्टिषु ।**
**तमश्विना पिबतं तिरोअह्न्यं धत्तं रत्नानि दाशुषे ॥ ४ ॥**

પદાર્થ : अश्विना-હે પરમાત્માનો જ્ઞાન પ્રકાશ કરનાર અને આનંદરસ આપનાર ધર્મો ! वाम्-તમારા માટે दिविष्टिषु-દિવ્ય અમૃતલોક મોક્ષની કામના માટે અધ્યાત્મ પ્રસંગોમાં અથવા નિમિત્તોમાં अयं मधुमत्तमः सोमः-એ અત્યંત મધુમાન-મધુરતાયુક્ત ઉપાસનારસ सुतः-નિષ્પન્ન છે તૈયાર છે तं तिरः- अह्न्यं पिबतम्-તે નિરંતર પૂર્વ દિવસોથી ચાલ્યો આવતો અર્થાત્ દીર્ઘકાલથી પરિપક્વ અથવા સંપ્રતિ-અત્યારે આજે જ પ્રસિદ્ધ કરેલ નિર્દોષ નિર્મલ ઉપાસનાનું પાન કરો-સ્વીકાર કરો. दाशुषे-ઉપાસનારસ દ્વારા તમને પ્રદાન સમર્પણ કરનાર-ઉપાસનાને માટે रत्नानि धत्तम्-રમણીય-અધ્યાત્મસુખ સાધનોને ધારણ કરાવો અથવા આપો. (૪)

*ભાવાર્થ : પરમાત્માની જ્ઞાન પ્રકાશ તથા આનંદરસ પ્રસારક શક્તિઓ ! તમારા માટે દિવ્ય અમૃતલોક મોક્ષની કામના માટે અધ્યાત્મ પ્રસંગો અથવા નિમિત્તોમાં એ અત્યંત મધુર-શ્રદ્ધાપૂર્ણ ઉપાસનારસ તૈયાર છે, તેને નિરંતર પૂર્વ દિવસોથી ચાલ્યો આવતો-દીર્ઘકાલથી પરિપક્વ થયેલ અથવા આજે અત્યારે પ્રસિદ્ધ*

*કરેલ નિર્દોષ, નિર્મળ અને સબળનું પાન કરો-સ્વીકાર કરો. પુનઃ ઉપાસનારસ પ્રદાન દ્વારા પોતાનું સમર્પણ કરનાર ઉપાસકને માટે રમણીય અધ્યાત્મસુખ સાધનોને ધારણ કરાવો, પ્રદાન કરો. (૪)*

**३०७. आ त्वा सोमस्य गल्दया सदा याचन्नहं ज्या ।**
**भूर्णिं मृगं न सवनेषु चुक्रुधं क ईशानं न याचिषत्॥ ५ ॥**

પદાર્થ : अहं सदा याचन्-હું ઉપાસક સદા યાચના કરતા त्वा भूर्णिम्-તું જ ભરણ પાલન કરનાર પરમાત્માનેचुक्रुधम्-હું ક્રુદ્ધ કરું आ-એમ કરવું ભર્ત્સનીય છે મારું નિંદનીય કર્મ છે. ज्या मृगं न-બાણસહિત ધનુષ્યની દોરીથી પીડિત કરેલ મૃગ-વનના પશુને જેમ ક્રુદ્ધ કરી દેવામાં આવે છે એવી યાચનાથી ભરણકર્તા પરમાત્માને હું ક્રુદ્ધ કરું પરન્તુ सवनेषु-અધ્યાત્મયજ્ઞના અવસરોમાં सोमस्य गल्दया-ઉપાસનારસના ગાલન-સ્રાવણથી પ્રવાહિત પ્રેરિત કરવા દ્વારા હું યાચના કરું છું. कः-इशानं न याचिषत्-કદાચ ક્રુદ્ધ થયાની શંકાથી કોણ સ્વામીની યાચના ન કરી શકે ? કરી શકશે. (૫)

*ભાવાર્થ : ભરણપોષણ કરનાર પરમાત્માથી સદા યાચના કરીને ક્રુદ્ધ કરવા જ છે. ઉપાસનારસ પ્રેરિત-સમર્પિત કર્યા વિના, માત્ર યાચના કરતા રહેવાથી પરમાત્મા પ્રસન્ન થતો નથી, પરન્તુ બાણથી તાડન કરેલ સિંહની માફક મારા પર તેને ક્રુદ્ધ કરવાનું સમજવું જોઈએ, હાં, અધ્યાત્મયજ્ઞ પ્રસંગોમાં તેને ઉપાસનારસ સમર્પણ કરતાં યાચના કરવાની સ્થિતિમાં ક્રુદ્ધ થવાની શંકા નથી. કોણ અભાગી હશે કે જે યાચના ન કરે ? (૫)*

**३०८. अध्वर्यो द्रावया त्वं सोममिन्द्रः पिपासति ।**
**उपो नूनं युयुजे वृषणा हरी आ च जगाम वृत्रहा॥ ६ ॥**

પદાર્થ : अध्वर्यो-હે અધ્વર-અધ્યાત્મયજ્ઞને પ્રાપ્ત કરનાર ઉપાસક ! त्वम्-તું सोमं द्रावय-ઉપાસના રસને નિષ્પન્ન કર इन्द्रः पिपासति-પરમાત્મા તેનું પાન કરવા ઈચ્છે છે-સ્વીકાર કરવા ઈચ્છે છે, પુનઃ उ नूनम्-હાં નિશ્ચય-वृषणा-સુખની વૃષ્ટિ કરનાર हरी-દુઃખનું અપહરણ કરનાર અને સુખનું આહરણ કરનાર દયા અને પ્રસાદ ધર્મીને युयुजे-યુક્ત કરતા च-અને वृत्रहा-आजगाम-પાપનાશક આવે છે. (૬)

*ભાવાર્થ : હે ઉપાસક ! તું ઉપાસનારસ નિષ્પાદન કર, પરમાત્મા તેનું અવશ્ય પાન કરશે-સ્વીકાર કરશે, ત્યારે તે પોતાની દયા અને પ્રસાદ ધર્મને ઉપાસકની અંદર યુક્ત અને પાપનાશક સાક્ષાત્ થશે. (૬)*

**३०९. अभीषतस्तदा भरेन्द्र ज्यायः कनीयसः ।**
**पुरूवसुर्हि मघवन् बभूविथ भरेभरे च हव्यः ॥७॥**

પદાર્થ : ज्यायः-इन्द्र-હે મારા જ્યેષ્ઠ શ્રેષ્ઠ મોટાભાઈ પરમાત્મન્ ! कनीयसः-सतः-હું તારો નાનો ભાઈ સદાચારી થયેલને तत्-તે આપવા યોગ્ય મોક્ષધનને अभि-आभर-મારા તરફ આભરિત કર નિઃસંકોચ મને આપી દે. मघवन-હે પ્રશંસનીય ધનવાન ! पुरूवसुः-हि-તું તો ખૂબજ ધનવાન છે-તારી પાસે ધનની કોઈ કમી નથી. च-અને भरे भरे हव्यः-बभूविथ-સંસારમાં પણ પ્રત્યેક ભરણ અવસર પર જ્યારે-જ્યારે હું ભરણીય બનું, કોઈ પણ રીતે ક્ષીણ બનું, ત્યારે તું મને આપનાર છે. (૭)

*ભાવાર્થ : પરમાત્મન્ ! તારો અને મારો ભ્રાતૃ સંબંધ છે. તું મારો મોટોભાઈ છે, નાનો ભાઈ તો મોટાભાઈનો ભરણીય હોય છે અને હું સદાચારી તારો અનુવર્તી છું; તેથી મને નાનાભાઈને આપવા યોગ્ય મોક્ષધન મારી અંદર આભરિત કર-મને ઉદારતાથી આપી દે. હે પ્રશંસનીય ધનદાતા પરમાત્મન્ ! તું તો ખૂબજ ધનવાન છે, તેથી સંસારમાં પણ ભરણીય પોષણ યોગ્યને, ક્ષીણ થવાના સમયે મને આપનાર બની રહે. (૭)*

## ३१०. यदिन्द्र यावतस्त्वमेतावदहमीशीय ।
## स्तोतारमिद्दधिषे रदावसो न पापत्वाय रंसिषम् ॥ ८ ॥

પદાર્થ : रदावसो-'रदवसो' इन्द्र-હે ધનની ખાણ પરમાત્મન્ ! यद् यावतः-જે જેટલા ધન જ્ઞાન આદિનો त्वम्-તું સ્વામી છે अहम्-ईशीय-હું સ્વામી બની જાઉં તો स्तोतारम् इत्-સ્તોતા-સ્તુતિ કરનારાના પ્રતિ જ दधिषे-ધરી દઉં-આપી દઉં पापत्वाय-પાપી જનને માટે न रंसिषन्-રમણ ન ઇચ્છતો-નહીં આપું. (૮)

*ભાવાર્થ : હે ધનની ખાણ પરમાત્મન્ ! જેટલા ધન ઐશ્વર્યનો તું સ્વામી છે, તેટલા ધનનો હું ઉપાસક સ્વામી બની જાઉં, તો સ્તુતિ કરનારાને આપી દઉં. ધનની ખાણ તો તું છે, હું નથી, જો હું હોત તો માગત શા માટે ? તેથી મુજ સ્તોતાને તારું ધન ખોલીને આપી દે. આ સ્વાર્થ ધન પ્રાપ્તિમાં હેતુ ભાવનાત્મક છે. અતિશય અલંકાર આપેલ છે, હું પાપીને કદીપણ નહીં આપું, તું પાપીને ન આપ, પરન્તુ તારા ઉપાસક ધર્માત્માને અવશ્ય આપ અને હું પણ આપીશ, જ્યારે તારો ઉપાસક આટલો ઉદાર છે, ત્યારે તું તો મહાન ઉદાર છો, ખરેખર ધન તારા માટે છે જ નહિં, તેં તો ઉપાસક માટે જ રાખેલ છે. (૮)*

## ३११. त्वमिन्द्र प्रतूर्तिष्वभि विश्वा असि स्पृधः ।
## अशस्तिहा जनिता वृत्रतूरसि त्वं तूर्य तरुष्यतः ॥ ९ ॥

પદાર્થ : इन्द्र-હે પરમ ઐશ્વર્યવાન પરમાત્મન્ ! त्वम्-તું प्रतूर्तिषु-અમારા આત્મભાવને હિંસિત કરનારા પ્રસંગોમાં ઉત્પન્ન થનાર विश्वाः-स्पृधः-સમસ્ત વિરોધી ભાવનાઓ-આસુરી વૃત્તિઓને अभि-असि-અભિભૂત કરે છે-તિરસ્કૃત કરે છે-વિનિષ્ટ કરી નાખે છે. अशस्तिहा-અપ્રશસ્તિ-અકીર્તિકર અનિષ્ટના નાશક પરંતુ जनिता-શસ્તિ-કીર્તિકર અભીષ્ટના જનયિતા ઉત્પન્ન કર્તા અને त्वम्-તું तरुष्यतः-तूर्य-હે

હિંસકોને હિંસિત કરનાર ! वृत्रतूः-असि-પાપોનો નાશક છે. (૯)

*ભાવાર્થ : પરમાત્મા અમારા-ઉપાસકોના આત્મભાવને હિંસિત કરનાર પ્રસંગોમાં સમસ્ત વિરોધી વૃત્તિઓને ઉઠવા દેતો નથી. તથા અકીર્તિકર અનિષ્ટનો નાશ કરીને કીર્તિકર અભીષ્ટને પ્રાપ્ત કરાવે છે. પાપોનો નાશકર્તા છે તેમજ અમને પીડા આપનારનો પણ નાશક બને છે. (૯)*

**३१२. प्र यो रिरिक्ष ओजसा दिवः सदोभ्यस्परि ।**
**न त्वा विव्याच रज इन्द्र पार्थिवमति विश्वं ववक्षिथ॥१०॥**

પદાર્થ : यः-જે તું इन्द्र-ઐશ્વર્યવાન પરમાત્મન્ ! ओजसा-આત્મિક ઓજ-સ્વગત આત્મસ્વરૂપ બળથી दिवः-सदोभ्यः-परि-દ્યુમંડળની પ્રદેશ સીમાઓથી प्ररिरिक्षे-પ્રકર્ષથી અર્થાત્ ખૂબજ અતિરિક્ત-પૃથક્ રહીને પણ વિદ્યમાન છે તથા पार्थिवं रजः-પૃથિવી ક્ષેત્રની રજ-પરિસીમિત લોક-પિંડ અથવા ધૂળ ભાગ त्वा न विव्याच-તને વ્યાપી શકતા નથી, પરન્તુ विश्वम्-अति-ववक्षिथ-વિશ્વનું અતિક્રમણ કરીને તેનું વહન કરે છે, સંભાળે છે, ચલાવે છે અથવા અમને વિશ્વથી અલગ સ્વરૂપ મોક્ષમાં લઈ જવા ઈચ્છે છે. (૧૦)

*ભાવાર્થ : પરમાત્મા સબળ સ્વાત્મ સ્વરૂપથી દ્યુમંડળના સીમાવર્તી પ્રદેશને પાર કરીને બિરાજમાન છે. તથા પૃથિવી ક્ષેત્રના સીમાવર્તી લોક ધૂળભાગની વ્યાપ્તિથી પર છે, પરંતુ સમસ્ત લોક મંડળ અથવા સંસારથી અલગ રહીને તેને સંભાળનાર અને ચલાવનાર તથા વિશ્વથી પર અમને મોક્ષમાં લઈ જવા ઈચ્છે છે. એવો એકમાત્ર પરમાત્મા છે, ત્યારે અમે એવા પરમાત્માને અનુકૂળ બનીએ અને તેની ઉપાસના કરીએ. (૧૦)*

## ખંડ-૯

**३१३. असावि देवं गोऋजीकमन्धो न्यस्मिन्निन्द्रो जनुषेमुवोच ।**
**बोधामसि त्वा हर्यश्व यज्ञैर्बोधा न स्तोममन्धसो मदेषु ॥१॥**

પદાર્થ : गोऋजीकं देवम्-अन्धः-असावि-વાણીથી સ્તુતિથી ઋજુરૂપ દિવ્ય આધ્યાનીય ઉપાસના રસ નિષ્પન્નને ईम्-इन्द्रः-अस्मिन् जनुषा नि-उवोच-એ પરમાત્મા અહીં સ્વભાવતઃ અર્થાત્ નિષ્પન્ન ઉપાસનારસની સાથે જ નિરંતર સમવેત બને છે એ અમે જાણીએ છીએ તેથી हर्यश्व-હે ઋક્ અને સામ-સ્તુતિ અને ઉપાસના દ્વારા પ્રાપ્તિના સાધનવાળા પરમાત્મન્ ! यज्ञैः-त्वा बोधामसि-અધ્યાત્મયજ્ઞોથી અમે તને સંબોધિત કરીએ છીએ, તેથી अन्धसः-मदेषु-આધ્યાનીય-સમગ્ર ધ્યાનના આનંદના નિમિત્તોમાં नः-स्तोमं बोध-અમારા સ્તુતિ વચનોને જાણ-જાણીને તારી કૃપા દ્વારા અમારું કલ્યાણ કર. (૧)

*ભાવાર્થ : હે પરમાત્મન્ ! અમે તારા માટે સ્તુતિ અને વાણીથી મિશ્રિત-સહિત ઉપાસનારસ જ્યારે તૈયાર કરીએ છીએ, ત્યારે તું તેમાં સ્વભાવતઃ અર્થાત્ તે તૈયાર થતાંની સાથે જ સમવેત થઈને સંયુક્ત બને છે. સ્તવન ઉપાસનાથી પ્રાપ્ત થનાર પરમાત્મન્ તને અધ્યાત્મયજ્ઞોથી સંબોધિત કરીએ છીએ, બોલાવીએ છીએ, અમારા ધ્યાન પ્રસંગોના હર્ષ-આનંદોના નિમિત્તોમાં અમારા દ્વારા સ્તુતિ વચનોને જાણ-અમારું કલ્યાણ કરવું એ પણ તારો સ્વભાવ છે. (૧)*

## ३१४. योनिष्ट इन्द्र सदने अकारि तमा नृभिः पुरुहूत प्र याहि ।
## असो यथा नोऽविता वृधश्चिद्ददो वसूनि ममदश्च सोमैः ॥ २ ॥

પદાર્થ : इन्द्र-હે પમરાત્મન્ ! सदने-હૃદયગૃહમાં ते योनिः अकारि-તારું ઘર-અવકાશરૂપ સ્થાન બનાવેલ છે पुरुहूत-હે અનેક પ્રકારથી બોલવવા યોગ્ય પરમાત્મન્ ! नृभिः-आ प्र याहि-અમે દિવ્ય પ્રજાઓ ઉપાસક આત્માઓની સાથે સમગ્ર રૂપથી પ્રાપ્ત થા-બિરાજ यथा नः-अविता वृधः-चित्त-असः-જે રીતે અમારા રક્ષક વર્ધક પણ છે-બન वसूनि ददः-ધનને આપ च-અને सोमैः-ममदः-અમારા ઉપાસનારસોથી તું हर्षित-આનંદિત થા. (૨)

*ભાવાર્થ : અમે ઉપાસકજનો પોતાનાં હૃદયમાં પરમાત્માને માટે અવકાશ બનાવીએ, જેથી તે અમારી-ઉપાસકોની સાથે સારી રીતે બિરાજમાન થઈ શકે અને બિરાજમાન થઈને અમારો રક્ષક અને વૃદ્ધિ કર્તા પણ બની શકે, અમને વસાવવા યોગ્ય ઉપયોગી જ્ઞાનધન પણ આપી શકે. આ સર્વ અમારા ઉપાસનારસોથી પ્રસન્ન બનીને જ કરી શકશે. (૨)*

## ३१५. अददरुत् समसृजो वि खानि त्वमर्णवान् बद्बधानाँ अरम्णाः ।
## महान्तमिन्द्र पर्वतं वि यद्वः सृजद्धारा अव यद्दानवान् हन् ॥ ३ ॥

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! त्वम्-તું उत्सम् अददः-ઉત્સદન-ઉપર મસ્તિષ્ક સ્થાનને ખોલે છે જેમાંથી જ્ઞાન પ્રવાહ વહે છે. खानि वि असृजः-છિદ્રો-ઈન્દ્રિયોને વિસર્જિત કરે છે વિકસિત કરે છે જેથી બહારથી ગંધ આદિ અંદર પ્રવિષ્ટ થાય છે बद्बधानान्-अर्णवान्-નાડીઓમાં રક્તને બાંધનાર अरम्णाः-વિસર્જિત કર્યું-છોડ્યું यत्-જ્યારે महान्तं पर्वतं विवः-મહાન મહત્ત્વપૂર્ણ પર્વવાળા-અંગો સંધિઓ વાળા શરીરને સ્પષ્ટ-વ્યક્ત કર્યું यत्-જે धाराः-सृजत्-જીવનધારાઓ-જીવન શક્તિઓને સર્જિત કરી-છોડી दानवान्-अवहन्-ફરી-ફરી જન્મ આપનાર કારણોને નષ્ટ કરે છે. (૩)

*ભાવાર્થ : પરમાત્મા સામાન્ય રૂપથી સર્વ મનુષ્યોનો અને વિશેષરૂપથી ઉપાસકોનાં મૂર્ધા-મસ્તિષ્કને ખોલે છે, જેથી જ્ઞાન પ્રવાહ ચાલે છે. ઈન્દ્રિયોને વિકસિત કરે છે, જેથી ગંધ આદિ પ્રવિષ્ટ થાય છે. નાડીઓમાં રક્તને બાંધનાર પ્રાણોને છોડે છે, જેથી શરીરમાં રક્ત સંચાર થાય છે. મહત્ત્વપૂર્ણ સંધિઓ વાળા શરીરને વ્યક્ત બનાવે છે, જીવન ધારાઓને તેમાં છોડે છે. ફરી-ફરી જન્મ લેવાના કારણોનો પણ નાશ કરે છે, એવો પરમાત્મા સદા ઉપાસનીય છે. (૩)*

३१६. सुष्वाणास इन्द्र स्तुमसि त्वा सनिष्यन्तश्चित्तुविनृम्ण वाजम्।
आ नो भर सुवितं यस्य कोना तना त्मना सह्याम त्वोताः॥४॥

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! सुष्वाणासः-અમે ઉપાસનારસને નિષ્પન્ન કરવાને માટે त्वा स्तुमसि-તારી સ્તુતિ કરીએ છીએ तुविनृम्ण-હે બહુજ ધનવાન ! वाजं सनिष्यन्तः-चित्-અમૃત અન્ન-મોક્ષ ભોગના સેવન કરવાના કારણે પણ તારી સ્તુતિ કરીએ છીએ नः सुवितम्-आभर-અમારા માટે અભ્યુદયિક સુખ આભરિત કર यस्य कोना तना-જેના ગમક ઉપકરણ-ઉપયોગ વિસ્તારક ધન છે त्वोतात्मना-आसह्याम-તારાથી રક્ષિત થયેલ આત્મસ્વરૂપથી અમે કોઈ વિરોધી વ્યવહારોને સદા સહન કરતા રહીએ. (૪)

*ભાવાર્થ : અમે ઉપાસનારસ નિષ્પન્ન કરીએ તેથી અને બહુજ ધનવાન પરમાત્માથી અમૃતભોગની પ્રાપ્તિને માટે પણ તેની સ્તુતિ કરીએ. સાંસારિક સાચું સુખ અમારી અંદર ભરે છે, તે પરમાત્માથી ઉપકારક ધનો અને સાધનોને પ્રાપ્ત કરીને વિરોધીઓને સહન કરી શકીએ. (૪)*

३१७. जगृह्मा ते दक्षिणमिन्द्र हस्तं वसूयवो वसुपते वसूनाम् ।
विद्मा हि त्वा गोपतिं शूर गोनामस्मभ्यं चित्रं वृषणं रयिं दाः॥५॥

પદાર્થ : वसुपते इन्द्र-હે ધનોના સ્વામી પરમાત્મન્ ! वसूनां वसूयवः-વિવિધ ધનોના અમે ધનના આકાંક્ષી ते दक्षिणं हस्तं जगृह्म-તારા દક્ષિણ હાથને-દાન કરનારા શક્તિરૂપ હાથને પકડીએ છીએ. शूर-હે વિક્રમશીલ त्वा गोनां गोपतिं विद्म हि-તારી-ગૌઃ = સ્તોતૃ-ગાયોની સ્તુતિ કર્તાઓના સ્તોતૃસ્વામીને જાણીએ છીએ अस्मभ्यं-चित्रं वृषणं-रयिं दाः-અમારા ઉપાસકોને માટે અયનીય = દર્શનીય-તારા અમૃત સુખવર્ષક ધનને આપ. (૫)

*ભાવાર્થ : ઉપાસકજનો પરમાત્મામાં વસાવનાર ગુણધનોના ઈચ્છુક હોય, તે એવા વાસક ગુણધનોનું દાન કરનાર શક્તિરૂપ હાથને પકડે તથા સ્તુતિ કરનારા ઉપાસકોનાં દર્શનામૃત સુખવર્ષક ધનને પણ ઉપાસકાધિપતિથી માંગે. (૫)*

३१८. इन्द्रं नरो नेमधिता हवन्ते यत्पार्या युनजते धियस्ताः ।
शूरो नृषाता श्रवसश्च काम आ गोमति व्रजे भजा त्वं नः॥६॥

પદાર્થ : नरः-દેવજન-મુમુક્ષુજન नेमधिता-શુભ-અશુભ વર્ગોની સ્થિતિ-સંગ્રામની પ્રવૃત્તિમાં इन्द्रं हवन्ते-પરમાત્માને આહુત કરે છે-આમંત્રિત કરે છે तत्-ત્યારે ताः-पार्याः-धियः-युनजते-તેની વિરુદ્ધ પ્રવૃત્તિ સંગ્રામોમાં અશુભ પ્રવૃત્તિઓને પાર કરનારી અથવા અશુભ પ્રવૃત્તિઓને દૂર ફેંકનારી યોગ ક્રિયાઓને યુક્ત કરે છે त्वम्-तुं शूरः-વિક્રમી नृषाता-દેવ શ્રેણીના મનુષ્યો-મુમુક્ષુઓના સર્વભોગના

સંભાગી બનનાર च-અને श्रवसः कामः-યશસ્વીજનને ચાહનાર नः-गोमति व्रजे-आभज-સ્તોતાવાળા છંદોમય-મંત્રભાગમાં સમગ્રરૂપથી ભાગી બને છે. (૬)

*ભાવાર્થ : દેવજન આગળ વિભક્ત થયેલા દેવાસુર સંગ્રામના અવસર પરમાત્માને આમંત્રિત કરે, ત્યારે તે અસુર વૃત્તિઓને દૂર ફેંકનારી પોતાની દેવવૃત્તિઓથી યુક્ત બને છે. તે વિક્રમી મુક્ત આત્માઓને પોતાના આનંદના ભાગી બનાવનાર તે યશસ્વી મુક્તાત્માઓને ચાહે છે. તે તેના સ્તોતૃગૃહમાં તેને સુખ ભાગી પણ બનાવે છે. (૬)*

## ३१९. वयः सुपर्णा उप सेदुरिन्द्रं प्रियमेधा ऋषयो नाधमानाः ।
## अप ध्वान्तमूर्णुहि पूर्द्धि चक्षुर्मुमुग्ध्या३स्मान्निधयेव बद्धान् ॥७॥

પદાર્થ : वयः सुपर्णाः-શ્રેષ્ઠ ગતિવાળા પુરુષ અર્થાત્ ઉપાસક સત્પુરુષ प्रियमेधाः-ऋषयः-જેને પરમાત્માનો સંગ પ્રિય છે એવા ઋષિ મહાનુભાવ नाधमानाः-એ યાચના કરવા માટે इन्द्रम्-उपसेदुः-પરમાત્માનાં ધ્યાનને પ્રાપ્ત થયેલ-પ્રાપ્ત થાય છે. ध्वान्तम्-अप-ऊर्णुहि-હે પરમાત્મન્ ! તું અજ્ઞાન-અંધકારને દૂર કર चक्षुः-पूर्धि-તારા જ્ઞાન-પ્રકાશ દ્વારા જ્ઞાન નેત્રને ભરી દે अस्मान्-निधया-इव बद्धान् मुमुग्धि-અમને પાશ સમૂહની માફક સંસારપાશમાં બંધાયેલાને હવે છોડી દે-મુક્ત કર. (૭)

*ભાવાર્થ : પ્રગતિશીલ સત્પુરુષ પરમાત્માની સંગતિ જ જેને પ્રિય છે, એવા ઋષિજનો ધ્યાનમાં પરમાત્માને પ્રાપ્ત કરીને એવી યાચના કરે છે કે, હે પરમાત્મન્ ! તું અમારા અજ્ઞાન-અંધકારનો નાશ કરીને તારા જ્ઞાન-પ્રકાશથી અમારા જ્ઞાન નેત્રને ભરી દે અને પાશમાં બંધાયેલની જેમ અમને સંસાર બંધનથી મુક્ત કરીને તારા મુક્તિઘરમાં લઈ લે. પરમાત્મન્ ! એવા સત્પુરુષોને તું તારી કૃપા દ્વારા તેને મુક્તિ પ્રદાન કરે છે. (૭)*

## ३२०. नाके सुपर्णमुप यत् पतन्तं हृदा वेनन्तो अभ्यचक्षत त्वा ।
## हिरण्यपक्षं वरुणस्य दूतं यमस्य योनौ शकुनं भुरण्युम् ॥८॥

પદાર્થ नाके-દુઃખ રહિત નિતાન્ત સુખસ્થાન મોક્ષધામમાં सुपर्णम्-શ્રેષ્ઠ પાલન ધર્મવાળા, उपपतन्तं त्वा-સ્વામી ભાવથી ઉપસ્થિત તને ઐશ્વર્યવાન પરમાત્માને हृदा वेनन्तः-હૃદયથી ચાહનાર ઉપાસક अभ्यचक्षत-લક્ષિત કરે છે हिरण्यपक्षम्-સોનેરી પાંખોવાળા પક્ષી સમાન-તેજસ્વી, वरुणस्य दूतम्-વરણીય પ્રમુખ આનંદના પ્રેરક, यमस्य योनौ-યમન = નિયમન સંયમના આશ્રયમાં भुरण्यं शकुनम् ભ્રમણશીલ સમર્થ પક્ષી જેવાને લક્ષિત કરે છે. (૮)

*ભાવાર્થ : અત્યંત સુખમય મોક્ષ-ધામમાં સ્વામી ભાવથી ઉપસ્થિત શ્રેષ્ઠ પાલન ધર્મથી યુક્ત, સોનેરી પાંખોવાળા સમર્થ પક્ષી સમાન ભ્રમણ-વ્યાપનશીલ તુજ પરમાત્માને જે અત્યંત વરણીય, સુખના પ્રેરક અને યમ-નિયમ સંયમના આશ્રય પર પ્રાપ્ત થનારને ઉપાસકજન હૃદયથી અનુભૂત કરે છે. (૮)*

३२१. ब्रह्म जज्ञानं प्रथमं पुरस्ताद्वि सीमतः सुरुचो वेन आवः ।
स बुध्न्या उपमा अस्य विष्ठाः सतश्च योनिमसतश्च विवः ॥ ९ ॥

પદાર્થ : पुरस्तात्-સૃષ્ટિથી પૂર્વ प्रथमं ब्रह्म जज्ञानम्-પ્રથિત =અત્યંત વિસ્તૃત અખંડ રૂપ બ્રહ્માંડ પરમાત્મા દ્વારા પ્રકટ થયેલ તેમાં वेनः-કાન્તિમાન ઇન્દ્ર-પરમાત્માની सीमन्तः-સીમાથી તેની પોતાની સીમાથી પરિધિક્રમથી सुरुचः-પૃથિવી ચંદ્ર આદિ લોકોને वि-आव-પૃથક-પૃથક વ્યક્ત કર્યા-રચના કરી सः-તે પરમાત્માએ अस्य-આ બ્રહ્માંડની बुध्न्याः-उपमाः विष्ठाः-અન્તરિક્ષ-આકાશમાં રહેલી દિશાઓને વિશેષ સ્થાપિત કરી તથા सतः-च-असतः-च योनिं विवः-પ્રાણીની અને અપ્રાણીની યોનિ-પ્રાણી યોનિ તથા અપ્રાણી યોનિ-જડ યોનિને વ્યક્ત કરી. (૯)

*ભાવાર્થ : ઐશ્વર્યવાન પરમાત્મા દ્વારા સૃષ્ટિનાં પૂર્વ અત્યંત વિસ્તૃત બ્રહ્માંડ-વિશ્વગોળો વ્યક્ત થયો. તેમાં પરમાત્માએ સીમાઓમાં પરિધિઓમાં પૃથિવી આદિ લોકો-પિંડોને વ્યક્ત કર્યા-રચના કરી, પુનઃ એ બ્રહ્માંડની આકાશગત દિશાઓને વ્યવસ્થિત કરી. મનુષ્ય ગાય, ઘોડા આદિ પ્રાણી યોનિ અને આંબા આદિ વૃક્ષોની અપ્રાણી યોનિઓને વ્યક્ત કરી-રચના કરી. તે એવા રચયિતા શક્તિશાળી પરમાત્માને જાણીને તેની ઉપાસના કરવી જોઈએ; જેથી પૃથિવી આદિ પિંડોને સીમામાં બાંધેલ છે અને પૃથિવી આદિ પર અમને જીવાત્માઓને બાંધેલ છે. બંધનથી મુક્ત થવા માટે પરમાત્માની ઉપાસના કરવી એ સાધન છે. (૯)*

३२२. अपूर्व्या पुरुतमान्यस्मै महे वीराय तवसे तुराय ।
विरप्शिने वज्रिणे शन्तमानि वचांस्यस्मै स्थविराय तक्षुः ॥ १० ॥

પદાર્થ : अस्मै महे वीराय तवसे तुराय-એ મહાન, પૂજ્ય, જીવન ગતિપ્રદ, બળવાન, શીઘ્રકારી, ઇન્દ્ર પરમાત્માને માટે, अस्मै विरप्शिने स्थविराय-એ મહાન વા વિશેષ વક્તા ઓજસ્વી જ્યેષ્ઠ ઇન્દ્ર પરમાત્માને માટે, अपूर्व्या पुरुतमानि शन्तमानि वचांसि तक्षुः-સર્વ શ્રેષ્ઠ અધિકાધિક અતિમધુર સ્તુતિવચન ઉપાસકજન સંપન્ન કરે છે-સમર્પિત કરે છે.

*ભાવાર્થ : તે પૂજનીય, વીર, ગતિપ્રદ, બળવાન, શીઘ્રકારી તથા મહાન અથવા વિશેષ વક્તા, ઓજસ્વી, જ્યેષ્ઠ પરમાત્માને માટે સર્વશ્રેષ્ઠ અધિકાધિક અતિ મધુર સ્તુતિ વચન ઉપાસકજન સમર્પિત કર્યા કરે છે, તેથી અમે કરીએ છીએ. (૧૦)*

## ખંડ-૧૦

३२३. अव द्रप्सो अंशुमतीमतिष्ठदीयानः कृष्णो दशभिः सहस्रैः ।
आवत्तमिन्द्रः शच्या धमन्तमप स्त्रीहितिं नृमणा अधद्राः ॥ १ ॥

પદાર્થ : द्रप्सः-कृष्णः-અલ્પ-અણુપરિમાણવાળા—અણુ જીવાત્મા પાપ ભાવના યુક્ત બનીને ईयानः-ગતિ કરતો दशभिः सहस्त्रैः-દશહજાર નાડી તંતુઓથી યુક્ત બનીને अंशुमतीम्-પ્રાણોવાળી નગરી-દેહપુરીને अवातिष्ठत्-અવસ્થિત-પ્રાપ્ત થાય છે तं धमन्तम्-તે અર્ચના કરનાર-પરમાત્માની સ્તુતિ કરનારને नृमणाः-इन्द्रः शच्या-आवत्-નરો મુમુક્ષુજનોમાં મન-કલ્યાણ ચિંતનવાળા ઐશ્વર્યવાન પરમાત્મા પ્રજ્ઞાનથી તેને સુરક્ષિત કરે છે, अध-નિરંતર તેને स्नीहितिम्-નાશ કરનારી પાપવાસનાને अधद्राः-દૂર ભગાડે છે. પૃથક કરે છે અથવા નષ્ટ કરે છે. (૧)

*ભાવાર્થ : અણુ-જીવાત્મા પાપ આચરણને કારણે હજારો નાડી તંતુઓથી યુક્ત પ્રાણોવાળી દેહપુરીમાં ભટકતો પ્રાપ્ત થાય છે-દેહ ધારણ કરે છે, જ્યારે તે પરમાત્માની સ્તુતિ કરે છે, ત્યારે પરમાત્મા તેને જ્ઞાન આપીને તેની રક્ષા કરે છે અને તેની હાનિકારક પાપવાસનાને પણ ભગાડી દે છે અથવા નષ્ટ કરે છે, કારણ કે તે ઉપાસક મુમુક્ષુજનોમાં કલ્યાણની ભાવના રાખનાર છે. (૧)*

**३२४. वृत्रस्य त्वा श्वसथादीषमाणा विश्वे देवा अजहुर्ये सखायः ।**
**मरुद्भिरिन्द्र सख्यं ते अस्त्वथेमा विश्वाः पृतना जयासि ॥ २ ॥**

પદાર્થ : इन्द्र-ઐશ્વર્યવાન પરમાત્મન્ ! वृत्रस्य श्वसथात्-પાપના વધક-નાશક પ્રહારથી-ફટકારથી ईषमाणाः-હિંસિત તાડિત થતા विश्वेदेवाः-સાધારણ મનુષ્ય त्वा-अजहुः-તારો ત્યાગ કરે છે ये सखायः જે તારા મિત્રભાવ સમાન નામથી मरुद्भिः-ते सख्यम् अस्तु-મુમુક્ષુ અધ્યાત્મયાજીજનોની સાથે તારી મિત્રતા છે-થાય છે इमाः-विश्वा पृतनाः-जयसि-એમાં વિદ્યમાન સમસ્ત સંઘર્ષ કરતી પાપવાસનાઓને તું જીતી લે, દૂર ભગાડી દે-ભગાડી દે છે. (૨)

*ભાવાર્થ : ચેતન દેવ સર્વજ્ઞ પરમાત્માનો મિત્ર ચેતન જ્ઞાનવાન મનુષ્ય-સામાન્યજન પાપના પ્રહારથી બાધિત થઈને પરમાત્માને છોડી દે છે, નાસ્તિક બની જાય છે, અથવા જે મનુષ્ય સમાન ચેતન જ્ઞાનવાન હોવા છતાં પણ તું જ પરમાત્માનો ત્યાગ કરી દે છે અર્થાત્ નાસ્તિક બની જાય છે; તે પાપ પ્રહારથી પીડિત થઈને, પાપ ઉપર પાપ કર્યે જાય છે અને પાપનું ફળ દુઃખ ભોગવે છે. પરન્તુ તારો ઉપાસક આત્મયાજી-મુમુક્ષુજન છે, તે તો તારી મિત્રતામાં રહે છે. તું એની સમસ્ત વિરોધી વાસનાઓ-ભાવનાઓને જીતી લે છે-નષ્ટ કરી નાખે છે. (૨)*

**३२५. विधुं दद्राणं समने बहूनां युवानं सन्तं पलितो जगार ।**
**देवस्य पश्य काव्यं महित्वाद्या ममार स ह्यः समान ॥ ३ ॥**

પદાર્થ : बहुनां-અનેક ઈન્દ્રિયોનો दद्राणम्-દમનશીલ विधुम्-સ્વયં વિધમાનશીલ-ચંચળ युवानं सन्तम्-યુવાન જ્યાં સુધી શરીરમાં રહે છે, ત્યાં સુધી સમાન રૂપમાં વિદ્યમાન રહીને અન્તઃકરણ પદાર્થને समने-રાત્રિ શયનમાં पलितः-જ્ઞાની ચેતન આત્મા जगार-ગળી જાય છે. देवस्य-પરમાત્મા દેવની काव्यं पश्य-કલા-શિલ્પને જોઈને महित्वा-તેની મહાન શક્તિથી अद्य ममार-આજ શયનકાળમાં જે મૃત સમાન

બની ગયો स ह्यः-समानः-તે કાલ જે સમાન રૂપમાં હતો અથવા ह्यः-ममार-अद्य समानः-ગઈકાલે મર્યો, આજે ફરી એવા કાર્યો કરવામાં એવો જ બની ગયો અથવા જે અન્તઃકરણ યુક્ત આત્મા કાર્યકરણ-સમર્થગત ગઈ કાલમાં હતો તે આજે મરી ગયો-શરીર ત્યાગી ગયો, જે આજ મરી ગયો, તે આગળના સમયમાં પુનઃ શરીર ધારણ કરીને તેવો જ ઉત્પન્ન થઈ જાય છે. આ રીતે જન્મ મરણના શિલ્પ પરમાત્માનું વિવેચનીય છે. (૩)

*ભાવાર્થ : એ અન્તઃકરણ ઈન્દ્રિયોનું નિયંત્રણ કરનાર સ્વયં ચંચળ, શરીરમાં ઈન્દ્રિયોની અપેક્ષા યુવાન-વૃદ્ધત્વ રહિત છે. ઈન્દ્રિયો તો શરીરમાં રહીને પણ જીર્ણ-ક્ષીણ અથવા નષ્ટ થઈ જાય છે, પરન્તુ એ તો જ્યાં સુધી શરીર જીવિત છે, ત્યાં સુધી રહે છે, પરન્તુ રાતે શયન સમયે ચેતન આત્મા તેને પોતાની અંદર લઈ લે છે. અર્થાત્ ઈન્દ્રિયોનું સંચાલન કરનાર આત્મા અજર હોવા છતાં પણ મહાન ચેતન પરમાત્મા દેહ ત્યાગ પછી પોતાની અંદર લઈ લે છે, એ પરમાત્મા દેવનું શિલ્પ છે, કળા છે, જે અન્તઃકરણ આજ રાત્રિમાં મૃત થયું અકિંચિતકર બની ગયું, કાલ એ પોતાના રૂપમાં ઠીક હતું અને આગળ પણ આવનારી કાલ ફરી એવી જ બની જશે અથવા એ પરમાત્માની કળા છે. જે આ આત્મા આજ મરી ગયો-દેહત્યાગ કરી ગયો, તે કાલ તો ઠીક સમાન હતો અને આવનારી કાલમાં ફરી દેહને પ્રાપ્ત કરીને ફરી એવો જ બની જાય છે. (૩)*

**३२६. त्वं ह त्यत् सप्तभ्यो जायमानोऽशत्रुभ्यो अभवः शत्रुरिन्द्र ।**
**गूढे द्यावापृथिवी अन्वविन्दो विभुमद्भ्यो भुवनेभ्यो रणं धाः ॥ ४ ॥**

પદાર્થ : त्वम्-इन्द्रः-તું ઈન્દ્ર ह-નિશ્ચય जायमानः-પ્રસિદ્ધ-પ્રકટ થતાં त्यत्-सप्तभ्यः-अशत्रुभ्यः-તે સાત શત્રુરહિત-સાત જે તારા હોય છે યથા-પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, ઉર્ધ્વઃ, અધઃ, મધ્યના शत्रुः-अभवः-શાતયિતા વિલોડનકર્તા છે તેથી તેમાં गूढे द्यावापृथिवी-ગહન સૂક્ષ્મરૂપ બનેલા દ્યાવાપૃથિવીમય પિંડ સમૂહનું अन्वविन्दः-અન્વેષણ કરી લીધું શોધી લીધા, પ્રાપ્ત કરી લીધા, તેની અંદર રહેલ विभुमद्भ्यः-भुवनेभ्यः-અન્નભોગવાળા લોકો પિંડોથી रणं धाः-અમારા માટે રમણીય ભોગોને ધારિત કરે છે-પ્રદાન કરે છે. (૪)

*ભાવાર્થ : પૂર્વથી પ્રસિદ્ધ થયેલ પરમાત્માની અજેય સાત દિશાઓ-પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, ઊર્ધ્વ, અધઃ અને મધ્ય દિશાઓને વિલોડન કરીને સૂક્ષ્મ દ્યાવા પૃથિવીમય મંડળની શોધ કરી લીધી તથા અન્ન ભોગવાળા લોકો પિંડોથી મનુષ્યોને માટે રમણીય ભોગ પ્રદાન કરે છે. તે પરમાત્માની ઉપાસના કરવી જોઈએ. (૪)*

**३२७. मेडिं न त्वा वज्रिणं भृष्टिमन्तं पुरुधस्मानं वृषभं स्थिरप्स्नुम् ।**
**करोष्यर्यस्तरुषीर्दुवस्युरिन्द्र द्युक्षं वृत्रहणं गृणीषे ॥ ५ ॥**

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! मेडिंन-માધ્યમિક વાક્-વિદ્યુત્‌ની સમાન भृष्टिमन्तम्-પાપભાવની ભંજન શક્તિવાળા पुरुध्स्मानम्-બહુજ દાન અત્યંત આનંદામૃત પ્રદાન કર્તાને स्थिरप्स्नुम्-એકરસ સ્વરૂપવાળા, वज्रिणम्-ઓજસ્વી, द्युक्षम्-જ્ઞાન ભંડાર, वृत्रहणम्-પાપ નાશક त्वा-તને गृणीषे-પ્રશંસિત કરું છું,સ્તુતિમાં લાવું છું, પરંતુ तरुषीः-अर्यः-હિંસા કરનારી બાધક પ્રવૃત્તિઓને પણ करोषि-તિરસ્કૃત કરે છે. બહાર ધકેલે છે. अवस्युः-અમારી રક્ષાને ચાહનાર છે. (૫)

*ભાવાર્થ : પરમાત્મા ! તું વિદ્યુત્ સમાન તેજસ્વી, પાપને ભસ્મ કરવાને શક્તિશાળી, અત્યંત આનંદદાતા, એકરસ, જ્ઞાન ભંડાર, અજ્ઞાન-અંધકારનાશક તથા અમારી રક્ષા ઈચ્છનાર અંદરની પ્રવૃત્તિઓને પણ બહિષ્કૃત અથવા તિરસ્કૃત કરે છે; એવા તુજ પરમાત્માની હું સ્તુતિ કરું છું. (૫)*

**३२८. प्र वो महे महेवृधे भरध्वं प्रचेतसे प्र सुमतिं कृणुध्वम् ।**
**विशः पूर्वीः प्र चर चर्षणिप्राः ॥६॥**

પદાર્થ : वः-હે ઉપાસકો ! महे-તમે મહાન બનવા માટે प्रचेतसे-પ્રકૃષ્ટ જ્ઞાનવાન સર્વજ્ઞ અને પ્રકૃષ્ટ ચેતનાવાળા महे वृधे-મહાન વૃદ્ધિ કરનાર પરમાત્માને માટે भरध्वम्-ઉપાસનારસ સમર્પિત કરો सुमतिं प्रकृणुध्वम्-શ્રેષ્ઠ-શુભ સ્તુતિ કરો चर्षणिप्राः-મનુષ્યોની કામનાઓને પૂર્ણ કરનાર પરમાત્મા पूवीः-विशः प्रचर-પોતાની શ્રેષ્ઠ ઉપાસક પ્રજાને અવશ્ય સંરક્ષણ પ્રદાન કરે છે. (૬)

*ભાવાર્થ : પરમાત્મા મહાન, વૃદ્ધિ કરનાર, સર્વજ્ઞ, સાવધાન કરનાર છે. અમારા મહાન કલ્યાણને માટે ઉપાસનારસોથી તૃપ્ત કરીએ અને તેની શ્રેષ્ઠ સ્તુતિ કરવામાં આવે, તો તે મનુષ્યોનું પાલન કરનાર હોવાથી પોતાની શ્રેષ્ઠ ઉપાસક પ્રજાઓને અવશ્ય પ્રાપ્ત થાય છે. (૬)*

**३२९. शुनं हुवेम मघवानमिन्द्रमस्मिन् भरे नृतमं वाजसातौ ।**
**शृण्वन्तमुग्रमूतये समत्सु घ्नन्तं वृत्राणि सञ्जितं धनानि ॥७॥**

પદાર્થ : अस्मिन् वाजसातौ भरे-એ અમૃત અન્ન ભોગની સંભક્તિવાળા ભર-આનંદ ભંડાર મોક્ષ ધામની પ્રાપ્તિને માટે समत्सु-સામેના સંઘર્ષો સ્થાનોમાં वृत्राणि-घ्नन्तम्-પાપભાવોના હનનકર્તા, ऊतये श्रृण्वन्तम्-રક્ષાને માટે પ્રાર્થના સાંભળનાર, धनानि सञ्जितम्-અનુકૂળ ધનોનો સમ્યક્ જય કરનાર शुनंमघवानम्-उग्रम्-इन्द्रं हुवेम-સુખસ્વરૂપ કલ્યાણ ધનવાળા તેજસ્વી પરમાત્માને આમંત્રિત કરીએ છીએ.

*ભાવાર્થ : અમારા એ લક્ષિત અમૃત અન્નભોગની સારી રીતે પ્રાપ્તિ કરાવનાર, આનંદ ભંડાર મોક્ષધામને માટેના પ્રસંગોમાં સામે આવેલા પાપભાવોના નાશકર્તા, રક્ષાને માટે સાંભળનાર, અભીષ્ટ ધન પર અધિકાર કરનાર, સુખસ્વરૂપ, કલ્યાણ ધનવાન, તેજસ્વી પરમાત્માને આમંત્રિત કરીએ છીએ. (૭)*

**३३०. उदु ब्रह्माण्यैरत श्रवस्येन्द्रं समर्ये महया वसिष्ठ ।**
**आ यो विश्वानि श्रवसा ततानोपश्रोता म ईवतो वचांसि ॥८॥**

પદાર્થ : **वसिष्ठ**-હે પરમાત્મામાં અત્યંત વસનાર ઉપાસક ! **समर्ये**-પોતાની અંદર ઉઠતી શુભ-અશુભ વૃત્તિઓના સંગ્રામમાં-સંઘર્ષમાં **इन्द्र-महय**-પરમાત્માને અર્ચિત કર-તેની સ્તુતિ કર **श्रवस्या ब्रह्माणि-उदैरत-उ**-અવશ્ય પોતાની અધ્યાત્મ ધનની ઇચ્છાથી ઉપાસનાકર્મોને શ્રેષ્ઠ ભાવથી અનુષ્ઠિત કર **यः**-જે પરમાત્મા **विश्वानि-श्रवसा**-સમસ્ત અધ્યાત્મધનના આશ્રયોને **आ ततान**-પ્રકાશિત કર્યા કરે છે **सः**-તે પરમાત્મા **ईवतः-मे वचांसि-उपश्रोत**-મને પ્રાપ્ત થયેલાના વચનોને સાંભળે છે અર્થાત્ સ્વીકાર કરે છે. (૮)

*ભાવાર્થ : ઉપાસક પોતાને સંબોધિત કરીને કહે કે, અરે ઉપાસક ! તું તારી અંદરની વૃત્તિઓના સંઘર્ષમાં પરમાત્માની અર્ચના કર, અધ્યાત્મધનની ઇચ્છાથી ઉપાસના કર્મો-અષ્ટાંગયોગનાં આચરણોનું અનુષ્ઠાન કર, જે પરમાત્મા અધ્યાત્મધનના આશ્રયો-મિત્રોને પ્રકાશિત કરે છે, તે પ્રાપ્ત થયેલા મારા ઉપાસકનાં પ્રાર્થના વચનોનો સ્વીકાર કરે છે. (૮)*

**३३१. चक्रं यदस्याप्स्वा निषत्तमुतो तदस्मै मध्विच्चच्छद्यात् ।**
**पृथिव्यामतिषितं यदूधः पयो गोष्वदधा ओषधीषु ॥९॥**

પદાર્થ : **अस्य**-એ પરમાત્માના **यत्-चक्रम्**-જે સૃષ્ટિક્રમ ચક્ર અર્થાત્ ઉત્પત્તિ અને જીવના કર્મફળ પ્રદાન રૂપ **अप्सु-आनिषत्तम्**-વ્યાપ્ત પરમાણુઓમાં સમગ્ર રૂપથી નિગૂઢ રહીને ચાલી રહેલ છે. **उत-उ** અને પણ **अस्मै**-એ ચક્રને માટે **मधु-इत्-चच्छद्यात्**-પ્રાણને નિહિત કરેલ છે **पृथिव्याम्**-તે પૃથિવી પર વિસ્તૃત સૃષ્ટિમાં તથા પ્રત્યેક પાર્થિવ લોકમાં છોડીને ફરી તેથી **गोषु यत्-ऊधः**-ગાય આદિ પશુઓમાં ઊધસ્ય = મધુરરસ દૂધ **ओषधीषु पयः**-ઔષધિઓમાં રસ ધારણ કરે છે. (૯)

*ભાવાર્થ : પરમાત્માએ સૃષ્ટિક્રમ ચક્ર પરમાણુઓમાં ચલાવ્યો તેને માટે પ્રાણને સમ્યક્ સ્થિર કર્યો, તે પ્રાણ વિસ્તૃત સૃષ્ટિમાં વિસ્તારયુક્ત લોકમાત્રમાં છોડ્યો, પુનઃ ગાય આદિ પશુઓમાં દૂધ અને ઔષધિઓમાં અન્નરસ મનુષ્યોને માટે ધારણ કરાવ્યો, પરમાણુઓમાં ગતિપ્રદ વિશ્વપ્રાણ અને જીવોને માટે ઔષધિઓમાં જીવન પ્રાણ પરમાત્માએ ધારણ કરાવ્યાં, મનુષ્યના નિર્વાહ માટે ગાય આદિથી દૂધ પ્રાપ્ત કરવા અને ઔષધિઓથી અન્નરસ પ્રાપ્ત કરવાનું વિધાન કર્યું, અધ્યાત્મપ્રાણ-અધ્યાત્મજીવન ધારણ કરવા માટે ઉપાસક તે એવા પરમાત્માની ઉપાસના કરે. (૯)*

## ખંડ-૧૧

**३३२. त्यमू षु वाजिनं देवजूतं सहोवानं तरुतारं रथानाम् ।**

अरिष्टनेमिं पृतनाजमाशुं स्वस्तये तार्क्ष्यमिहा हुवेम ॥ १ ॥

પદાર્થ : त्यम-उ-તે નિશ્ચય सु वाजिनम्-અમારા અમૃત અન્નભોગ વાળા देवजूतम्-મુમુક્ષુઓની પ્રીત = પ્રેમપાત્ર सहोवानम्-સહસ્વાન =સર્પસી બળવાન रथानां तरुत्तारम्-ગમનશીલ લોકોનાં શરીર રથોને યથાવત્ ગતિશીલ અર્થાત્ કર્મગતિના પ્રેરક अरिष्टनेमिम्-કોઈપણ રીતે હિંસિત ન થનાર પ્રગતિ ચક્રવાળા पृतनाजम्-મનુષ્યોની વિરોધી પ્રવૃત્તિઓ પર વિજય કરનાર, आशुम्-વ્યાપનશીલ तार्क्ष्यम्-વિશ્વને ગતિ આપનાર વાયુ સ્વરૂપ પરમાત્માને स्वस्तये-इह-हुवेम-કલ્યાણ માટે આ જીવનમાં આમંત્રિત કરીએ છીએ. (૧)

*ભાવાર્થ : પરમાત્મા ઉત્તમ અમૃતાન્ન ભોગવાળો, મુમુક્ષુનો પ્રેમપાત્ર, બળવાન, પૃથિવી આદિ પિંડો તથા શરીરોમાં ગતિશીલ અને કર્મગતિનો પ્રેરક, અબાધિત રક્ષણ શક્તિઓવાળો અને વિરોધી પ્રવૃત્તિઓ પર વિજય પામનાર છે. તેને અમે પોતાનાં હૃદયમાં, કલ્યાણને માટે આ જીવનમાં આમંત્રિત કરીએ છીએ. (૧)*

३३३. त्रातारमिन्द्रमवितारमिन्द्रं हवेहवे सुहवं शूरमिन्द्रम् ।
हुवे नु शक्रं पुरुहूतमिन्द्रमिदं हविर्मघवा वेत्विन्द्रः ॥ २ ॥

પદાર્થ : त्रातारम् इन्द्रम्-રક્ષા કરનાર પરમાત્માને अवितारम्-इन्द्रम्-નિત્ય રક્ષક પરમાત્માને सुहवम्-સરળતાથી બોલાવવા યોગ્ય शूरम्-इन्द्रम्-વિક્રમવાન પરમાત્માને हवे-हवे-हुवे-આમંત્રિત કરવા યોગ્યને પ્રત્યેક સમય પર આમંત્રિત કરું છું शक्रम्-શક્તિમાન पुरुहूतम्-અનેક પ્રકારથી આહ્‌વાન કરવા યોગ્ય इन्द्रम्-इत्-પરમાત્માને અવશ્ય नु-हुवे-શીઘ્ર આમંત્રિત કરું છું मघेवा-इन्द्रः-हविः-वेतु-ઐશ્વર્યવાન પરમાત્મા અમારા મન-મનોભાવને-પ્રાર્થનાને પ્રાપ્ત થાય-સ્વીકાર કરે. (૨)

*ભાવાર્થ : પરમાત્મા ત્રાતા-નિત્ય રક્ષણ કરનાર છે, સરળતાથી બોલાવવા યોગ્ય છે, શૂર છે માટે તેને પ્રત્યેક આમંત્રિત કરવા યોગ્ય અવસર પર બોલાવ્યા કરું, શક્તિમાન અનેક પ્રકારથી આમંત્રિત કરવા યોગ્યને હું આમંત્રિત કર્યા કરું. તે ઐશ્વર્યવાન પરમાત્મા મારા મનોરૂપ હવિઃ-પ્રાર્થનાને પ્રાપ્ત થાય-સ્વીકાર કરે. (૨)*

३३४. यजामह इन्द्रं वज्रदक्षिणं हरीणां रथ्यां३ विव्रतानाम् ।
प्र श्मश्रुभिर्दोधुवदूर्ध्वधा भुवद्वि सेनाभिर्भयमानो वि राधसा ॥ ३ ॥

પદાર્થ : वज्रदक्षिणम्-ઓજના પ્રેરક विव्रतानां हरीणां रथ्यम्-વિપરીત ગતિકર્મવાળા પ્રાણો-ઇન્દ્રિયોના રથ-શરીરરથના ચાલક इन्द्रम्-પરમાત્માનું यजामहे અમે યજન કરીએ-અધ્યાત્મયજ્ઞમાં સ્તુતિ કરીએ श्मश्रुभिः-શરીરમાં શ્રવણ કરનારી પોતાની જ્ઞાન શક્તિઓથી दोधुवत्-પાપનું કંપન કરતા ऊर्ध्वधाः-અમને ઉપર સ્થાપિત કરનાર છે. सेनाभिः-ઇન્દ્ર પરમાત્માની સાથે રહેનારી પાપનાશક શક્તિઓથી

પાપીજનને भयमानः-ભય પમાડતા તેને राधसा वि-ધન ઐશ્વર્ય-અર્થ સિદ્ધિથી દૂર કરીને भुवत्-બિરાજમાન થાય છે. (૩)

*ભાવાર્થ : ઓજઃ-ઉત્સાહવર્ધક તથા વિપરીત ગતિવાળા ઈન્દ્રિયરૂપ ઘોડાઓના શરીરરૂપ રથના ચાલક પરમાત્માની અમે સ્તુતિ કરીએ છીએ. જે પોતાની જ્ઞાન શક્તિઓથી પાપીને કંપાવતાં ઉપાસક આત્માને ઊંચે સ્થાપિત કરે છે. પોતાની વ્યાપન શક્તિઓથી પાપીને ભય પમાડીને, તેને ઐશ્વર્યની સિદ્ધિથી દૂર કરીને, બિરાજમાન થાય છે. (૩)*

**३३५. सत्राहणं दाधृषिं तुम्रमिन्द्रं महामपारं वृषभं सुवज्रम् ।**
**हन्ता यो वृत्रं सनितोत वाजं दाता मघानि मघवा सुराधाः ॥४॥**

પદાર્થ : सत्राहणम्-અસુર = પાપનો હણનાર दाधृषिम्-અત્યંત પાપધર્ષક, तुम्रम्-પાપ ક્ષેપ્તા, अपारं-અનંત, वृषम्-સુખવર્ષક, सुवज्रम्-સદા ઓજસ્વી, महाम्-મહાન, इन्द्रम्-પરમાત્માની સ્તુતિ કરીએ यः-જે वृत्रं हन्ता-પાપનું હનન કરનાર, वाजं सनिता-અમૃતભોગનું સેવન કરાવનાર, उत-અને सुराधाः-ઉત્તમ ઐશ્વર્યવાન मघवा-મઘવાન = અધ્યાત્મયજ્ઞના આશ્રય मघानि दाता-અધ્યાત્મયજ્ઞના સુખફળોના દાતા છે.

*ભાવાર્થ : પરમાત્મા આસુરી વૃત્તિઓના નાશક, પાપોના નાશક-ઘર્ષણશીલ, પાપને દૂર ફેંકનાર, અનન્ત સુખવર્ષક, સદા ઓજસ્વી, પાપહન્તા, અમૃત ભોગનું સેવન કરાવનાર, ઉત્તમ ભોગ ધનોવાળા, અધ્યાત્મયજ્ઞના નાયક તથા તે સંબંધી ફળોના દાતા છે; તેની ઉપાસના કરવી જોઈએ. (૪)*

**३३६. यो नो वनुष्यन्नभिदाति मर्त्त उगणा वा मन्यमानस्तुरो वा ।**
**क्षिधी युधा शवसा वा तमिन्द्राभी ष्याम वृषमणस्त्वोताः ॥५॥**

પદાર્થ : यः-જે मर्त्तः-અનાત્મા-અસત્ત્વ-મૃતનો મોહ वनुष्यन्-હનન કરવા ઇચ્છતા नः-अभिदाति અમારા પર પ્રહાર કરે છે वा-અથવા उगणाः-આક્ષેપ-આક્ષિપ્ત વચન वा मन्यमानः-तुरः-અથવા પોતાના માનેલા ભ્રમાત્મક-મૃત્યુ વિષયવિચાર અભિદાતિ પ્રહાર કરે છે क्षिधी युधा-ક્ષય ધારણ કરનારી ગતિથી वा-અથવા शवसा-બળથી वृषमणः-બળવાન મનવાળા બનેલા અમે इन्द्र त्वोताः-હે પરમાત્મન્ ! તારા દ્વારા રક્ષિત બનીને तम्-તેને अभीष्याम-અભિભૂત કરીએ-દબાવી દઈએ છીએ. (૫)

*ભાવાર્થ : હે પરમાત્મન્ ! જે અનાત્મા-અસત્ત્વ પાપ અમને મારવા ઇચ્છતા પ્રહાર કરે છે અથવા કોઈનો શાપ-શપથ-આક્ષેપ અથવા અમારો માનેલો મૃત્યુ વિચાર પ્રહાર કરે છે. અમે બળવાન મનુયુક્ત બનીને તારા દ્વારા રક્ષા પ્રાપ્ત કરીને તેને ક્ષય ધારણગતિ અથવા બળથી દબાવી દઈએ છીએ. (૫)*

**३३७. यं वृत्रेषु क्षितयः स्पर्धमाना यं युक्तेषु तुरयन्तो हवन्ते ।**

यं शूरसातौ यमपामुपज्मन् यं विप्रासो वाजयन्ते स इन्द्रः ॥६॥

પદાર્થ : वृत्रेषु-વિવિધ પાપ પ્રસંગોમાં स्पर्द्धमानाः-क्षितयः-તે પાપોની સાથે સંઘર્ષ કરતા મનુષ્ય यम्-જેને हवन्ते-આમંત્રિત કરે છે. युक्तेषु-યુક્ત-ઠીક-પુણ્યોના પ્રસંગોમાં तुरयन्तः-શીઘ્રતા કરતા પુણ્યજન પુકારે છે-આમંત્રિત કરે છે शूरसातौ यम्-શૂર-પરાક્રમી સૌભાગ્યવાન જનોના લાભ પ્રાપ્તિમાં જેને શૂર-સૌભાગ્યવાન જન આમંત્રિત કરે છે સ્મરણ કરે છે. विप्रासः-ઋષિજનો ज्मन्-अपाम्-उप-પૃથિવી પર જળની સમીપ यं वाजयन्ते-જેને અર્ચિત કરે છે सः-इन्द्रः-તે પરમાત્મા જ અર્ચનીય-ઉપાસ્ય છે. (૬)

*ભાવાર્થ : અમે પાપ પ્રસંગોમાં પાપોથી સંઘર્ષ કરતા પરમાત્માને આમંત્રિત કરીએ, તેનાથી બળ માગીએ, પુણ્ય કર્મોમા શીઘ્ર આચરિત કરવા માટે પુણ્ય જન પર પરમાત્માને સ્મરણ કરીએ, સૌભાગ્યની પ્રાપ્તિમાં પરમાત્માને સૌભાગ્યશીલ આમંત્રિત કરીએ, તે પરમાત્માને પ્રાપ્ત કરવા માટે ઋષિજનો પૃથિવી પર જળના સ્રોતોની સમીપ તેની અર્ચના-સ્તુતિ કરે છે. (૬)*

३३८. इन्द्रापर्वता बृहता रथेन वामीरिष आ वहतं सुवीराः ।
वीतं हव्यान्यध्वरेषु देवा वर्धेथां गीर्भिरिडया मदन्ता ॥७॥

પદાર્થ : इन्द्र पर्वता-હે ઐશ્વર્યવાન અને ઉત્પાદનાશ ધર્મી સંસારસ્વામી ઉભય સ્વરૂપ પરમાત્મન્ ! बृहता रथेन-મહાન યજ્ઞરથ-અધ્યાત્મયજ્ઞરૂપ રથના દ્વારા सुवीराः-સારી રીતે પુષ્ટ वामीः-વનનીય-શ્રેષ્ઠ इषः-કમનીય ઉપાસનાઓને आवहतम्-સમગ્ર રૂપથી પ્રાપ્ત કરો, अध्वरेषु-અનેક અધ્યાત્મયજ્ઞોમાં हव्यानि-અધ્યાત્મયજ્ઞોમાં વિભિન્ન ભાવના ભેટોને वीतम्-વ્યાપ્ત થાઓ-પ્રાપ્ત થાઓ गीर्भिः-પ્રાર્થના વચનોથી इडया-શ્રદ્ધાથી मदन्ता-હર્ષિત થઈને देवाः-હે દેવો ! वर्धेथाम्-અમારી વૃદ્ધિ કરો. (૭)

*ભાવાર્થ : પરમાત્મા ઐશ્વર્યવાન તથા ઉત્પાદક પાલન ધર્મવાન છે, તે મહાન અધ્યાત્મયજ્ઞના દ્વારા સુપુષ્ટ, શ્રેષ્ઠ, સુંદર ઉપાસનાઓને સારી રીતે પ્રાપ્ત કરે છે. અનેક અધ્યાત્મયજ્ઞોમાં વિભિન્ન ભાવના ભેટોને વ્યાપ્ત-પ્રાપ્ત થાય છે, પ્રાર્થના વચનો અને શ્રદ્ધા દ્વારા પ્રસન્ન થઈને અમારી ઉન્નતિ-વૃદ્ધિ કરે છે. (૭)*

३३९. इन्द्राय गिरो अनिशितसर्गा अपः प्रैरयत् सगरस्य बुध्नात् ।
यो अक्षेणेव चक्रियौ शचीभिर्विष्वक्तस्तम्भ पृथिवीमुत द्याम् ॥८॥

પદાર્થ : इन्द्राय-પરમાત્માને માટે अनिशितसर्गाः-गिरः-અવિચ્છિન્ન ક્રમયુક્ત વાણીઓ-સ્તુતિઓને માટે अपः-કર્મને प्रैरयत्-પ્રેરિત કરે છે सगरस्य बुध्नात्-અન્તરિક્ષના બુધ્ન-મૂલથી-પૃથિવી પૃષ્ઠથી यः-જે अक्षेण-इव चक्रियौ-અક્ષ = ધૂરીથી ચક્રોને કર્મ શક્તિથી विष्वक्-સર્વત્ર પૃથિવી અને દ્યુલોકને સ્તંભિત કરે છે. (૮)

*ભાવાર્થ : ઉપાસક તે પરમાત્માને માટે નિરંતર સ્તુતિ કરે છે અને સદાચરણ કર્મને હૃદયાકાશના મૂળથી પ્રેરિત કરે છે. જે કર્મશક્તિ દ્વારા ધૂરીથી બે પૈડાની સમાન દ્યાવા પૃથિવીને સમ્યક્ સંભાળી રહેલ છે. (૮)*

**૩૪૦. आ त्वा सखायः सख्या ववृत्युस्तिरः पुरू चिदर्णवां जगम्याः।**
**पितुर्नपातमा दधीत वेधा अस्मिन् क्षये प्रतरां दीद्यानः ॥९॥**

પદાર્થ : त्वा-હે પરમાત્મન્ ! તને सखायः-સમાન ધર્મવાળા ઉપાસકજન सख्या-મિત્રભાવથી आववृत्युः-સારી રીતે વરે-વરણ કરે છે तिरः-पुरुचित्-अर्णवं जगम्याः-તું વિસ્તૃત મહાન આનંદસાગરને સ્વતઃ પ્રાપ્ત છે. पितुः-नपातम्-आदधीत-પિતા જેમ પોતાના નપ્તા = પૌત્રને ગોદમાં લે છે-તેને પોતાની સંપત્તિ સોંપે છે. એ જ રીતે તું મને-પૌત્રને ગોદમાં લે, મને તારો આનંદસાગર ધારણ કરાવ वेधाः-હે વિધાતા ! अस्मिन्क्षये-આ મારા નિવાસ સ્થાન હૃદયમાં પ્રબળ પ્રકાશ કરીને મને અપનાવી લે. प्रतरं दीद्यानः-આપ પ્રદીપ્ત થઈને મારા હૃદયમાં બિરાજમાન થાઓ. (૯)

*ભાવાર્થ : મહાન આનંદ સાગર પરમાત્માને પ્રાપ્ત થયેલ અમે તેની મિત્રતાને વરેલ મિત્ર છીએ, પિતા જેમ પૌત્રને ગોદમાં લે છે, તેમ તે અમને ગોદમાં આધાન ધારણ કરે છે. તે વિધાતા મારા હૃદય ઘરમાં પ્રદીપ્ત થઈને-પ્રકાશ કરતા બિરાજમાન રહે. (૯)*

**૩૪૧. को अद्य युङ्क्ते धुरि गा ऋतस्य शिमीवतो भामिनो दुर्हृणायून्।**
**आसन्नेषामप्सुवाहो मयोभून्य एषां भृत्यामृणधत्स जीवात्॥१०॥**

પદાર્થ : अद्य-આ વર્તમાન સમયમાં ऋतस्य-શરીર રથની धुरि-અગ્રભાગમાં शिमीवतः-કર્મ પ્રવૃત્તિવાળા भामिनः-સ્વવિષય ગ્રહણમાં દિપ્તીવાળા दुर्हृणायून्-દુર્ધર્ષણીય-સ્વ-વેગવાળા अप्सुवाहः-રૂપાદિ પ્રાપ્તવ્ય વિષયને પ્રાપ્ત કરનાર मयोभून्-કલ્યાણની ભાવના કરનાર गाः-ઇન્દ્રિય વૃષભો = બળદોને कः-युङ्क्ते-પ્રજાપતિ પરમાત્મા યુક્ત કરે છે-જોડે છે यः-જે ઉપાસક एषाम्-आसन्-એના મુખમાં एषाम्-એની भृत्याम्-ભરણ ક્રિયાને-યથાવત્ ધારણ ક્રિયાને-શુભ પ્રવૃત્તિને ऋणधत्-પરિચરિત કરે છે-જીવનમાં લાભ લે છે, सः-जीवात्-તે સંસારમાં વાસ્તવિક જીવન ધારણ કરે છે-જીવે છે. (૧૦)

*ભાવાર્થ : શરીરની ધુરામાં-અગ્રભાગમાં કર્મશીલ વિષય દીપ્તિવાળા દુર્ધર્ષણીય-કઠિનતાથી વશમાં રહેનાર રૂપાદિ વિષય પ્રાપ્ત કરાવનાર, સુખ પ્રદાન કરનાર, ઈન્દ્રય રૂપ બળદોને પરમાત્મા યુક્ત કરે છે-જોડે છે, પરન્તુ જે ઉપાસક એના મુખમાં ઉચિત શુભ ભરણ-પોષણ આપે છે, તે સંસારમાં ખરેખર જીવે છે. (૧૦)*

## अथ चतुर्थ प्रपाठकस्य द्वितीयोऽर्धः

## ખંડ-૧૨

**૩૪૨. गायन्ति त्वा गायत्रिणोऽ र्चन्त्यर्कमर्किणः ।
ब्रह्माणस्त्वा शतक्रत उद्वंशमिव येमिरे ॥ १ ॥**

પદાર્થ : शतक्रतो-હે બહુજ જ્ઞાન કર્મવાળા સર્વજ્ઞ સર્વશક્તિમાન પરમાત્મન્ ! त्वा-તને गायत्रिणः-ગાયત્ર-સામ ગાનવાળા ગાયક ઉદ્‌ગાતાજન गायन्ति-ગાય છે તારી ઉપાસના કરે છે अर्किणः-અર્ક-ઋક્ મંત્રવાળા अर्कम्-તુજ અર્ચનીય દેવને अर्चन्ति પૂજિત કરે છે-પ્રશંસિત કરે છે, તારી સ્તુતિ કરે છે. ब्रह्माणः-યજુર્વેદના અધ્યયનશીલ તારી પ્રાર્થના કરે છે वंशम्-इव-વાંસની સમાન ઉપર ઉઠાવે છે. (૧)

*ભાવાર્થ : પરમાત્માને સામવેદી સામગાનથી તેને સાક્ષાતથી પ્રશંસિત કરે છે, ઋગ્વેદીજન પૂજનીય તુજ પરમાત્માને અર્ચિત-પૂજીત કરે છે, પ્રાર્થનામાં લાવે છે અને યજુર્વેદીજન તને વાંસની સમાન ઊંચે ઘોષિત કરે છે. (૧)*

**૩૪૩. इन्द्रं विश्वा अवीवृधन्त्समुद्रव्यचसं गिरः ।
रथीतमं रथीनां वाजानां सत्पतिं पतिम् ॥ २ ॥**

પદાર્થ : विश्वाः-गिरः-સમસ્ત વાણીઓ-વેદવાણીઓ તદનુરૂપ સ્તુતિઓ समद्रव्यचसम्-इन्द्रम्-અન્તરિક્ષ સમાન વ્યાપક પરમાત્માને रथीनां रथीतमम्-શરીર રૂપી રથના સ્વામી જીવાત્માઓમાં પણ મહાન રથી સંસાર રથી, वाजानां सत्पतिं पतिम्-બળવાનો-વિદ્યુત્, વાયુ અને સૂર્યના સ્વામીને તથા સદ્‌ગુણ સંપન્ન જીવનમુક્તોને તથા સદાત્મક પ્રવૃત્તિના સ્વામી પાલક પરમાત્માને अवीवृधन्-નિરંતર વૃદ્ધિ કરે છે, ઉપાસનામાં તેના ગુણ અને સ્વરૂપનું સાક્ષાત્ કરાવે છે. (૨)

*ભાવાર્થ : સમસ્ત વેદવાણીઓ તેના અનુરૂપ ઉપાસકોની સ્તુતિઓ ઉપાસકની અંદર તે સમુદ્ર સમાન વ્યાપક રમણ સ્થાન શરીરના સ્વામી જીવાત્માઓને પણ મહાન રમણ સ્થાન સંસાર સ્વામી; વિદ્યુત્, વાયુ, સૂર્ય બળવાળાના સ્વામી અને સદ્‌ગુણ સંપન્ન જીવનમુક્તોના તથા સદાત્મક પ્રકૃતિના સ્વામી-પાલક પરમાત્માની વૃદ્ધિ કરે છે, જેમ જેમ સ્તુતિઓની વૃદ્ધિ થતી જાય છે, તેમ તેમ પરમાત્મા પણ અધિકાધિક સાક્ષાત્ થતો જાય છે. (૨)*

**૩૪૪. इममिन्द्र सुतं पिब ज्येष्ठममर्त्यं मदम् ।
शुक्रस्य त्वाभ्यक्षरन् धारा ऋतस्य सादने ॥ ३ ॥**

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! इमं ज्येष्ठम्-એ શ્રેષ્ઠ अमर्त्यम्-અનશ્વર-અભૌતિક मदम्-હર્ષ માટે-પ્રસાદ માટે सुतम्-નિષ્પન્ન ઉપાસનારસનું पिब-પાન કર-સ્વીકાર કર शुक्रस्य-નિર્મળ-નિષ્પાપ સોમ ઉપાસનારસથી धाराः-ધારાઓ त्वा-તને લક્ષ્ય કરીને ऋज्ञस्य सदने-अभ्यक्षरन्-એ પોતાના 'ઓમ્'

પરમાત્માના ગૃહહૃદયમાં વહી રહી છે. (૩)

*ભાવાર્થ : હે પરમાત્મન્ ! તું અમારા અનશ્વર, શ્રેષ્ઠ, હર્ષપ્રદ ઉપાસનારસનો અવશ્ય સ્વીકાર કરે છે. તે દીપ્ત ઉપાસનારસથી ધારાઓ પરમાત્મન્ તને લક્ષ્ય કરીને, તારા સદન-ઘરમાં વહી રહી છે. એ મારું ઘર, તારું ઘર છે, તારા આવવા બિરાજવાનું ઘર પણ એ હૃદય જ છે. (૩)*

**૩૪૫. यदिन्द्र चित्र म इह नास्ति त्वादातमद्रिवः ।**
**राधस्तन्नो विदद्वस उभयाहस्त्या भर ॥४॥**

પદાર્થ : अद्रिवः इन्द्र-એ અદનીય-ભક્ષણીય ભોગ પદાર્થના સ્વામી પરમાત્મન્ ! त्वादातम्-તારા દ્વારા આપવા યોગ્ય यत्-चित्रं राधः-જે અદ્‌ભુત અર્જનીય સર્વશ્રેષ્ઠ ધન-મોક્ષૈશ્વર્ય इह-આ સંસારમાં मे-મારા માટે न-अस्ति-નથી विदद्वसो-હે પ્રાપ્ત ધનવાળા ! तत्-नः-તેને અમારા માટે उभया हस्ति-आभर-બન્ને હાથવાળા વિધાનથી આ લોકના ધનને પણ અને પરલોક-મોક્ષધામના અમૃતધનને પણ ભરી દે. (૪)

*ભાવાર્થ : હે પરમાત્મન્ ! તું અમારા ભોગવવા યોગ્ય ધનવાળો તથા પ્રાપ્ત ધનવાળો છે, જે તારા દ્વારા આપવા યોગ્ય અદ્‌ભુત શ્રેષ્ઠ ધન-મોક્ષૈશ્વર્ય એ આ લોકમાં અહીં સંસારમાં નથી, તે ધનને અમને બન્ને હાથો યુક્ત કર્મફળ વિધિથી પ્રદાન કર-કરે છે, જ્યારે અમે તારા ઉપાસક બની જઈએ છીએ. (૪)*

**૩૪૬. श्रुधी हवं तिरश्च्या इन्द्र यस्त्वा सपर्यति ।**
**सुवीर्यस्य गोमतो रायस्पूर्धि महाँ असि ॥५॥**

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! सुवीर्यस्य-સુંદર પ્રાણોવાળા, गोमतः-પ્રશસ્ત ઈન્દ્રિયોવાળા સંયમી, तिरश्च्याः-અન્તર્ધ્યાન કરનારા ઉપાસકોને हवं श्रुधि-આમંત્રણ પ્રાર્થના વચનને સાંભળ यः-त्वा सपर्यति-જે તારી પરિચર્યા કરે છે ઉપાસનારસ દ્વારા रायः-पूर्धि-તેને તારા આનંદ ઐશ્વર્યથી ભરી દે महान्-असि-તું મહાન કૃપાળુ છે. (૫)

*ભાવાર્થ : ઐશ્વર્યવાન પરમાત્મન્ ! મારી અંદર તારું ધ્યાન કરનાર સંયત પ્રાણથી હું સંયમી બનીને તારી ઉપાસના કરું છું. મારી પ્રાર્થનાને અવશ્ય સાંભળ. તારા આનંદ ઐશ્વર્યને મારામાં ભરપૂર ભરી દે. તું મહાન દયાળુ છે, તેથી અવશ્ય સાંભળીશ. (૫)*

**૩૪૭. असावि सोम इन्द्र ते शविष्ठ धृष्णवा गहि ।**
**आ त्वा पृणक्त्विन्द्रियं रजः सूर्यो न रश्मिभिः ॥६॥**

પદાર્થ : शविष्ठ-અત્યંત બળવાન धृष्णो-મારા અનિષ્ટોને ધર્ષણ-નષ્ટ કરનાર પરમાત્મન્ ! ते-તારા માટે सोमः-असावि-ઉપાસનારસ કાઢેલ છે आगहि-તું આવી જા त्वा-તને इन्द्रियम्-સોમ અમારો ઉપાસનારસ आपृणक्तु-આ સંપૃક્ત થાય-વ્યાપ્ત બને रश्मिभिः-सूर्यः-न रजः-સૂર્ય જેમ કિરણો દ્વારા જળને પોતાની તરફ આકર્ષિત કરે અને સંપ્રક્ત કરે છે. (૬)

*ભાવાર્થ : હે અતિ બળવાન ! મારા અનિષ્ટોને નષ્ટ કરનાર પરમાત્મન્ ! તુ આવ તારા માટે ઉપાસનારસ તૈયાર કરેલ છે. જેમ સૂર્ય પોતાના કિરણો દ્વારા જળને સંપૃક્ત કરે છે—ભરે છે, તેને પોતાની તરફ આકર્ષિત કરે છે, તેમ મારો ઉપાસનારસ પોતાની ધારાઓથી આપને મારી તરફ આકર્ષિત કરે છે. (૬)*

## ३४८. एन्द्र याहि हरिभिरुप कण्वस्य सुष्टुतिम् ।
## दिवो अमुष्य शासतो दिवं यय दिवावसो ॥७॥

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું हरिभिः-દુઃખનું અપહરણ કરનારી અને સુખનું આહરણ કરનારી શક્તિ ધારાઓની સાથે कण्वस्य-सुष्टुतिम्-મેધાવી વક્તાની શ્રેષ્ઠ સ્તુતિને उपायाहि-ઉપાગત થાય-સ્વીકાર કર दिवावसो-હે પ્રકાશધનવાળા ! અથવા પ્રકાશમાં વસાવનાર પરમાત્મન્ ! अमुष्य दिवः-शासतः-તે પ્રકાશમાં અમરલોક-મોક્ષનું શાસન કરતા તારા दिवं यय-પ્રકાશમય અમૃતધામમાં મને લઈ જા-પહોંચાડ. (૭)

*ભાવાર્થ : પરમાત્મન્ ! તું પ્રકાશધનવાળા અથવા પ્રકાશમાં વસાવનાર છે. ઠીક તો એ છે મારી મેધાવી વક્તાની સુંદર-શ્રેષ્ઠ હાર્દિક સ્તુતિનો સ્વીકાર કર, તે તારા પ્રકાશમય ધામમાં મને લઈ જા, જેનું તું શાસન કરે છે. અવશ્ય સુંદર હાર્દિક સ્તુતિનું ફળ તે આપશે. (૭)*

## ३४९. आ त्वा गिरो रथीरिवास्थुः सुतेषु गिर्वणः ।
## अभि त्वा समनूषत गावो वत्सं न धेनवः ॥८॥

પદાર્થ : गिर्वणः-હે સ્તુતિ વાણીઓના વનનીય સેવનીય પરમાત્મન્ ! त्वा-તારા પ્રત્યે-તને પ્રાપ્ત કરીને सुतेषु-સંપન્ન ઉપાસના પ્રસંગો गिरः-સ્તુતિઓ आस्थुः-આશ્રિત થઈ જાય છે रथीः-इव-જેમ રથવાન ગન્તવ્ય-પ્રાપ્તવ્ય સ્થાનને પ્રાપ્ત કરીને તેને આશ્રિત બને છે. त्वा-अभि-समनूषत-તને લક્ષણ કરીને નમે છે-આકર્ષિત થાય છે धेनवः-गावः-न वत्सम्-દૂધ પાનારી ગાયો જેમ દૂધ પાવાને સ્નેહવશ વાછરડાની પ્રતિ નમે છે-આકર્ષિત થાય છે. (૮)

*ભાવાર્થ : અમારી સ્તુતિઓ પરમાત્માને પ્રત્યે એવી હોવી જોઈએ કે, જેમ યાત્રી પોતાના ગન્તવ્ય સ્થાન પર પહોંચીને જ આરામ કરે છે, વચ્ચે આરામ કરતો નથી. તથા તે પરમાત્માના પ્રતિ એવી ભાવનાભરી સ્તુતિઓ હોય કે, જેમ દૂધાળી ગાયો સ્નેહપૂર્ણ બનીને વાછરડા તરફ નમી-ઝૂકી જાય છે,*

*તેના તરફ આકર્ષિત થઈ જાય છે. (૮)*

## ३५०. एतो न्विन्द्रं स्तवाम शुद्धं शुद्धेन साम्ना ।
## शुद्धैरुक्थैर्वावृध्वांसं शुद्धैराशीर्वान् ममत्तु ॥९॥

પદાર્થ : एत-नु-उ-હે ઉપાસકો ! આવો શીઘ્ર તમે અને અમે સર્વ અવશ્ય शुद्धम्-इन्द्रम्-પાપ સંપર્કરહિત તેમજ શુભ ગુણયુક્ત પરમાત્માની शुद्धेन-साम्ना-નિષ્પાપ તેમજ શુભ ગુણયુક્ત શિવ સાધુ ગાન દ્વારા स्तवाम-સ્તુતિ કરીએ; તથા शुद्धैः-उक्थैः-અસત્ય આદિ દોષોથી રહિત તેમજ ઋજુ સત્ય આદિ ધર્મયુક્ત વાક્-વાણીઓથી वावृध्वांसम्-વધતાં-વધારતાં પ્રસન્ન થતાં કરતાં પરમાત્માની સ્તુતિ કરીએ. જેથી शुद्धैः-आशीर्वान्-ममत्तु-તે અમારી શુદ્ધ-પવિત્ર આશીઃ-ઈચ્છાઓ પ્રાર્થનાઓથી આશાઓવાળા કામનાઓને આપનાર પ્રસન્ન બને. (૯)

*ભાવાર્થ : પરમાત્મા અમારી આશાઓને, કામનાઓને પૂર્ણ કરે છે, પરન્તુ પવિત્રમાં પવિત્ર, શાન્ત, શિવરૂપ, સાધુભાવથી પૂર્ણ વચનોથી તથા અસત્ય આદિ દોષરહિત આચરણોથી સ્તુતિ કરીએ, ત્યારે તે વધતાં વધારતાં યુક્ત બનીને અમારી પવિત્ર પ્રાર્થનાઓ દ્વારા અમારી કામનાઓને પૂર્ણ કરનાર બનીને પ્રસન્નતાને પ્રાપ્ત કરે છે. (૯)*

## ३५१. यो रयिं वो रयिन्तमो यो द्युम्नैर्द्युम्नवत्तमः ।
## सोमः सुतः स इन्द्र तेऽस्ति स्वधापते मदः ॥१०॥

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! वः-તારા માટે यः-જે रयिम्-ધનની સમાનતાથી रयिन्तमः-અતિ ઉત્કૃષ્ટ ધન છે यः-જે द्युम्नैः-द्युम्नवत्तमः-દ્યોતન યશ બળોની તુલનાથી અત્યંત દ્યોતમાન યશસ્વી सोमः-सुतः-ઉપાસનારસ તૈયાર કરેલ છે स्वधापते-હે અમૃતરસના સ્વામિન્ ! सः-તે ते-તારો मदः-अस्ति-હર્ષકર છે. (૧૦)

*ભાવાર્થ : નિષ્પન્ન ઉપાસનારસ રસીલા પરમાત્માના પ્રતિ ઉપહાર આપેલ ધનોની તુલનાથી અત્યંત ઉત્કૃષ્ટ ધન ભેટ છે તથા દ્યોતમાન યશ-પ્રશંસાની તુલનાથી અત્યંત દ્યોતમાન-યશ પ્રશંસનીય છે, તે પરમાત્મા અન્ય ભૌતિક ભેટ ઈચ્છતો નથી. (૧૦)*

इति तृतीयः अध्यायः



# अथ चतुर्थः अध्यायः

## ખંડ-૧

### ३५२. प्रत्यस्मै पिपीषते विश्वानि विदुषे भर ।
### अरङ्गमाय जग्मयेऽ पश्चादध्वने नरः ॥ १ ॥

પદાર્થ : अस्मै-એ पिपीषते-પાન કરવાની ઈચ્છા કરનાર તથા विश्वानि विदुषे-સર્વ લોકોને જાણનાર, अरङ्गमाय-સમર્થ, जग्मये-સર્વત્ર વ્યાપ્ત अपश्चादध्वने-અગ્ર માર્ગગામી માટે नरः-નેતા-પરમાત્માને માટે प्रतिभर-પોતાનો સોમ-ઉપાસનારસ અર્પણ કર. (૧)

*ભાવાર્થ : ઉપાસકનો ઉપાસનારસ સમર્પિત કરવા માટે ઈષ્ટદેવ સર્વલોકોના જ્ઞાતા, સમર્થ, સર્વવ્યાપક, અગ્રગામી પરમાત્મા જ છે, તે જ ઉપાસકના ઉપાસનારસના પ્યાસા છે. (૧)*

### ३५३. आ नो वयो वयःशयं महान्तं गह्वरेष्ठाम् ।
### महान्तं पूर्विनेष्ठामुग्रं वचो अपावधीः ॥ २ ॥

પદાર્થ : नः-અમારા वयः शयं वयः-પ્રત્યેક પ્રાણમાં શયન કરનાર પ્રાણપ્રિય-महान्तम्-મહાન गह्वरेष्ठाम्-સૂક્ષ્માતિસૂક્ષ્મ સ્થાનને पूर्विणेष्ठाम्-પૂર્વી સૂર્યાદિ દેવોમાં રહેલ उग्रम्-કઠોર वचः-અમારા વચનોને अप-अवधीः-દૂર કર-નષ્ટ કર.

*ભાવાર્થ : જે મહાન પરમાત્મા અમારા પ્રત્યેક પ્રાણમાં શ્વાસમાં વસી રહેલ છે, મહાન ગહન સૂક્ષ્મ સ્વરૂપ પૂર્વી-પૂર્વ સૂક્ષ્મમાં રહેલ છે, તેની ઉપાસના કરીએ, તે અમારા કઠોર વચનનો નાશ કરી દેશે. (૨)*

### ३५४. आ त्वा रथं यथोतये सुम्नाय वर्तयामसि ।
### तुविकूर्मिमृतीषहमिन्द्रं शविष्ठ सत्पतिम् ॥ ३ ॥

પદાર્થ : शविष्ठ-હે અત્યંત બળવાન ! પરમાત્મન્ ! तुविकूर्मिम्-અનેક કર્મશક્તિયુક્ત, ऋत्रीषहम्-જ્ઞાન કોષ ભાર વહન સમર્થ, सत्पतिम्-સત્તા માત્રના સ્વામી त्वा-इन्द्रम्-તુજ પરમાત્માને અમે ऊतये-રક્ષાને માટે, सुम्नाय-સુખને માટે, यथारथम्-રથની સમાન आवर्तयामसि-અમારા જીવનમાં પુનઃ પુનઃ આવર્તિત કરીએ છીએ, તારું શરણ ગ્રહણ કરીએ છીએ. (૩)

*ભાવાર્થ : અનેક કર્મ શક્તિયુક્ત, જ્ઞાનકોષયુક્ત, સત્તા માત્રના સ્વામી પરમાત્માનું અમારી સંસાર સ્થિતિને માટે તથા વિશેષ સુખ-મોક્ષ સુખ પ્રાપ્તિ માટે રથ-વાહન-ગાડીની સમાન ધ્યાન, સ્મરણ ફરી*

*ફરી જીવનમાં કરવું જોઈએ. (૩)*

२ ३ २ ३ १ २ ३ १ २र
**३५५. स पूर्व्यो महोनां वेनः क्रतुभिरानजे ।**
२ ३ २ ३ १ २ ३ २ ३ २ ३ १ २ ३ २
**यस्य द्वारा मनुः पिता देवेषु धिय आनजे ॥ ४ ॥**

પદાર્થ : सः-તે महोनां पूर्व्यः-પ્રશંસનીયમાં પણ સર્વશ્રેષ્ઠ वेनः-કમનીયો-પ્રિયો-કમનીય કાન્ત પ્રિયોમાં શ્રેષ્ઠ ઈન્દ્ર-પરમાત્મા क्रतुभिः-પોતાના વિવિધ પ્રજ્ઞાનો-અધ્યાત્મ લક્ષણોથી અમારી અંદર વ્યક્ત-સાક્ષાત્ થાય છે. પરંતુ ક્યારે यस्य द्वारा-જેના દ્વારા જ્યાંથી સાક્ષાત્ થાય છે તે છે. मनुः-આયુ पिता-પ્રાણ धियः-પ્રજ્ઞાન-મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર देवेषु-પરમાત્મા દેવમાં તેના દિવ્યગુણોમાં आनजे-લાગી જાય. (૪)

*ભાવાર્થ : સમસ્ત પૂજ્યોમાં સર્વપૂજ્ય, પ્રશંસનીય, કમનીય-સુંદરમાં સુંદર, પ્રિયોમાં શ્રેષ્ઠ, કમનીયકાન્ત પરમાત્મા ઉપાસકોની અંદર પોતાના પ્રજ્ઞાનોને પ્રદર્શિત કરતાં સાક્ષાત્ થાય છે પરંતુ ક્યારે ? જ્યારે ઉપાસકની આયુ અર્થાત્ પરમ લક્ષ્ય પરમાત્માની પ્રાપ્તિ જ હોય તથા પ્રાણપણ તેના માટે જ ચાલે, જીવવા માટે માત્ર ન ચાલે, ઉપાસકના મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર પણ તે પરમાત્મા દેવમાં લાગ્યા રહે, તેના મનન, વિવેચન, સ્મરણ, મમત્વ પરમાત્મા પ્રતિ થતું રહે, ત્યારે નિઃસંદેહ એ સર્વ તેના સાક્ષાત્નું દ્વાર બનીને તેને સાક્ષાત્ કરાવે છે. (૪)*

२ ३ १ २ ३ २ ३ १ २ ३ २ ३ २
**३५६. यदी वहन्त्याशवो भ्राजमाना रथेष्वा ।**
१ २ ३ २उ ३ २ ३ १ २
**पिबन्तो मदिरं मधु तत्र श्रवांसि कृण्वते ॥ ५ ॥**

પદાર્થ : यदि-જે સમયે रथेषु-ગંધ આદિ રમણીય ભોગોમાં भ्राजमानाः-પ્રકાશમાન आशवः-મરુત-ભોગ-વાસનાને મારનાર ત્રિલોકીમાં વ્યાપન યુક્ત પરમાત્મધર્મ आवहन्ति-અમને લઈ જાય છે. तत्र-ત્યારે मदिरं मधु पिबन्तः-હર્ષ-આનંદકારક, મધુર ઉપાસનારસનું પાન-સ્વીકાર કરતાં श्रवांसि कृण्वते-તે ગંધ આદિ ભોગોને પ્રશસ્ત-શ્રેષ્ઠ ભોગધન કરી દે છે.

*ભાવાર્થ : ગંધ આદિ રમણીય ભોગોને ભોગવતા પરમાત્માનો વ્યાપન ધર્મ ઉપાસકના ઉપાસનારસથી યુક્ત બને, ત્યારે તે ભોગોમાં પ્રશસ્ત સુખ કરનાર બની જાય છે. તેથી સંસારમાં ઉપાસકોને માત્ર ભોગની દૃષ્ટિથી નહિ, પરન્તુ તેમાં પરમાત્માના વ્યાપક કળા ધર્મનો અનુભવ કરવો જોઈએ. (૫)*

१ २ ३ १ २ ३ १ २र ३ १ २
**३५७. त्यमु वो अप्रहणं गृणीषे शवसस्पतिम् ।**
१ २ ३ २ ३ २ ३ १ २ ३ १ २
**इन्द्रं विश्वासाहं नरं शचिष्ठं विश्ववेदसम् ॥ ६ ॥**

પદાર્થ : वः-તું त्यम्-તે अप्रहणम्-જેની કોઈ હિંસા કરનાર નથી અથવા ઉપાસકની કોઈ હિંસા કરનાર નથી તે એવા, शवसः-पतिम्-બળવાન સ્વામી, विश्वासाहम्-સર્વને દબાવી દેનાર, नरम्-નેતા, शचिष्ठम्-અતિ હિતકારક વક્તા विश्ववेदसम्-સર્વ સુખધનયુક્ત, इन्द्रम्-પરમાત્માની उ-અવશ્ય गृणीषे-સ્તુતિ કરો. (૬)

*ભાવાર્થ : પરમાત્મા સ્વરૂપતઃ કોઈપર પ્રહાર ન કરનાર-અહિંસિત, બળના સ્વામી, સમસ્ત દોષોનો તિરસ્કાર કરનાર, અત્યંત હિતકારક વક્તા અને સર્વધનયુક્ત છે; તેની ઉપાસના કરવી જોઈએ. (૬)*

३५८. दधिक्राव्णो अकारिषं जिष्णोरश्वस्य वाजिनः।
सुरभि नो मुखा करत् प्र न आयूँषि तारिषत्॥७॥

પદાર્થ : जिष्णोः-વિજય પ્રાપ્ત કરનાર, अश्वस्य-વ્યાપક, वाजिनः-અમૃત અન્નયુક્ત, दधिक्रव्णः-જગતને ધારણ કરનાર પરમાત્માની अकारिषम्-સ્તુતિ કરું. नः-અમારા मुखा-મુખમાં અર્થાત્ નાસિકા, જિહ્‌વા આદિ જ્ઞાનેન્દ્રિયોને सुरभिः-સુંદર સુગંધયુક્ત करत्-કરે नः-आयूंषि-અમારી આયુઓની प्रतारिषत्-વૃદ્ધિ કરે. (૭)

*ભાવાર્થ : પવિત્રદેવ પરમાત્મા જે વિજય પ્રાપ્ત કરનાર, અમૃતયોગના કારણે વ્યાપક છે, તે અમારી ઈન્દ્રિયોને સુવાસિત કરનાર અને આયુઓની વૃદ્ધિ કરનાર છે, તેની સ્તુતિ કર્યા કરીએ. (૭)*

३५९. पुरां भिन्दुर्युवा कविरमितौजा अजायत ।
इन्द्रो विश्वस्य कर्मणो धर्ता वज्री पुरुष्टुतः ॥८॥

પદાર્થ : इन्द्र-ઐશ્વર્યવાન પરમાત્મા पुरां भिन्दुः-ઉપાસકોના દેહપુરો-દેહ બંધનોને મુક્ત કરીને ભેદન કરનાર, युवा-સર્વદા અજર, कविः-સર્વજ્ઞ ઉપદ્રષ્ટા, अमितौजाः-અનંત બળવાન, विश्वस्य कर्मणः-धर्त्ता-જગતની રચના અને ધારણ કરનાર, वज्री-શાસનવાન, पुरुष्टुतः-અનેક રીતે સ્તુતિ કરવા યોગ્ય, अजायत-ઉપાસકના હૃદયમાં સાક્ષાત્ પ્રકટ થાય છે. (૮)

*ભાવાર્થ : પરમાત્મા ઉપાસકોના દેહ બંધનને કાપનાર, મુક્તિ આપનાર, તેના સર્વજ્ઞ ઉપદેશક, અનંત આત્મબળયુક્ત, સંસારની રચના વગેરે કર્મના અધિષ્ઠાતા, જીવોના શાસક-કર્મફળ વિધાતા તથા અનેક પ્રકારથી સ્તુતિ કરવા યોગ્ય તેના અંદર હૃદયમાં સાક્ષાત્ થાય છે. (૮)*

## ખંડ-૨

३६०. प्रप्र वस्त्रिष्टुभमिषं वन्दद्वीरायेन्दवे ।
धिया वो मेधसातये पुरन्ध्या विवासति ॥१॥

પદાર્થ : वः-તમે ઉપાસકજનો ! वन्दद्वीराय इन्दवे-જેની વંદના કરતા જેનાથી વીર બની જાય છે એવા ઐશ્વર્યવાન પરમાત્માને માટે त्रिष्टुभम्-इषम्-ત્રણ-સ્તુતિપ્રાર્થના ઉપાસનારૂપ અર્ચનવાળા અભીષ્ટને प्र प्र-ફરી ફરી પ્રસ્તુત કરો-પ્રકૃષ્ટરૂપથી અર્ચિત કરો. જેથી मेधसातये-પોતાની સંગતિ પ્રાપ્તિને માટે वः-તમને पुरन्ध्या-અનેક કર્મશક્તિવાળી धिया-પ્રજ્ઞાથી विवासति-વિશેષ રૂપ વાસિત કરે છે. (૧)

*ભાવાર્થ : તે ઐશ્વર્યવાન પરમાત્માને માટે સ્તુતિ, પ્રાર્થના, ઉપાસનારૂપ અર્ચન અભીષ્ટ ભેટ અવશ્ય સમર્પિત કરો. જેની વંદના કરતાં મનુષ્યો સર્વ રીતે વીર બની જાય છે તથા તેની સંગતિની પ્રાપ્તિને માટે તમને અનેક કર્મશક્તિવાળી બુદ્ધિથી વિવાસિત-અલંકૃત કરી દે છે. (૧)*

**३६१. कश्यपस्य स्वर्विदो यावाहुः सयुजाविति ।**
**ययोर्विश्वमपि व्रतं यज्ञं धीरा निचाय्य ॥ २ ॥**

પદાર્થ : कश्यपस्य-જોનાર-સર્વ દ્રષ્ટા-સર્વજ્ઞ स्वर्विदः- સ્વઃ=મુક્તને માટે મોક્ષ સુખ રાખનાર અર્થાત્ મોક્ષસુખનો અનુભવ કરાવનાર પરમાત્માની—તેની પ્રાપ્તિને માટે यौ सयुजौ-જે બન્ને પરસ્પર સાથી સાધન બે હરિયો = ઋક અને સામ-સ્તુતિ અને ઉપાસના છે इति धीराः-आहुः-તેમ ધીર-ધ્યાનીજન કહે છે. ययोः-જે બન્નેમાં અથવા બન્નેની અન્તર્ગત-જેના પરિપાલન માટે विश्वं व्रतं यज्ञम्-સમસ્ત સંકલ્પ અને યજ્ઞ-શ્રેષ્ઠતમ કર્મ निचाय्य-નિચયન કરીને સેવન કરીએ. (૨)

*ભાવાર્થ : પરમાત્મા સર્વનો સાક્ષી તથા મોક્ષનો સ્વામી છે, તેની બે હરિયો-ઋક્ અને સામ, સ્તુતિ અને ઉપાસનાને ધીર-મુમુક્ષુજન પ્રશંસિત કરે છે. તેના પરિપાલન માટે સંકલ્પ અને શ્રેષ્ઠ કર્મ કરે છે. તેને પોતાના જીવનમાં ધારણ કરીએ. (૨)*

**३६२. अर्चत प्रार्चता नरः प्रियमेधासो अर्चत ।**
**अर्चन्तु पुत्रका उत पुरमिद् धृष्ण्वर्चत ॥ ३ ॥**

પદાર્થ : प्रियमेधासः-नरः-હે પરમાત્માની સંગતિ પ્રિય નરો, દેવપુરુષો, મુમુક્ષુઓ ! पुरम्-इत्-धृष्णुः-કામના પૂરક, શુભગુણ પૂરક અને પાપનાશક પરમાત્માને अर्चत-સત્કૃત કરો સ્તુતિ દ્વારા अर्चत-સત્કૃત કરો પ્રાર્થના દ્વારા प्रअर्चत-પ્રકૃષ્ટ રીતે સત્કૃત કરો ઉપાસના દ્વારા पुत्रकाः-उत-તમારા પુત્રો પણ अर्चन्तु-સત્કૃત કરે अर्चत-આ રીતે સર્વ મળીને સત્કૃત કરો. (૩)

*ભાવાર્થ : પરમાત્માની સંગતિ પ્રિય મુમુક્ષુજનો ! તમે તે દોષ-વિનાશક, સદ્ગુણ પૂરક, શુભકામના પૂરક, પરમાત્માની સ્તુતિ, પ્રાર્થના, ઉપાસના દ્વારા અર્ચના કરો. સપરિવાર પુત્રો-શિષ્યો સાથે કરો, મુમુક્ષુઓનું કર્તવ્ય છે કે, પોતાના શિષ્યો-સંતાનોમાં પણ મુમુક્ષુ ભાવના ભરે. (૩)*

३६३. उक्थमिन्द्राय शंस्यं वर्धनं पुरुनिष्षिधे ।
शक्रो यथा सुतेषु नो रारणत् सख्येषु च ॥४॥

પદાર્થ : पुरु निःषिधे-બહુજ અથવા અત્યંત પાપદોષ નિવારક ગુણસાધક इन्द्राय-પરમાત્માને માટે वर्धनम्-उक्थं शंस्यम्-અમારી બુદ્ધિના સાધનભૂત વક્તવ્ય પ્રશંસા યોગ્ય સ્તુતિ વચન કહેવા જોઈએ. यथा-જેથી शक्रः-સર્વ શક્તિમાન સમર્થ પરમાત્મા नः-અમારા सुतेषु-નિષ્પન્ન ઉપાસનારસોમાં च-અને सख्येषु-મિત્ર ભાવોમાં शरणत्-રમણ કરે-રુચિ કરે. (૪)

*ભાવાર્થ : પરમાત્મા અત્યંત દોષ નિવારક અને ગુણ સાધક છે, તેથી કૃતજ્ઞતા પ્રકટ કરવા માટે સ્વવૃદ્ધિ કર, પ્રશંસનીય સ્તુતિ વચનો કહેવા જોઈએ, જેથી તે સર્વ સમર્થ પરમાત્મા અમારો-ઉપાસનારસોનો સ્વીકાર કરવામાં અને અમારા મિત્રભાવો-પ્રેમભાવોમાં રમે-રુચિ કરે-અમને રુચિપૂર્વક અપનાવે. (૪)*

३६४. विश्वानरस्य वस्पतिमनानतस्य शवसः ।
एवैश्च चर्षणीनामूती हुवे रथानाम् ॥५॥

પદાર્થ : विश्वान्-अरस्य-સર્વ લોકોને પ્રાપ્ત સૂર્યના તથા अनानतस्य शवसः-ન આનત-અનમ્ર-વજ્રસમાન બળરૂપ સૃષ્ટિક્રમના वः-તું पतिम्-સ્વામી ઈન્દ્ર-પરમાત્માને चर्षणीनाम्-एवैः-અમે મનુષ્યોની કામનાઓના લક્ષ્યથી च-અને रथानाम्-ऊती-પોતાના રમણ સાધનો-ઈન્દ્રિયોની રક્ષા માટે हुवे-આમંત્રિત કરું છું. (૫)

*ભાવાર્થ : પરમાત્મા સમસ્ત પૃથિવી, ચન્દ્ર આદિ લોકોનો તથા મહાન સૃષ્ટિક્રમબળનો સ્વામી છે. તેને અમે કામનાની પૂર્તિને માટે તથા અમારી ઈન્દ્રિયોની રક્ષાને માટે આમંત્રિત કરતા રહીએ. (૫)*

३६५. स घा यस्ते दिवो नरो धिया मर्तस्य शमतः ।
ऊती स बृहतो दिवो द्विषो अंहो न तरति ॥६॥

પદાર્થ : ते दिवः-नरः-शमतः-अमर्तस्य-તારા અમૃતલોક-મોક્ષધામના નેતા શાન્તિ પ્રદાન કરતા અમર દેવના यः-धिया सघा-જે ધ્યાન દ્વારા મિત્ર બની જાય છે सः-તે ऊती-તારી રક્ષાથી बृहतः-दिवः-તે મહાન મોક્ષધામના द्विषः-વિરોધી, વિઘ્નો, બાધકોને अंहः-न तरति-સંસારનાં સામાન્ય પાપની સમાન તરી-ઓળંગી જાય છે. (૬)

*ભાવાર્થ : મોક્ષધામના નાયક તથા ઉપાસકોના શાન્તિ સુખના દાતા, અમરદેવ પરમાત્માના જે ધ્યાન-ઉપાસનાથી જે મિત્ર બની જાય છે, તે તેની રક્ષા દ્વારા કૃપાથી મહાન મોક્ષધામના વિરોધીઓને સામાન્ય વિઘ્નની સમાન પાર કરી-ઓળંગી જાય છે. (૬)*

**३६६. विभोष्ट इन्द्र राधसो विभ्वी रातिः शतक्रतो ।**
**अथा नो विश्वचर्षणे द्युम्नं सुदत्र मंहय ॥७॥**

પદાર્થ : शतक्रतो-इन्द्र-હે અનેક કર્મશક્તિમાન, ઐશ્વર્યવાન પરમાત્મન્ ! ते विभोः-राधसः-તારું વ્યાપક ધન-મહાન ધનનું विभ्वी रातिः-મહાન દાન છે अथ-અને विश्वचर्षणे सुदत्र-હે સર્વદ્રષ્ટા, શ્રેષ્ઠદાતા, કલ્યાણદાની नः-અમારા માટે द्युम्नं मंहय-પ્રકાશમાન ધનનું પ્રદાન કર. (૭)

*ભાવાર્થ : અનેક કર્મપ્રવૃત્તિયુક્ત-અનંત કર્મશક્તિમાન પરમાત્મન્ ! તારું ધન મહાન છે, તારા ધનથી સંસાર પરિપૂર્ણ છે અને મોક્ષધામમાં પણ તારું અમર ધન પરિપૂર્ણ છે, તે મહાન ધનનું તું દાન પણ કરે છે.*

*આ સંસારમાં પણ તારા જીવોના પ્રત્યે વિવિધ દાન છે અને મોક્ષધામમાં મુમુક્ષુઓને મહાન આનંદનું દાન પ્રદાન કરે છે. સર્વદ્રષ્ટા, ભદ્રદાની પરમાત્મન ! તું અમને કલ્યાણકારી પ્રકાશમાન જ્ઞાન આપ, જેથી આ સંસાર અને મોક્ષ બન્ને ધનોનો ઉપયોગ કરી શકીએ. (૭)*

**३६७. वयश्चित्ते पतत्रिणो द्विपाच्चतुष्पादर्जुनि ।**
**उषः प्रारन्नृतूँरनु दिवो अन्तेभ्यस्परि ॥८॥**

પદાર્થ : अर्जुनि-અર્જુન-શુભ સ્વરૂપ ઈન્દ્ર ઐશ્વર્યવાન પરમાત્માની उषः-દીપ્ત શક્તિ दिवः-अन्तेभ्यः-परि-આકાશના પ્રદેશોથી લઈને પૃથિવી સુધી તારી અથવા તારા દ્વારા वयः-चित्-અન્નમાત્ર पतत्रिणः-સર્વ પક્ષી द्विपात्-મનુષ્ય चतुष्पात्-ગાય, ઘોડા આદિ ચોપગા પશુઓ ऋतून्-अनु-પ્રત્યેક ઋતુ અનુસાર प्रारन्-પ્રારંભ સૃષ્ટિમાં પ્રાદુર્ભૂત થયા કરે છે. તેથી અમે એ મહાન દીપ્તશક્તિને અમારી અંદર વસાવીને જીવનનો વિકાસ કરીએ. (૮)

*ભાવાર્થ : પરમાત્માની શુભ સ્વરૂપ શક્તિ દ્વારા આકાશથી પૃથિવી સુધી સમસ્ત અન્નમાત્ર, સર્વ પક્ષી, મનુષ્ય, ગાય, ઘોડા આદિ ચોપગા પશુઓ, ઓષધિ આદિ પ્રત્યેક ઋતુ અનુસાર પ્રારંભ સૃષ્ટિમાં થયા કરે છે. તેથી અમે એ મહાન દીપ્ત શક્તિને અમારી અંદર વસાવીને જીવનનો વિકાસ કરીએ. (૮)*

**३६८. अमी ये देवा स्थन मध्य आ रोचने दिवः ।**
**कद्ध ऋतं कदमृतं का प्रत्ना व आहुतिः ॥९॥**

પદાર્થ : दिवः-आरोचने मध्ये-જ્ઞાન પ્રકાશક ઈન્દ્ર-પરમાત્માના સમગ્ર પ્રકાશ સ્થાનની મધ્યમાં अमी ये वः-देवाः-स्थन-તે જે તમે વિદ્વાનજન છો कत्-ह-ऋतम्-શું ઋત-સત્ય છે कत् अमृतम्-શું શું અમૃત

છે का प्रत्ना-आहुतिः-કઈ પુરાતની સદાથી ચાલી આવતી આહુતિ આપવા યોગ્ય ભેદ છે. (૯)

*ભાવાર્થ : પરમાત્માના ગુણ પ્રકાશન માટે સંમેલનો થવા જોઈએ અને તેમાં એકત્ર થયેલા વિદ્વાનોમાં ચર્ચા થવી જોઈએ. શું ઋત-સત્ય ધર્મ છે, જેથી પરમાત્મા સંસારનું નિયંત્રણ કરી રહેલ છે. જીવાત્માઓને ભોગફળ અને અભ્યુદય આપે છે અને શું અમૃત ધર્મ છે, જેથી મુક્તોને માટે મોક્ષની પ્રવૃત્તિ છે-મોક્ષાનંદ આપી રહ્યો છે. આ બન્નેમાં અધિનાયક પરમાત્મ દેવનું માન, તેના આદેશનું પાલન અને આરાધના કરવી જોઈએ. (૯)*

## ३६९. ऋचं साम यजामहे याभ्यां कर्माणि कृण्वते।
## वि ते सदसि राजतो यज्ञं देवेषु वक्षतः ॥१०॥

પદાર્થ : ऋचं साम-यजामहे-અમે પરમાત્માની સ્તુતિ અને ઉપાસનાનું સેવન કરીએ याभ्यां कर्माणि कृण्वते-જેના દ્વારા-જેના સેવનની સાથે શ્રેષ્ઠ કર્મ કરીએ ते-તે બન્ને सदसि-અમારા હૃદયઘરમાં विराजतः-વિશેષ રૂપથી રહે, બિરાજમાન રહે. यज्ञं देवेषु वक्षतः-અમારા અધ્યાત્મયજ્ઞમાં અમારી સમસ્ત ઈન્દ્રિયોમાં પ્રવાહિત કરે. (૧૦)

*ભાવાર્થ : સમસ્ત શ્રેષ્ઠ કર્મોનો આરંભ પરમાત્માની સ્તુતિ, ઉપાસનાથી કરવો જોઈએ, અમારા હૃદયમાં સ્તુતિ, ઉપાસના ઘર કરી જાય અને અમારી ઈન્દ્રિયોમાં અધ્યાત્મતાનો સંચાર કરી દે, જેથી ઈન્દ્રિયો સંયમમાં રહીને કાર્ય કરે. (૧૦)*

### ખંડ-૩

## ३७०. विश्वाः पृतना अभिभूतरं नरः सजूस्ततक्षुरिन्द्रं जजनुश्च राजसे।
## क्रत्वे वरे स्थेमन्यामुरीमुतोग्रमोजिष्ठं तरसं तरस्विनम् ॥१॥

પદાર્થ : नरः-મુમુક્ષુજન सजूः-સમાન ભાવનાથી મળીને इन्द्रं विश्वाः पृतनाः-अभिभूतरम्-પરમાત્માને અમારી સમસ્ત વિરોધી પ્રતિકૂળ પ્રવૃત્તિઓ પર અત્યંત અભિભવ-દબાવી દેનાર નિશ્ચિત ततक्षुः-કરો અને राजसे जजनुः-સ્વયં પણ તેના પર અધિકાર પ્રાપ્ત કરવા માટે સુંદર ઉત્પન્ન કરેલ-સાક્ષાત્ કરેલ क्रत्वे-અધ્યાત્મકર્મને માટે वरे स्थेमनि-વરીએ છીએ-સ્વીકારીએ છીએ. જ્યાં રહેલા એવા હૃદયસ્થાનમાં आमुरीम्-વાસનાને સમગ્ર રૂપથી મારનાર, उत-અને उग्रम्-ओजिष्ठम्-તેજસ્વી બહુજ ઓજવાન तरसं तरस्विनम्-બળ સ્વરૂપ બળવાનને ધારણ કરીએ છીએ. (૧)

*ભાવાર્થ : સ્તોતાજન પોતાના સમસ્ત વિરોધી ભાવોને દબાવી દેનાર પરમાત્માને જ નિશ્ચિત કરે છે તથા સ્વયં પોતાનો તેના પર અધિકાર કરીને તેની અંદર સાક્ષાત્ કરે છે, અધ્યાત્મકર્મ કરવા માટે, વરણ કરવા માટે હૃદયસ્થાનમાં તે વાસનાઓને સમગ્રરૂપથી મારી નાખનાર મહાન તેજસ્વી, ઓજસ્વી,*

*બળરૂપ બળવાન પરમાત્માને ઉપાસિત કરે છે. (૧)*

**३७१. श्रत्ते दधामि प्रथमाय मन्यवेऽहन् यद् दस्युं नर्यं विवेरपः।**
**उभे यत्त्वा रोदसी धावतामनु भ्यसात्ते शुष्मात् पृथिवी चिदद्रिवः ॥ २ ॥**

પદાર્થ : अद्रिवः-હે ઓજસ્વી પરમાત્મન્ ! ते प्रथमाय मन्यवे-તારા શ્રેષ્ઠ તેજને માટે श्रत्-दधामि-શ્રદ્ધા કરું છું-સ્વાગત કરું છું यत्-नर्यं दस्युम्-अहन्-જે નર-દેવજન-મુમુક્ષુજનના દસ્યુ ઉપક્ષીણ-કરનાર વિરોધી વિચારને મારે છે अपः-विवेः-મોક્ષ યોગ્ય કર્મને વિસ્તૃત કરે છે यत्-જે કારણ કે उभे रोदसी-બે દ્યુલોક અને પૃથિવીલોક त्वा-अनु-તારા અનુશાસનમાં અથવા અનુસાર भ्यसात्-ભયથી धावताम्-પોત-પોતાની ગતિ કરે છે. पृथिवी चित्-ते शुष्मात्-વિસ્તૃત અન્તરિક્ષ પણ તારા બળ-શાસનમાં વિસ્તાર પામી રહેલ છે. (૨)

*ભાવાર્થ : પરમાત્મન્ ! તું મહાન દયાળું છે. જે તારા મુમુક્ષુ ઉપાસકના વિરોધી, અવરોધ કરનાર વિચારને નષ્ટ કરે છે, દસ્યુની તો વાત જ ક્યાં, એ તો દ્યુલોક, પૃથિવીલોક અને અન્તરિક્ષ લોક પણ તારા શાસન બળના ભયથી પોતાની ગતિવિધિ અને સ્થિતિમાં રહે છે, તેથી તારા એ દીપ્ત તેજ શાસન પર હું શ્રદ્ધા કરું છું. (૨)*

**३७२. समेत विश्वा ओजसा पतिं दिवो य एक इद् भूरतिथिर्जनानाम्।**
**स पूर्व्यो नूतनमाजिगीषं तं वर्त्तनीरनु वावृत एक इत्॥ ३ ॥**

પદાર્થ : विश्वाः-સમસ્ત મનુષ્ય પ્રજાઓ ! दिवः-पतिम्-મોક્ષધામના સ્વામીને ओजसा समेत-પોતાના પૂર્ણ બળ સાથે પ્રાપ્ત થાઓ. यः-इकः-एत्-જે એકલો જ जनानाम् अतिथिः-भूः-જન્મનાર મનુષ્યોની અંદર અન્તર્યામીરૂપથી બિરાજમાન છે. सः-તે पूर्व्यः-તેની ઉત્પત્તિ અથવા શરીરમાં આવ્યા પહેલાં પુરાતન-પૂર્વથી જ રહેલ नूतनम्-નવીન-પશ્ચાત્ શરીરમાં આવનાર आजिगीषन्तम्-શરીરને અભિભૂત-સ્વાધીન કરવાને ઈચ્છુક જીવાત્માને एकः-इत्-એકલો જ वर्तनीः अनुवावृत्ते કર્માનુસાર ગતિની પાછળ ચલાવે છે.

*ભાવાર્થ : પરમાત્મામાં પ્રવેશ કરનાર ઉપાસક મોક્ષધામના સ્વામી પરમાત્માને પોતાના આત્મિક બળ દ્વારા પ્રાપ્ત કરે છે. જે એકલો જ જન્મનાર-ઉત્પન્ન થનાર પદાર્થોનો અન્તર્યામીરૂપથી બિરાજમાન સ્વામી સનાતન છે. શરીર પર અધિકાર જમાવવા ઈચ્છુક એના સ્વામી જીવાત્માને કર્માનુસાર ગતિઓમાં ચલાવે છે. (૩)*

**३७३. इमे त इन्द्र ते वयं पुरुष्टुत ये त्वारभ्य चरामसि प्रभूवसो।**
**न हि त्वदन्यो गिर्वणो गिरः सघत्क्षोणीरिव प्रति तद्धर्य नो वचः ॥ ४ ॥**

પદાર્થ : प्रभूवसो-હે બહુજ ધનવાળા पुरूष्टुत-इन्द्र-અનેક પ્રકારથી સ્તુત્ય પરમાત્મન્ ! इमे-એ તે ये वयं ते-જે અમે તારા ઉપાસકો त्वा-आरभ्य चरामसि-તારો આરંભ કરીને-તારો આશ્રય લઈને જીવનયાત્રા કરીએ છીએ गिर्वणः-હે સ્તુતિઓ દ્વારા વનનીય-સેવનીય પરમાત્મન્ ! त्वत्-अन्यः-તારાથી ભિન્ન गिरः-અમારી પ્રાર્થનાઓનો न हि-सघत्-વ્યાપ્ત થતો નથી. क्षोणिः-इव नः-तत्-वचः-प्रतिहर्य-પૃથિવી સમાન અમારા એ પ્રાર્થના વચનોને ચાહ-સ્વીકાર કર. (૪)

*ભાવાર્થ : હે અનેક રીતે સ્તુતિ કરવા યોગ્ય અને બહુજ ધનવાન પરમાત્મન્ ! એ અમે તારા ઉપાસકો તને આશ્રય બનાવીને જીવનયાત્રા કરીએ છીએ. હે સ્તુતિઓથી સેવન કરવા યોગ્ય તારાથી ભિન્ન અન્ય કોઈ નથી કે, જે અમારી પ્રાર્થનાઓને પ્રાપ્ત કરી શકે, તેના પર ધ્યાન આપે, તું અમારા વચનો પૃથિવીની સમાન ચાહે છે, જેમ પૃથિવી પોતાના આશ્રિત પદાર્થોનો ત્યાગ કરતી નથી, કારણથી અલગ થયેલને પોતાનો આશ્રય આપે છે, તેમ તું પણ તારા આશ્રિતો ઉપાસકોનો ત્યાગ કરતો નથી. (૪)*

**३७४. चर्षणीधृतं मघवानमुक्थ्या ३ मिन्द्रं गिरो बृहतीरभ्यनूषत ।**
**वावृधानं पुरुहूतं सुवृक्तिभिरमर्त्यं जरमाणं दिवेदिवे ॥५॥**

પદાર્થ : बृहतीः गिरः-હે અમારી મહાન પુકારવાળી વાણીઓ ! તમે चर्षणीधृतम्-મનુષ્યોને ધારણ કરનાર-સંરક્ષક मघवानम्-પ્રશસ્ત ધનવાળા उक्थ्यम्-પ્રશંસનીય वावृधानम्-અમારી ઉન્નતિ કરનાર पुरुहूतम्-અનેક પ્રકારથી-અનેક નામો ગુણ કર્મોથી આમંત્રિત કરવા યોગ્ય अमर्त्यम्-મરણ ધર્મ રહિત-અજર, અમર जरमाणम्-સ્તુતિ કરતા इन्द्रम्-પરમાત્માને सुवृक्तिभिः-સમ્યક્ દોષવર્જિત સ્તુતિઓ દ્વારા दिवे दिवे-પ્રતિદિન अभ्यनूषत-નિરંતર સ્તુતિ કરો. (૫)

*ભાવાર્થ : હે મારી મહાન પુકાર વાણીઓ ઉક્તિઓ ! તું મનુષ્યોના ધારક, પ્રશસ્ત ધનવાળા, પ્રશંસનીય વૃદ્ધિ કરનાર, અનેક પ્રકારથી આમંત્રણને યોગ્ય, અમર તથા અમારા દ્વારા સ્તુતિ કરવા યોગ્ય પરમાત્માની પ્રતિદિન દોષરહિત ભાવનાઓથી વારંવાર સ્તુતિ કરો. (૫)*

**३७५. अच्छा व इन्द्रं मतयः स्वर्युवः सध्रीचीर्विश्वा उशतीरनूषत ।**
**परि ष्वजन्त जनयो यथा पतिं मर्यं न शुन्ध्युं मघवानमूतये ॥६॥**

પદાર્થ : स्वर्युवः-મોક્ષસુખને ચાહનાર मतयः-હે પરમાત્માની ઉપાસક પ્રજાઓ ! वः-તમે विश्वाः સર્વ सध्रीचीः-સહ ભાવને પ્રાપ્ત-સરળ इन्द्रम्-उशतीः-પરમાત્માને ચાહતી अच्छा-अनूषत-નિરંતર પરમાત્માની સ્તુતિ કરો. जनयः यथापतिं परिष्वजन्त-સ્ત્રીઓ જેમ પતિને આલિંગન કરે છે, તેમ પરમાત્માને આલિંગન કરો मर्यं न शुन्ध्युं मघवानम्-અથવા જેમ પવિત્ર ધન ઐશ્વર્યવાળા રાજાજનને યાચક લોકો પ્રાપ્ત થાય છે, તેમ ऊतये-રક્ષાને માટે એવી રીતે પાસે આવો.

*ભાવાર્થ : મોક્ષસુખને ચાહતાં સર્વ ઉપાસકજનો સરળ ભાવથી પરમાત્માની કામના કરતાં નિરંતર*

*તેની સ્તુતિ કરે, જેમ સ્ત્રીઓ પોતાના પતિને ભેટે છે, અથવા જેમ પવિત્ર ઐશ્વર્યવાન રાજાને પ્રજાજનો પોતાની રક્ષા માટે પ્રાપ્ત થાય છે. (૬)*

**३७६. अभि त्यं मेषं पुरुहूतमृग्मियमिन्द्रं गीर्भिर्मदता वस्वो अर्णवम् ।**
**यस्य द्यावो न विचरन्ति मानुषं भुजे मंहिष्ठमभि विप्रमर्चत ॥७॥**

પદાર્થ : त्यं मेषम्-તે સુખનું સિંચન કરનાર, पुरुहूतम्-અનેક રીતે આમંત્રિત કરવા યોગ્ય, ऋग्मियम्-સ્તુતિઓને ઝીલનાર-ઋચાઓ-સ્તુતિઓથી અર્ચનીય, वस्वः-अर्णवम्-ભોગ ધનના સાગર, इन्द्रम्-પરમાત્માને गीर्भिः-સ્તુતિ વચનો દ્વારા अभिमदत-હર્ષિત-આનંદિત કરો यस्य-જેની વ્યાપ્તિઓ અથવા કર્મશક્તિઓ द्यावः-न-પ્રકાશમાન કિરણોની સમાન मानुषं विचरन्ति-મનુષ્ય હિતકારી પૃથિવી પર વિચરે છે भुजे-પોતાના પાલન માટે मंहिष्ठं विप्रम्-अभि-अर्चत-પૂજનીય વિશેષ તૃપ્તિ કરાવનાર પરમાત્માને-અર્ચિત કરો. (૭)

*ભાવાર્થ : પરમાત્મા અત્યંત સુખનું સિંચન કરનાર છે. અનેક પ્રકારથી આમંત્રણીય સ્તુતિઓને ઝીલનાર અને જાણવા યોગ્ય ધન ઐશ્વર્યનો સાગર છે. તે એવા ઈષ્ટદેવને સ્તુતિઓ દ્વારા અનુકૂળ બનાવવા જોઈએ, તેની વ્યાપ્તિઓ અથવા કર્મશક્તિઓ સૂર્યનાં કિરણોની સમાન મનુષ્યનાં હિત માટે પૃથ્વી પર પ્રસરી રહી છે, તે એવા ઈષ્ટદેવની અર્ચના કરવી એ અમારું કર્તવ્ય છે. (૭)*

**३७७. त्यं सु मेषं महया स्वर्विदं शतं यस्य सुभुवः साकमीरते ।**
**अत्यं न वाजं हवनस्यदं रथमिन्द्रं ववृत्यामवसे सुवृक्तिभिः ॥८॥**

પદાર્થ : त्यं सुमेषं स्वर्विदम्-તે શ્રેષ્ઠસુખ સિંચન કરનાર તથા મોક્ષસુખ પ્રાપ્ત કરાવનાર પરમાત્માને सुमहय-ઉત્તમ રીતે અર્ચિત કર यस्य-જેની शतं सुभुवः-સેંકડો સુભૂતિઓ-કલ્યાણ વિભૂતિઓ ઉપાસકની અંદર साकम्-ईरते-એક સાથે પ્રાપ્ત થાય છે. रथं हवनस्यदम्-રથની તરફ આમંત્રણ પર ચાલનાર वाजम्-अत्यं न-બળવાન ઘોડાની સમાન इन्द्रम्-પરમાત્માને अवसे-તૃપ્તીને માટે सुवृक्तिभिः-સુપ્રવૃત્તિઓ-સત્સ્તુતિઓ દ્વારા आववृत्याम्-વારંવાર આવર્તિત કરું-સેવન કરું. (૮)

*ભાવાર્થ : પરમાત્મા સુખસેચક મોક્ષાનંદ સ્વામી તેને પ્રાપ્ત કરાવનાર છે. ઉપાસકની અંદર જેની કલ્યાણવિભૂતિઓ એકી સાથે સંચાર કરવા લાગે છે, રથના પ્રતિ આમંત્રણ પર ચાલવા તત્પર બળવાન ઘોડાની સમાન ઈશ્વરને ઉત્તમ આચરણો, સ્તુતિઓ દ્વારા આપણી તૃપ્તિ માટે આપણા જીવનમાં વારંવાર ધારણ કરો. (૮)*

**३७८. घृतवती भुवनानामभिश्रियोर्वी पृथ्वी मधुदुघे सुपेशसा ।**
**द्यावापृथिवी वरुणस्य धर्मणा विष्कभिते अजरे भूरिरेतसा ॥९॥**

પદાર્થ : वरुणस्य-વરણ કરવા યોગ્ય અને વરનાર-इन्द्र-પરમાત્માના धर्मणा-બળથી રહેલા द्यावापृथिवी विष्कभिते-વિશ્વની ઉપરનો ભાગ પ્રકાશાત્મક અને નીચેનો ભાગ પ્રકાશ્યરૂપ બન્ને, શિલ્પરૂપ વિરુદ્ધ ભાવથી દૃઢ કરેલ છે જે घृतवती-તેજ ધર્મયુક્ત તથા રેતધર્મ વાળા છે. भुवनानाम्-अभिश्रिया-સમાન ભૂતો જડ જંગમનો આશ્રય છે. उर्वी-મહાન પૃથિવી વિસ્તારવાળી છે. मधुदुधे-જળ અને અન્નને દોહનારી सुपेशसा-સુંદર રૂપવાળી સોનેરી હરિયાળી આદિ યુક્ત अजरे-જ્યાં સુધી સૃષ્ટિ રહે ત્યાં સુધી સ્થિર રહેનાર તથા भूरिरेतसा-અત્યંત અગ્નિ સ્વરૂપ અને સોમધર્મવાળા છે. (૯)

*ભાવાર્થ : પરમાત્માએ ધારણબલથી વિશ્વનો ઉપરનો ભાગ દ્યુમંડળ અને નીચેનો ભાગ ભૂમંડળ કાર્યરૂપ શિલ્પરૂપ પ્રદેશ, જડ અને જંગમના આશ્રયભૂત મહાન વિસ્તારયુક્ત આકાશમાં દૃઢ સ્થાપિત કરેલ છે, જેમાં ઉપર નીચેના ક્રમશઃ ઉપરનો દ્યુમંડળ ભાગ તેજ ધર્મ યુક્ત, નીચેનો રેતધર્મયુક્ત, ક્રમશઃ જળ અને અન્નને દોહનાર, દ્યુમંડળ જળને નીચે પ્રેરિત કરે છે, પૃથિવીમંડળ અન્ન-અદનીય પદાર્થને પ્રેરિત કરે છે, સુંદર રૂપવાળું દ્યુમંડળ સોનેરી બનાવે છે. ભૂમંડળ હરિયાળી આદિ અનેક રૂપોથી સજાવે છે, તે બન્ને સૃષ્ટિના પૂર્ણ સમય સુધી રહેનારા તથા ક્રમશઃ અત્યંત અગ્નિસ્વરૂપ અને સોમસ્વરૂપ છે. તેથી તે પરમાત્માની ઉપાસના કરવી જોઈએ, જેના આ બન્ને ઉપયોગી કાર્ય અથવા શિલ્પ છે. (૯)*

**३७९. उभे यदिन्द्र रोदसी आपप्राथोषाइव ।**
**महान्तं त्वा महीनां सम्राजं चर्षणीनाम् ।**
**देवी जनित्र्यजीजनद्भद्रा जनित्र्यजीजनत् ॥१०॥**

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! यद्-જ્યારે તું उभे रोदसी-ઉપર નીચેનાં બન્ને દ્યુમંડળ અને ભૂમંડળને आपप्राथ-તારી ઊષા = જ્યોતિથી પૂરણ કરે છે-ભરે છે ત્યારે એમ લાગે છે उषाः-इव-તારી જ્યોતિ त्वा महीनां महान्तम्-તુજ મહાનથી મહાનતમ્ને भद्रा देवी-એ કલ્યાણકારિણી દેવી जनित्री-પ્રકાશ કરનારી બની ગઈ चर्षणीनां सम्राजम्-મનુષ્યોમાં સમ્યક્ રાજમાનને अजीजनत्-પ્રાદુર્ભૂત કરી રહી છે, પ્રદર્શિત કરી રહી છે, जनित्री-अजीजनत्-હાં, પ્રાદુર્ભૂત કરનારી પ્રાદુર્ભૂત કરી રહી છે-પ્રદર્શિત કરી રહી છે. (૧૦)

*ભાવાર્થ : પરમાત્મન્ ! જ્યારે તું તારી જ્યોતિથી ઉપર નીચેનાં બન્ને દ્યુમંડળ અને ભૂમંડળને ભરપૂર કરી દે છે, ત્યારે તે કલ્યાણકારી દેવી મનુષ્યોની અંદર મહાનથી મહાનતમ સમ્રાટ-સંસારમાં સમ્યક્ રાજા સમાન રૂપમાં તને પ્રકટ—પ્રદર્શિત કરનારી પ્રદર્ષિત કરી દે છે, તેથી અમે ઉપાસક વિશ્વમાં વ્યાપ્ત તારી જ્યોતિનો અનુભવ કરીએ. (૧૦)*

**३८०. प्र मन्दिने पितुमदर्चता वचो यः कृष्णगर्भा निरहन्नृजिश्वना।**

**अवस्यवो वृषणं वज्रदक्षिणं मरुत्वन्तं सख्याय हुवेमहि ॥ ११ ॥**

પદાર્થ : मन्दिने-સ્તુતિ કરવા યોગ્ય પરમાત્માને માટે पितुमत्-वचः-પ્રસન્નતાકારક વચન प्रार्चत ભેટ સમર્પિત કરો. यः-જે પરમાત્મા ऋजिश्वना-સરળગતિ શક્તિથી कृष्णगर्भा-પાપ જેના ગર્ભમાં-અંદર છે-પાપગર્ભિત વૃત્તિઓ વાસનાઓને निरहन्-નષ્ટ કરી દે છે वृषणं वज्रदक्षिणं मरुत्वन्तम्-તે સુખવર્ષક ઓજના પ્રેરક પ્રાણવાન સર્વમાં પ્રાણપ્રદ પરમાત્માને सख्याय-મિત્રભાવ માટે अवस्यवः-અમે રક્ષા ચાહનારા हुवेमहि-આમંત્રિત કરીએ છીએ. (૧૧)

*ભાવાર્થ : પરમાત્મા અમારી પાપગર્ભિત વૃત્તિઓને પોતાના સરળ સ્વભાવથી નષ્ટ કરી દે છે, જો અમે તે સ્તુતિ કરવા યોગ્યને માટે પ્રસન્નતાકારક સ્તુતિવચન અર્પિત કરીએ. તે એવા સુખની વર્ષા કરનાર, ઓજના પ્રસારક, પ્રાણ સંચારક પરમાત્મ દેવને મિત્રતાને માટે અમે અમારી રક્ષા ચાહનાર ઉપાસક નિત્ય નિરંતર હૃદયમાં આમંત્રિત કરતા રહીએ. (૧૧)*

## ખંડ-૪

**३८१. इन्द्र सुतेषु सोमेषु क्रतुं पुनीष उक्थ्यम् ।**
**विदे वृधस्य दक्षस्य महाँ हि षः ॥ १ ॥**

પદાર્થ : इन्द्र-હે પરમાત્મન્ ! सुतेषु सोमेषु-નિષ્પન્ન થયેલા વિવિધ ઉપાસનારસોમાં-ઉપાસનારસો પ્રસ્તુત કરતાં क्रतुम्-સંકલ્પ કરનાર કર્તવ્ય પરાયણ ઉપાસકને उक्थ्यं-पुनीषे-પ્રશંસનીય પવિત્ર નિર્મળ બનાવે છે-સમર્થ બનાવે છે वृधस्य दक्षस्य-વર્ધક આત્મબળને विदे-પ્રાપ્ત કરવા માટે હું તારા શરણમાં છું सः-महान् हि-તે તું મહાન જ છે. (૧)

*ભાવાર્થ : પરમાત્માની વિવિધ ઉપાસનાઓ કરવાથી પરમાત્મા ઉપાસકની કામનાની પ્રાપ્તિને સિદ્ધ કરી દે છે. વૃદ્ધિકારક આત્મબળ પ્રાપ્તિને માટે તે મહાન શરણ છે. (૧)*

**३८२. तमु अभि प्र गायत पुरुहूतं पुरुष्टुतम् ।**
**इन्द्रं गीर्भिस्तविषमा विवासत ॥ २ ॥**

પદાર્થ : तम्-તે पुरुहूतम्-અનેક રીતે આમંત્રિત કરવા યોગ્ય पुरुष्टुत-અનેક પ્રકારથી સ્તુતિ કરવા યોગ્ય, इन्द्रम्-પરમાત્માને उ-અવશ્ય अभि प्रगायत-અભિલક્ષિત કરીને ગાન કરો. तविषं गीर्भिः-आविवासत-મહાન પરમાત્માને સ્તુતિ વાણીઓથી પોતાની અંદર પરિચરિત કરો-બિરાજમાન કરો. (૨)

*ભાવાર્થ : ઉપાસકો ! જો તમે ગાન કરો, તો અનેક પ્રકારથી આમંત્રણ કરવા યોગ્ય તથા અનેક રીતે સ્તુતિ કરવા યોગ્ય પરમાત્માનું ગાન કરો. અન્યનું ગાન તમારા માટે અભીષ્ટ નથી અને વાણીઓથી પ્રશંસા કરો, તો તે પોતાની અંદર કરો. તે મહાન પરમાત્માની પ્રશંસા અને ધારણા, ધ્યાન કરો, અન્યના નહિ.*

*(૨)*

**३८३. तं ते मदं गृणीमसि वृषणं पृक्षु सासहिम् ।**
**उ लोककृत्नुमद्रिवो हरिश्रियम् ॥ ३ ॥**

પદાર્થ : अद्रिवः-ઓજસ્વી પરમાત્મન્ ! ते-તારા पृक्षु सासहिम्-અમને પ્રાપ્ત થતા વિરોધી સંપર્કોમાં દુર્વૃત્તિઓને દબાવનાર તથા वृषणम्-સુખવર્ષક लोककृत्नुम्-અમારા જીવન સંસારના કર્તા हरिश्रियम्-દુઃખનું અપહરણ અને સુખનું આહરણ કરનાર ઋક-સામ-સ્તુતિ-ઉપાસના પર આશ્રિત मदम्-અર્ચનીય સ્વરૂપની गृणीमसि-સ્તુતિ કરીએ છીએ-સ્તુતિમાં લાવીએ છીએ. (૩)

*ભાવાર્થ : હે ઓજસ્વી પરમાત્મન્ ! વિરોધી સંપર્કો અને દુર્વૃત્તિઓને દબાવનાર તથા સુખવર્ષક, મારા જીવન સંસારને બનાવનાર, દુઃખાપહારી, સુખાહરણ કરનાર, સ્તુતિ, ઉપાસનાને આશ્રિત તારા અર્ચનીય સ્વરૂપને પ્રશંસિત કરીએ છીએ, સ્તુતિ કરીએ છીએ, સ્તુતિમાં લાવીએ છીએ. (૩)*

**३८४. यत्सोममिन्द्र विष्णवि यद्वा घ त्रित आप्त्ये ।**
**यद्वा मरुत्सु मन्दसे समिन्दुभिः ॥ ४ ॥**

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! यत्-જે सोमम्-સોમરસ विष्णवि-યજ્ઞ અધ્યાત્મસંમેલનમાં સંપન્ન કરવામાં આવે છે. यत्-वा घ-અથવા જે પણ સોમ आप्त्ये त्रिते-પ્રાપ્તવ્ય તીર્ણતમ લોક ત્રિસંખ્યામિત્ત-મોક્ષમાં यत्-वा-અને જે પણ मरुत्सु-જીવન્મુક્ત આત્માઓમાં मन्दसे-તું ચાહે છે इन्दुभिः-सम्-તે મારા સર્વ સોમો ઉપાસનારસોથી સંગત બનું. (૪)

*ભાવાર્થ : હે પરમાત્મન્ ! તું પોતાને માટે અધ્યાત્મસંમેલનમાં ગાનરૂપ સોમને પ્રાપ્તવ્ય તીર્ણતમ સર્વથી શ્રેષ્ઠ તૃતીયધામ મોક્ષમાં રહેનારા જીવન્મુક્તોમાં વિદ્યમાન ઉપાસનારસોને ચાહે છે. મારામાં રહેલ તે સર્વ સોમો-ઉપાસનારસોની સાથે સંગત થાય અર્થાત્ મને ત્રણે પ્રકારના સોમો-ઉપાસનારસોને સમર્પિત કરનાર બનાવી દે. હું અધ્યાત્મસંમેલનમાં પણ ગાનરસ તને આપુ, મોક્ષધામમાં પણ મારો રસ પૂર્ણ સમર્પણ કરું, અને જીવન્મુક્તોની શ્રેણીમાં આવીને પણ તારી ઉપાસનામાં અનન્ય બનું. (૪)*

**३८५. एदु मधोर्मदिन्तरं सिञ्चाध्वर्यो अन्धसः ।**
**एवा हि वीर स्तवते सदावृधः ॥ ५ ॥**

પદાર્થ : अध्वर्यो-હે અધ્યાત્મયજ્ઞને પ્રાપ્ત તથા અપીડક ઉપાસક ! તું मधोः-अन्धसः-મધુર આધ્યાનીય ઉપાસનારસ દ્વારા मदिन्तरम्-અત્યંત પ્રસન્ન થનાર-ઈન્દ્ર પરમાત્માને इत्-उ-आसिञ्च-અવશ્ય જ સમગ્ર રૂપથી સિંચ. एव हि-એમ જ सदावृधः-वीरः-તે સદા વર્ધક, પ્રેરક પરમાત્માની स्तवते-સ્તુતિ થાય છે. (૫)

*ભાવાર્થ : અધ્યાત્મયજ્ઞના યાજક ઉપાસક પરમાત્માને પોતાનો મધુર, શ્રદ્ધા, અનુરાગપૂર્ણ ધ્યાન,*

*ઉપાસનારસ દ્વારા સિંચ્યા કરે, એ જ રીતે તેને ઉન્નત કરનાર, પ્રગતિ આપનાર પરમાત્માની સ્તુતિ કરવામાં આવે છે. (૫)*

**३८६. एन्दुमिन्द्राय सिञ्चत पिबाति सोम्यं मधु ।**
**प्र राधांसि चोदयते महित्वना ॥ ६ ॥**

પદાર્થ : इन्द्राय-ઐશ્વર્યવાન પરમાત્માને માટે इन्दुम्-आसिञ्चत-ઉપાસકો ! રસીલા સોમ-ઉપાસના–રસને સિંચો-પ્રસારિત કરો सोम्यं मधु पिबाति-તે સોમના મધનું પાન કરે અથવા પીવે છે. महित्वना-પોતાના મહત્ત્વથી राधांसि-ઉપાસકોને માટે સિદ્ધ ધનોને प्रचोदयते-પ્રેરિત કરે છે. (૬)

*ભાવાર્થ : પરમાત્માને પોતાના ઉપાસકના રસથી ભરી દો, તે તેનું પાન કરે છે-સ્વીકાર કરે છે અને સિદ્ધ ધનોને પ્રેરિત કરે છે. (૬)*

**३८७. एतो न्विन्द्रं स्तवाम सखायः स्तोम्यं नरम् ।**
**कृष्टीर्यो विश्वा अभ्यस्त्येक इत् ॥ ७ ॥**

પદાર્થ : सखायः-હે ઉપાસક મિત્રો ! आ-इत-उ-આવો, અવશ્ય આવો ! नु-શીઘ્ર स्तोम्यं नरम्-इन्द्रम्-સ્તુતિ કરવા યોગ્ય નેતા પરમાત્માને स्तवाम-સ્તુતિ કરીએ यः-જે પરમાત્મા एकः-इत्-એકલો જ विश्वाः कृष्टीः-સર્વ કર્મ-કરનારી પ્રજાઓ-મનુષ્યોને अभ्यस्ति-કર્મફળ પ્રદાન કરવા માટે અભિભૂત કરે છે-સ્વાધીન કરે છે. (૭)

*ભાવાર્થ : સ્તુતિ યોગ્ય આપણા નેતા પરમાત્માની અમે સ્તુતિ કર્યા કરીએ, તે કર્મ કરનાર કર્મયોનિ મનુષ્યોનો એકલો જ સ્વામી કર્મફળ દાતા છે, તેનાથી ભિન્નની સ્તુતિ ન કરીએ, સ્તુતિ કરવી એ પણ શુભકર્મ છે અને તેનું શુભ ફળ પણ આપશે જ. (૭)*

**३८८. इन्द्राय साम गायत विप्राय बृहते बृहत् ।**
**ब्रह्मकृते विपश्चिते पनस्यवे ॥ ८ ॥**

પદાર્થ : बृहते-મહાન, विप्राय-વિશેષ તૃપ્તિકર, ब्रह्मकृते-બ્રહ્માંડના રચયિતા, विपश्चिते-પૂર્ણ વિદ્વાન વેદના રચયિતા, સર્વજ્ઞ, पनस्यते-સ્વ સ્તુતિને ચાહનાર-મનુષ્ય દ્વારા સ્તુતિ કરવા યોગ્ય, इन्द्राय-પરમાત્માને માટે बृहत् साम गायत-બૃહત્ સ્વરયુક્ત ઉપાસના ભાવને પ્રકટ કરો. (૮)

*ભાવાર્થ : મહાન વિવિધ તૃપ્તિકારક બ્રહ્માંડના રચયિતા, વેદસ્વામી વેદજ્ઞાન દાતા, સ્તુતિને યોગ્ય પરમાત્માનું ઊંચા સ્વરથી શ્રેષ્ઠ ગાન કરવું જોઈએ. (૮)*

**३८९. य एक इद्विदयते वसु मर्ताय दाशुषे ।**

१ २ ३ १ २ ३ १ २ ३ २
**ईशानो अप्रतिष्कुत इन्द्रो अङ्ग ॥९॥**

પદાર્થ : **यः-एकः-इत्**-જે એકજ છે તેના જેવો અન્ય કોઈ નથી **दाशुषे मर्ताय**-આત્મીયત્વને આપનાર-સ્વાત્મ સમર્પણ કરનાર જન-ઉપાસકને માટે **वसु विदयते**-ધનને વિશિષ્ટ રૂપથી આપે છે અથવા કર્માનુસાર વિભાગ કરે છે **अङ्गः**-હે પ્રિયજન તે **ईशानः-इन्द्रः**-સ્વામી પરમાત્મા **अप्रतिष्कुतः**-ઉલ્લંઘનીય વા પ્રતિહિંસિત વા પ્રતિસ્ખલિત વા પ્રતિકાર કરવા યોગ્ય નથી. (૯)

*ભાવાર્થ : કેવલ પરમાત્મા જ ઉદાર છે, જે આત્મસમર્પણ કરનાર ઉપાસકને માટે-અલૌકિક ધન મારી અંદર વસાવનાર વિશિષ્ટ ધનને વિશેષરૂપથી પ્રદાન કરે છે અથવા વિભક્ત કરીને ભાગ આપે છે. અને તે જગતના સ્વામીને દૃષ્ટિથી ઓઝલ કરવા યોગ્ય અથવા પ્રતિકાર કરવા યોગ્ય નથી. (૯)*

१ २ ३ १ २ ३ १ २र ३ १ २
**३९०. सखाय आ शिषामहे ब्रह्मेन्द्राय वज्रिणे ।**
३ २ ३ २ ३ १ २ ३ १ २
**स्तुष ऊ षु वो नृतमाय धृष्णवे ॥१०॥**

પદાર્થ : **सखायः**-હે ઉપાસક બન્ધુઓ ! **वः**-તમે અને અમે = આપણે **वज्रिणे**-ઓજસ્વી, **धृष्णवे**-પાપવિચાર ધર્ષણશીલ-**नृतमाय**-મહાન નેતા, **इन्द्राय**-ઐશ્વર્યવાન પરમાત્માને માટે **ब्रह्म-आशिषामहे**-બ્રહ્મ-મન-સમર્પિત કરીએ તેથી અમે **ऊ षु**-અવશ્ય **स्तुषे**-તેની સ્તુતિ કરીએ છીએ. (૧૦)

*ભાવાર્થ : હે પરમાત્માના ઉપાસકો ! તે ઓજસ્વી પરમાત્મદેવને સદા-પોતાનું મન સમર્પણ કરતા રહીએ. તે અમારો સાચો નેતા, વિરોધી પાપ ભાવનો ધર્ષણશીલ-નાશ કરનાર છે. (૧૦)*

**इति चतुर्थः प्रपाठकः समाप्तः**



# अथ पञ्चमः प्रपाठकः

## प्रथमोऽर्धः

### ખંડ-૫

**३९१. गृणे तदिन्द्र ते शव उपमां देवतातये ।**
**यद्धंसि वृत्रमोजसा शचीपते ॥ १ ॥**

પદાર્થ : शचीपते-इन्द्र-હે સર્વ કર્મ સમર્થ પરમાત્મન્ ! तत्-शवः-તારા તે પ્રસિદ્ધ ધન-અધ્યાત્મ ધન-મોક્ષઐશ્વર્યને गृणे-પ્રશંસિત કરું છું देवतातये-જે જીવનમુક્તને માટે ते-उपमाम्-તારા સમીપમાં રાખે છે. તથા यत्-वृत्रम्-જે પાપબંધનને ओजसा-બળ દ્વારા हंसि-નષ્ટ કરે છે. (૧)

*ભાવાર્થ : હે સર્વકર્મસમર્થ પરમાત્મન્ ! તું મહાન ન્યાયકારી અને દાતા છે, જેથી તું યથાયોગ્ય કર્મફળને પ્રદાન કરે છે. હું તારા તે મોક્ષ-ઐશ્વર્ય-અધ્યાત્મધનની પ્રશંસા કરું છું, જેથી તું જીવનમુક્ત અથવા મુક્તાત્માને પોતાની પાસે રાખે છે તથા તેના પાપબંધનોનો પણ નાશ કરે છે. (૧)*

**३९२. यस्य त्यच्छम्बरं मदे दिवोदासाय रन्धयन् ।**
**अयं स सोम इन्द्र ते सुतः पिब ॥ २ ॥**

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! यस्य मदे-જે સોમ-ઉપાસનારસનો તૃપ્તિયોગ-પ્રસન્નતા પ્રસંગ નિમિત્ત दिवः-दासाय-અમૃતધામ મોક્ષના દર્શક ઉપાસકને માટે त्यत्-शम्बरम्-તે શમ્ =આવરક અર્થાત્ કલ્યાણનાં પ્રતિબંધક-પાપબંધનને रन्धयन्-નષ્ટ કરવા માટે सः-अयं सोमः-તે सुतः पिब-તે એ જે ઉપાસનારસ નિષ્પન્ન કરેલ છે તેનું પાન કર-સ્વીકાર કર-કરે છે. (૨)

*ભાવાર્થ : ઉપાસનારસથી તૃપ્ત-પ્રસન્ન થઈને પરમાત્મા મોક્ષ અમૃત આકાંક્ષી-મોક્ષધામના દર્શક ઉપાસકને માટે મોક્ષાનંદનાં પ્રતિરોધક પાપબંધનનો નાશ કરવા માટે ઉપાસક દ્વારા નિષ્પન્ન કરેલ ઉપાસનારસનો સ્વીકાર કર્યા કરે છે. (૨)*

**३९३. एन्द्र नो गधि प्रिय सत्राजिदगोह्य ।**
**गिरिर्न विश्वतः पृथुः पतिर्दिवः ॥ ३ ॥**

પદાર્થ : प्रिय-હે પ્યારે सत्राजित्-તુરત એક સાથે જયકર્તા अगोह्य-ન છૂપાવવા ન લુપ્ત કરવા યોગ્ય

इन्द्र-ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું गिरिः-न-ઊંચા પર્વત સમાન મહાન છે-ઊંચે રહેનાર છે. विश्वतः पृथुः-સર્વથી મહાન છે दिवः-पतिः-અમૃત મોક્ષનો સ્વામી છે. नः-आ-गधि-અમને આવીને મળ-અમને પ્રાપ્ત થા. (૩)

*ભાવાર્થ : ઉપાસકનાં પ્રતિબંધકને તુરત જીતવા, નષ્ટ કરનાર, સદા પ્રકાશમાન-ઉપાસકથી ન છૂપનાર-સાક્ષાત્ થનાર પ્રિય પરમાત્મન્ ! તું ઊંચા પર્વતની સમાન મહાન મોક્ષધામનો સ્વામી છે, તેથી અમને મળ-પ્રાપ્ત થા-એ જ આકાંક્ષા છે. (૩)*

### ३९४. य इन्द्र सोमपातमो मदः शविष्ठ चेतति ।
### येना हंसि न्या ३ त्रिणं तमीमहे ॥४॥

પદાર્થ : शविष्ठ-इन्द्र-બળવાન, ઐશ્વર્યવાન પરમાત્મન્ ! यः-જે सोमपातमः-ઉપાસનારસનું અત્યંત પાન કરનાર मदः-હર્ષ ભાવ બતાવી રહેલ છે येन-જેના દ્વારા अत्रिणम्-પાપનો निहंसि-ગુપ્ત રૂપથી નાશ કરે છે. तम्-ईमहे-તે તુજ પરમાત્માને હું ચાહું છું. (૪)

*ભાવાર્થ : હે બળવાન પરમાત્મન્ ! જે તારો અત્યંત સોમપાન કરનાર તર્પણીય મદ-હર્ષ છે-જેથી તું પાપને ચેતવે છે, પાપને નષ્ટ કરે છે-એવા તે તારા બળને ચાહું છું. (૪)*

### ३९५. तुचे तुनाय तत्सु नो द्राघीय आयुर्जीवसे ।
### आदित्यासः समहसः कृणोतन ॥५॥

પદાર્થ : सुमहसः-आदित्यासः-હે સુમહાન પરમાત્મશક્તિ પ્રવાહો नः-અમારા तुचे-પુત્રોને માટે तुनाय-પૌત્ર આદિને માટે तत् सु-તે સારી द्राघीयः-आयुः-અતિ દીર્ઘ આયુને जीवसे-જીવન માટે कृणोतन-સંપાદિત કરો. (૫)

*ભાવાર્થ : પરમાત્માનાં ઐશ્વર્ય પ્રવાહથી સુમહાન બનેલ ઉપાસકને જીવવા માટે અતિદીર્ઘ આયુ, પુત્ર અને પૌત્ર આપે છે. (૫)*

### ३९६. वेत्था हि निर्ऋतीनां वज्रहस्त परिवृजम् ।
### अहरहः शुन्ध्युः परिपदामिव ॥६॥

પદાર્થ : वज्रहस्त-હે ઓજરૂપ હાથવાળા ! निर्ऋतीनां परिवृजं वेत्थ-हि-તું અવશ્ય જ ઉપાસકની કષ્ટપ્રદ આપત્તિઓ-આન્તરિક બાધાઓ કામ, ક્રોધ આદિ પ્રવૃત્તિઓનાં પરિવર્જન-ત્યાગસાધન વા પૃથક્કરણ સ્થાનને જાણે છે. अहः-अहः-પ્રતિદિન शुन्ध्युः-परिपदाम्-इव-જેમ આદિત્ય-સૂર્ય પરિપદો-સૂર્યના પરિપદના

પ્રત્યેક પ્રકાશચરણ સાથે ભાગનાર અનિષ્ટકારી તત્ત્વોની સમાન. (૬)

*ભાવાર્થ : જેમ સૂર્ય દ્વારા પ્રતિદિન તેના ઉદય સાથે ભાગનાર અનિષ્ટ ભાગવા માંડે છે, તેમ ઉપાસકની કષ્ટ આપત્તિઓનું પરિવર્જન ઉપાસકને છોડીને ભાગી જાય છે. ઓજસ્વી હાથો-શક્તિવાળાથી પ્રહાર પામીને ભાગી જાય છે. તેથી તે પરમાત્માની ઉપાસના કરવી જોઈએ. (૬)*

**३९७. अपामीवामप स्त्रिधमप सेधत दुर्मतिम् ।**
**आदित्यासो युयोतना नो अंहसः ॥७॥**

પદાર્થ : आदित्यासः-હે પરમાત્મતેજ તરંગો ! તમે अमीवाम्-अपसेधत-મારા-ઉપાસકના અંદરથી રોગને દૂર કરી દો स्रिधम्-अप-શોષણ કરનારા શોકને दुर्मतिम्-अप-દુર્મતિ-દુષ્ટ વિચારોને દૂર કરો नः-अहंस-युयोतन-અમને પાપથી પૃથક કરો. (૭)

*ભાવાર્થ : ઉપાસકની અંદર પરમાત્માના તેજ તરંગો તેની અંદરના રોગને, શોકને, દુર્વિચારને દૂર ભગાડી દે છે તથા ઉપાસકનાં પાપકૃત્યોને દૂર કરી નાખે છે. (૭)*

**३९८. पिबा सोममिन्द्र मन्दतु त्वा यं ते सुषाव हर्यश्वाद्रिः।**
**सोतुर्बाहुभ्यां सुयतो नार्वा ॥८॥**

પદાર્થ : हर्यश्व-इन्द्र-જેના દુઃખ અપહરણ, સુખ આહરણ, વ્યાપનધર્મ અને પ્રસાદ છે એવા પરમાત્મન્ ! सोमं पिब-ઉપાસનારસનું પાન કર-સ્વીકાર કર यम्-अद्रिः-જેનો આદર કરનાર પ્રશંસાકર્તા-સ્તોતા ઉપાસકે ते सुषाव-તારા માટે અભિષુત કરેલ છે, સંપાદિત કરેલ છે તે સોમ-ઉપાસનારસ सोतुः-बाहुभ्याम्-રસનિષ્પાદક-ઉપાસનારસ સંપાદિત કરનારના સ્નેહ અને અનુરાગથી सुयतः-नः-अर्वा-સુવ્યવસ્થિત-સુશિક્ષિત ઘોડાની સમાન છે. (૮)

*ભાવાર્થ : જે દુઃખ અપહરણ અને સુખ આહરણ કરનાર દયા અને પ્રસાદરૂપ વ્યાપન ધર્મોવાળા પરમાત્મન્ ! તું ઉપાસનારસનું પાન કરે છે, સ્વીકાર કરે છે, જેથી તારો આદર કરનાર પ્રશંસક, સ્તુતિકર્તા ઉપાસક તારા માટે તૈયાર કરે છે; જેમ ઉપાસકના સ્નેહ અને અનુરાગ દ્વારા સુશિક્ષિત-કેળવાયેલા ઘોડાની સમાન આકર્ષક છે. (૮)*

## ખંડ-૬

**३९९. अभ्रातृव्यो अना त्वमनापिरिन्द्र जनुषा सनादसि ।**
**युधेदापित्वमिच्छसे ॥१॥**

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્! त्वम्-તું अभ्रातृव्यः-શત્રુરહિત अना-નેતાથી રહિત अनापिः-માતા-પિતા આદિ સંબંધીથી રહિત जनुषा-सनात्-असि-જન્મથી-જન્મદ્રષ્ટિથી તું નિત્ય છે અર્થાત્ જન્મધારણથી પણ રહિત-નિત્ય છે युधा-इत्-आपत्वम्-इच्छसे-પોતાની તરફ ગતિ કરનારની સાથે જ-ઉપાસકની સાથે જ બંધુત્વને ચાહે છે. (૧)

*ભાવાર્થ : પરમાત્માનો કોઈ શત્રુ નથી, તે કોઈથી પણ શત્રુતા રાખતો નથી, તેનો કોઈ નેતા નથી કારણ કે તે સ્વયં વિધાતા છે, જન્મથી-જન્મનો સાથી તેમ કહેવામાં આવે તો તે નિત્ય છે, શાશ્વત છે, જન્મ લેતો નથી, પરન્તુ હાં, તેની તરફ ગતિ કરનાર ઉપાસકની સાથે સંબંધ ઈચ્છે છે-ચાહે છે, તેને અપનાવે છે. (૧)*

## ૪૦૦. यो न इदमिदं पुरा प्र वस्य आनिनाय तमु व स्तुषे। सखाय इन्द्रमूतये ॥ २ ॥

પદાર્થ : यः-જે नः-અમારે માટે वः-તમારા માટે पुरा-पुरातन-સનાતનકાળથી इदम्-इदं-वस्यः-એ એ-એક બીજાથી ભિન્ન-ભિન્ન વસુ-વસવા યોગ્ય શરીર અને ભોગ્ય વસ્તુ प्र-आनिनाय-પ્રાપ્ત કરાવે છે तम्-इदम्-उ-તે ઐશ્વર્યવાન પરમાત્માની અવશ્ય ऊतये-રક્ષા-કૃપા માટે सखायः-હે સહયોગીઓ ! स्तुषे-સ્તુતિ કરો. (૨)

*ભાવાર્થ : હે સહયોગી જનો ! જે પરમાત્મા આપણને-ઉપાસકોને માટે પૂર્વકાળથી એ એ એકબીજાથી ભિન્ન-ભિન્ન ફરી ફરી વિશિષ્ટ વસવાને યોગ્ય શરીર તથા ભોગ્ય વસ્તુ પ્રાપ્ત કરાવે છે, તેની આપણે સર્વ રક્ષા અને કૃપા માટે સ્તુતિ કરીએ. (૨)*

## ૪૦૧. आ गन्ता मा रिषण्यत प्रस्थावानो माप स्थात समन्यवः। दृढा चिद्यमयिष्णवः ॥ ३ ॥

પદાર્થ : आ गन्त-હે પરમાત્મ જ્ઞાન વૈરાગ્ય રશ્મિઓ ! તમે મારી અંદર આવો प्रस्थावानः-मा रिषण्यत-તમે પ્રસ્થાન કરતાં મને હિંસિત ન કરો-મારી અંદર બેસી જાઓ-બેસીને પ્રસ્થાન ન કરતાં અર્થાત્ પાછા ન ફરતાં જો હિંસિત કરવી હોય તો માત્ર પાપવાસનાઓને હિંસિત-નષ્ટ કરી નાખો. समन्यवः-मा अपस्थात्-મારી પાપવાસનાઓથી ક્રોધયુક્ત બનો મારી અંદરથી પૃથક્-દૂર ન થાઓ, दृढा-चित्-यमयिष्णवः-તમે તો કઠિન પાપોને પણ નષ્ટ કરવાનું શીલ રાખનાર છો. (૩)

*ભાવાર્થ : ઉપાસકની અંદર જ્યારે પરમાત્માની જ્ઞાન-વૈરાગ્યની ધારાઓ આવી જાય છે, ત્યારે તેને ગળી જઈને પીડિત કરતી નથી, કદાચ ઉપાસકની અંદર પાપવાસના હોય તો પણ ક્રોધિત બનીને દૂર થતી નથી, પરંતુ દૂર થવાનો પ્રસંગજ નથી તે તો કઠિન પાપસંસ્કારો પર પણ અધિકાર કરીને દૂર ભગાડી દે છે. (૩)*

**૪૦૨. आ याह्ययमिन्दवेऽश्वपते गोपत उर्वरापते ।**
**सोमं सोमपते पिब ॥४॥**

પદાર્થ : अश्वपते-હે મારા વ્યાપનશીલ મનના પાલક गोपते-મારી ઇન્દ્રિયોના પાલક उर्वरापते-મારી અનેક આરા-ગતિક્રમવાળી દેહ ગાડીના પાલક सोमपते-મારા સૌમ્યાભાવ ઉપાસનારસના પાલક ! इन्दवे-आयाहि-એ આર્દ્ર સ્નેહ ભરેલ ઉપાસનારસને માટે सोमं पिब-अयम्-ઉપાસનારસનું પાન કર-સ્વીકાર કર જે તારા માટે નિષ્પન્ન કરેલ છે. (૪)

*ભાવાર્થ : હે પરમાત્મન્ ! તું મારા મનનો રક્ષક છે, તેને સ્થિર અને પવિત્ર કર-રાખ. તું ઇન્દ્રિયોનો રક્ષક છે, તેને સંયમમાં રાખ. તું તીવ્ર ગતિવાળી દેહ ગાડીનો રક્ષક છે, તે તેને સંયમમાં રાખ. તું તીવ્ર ગતિવાળી દેહગાડીનો રક્ષક છે, તેને સન્માર્ગમાં ચલાવ. તું સૌમ્યભાવો ઉપાસનારસોનો રક્ષક છે, તેને નિરંતર સ્થિર રાખ. તું આર્દ્ર સ્નેહ પૂર્ણ ઉપાસનારસને માટે આવ-ઉપાસનારસનું પાન કર-સ્વીકાર કર, એ તૈયાર છે-એ સમર્પિત છે. (૪)*

**૪૦૩. त्वया ह स्विद्युजा वयं प्रति श्वसन्तं वृषभ ब्रुवीमहि।**
**संस्थे जनस्य गोमतः ॥५॥**

પદાર્થ : वृषभ-હે સુખની વર્ષા કરનાર પરમાત્મન્ ! त्वया युजा स्वित्-ह-નિશ્ચિત તારાથી યુક્ત થનારની સાથે જ श्वसन्तं प्रति ब्रुवीमहि-શ્વાંસ લેતાં જેમ પ્રબળ પાપનો પ્રતિવાદ કરીએ છીએ गोमतः-जनस्य संस्थे-સ્તુતિ વાણી વાળા જનના સંસ્થાન-ધ્યાનમાં બેસીને. (૫)

*ભાવાર્થ : સ્તુતિ કરનાર ઉપાસકનાં ધ્યાનાસન પર બેસીને, ધ્યાન ધરીને, તારાથી યોગ કરીને-જોડાઈને પ્રબળ પાપનો પણ પ્રતિવાદ, પ્રતિકાર કરી શકીએ છીએ, તેથી પરમાત્માનું ધ્યાન કરવું જોઈએ. (૫)*

**૪૦૪. गावश्चिद्घा समन्यवः सजात्येन मरुतः सबन्धवः ।**
**रिहते ककुभो मिथः ॥६॥**

પદાર્થ : मरुतः-પરમાત્મ જ્યોતિ પ્રવાહને गावः-चित्-સ્તુતિ વાણીઓ સંપૂર્ણ समन्यवः-સમાન આકાંક્ષાવાળી सबन्धवः-સમાન એક પરમાત્માની તરફ सजात्येन-સમાન ગુણત્વથી ककुभः-मिथः-रिहते-જેમ દિશાઓ જાણે એક બીજીથી જોડાયેલી હોય છે. (૬)

*ભાવાર્થ : પરમાત્માને અથવા પરમાત્માની જ્ઞાન જ્યોતિઓને ચાહતી સ્તુતિ-વાણીઓ સમાન ગુણવાળી બનીને, સમાન પરમાત્માને અથવા તેની જ્યોતિઓને કેન્દ્ર માનીને ગતિ કરતી પરસ્પર દિશાઓની સમાન સમાગમ કરનારી હોવી જોઈએ. (૬)*

**૪૦૫. त्वं न इन्द्रा भर ओजो नृम्णं शतक्रतो विचर्षणे ।**

आ वीरं पृतनासहम् ॥७॥

પદાર્થ : शतक्रतो-અનેક કર્મશક્તિવાળા અને विचर्षणे-સર્વજ્ઞ इन्द्र-પરમાત્મન્ ! त्वम्-તું नः-અમારે માટે-અમારી અંદર ओजः-આધ્યાત્મિક બળ અને नृम्णम्-યશઃ-સંયમ સદાચારનો યશ आभर-ભરી દે છે. पृतनासहं वीरम्-आ-અમારો વિરોધ કરનારી બાધક વૃત્તિઓને સહન કરનાર પ્રાણને પણ ભરી દે. (૭)

*ભાવાર્થ : હે અનન્ત કર્મશક્તિવાળા, સર્વત્ર, સર્વ અન્તર્યામી પરમાત્મન્ ! તું અમારી અંદર આત્મિક બળ, સંયમ અને સદાચારનો યશ ભરપૂર ભરી દે તથા વિરોધી અવરોધક વૃત્તિઓને સહન કરનાર પ્રાણને પણ ભરપૂર કરી દે, હું ઉપાસના દ્વારા તારા શરણમાં આવેલ છું. (૭)*

४०६. अधा हीन्द्र गिर्वण उप त्वा काम ईमहे ससृग्महे ।
उदेव ग्मन्त उदभिः ॥८॥

પદાર્થ : गिर्वणः-इन्द्र-સ્તુતિઓથી વનનીય, સારી રીતે ભજનીય પરમાત્મન્ ! अध हि-હવે તો कामे-કામનાની પૂર્તિ માટે त्वा-ईमहे-તને ચાહીએ છીએ કે उपससृग्महे-તારાથી ઉપસૃષ્ટ બની જઈએ-વાસિત બની જઈએ, उदा इव-જેમ उदभिः-ग्मन्ते-જલોથી જલ મળી જાય છે. (૮)

*ભાવાર્થ : હે સ્તુતિઓથી સેવનીય પરમાત્મન્ ! કામનાની પૂર્તિને માટે તને ચાહીએ છીએ. તને ચાહવાથી સર્વ કામનાઓ પૂરી થઈ જશે, તેથી તને ચાહીએ છીએ. જેમ જલ પ્રવાહ અન્ય જલ પ્રવાહોથી મળે છે, તેમ તારાથી ઉપસૃષ્ટ બનીને-તારાથી સ્પર્શ કરીને મળીએ. (૮)*

४०७. सीदन्तस्ते वयो यथा गोश्रीते मधौ मदिरे विवक्षणे।
अभि त्वामिन्द्र नोनुमः ॥९॥

પદાર્થ : गोश्रीते-સ્તુતિ વાણીઓથી પાકેલાં मधौ-મધુર, मदिरे-હર્ષકર, विवक्षणे-વિશિષ્ટ વક્ષણા આનંદ ધારા જ્યાં એવા ઉપાસના સ્થાનમાં सीदन्तः-ते वयः-यथा-જેમ મધમાખીઓ બેસે છે, તેમ અમે બેસીને इन्द्र-પરમાત્મન્ ! त्वाम्-नोनुमः-તને વારંવાર નમસ્કાર કરીએ છીએ. (૯)

*ભાવાર્થ : સ્તુતિઓથી પાકેલાં મધુર, આનંદકર, વિશિષ્ટ ઉપાસનાધારાવાળા ઉપાસનાગૃહમાં મધમાખીઓની સમાન બેસીને અમે તુજ પરમાત્માને વારંવાર પ્રણામ કરીએ છીએ. (૯)*

४०८. वयमु त्वामपूर्व्य स्थूरं न कच्चिद्भरन्तोऽ—वस्यवः ।
वज्रिञ्चित्रं हवामहे ॥१०॥

પદાર્થ : अपूर्व्य वज्रिन्-પૂર્વ-પુરાતનકાળમાં થયેલા શ્રેષ્ઠોમાં પણ શ્રેષ્ઠ ઓજસ્વિન્ પરમાત્મન્ ! कत-चित्-स्थूरं न भरन्तः-જેમ કોઈ કોઠારમાં-કોઠીમાં જવ આદિ અનાજ ભરે છે, તેમ ઉપાસનારસથી ભરતાં वयम् अवस्यवः-અમે રક્ષા ચાહનાર त्वां चित्रं हवामहे-તારા ચયનીય દર્શનીયને આમંત્રિત કરીએ છીએ. (૧૦)

*ભાવાર્થ : જેમ સંસારમાં સમયપર પ્રાણરક્ષા ચાહતા અથવા સમય પર (જરૂર પડતાં) અનાજ મેળવવા જવ આદિ અનાજને કોઠી-કોઠારમાં ભરે છે, તેમ દર્શનીય, સર્વશ્રેષ્ઠ, ઓજસ્વી પરમાત્માને અમે રક્ષા ચાહનારા ઉપાસકો ઉપાસનાથી ભરીને સમય પર રક્ષા કરનારને આમંત્રિત કરીએ છીએ, તે અવશ્ય રક્ષા કરશે. (૧૦)*

## ખંડ-૭

**૪૦૯. स्वादोरित्था विषूवतो मधोः पिबन्ति गौर्यः ।**
**या इन्द्रेण सयावरीर्वृष्णा मदन्ति शोभथा वस्वी रनु स्वराज्यम् ॥ १ ॥**

પદાર્થ : इत्था-એ સત્ય છે गौर्यः-અમારી વાણીઓ स्वादोः-સ્વાદવાળા, विषूवतः-વિશેષ સવન નિષ્પાદન કરનાર, मधोः-મધુર ओरृम् નામનું જ્યારે पिबन्ति-પાન કરે છે, ત્યારે જાણે કે वृष्णा-इन्द्रेण-સુખની વર્ષા કરનાર પરમાત્માની સાથે याः-सयावरीः-જે સમાન ગતિવાળી બની मदन्ति-હર્ષને પ્રાપ્ત કરે છે. स्वराज्यम्-अनु-સ્વરાજ્ય = આત્માનાં સ્વરાજ્યને અનુરૂપ वस्वीः-વસનારી બનેલી शोभथाः-શોભાને પ્રાપ્ત થાય છે-શોભે છે. (૧)

*ભાવાર્થ : એ સત્ય છે કે, વાણીઓ જ્યારે નિરંતર સ્વાદિષ્ટ વિશેષ નિષ્પન્ન કરેલ મધુર ઓમ્‌નો જપ કરે છે, ત્યારે તે સુખવર્ષક પરમાત્માની સાથે સમાનગતિ વાળી બનીને હર્ષિત થાય છે અને ત્યારે આત્માના સ્વરાજ્ય અનુસાર વસનારી શોભાયુક્ત બને છે-શોભે છે. (૧)*

**૪૧૦. इत्था हि सोम इन्मदो ब्रह्म चकार वर्धनम् ।**
**शविष्ठ वज्रिन्नोजसा पृथिव्या निः शशा अहिमर्चन्ननु स्वराज्यम् ॥ २ ॥**

પદાર્થ : इत्था हि-એ સત્ય જ છે सोमः-मदः-इत्-જ્યારે ઉપાસનારસ હર્ષકર અથવા તૃપ્તિકર બની જાય છે, ત્યારે તે वर्धनं ब्रह्म चकार-વૃદ્ધિકારક જ્ઞાનને ઉત્પન્ન કરે છે शविष्ठ वज्रिन्-હે અત્યંત બળવાન ઓજસ્વી પરમાત્મન્ ! તું ओजसा-ઓજરૂપ આત્મબળથી पृथिव्याः-પૃથિવીનો વિકાર-પાર્થિવ શરીર દ્વારા अहिं निः शशा-આહન્તા = પાપને દૂર કરીને ભગાડી દે स्वराज्यम्-अनु-अर्चन्-આત્મ સ્વરાજ્યને લક્ષ્ય કરીને તારી અર્ચના કરતાં પ્રાર્થના કરું છું. (૨)

*ભાવાર્થ : એ સત્ય છે કે, જ્યારે મારો ઉપાસનારસ પૂર્ણ વિકાસ પામશે, ત્યારે તે વૃદ્ધિ કર જ્ઞાન કરી દેશે અને અત્યંત બળવાન, ઓજસ્વી પરમાત્મા પણ પોતાના ઓજથી-આત્મબળથી મારા શરીરના ઘાતક પાપદોષને દૂર કરીને ભગાડી દેશે, માટે સ્વરાજ્યને અનુરૂપ પરમાત્માની અર્ચના કરતાં રહેવું જોઈએ. (૨)*

**૪૧૧. इन्द्रो मदाय वावृधे शवसे वृत्रहा नृभिः ।**
**तमिन्महत् स्वाजिषूतिमर्भे हवामहे स वाजेषु प्र नोऽ विषत् ॥ ३ ॥**

પદાર્થ : नृभिः-મુમુક્ષુજનો દ્વારા मदाय-આત્મતૃપ્તિને માટે शवसे-આત્મબળ માટે इन्द्रः-પરમાત્મા वावृधे-ઉપાસના દ્વારા પોતાના આત્મામાં વધારી શકાય છે-અધિકાધિક સાક્ષાત્ કરી શકાય છે. तम्-इत् ऊतिम्-નિશ્ચય તે રક્ષક પરમાત્માને महत्सु-आजिषु-મહાન કામ, ક્રોધ આદિ શત્રુઓના સંઘર્ષમાં अर्भे-हवामहे-આમંત્રિત કરીએ છીએ सः-તે वाजेषु-સમસ્ત બળવાળા પ્રસંગોમાં नः-અમને प्र-अविषत्-પ્રબળ રાખે. (૩)

*ભાવાર્થ : મુમુક્ષુજનો દ્વારા પોતાની તૃપ્તિ આત્મબળની પ્રાપ્તિ માટે ઉપાસના દ્વારા પરમાત્માનો સાક્ષાત્ કરી શકાય છે, તે રક્ષક દેવને કામ =ક્રોધાદિના સંઘર્ષોમાં અને ગુપ્ત વાસના સંઘર્ષમાં આમંત્રિત કરીએ છીએ-સ્મરણ કરીએ છીએ, તે અન્ય સર્વ બળ પ્રસંગોમાં તેની પ્રબળ રક્ષા કરે છે. (૩)*

**૪૧૨. इन्द्र तुभ्यमिदद्रिवोऽ नुत्तं वज्रिन् वीर्यम् ।**
**यद्ध त्यं मायिनं मृगं तव त्यन्माययावधीरर्चन्ननु स्वराज्यम् ॥ ४ ॥**

પદાર્થ : अद्रिवः-वज्रिन्-હે આદરણીય ઓજસ્વી ! इन्द्र-ઐશ્વર્યવાન પરમાત્મન્ ! तुभ्यम्-इत्-તારા માટે તારું જ अनुत्तं-वीर्यम्-હ્રાસ ન પામનારું બળ છે यत्-ह-જે કે तं मायिनं मृगम्-તે માયા-પ્રકૃતિના-પ્રાકૃતિક ઘાતક બંધનરૂપ વિષયરૂપી મૃગ मायया-अवधीः-પ્રજ્ઞા-બુદ્ધિ દ્વારા નાશ કરે છે. त्यम्-तव-તે તારું જ બળ છે स्वराज्यम्-अनु-अर्चन्-સ્વરાજ્ય-આત્મરાજ્યને લક્ષ્ય કરીને તારી અર્ચના કરતાં હું ઉપાસના કરું છું. (૪)

*ભાવાર્થ : હે આદરણીય ઓજસ્વી પરમાત્મન્ ! તારું બળ દબાનાર નથી અચૂક છે, જેથી માયિક પ્રાકૃતિક મન-માનસ વિષયકામનો તે નાશ કરી દીધો—મારી દે છે-દિવ્ય બનાવી દીધો છે તેથી હું આત્મરાજ્યને લક્ષ્ય કરીને તારી ઉપાસના કરું છું. (૪)*

**૪૧૩. प्रेह्यभीहि धृष्णुहि न ते वज्रो नि यंसते ।**
**इन्द्र नृम्णं हि ते शवो हनो वृत्रं जया अपोऽ र्चन्ननु स्वराज्यम् ॥ ५ ॥**

પદાર્થ : इन्द्र-પરમાત્મન્ ! તું प्रेहि-મારી અંદર પ્રાપ્ત થા अभीहि-મારી અભિમુખ થા-મારો સ્વીકાર કર धृष्णुहि-મને અધ્યાત્મમાં દૃઢ કર ते वज्रः-તારું ઓજ-આત્મતેજ न नियंसते-નિયમિત-સીમિત નથી ते शवः-नृम्णं हि-તારું બળ દેવજનો મુમુક્ષુઓ પ્રત્યે નમેલ-ઝૂકેલ-હિતસાધક છે. પરન્તુ वृत्रं हनः-પાપભાવને નષ્ટ કરે છે अपः-जय-તેના કર્મ પર અધિકાર स्वराज्यम्-अनु-अर्चन्-સ્વરાજ્ય-સ્વાતંત્ર્યને લક્ષ્ય કરીને અર્ચના કરતાં ઉપાસના કરું છું. (૫)

*ભાવાર્થ : પરમાત્મા ઉપાસકની અંદર પ્રાપ્ત થાય છે અને તેનો સ્વીકાર કરે છે, તેનું ઓજ-આત્મિક તેજ અસીમ છે. તેનું બળ ઉપાસકનું હિત સાધક છે અને પાપભાવ નાશક છે. કર્મ પર અધિકાર કરીને યથાવત્ ફળ સુખરૂપ અથવા દુઃખરૂપ આપે છે. ઉપાસક તેની અર્ચના કરતાં સ્વાત્મરાજ્યને પ્રાપ્ત કરે છે. (૫)*

૮૧૪ यदुदीरत आजयो धृष्णवे धीयते धनम् ।
युङ्क्ष्वा मदच्युता हरी कं हनः कं वसौ दधोऽस्माँ इन्द्र वसौ दधः ॥ ६ ॥

પદાર્થ : यद्-आजयः-उदीरते-જ્યારે મનુષ્યની અંદર દેવાસુર વૃત્તિઓનો સંઘર્ષ સંગ્રામ ઉત્પન્ન થાય છે-ઉફાણે ચડે છે, धृष्णवे धनं धीयते-ત્યારે હે પરમાત્મન્ ! તારા તરફથી દૃઢ-સ્થિર ચિત્ત ઉપાસકને પ્રસાદકર ગુણ ધારણ કરાવવામાં આવે છે मदच्युता हरी युंक्ष्व-પાપમદને ચ્યુત કરનાર દુઃખ અપહર્તા સુખ આહર્તા તારા દયા અને પ્રસાદધર્મોને મારામાં—ઉપાસકમાં યુક્ત કર कं हनः कं वसौ दधः-કોઈને નાસ્તિકને નષ્ટ કરે છે અને કોઈને-આસ્તિક ઉપાસકને નિજવાસ-નિજશરણમાં ધારણ કરે છે. તેથી इन्द्र-अस्मान् वसौ दधः-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! અમને ઉપાસકોને વાસ-શરણમાં ધારણ કર-
ક २
છે. (६)

*ભાવાર્થ : ઉપાસકની અંદર જ્યારે દેવાસુર વૃત્તિઓનો સંગ્રામ થવા લાગે છે, ત્યારે પરમાત્મા તે સ્થિર ચિત્તવાળા ઉપાસકને માટે તૃપ્તિકર જ્ઞાન અને શરણધનધારણ કરાવે છે તથા તેના દુઃખ અપહરણ કર્તા અને સુખ આહરણ કર્તા પોતાની દયા અને પ્રસાદ ધર્મોને યુક્ત કરીને પાપ મદને નષ્ટ કરે છે, નાસ્તિકને નષ્ટ કરે છે. આસ્તિક ઉપાસકને સમર્થ બનાવીને પોતાનાં શરણમાં લે છે. તેથી પરમાત્મન્ ! તું અમને-ઉપાસકોને તારા શરણમાં લે. (६)*

૮૧૫. अक्षन्नमीमदन्त ह्यव प्रिया अधूषत ।
अस्तोषत स्वभानवो विप्रा नविष्ठया मती योजा न्विन्द्र ते हरी ॥ ७ ॥

પદાર્થ : इन्द्र-હે પરમાત્મન્ ! ते हरी-તારા દુઃખાપહરણ અને સુખાહરણ ધર્મોને योज-તું યુક્ત

કરે છે, ત્યારે प्रियाः-ઉપાસક તને પ્રિય છે अक्षन्-તારા અમૃતભોગનું પ્રાશન કરે છે अमीमदन्त-અત્યંત લાભ પ્રાપ્ત કરે છે हि-अव-अधूषत-પોતાના સર્વ દુઃખોનો ત્યાગ કરે છે विप्राः-તે મેધાવીજનો स्वभानवः-પોતાના જ્ઞાનથી દીપ્ત બનીને સમસ્ત દુઃખોનો ત્યાગ કરતાં नविष्ठया मती-અત્યંત નવીન શુદ્ધ સ્તુતિ દ્વારા अस्तोषत-તારી સ્તુતિ કરે છે. (૭)

*ભાવાર્થ : પરમાત્મન્ ! તું તારા દયા અને પ્રસાદ ધર્મોને જ્યારે ઉપાસકોની અંદર યુક્ત કરી દે છે, ત્યારે તેઓ અમૃતભોગમાં તૃપ્ત બનીને સમસ્ત દુઃખોથી છૂટીને તારી નવીન-પ્રિય સ્તુતિ કરે છે. (૭)*

**૮૧૬. उपो षु शृणुही गिरो मघवन्मातथाइव ।**
**कदा नः सूनृतावतः कर इदर्थयास इद्योजा न्विन्द्र ते हरी ॥८॥**

પદાર્થ : मघवन्-હે ઐશ્વર્યરૂપ મોક્ષધનવન્ ! તું गिरः-સ્તુતિ પ્રાર્થનાઓને उ-અવશ્ય सु-સારી રીતે उप श्रृणुहि-સ્વીકાર કર अतथा-इव मा અન્યથા રૂપ-ઉપેક્ષાથી નહિ कदा नः-ક્યારે અમને सुनृतावतः करः-શ્રેષ્ઠ સ્તુતિવાળા-સફળ સ્તુતિવાળા સ્વીકાર કરે છે इत्-એટલી अर्थयासे-इत्-પ્રાર્થના સ્વીકાર કરે છે જ इन्द्र ते हरी नु योज-તેથી પરમાત્મન્ ! તારી દયા અને પ્રસાદધર્મ મારી અંદર યુક્ત કરી દે. (૮)

*ભાવાર્થ : મોક્ષૈશ્વર્યવાન પરમાત્મા અમારી સ્તુતિઓનો સ્વીકાર કરે છે, તેની ઉપેક્ષા કરતો નથી, તે વાસ્તવિકતાથી કરે છે, પરન્તુ સફળ સ્તુતિ વાળા અમને ક્યારે બનાવશે ? ક્યારેક તો બનાવશે, તે દુઃખાપહરણકર્તા અને સુખાહરણકર્તા પોતાની દયા પ્રસાદધર્મોને અમારી અંદર યુક્ત કરી દેશે, ત્યારે સર્વ સુંદર-શ્રેષ્ઠ બની જશે. (૮)*

**૮૧૭. चन्द्रमा अप्स्वा३ऽन्तरा सुपर्णो धावते दिवि ।**
**न वो हिरण्यनेमयः पदं विन्दन्ति विद्युतो वित्तं मे अस्य रोदसी ॥ ९ ॥**

પદાર્થ : चन्द्रमाः-મારા આહ્‌લાદક ઈન્દ્ર-પરમાત્મા अप्सु-अन्तः-મારા પ્રાણોની અંદર રમી રહેલ-વસી રહેલ છે सुपर्णः-અને તે સુપાલક ધર્મવાળા પુરુષ दिवि-મારા મસ્તિષ્કમાં आधावते-સમગ્રરૂપમાં પ્રાપ્ત છે वः-તે हिरण्यनेमयः-સુવર્ણની પરિધિવાળા विद्युतः-વિશેષ પ્રકાશમાન સમસ્ત સૂર્ય આદિ अस्य-એ પરમાત્માના पदं न विन्दन्ति-સ્વરૂપને જાણી-પામી શકતા નથી. ये रोदसी वित्तम्-મારા માટે દ્યુલોક અને પૃથિવીલોક પ્રાપ્ત છે અર્થાત્ બન્ને લોકોનાં શરીરનાં ઉપર નીચેવાળા અંગો તથા તેના સુખ જીવન રસ અને જ્ઞાન જ્યોતિ ઐશ્વર્ય ભોગ પ્રાપ્ત છે. (૯)

*ભાવાર્થ : મારો આહ્‌લાદક પ્રજાપતિ પરમાત્મા મારા પ્રાણોમાં ઓતપ્રોત થઈ ગયો-વસી ગયો છે અને સુખપાલક પરમાત્મા મારા મસ્તિષ્કમાં પણ સમાવિષ્ટ થઈ ગયો છે, સોનેરી પરિધિવાળા વિશેષ પ્રકાશમાન સૂર્ય આદિ તેના સ્વરૂપથી સામે ફિક્કા છે. મને દ્યુલોક અને પૃથિવી લોક પ્રાપ્ત થઈ ગયા-એ બન્ને ભાગ, શરીરના ઊર્ધ્વ અંગ મસ્તિષ્ક અને નિમ્ન અંગ પ્રાણ સંસ્થાન પ્રાપ્ત થઈ ગયા, સ્વાધીન*

*બની ગયા, તેના સુખ જ્ઞાનજ્યોતિ અને જીવનરસ પ્રાપ્ત થઈ ગયા. (૯)*

### ૪૧૮. प्रति प्रियतमं रथं वृषणं वसुवाहनम् ।
### स्तोता वामश्विनावृषि स्तोमेभिर्भूषति प्रति माध्वी मम श्रुतं हवम् ॥ १० ॥

પદાર્થ : वाम्-अश्विनौ-પરમાત્માના તે બન્ને-જીવનજ્યોતિ અને જીવનરસ આપનાર દયા અને પ્રસાદ વ્યાપન ધર્મો ! प्रियतमम्-અતિપ્રિય, वृषणम्-સુખવર્ષક वसुवाहनम्-મોક્ષૈશ્વર્યનું વહન કરનાર, रथम्-શરીર રથના प्रति-પ્રત્યે વિદ્યમાન રહેલ તમે બન્નેને स्तोता-ऋषिः-પ્રશંસિત કરનાર ઋષિ स्तोमेभिः-પ્રશંસિત વચનોથી प्रतिभूषति-શ્રેષ્ઠ ગુણયુક્ત કરે છે माध्वी मम हवं श्रुतम्-હે જીવન મધુના રસનું સંપાદન કરનાર ! મારો પોકાર સાંભળો. (૧૦)

*ભાવાર્થ : પરમાત્માથી સંબંધિત જીવન જ્યોતિ અને જીવનરસ આપનાર દયા અને પ્રસાદ વ્યાપન ધર્મો ! તમે બન્ને અતિ પ્રિય સુખવર્ષક, મોક્ષૈશ્વર્યનાં વાહન શરીરરથના પ્રત્યે વહન કરનારાઓની ઉપાસક વિદ્વાન પ્રશંસા કરે છે. તમે મારા ભાવનો સ્વીકાર કરો. (૧૦)*

## ખંડ-૮

### ૪૧૯. आ ते अग्न इधीमहि द्युमन्तं देवाजरम् ।
### यद्ध स्या ते पनीयसी समिद् दीदयति द्यवीषं स्तोतृभ्य आ भर ॥ १ ॥

પદાર્થ : अग्ने देव-પરમાત્મ દેવ ! ते-તને द्युमन्तम्-પ્રકાશમાન अजरम्-જરારહિતને आ-इधीमहि-અમારી અંદર પ્રદીપ્ત કરીએ છીએ. ते-તારી यत्-ह-જે જ स्या पनीयसी समित्-તે અત્યંત પ્રશંસનીય દીપ્તિ द्यवि-दीदयति-દ્યુમંડળમાં-અમૃતમોક્ષધામમાં પ્રદીપ્ત થઈ રહી છે તે મોક્ષધામનો इषम्-અમૃતભોગ स्तोतृभ्यः-आभर-ઉપાસકોને માટે આભરિત કર-અહીં આ લોકમાં મારા હૃદયમાં ભરી દે. (૧)

*ભાવાર્થ : અજર પ્રકાશમાન પરમાત્મા દેવને પોતાના હૃદયમાં ધ્યાન દ્વારા પ્રકાશિત કરવો જોઈએ, જે તેની પ્રશંસનીય દીપ્તિ અર્થાત્ જ્યોતિ મોક્ષધામમાં પ્રદીપ્ત થઈ રહી છે, તે ત્યાં અમૃતભોગના સ્તોતા-ઉપાસકોને માટે આ લોકમાં-વર્તમાન જીવનમાં આભરિત કરી દે છે, તે તેની મહાન કૃપા છે. (૧)*

### ૫૨૦. आग्निं न स्ववृक्तिभिर्होतारं त्वा वृणीमहे ।
### शीरं पावकशोचिषं वि वो मदे यज्ञेषु स्तीर्णबर्हिषं विवक्षसे ॥ २ ॥

પદાર્થ : अग्निं न त्वा होतारं-પરમાત્મન્ ! અગ્નિની સમાન તને હોતાને-મારા ઉપાસનારસના

આદાતા-સ્વીકારકર્તાને स्ववृक्तिभिः-અમારી દોષવર્જન પ્રવૃત્તિઓ દ્વારા आ वृणीमहे-સમગ્રરૂપથી વરીએ છીએ शीरम्-સર્વત્ર શયનશીલ-વ્યાપક पावकशोचिषम्-પવિત્રકારક દીપ્તિમાન यज्ञेषु-અધ્યાત્મયજ્ઞોમાં स्तीर्णबर्हिषम्-વિસ્તૃત પ્રજા-પ્રજાયમાન પ્રાણી વનસ્પતિ જેનાથી છે. એવાને विमदे-વિશેષ આનંદને માટે विवक्षसे-મહત્ત્વ યુક્ત પ્રશંસિત કરીએ છીએ. (૨)

*ભાવાર્થ : અમે અમારા દોષોથી રહિત બનીને સદ્‌વૃત્તિઓથી અગ્નિની સમાન પરમાત્માને આમંત્રિત કરીએ છીએ અને વ્યાપક પવિત્ર દીપ્તિવાળાઓને અધ્યાત્મયજ્ઞોમાં વિસ્તૃત પ્રજાઓ-પ્રાણી વનસ્પતિઓવાળા ઓને વિશેષ આનંદને માટે મહત્ત્વ યુક્ત પ્રશંસિત કરીએ છીએ. (૨)*

## ५२१. महे नो अद्य बोधयोषो राये दिवित्मती ।
## यथा चिन्नो अबोधयः सत्यश्रवसि वाय्ये सुजाते अश्वसूनृते ॥ ३ ॥

પદાર્થ : उषः-હે અન્તરાત્મામાં પ્રકાશિત પરમ જ્યોતિ ! તું नः-અમે अद्य-આ જન્મમાં महे राये-મહાન મોક્ષૈશ્વર્યને માટે दिवित्मती-મોક્ષધામમાં જનારી, લઈ જનારી, પ્રવૃત્તિવાળી દીપ્તિ-જ્યોતિને बोधाय-બોધિત કર यथाचित्-જેવી રીતે नः-અમને अबोधयः-બોધિત કરી ચૂકી હતી પૂર્વ-પુરાતન જન્મ-પૂર્વ કલ્પમાં પૂર્વ મુક્તિના સમયમાં, તેમ વર્તમાન જન્મમાં પણ બોધિત કર सत्यश्रवसि-સત્ય સ્વરૂપ પરમાત્માને સંભળાવનારી वाय्ये-અવશ્ય વરણીય सुजाते-સુપ્રસિદ્ધ, अश्वसूनृते-જેમાં વ્યાપક પરમેશ્વરની વાણી છે એવી પરમાત્મ દીપ્તિ. (૩)

*ભાવાર્થ : હે મુક્ત ઉપાસકની અંદર પ્રકાશિત થયેલી પરમાત્મજ્યોતિ ! તું સત્યસ્વરૂપ પરમાત્માને સંભળાવનારી, દર્શાવનારી, વરણ કરવા યોગ્ય, સુપ્રસિદ્ધ વ્યાપક પરમાત્માની વાણી જેમાં છે, એવી મોક્ષધામમાં ગતિ પ્રવૃત્તિ રાખનારી બનીને મોક્ષૈશ્વર્યને માટે અમને બોધિત-જાગૃત-કરી ચૂકી છો, તેને આ વર્તમાન જન્મમાં પણ ફરી મોક્ષ પ્રાપ્તિ માટે બોધિત કર. (૩)*

## ५२२. भद्रं नो अपि वातय मनो दक्षमुत क्रतुम् ।
## अथा ते सख्ये अन्धसो वि वो मदे रणा गावो न यवसे विवक्षसे ॥ ४ ॥

પદાર્થ : સોમ પરમાત્મન્ ! नः-અમારા मनः-મનને दक्षम्-આત્મબળને उत-અને क्रतुम्-પ્રજ્ઞાને भद्रम्-अपि वातय-ભદ્ર રૂપમાં નિશ્ચિત ચલાવ अथ-હાં ते-अन्धसः-सख्ये-આધ્યાનીય-સમગ્ર ધ્યાતવ્ય સોમ પરમાત્માના મિત્રભાવમાં તથા मदे-હર્ષમાં विवः-વિકાસ પામું-આનંદ પામું. रण-गावः-न यवसे-જેમ ઘાસને માટે ગાયો રમણ કરતી-પ્રસન્ન થાય છે, તેમ विवक्षसे-મહત્ત્વને પ્રાપ્ત થાય છે. (૪)

*ભાવાર્થ : હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું મહત્ત્વને પ્રાપ્ત કરી રહ્યો છે, તેથી તું અમારા મનોબળ-આત્મબળને તથા પ્રજ્ઞાને નિશ્ચિત ભદ્ર-કલ્યાણરૂપ કરી દે. તારા ધ્યાનમાં આવવા યોગ્યના મિત્રભાવમાં*

*અને હર્ષ-આનંદમાં અમે વિકાસ પામીએ, જેમ ગાયો ચારા-ઘાસને માટે આનંદનો અનુભવ કરે છે. (૪)*

**૫૨૩. क्रत्वा महाँ अनुष्वधं भीम आ वावृते शवः ।**
**श्रिय ऋष्व उपाकयोर्नि शिप्री हरिवां दधे हस्तयोर्वज्रमायसम् ॥ ५ ॥**

પદાર્થ : महान्-भीमः-शवः-પરમાત્મા ભયંકર બળવાન હોવા છતાં પરમાત્મા क्रत्वा-પ્રજ્ઞા અને કર્મ દ્વારા अनुष्वधम्-સ્વધા = ઉપાસનારસ અનુસાર आवावृते-ઉપાસક પ્રતિ સમગ્રરૂપથી વર્તન કરે છે ऋष्वः शिप्री हरिवान्-તે મહાન શુભ સ્વરૂપ અને વ્યાપક પરમાત્મા દુઃખાપહરણકર્ત્તા અને સુખાહરણકર્તા દયા અને પ્રસાદ ધર્મોવાળો उपाकयोः-हस्तयोः-ઉપક્રાન્ત-ઉપગત પ્રાણ અને અપાનોમાં श्रियः-निदधे-વિવિધ શોભાઓને નિહિત કરે છે અને आयसं वज्रम्-સોનેરી ઓજ-તેજને ધારણ કરે છે. (૫)

*ભાવાર્થ : પરમાત્મા મહાન ભયંકર હોવા છતાં પણ ઉપાસકના પ્રત્યે ઉપાસનારસનાં સમર્પણથી પ્રજ્ઞા અને કર્મ દ્વારા પ્રાપ્ત થાય છે. તેની સમીપ રહેવાથી પ્રાણ, અપાન, શોભા અને ઓજને ધારણ કરાવે છે. (૫)*

**૪૨૪. स घा तं वृषणं रथमधि तिष्ठाति गोविदम् ।**
**यः पात्रं हारियोजनं पूर्णमिन्द्रा चिकेतति योजा न्विन्द्र ते हरी ॥ ६ ॥**

પદાર્થ : इन्द्र-હે પરમાત્મન્ ! सः-તે તારો ઉપાસક આત્મા घ-હાં तं वृषणं-गोविदम् रथम्-તે સુખવર્ષક સ્તુતિ વાણીઓથી પ્રાપ્ત થનાર રથરમણ સ્થાન મોક્ષ રથ પર अधितिष्ठाति-બેસવા ચાહે છે. હવે આ શરીર રથ પર બેસવા નથી ચાહતો यः-જે ઉપાસક हारियोजनं पात्रम्-તારા દયા અને પ્રસાદ રૂપ દુઃખાપહરણ અને સુખાહરણ કરનાર જેમાં નિરંતર તારા દ્વારા યુક્ત કરેલ છે એવા નિતાન્તપાલક રક્ષક पूर्ण चिकेतति-પૂર્ણરૂપથી જાણે છે કે બસ કલ્યાણ સ્થાન એ જ છે, તેથી ते हरी-તારી દયા અને પ્રસાદને नु योज-મારામાં-ઉપાસકમાં શીઘ્ર યુક્ત કર. (૬)

*ભાવાર્થ : જીવનમુક્ત ઉપાસક આ શરીરરથમાં રહેવા ઈચ્છતો નથી, પરન્તુ તે તો સ્તુતિઓ દ્વારા પ્રાપ્ત થયેલ સુખ-શાન્તિ-વર્ષક મોક્ષ રમણ સ્થાન રથમાં બેસવા ઈચ્છે છે, જેમાં પરમાત્માના દુઃખાપહરણ અને સુખાહરણ ધર્મ દયા અને પ્રસાદયુક્ત રહે છે. એવા નિતાન્ત પાલક, રક્ષકરૂપી રથ પર સ્થિત થવા ચાહે છે, જેથી તે પૂર્ણરૂપથી પોતાના કલ્યાણનું કારણ જાણે છે. તેથી શીઘ્ર જ એ દયા અને પ્રસાદથી મને ઉપાસકને યુક્ત કર. (૬)*

**૪૨૫. अग्निं तं मन्ये यो वसुरस्तं यं यन्ति धेनवः ।**
**अस्तमर्वन्त आशवोऽ स्तं नित्यासो वाजिन इषं स्तोतृभ्य आ भर ॥ ७ ॥**

પદાર્થ : यः-वसु-જે સર્વને વસાવનાર છે तम्-अग्निम्-તે ઉન્નતિશીલને मन्ये-અર્ચિત કરું-તેની અર્ચના કરું यम्-अस्तं धेनवः-यन्ति-જેના અસ્ત = ગૃહ કે આશ્રય અમારી સ્તુતિવાણીઓ પ્રાપ્ત થાય છે अस्तम् अर्वन्तः-आशवः-જે ઘર-આશ્રય અમને જપ અને ધ્યાન કરતાં પ્રાપ્ત થાય છે. अस्तं नित्यासः-वाजिनः-તે ઘર-આશ્રયને નિત્ય-શરીરમાં નિરંતર બળવાળા વેગવાળા મારા મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર પ્રાપ્ત થાય છે स्तोतृभ्यः-એવી વાણીઓ, પ્રાણો અને મન આદિ અન્તઃકરણો દ્વારા સ્તુતિ કરનારાઓ માટે इषम्-आभर-એષણીય સુખને ભરી દે છે. (૭)

*ભાવાર્થ : હું મારી અંદર વસનાર તે અગ્નિ સ્વરૂપ-ઉન્નતિશીલ પરમાત્માની અર્ચના કરું-કરતો રહું, જે મારી વાણીઓ 'સ્તુતિ દ્વારા' પોતાનો આશ્રય બનાવે છે. મારા ચાલતા પ્રાણ પ્રાણાયામ દ્વારા પોતાનો આશ્રય બનાવે છે. જેને મારા નિરંતર વેગવાન મન આદિ 'મનન, ચિંતન આદિ દ્વારા' પોતાનો આશ્રય બનાવે છે. આ ત્રણેય સાધનો દ્વારા સ્તુતિ કરનારા અમને-ઉપાસકોને માટે પરમાત્મા એષણીય પોતાનું શાન્ત સુખ આભરિત કરે છે-પરિપૂર્ણ ભરી દે છે. (૭)*

**૪૨૬. न तमंहो न दुरितं देवासो अष्ट मर्त्यम् ।**
**सजोषसो यमर्यमा मित्रो नयति वरुणो अति द्विषः ॥८॥**

પદાર્થ : यम्-જેને सजोषसः-સમાનભાવથી સેવિત ઉપાસિત अर्यमा-નિયંતા मित्रः-પ્રેરક સ્નેહી वरुणः-ત્રાણદાતા-રક્ષક પરમાત્મા द्विषः-अति-કામ ક્રોધ આદિ શત્રુઓનું અતિક્રમણ કરીને-પાર કરીને नयति-લઈ જાય છે. तं-मर्त्यम्-તે મનુષ્યને अंहस्-પાપ दुरितम्-દુઃખ न-अष्ट-પ્રાપ્ત થતાં નથી. (૮)

*ભાવાર્થ : નિયંતા, પ્રેરક સ્નેહી, રક્ષણકર્તા પરમાત્મા જેને સેવિત કરે છે-પોતાના શરણમાં લે છે, તે મનુષ્યને પાપ [કરતો નથી] અને પાપકર્મનું ફળ પ્રાપ્ત થતું નથી. (૮)*

## ખંડ-૯

**૪૨૭. परि प्र धन्वेन्द्राय सोम स्वादुर्मित्राय पूष्णे भगाय॥१॥**

પદાર્થ : सोम-હે શાન્ત ઉપાસનારસ इन्द्राय-ઐશ્વર્યવાન પરમાત્માને માટે स्वादुः-સ્વાદરૂપમાં परिप्रधन्व-સમગ્રરૂપથી પ્રગતિ કર તથા मित्राय-મિત્રભૂત પરમાત્માને માટે पूष्णे-પોષણકર્તા પરમાત્માને માટે भगाय-ધન વિભાજકને માટે પ્રગતિ કર. (૧)

*ભાવાર્થ : મારો ઉપાસનારસ ઐશ્વર્યવાન તથા મિત્રભૂત પોષણકર્તા પરમાત્માને માટે તથા ભગ-ઐશ્વર્ય વિભાજક પરમાત્માને માટે ખૂબજ પ્રક્ષરિત થાય. (૧)*

**૪૨૮. पर्यू षु प्र धन्व वाजसातये परि वृत्राणि सक्षणिः ।**
**द्विषस्तरध्या ऋणया न ईरसे ॥२॥**

પદાર્થ : હે મારા ઉપાસનારસ ! તું वाजसातये-અમૃત-અન્નભોગ-પ્રાપ્તિને માટે उ सु-અવશ્ય સુંદર રૂપમાં परिप्रधन्व-પરિપૂર્ણ પ્રગતિ કર सक्षणिः-તું સહનશીલ બનીને वृत्राणि परि-પાપ ભાવોને દૂર કર द्विषः-तरध्यै-દ્વેષ ભાવનાઓ-વિરોધી વિચારોને પાર કરવા ऋणयाः-नः-ईरसे-ઋણ ભારને લઈ જવા, વહન કરવા, ચુકાવનાર તું અમને પ્રેરિત કરે છે.

*ભાવાર્થ : ઉપાસનારસ અમૃતભોગ પ્રાપ્તિને માટે સારી રીતે પ્રગતિ કરે છે, શાન્તરૂપ સહનશીલ સમસ્ત પાપભાવોને દૂર કરે છે, દ્વેષ પ્રવૃત્તિઓને તરી જવા, પાર કરવાને માટે ઉપર ભાર રૂપ ઋણ અન્યોના દ્વારા ઉપકારોને ચુકાવનાર બન, અમને પ્રેરિત કરે છે. (૨)*

## ૪૨૯. पवस्व सोम महान्त्समुद्रः पिता देवानां विश्वाभि धाम॥ ३ ॥

પદાર્થ : सोम-હે મારા ઉપાસનારસ ! તું महान्-समुद्रः-મહાન સમુન્દનશીલ બનીને देवानां पिता-મારી ઈન્દ્રિયોના પાલક-અન્યથા વિષયોમાં જવાથી બચાવનાર विश्वा धामअभि-મારા સમસ્ત જીવનકેન્દ્રોમાં પહોંચીને જીવન અને શાન્તિ આપનાર છે. (૩)

*ભાવાર્થ : ઉપાસનારસ મહાન તરાવટ = શીતલતા કે આર્દ્રતા કરનાર છો. સમસ્ત ઈન્દ્રિયોને અન્યથા ચેષ્ટાથી રોકનાર-બચાવનાર, સમસ્ત જીવન કેન્દ્રોમાં પહોંચીને જીવન અને શાન્તિ પ્રદાન કરનાર છો. (૩)*

## ૪૩૦. पवस्व सोम महे दक्षायाश्वो न निक्तो वाजी धनाय॥ ४ ॥

પદાર્થ : सोम-હે મારા ઉપાસનારસ ! महे दक्षाय पवस्व-મહાન બળ-આત્મબળને માટે ગતિ કર-પ્રવાહિત રહે. अश्वः-न-જેમ ઘોડા निक्तः-वाजी-શુદ્ધ અને પુષ્ટ સમાન બનીને धनाय-ધન પ્રાપ્તિ માટે હોય છે, તેમ અમૃત ધન પ્રાપ્તિ માટે સોમ-ઉપાસનારસ છે. (૪)

*ભાવાર્થ : શિક્ષિત-કેળવાયેલ ઘોડાની સમાન ઉપાસનારસ અમને ઉપાસના બળવાન બનાવે અને અમૃત ધનની પ્રાપ્તિ કરાવે. (૪)*

## ૪૩૧. इन्दुः पविष्ट चारुर्मदायापामुपस्थे कविर्भगाय॥ ५ ॥

પદાર્થ : इन्दुः-આર્દ્ર-સ્નેહપૂર્ણ ઉપાસનારસ अपाम्-उपस्थे-ઉપસ્થાન-તટપર चारुः-સુંદર પ્રિય कविः-ક્રાન્ત-ગતિમાન मदाय-આનંદને માટે भगाय-પરમાત્માના ભગ = ઐશ્વર્ય સ્વરૂપને માટે पविष्ट-ગતિ કરતો રહે. (૫)

*ભાવાર્થ : ઉપાસનારસ જલપ્રવાહોના તટ પર સુંદર અને ગતિમાન બનીને હર્ષ = આનંદ પ્રાપ્તિને માટે તથા પરમાત્માનાં ઐશ્વર્યની પ્રાપ્તિને માટે તૈયાર થાય છે. (૫)*

## ૪૩૨. अनु हि त्वा सुतं सोम मदामसि महे समर्यराज्ये ।
## वाजाँ अभि पवमान प्र गाहसे ॥ ६ ॥

પદાર્થ : सोम-હે ઉપાસનારસ ! त्वा-सुतम्-अनु हि-તારા નિષ્પન્નના સેવનની સાથે જ सम्मदामसि-અમે સારી રીતે તૃપ્ત બનીએ છીએ महे-अर्यराज्ये-મહાન સ્વામી પરમાત્માના રાજ્યમાં-મોક્ષમાં पवमान-હે પવિત્ર કારક ! वाजान्-અમારા હર્ષ બળોને માટે अभि-લક્ષિત કર प्रगाहसे-પ્રગતિ કરી રહેલ છે. (૬)

*ભાવાર્થ : હે ઉપાસનારસ તારા નિષ્પન્ન સાથે અમે સમ્યક્ તૃપ્ત બનીએ મહાન પરમ રાજ્યને માટે મોક્ષ માર્ગમાં પ્રગતિ કરીએ. (૬)*

## ૪૩૩. क ईं व्यक्ता नरः सनीडा रुद्रस्य मर्या अथा स्वश्वाः ॥ ७ ॥

પદાર્થ : रुद्रस्य-વિશ્વમાં પૂર્ણ પુરુષ પરમાત્માના मर्य्याः-મનુષ્ય હિતકારી अथ-અને स्वश्वाः-ઉત્તમ ઇન્દ્રિય ઘોડા જેના બની જાય છે એવા सनीडाः-સમાન સ્થાનવાળા व्यक्ताः-પ્રકાશિત-પ્રકાશમાન नरः-નાયક સંચાલક के-इम्-કોણ જ છે ? સુખપ્રદ છે. (૭)

*ભાવાર્થ : પરમાત્માના વ્યાપન ધર્મ મનુષ્યને હિતકર, બંધન વાસનાઓના નાશક, ઇન્દ્રિયોમાં સંયમબળ આપનાર, પરસ્પર એકાંગ એક ક્રમમાં રહેનાર, ચાલનાર, મોક્ષની તરફ લઈ જનાર વિશ્વમાં અથવા અન્તઃકરણમાં પ્રકાશમાન કંઈક અથવા સુખ આપનાર વ્યાપન-ધર્મ છે. (૭)*

## ૪૩૪. अग्ने तमद्याश्वं न स्तोमैः क्रतुं न भद्रं हृदिस्पृशम् ।
## ऋध्यामा त ओहैः ॥ ८ ॥

પદાર્થ : अग्ने-પ્રકાશસ્વરૂપ પરમાત્મન્ ! अद्य-આજ શીઘ્ર-અત્યારે જ तम्-તે પ્રસિદ્ધ તું, अश्वं-न-ઘોડાની સમાન સંસારવહન કર્તા, हृदिस्पृशम्-હૃદયંગમને क्रतुं न भद्रम्-તથા યજ્ઞની સમાન કલ્યાણકર ભજનીયને ओहैः-स्तोमैः-સમગ્ર રૂપથી યાદ કરાવનાર સ્તુતિ સમૂહો દ્વારા ते-ऋध्याम-અમે તારા ઉપાસકો અમારી અંદર સાધીએ-ધારણ કરીએ. (૮)

*ભાવાર્થ : ઘોડાની સમાન સંસારવહન કર્તા અને યજ્ઞની સમાન કલ્યાણકારી, ભજનીય હૃદયથી સ્પર્શ થઈ શકે અને જાણી શકાય એવા = હૃદયંગમ પરમાત્માને સ્મરણીય સ્તુતિ મંત્રો દ્વારા અમારા હૃદયમાં સાધીએ-ધારણ કરીએ. (૮)*

## ૪૩૫. आविर्मर्या आ वाजं वाजिनो अग्मन् देवस्य सवितुः सवम् ।
## स्वर्गाँ अर्वन्तो जयत ॥ ९ ॥

પદાર્થ : मर्य्याः-મનુષ્યોના હિત સાધક वाजिनः-અમૃત અન્ન-મોક્ષાનંદવાળા જીવનમુક્ત वाजम्-आविः-आग्मन्-અમૃત અન્ન-મોક્ષાનંદને પ્રાપ્ત થાય છે अर्वन्तः-હે અર્ = જ્ઞાનવાન ઉપાસકો ! તમે પણ देवस्य सवितुः-તે ઉત્પાદક પરમદેવ પરમાત્માનાં सवं स्वर्गम्-ઐશ્વર્ય સુખને जयत-પ્રાપ્ત કરો.

*ભાવાર્થ : મનુષ્યોનાં હિતસાધક, અમૃત મોક્ષાનંદના અધિકારી, જીવનમુક્ત આત્માઓ અમૃત*

*ભોગને સાક્ષાત્ પ્રાપ્ત થઈ જાય છે, તેથી જ્ઞાનવાન ઉપાસકો ! તમે પણ ઉત્પાદક પરમાત્માનાં ઐશ્વર્ય સુખને પ્રાપ્ત કરો. (૯)*

## ४३६. पवस्व सोम द्युम्नी सुधारो महाँ अवीनामनुपूर्व्यः ॥ १० ॥

પદાર્થ : सोम-હે ઉપાસનારસ ! તું महान्-द्युम्नी-મહાન યશસ્વી अवीनाम्-अनुपूर्व्यः-રક્ષક ભૂમિઓના ક્રમથી सुधारः-पवस्व-શ્રેષ્ઠ ધારારૂપમાં પ્રવાહિત થા.

*ભાવાર્થ : મહાન ઉપાસનારસ અમારી ભૂમિઓને અનુસાર યશવાન, ઉત્તમ ધારાઓ યુક્ત બનીને પ્રવાહિત બને-ગતિમાન બની રહે. (૧૦)*

इति पञ्चमप्रपाठकस्य प्रथमोऽर्धः



# अथ पञ्चमः प्रपाठकः

## द्वितीयोऽर्धः

### ખંડ-૧૦

**૪૩૭. विश्वतोदावन् विश्वतो न आ भर यं त्वा शविष्ठमीमहे ॥१॥**

પદાર્થ : विश्वतः-दावन्-હે સર્વત્રથી આપનાર પરમાત્મન્ ! नः-અમારા માટે विश्वतः-સર્વત્રથી आभर-આભરિત કર-ભરપૂર આપ यम्-જે અભીષ્ટને त्वा शविष्ठम्-ईमहे-અમે તારાથી-અત્યંત ધનવાનથી માંગીએ છીએ. (૧)

*ભાવાર્થ : પરમાત્મન્ ! તું મહાન ધનવાન અને સર્વત્રથી આપનાર છે. સર્વત્રથી અમારે માટે અભીષ્ટને ભરપૂર આપ જેથી અમે તારાથી માગીએ. (૧)*

**૪૩૮. एष ब्रह्मा य ऋत्विय इन्द्रो नाम श्रुतो गृणे ॥२॥**

પદાર્થ : एषः-ब्रह्मा-એ બ્રહ્મા-અધ્યાત્મયજ્ઞના બ્રહ્મા છે यः-ऋत्वियः-इन्द्रः-नाम-જે ઋતુ-સમય-સમય પર ઉપાસનીય ઈન્દ્ર નામ श्रुतः-પ્રસિદ્ધ છે गृणे-તેની હું સ્તુતિ કરું છું. (૨)

*ભાવાર્થ : હું ઈન્દ્ર નામથી પ્રસિદ્ધ પરમાત્માની સ્તુતિ કરું છું, તે મારા અધ્યાત્મયજ્ઞના બ્રહ્મા સમય પર કામ આવનાર છે. (૨)*

**૪૩૯. ब्रह्माण इन्द्रं महयन्तो अर्कैरवर्धयन्नहये हन्तवा उ ॥३॥**

પદાર્થ : ब्रह्माणः-બ્રહ્મ વિદ્યામાં પ્રવીણ વિદ્વાન इन्द्रम्-ઐશ્વર્યવાન પરમાત્માનું महयन्तः પૂજન કરવા માટે अर्कैः-અર્ચન મંત્રોથી अवर्धयन्-વૃદ્ધિ કરે છે. પોતાની અંદર પ્રવૃદ્ધ કરે છે अहिं हन्तवैः-उ-પાપ ભાવનું હનન કરવા માટે પ્રવૃદ્ધ કરે છે. (૩)

*ભાવાર્થ : બ્રહ્મને જાણનાર મનુષ્ય ઐશ્વર્યવાન પરમાત્માની અર્ચના કરવા માટે અમે અર્ચના મંત્રો દ્વારા પોતાની અંદર વધી વધીને સાક્ષાત્ કરનાર છીએ, અમારી અંદર પાપનો નાશ કરવા માટે. (૩)*

**૪૪૦. अनवस्ते रथमश्वाय तक्षुस्त्वष्टा वज्रं पुरुहूत द्युमन्तम् ॥४॥**

પદાર્થ : पुरुहूत-અત્યંત આમંત્રણ કરવા યોગ્ય પરમાત્મન્ ! अनवः-જીવન-દીર્ઘ જીવન ધારણ કરનાર ઉપાસક જન ते अश्वाय-તું વ્યાપનશીલ અને પ્રાપણશીલ પરમાત્માને માટે रथं तक्षु-રમણ સ્થાન

હૃદયને શ્રદ્ધાથી સંપન્ન કરીએ છીએ તથા त्वष्टा-શીઘ્ર પ્રાપ્ત થનાર જીવનમુક્ત द्युमन्तं वज्रम्-તને પોતાનો પ્રકાશમાન રથ-રમણસ્થાન બનાવે છે. (૪)

*ભાવાર્થ : હે અત્યંત આમંત્રણીય પરમાત્મન્ ! આશ્ચર્ય છે કે, દીર્ઘજીવન ધારણ કરનાર ઉપાસક જન તું વ્યાપનશીલ અને પ્રાપણશીલને માટે પોતાના હૃદયને રમણસ્થાન શ્રદ્ધાથી સંપન્ન કરે છે; અને શીઘ્ર પ્રાપ્તિશીલ જીવનમુક્ત તને પોતાનો પ્રકાશમાન રથ-રમણસ્થાન બનાવ્યા કરે છે. (૪)*

## ૪૪૧. शं पदं मघं रयीषिणे न काममव्रतो हिनोति न स्पृशद्रयिम् ॥ ५ ॥

પદાર્થ : रयीषिणे-ઉપાસના દ્વારા વૈશ્વાનર-પરમાત્માને ચાહનાર અથવા પ્રાપ્ત થનારને માટે शं पदं मघम्-કલ્યાણ કર પદ અને કલ્યાણ કર ધન-મોક્ષ સુખ છે. अव्रतः-વ્રત રહિત-સત્ય સંકલ્પ રહિત મનુષ્ય कामं न हिनोति-અભીષ્ટ પરમાત્માને પ્રાપ્ત કરી શકતો નથી. रयिं न स्पृशत्-તે પરમાત્માને સ્પર્શ પણ કરી શકતો નથી. (૫)

*ભાવાર્થ : ઉપાસના દ્વારા પરમાત્માને ચાહનાર અથવા પ્રાપ્ત થનારને માટે શાંત કલ્યાણકર મોક્ષપદ અને કલ્યાણકર મોક્ષધન છે; પરન્તુ સત્ય સંકલ્પ રહિત મનુષ્યને માટે કદીપણ નથી, તે તો તેનો સ્પર્શ પણ કરી શકતો નથી. (૫)*

## ૪૪૨. सदा गावः शुचयो विश्वधायसः सदा देवा अरेपसः ॥ ६ ॥

પદાર્થ : गावः-પરમાત્માના પ્રતિ સ્તુતિ વાણીઓ सदा शुचयः-સદા પવિત્ર-પાપ સંકલ્પ અને દંભથી રહિત હોય છે विश्व-धायसः-देवाः-સર્વને ધારણ કરનાર મુમુક્ષુજન अरेपसः-પાપરહિત હોય છે. (૬)

*ભાવાર્થ : પરમાત્માની સ્તુતિઓ કોઈનું અહિત કરનારી હોતી નથી અને દંભ રહિત હોય છે. મુમુક્ષુજન સર્વના હિતધારક અને નિષ્પાપ હોય છે-રહે છે. (૬)*

## ૪૪૩. आ याहि वनसा सह गावः सचन्त वर्तनिं यदूधभिः ॥ ७ ॥

પદાર્થ : वनसा सह-કાન્ત તેજની સાથે आयाहि-હે પરમાત્મ-જ્યોતિ આવ-પ્રાપ્ત થા गावः-वर्तनिं सचन्ते-અમારી સ્તુતિઓ હવે અધ્યાત્મ માર્ગનાં લક્ષ્યને સમવેત કરે છે-यत्-જેમ ऊधभिः-અનેક દિવસ અને રાત્રિઓની સાથે અથવા રાત્રિ સમાન સ્નેહ ભાવનાઓની સાથે. (૭)

*ભાવાર્થ : પરમાત્મજ્યોતિ કાન્ત તેજની સાથે ઉપાસકના હૃદયમાં આવે છે. અનેક દિવસ અને રાત્રિઓનાં સેવન દ્વારા અથવા જ્યારે અમારી ઉપાસકોની સ્તુતિઓ અધ્યાત્મમાર્ગને લક્ષ્ય કરીને પ્રાપ્ત કરે છે, રાત્રિ સમાન સ્નેહ ભાવનાઓથી સંયુક્ત થાય છે. (૭)*

## ૪૪૪. उप प्रक्षे मधुमति क्षियन्तः पुष्येम रयिं धीमहे त इन्द्र ॥ ८ ॥

પદાર્થ : इन्द्र-હે પરમાત્મન્ ! मधुमति प्रक्षे-મધુર પ્રક્ષરણ પ્રસ્રવણ-સ્તુતિવાણીઓ અન્તઃસ્થાન મોક્ષધામમાં उपक्षियन्तः-નિવાસ કરતાં रयिं पुष्येम-મોક્ષસુખને પુષ્ટ કરે તથા ते धीमहे-તારું ધ્યાન કરે. (૮)

*ભાવાર્થ : હે પરમાત્મન્ ! સ્તુતિઓના આધાર તારું મધુર પ્રાસ્રવણ કરવામાં અમે નિવાસ કરતાં મોક્ષધન-ભોગને અમારી અંદર પુષ્ટ કરીએ, પ્રાપ્ત કરી લઈએ, તેથી તારું ધ્યાન કરીએ છીએ. (૮)*

## ૪૪૫. अर्चन्त्यर्कं मरुतः स्वर्का आ स्तोभति श्रुतो युवा स इन्द्रः ॥ ९ ॥

પદાર્થ : स्वर्काः-मरुतः-સર્વોત્તમ મંત્ર-મનનવાળા અથવા સ્તોમ-સ્તુતિ સમૂહવાળા દિવ્ય વિદ્વાન મુમુક્ષુજન અથવા અધ્યાત્મયાજી જન अर्कम्-अर्चन्ति-અર્ચનીય પરમાત્મ દેવનું અર્ચન કરે છે सः श्रुतः-युवाः-इन्द्रः-તે પ્રસિદ્ધ સદા યુવાન અજર પરમાત્મા आस्तोभति-તેને પ્રેરણા આપે છે, પોતાની સાથે સંયુક્ત કરે છે. (૯)

*ભાવાર્થ : સર્વોત્તમ મનનવાળા, શ્રેષ્ઠ સ્તુતિસમૂહવાળા અથવા મુમુક્ષુજન વા આત્મયાજ્ઞિક જન પરમાત્માની અર્ચના કરે છે, તે પ્રસિદ્ધ અજર પરમાત્મા પણ તેને ભેટે છે. (૯)*

## ૪૪૬. प्र व इन्द्राय वृत्रहन्तमाय विप्राय गाथं गायत यं जुजोषते ॥ १० ॥

પદાર્થ : वः-હે મરુતો-મુમુક્ષુજનો ! તમે वृत्रहन्तमाय-અત્યંત પાપનાશક, विप्राय-પ્રજાપતિ-પ્રજાપાલક, इन्द्राय-પરમાત્માને માટે गाथं प्रगायत-ગાન કરવા યોગ્ય ભજન કીર્તન સ્તવનનું સારી રીતે ગાન કરો यं जुजोषते-જેને તે પ્રસન્ન-પસંદ કરે છે. (૧૦)

*ભાવાર્થ : મુમુક્ષુજનો આત્મયાજ્ઞિકજનોને અત્યંત પાપનાશક, પ્રજાપાલક પરમાત્માને માટે ગાન કરવા યોગ્ય ભજન, કીર્તન, સ્તવન પરમાત્મા પ્રસન્ન થાય એ રીતે કરવા જોઈએ. (૧૦)*

### ખંડ-૧૧

## ૪૪૭. अचेत्यग्निश्चिकितिर्हव्यवाड् न सुमद्रथः ॥ १ ॥

પદાર્થ : चिकितिः-જ્ઞાનવાન हव्याड्-न-હવ્ય વહન કરનાર ભૌતિક અગ્નિની સમાન समुद्रथः-સ્વયં રથરૂપ પોતાનામાં રમણ કરનાર अग्निः-જ્ઞાન-પ્રકાશ સ્વરૂપ પરમાત્મા अचेति-ઉપાસકના હૃદયમાં ચેતન રૂપ અર્થાત્ સાક્ષાત્ બને છે. (૧)

*ભાવાર્થ : જ્ઞાનવાન, સર્વજ્ઞ, સ્વયં રમણ કરનાર, પ્રકાશસ્વરૂપ પરમાત્મા હવ્ય વહન કરનાર ભૌતિક અગ્નિની સમાન ઉપાસકનાં હૃદયમાં સાક્ષાત્ થાય છે. (૧)*

## ૪૪૮. अग्ने त्वं नो अन्तम उत त्राता शिवो भुवो वरूथ्यः ॥ २ ॥

પદાર્થ : अग्ने-જ્ઞાન-પ્રકાશ સ્વરૂપ પરમાત્મન્ ! त्वं नः-તું અમારો अन्तमः-અત્યંત નજીક उत्-

અને त्राता-રક્ષક शिवः-કલ્યાણકર वरूथ्यः-હૃદયઘરવાસી भुवः-બની જાય છે. (૨)

*ભાવાર્થ : પ્રકાશસ્વરૂપ પરમાત્મા અમારાથી અત્યંત નજીક, અન્તર્યામી, રક્ષક, કલ્યાણકર અને હૃદયગૃહવાસી છે. તેની ઉપાસના કરવી જોઈએ. (૨)*

## ૪૪૯. भगो न चित्रो अग्निर्महोनां दधाति रत्नम्॥ ३॥

પદાર્થ : अग्निः-જ્ઞાન-પ્રકાશ સ્વરૂપ પરમાત્મા भगः-न चित्रः-સૂર્યની સમાન ચિત્ર-ચાયનીય-દર્શનીય-આત્મામાં સાક્ષાત્ કરવા યોગ્ય છે महोनां रत्नं दधाति-મહનીય-પ્રશંસનીય જનો-મુમુક્ષુઓને માટે રમણીય અધ્યાત્મ સુખોને ધારણ કરે છે. (૩)

*ભાવાર્થ : પરમાત્મા મુમુક્ષુજનોના હૃદયમાં સૂર્ય સમાન સાક્ષાત્ દર્શનીય બનીને રમણીય સુખોને ધારણ કરે છે. (૩)*

## ૪૫૦. विश्वस्य प्र स्तोभ पुरो वा सन् यदि वेह नूनम्॥ ४॥

પદાર્થ : विश्वस्य प्रस्तोभ-હે વિશ્વના સ્તંભક સંભાળનાર પરમાત્મન્ ! पुरः-वा-તું વિશ્વ-જગતથી પૂર્વ પણ હતો यदि वा नूनम्-इह सन्-વર્તમાનમાં પણ આ જગતમાં નિશ્ચત વિદ્યમાન છે. (૪)

*ભાવાર્થ : હે વિશ્વના સ્તંભક સંભાળનાર પરમાત્માન્ ! જેમ તું વર્તમાન જગતમાં નિશ્ચિત સ્થિર છે-અમર છે, તેમ આ જગતથી પૂર્વ પણ તું હતો, તું નિત્ય, નિરંતર, અજર, અમર છે. (૪)*

## ૪૫૧. उषा अप स्वसुष्टमः सं वर्तयति वर्तनिं सुजातता॥ ५॥

પદાર્થ : उषाः-સુંદર પરમ જ્યોતિ स्वसुः-સરળતાથી આત્માઓના ભોગોમાં ભોગ બંધનોમાં ફેંકનારી પ્રકૃતિના तमः-अपवर्तयति-અંધકાર-જડભાવ-મૃત્યુભાવને દૂર કરી દે છે-નષ્ટ કરી દે છે, પુનઃ ઉપાસકના આત્માની અંદર सुजातता-સુપ્રસિદ્ધ રૂપતાથી वर्तनिं संवर्तयति-પોતાની જ્યોતિ સ્વરૂપ તરંગોને સંચાલિત કરી દે છે. (૫)

*ભાવાર્થ : પરમ જ્યોતિ ઉપાસક મુમુક્ષુઓની અંદરથી ભોગો અથવા ભોગ બંધનમાં ફેંકનારી પ્રકૃતિનાં મૃત્યુરૂપ જડભાવને નષ્ટ કરી દે છે અને તેની અંદર સ્વપ્રકાશ તરંગને સંચાલિત કરી દે છે. (૫)*

## ૪૫૨. इमा नु कं भुवना सीषधेमेन्द्रश्च विश्वे च देवाः॥ ६॥

પદાર્થ : इमा भुवना-આ વિદ્યમાન ભોગ્ય વસ્તુઓને इन्द्रः-च-અમે ઉપાસકો અને પરમાત્મા च-તથા विश्वे देवाः-સમસ્ત પ્રાણ-ઈન્દ્રિયો नु कं-सीषधेम-શીઘ્ર સુખરૂપ સાધન બનાવીએ. (૬)

*ભાવાર્થ : અમે પરમાત્માના ઉપાસકો બની જઈએ, તો એ વિદ્યમાન ભોગ્ય વસ્તુઓને પરમાત્મા અમારા માટે સુખરૂપ બનાવી દે છે, અમે ઉપાસકો પણ તેને સુખરૂપ બનાવવામાં સમર્થ બનીએ, અમારી ઈન્દ્રિયો પણ સંયમપૂર્વક તેનું સેવન કરીને સાચું સુખ પ્રાપ્ત કરી શકે છે. (૬)*

## ૪૫૩. वि स्रुतयो यथा पथ इन्द्र त्वद्यन्तु रातयः॥७॥

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! यथा-જેમ विस्रुतयः-વિવિધ સ્રવણ કરનારી પોત-પોતાના માર્ગોથી પૃથિવીનું સિંચન કરે છે, તેમજ त्वत्-તારા દ્વારા रातयः-તારી દાન ધારાઓ અમને यन्तु-પ્રાપ્ત થાય. (૭)

*ભાવાર્થ : પરમાત્મન્ ! એમાં સંદેહ નથી કે, જ્યારે અમે તારા ઉપાસક બની જઈએ છીએ, ત્યારે જેમ માર્ગમાં વહેતી વિવિધ જલધારાઓ-નદીઓ પૃથિવી પર પ્રાપ્ત થાય છે, તેમ અમારા ઉપાસકોની તરફ તારી દાનધારાઓ પણ પ્રાપ્ત થાય છે. (૭)*

## ૪૫૪. अया वाजं देवहितं सनेम मदेम शतहिमाः सुवीराः॥८॥

પદાર્થ : अया-એ સ્તુતિથી देवहितं वाजं-सनेम-મુમુક્ષુજનોને હિતકર અમૃતાન્નભોગનું અમે સેવન કરીએ. सुवीराः शतहिमाः-मदेम-શ્રેષ્ઠ પ્રાણ યુક્ત બનીને સો હેમન્તઋતુ સુધી આનંદમાં રહીએ. (૮)

*ભાવાર્થ : શ્રદ્ધાપૂર્વક પરમાત્માની સ્તુતિ દ્વારા મુમુક્ષુઓને હિતકર અમૃતભોગનું સેવન કરીએ અને સો વર્ષો સુધી શ્રેષ્ઠ પ્રાણ પુષ્ટવાળા બનીને આનંદમાં રહીએ. (૮)*

## ૪૫૫. ऊर्जा मित्रो वरुणः पिन्वतेडाः पीवरीमिषं कृणुही न इन्द्र॥९॥

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું मित्रः-સ્નેહી રૂપ वरुण-વરણ કરવા યોગ્ય ત્રણેય રૂપોવાળા ऊर्जा-પોતાના આર્દ્ર આનંદરસથી इडाः-સંસારના સુખ ભોગોને पिन्वत-સિંચો नः-અમારા માટે पीवरीम्-इषं कृणुहि-પુષ્ટ-પુષ્કળ એષણીય મોક્ષસુખને કર-પ્રદાન કર. (૯)

*ભાવાર્થ : સ્નેહ કરનાર, વરણીય, ઐશ્વર્યવાન ત્રણેયરૂપ પરમાત્મા સંસારના સર્વ સુખ ભોગોને પોતાના આર્દ્ર આનંદરસથી સિંચી દે, પરિપૂર્ણ કરી દે અને પુષ્કળ ઈચ્છિત મોક્ષસુખથી પણ અમને સંપન્ન કરી દે. (૯)*

## ૪૫૬. इन्द्रो विश्वस्य राजति॥१०॥

પદાર્થ : इन्द्रः-ઐશ્વર્યવાન પરમાત્મા विश्वस्य-સમસ્ત સંસાર અને મોક્ષ પર સ્વામીત્વ કરે છે. (૧૦)

*ભાવાર્થ : સંસારના ઈન્દ્રિયોના ભોગોનું સુખ અને મોક્ષમાં પરમ આનંદને ભરનાર પરમાત્મા બન્ને ભોગ અને અપવર્ગ-મોક્ષનો સ્વામી છે, તેની ઉપાસના કરવી જોઈએ. (૧૦)*

### ખંડ-૧૨

## ૪૫૭. त्रिकद्रूकेषु महिषो यवाशिरं तुविशुष्मस्तृम्पत्सोममपिबद्-

**विष्णुना सुतं यथावशम्। स ईं ममाद महि कर्म कर्तवे**
**महामुरुं सैनं सश्चद्देवो देवं सत्य इन्दुः सत्यमिन्द्रम् ॥ १ ॥**

પદાર્થ : त्रिकद्रुकेषु-ત્રણેય-પરમ, મધ્ય અને અવર પૃથિવીઓમાં લોકત્રયમાં-ત્રિલોકીમાં महिषः-મહાન ઇન્દ્ર પરમાત્મા तुविशुष्मः-અત્યંત બળવાન विष्णुना-यथावशं सुतम्-ઓજથી-આત્મભાવથી શ્રદ્ધાનુસાર નિષ્પાદિત यवाशिरम्-પાપ દ્વેષ પ્રવૃત્તિઓને દૂર કરનારી ભાવનાઓથી યુક્ત सोमम्-ઉપાસનારસનું अपिबत्-પાન કરે છે-સ્વીકાર કરે છે तृम्पत्-તૃપ્ત થાય છે-કૃપા કરે છે सः-ईम्-તે પરમાત્મા महि कर्म कर्त्तवे-અભીષ્ટ કર્મ-કૃપા અથવા સુખ પ્રદાન કર્મ કરવા માટે ममाद-પ્રસન્ન બની જાય છે सः-તે सत्यः-इन्दुः-देवः-સત્ય અથવા નિત્ય ઇન્દ્રમાન-સોમવાન-ઉપાસનારસવાળા દેવસ્વરૂપમાં પહોંચેલા મુમુક્ષુ-જીવનમુક્ત બનેલ ઉપાસક महाम्-उरुम्-મહાન અનન્ત एनं-सत्यम्-इन्द्र देवम्-એ સત્ય સ્વરૂપ અર્થાત્ નિત્ય ઐશ્વર્યવાન પરમાત્મ દેવને सश्चत्-પ્રાપ્ત કરે છે-સમાગમ કરે છે. (૧)

*ભાવાર્થ : લોકત્રય અર્થાત્ ત્રિલોકમાં વિરાજમાન, મહાન તથા બળવાનોથી પણ બળવાન પરમાત્મા ઉપાસકના આત્મભાવથી નિષ્પન્ન, શ્રદ્ધાપૂર્વક, પાપ-દ્વેષ વિનાશક ભાવનાયુક્ત ઉપાસનારસના રસનો સ્વીકાર કરીને કૃપા તથા સુખપ્રદાન કર્મ કરવા માટે પ્રસન્ન બની જાય છે, ત્યારે એ ઉપાસનારસના સમર્પણકર્તા સત્યદેવ-મુમુક્ષુ જીવનમુક્ત બનીને-તે મહાન, અનન્ત, નિત્ય પરમાત્મદેવને પ્રાપ્ત થાય છે, સમાગમ કરે છે. (૧)*

**૪૫૮. अयं सहस्रमानवो दृशः कवीनां मतिर्ज्योतिर्विधर्म ।**
**ब्रध्नः समीचीरुषसः समैरयदरेपसः सचेतसः स्वसरे**
**मन्युमन्तश्चिता गोः ॥ २ ॥**

પદાર્થ : अयम्-એ સર્વત્ર સરણશીલ પ્રકાશસ્વરૂપ પરમાત્મા सहस्रमानवः-दृशः-સર્વ મનુષ્ય-મનન શીલ માનનાર જન જેના છે એવા દર્શનીય कवीनां मतिः-મેધાવી ઋષિઓના પણ મનનીય માનનીય ઋષિ અન્તર્યામી ज्योतिः-विधर्म-જ્યોતિ સ્વરૂપ છે. ધર્મનાં વિધાનકર્તા છે ब्रध्नः-મહાન દેવ समीचीः-સારી રીતે પ્રાપ્ત થનારી, अरेपसः-નિદોર્ષ, सचेतसः-સર્વ વિધાન કરનારી, उषसः-અજ્ઞાનને દગ્ધ કરનારી જ્ઞાન રશ્મિઓને समैरयत्-વેદો દ્વારા પ્રેરિત કરે છે; તથા स्वसरे-હૃદયગૃહમાં मन्युमन्तः-चिताः-गोः 'गाः'-કાન્તિવાળી જ્ઞાન રશ્મિઓને પ્રેરિત કરે છે. (૨)

*ભાવાર્થ : પરમાત્મા સર્વ મનનશીલ માનનારા મનુષ્યોના દર્શનીય, મેધાવી ઋષિઓના પણ મનનીય, પરમ ઋષિ, અન્તર્યામી અને યથાર્થ નિયમ વિધાતા ઉપાસનીય છે, તે સારી રીતે પ્રાપ્ત થનારી નિર્દોષ, સચેત કરનારી જ્ઞાન રશ્મિઓને વેદો દ્વારા ઉપાસકના હૃદયમાં પ્રેરિત કરે છે. (૨)*

४५९. एन्द्र याह्युप नः परावतो नायमच्छा विदथानीव सत्पतिरस्ता राजेव सत्पतिः।
हवामहे त्वा प्रयस्वन्तः सुतेष्वा पुत्रासो न पितरं वाजसातये
मंहिष्ठं वाजसातये ॥ ३ ॥

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું परावतः-न-જેમ દૂર દેશથી આવવાનું થાય છે તેમ नः-उप-आयाहि-અમારી પાસે આવ-પ્રાપ્ત થા अयं सत्पतिः-એ સજ્જનોના પાલક વિદ્વાન विदथानि-इव-अच्छा-લાભો-ઉપહારોને પ્રાપ્ત કરવા સમાન આવે છે અથવા सत्पतिः-राजा-इव-સજ્જનોના પાલક રાજાની સમાન अस्ता-ઘરમાં રાજપ્રાસાદમાં त्वा-आहवामहे-તને આમંત્રિત કરે છે सुतेषु प्रयस्वन्तः-ઉપાસનારસ તૈયાર થતાં ઉપાસનારસરૂપ અન્ન ભેટવાળા અમે ઉપાસકો पुत्रासः-न पितरः वाजसातये-પુત્ર જેમ અન્ન પ્રાપ્તિને માટે પિતાને પુકારે છે તેમ महिष्ठं वाजसातये-અમે તને-અત્યંત દાનીને અમૃત અન્ન મોક્ષાનંદ ભોગની પ્રાપ્તિ માટે બોલાવીએ છીએ-પુકારીએ છીએ. (૩)

*ભાવાર્થ : પરમાત્મા દૂર દેશથી જેમ આવે છે, તેમ અમારી પાસે આવે છે-અમને પ્રાપ્ત થાય છે; અમારાથી ઉપાસનારસની ભેટ લેવા માટે; જેમ અગ્રણી વિદ્વાન અમારી પાસેથી ઉપહાર ગ્રહણ કરવા આવે છે અથવા પ્રજાપાલક રાજા પોતાના રાજમહેલને પ્રાપ્ત થાય છે, તેમ તે અમારા હૃદયને પ્રાપ્ત થાય છે, જ્યારે અમે ઉપાસનારસ તૈયાર થતાં તે ઉપાસનારસવાળા બનીને તેને આમંત્રિત કરીએ છીએ; અથવા જેમ પુત્ર અન્ન પ્રાપ્તિને માટે પિતાને પુકારે છે, તેમ અમે પણ અમૃત અન્નભોગ-મોક્ષઆનંદની પ્રાપ્તિને માટે મહાન દાનીને પુકારીએ છીએ. (૩)*

४६०. तमिन्द्रं जोहवीमि मघवानमुग्रं सत्रा दधानमप्रतिष्कुतं श्रवांसि भूरि।
मंहिष्ठो गीर्भिरा च यज्ञियो ववर्तद्राये नो विश्वा सुपथा कृणोतु वज्री ॥ ४ ॥

પદાર્થ : तम्-તે मघवानम्-ઐશ્વર્યવાન, उग्रम्-ઓજસ્વી, सत्रा भूरि श्रवांसि दधानम्-સત્ય-સ્થિર અનેક યશકાર્યોને ધારણ કરનાર अप्रतिष्कुतम्-હિંસિત ન બનનાર, પ્રતિકાર ન કરવા યોગ્ય इन्द्रम्-પરમાત્માને जोहवीमि-વારંવાર આમંત્રિત કરું છું च-અને જે मंहिष्ठः-અત્યંત શ્રેષ્ઠ यज्ञियः-સંગમનીય गीर्भिः-સ્તુતિઓ દ્વારા राये-મોક્ષ ઐશ્વર્યને માટે आवर्तते-અમારી તરફ પ્રવૃત્ત થાય છે वज्री-તે ઓજસ્વી नः-અમારે માટે विश्वा सुपथा कृणोतु-સર્વ શ્રેષ્ઠ માર્ગવાળું આચરણ કરી દે. (૪)

*ભાવાર્થ : અમે તે ઐશ્વર્યવાળા, પ્રતાપી, સ્થિર, અત્યંત યશસ્વી કાર્યોને ધારણકર્તા, ન દબાનાર, ન પ્રતિકાર કરવા યોગ્ય પરમાત્માને વારંવાર આમંત્રિત કરતા રહીએ તથા જે અત્યંત શ્રેષ્ઠ સમાગમ કરવા માટે સ્તુતિઓ દ્વારા મોક્ષૈશ્વર્યને માટે અમારી તરફ પ્રવૃત્ત થાય છે, તે ઓજસ્વી પરમાત્મા અમારા માટે સર્વ શ્રેષ્ઠ માર્ગવાળું આચરણ કરી દે. (૪)*

**४६१. अस्तु श्रौषट् पुरो अग्निं धिया दध आ नु त्यच्छर्द्धो**
**दिव्यं वृणीमह इन्द्रवायू वृणीमहे ।**
**यद्ध क्राणा विवस्वते नाभा सन्दाय नव्यसे ।**
**अध प्र नूनमुप यन्ति धीतयो देवाँ अच्छा न धीतयः ॥५॥**

પદાર્થ : पुरः-अग्निं धिया दधे-સર્વથી પૂર્વ હું અગ્નિ = પ્રકાશસ્વરૂપ પરમાત્માને ધારણા બુદ્ધિથી ધારણ કરું-કરું છું. नु त्यत्-दिव्यं शदर्धः-आवृणीमहे-શીઘ્ર સદા દિવ્ય બળને પોતાની અંદર સમાવું इन्द्रवायू वृणीमहे-ઐશ્વર્યવાન અને ગતિપ્રદ-જીવનપ્રદ પરમાત્માને પોતાની અંદર ધારણ કરું यत् उ-જેથી પરમાત્મામાં विवस्वते-વિશેષરૂપથી વસનાર મનુષ્યને માટે क्राणा-ઉપકાર કરનાર नाभा सन्दाय-અમારા આત્માની અંદર તે પોતાનું બળને આપીને-સમર્પણ કર अध-પશ્ચાત્ नव्यसे-અત્યંત નવીન અધ્યાત્મ જીવન પ્રાપ્તિને માટે नूनम्-નિશ્ચય धीतयः-કર્મ પ્રવૃત્તિઓ ધ્યાન ક્રિયાઓ प्रयन्ति-પ્રાપ્ત થાય છે-धीतयः-देवान्-अच्छ-न-उपयन्ति-તે ધ્યાન ક્રિયાઓ અગ્નિ, ઈન્દ્ર, વાયુ નામવાળા પરમાત્મરૂપોને પ્રાપ્ત કરવા માટે જેમ તેઓને પહોંચે છે श्रौषट्-अस्तु-બસ અમારી ધ્યાન ક્રિયાઓનું શ્રુતિ સહન-શ્રવણ થાય-થઈ જાય છે. (૫)

*ભાવાર્થ : અમે પ્રથમ અગ્નિ-ઉન્નતિશીલ જ્ઞાનપ્રકાશસ્વરૂપ પરમાત્માને બુદ્ધિથી-નિદિધ્યાસન રીતિથી ધારણ કરીએ, અધ્યાત્મબળ પોતાની અંદર ધારણ કરીએ જે પરમાત્મા વિશેષ રૂપથી વસનાર મનુષ્યને માટે ઉપકાર કરનાર છે, તે આત્માની અંદર સારી રીતે બળ પ્રદાન કરે, જેનાથી અત્યંત નવીન આધ્યાત્મિક જીવનને માટે નિશ્ચયથી ધ્યાન ક્રિયાઓ પ્રાપ્ત થાય છે, ચાલુ થાય છે, તેઓ અગ્નિ, ઈન્દ્ર, વાયુ, દેવધર્મોને પ્રાપ્ત થાય છે, બસ, આ રીતે અમારી ધ્યાન ક્રિયાઓનું શ્રવણ થઈ જાય છે. (૫)*

**४६२. प्र वो महे मतयो यन्तु विष्णवे मरुत्वते गिरिजा एवयामरुत्।**
**प्र शर्धाय प्र यज्यवे सुखादये तवसे भन्ददिष्टये धुनिव्रताय शवसे ॥६॥**

પદાર્થ : मरुत्वते-અજ્ઞાન-વાસના મારક ગુણવાળા एवयामरुत्-ગતિશીલતાથી અજ્ઞાન-વાસના મારક, प्रशर्द्धाय-પ્રકૃષ્ટ મહાન, प्रयज्यवे-પ્રકૃષ્ટ સૃષ્ટિયજ્ઞ કરનાર, सुखादये-મહાન ભોજનવાળા, भन्दविष्टये-જેની અર્ચના યજ્ઞ છે. એવા; महे शवसे-મહાન પ્રભાવક, विष्णवे-વ્યાપક પરમાત્માને માટે वः-અમારી गिरजाः-વાણીમાં થનારી मतयः-સ્તુતિઓ प्रयन्तु-પ્રાપ્ત થાય. (૬)

*ભાવાર્થ : અજ્ઞાન અને વાસનાઓના નાશક ગુણો વ્યાપ્તિઓવાળા, પ્રકૃષ્ટ મહાન સૃષ્ટિના યજ્ઞ કર્તા, શ્રેષ્ઠ ભોગ પ્રદાતા, બળવાન અર્ચનાનો યજ્ઞ જેના છે, એવા મહાન પરમાત્માને માટે, પાપનો નાશ કરવા માટે અમારી નિરંતર સ્તુતિઓ થતી રહે. (૬)*

**४६३. अया रुचा हरिण्या पुनानो विश्वा द्वेषांसि तरति सयुग्वभिः सूरो न**

सयुग्वभिः।

धारा पृष्ठस्य रोचते पुनानो अरुषो हरिः।
विश्वा यद्रूपा परियास्यृक्वभिः सप्तास्येभिर्ऋक्वभिः ॥ ७ ॥

પદાર્થ : अनया स्त्वा-એ રુચિર, हरिण्या-આહરણ કરનારી-હૃદયમાં લાવનારી સ્તુતિ દ્વારા पुनानः-આનંદધારામાં પ્રાપ્ત થતા પરમાત્મા विश्वा द्वेषांसि-ઉપાસકની સંપૂર્ણ દ્વેષ ભાવનાઓને सयुग्भिः-સાથે યુક્ત શક્તિઓથી तरति-તરી જાય છે-નાશ કરે છે. सूरः-न सयुग्भिः-જેમ સૂર્ય પોતાના કિરણો દ્વારા સંસારથી અંધકારને દૂર કરે છે-નષ્ટ કરે છે. पृष्ठस्य धारा रोचते-ત્યારે પરમાત્માથી સ્પૃષ્ટ-સ્પર્શ-સંપર્કને પ્રાપ્ત થયેલ હૃદયસ્થ ઉપાસકના આત્માની ચેતનાશક્તિ પ્રકાશમાન બની જાય છે अस्त्रः-हरिः-પ્રકાશમાન દુઃખનું અપહરણ કરનાર પરમાત્મા यत्-विश्वा स्त्पा-ऋक्वभिः-જે સ્તુતિઓ વડે ઉપાસકના આત્માના સર્વ રૂપો-રુચિઓને અથવા નિરૂપણીય ભાવનાઓ, આશાઓ, કામનાઓને परियासि-પરિપ્રાપ્ત થાય છે-પરિપૂર્ણ કરે છે. सप्तास्येभिः-ऋक्वभिः-જેમ જ્યોતિઓવાળા સાત મુખ, જિહ્વા જ્વાળારૂપ કિરણોથી સર્વ વસ્તુઓને પરિપ્રાપ્ત કરે છે. (૭)

*ભાવાર્થ : હૃદયમાં લઈ જનારી સ્તુતિથી આનંદધારામાં પ્રાપ્ત થતા પરમાત્મા ઉપાસકની સમસ્ત દ્વેષ ભાવનાઓને પોતાની વ્યાપિની દિવ્ય શક્તિઓથી નષ્ટ કરી નાખે છે, જેમ સૂર્ય પોતાના કિરણોથી સંસારના અંધકારનો નાશ કરી નાખે છે. પરમાત્માના સંપર્ક-સમાગમને પ્રાપ્ત થયેલ ઉપાસક આત્માની ચેતન શક્તિ પ્રકાશમાન બની જાય છે. જેમ સૂર્ય પોતાના કિરણો દ્વારા સર્વ વસ્તુઓને સમગ્રરૂપથી પ્રાપ્ત થાય છે; તેમ પ્રકાશમાન પરમાત્મા દુઃખાપહરણકર્તા અને સુખ આહરણકર્તા સ્તુતિઓ દ્વારા ઉપાસકનું રુચિકર ભાવનાઓ, કામનાઓ અને આશાઓને પરિ-સમગ્રરૂપથી પ્રાપ્ત થાય છે. (૭)*

૪૬૪. अभि त्यं देवं सवितारमोण्योः कविक्रतुमर्चामि सत्यसवं
रत्नधामभि प्रियं मतिम्। ऊर्ध्वा यस्यामतिर्भा अदिद्युतत्
सवीमनि हिरण्यपाणिरमिमीत सुक्रतुः कृपा स्वः ॥ ८ ॥

પદાર્થ : ओण्योः-દ્યુલોક અને પૃથિવીલોકનાં सवितारम्-ઉત્પાદક પરમાત્માને अभि-अर्चामि-શ્રદ્ધાથી પ્રાપ્ત થઈને અર્ચિત કરું છું તથા त्यम्-તે, कविक्रतुम्-ક્રાન્તપ્રજ્ઞ-સર્વજ્ઞાન સમર્થ પ્રજ્ઞાવાન सत्यसवम्-યથાર્થ ઐશ્વર્યવાળા-સત્ય શાસનકર્તા, रत्नधाम्-રમણીય પદાર્થોના ધારક, प्रियम्-અભીષ્ટ દેવ, मतिम्-મનન શક્તિમાન પરમાત્માને अभि अर्चासि-અભ્યર્ચિત કરું છું यस्य-જેની अमतिः-આત્મમયી સ્વઆધારમતિ ऊर्ध्वा-ઊંચી भाः-જ્યોતિરૂપ आदिद्युतत्-દીપ્ત થઈ રહી છે, તેથી તેના सवीमनि-પ્રસવ-પ્રશાસનમાં સર્વ જગત પ્રવર્તમાન છે, તે हिरण्यपाणिः-સુવર્ણ હાથ-દિવ્ય હાથોવાળા-દિવ્ય ગ્રહણશક્તિવાળા सुक्रतुः-સુકર્મા-કુશળ કર્મકર્તા कृपा-સ્વ સામર્થ્ય દ્વારા स्वः-સુખમય-મોક્ષધામને अमिमीत-નિર્માણ કરે છે-સંપન્ન કરે

છે.(૮)

*ભાવાર્થ : પરમાત્મા દ્યુલોક અને પૃથિવી લોકના ઉત્પાદક, ક્રાન્તપ્રજ્ઞ-સર્વજ્ઞાનસમર્થ, યથાર્થ શાસનકર્તા, રમણીય પદાર્થોના ધારક, અભીષ્ટ દેવ અને મનનશક્તિ સંપન્ન છે; તથા તેની સ્વાધાર મતિ જ્યોતિમયી ઊંચી છે, દીપ્ત થઈ રહી છે, તેના શાસનમાં સમસ્ત જગત પ્રવર્તમાન છે, તે દિવ્ય ગ્રહણશક્તિમાન, કુશળ કર્મકર્તા, સ્વસામર્થ્યથી સુખમય મોક્ષધામને સંપન્ન કરે છે. તે પરમાત્માનું હું રુચિ-શ્રદ્ધાથી અર્ચન કરું છું. (૮)*

**૪૬૫. अग्निं होतारं मन्ये दास्वन्तं वसोः सूनुं सहसो जातवेदसं विप्रं न जातवेदसम्।**
**य ऊर्ध्वया स्वध्वरो देवो देवाच्या कृपा ।**
**घृतस्य विभ्राष्टिमनु शुक्रशोचिष आजुह्वानस्य सर्पिषः ॥ ९ ॥**

પદાર્થ : होतारं दास्वन्तम्-अग्निं मन्ये-આદાન, ગ્રહણ સ્વીકાર કરનાર, દાન કરનાર, અગ્રણેતા-અગ્રણી પરમાત્માને હું અર્ચિત કરું-અર્ચનામાં લાવું वसोः सहसः सुनुम्-અધ્યાત્મયજ્ઞનાં સાહસને ઉત્પન્ન કરનાર जातवेदसम्-સર્વ ઉત્પન્ન માત્રના જ્ઞાતા પરમાત્માને અર્ચિત કરું. विप्रं न जातवेदसम्-જાતવિદ્યા-કૃતવિદ્યા મેધાવીની સમાન-જેમ કૃતવિદ્યાના વિદ્વાન સત્કારને યોગ્ય હોય છે, તેમ સર્વજ્ઞ પરમાત્મા તો મહાન સત્કારણીય છે. यः-જે स्वध्वरः-देवः-ઉત્તમ અધ્યાત્મયજ્ઞના ઈષ્ટદેવ ऊर्ध्वया देवाच्या कृपा-શ્રેષ્ઠ સર્વ દિવ્યગુણોથી યુક્ત સામર્થ્યથી घृतस्य विभ्राष्टिम्-अनु-અધ્યાત્મ યાજકના તેજની દીપ્તિને અનુસાર शुक्रशोचिषः-શુભ તેજવાળા સમગ્ર રૂપથી आजुह्वानस्य-સ્વીકાર કરનાર પરમાત્માના सर्पिषः-સર્પણશીલ આનંદની પ્રાપ્તિ થાય છે. (૯)

*ભાવાર્થ : મારો સ્વીકાર કરનાર દાતા, અધ્યાત્મયજ્ઞના સાહસને ઉત્પન્ન કરનાર, ઉત્પન્નમાત્રના જ્ઞાતા, અગ્રણી પરમાત્માની હું અર્ચના કરું છું, જે સત્કારણીય કૃતવિદ્યા મેધાવીની સમાન છે. તેમ છતાં જે ઉત્તમ અધ્યાત્મયજ્ઞને તેજની દીપ્તિને અનુરૂપ-અનુસાર શુભ તેજવાળા તથા સમગ્ર રૂપથી સ્વીકાર કરનાર પરમાત્માના સર્પણશીલ આનંદની પ્રાપ્તિ ઉપાસકને થાય છે. (૯)*

**૪૬૬. तव त्यन्नर्यं नृतोऽप इन्द्र प्रथमं पूर्व्यं दिवि प्रवाच्यं कृतम्।**
**यो देवस्य शवसा प्रारिणा असु रिणन्नपः ।**
**भुवो विश्वमभ्यदेवमोजसा विदेदूर्जं शतक्रतुर्विदेदिषम् ॥ १० ॥**

પદાર્થ : इन्द्र-ઐશ્વર્યવાન પરમાત્મન્ ! तव नृतः-તને-નેતાને त्यत्-नर्यम्-अपः-તે દેવજનના હિતકર કર્મ प्रथमं पूर्व्यम्-પ્રથમ પુરાતન છે જે દિવિ અમૃત મોક્ષધામમાં દેવજનોને અધિકાર આપેલ છે प्रवाच्यं

कृतम्-એ પ્રશંસનીય કરેલ છે यः-જે તું देवस्य-દેવજનનાં शवसा-પોતાનાં બળથી असु-પ્રાણને प्रारिणाः-પ્રકૃષ્ટ રૂપમાં ચલાવે છે. अपः-रिणन्-અધ્યાત્મકર્મ કરતાં विश्वम्-अदेवम्-ओजसा-अभिभुवः-સમસ્ત અદેવભાવને દબાવી દીધો. शतक्रतुः-તું અસંખ્ય જ્ઞાન કર્મવાન પરમાત્માએ ऊर्जं विदेत्-બળ પ્રાપ્ત કરાવી દીધું इषं विदेत्-સુંદર અભીષ્ટ અમૃત મોક્ષ પ્રાપ્ત કરાવી દીધો. (૧૦)

*ભાવાર્થ : હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તારો-નેતાનો તે દેવજનહિતકર કર્મ પ્રસિદ્ધ પુરાતન અમૃત મોક્ષધામમાં દેવજનોને અધિકાર આપવો પ્રશંસનીય છે, જે તું દેવજનોના પ્રાણ પોતાના બળથી પ્રકૃષ્ટ રૂપથી ચલાવે છે. અધ્યાત્મકર્મ કરતાં સમસ્ત અદેવભાવને બળથી દબાવી દે છે. અસંખ્ય કર્મોવાળા પરમાત્મા અધ્યાત્મબળ પ્રાપ્ત કરાવી દે છે અને ઉપાસકમાં સુંદર અભીષ્ટ મોક્ષસુખ અપાવે છે. (૧૦)*

इति चतुर्थ अध्यायः

समाप्तं ऐन्द्रं पर्व काण्डं वा

ચતુર્થ અધ્યાય અને ઐન્દ્ર પર્વ વા કાંડ સમાપ્ત



# अथ पञ्चमः अध्यायः

## अथ पवमान पर्व वा काण्ड

### ખંડ-૧

**૪૬૭. उच्चा ते जातमन्धसो दिवि सद्भूम्या ददे। उग्रं शर्म महि श्रवः॥ १॥**

પદાર્થ : ते-अन्धसः-તું આધ્યાનીય-ઉપાસનીય પવમાન સોમ-આનંદધારામાં આવતા શાન્ત પરમાત્માનું जातम्-પ્રસિદ્ધ રૂપ उच्चा-શ્રેષ્ઠ-ઉત્કૃષ્ટ છે, જે दिवि सत्-અમૃત મોક્ષધામમાં થઈને भूमि-आददे-ભૂમિ-પૃથિવી પર જન્મેલ પાર્થિવ શરીરમાં આવેલ હું શરીર બંધનથી મુક્ત થઈને મોક્ષધામમાં પહોંચીને ગ્રહણ કરું છું પ્રાપ્ત કરી લઉં છું. उग्रं शर्म महि श्रवः-જે શ્રેષ્ઠ સુખ ખૂબજ પ્રશંસનીય છે. (૧)

*ભાવાર્થ : મોક્ષમાં પરમાત્માનું ઉત્કૃષ્ટ સ્વરૂપ સાક્ષાત્ થનાર છે. તેની આકાંક્ષા ઉપાસકમાં હોવી જોઈએ, ઉપાસકની પ્રવૃત્તિ અથવા રુચિ પૃથિવીલોકના ભોગમાં રહેતી નથી, તે તો શ્રેષ્ઠ સુખ અને પ્રશંસનીય દર્શનામૃતની ઈચ્છા રાખે છે. (૧)*

**૪૬૮. स्वादिष्ठया मदिष्ठया पवस्व सोम धारया। इन्द्राय पातवे सुतः॥ २॥**

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું सुतः-ધ્યાન દ્વારા નિષ્પન્ન કરેલ-ધ્યાન કરેલ स्वादिष्ठया-અત્યંત સ્વાદવાળી, मदिष्ठया-અત્યંત હર્ષ આપનારી, धारया-ધારણાથી पवस्व-પ્રાપ્ત થાય છે. इन्द्राय पातवे-ઉપાસક આત્માના પાન-આનંદ ધારણ કરવા માટે.

*ભાવાર્થ : ઉપાસકનું પાન-અંદર ધારણ કરવા માટે ધ્યાન દ્વારા નિષ્પન્ન અથવા ધ્યાન કરેલ પરમાત્મા અત્યંત સ્વાદવાળી, અત્યંત આનંદવાળી ધારણાથી પ્રાપ્ત થાય છે. (૨)*

**૪૬૯. वृषा पवस्व धारया मरुत्वते च मत्सरः। विश्वा दधान ओजसा॥ ३॥**

પદાર્થ : वृषा मत्सरः-હે સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું આનંદ વર્ષક અને હર્ષાળુ બનીને मरुत्वते च-પ્રાણવાળા ઉપાસકને માટે धारया पवस्व-ધારણાથી પ્રાપ્ત થા ओजसा विश्वा दधानः-પોતાના ઓજથી, પ્રતાપથી સર્વ દિવ્યગુણો તથા સુખોને ધારણ કરાવતા આવ. (૩)

*ભાવાર્થ : આનંદ અને હર્ષની વૃષ્ટિ કરનાર, શાન્ત સ્વરૂપ પરમાત્મા ઉપાસકને માટે આનંદધારામાં આવે છે તથા ઉપાસકની અંદર પોતાનો પ્રતાપ આનંદિત કરી દે છે. (૩)*

**૪૭૦. यस्ते मदो वरेण्यस्तेना पवस्वान्धसा। देवावीरघशंसहा ॥४॥**

પદાર્થ : ते-હે સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તારો यः-वरेण्यः-मदः-જે હર્ષ-આનંદોલ્લાસ વરણીય-ધારણ કરવા યોગ્ય देवावीः-દેવ ધર્મોનો રક્ષક છે અને अघशंसहा-પાપ પ્રશંસક વિચારોનો નાશક છે

तेन-अन्धसा-તે આધ્યાનીય-ચિંતનીય-વારંવાર નિદિધ્યાસનમાં લાવવા યોગ્યના દ્વારા पवस्व-અમારા હૃદયમાં પ્રવાહિત થાય-પ્રાપ્ત થાય. (૪)

*ભાવાર્થ : હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તારા સંગથી જે વરણીય હર્ષોલ્લાસ પ્રાપ્ત થાય છે, તે દેવધર્મો દિવ્યગુણોનો રક્ષક, વર્ધક છે તથા પાપ પ્રશંસક વિચારોનો નાશ કરનાર છે, તે એવા તને અમે વારંવાર ધ્યાનમાં લાવીએ. (૪)*

## ૪૭૧. तिस्रो वाच उदीरते गावो मिमन्ति धेनवः। हरिरेति कनिक्रदत्॥ ५॥

પદાર્થ : तिस्रः-वाचः-ત્રણ વાણીઓ 'अ, उ, म्' 'ઓરૂમ્' માં રહેલ જ્યારે उदीरते-ઉચ્ચારિત થાય છે धेनवः-गावः-मिमन्ति-દૂઝણી ગાયોની માફક ભાંભરે છે-મીઠી વાણી બોલે છે कनिक्रदत् हरिः-एति-કલ્યાણ કરતો મધુર ધ્વનિ કરતો સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા પ્રાપ્ત થાય છે. (૫)

*ભાવાર્થ : ઉપાસક દ્વારા 'अ, उ, म्' 'ઓરૂમ્' ત્રણ માત્રા સમૂહ અથવા ત્રણેય માત્રા ઉચ્ચારિત કરતી દૂઝણી ગાયોના રૂપમાં શબ્દ કરે છે, ત્યારે કલ્યાણકર શાન્ત પરમાત્મા મધુર ધ્વનિ કરતો ઉપાસકની અંદર પ્રાપ્ત થાય છે. (૫)*

## ૪૭૨. इन्द्रायेन्दो मरुत्वते पवस्व मधुमत्तमः। अर्कस्य योनिमासदम्॥ ६॥

પદાર્થ : इन्दो-હે આર્દ્રભાવ-કૃપા ભાવથી પૂર્ણ સોમ-આનંદ સ્વરૂપ પરમાત્મન્ ! તું मधुमत्तमः-અત્યંત મધુમાન-મધુર આનંદથી પૂર્ણ બનેલ मरुत्वते-इन्द्राय पवस्व-પ્રાણવાળા આત્મા-ઉપાસકને માટે પ્રાપ્ત થા, જે अर्कस्य योनिम्-અર્ચન-સ્તવનનું ગૃહ-સ્તુતિઘરમાં आसदम्-સમગ્રરૂપથી બેસવા માટે. (૬)

*ભાવાર્થ : આર્દ્ર રસપૂર્ણ, અત્યંત મધુર અને આનંદ સ્વરૂપ પરમાત્મન્ ! તું મારા-પ્રાણધારી આત્માને માટે આનંદધારા રૂપમાં પ્રાપ્ત થા, જે હું અર્ચન ગૃહ-સ્તુતિ ઘરમાં બેસીને તારું અર્ચન કરી રહ્યો છું. પરમાત્મન્ ! તું તો અનંત છે, હું એક દેશી છું. પરન્તુ તું મારા હૃદયદેશમાં તો રહેલ છે, જેથી મારી અંદર અન્તર્યામી રૂપથી પ્રાપ્ત થઈને મારા સ્તવનનો સ્વીકાર કર. (૬)*

## ૪૭૩. असाव्यंशुर्मदायाप्सु दक्षो गिरिष्ठाः। श्येनो न योनिमासदत् ॥७॥

પદાર્થ : अंशुः-સોમ-પ્રજાપતિ પરમાત્મા જે અધ્યાત્મયાજી-યાજ્ઞિકને માટે શમ્—કલ્યાણકારી હોય છે. अप्सु दक्षः-પ્રાણોમાં પ્રગતિપ્રદ गिरिष्ठाः-સ્તુતિનાં સાધન સામગાનમાં સ્થિત-સ્તુતિગાનથી સાક્ષાત્ થનાર असावि-હૃદયમાં પ્રકટ કર્યો. તે આનંદ ધારામાં આવનાર પરમાત્મા श्येनः-न योनिम्-आसदत्-પ્રશંસનીય ગતિવાળા ઘોડાની સમાન પોતાના ઘરમાં પ્રાપ્ત થઈ જાય છે-હૃદયગૃહમાં પ્રાપ્ત થઈ જાય છે. (૭)

*ભાવાર્થ : જીવનને શાન્તિ પ્રદાન કરનાર, પ્રજા સ્વામી સોમ ઉત્પાદક પરમાત્મા આનંદપ્રદ પ્રાણોમાં પ્રગતિપ્રદ, સ્તુતિમાં સ્થિત સ્તુતિઓથી સાક્ષાત્ કરેલ, સુંદર ગતિવાળા ઘોડાની સમાન હૃદયગૃહમાં આવીને*

*બેસે છે-આવી જાય છે. (૭)*

## ૪૭૪. पवस्व दक्षसाधनो देवेभ्यः पीतये हरे। मरुद्भ्यो वायवे मदः॥ ८॥

પદાર્થ : **हरे**-હે દુઃખનાશક, સુખદાતા સોમ પરમાત્મન્ ! **दक्षसाधनः**-સ્વબળ સાધનવાળા છે, તને અન્ય કોઈના બળની અપેક્ષા નથી, એવો હોવાથી **मदः**-હર્ષકર છે **देवेभ्यः**-જીવન્મુક્તોને માટે **मरुद्भ्यः**-મુમુક્ષુ ઉપાસકોને માટે **वा**-અને **आयवे**-સાધારણ ઉપાસકોને માટે **पीतये**-તૃપ્તિ થાય એટલા માટે **पवस्व**-આનંદધારામાં તું પ્રાપ્ત થા. (૮)

*ભાવાર્થ : દુઃખ નાશક અને સુખદાતા, સ્વબળ સાધનવાળા, હર્ષપ્રદ પરમાત્મા જીવન્મુક્ત મુમુક્ષુઓ અને સાધારણ ઉપાસકજનોને માટે આનંદધારામાં પ્રાપ્ત થાય છે. (૮)*

## ૪૭૫. परि स्वानो गिरिष्ठाः पवित्रे सोमो अक्षरत्। मदेषु सर्वधा असि॥ ९॥

પદાર્થ : **गिरिष्ठाः**-વાણી-સ્તુતિમાં સ્થિત **स्वानः**-નિષ્પાદિત **सोमः**-ઉત્પાદક પ્રેરક પરમાત્મા **पवित्रे**-પવિત્ર અન્તઃકરણમાં **परि-अक्षरत्**-સર્વત્રથી ઝરે છે. **मदेषु**-અર્ચના કરવા યોગ્યોમાં **सर्वधा-असि**-સર્વનો ધારક છે-સર્વ અર્ચનીય દિવ્યગુણોને ધારણ કરનાર છે. (૯)

*ભાવાર્થ : ઉત્પાદક, પ્રેરક પરમાત્મા પવિત્ર અન્તઃકરણમાં સર્વત્રથી આનંદધારા રૂપમાં ઝરે છે, અર્ચનાઓમાં સર્વના ગુણોનો ધારક-સર્વ શ્રેષ્ઠ ગુણવાન છે. (૯)*

## ૪૭૬. परि प्रिया दिवः कविर्वयांसि नप्त्योर्हितः। स्वानैर्याति कविक्रतुः॥ १०॥

પદાર્થ : **कविः**-ક્રાન્તદર્શી સર્વજ્ઞ **कविक्रतुः**-મેધાવી ઉપાસકોમાં ક્રિયાશીલ **नप्त्योः-हित**-દ્યાવા પૃથિવી મય વિશ્વમાં અથવા દ્યુલોકથી પૃથિવીલોક સુધીમાં નિહિત-વ્યાપ્ત અથવા વિદ્યમાન, ઉત્પાદક, પ્રેરક, શાન્ત રસરૂપ પરમાત્મા **दिवः**-અમૃતધામ-મોક્ષધામનાં **प्रिया वयांसि**-પ્રિય પક્ષીઓ ! મોક્ષ માટે ઉડવા પક્ષીઓ અથવા પક્ષીઓની સમાન **स्वानैः**-પોતાની અંદર નિષ્પન્ન કરનાર ઉપાસકોને **परियाति**-ચારે તરફથી પ્રાપ્ત થાય છે. (૧૦)

*ભાવાર્થ : ક્રાન્તદર્શી સર્વજ્ઞ પરમાત્મા મેધાવી ઉપાસકોને ક્રિયાશીલ કરનાર, દ્યુલોકથી લઈને પૃથિવી લોક સુધી સમસ્ત વિશ્વમાં વ્યાપક રહેલ છે. અમૃતધામ મોક્ષની તરફ ઉડવા માટે પક્ષી બન અથવા પક્ષી સમાન હૃદયમાં સાક્ષાત્ કરનાર ઉપાસકને ચારે તરફથી પ્રાપ્ત થાય છે. (૧૦)*

### ખંડ-૨

## ૪૭૭. प्र सोमासो मदच्युतः श्रवसे नो मघोनाम्। सुता विदथे अक्रमुः॥ १॥

પદાર્થ : **मदच्युतः**-હર્ષ ટપકાવવા-વરસાવનાર **सुताः**-ઉપાસિત **सोमासः**-શાન્ત આનંદ સ્વરૂપ પરમાત્મા

नः-मघोनाम्-અમને અધ્યાત્મયજ્ઞના ઉપાસકોને श्रवसे-શ્રવણીય યશને માટે જીવનમુક્ત પ્રસિદ્ધિને માટે विदथे प्राक्रमुः-આનંદના અનુભવનું સ્થાન-મોક્ષમાં પ્રાપ્ત કરાવે છે. (૧)

*ભાવાર્થ : ઉપાસિત કરેલ-ધ્યાન કરેલ, આનંદવર્ષક પરમાત્મા અમને અધ્યાત્મયજ્ઞ કરનારા ઉપાસકોને શ્રવણીય યશ પ્રસિદ્ધિને મુક્તને આનંદ અનુભવ સ્થાન મોક્ષમાં પ્રાપ્ત કરાવે છે. (૧)*

**૪૭૮. प्र सोमासो विपश्चितोऽ पो नयन्त ऊर्मयः। वनानि महिषा इव॥ २॥**

પદાર્થ : विपश्चितः सोमासः-સર્વજ્ઞ, શાન્ત, આનંદ સ્વરૂપ પરમાત્મા अपः-ऊर्मयः प्र-नयन्त-જેમ જળના મોજાઓ વહેનારી વસ્તુઓને કિનારે લઈ જાય છે, તેમ અમને ઉપાસકોને પોતાના મોક્ષધામની તરફ લઈ જાય છે. महिषाः-वनानि-इव-અથવા મહાન અગ્નિ પિંડ જેમ જળને વરાળ રૂપ સૂક્ષ્મ બનાવીને ઉપર લઈ જાય છે, તેમ ઉપાસકોને અમૃતરૂપ બનાવીને મોક્ષમાં લઈ જાય છે. (૨)

*ભાવાર્થ : સર્વજ્ઞ પરમાત્મા ઉપાસકોને પોતાના અમૃતધામ તરફ લઈ જાય છે. જેમ જળ નદીઓનાં મોજાઓ વસ્તુઓને કિનારા તરફ પહોંચાડે છે, અથવા જેમ અગ્નિપિંડ સૂર્ય જળને સૂક્ષ્મ કરીને ઉપર ઉઠાવે છે, તેમ પરમાત્મા ઉપાસકોને અમૃત બનાવીને ઉન્નત કરે છે. (૨)*

**૪૭૯. पवस्वेन्दो वृषा सुतः कृधी नो यशसो जने ।**
**विश्वा अप द्विषो जहि ॥ ३ ॥**

પદાર્થ : इन्दो-હે આર્દ્ર-રસીલા પરમાત્મન્ ! તું वृषा-સુખવર્ષક सुतः-હૃદયમાં સાક્ષાત્ થઈને नः-અમને जने-આ માનવ જન્મમાં यशसः-कृधि-યશસ્વી-જીવન મુક્ત કરી દે-બનાવી દે विश्वाः-द्विषः-સમસ્ત દ્વેષ ભાવનાઓને મોક્ષના વિરોધી વિચારોને अपजहि-દૂર કરી દે. (૩)

*ભાવાર્થ : હે રસીલા પરમાત્મન્ ! તું સુખવર્ષક, હૃદયમાં સાક્ષાત્ થઈને, આ મનુષ્ય જન્મમાં અમને યશસ્વી મોક્ષભણી બનાવી દે, વિરોધી ભાવનાઓને દૂર કરી દે. (૩)*

**૪૮૦. वृषा ह्यसि भानुना द्युमन्तं त्वा हवामहे ।**
**पवमान स्वर्दृशम् ॥ ४ ॥**

પદાર્થ : पवमान-હે આનંદધારામાં પ્રાપ્ત થનાર પરમાત્મન્ ! તું वृषा हि-असि-સુખવર્ષક જ છે भानुना द्युमन्तम्-તેજથી તેજસ્વી, त्वा स्वर्दृशम्-તને નિતાન્ત સુખદર્શનને हवामहे-બોલાવીએ છીએ. (૪)

*ભાવાર્થ : હે આનંદધારામાં પ્રાપ્ત થનાર પરમાત્મન્ ! તું નિતાન્ત સુખોની વર્ષા કરનાર છે. પોતાના તેજથી તેજસ્વી સુખદર્શક તને અમે આમંત્રિત કરીએ છીએ. (૪)*

**૪૮૧. इन्दुः पविष्ट चेतनः प्रियः कवीनां मतिः। सृजदश्वं रथीरिव॥ ५॥**

પદાર્થ : चेतनः-ચેતનાવાળા, प्रियः-સ્નેહી, कवीनां मतिः-મેધાવી ઉપાસકોના સ્તુત્ય इन्दुः-પરમાત્મા रथीः-इव-अश्वम्-રથનો સ્વામી જેમ ઘોડાને असृजत्-શ્રેષ્ઠ બનાવે છે-કેળવે છે, તેમ મને ઉપાસકને શ્રેષ્ઠ બનાવ અથવા ઉપાસનામાર્ગમાં ચલાવ. (૫)

*ભાવાર્થ : ચેતનાવાળા, સ્નેહી, મેધાવી ઉપાસકોની સ્તુતિ કરવા યોગ્ય પરમાત્મા જેમ રથનો સ્વામી ઘોડાને કેળવે છે, ચલાવે છે, તેમ શિક્ષિત-સિદ્ધ બનાવતા, ઉપાસનામાર્ગ પર ચલાવે છે. (૫)*

## ૪૮૨. असृक्षत प्र वाजिनो गव्या सोमासो अश्वया। शुक्रासो वीरयाशवः॥ ६॥

પદાર્થ : वाजिनः-બળવાન, शुक्रासः-શુભ્ર, आशवः-વ્યાપક-વ્યાપનાર, सोमासः-આનંદધારામાં પ્રાપ્ત થનાર પરમાત્મન્ ! गव्या-અમારી ઇન્દ્રિયો સંબંધી ઇચ્છાથી वीरया-પ્રાણોની ઇચ્છાથી प्रासृक्षत-અમને પ્રાપ્ત થા. (૬)

*ભાવાર્થ : હે બળવાન શુભ્ર વિભુ આનંદધારામાં પ્રાપ્ત થનાર શાંત સ્વરૂપ પરમાત્મન્ ! તું અમારી ઇન્દ્રિયોની સાધવાની ઇચ્છાથી અમારી મોટી અવસ્થાને સમ્પન્ન કરવાની ઇચ્છાથી અમારા પ્રાણોને સાધવાની ઇચ્છાથી મને—ઉપાસકને પ્રાપ્ત થા. (૬)*

## ૪૮૩. पवस्व देव आयुषगिन्द्रं गच्छतु ते मदः। वायुमा रोह धर्मणा॥ ७॥

પદાર્થ : देव-હે આનંદધારામાં આવનાર પરમાત્મન્ ! તું पवस्व-આનંદધારામાં પ્રાપ્ત થતો રહે ते मदः-તારું હર્ષપ્રદ સ્વરૂપ इन्द्रम्-જીવાત્માને आयुषक्-गच्छतु-નિરંતર વા અનુષક્ત અનુકૂળ બનીને વા આયુના સાથી બનીને પ્રાપ્ત થાય. धर्मणा-પોતાના વ્યાપન ધર્મથી वायुम्-आरोह-ઉપાસકની આયુને પ્રાપ્ત કર. (૭)

*ભાવાર્થ : પરમાત્મ દેવ ! તું આનંદધારામાં વહેતો આવ. તારું હર્ષ-આનંદપ્રદ સ્વરૂપ ઉપાસક આત્માને નિરંતર અથવા અનુકૂળ રૂપમાં અથવા જીવનના સાથી બનીને પોતાના વ્યાપન ધર્મથી તેની આયુની વૃદ્ધિ કર. (૭)*

## ૪૮૪. पवमानो अजीजनद् दिवश्चित्रं न तन्यतुम्। ज्योतिर्वैश्वानरं बृहत्॥ ८॥

પદાર્થ : पवमानः-આનંદધારામાં આવતાં શાન્ત પરમાત્માએ बृहत्-वैश्वानरं ज्योतिः-ઉપાસકની અંદર તેની મહાન વૈશ્વાનર આત્મ-જ્યોતિને अजीजनत्-પ્રત્યક્ષ કરાવી. दिवः-આકાશ મંડળમાં चित्रं तन्यतुं न-અદ્‌ભુતવાણીનો વિસ્તાર કરનારી વિદ્યુત્‌ની સમાન. (૮)

*ભાવાર્થ : મેઘમંડળની અદ્‌ભુત વિદ્યુત્ જ્યોતિની સમાન આનંદધારામાં આવતા શાન્ત પરમાત્મા ઉપાસકની અંદર તેની આત્મજ્યોતિનો સાક્ષાત્ કરાવે છે, તેને પોતાના આત્માનો પ્રત્યક્ષ કરાવે છે. (૮)*

## ४८५. परि स्वानास इन्दवो मदाय बर्हणा गिरा। मधो अर्षन्ति धारया॥ ९ ॥

પદાર્થ : स्वानासः-इन्दवः-સાક્ષાત્ નિષ્પન્ન થયેલ શાન્ત પરમાત્મા बर्हणा-गिरा-મહાન સ્તુતિથી मदाय-હર્ષને માટે मधोः-परि-अर्षति-મધુરૂપ ધારાથી પરિપ્રાપ્ત થાય છે. (૯)

*ભાવાર્થ : યોગાભ્યાસ દ્વારા સાક્ષાત્ કરેલ આનંદધારાથી શાન્ત પરમાત્મા મહાન સ્તુતિ દ્વારા હર્ષ-આનંદને માટે ઉપાસકની અંદર પ્રાપ્ત થાય છે. (૯)*

## ४८६. परि प्रासिष्यदत् कविः सिन्धोरूर्मावधि श्रितः ।
## कारुं बिभ्रत् पुरुस्पृहम् ॥ १० ॥

પદાર્થ : कारुं पुरुस्पृहं विभ्रत्-અત્યંત ઈચ્છુક સ્તોતાને પુષ્ટ કરવા માટે कविः-ક્રાન્તદર્શી સર્વત્ર સોમ-શાન્ત પરમાત્મા सिन्धोः-સ્યંદમાન હૃદયના ऊर्मौ-अधिश्रितः-તરંગ પર આશ્રિત થયેલ ઉપાસના દ્વારા परि-प्रासिष्यदत्-જાણે કે ઉપાસકની અંદર નસેનસમાં પ્રસરી રહેલ છે. (૧૦)

ભાવાર્થ : સર્વત્ર સોમ પરમાત્મા ઉપાસકને પુષ્ટ કરવા માટે તેના નિરંતર સ્યન્દનશીલ હૃદયની તરંગ પર-ગતિ પર ઉપાસના દ્વારા આશ્રિત થઈને જાણે કે, સમસ્ત શરીરમાં વહી રહેલ છે; વ્યાપી રહ્યો છે-નસેનસમાં પ્રસરી રહ્યો છે. (૧૦)

इति पञ्चमः प्रपाठकः समाप्तः



# अथ षष्ठः प्रपाठकः

## प्रथमोऽर्धः

### ખંડ-૩

**૪૮૭. उपो षु जातमप्तुरं गोभिर्भङ्गं परिष्कृतम्। इन्दुं देवा अयासिषुः॥ १ ॥**

પદાર્થ : गोभिः-સ્તુતિઓથી सुजातम्-अप्तुरम्-સમ્યક્ સાક્ષાત્ વ્યાપ્તિમાન भङ्गम्-પાપભંજક परिष्कृतम्-આત્માનો પરિષ્કાર કરનાર इन्दुम्-આર્દ્ર આનંદરસ પૂર્ણ પરમાત્માને देवाः-उ-उपायासिषुः-મુમુક્ષુ ઉપાસક પ્રાપ્ત થાય છે. (૧)

*ભાવાર્થ : મુમુક્ષુ ઉપાસક જન સ્તુતિઓ દ્વારા પાપનાશક તથા આત્માનો પરિષ્કાર-અધ્યાત્મ સંસ્કાર કરનાર વ્યાપ્તિમાન આનંદરસ ભરેલ પરમાત્માનો હૃદયમાં સાક્ષાત્ કરે છે. (૧)*

**૪૮૮. पुनानो अक्रमीदभि विश्वा मृधो विचर्षणिः। शुम्भन्ति विप्रं धीतिभिः॥ २ ॥**

પદાર્થ : विचर्षणिः-દ્રષ્ટા-સર્વદ્રષ્ટા पुनानः-ઉપાસકને પવિત્ર કરતાં શાંત સ્વરૂપ પરમાત્મા विश्वाः-मृधः-સમસ્ત પાપ ભાવનાઓને अभि-अक्रमीत्-દબાવી દે છે, નષ્ટ કરી દે છે. धीतिभिः-ધ્યાન ક્રિયાઓથી विप्रं शुम्भन्ति-વિશેષ કામનાપૂરક પરમાત્માને પૂજે છે. (૨)

*ભાવાર્થ : ઉપાસકને પવિત્ર કરતાં સર્વદ્રષ્ટા પરમાત્મા ઉપાસકની સમસ્ત પાપભાવનાઓને દૂર કરે છે, તે કામનાપૂરક પરમાત્માને ઉપાસક ધ્યાન ક્રિયાઓથી પૂજે છે. (૨)*

**૪૮૯. आविशन् कलशं सुतो विश्वा अर्षन्नभि श्रियः।इन्दुरिन्द्राय धीयते॥ ३ ॥**

પદાર્થ : सुतः-અભિનિષ્પન્ન થયેલ इन्दुः-આર્દ્ર-આનંદરસ ભરેલ શાન્ત સ્વરૂપ પરમાત્મા कलशम्--आविशन्-હૃદયકલશને ઉપાસકના હૃદયને પ્રાપ્ત થયેલ विश्वाः श्रियः-સમસ્ત સંપદાઓને इन्द्राय-ઉપાસક આત્માને માટે अभि-अर्षति-પ્રેરિત કરે છે धीयते-જ્યારે ઉપાસકના દ્વારા તેનું ધ્યાન કરવામાં આવે છે. (૩)

*ભાવાર્થ : ઉપાસના દ્વારા નિષ્પન્ન શાન્ત સ્વરૂપ પરમાત્મા હૃદયમાં જ્યારે ધ્યાયા જાય છે, ત્યારે તે સમસ્ત અધ્યાત્મ સંપદાઓને પ્રેરિત કરીને ઉપાસકને સાક્ષાત્ પ્રાપ્ત થાય છે. (૩)*

**૪૯૦. असर्जि रथ्यो यथा पवित्रे चम्वोः सुतः। कार्ष्मन् वाजी न्यक्रमीत्॥ ४॥**

પદાર્થ : यथा रथ्यः-જેમ રથમાં જોડવા યોગ્ય ઘોડા असर्जि-કેળવવામાં-શિક્ષિત કરવામાં આવે છે,

તેમ चम्वोः-જ્ઞાન અને કર્મમાં અથવા વૈરાગ્ય અને અભ્યાસમાં સિદ્ધ થયેલ પરમાત્મા कार्ष्मन् पवित्रे सुतः-આકર્ષણ સ્થાન હૃદયમાં સાક્ષાત્ તે वाजी-नि-अक्रमीत्-અમૃત અન્ન ભોગવાળો પરમાત્મા પ્રાપ્ત થાય છે. (૪)

*ભાવાર્થ : જેમ રથમાં જોડવા યોગ્ય ઘોડાને ઉપયુક્ત સાધનોથી તૈયાર કરવામાં આવે છે, તેમ અમૃત અન્ન ભોગવાળો પરમાત્મા જ્ઞાન અને કર્મ વા અભ્યાસ અને વૈરાગ્યમાં સિદ્ધ થઈને આકર્ષણ સ્થાનમાં સાક્ષાત્ પ્રાપ્ત થાય છે. (૪)*

**૪૯૧. प्र यद्गावो न भूर्णयस्त्वेषा अयासो अक्रमुः।**
**घ्नन्तः कृष्णामप त्वचम्॥ ५ ॥**

પદાર્થ : कृष्णां त्वचम्-પાપ વાસનાને अपघ्नन्तः-નષ્ટ કરતાં अयासः-સોમ પરમાત્માની આનંદધારાઓ यत् प्र-अक्रमुः-જ્યારે ઉપાસકને પ્રક્રાન્ત કરે છે-પ્રાપ્ત થાય છે भूर्णयः-त्वेषाः-गावः-न-ભરણ-પોષણ કરનારી દીપ્તિઓ-સૂર્યકિરણો જેમ અંધકારનો નાશ કરતાં આવે છે. (૫)

*ભાવાર્થ : પાપ વાસનાઓને નષ્ટ કરતી પરમાત્માની આનંદધારાઓ ઉપાસકને પ્રાપ્ત થાય છે. જેમ પુષ્ટિ કરનારા સૂર્ય-કિરણો અંધકારનો નાશ કરતાં આવે છે. (૫)*

**૪૯૨. अपघ्नन् पवसे मृधः क्रतुवित् सोम मत्सरः। नुदस्वादेवयुं जनम्॥ ६ ॥**

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું क्रतुवित्-પ્રજ્ઞા પ્રાપ્ત કરાવનાર, मत्सरः-હર્ષકર બનીને मृधः-પાપભાવનાઓને घ्नन्-નષ્ટ કરતાં पवसे-આનંદ ધારારૂપમાં પ્રાપ્ત થાય છે अदेवयुं-जनम्-દેવયુ-ઈષ્ટદેવ-પરમાત્માને ચાહનાર નથી, એવા નાસ્તિકને आनुदस्व-દૂર કર. (૬)

*ભાવાર્થ : શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું પ્રજ્ઞા = બુદ્ધિ પ્રાપ્ત કરાવનાર, આનંદ લાવનાર, પાપ ભાવનાઓને નષ્ટ કરતાં પ્રાપ્ત થાય છે અને નાસ્તિક જીવનથી અમને દૂર રાખે છે. (૬)*

**૪૯૩. अया पवस्व धारया यया सूर्यमरोचयः। हिन्वानो मानुषीरपः॥ ७ ॥**

પદાર્થ : हिन्वानः-સોમ-પરમાત્મન્ ! જગતને પ્રેરણા આપતા તું यथा धारया-જે શક્તિથી सूर्यम्-अरोचयः-સૂર્યને પ્રકાશિત કરે છે-ચમકાવે છે अया-એ-તે-ધારા-શક્તિથી मानुषीः-अपः-મનુષ્યોની અંદર રહેલ પ્રાણોને, ઈન્દ્રિયોને पवस्व-પ્રાપ્ત થા. (૭)

*ભાવાર્થ : જગતને પ્રેરણા આપતા પરમાત્મા જે પોતાની વ્યાપ્ત ધારા અર્થાત્ શક્તિથી સૂર્યને પ્રકાશિત કરે છે, તેથી મનુષ્ય-સંબંધી પ્રાણો, ઈન્દ્રિયો અને રસ, રક્તને પ્રગતિ આપવા માટે પ્રાપ્ત થા. (૭)*

**૪૯૪. स पवस्व य आविथेन्द्रं वृत्राय हन्तवे। वव्रिवांसं महीरपः॥ ८ ॥**

પદાર્થ : सः-पवस्व-હે સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું તારી શક્તિધારારૂપમાં પ્રાપ્ત થા. यः-

જે તું वृत्राय हन्तवे-પાપના હનન માટે इन्द्रम्-आविथ-જીવાત્માની રક્ષા કરે છે. महीः-अपः-वव्रिवांसम्-મહતી-અનેક મહત્ત્વપૂર્ણ વ્યાપન પ્રવૃત્તિઓને રોકનાર પાપ ભાવને મારવા માટે પ્રાપ્ત થા. (૮)

*ભાવાર્થ : સોમરૂપ પરમાત્મન્ ! તું તારી શક્તિધારા રૂપમાં પ્રાપ્ત થા, જેથી તું જીવાત્માની રક્ષા કરે છે. મહાન શ્રેષ્ઠ વ્યાપન પ્રવૃત્તિઓને રોકનાર પાપ ભાવનાના નાશ માટે પ્રાપ્ત થા. (૮)*

## ૪૯૫. अया वीती परि स्रव यस्त इन्दो मदेष्वा। अवाहन्नवतीर्नव॥ ९ ॥

પદાર્થ : इन्द्रो-હે આર્દ્ર આનંદરસ ધારાવાળા પરમાત્મન્ ! તું अया वीती-એ વ્યાપ્તિથી परिस्रव-સર્વત્ર સ્રવિત થા કે मदेषु-હર્ષોમાં यः-ते-જે તારો હર્ષ-આનંદ સમગ્ર રૂપમાં પ્રસિદ્ધ છે તે नवतीः-नव-ગતિ પ્રવૃત્તિઓ નવ-મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર અને પાંચ જ્ઞાનેન્દ્રિયોમાં થનારી છે, તેને अवाहन्-નિરુદ્ધ કરી દે છે-ઉપાસકને મુમુક્ષુ બનાવી દે છે. એવો તું પ્રાપ્ત થા. (૯)

*ભાવાર્થ : આનંદરસ ભરેલ પરમાત્મન્ ! તું એ વ્યાપ્તિથી એમ સર્વત્રથી પ્રાપ્ત થા. સમસ્ત હર્ષો-આનંદોથી તારો હર્ષ-આનંદ પ્રસિદ્ધ છે, તે ઉપાસકની નેત્ર આદિ પાંચ જ્ઞાનેન્દ્રિયો અને મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર એ ચાર અન્તઃકરણની નવ ગતિ પ્રવૃત્તિઓને દબાવી દે-નિરુદ્ધ કરી દે-ઉપાસક યોગીથી અલગ કરીને જીવનમુક્ત બનાવી દે. (૯)*

## ૪૯૬. परि द्युक्षं सनद्रयिं भरद्वाजं नो अन्धसा। स्वानो अर्ष पवित्र आ॥ १० ॥

પદાર્થ : अन्धसा-હે સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું આધ્યાનથી-સમગ્ર ધ્યાનોપાસના દ્વારા स्वानः-નિષ્પન્ન કરેલ नः-અમારે માટે द्युक्षं रयिम्-દિવ્-દ્યુલોક-મોક્ષધામ અમૃત સ્વરૂપ ધનને परि સર્વતો ભાવથી सनत्-આપતા वाजम्-બળ-આત્મબળને भरत्-સર્વભાવથી ભરીને पवित्रे-પ્રાણાપાન સ્થાન હૃદયમાં आ-अर्ष-સમગ્રરૂપથી પ્રાપ્ત થા. (૧૦)

*ભાવાર્થ : હે મારા શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું પૂરી ધ્યાનોપાસના દ્વારા સાક્ષાત્ થઈને અમારા માટે મોક્ષધામ રૂપ અમૃત ધનને સર્વભાવથી આપીને તથા તેના ઉપભોગ માટે આત્મબળને પૂર્ણ રૂપથી ભરીને પ્રાણ, અપાનનાં સ્થાન હૃદયમાં સમગ્રરૂપથી પ્રાપ્ત થા. (૧૦)*

### ખંડ-૪

## ૪૯૭. अचिक्रदद् वृषा हरिर्महान् मित्रो न दर्शतः। सं सूर्येण दिद्युते॥ १ ॥

પદાર્થ : महान् वृषा हरिः-મહાન કામનાવર્ષક તથા દુઃખાપહરણકર્તા સુખાહરણકર્તા સોમ શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! मित्रः-न दर्शतः-મિત્રની સમાન દર્શનીય अचिक्रदत्-બોલાવે છે-સંભાષણ કરે છે सूर्येण सन्दिद्युते-સૂર્યની સમાન સમ્યક્ પ્રકાશિત થાય છે. (૧)

*ભાવાર્થ : મહાન કામનાપૂરક, દુઃખાપહરણકર્તા, સુખાહરણકર્તા, શાન્ત સ્વરૂપ, મિત્રની સમાન, દર્શનીય પરમાત્માને આમંત્રિત કરું છું, જે સૂર્યસમાન પ્રકાશમાન છે. (૧)*

## ४९८. आ ते दक्षं मयोभुवं वह्निमद्या वृणीमहे। पान्तमा पुरुस्पृहम्॥ २॥

પદાર્થ : ते-હે સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તારા मयोभुवम्-સુખને ભાવિત કરનાર, वह्निम् જીવનવાહક, पुरुस्पृहम्-અત્યંત ચાહવા યોગ્ય, आ-અને पान्तम्-રક્ષા કરનાર, दक्षम्-બળને अद्य-આ જીવનમાં आवृणीमहे-સ્વીકાર કરીએ છીએ-સમગ્ર રૂપથી વરીએ છીએ-અપનાવીએ છીએ. (૨)

*ભાવાર્થ : પરમાત્મન્ ! તાર સુખોદ્‌ભાવક, જીવનવાહક, અત્યંત કમનીય અને રક્ષકબળને આ જીવનમાં સમગ્ર રૂપથી ભરીએ છીએ. (૨)*

## ४९९. अध्वर्यो अद्रिभिः सुतं सोमं पवित्र आ नय। पुनाहीन्द्राय पातवे॥ ३॥

પદાર્થ : अध्वर्यो-હે અધ્યાત્મ યજ્ઞના યાજક ! તું अद्रिभिः-सुतं सोमम्-શ્લોકકર્તા-સ્તુતિ કરનાર દ્વારા નિષ્પાદિત-ભાવિત શાન્ત પરમાત્માને पवित्रे-પ્રાણાપાન સ્થાન હૃદયમાં आनय-લઈ આવ-બેસાડ इन्द्राय-पातवे-ત્યાં આત્માને પાન કરાવવા માટે બિરાજમાન થા पुनाहि-તું પોતાની અંદર પ્રવાહિત કર. (૩)

*ભાવાર્થ : હે અધ્યાત્મ યજ્ઞના યાજક, પ્રેરક મહાનુભાવ, તું સ્તુતિકર્તા વિદ્વાનો દ્વારા નિષ્પાદિત-ભાવિત શાન્ત પરમાત્માને હૃદયમાં બેસાડ, ત્યાં ઉપાસક આત્માને પાન કરાવવા માટે પ્રવાહિત કર. (૩)*

## ५००. तरत् स मन्दी धावति धारा सुतस्यान्धसः। तरत् स मन्दी धावति॥ ४॥

પદાર્થ : धारा सुतस्य-સ્તુતિવાણી દ્વારા સ્તુત કરેલ अन्धसः-આધ્યાનીય સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માની सः-मन्दी-તે સ્તુતિકર્તા तरत्-પાપથી તરે છે. धावति-ઊર્ધ્વગતિ તરફ જાય છે-પ્રાપ્ત થાય છે. तरत् सः-मन्दी धावति-નિશ્ચિત તે સ્તુતિકર્તા ઊંચી શ્રેષ્ઠ ગતિને પ્રાપ્ત થાય છે. (૪)

*ભાવાર્થ : સમગ્ર રૂપથી ધ્યાન કરવા યોગ્ય સોમરૂપ શાન્ત પરમાત્માની સ્તુતિ તે સ્તુતિકર્તા પાપને તરીને ઊર્ધ્વગતિને પ્રાપ્ત થાય છે, નિશ્ચિત તરી જાય છે, ઊંચી-શ્રેષ્ઠ ગતિને પ્રાપ્ત થાય છે. (૪)*

## ५०१. आ पवस्व सहस्त्रिणं रयिं सोम सुवीर्य्यम्। अस्मे श्रवांसि धारय॥ ५॥

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું सहस्त्रिणं सुवीर्यं रयिम्-પરમ પુરુષાર્થ વા પરમ સ્થાન વા પરમપદ જેના આશ્રયમાં છે એવા શ્રેષ્ઠ આત્મબળવાળા મોક્ષધનને आपवस्व-સમગ્ર રૂપથી પ્રસારિત કર-પ્રદાન કર अस्मे-અમારામાં श्रवांसि धारय-આ લોકની સિદ્ધિને માટે સર્વ શ્રવણીય યશસ્વી-યશસ્કર ભોગ અને સાધન ધારણ કરાવ. (૫)

*ભાવાર્થ : શાન્તસ્વરૂપ પરમાત્મન્ ! તારા શરણમાં આવતાં, તારા ઉપાસક બની જતાં, તું પરમપદ વાળું શ્રેષ્ઠબળ અને આત્મબળવાળું મોક્ષરૂપ અમૃતધન પ્રદાન કરે છે; અને સંસારમાં પણ યશ આપનાર ભોગ અને સાધન પ્રદાન કરે છે. (૫)*

## ५०२. अनु प्रत्नास आयवः पदं नवीयो अक्रमुः। रुचे जनन्त सूर्यम्॥ ६॥

પદાર્થ : प्रत्नासः-आयवः-દેવ-જીવનમુક્ત જન रुचे-અમૃતત્વને માટે सूर्यं जनन्त-સરણશીલ આનંદધારામાં પ્રવહણશીલ સોમ પરમાત્માનો જ્યારે પોતાની અંદર સાક્ષાત્ કરે છે, ત્યારે नवीयः पदम्-અત્યંત સ્તુત્ય પદ મોક્ષને अनु-अक्रमुः-અનુગત થાય છે-પ્રાપ્ત થાય છે. (૬)

*ભાવાર્થ : દેવજન-જીવનમુક્ત શ્રેણીના મહાનુભાવ અમૃતત્વની પ્રાપ્તિને માટે આનંદધારામાં પ્રાપ્ત થનાર સોમ-શાન્ત પરમાત્માનો સાક્ષાત્ કરતાં જ અત્યંત સ્તુત્ય મોક્ષપદને પ્રાપ્ત કરે છે. (૬)*

## ५०३. अर्षा सोम द्युमत्तमोऽभि द्रोणानि रोरुवत्। सीदन् योनौ वनेष्वा॥ ७॥

પદાર્થ : सोम-હે આનંદધારામાં પ્રાપ્ત થનાર શાન્ત સ્વરૂપ પરમાત્મન્! તું द्युमत्तमः-અત્યંત દ્યૌતમાન-દીપ્તિમાન થઈને वनेषु रोरुवत्-વનનીય સંભજનીય વિષયોને માટે ઉત્તમ ઉપદેશ કરવા માટે द्रोणानि-अभि-अर्ष-દ્રોણકલશો-મૂર્ધાના અવકાશોને પ્રાપ્ત થા योनौ-आसीदन्-હૃદયઘરમાં બિરાજમાન થા. (૭)

*ભાવાર્થ : હે આનંદધારામાં આવનાર શાન્ત પ્રિય પરમાત્મન્! તું અત્યંત પ્રકાશમાન થઈને, વનનીય મધુર વાતોને માટે, ઉત્તમ ઉપદેશ આપવા માટે, મસ્તિષ્કના અવકાશમાં પ્રાપ્ત થા; અને હૃદયઘરમાં સ્થિરરૂપથી બિરાજમાન થા. (૭)*

## ५०४. वृषा सोम द्युमाँ असि वृषा देव वृषव्रतः। वृषा धर्माणि दध्रिषे॥ ८॥

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું वृषा द्युमान्-કામનાવર્ષક, વીર્યવાન, સામર્થ્યવાન असि-છે. देव-હે દિવ્યગુણ પરમાત્મન્ ! તું वृषा वृषव्रतः-સુખવર્ષક, ધર્મવ્રત-ધર્મ્યકર્મ-યથાર્થ કર્મવાળો છે. वृषा धर्माणि दध्रिषे-સ્વયં ધર્મસ્વરૂપ હોવાથી ધર્મો-નિયમોને ધારણ કરે છે. (૮)

*ભાવાર્થ : હે શાન્તસ્વરૂપ પરમાત્મન્ ! તું કામનાવર્ષક, સામર્થ્યવાન છે. હે દિવ્યગુણયુક્ત પરમાત્મન્! તું સુખવર્ષક, ધર્મવ્રત-ધર્મકર્મવાળો સ્વયં ધર્મરૂપ હોવાથી ધર્મો-નિયમોને ધારણ કરે છે અને તેને ચલાવે છે. (૮)*

## ५०५. इषे पवस्व धारया मृज्यमानो मनीषिभिः। इन्दो रुचाभि गा इहि॥ ९॥

પદાર્થ : इन्दो-હે આર્દ્ર ભાવવાળા રસવાન સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મન્! मनीषिभिः-સ્તુતિ કરનારા મેધાવીજનો દ્વારા मृज्यमानः-પ્રાપ્ત થવામાં યોગ્ય બનીને इषे धारया पवस्व-ઈષ્ટ-પરમસુખ પ્રાપ્તિને માટે ધ્યાન દ્વારા પ્રાપ્ત થા रुचा-અમૃતથી गाः-अभिः-સ્તુતિઓ વાણીઓને લક્ષ્ય કરીને તેની સાથે इहि-પ્રાપ્ત થા. (૯)

*ભાવાર્થ : હે આર્દ્ર રસયુક્ત શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું સ્તુતિ કરનારા ઉપાસકો દ્વારા પ્રાપ્ત થવા યોગ્ય અમને ઈષ્ટ સુખની પ્રાપ્તિ માટે ધ્યાન-ધારણાથી પ્રાપ્ત થા; અને અમૃત ધર્મથી સ્તુતિઓને અનુરૂપ પ્રાપ્ત થા. (૯)*

## ૫૦૬. मन्द्रया सोम धारया वृषा पवस्व देवयुः। अव्या वारेभिरस्मयुः॥ १०॥

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું वृषा-સુખવર્ષક देवयुः-પૂર્વવર્તી જીવનમુક્તોને ચાહનાર अस्मयुः-વર્તમાન સમયના સર્વ ઉપાસકોને ચાહનાર मन्द्रया धारया पवस्व-આનંદકર ધારાથી પ્રાપ્ત થા वारेभिः-अव्याः-પાપવાસનાનું વારણ કરનાર ગુણ-ધર્મ-કર્મો દ્વારા અમારી રક્ષા કર. (૧૦)

*ભાવાર્થ : સુખવર્ષક સોમરૂપ શાન્ત પરમાત્મા, પૂર્વકાળના જીવનમુક્તોને ચાહનાર તથા નૂતન-વર્તમાન અમને ઉપાસકોને ચાહનાર બનીને આનંદપ્રદ ધારાથી પ્રાપ્ત થા; અને પાપવાસના નિવારક ગુણ, ધર્મ, કર્મો દ્વારા અમારી રક્ષા કર. (૧૦)*

## ૫૦૭. अया सोम सुकृत्यया महान्त्सन्नभ्यवर्धथाः। मन्दान इद् वृषायसे॥ ११॥

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું महान् सन्-મહાન હોવા છતાં अया सुकृत्यया-એ ઉપાસનાથી अभ्यवर्धथाः-અમારી વૃદ્ધિ કર मन्दानः-સ્તૂયમાન-અર્ચ્યમાન બનીને इत्-જ वृषायसे-સુખ-વર્ષક મેઘની સમાન બની જાય છે. (૧૧)

*ભાવાર્થ : હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્-શું કહું, તું મહાન હોવા છતાં અમારી એ સ્તુતિ, ઉપાસનાથી અમારી વૃદ્ધિ-ઉન્નતિ કરે છે, અમારા દ્વારા સ્તુતિ કરતાં જ સુખવર્ષક બની જાય છે, આપની આર્દ્રતા અને ઉદારતાને ધન્ય છે. (૧૧)*

## ૫૦૮. अयं विचर्षणिर्हितः पवमानः स चेतति। हिन्वान आप्यं बृहत्॥ १२॥

પદાર્થ : अयं विचर्षणिः पवमानः-એ દૃષ્ટા-સર્વદૃષ્ટા આનંદધારામાં પ્રાપ્ત થનાર સોમરૂપ શાન્ત પરમાત્મા हितः-અન્તર્હિત બનીને आप्यं बृहत्-પ્રાપ્ત કરવા યોગ્ય અધ્યાત્મબળને हिन्वानः-પ્રેરિત કરીને सः-તે चेतति-ચેતાવે છે. (૧૨)

*ભાવાર્થ : એ સર્વ દૃષ્ટા આનંદધારામાં પ્રાપ્ત થનાર શાન્ત સ્વરૂપ પરમાત્મા સર્વની અંદર વિદ્યમાન રહીને, પ્રાપ્ત કરવા યોગ્ય અધ્યાત્મબળથી પ્રેરિત કરીને ચેતવે છે-સાવધાન કરે છે. (૧૨)*

## ૫૦૯. प्र न इन्दो महे तु न ऊर्मिं न बिभ्रदर्षसि। अभि देवाँ अयास्यः॥ १३॥

પદાર્થ : इन्दो-હે આર્દ્ર રસવાન સોમ શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું नः-અમારી महे-મહાન, तुने-સમૃદ્ધિને માટે उर्मिं न-તરંગ સમાન આનંદધારાને बिभ्रत्-ધારણ કરતાં देवान्-अभि-જીવનમુક્તોની તરફ अयास्यः-આયાસ ન રાખતા-સ્વભાવતઃ-प्र-अर्षसि-પ્રાપ્ત થાય છે. (૧૩)

*ભાવાર્થ : આર્દ્ર-રસવાન શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તારી શું વાત કરવી ? તું તો અમારા મહાન વૈભવને માટે પોતાની આનંદધારાને તરંગ સમાન ધારણ કરતાં દેવો-જીવનમુક્તોની તરફ અનાયાસ*

*લઈ જઈ રહ્યો છે, પહોંચાડી રહ્યો છે-જીવન મુક્ત બનાવી રહ્યો છે, એ તારી મહાન કૃપા છે. (૧૩)*

**૫૧૦. अपघ्नन् पवते मृधोऽ प सोमो अराव्णः। गच्छन्निन्द्रस्य निष्कृतम्॥ १४॥**

પદાર્થ : सोमः-શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! मृधः-अपघ्नन्-પાપ ભાવનાઓને મારતાં અસત્ ભાવનાઓને નષ્ટ કરતાં अराव्णः-अपघ्नन्-અસદ્ ભાવનાઓને નાશ કરતો इन्द्रस्य निष्कृतं गच्छन्-જીવાત્મા-ઉપાસક આત્માને સંસ્કૃત શુદ્ધ સ્વરૂપને પ્રાપ્ત કરાવતાં पवते-આનંદધારામાં આવે છે. (૧૪)

*ભાવાર્થ : શાન્ત સ્વરૂપ પરમાત્મા પાપ ભાવનાઓને મારતાં તથા અસદ્ વિચારોનો નાશ કરતાં, ઉપાસક આત્માનો શુદ્ધ સ્વરૂપને પ્રાપ્ત કરાવીને આનંદધારામાં આવે છે. (૧૪)*

## ખંડ-૫

**૫૧૧. पुनानः सोम धारयापो वसानो अर्षसि।**
**आ रत्नधा योनिमृतस्य सीदस्युत्सो देवो हिरण्ययः॥ १॥**

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું पुनानः-મને શુદ્ધ કરતાં-પવિત્ર કરીને, धारया-ધ્યાન ધારણાથી अपः-वसानः-મારા પ્રાણોને આચ્છાદિત-આવૃત કરીને-રક્ષિત કરીને अर्षसि-પ્રાપ્ત થાય છે. रत्नधा-રમણીય ભોગોને ધારણ કરનાર ऋतस्य योनिम्-आसीदसि-અધ્યાત્મયજ્ઞમાં આવીને બિરાજે છે. हिरण्ययः-उत्सः-देवः-તુંજ સોનેરી અમૃતના ફૂવારૂપી, દેવ અમૃતધામ મોક્ષધામ છે. (૧)

*ભાવાર્થ : હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું મને-ઉપાસકને પવિત્ર કરીને, મારા પ્રાણોને ધ્યાન, ધારણા દ્વારા સુરક્ષિત કરીને પ્રાપ્ત થાય છે. તું રમણીય ભોગો-પદાર્થોને ધારણ કરનાર મારા અધ્યાત્મયજ્ઞમાં બિરાજમાન થાય છે. તું જ મોક્ષધામ અને સોનેરી અમૃતકૂપ-કૂવો છે. (૧)*

**૫૧૨. परीतो षिञ्चता सुतं सोमो य उत्तमं हविः।**
**दधन्वाँ यो नर्यो अप्स्वा३न्तरा सुषाव सोममद्रिभिः॥ २॥**

પદાર્થ : यः सोमः-उत्तमं हविः-જે શાન્તસ્વરૂપ પરમાત્મા અધ્યાત્મયજ્ઞના ઉત્કૃષ્ટ હવિ છે. અથવા ઉપાસકના આત્માનો આત્મા છે અથવા પ્રાણ સમાન આધાર છે सुतम्-હૃદયમાં તેને નિષ્પન્ન સાક્ષાત્ કર્યા કરીએ इतः-હૃદયથી परिषिञ्चत-જીવનમાં સર્વત્ર સિંચો-આત્મસાત્ કરો अद्रिभिः-આદરણીય યોગાભ્યાસના દ્વારા अप्सु-अन्तरा-પ્રાણોની અંદર सोमं सुषाव-શાન્ત સ્વરૂપ પરમાત્માને નિષ્પન્ન કરું છું, સાક્ષાત્ કરું છું दधन्वान्-તેને પરમાત્મા પોતાની અંદર ધારણ કરે છે यः-नर्यः-જે નરઃ-શ્રેષ્ઠ મનુષ્યનો હિતકર છે. (૨)

*ભાવાર્થ : જે શાન્ત સ્વરૂપ પરમાત્મા અધ્યાત્મયજ્ઞનો ઉત્કૃષ્ટ હવિ છે અથવા ઉપાસકના આત્માનો*

*આત્મા છે અથવા પ્રાણ છે, તેનો હૃદયમાં સાક્ષાત્ કરીને, હૃદયથી જીવનમાં સર્વત્ર આત્મસાત્ કરો; આદરણીય સત્કારથી સેવનીય યોગાભ્યાસના દ્વારા પ્રાણોની અંદર શાન્ત સ્વરૂપ પરમાત્માનો જે સાક્ષાત્ કરે છે, તેને પરમાત્મા પોતાની અંદર ધારણ કરે છે. જે શ્રેષ્ઠ મનુષ્યનો હિતકર છે. (૨)*

## ૫૧૩. आ सोम स्वानो अद्रिभिस्तिरो वाराण्यव्यया।
## जनो न पुरि चम्वोर्विशद्धरिः सदो वनेषु दध्रिषे॥ ३॥

પદાર્થ : अद्रिभिः-આદરણીય-સત્કારણીય-સત્કાર સેવિત યોગાભ્યાસો દ્વારા अव्यया वारणि तिरः-અનિવાર્ય દોષ નિવારણ સાધનો-યમ અને નિયમનું મધ્યમાં સેવન કરીને सोमः-શાન્ત સ્વરૂપ પરમાત્મા स्वानः-નિષ્પન્ન-સાક્ષાત્ કરણીય છે, જે हरिः-દુઃખહર્તા, સુખદાતા, चम्वोः-દ્યાવાપૃથિવીમય જગત-દ્યુલોકથી પૃથિવી લોક સુધીના જગતમાં आविशत्-સમગ્ર રૂપથી પ્રવિષ્ટ-વ્યાપક છે जनः-न पुरि-જેમ જેમ જન્મ પામેલ પ્રાણી દેહપુરીમાં આવિષ્ટ થાય છે. તે તું वनेषु सदः-दध्रिषे-વનનીય મર્મસ્થાનમાં વિષેશતઃ હૃદયગૃહને ધારણ કરે છે. (૩)

*ભાવાર્થ : આદર સત્કાર, તપ, બ્રહ્મચર્ય, વિદ્યા, શ્રદ્ધાથી કરેલ યોગાભ્યાસોના દ્વારા [યોગ. ૧ : ૪ વ્યાસ] અને અનિવાર્ય દોષનિવારક અહિંસા આદિ વ્રતોનું પાલન કરીને, શાન્ત સ્વરૂપ પરમાત્મા નિષ્પન્ન-સાક્ષાત્ કરેલ જે દુઃખહર્તા અને સુખદાતા દ્યાવાપૃથિવીમય-દ્યુલોકથી પૃથિવી લોક સુધી સમસ્ત જગતમાં એવી રીતે આવિષ્ટ થઈ રહેલ છે, જેમ જન્મનાર પ્રાણી-જીવાત્મા શરીરપુરીમાં આવિષ્ટ થાય છે. તે વનનીય મર્મસ્થાનો-હૃદય આદિને પોતાનું ગૃહ બનાવી રહેલ છે. (૩)*

## ૫૧૪. प्र सोम देववीतये सिन्धुर्न पिप्ये अर्णसा।
## अंशोः पयसा मदिरो न जागृविरच्छा कोशं मधुश्चुतम्॥ ४॥

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું देववीतये-મુમુક્ષુજનોની તૃપ્તિને માટે આનંદથી પૂર્ણ છે सिन्धुः-न-अर्णसा प्रपिप्ये-જેમ સમુદ્ર જળથી પૂર્ણ હોય છે अंशोः पयसा-તુજ સોમ-શાન્ત રસવાન પરમાત્માના આનંદરસથી मदिरः-न जागृविः-ઉપાસક આનંદવાન તથા સચેત સાવધાન વિકાસવાન બની જાય છે मधुश्चुतंकोशम्-તું મધ ટપકાવનાર હૃદયકોશને અભિપ્રાપ્ત થઈ જાય છે. (૪)

*ભાવાર્થ : હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! વાહ રે, તું મુમુક્ષુજનોની તૃપ્તિને માટે આનંદ પ્રપૂર્ણ છે, જેમ નદ-મહાજળાશય જળથી ભરેલ પ્રપૂર્ણ હોય છે; તથા તું તેના મધ ટપકાવનાર હૃદયકોશને પ્રાપ્ત થઈ જાય છે. (૪)*

## ૫૧૫. सोम उ ष्वाणः सोतृभिरधि ष्णुभिरवीनाम्।

अश्वयेव हरिता याति धारया मन्द्रया याति धारया॥ ५ ॥

પદાર્થ : उ-હાં, सोमः-શાન્ત સ્વરૂપ પરમાત્મા सोतृभिः-અધ્યાત્મયજ્ઞ કરનારાઓથી अवीनां स्नुभिः-ચિત્તનું રક્ષણ કરનારી યોગસ્થલીઓમાં પ્રવાહો દ્વારા स्वानः-સંપાદિત કરેલ-સાક્ષાત્ કરેલ अश्वया इव हरिता-ઘોડાની ગતિ સમાન ગતિથી દુઃખહર્તા સુખદાતા વાળી, धारया-ધ્યાન, ધારણા દ્વારા अधियाति-અધિગત થાય છે-આત્મામાં ભાવિત થઈને मन्द्रया-धारया याति-સ્તુતિરૂપ ધ્યાન, ધારણાથી પ્રાપ્ત થાય છે. (૫)

*ભાવાર્થ : હાં, પરમાત્મા આધ્યાત્મિક સવન યજ્ઞ કરનારાઓથી રક્ષણ કરનારી યોગસ્થલીઓના પ્રવાહો દ્વારા સાક્ષાત્ થઈને, ઘોડા સમાન ગતિથી દુઃખહર્તા, સુખદાતા કરનારી સ્તુતિ, ધારણા, ધ્યાનથી અધિગત આત્મામાં ભાવિત થાય છે-પ્રાપ્ત થાય છે. (૫)*

૫૧૬. तवाहं सोम रारण सख्य इन्दो दिवेदिवे।
पुरूणि बभ्रो नि चरन्ति मामव परिधीँ रति ताँ इहि॥ ६ ॥

પદાર્થ : इन्दो सोम-હે આર્દ્ર-રસવાન શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! अहम्-હું तव सख्ये-તારી મિત્રતામાં दिवे दिवे रारण-પ્રતિદિન રમણ કરું છું बभ्रो-હે શુભ્ર-નિર્મળ સોમ પરમાત્મદેવ ! माम्-अव-મને અવમાનિત કરીને-મને દબાવનાર पुरूणि निचरन्ति-અનેક વિઘ્નકારી કામ, ક્રોધ આદિ દુષ્ટ આચરણ ગુપ્ત રહેલા છે. तान् परि धीन्-अति-इहि-તેને પરિધિમુક્ત ન થવા દેનાર, બંધનમાં રાખનાર ઘેરાવને અતિક્રાન્ત કરાવ-પાર કરાવ અથવા નષ્ટ કર. (૬)

*ભાવાર્થ : હે રસવાન શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તારી મિત્રતામાં પ્રતિદિન રમણ કરતો રહું, હે શુભ્ર-નિર્મળ-દોષરહિત પરમાત્મન્ ! મારું અવમાન કરનારા, મને દબાવનારા અનેક વિઘ્નરૂપ કામ, ક્રોધ આદિ દુર્વૃત છૂપાયેલા પડ્યા છે, તેના ઘરોને મુક્ત ન થવા દેનારા બંધનરૂપોને દૂર કરી દે અથવા નષ્ટ કરી દે. (૬)*

૫૧૭. मृज्यमानः सुहस्त्या समुद्रे वाचमिन्वसि ।
रयिं पिशङ्गं बहुलं पुरुस्पृहं पवमानाभ्यर्षसि ॥ ७ ॥

પદાર્થ : सुहस्त्य-સુ-સુંદર हस्त्य-હસ્તકર્મ કરવામાં-સંસાર-રચનાકર્મ કરવામાં જે કુશળ છે એવા पवमान-આનંદધારામાં આવતા પરમાત્મન્ ! તું समुद्रे-હૃદયાકાશમાં मृज्यमानः-પ્રાપ્ત થઈને वाचम्-इन्वसि-અમારી સ્તુતિ પ્રાર્થનાને વ્યાપ્ત કરે છે-સ્વીકાર કરે છે पिशङ्गं पुरूस्पृहं बहुलं रयिम्-સુવર્ણમયી અત્યંત સુંદર બહુજ આનંદ ઐશ્વર્યને अभ्यर्षसि-સર્વત્રથી પ્રાપ્ત કરે છે. (૭)

*ભાવાર્થ : હે જગત રચનારૂપ શિલ્પ કુશળ તથા આનંદધારામાં આવનાર પરમાત્મન્ ! તું હૃદયમાં પ્રાપ્ત થઈને અમારી સ્તુતિ-પ્રાર્થનાનો સ્વીકાર કરે છે, સ્વીકાર કરવાના ઉપલક્ષ્યમાં અમને દિવ્ય, અત્યંત*

*શ્રેષ્ઠ-સુંદર, બહુજ આનંદૈશ્વર્યને સારી રીતે પ્રાપ્ત કરાવે છે. (૭)*

**૫૧૮. अभि सोमास आयवः पवन्ते मद्यं मदम् ।**
**समुद्रस्याधि विष्टपे मनीषिणो मत्सरासो मदच्युतः॥८॥**

પદાર્થ : आयवः-પ્રાપ્ત થવાવાળા मनीषिणः-અન્તર્યામી मत्सरासः-આનંદરૂપ मदच्युतः-આનંદ ટપકાવનાર-આનંદ વર્ષાવનાર सोमासः-શાન્ત સ્વરૂપ પરમાત્મા समुद्रस्य अधिविष्टपे-પ્રાણોને તથા રક્તને શરીરમાં ફેંકનાર હૃદયની વિષ્ટરૂપ-ગુણ બ્રહ્મસ્થાનમાં मद्यं मदम्-હર્ષકર-આનંદકર पवन्ते-પ્રવાહિત કરે છે. (૮)

*ભાવાર્થ : પ્રાપ્ત થનાર, અન્તર્યામી, આનંદ વર્ષક, શાન્ત સ્વરૂપ પરમાત્મા હૃદયની ગુહા રૂપ-ગુફા સ્થાનમાં હર્ષને માટે આનંદને પ્રવાહિત કરે છે. (૮)*

**૫૧૯. पुनानः सोम जागृविरव्या वारैः परि प्रियः ।**
**त्वं विप्रो अभवोऽङ्गिरस्तम मध्वा यज्ञं मिमिक्ष णः॥९॥**

પદાર્થ : अङ्गिरस्तम् सोम-હે પ્રાણતમ-અત્યંત પ્રાણ સ્વરૂપ શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! त्वम्-તું पुनानः-અમને પવિત્ર કરનાર प्रिय-સ્નેહી वारैः-રક્ષણ કર્મોથી परि-अव्याः-અમારી સર્વત્રથી રક્ષા કર; તથા विप्रः-अभवः-વિશેષ કામના પૂરક બન नः-અમારા यज्ञम्-અધ્યાત્મયજ્ઞને मध्वा-मिमिक्ष-પોતાના મધુરરસથી સિંચવાની ઈચ્છા કર-સિંચ.

*ભાવાર્થ : અતિ પ્રાણરૂપ, શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું અમને પવિત્ર કરનાર સ્નેહી રક્ષણ કર્મોથી સર્વત્રથી અમારી રક્ષા કર; તથા વિશેષ મધુરરસથી સિંચવાની ઈચ્છા કર-સિંચ. (૯)*

**૫૨૦. इन्द्राय पवते मदः सोमो मरुत्वते सुतः ।**
**सहस्त्रधारो अत्यव्यमर्षति तमी मृजन्त्यायवः ॥१०॥**

પદાર્થ : सुतः-मदः-सहस्त्रधारः-सोमः-હૃદયમાં નિષ્પન્ન-સાક્ષાત્ કૃત અસંખ્ય ધારાવાળા-અનેક સ્તુતિવાણીવાળા હર્ષકર શાન્ત સ્વરૂપ પરમાત્મા मरुत्वते-इन्द्राय-પ્રાણશક્તિ સંપન્ન ઉપાસક આત્માને માટે पवते-ગતિ કરે છે अव्यम्-अत्यर्षति-રક્ષણીય યોગભૂમિને પ્રાપ્ત થાય છે ईम्-હાં तम्-તેને आयवः-मृजन्ति-ફરી મનુષ્યો પ્રાપ્ત કરે છે.

*ભાવાર્થ : નિષ્પન્ન-હૃદયમાં સાક્ષાત્ કરેલ, અનેક સ્તુતિવાળા શાન્ત સ્વરૂપ પરમાત્મા પ્રાણવાન-પ્રાણશક્તિમાન ઉપાસકને માટે ગતિ કરે છે-વહે છે, રક્ષણીય યોગ ભૂમિને પ્રાપ્ત થાય છે. હાં, ફરી તેને મનુષ્યો પ્રાપ્ત કરે છે. (૧૦)*

५२१. पवस्व वाजसातमोऽभि विश्वानि वार्या ।
त्वं समुद्रः प्रथमे विधर्मं देवेभ्यः सोम मत्सरः ॥ ११ ॥

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! त्वंसमुद्रः-તું આનંદ સાગર છે-પ્રેરક છે તથા देवेभ्यः-મુમુક્ષુઓને માટે प्रथमे विर्धमन्-પ્રથમ ધર્મની વિધૃતિમાં દેવધર્મની વિશેષ પ્રાપ્તિને માટે मत्सरः-હર્ષકર; તથા वाजसातमः-અમૃત અન્નભોગ-મોક્ષમાં પ્રાપણીય આનંદનો અત્યંત દાતા, विश्वानि वार्या-સમસ્ત વારણ-દૂર કરવા યોગ્યોને अभि-અભિભવ-અભિભૂત કર. (૧૧)

*ભાવાર્થ : હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું આનંદનો પ્રેરક છે, મુમુક્ષુઓને માટે મુખ્ય ધર્મ દેવ ધર્મની વિશેષ ધૃતિમાં આનંદપ્રદ અને અમૃત ભોગનો અત્યંત દાતા છે. સમસ્ત દૂર કરવા યોગ્યને અભિભૂત કરનાર-દબાવનાર અને આનંદનો સાગર છે. (૧૧)*

५२२. पवमाना असृक्षत पवित्रमति धारया ।
मरुत्वन्तो मत्सरा इन्द्रिया हया मेधामभि प्रयांसि च ॥ १२ ॥

પદાર્થ : मरुत्वन्तः-મુમુક્ષુજનવાળો-મુમુક્ષુજનોને અધિક પ્રિય मत्सराः-હર્ષપ્રદ पवमानाः-આનંદ રૂપમાં પ્રાપ્ત થતાં પરમાત્મા धारया-ધ્યાન-ધારણા દ્વારા पवित्रम्-પવિત્ર પ્રાણધાર હૃદયને अति-असृक्षत-અત્યંત સૃષ્ટ કરે છે, પુનઃ हयाः-इन्द्रियाः-ઈન્દ્ર આત્માના યુક્ત આત્મા દ્વારા સેવન કરવા યોગ્ય હય-ઘોડાઓ છે તેને તથા मेधाम्-શ્રેષ્ઠ બુદ્ધિને प्रयांसि-વિવિધ અન્નો-દિવ્ય ભોગોને અભિસૃષ્ટ કરતાં સુખદ બનાવે છે. (૧૨)

*ભાવાર્થ : મુમુક્ષુજનોનો અધિક પ્રિય, હર્ષકર, આનંદરૂપમાં પ્રાપ્ત થતાં પરમાત્મા ધ્યાન, ધારણા દ્વારા પ્રાણધાર પવિત્ર હૃદયને અત્યંત સૃષ્ટ-ઉત્પન્ન કરે છે. પુનઃ ઈન્દ્ર આત્માથી યુક્ત આત્મા દ્વારા સેવન કરવા યોગ્ય હય-ઘોડાઓ છે, તેને તથા મેધા-શ્રેષ્ઠ બુદ્ધિ અને વિશેષ અન્નો-દિવ્ય ભોગોને જ્યાં સુધી સંસારમાં છે, ત્યાં સુધી સર્વત્રથી ઉત્પન્ન કરીને સુખદ બનાવે છે. (૧૨)*

## ખંડ-૬

५२३. प्र तु द्रव परि कोशं नि षीद नृभिः पुनानो अभि वाजमर्ष।
अश्वं न त्वा वाजिनं मर्जयन्तोऽच्छा बर्ही रशनाभिर्नयन्ति ॥ १ ॥

પદાર્થ : तु-હે સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! અવશ્ય अव्ययार्थ-निबन्धम्-प्रद्रव-મારી તરફ આનંદધારામાં પ્રદ્રવિત થા-વહીને આવ कोशं परिनिषीद-મારા અન્તઃકોષ્ઠ રૂપ હૃદયમાં પરિપૂર્ણ થઈને બિરાજમાન થઈજા-બેસીજા नृभिः-पुनानः-મુમુક્ષુજનો દ્વારા ધ્યાન દ્વારા પ્રાપ્ત કરવા યોગ્ય બનીને वाजम्-अभ्यर्ष-અમૃત અન્ન-અમૃત ભોગને પ્રેરિત કર वाजिनं-अश्वं त्वा मर्जयन्तः-અત્યંત બળવાન ઘોડાની

સમાન તને સ્તુતિઓથી પ્રેરિત કરીને रशनाभिः-તારી વ્યાપ્ત આનંદ ધારાઓથી વા પોતાની વ્યાપનાવાળી ઉપાસના ક્રિયા રૂપ આંગળીઓ આંગળીના સંકેતોથી વા ઉપાસના શક્તિઓથી बर्हिः-अच्छ नयन्ति-હૃદયાકાશની તરફ લઈએ છીએ. (૧)

*ભાવાર્થ : હાં, અવશ્ય હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! મારી તરફ આનંદ ધારાઓ રૂપમાં પ્રદ્રવિત થા, તે મારા હૃદયકોશમાં પરિનિષ્ઠ થા, તેને પરિપૂર્ણ કરીને બિરાજ. મુમુક્ષુજનો દ્વારા પ્રાપ્ત થનાર તું અમૃત ભોગને પ્રેરિત કર. અતિ બળવાન ઘોડાની સમાન તને સ્તુતિઓથી પોતાની તરફ પ્રેરિત કરતાં તારી વ્યાપ્ત ધારાઓથી વા ઉપાસના ક્રિયારૂપ આંગળીઓ આંગળીના સંકેતોથી વા ઉપાસના શક્તિઓથી હૃદય આકાશની તરફ લાવીએ છીએ. (૧)*

## ૫૨૪. प्र काव्यमुशनेव ब्रुवाणो देवो देवानां जनिमा विवक्ति।
## महिव्रतः शुचिबन्धुः पावकः पदा वराहो अभ्येति रेभन्॥ २ ॥

પદાર્થ : उशना-इव देवः-ઉપાસકોની કલ્યાણ કામના કરનાર સોમરૂપ શાન્ત પરમાત્મદેવ काव्यं प्रबुवाणः-વેદરૂપ કાવ્ય અથવા કલાસ્વરૂપ ગુણનું પ્રવચન કરતાં देवानां जनिमा विवक्ति-દિવ્ય પદાર્થોની ઉત્પત્તિ આદિને અથવા જીવનમુક્ત બનવાના સાધનોનું સ્પષ્ટ વર્ણન કરે છે, તે महिव्रतः-મહાન કર્મશક્તિવાળા शुचिबंधुः-પવિત્રજનના બંધુ पावकः-સ્વયં પવિત્ર અને અન્યને પવિત્ર કરવાવાળો वराहः-रेभन्-पदा अभ्येति-તે અમૃત આહાર કરનાર કલ્યાણ પ્રવચન કરતાં સ્વરૂપથી અભિગત થાય છે. (૨)

*ભાવાર્થ : ઉપાસકોની કલ્યાણ કામના કરનાર સોમરૂપ શાન્ત પરમાત્મા પોતાના જ્ઞાનગુણમયરૂપ અને કલામય સ્વરૂપનું પ્રવચન કરતાં ઉપાસકની સન્મુખ આવે છે; તથા દિવ્ય પદાર્થોની ઉત્પત્તિ આદિને તથા મોક્ષ અધિકારી અથવા જીવન મુક્ત બનવાના સાધનોનું સ્પષ્ટ વર્ણન કરે છે, તે એવી મહાન કર્મશક્તિવાળા, પવિત્રજનના બંધુ-પોતાની સાથે બાંધનાર, સ્વયં પવિત્ર ઉપાસકને પવિત્ર કરનાર, પોતાનો અમૃત આહાર ભોગ આપનાર, કલ્યાણનો ઉપદેશ આપતા પોતાના સ્વરૂપથી અભિગત સમ્યક્ પ્રાપ્ત થાય છે-ઉપાસકની અંદર પોતાનું સ્વરૂપ સાક્ષાત્ કરે છે. (૨)*

## ૫૨૫. तिस्रो वाच ईरयति प्र वह्निर्ऋतस्य धीतिं ब्रह्मणो मनीषाम्।
## गावो यन्ति गोपतिं पृच्छमानाः सोमं यन्ति मतयो वावशानाः॥ ३ ॥

પદાર્થ : वह्निः-અધ્યાત્મયજ્ઞનું વહનકર્તા ઉપાસક तिस्रः-वाचः-ત્રણ વાણીઓ अ, उ, म्-ને प्र-ईरयति-જપ રૂપમાં પ્રેરિત કરે છે ऋतस्य-તે અધ્યાત્મયજ્ઞની धीतिम्-ધારણ ક્રિયાને ब्रह्मणः-मनीषाम् બ્રહ્મ-પરમાત્માની સ્તુતિને પ્રેરિત કરે છે ग्रावः-गोयतिं पृच्छमानाः-यन्ति-જેમ ગાયો ગોવાળને ગાયોના પાલકને અર્ચિત કરતી તેને પ્રાપ્ત થાય છે, તેમ मतयः-वावशानाः सोमं यन्ति-સ્તુતિઓ પણ બોલીને સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માને પ્રાપ્ત થાય છે. (૩)

*ભાવાર્થ : અધ્યાત્મ યજ્ઞકર્તા ઉપાસક 'अ, उ, म्' 'ओ३म्'' ની ત્રણ વાણીઓને પ્રેરિત કરે છે-જપ કરે છે અને સાથે એ અધ્યાત્મયજ્ઞની ધારણા ક્રિયા બ્રહ્મની સ્તુતિને પણ પ્રેરિત કરે છે-અર્થ ભાવનાને પ્રેરિત કરે છે, એ રીતે ओ३म् નો જપ અને તેનું અર્થભાવન કરે છે. તથા જેમ ગાયો ગોવાળને મળે છે, તેમ 'अ, उ, म्' ત્રણેય વાણીઓ શાન્ત-સ્વરૂપ પરમાત્માને પ્રાપ્ત થાય છે. (૩)*

**૫૨૬. अस्य प्रेषा हेमना पूयमानो देवो देवेभिः समपृक्त रसम्।**
**सुतः पवित्रं पर्येति रेभन् मितेव सद्म पशुमन्ति होता॥४॥**

પદાર્થ : अस्य-એ શાન્ત સ્વરૂપ પરમાત્માના प्रेषाहेमना-પ્રેરક તેજો ધર્મથી-ઉપાસકની અંદર વિદ્યમાન હોવાથી पूयमानः देवः-એ સાક્ષાત્ કરાતા સોમદેવ-શાન્ત-સ્વરૂપ પરમાત્મા देवेभिः-ઇન્દ્રિયોની સાથે रसं समपृक्त-પોતાના આનંદરસને સંપૃક્ત કરી છે सुतः पवित्रं रेभन् पर्येति-તે નિષ્પન્ન સાક્ષાત થઈને હૃદયપાત્રમાં પરિપૂર્ણ થઈ જાય છે-ભરાઈ જાય છે. होता-ત્યારે અધ્યાત્મયજ્ઞનો હોતા ઉપાસક पशुमन्ति-मिता सद्म-इव-જેમ ગાય આદિ પશુઓને પૂર્ણ-દૂધ, ઘી કામનાપૂર્ણ ગોવાળ ઘરે લઈ જાય છે, તેમ પોતાની ઇન્દ્રિયો વાળા શરીર ઘરને પ્રાપ્ત થાય છે. (૪)

*ભાવાર્થ : ઉપાસકની અંદર જ્યારે શાન્ત સ્વરૂપ પરમાત્માની પ્રેરણાત્મક તેજોમય ઝલક આવે છે, ત્યારે તેના દ્વારા શાન્ત સ્વરૂપ પરમાત્મદેવ સાક્ષાત્ થઈ જાય છે અને ઉપાસકની ઇન્દ્રિયોમાં પણ ભોગની પ્રવૃત્તિ રહેતી નથી, પરંતુ તેના સ્થાન પર પોતાની અમૃત આનંદરસની ધારા પણ સમ્યક્ પ્રવાહિત કરી દે છે તથા ઉપાસકના હૃદયપાત્રને તો પોતના આનંદરસ પરિપૂર્ણ કરી જ દે છે, ત્યારે ઉપાસક એવો અનુભવ કરે છે કે, જેમ ગોવાળ અથવા પશુસ્વામી પોતાના પ્રશસ્ય ગાય આદિ વાળું ઘર અને કામપૂરક-દૂધ ઘી ભરેલ પાત્ર પ્રાપ્ત કરે છે, તેમ પોતાના આનંદરસ ભરેલી ઇન્દ્રિયોવાળા દેહઘરને પામે છે. (૪)*

**૫૨૭. सोमः पवते जनिता मतीनां जनिता दिवो जनिता पृथिव्याः।**
**जनिताग्नेर्जनिता सूर्यस्य जनितेन्द्रस्य जनितोत विष्णोः॥५॥**

પદાર્થ : सोमः पवते-શાન્ત સ્વરૂપ પરમાત્મા આનંદરૂપ ધારામાં ઉપાસકોને પ્રાપ્ત થાય છે, તે मतीनां जनिता-ઉપાસકોની અંદર મતિઓ-બુદ્ધિઓનો જનક છે, માત્ર તેમજ નહીં પરન્તુ दिवः-जनिता-દ્યુલોકનો જનક ઉત્પાદક છે. पृथिव्याः-जनिता-પૃથિવીલોકનો જનક, अग्नेः-जनिता-અગ્નિનો જનક, सूर्यस्य-जनिता-સૂર્યનો જનક, इन्द्रस्य जनिता-વિદ્યુત્ નો પણ જનક છે उत-અને विष्णोः-जनिता-વ્યાપક આકાશ વાયુસહિતનો પણ જનક-ઉત્પન્ન કરનાર છે. (૫)

*ભાવાર્થ : શાન્ત સ્વરૂપ પરમાત્મા ઉપાસકોમાં બુદ્ધિઓને ઉપાસના દ્વારા ઉત્પન્ન કરે જ છે, પરન્તુ સમસ્ત જડ દેવો દ્યુલોક, પૃથિવીલોક, અગ્નિ, સૂર્ય, વિદ્યુત્, આકાશ અને વાયુને પણ ઉત્પન્ન કરે છે. (૫)*

५२८. अभि त्रिपृष्ठं वृषणं वयोधामङ्गोषिणमवावशन्त वाणीः।
वना वसानो वरुणो न सिन्धुर्वि रत्नधा दयते वार्याणि॥६॥

પદાર્થ : वाणीः-સ્તુતિ, પ્રાર્થના, ઉપાસનારૂપ વાણીઓ त्रिपृष्ठम्-ત્રણ પૃષ્ઠ સ્પર્શ સ્થાનોવાળા-વાણી, મન, આત્મા જેનો સ્પર્શ કરનાર છે. વાક્ ઇન્દ્રિયોથી સ્તુતિ, મનથી પ્રાર્થના, આત્માથી ઉપાસના કરવાથી તે ત્રિપૃષ્ઠ છે वृषणम्-આનંદવર્ષક वयोधाम्-અમૃત પ્રાણધારણ કરાવનાર अङ्गोषिणाम्-પ્રત્યેક અંગોમાં વસનાર-નસ-નસવાસી સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માને अभि-अवावशन्त-વારંવાર ચાહે છે वना वसानः-જળને આચ્છાદિત કરેલ—ઘેરાવ કરેલ वस्रुणः-न सिन्धुः-સ્યંદનશીલ વરુણાલય-સમુદ્ર સમાન વરુણ रत्नधा-રત્નો-રમણીય ભોગોનો દાતા સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા वार्याणि-વરણીય અમૃતધન ભોગોને विदयते-ઉપાસકોને માટે વિશેષ રૂપથી પ્રદાન કરે છે. (६)

*ભાવાર્થ : સ્તુતિ, પ્રાર્થના, ઉપાસના એ ત્રણેય ત્રણ પૃષ્ઠોવાળા-ત્રણ સ્પર્શ સ્થાનવાળા, જેના દ્વારા પરમાત્માનો સ્પર્શ કરી શકાય એવા વાક્ ઈન્દ્રિય, મન અને આત્મા છે, વાક્ ઈન્દ્રિયથી સ્તુતિ, મનથી પ્રાર્થના અને આત્માથી ઉપાસના થાય છે. તે વાક્ ઈન્દ્રિય, મન અને આત્મા ત્રણેય પરમાત્માનો સ્પર્શ કરનારા-આરાધના સ્થાનના આધાર છે, તેમ ત્રણ પૃષ્ઠ આધારવાળો આનંદવર્ષક તથા અમર જીવન ધારણ કરાવનાર અને પ્રત્યંગ અંગમાં-નસે-નસમાં વસનાર અન્તર્યામી સોમ-શાંત સ્વરૂપ પરમાત્માને એ સ્તુતિ, પ્રાર્થના, ઉપાસના પુનઃ પુનઃ-વારંવાર ચાહે છે. તેથી તેની વારંવાર સ્તુતિ, પ્રાર્થના, ઉપાસના કરવી જોઈએ, તે તો સ્પંદનશીલ સાગર જલોને આચ્છાદિત કરતા પોતાની અંદર સમાવેલા રત્નોને આપનાર છે, એવા પરમાત્મા દયા સાગર, દયા સ્નેહરૂપ જળથી પૂર્ણ-ભરેલ રમણીય ભોગોનો પ્રદાતા છે. (६)*

५२९. अक्रान्त्समुद्रः प्रथमे विधर्मं जनयन्प्रजा भुवनस्य गोपाः।
वृषा पवित्रे अधि सानो अव्ये बृहत्सोमो वावृधे स्वानो अद्रिः॥७॥

પદાર્થ : भुवनस्य गोपाः-વિશ્વનો રક્ષક समुद्रः-સમ્યક્ પ્રસિદ્ધ સોમ શાન્ત સ્વરૂપ પરમાત્મા प्रजाः जनयन्-પ્રજન્યમાન મનુષ્ય આદિને ઉત્પન્ન કરતા વા કરવા માટે प्रथमे विधर्मन्-પ્રથિત-વિસ્તૃત-વિવિધ આકારવાળા જગતમાં अक्रान्-વ્યાપી રહેલ છે. તે वृषा-સુખ વર્ષક सानः-સંભજનીય बृहत्सोमः-મહાન સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા अद्रिः-આદરણીય તથા વેદના જ્ઞાતા આવિષ્કર્તા अव्ये पवित्रे-अधि-જીવનનું રક્ષણ સ્થાન પ્રાણ અને રક્તને પ્રવાહિત કરનાર હૃદયની અંદર स्वानः-નિષ્પન્ન કરેલ वावृधे-ઉપાસકને વૃદ્ધિ પામેલ અનુભવ થાય છે. (૭)

*ભાવાર્થ : વિશ્વના રક્ષક, મનુષ્ય આદિને ઉત્પન્ન કરતાં અથવા કરનાર સમ્યક્ પ્રસિદ્ધ સોમ-શાન્ત-સ્વરૂપ પરમાત્મા પ્રથિત-વિસ્તૃત વિવિધ આકારવાળા જગતમાં વ્યાપી રહેલ છે, તે સુખવર્ષક, સંભજનીય, મહાન સોમ્ય શાન્ત સ્વરૂપ પરમાત્મા, આદરણીય તથા વેદજ્ઞાન પ્રદાતા પરમાત્મા રક્ષણીય હૃદય-પ્રાણ,*

*રક્તના પ્રેરક સ્થાનમાં નિષ્પન્ન-સાક્ષાત્ કરેલ ઉપાસકને વૃદ્ધિ પામેલ અનુભવ થાય છે. (૭)*

**૫૩૦. कनिक्रन्ति हरिरा सृज्यमानः सीदन् वनस्य जठरे पुनानः ।**
**नृभिर्यतः कृणुते निर्णिजं गामतो मतिं जनयत स्वधाभिः ॥ ८ ॥**

પદાર્થ : वनस्य जठरे पुनानः-हरिः-સંભજન કરનાર ઉપાસકની મધ્ય-અંદર आसृज्यमानः-સમગ્રરૂપથી સાક્ષાત્ કરવામાં આવતા पुनानः-ઉપાસકને પવિત્ર કરતા हरिः-દુઃખનાશક, સુખદાતા પરમાત્મા कनिक्रन्ति-ઉપાસકને ઉપદેશ આપે છે नृभिः-મુમુક્ષુજનો દ્વારા यतः-અભ્યસ્ત-અભ્યાસમાં લાવેલ निर्णिजं कृणुते-એ પોતાને શુદ્ધ સ્વરૂપમાં પ્રકટ કરે છે अतः-તેથી હે મુમુક્ષુજનો ! તમે गां मतिं-स्वधाभिः-जनयत-સ્વધ્યાન ધારણાથી અથવા સ્વધારણ શક્તિઓથી અથવા આત્મ ભાવનાઓ દ્વારા સ્તુતિવાણીને તેના પ્રતિ સંપન્ન કરો. (૮)

*ભાવાર્થ : સારી રીતે ભક્તિ કરનાર ઉપાસકની અંદર પરમાત્મા સમગ્રરૂપથી સાક્ષાત્ કરવામાં આવતા ઉપાસકને પવિત્ર કરે છે તથા દુઃખનાશક અને સુખદાતા બનીને ઉપાસકને ઉપદેશ કરે છે, મુમુક્ષુજનો દ્વારા અભ્યાસમાં લાવેલ પોતાના શુદ્ધ સ્વરૂપને આવિષ્કૃત કરે છે, તેથી મુમુક્ષુજન સ્વધારણ શક્તિઓ-આત્મ ભાવનાઓથી તેને માટે સ્તુતિ-ઉપાસના સમર્પિત કરે છે. (૮)*

**૫૩૧. एष स्य ते मधुमाँ इन्द्र सोमो वृषा वृष्णः परि पवित्रे अक्षाः ।**
**सहस्त्रदाः शतदा भूरिदावा शश्वत्तमं बर्हिरा वाज्यस्थात् ॥ ९ ॥**

પદાર્થ : इन्द्र-હે ઉપાસક આત્મન્ ! ते वृष्णः-તુજ જ્ઞાનશક્તિ વર્ધકનું एषः-स्यः એ તે वृषा-જ્ઞાનવર્ષક मधुमान् सोमः-મધુર શાન્ત સ્વરૂપ પરમાત્મા पवित्रे परि-अक्षाः-હૃદયમાં પરિરક્ષિત છે-પરિપ્રાપ્ત છે सहस्त्रदाः-હજારગણું ફળદાયક शतदाः-તેનાથી પણ અધિક-લાખ ગણું ફળદાયક भूरिदावा-લાખથી પણ અધિક-કરોડ ગણું ફળદાયક-અપરિમિત ગણું ફળદાયક છે, તે वाजी शश्वत्तमं बर्हिः-अस्थात्-અમૃતભોગવાળા ધનવાન સદા એકરસ રહેનાર નિત્ય અમૃતધામ મોક્ષમાં કેવલ સ્વસત્તાથી બિરાજમાન છે. (૯)

*ભાવાર્થ : હે ઉપાસક આત્મા તું શરીરમાં સ્વચેતનાબળ વા સ્વજ્ઞાનનો વર્ષક છે, પરંતુ તારા પણ આત્મજ્ઞાનવર્ષક વા આત્મબળવર્ષક તે મધુર શાન્ત સ્વરૂપ પરમાત્મા છે, જે ઉપાસના દ્વારા હૃદયમાં પરિક્ષરિતથાય છે. તે ઉપાસનાનું ફળ હજારગણું, લાખ ગુણું, કરોડ ગણું કે અપરિમિત ગણારૂપમાં પ્રદાન કરે છે. તે અમૃતભોગોનો સ્વામી સદા એકરસ નિત્ય રહેનાર મોક્ષધામ વા કેવલ સ્વરૂપમાં રહે છે. (૯)*

**५३२. पवस्व सोम मधुमाँ ऋतावापो वसानो अधि सानो अव्ये।**
**अव द्रोणानि घृतवन्ति रोह मदिन्तमो मत्सरः इन्द्रपानः॥ १०॥**

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું मधुमान्-મધુર રસવાળા ऋतावा-અમૃતવાળા अपः-वसानः-પ્રાણોને આચ્છાદિત કરતાં-સુરક્ષિત રાખતાં अव्ये-अधि-રક્ષણીય હૃદય મર્મસ્થાનમાં सानः-સંભજનીય થઈને पवस्व-આનંદધારામાં પ્રાપ્ત થા मदिन्तमः-અત્યંત હર્ષકારી मत्सरः-હર્ષપૂર્ણ इन्द्रपानः-ઉપાસક આત્માને પાન કરવા યોગ્ય બનીને घृतवन्ति-તેજયુક્ત તેજસ્વી द्रोणानि-अवरोह-પ્રાણોને-પ્રાણોની તરફ અવરોહણ કર. (૧૦)

*ભાવાર્થ : હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું મધુમય-અમૃત સ્વામી પ્રાણોને સુરક્ષિત રાખીને, રક્ષણીય હૃદય મર્મસ્થાનમાં સારી રીતે ભજનીય બનીને, આનંદધારામાં પ્રાપ્ત થા. પરંતુ અત્યંત આનંદપ્રદ હર્ષપૂર્ણ બનીને, ઉપાસકને પાન કરવા યોગ્ય બનીને તથા તેજસ્વી જીવનવાળા પ્રાણોમાં અવતરિત થઈ રહ્યો છે. (૧૦)*

## ખંડ-૭

**५३३. प्र सेनानीः शूरो अग्ने रथानां गव्यन्नेति हर्षते अस्य सेना ।**
**भद्रान्कृण्वन्निन्द्रहवान्त्सखिभ्य आ सोमो वस्त्रा रभसानि दत्ते ॥ १ ॥**

પદાર્થ : शूरः-પ્રગતિશીલ सेनानीः-ઈન્દ્રિયગણ-સેનાનો નેતા પ્રેરક મન रथानाम्-શરીર રથોના गव्यन्-ગૌ-ઈન્દ્રિયોને સ્વાનુકૂળ ચાહીને ગતિ કરતાં अग्रे प्र-एति-આગળ પ્રબળ બનીને ગતિ કરે છે. પુનઃ अस्य सेना हर्षते-તેની ઈન્દ્રિયગણ સેના હર્ષનો અનુભવ કરે છે-વિષય પ્રવૃત્તિનો ત્યાગ કરે છે ત્યારે सोमः-શાન્ત સ્વરૂપ પરમાત્મા इन्द्रहवान्-મનમાં આહ્વાનો-ભાવોને भद्रान्-કલ્યાણરૂપ कृण्वन्-કરવા બનાવવા માટે सखिभ्यः-મિત્રરૂપ જીવનમુક્ત ઉપાસકોને માટે મોક્ષમાં रभसानि वस्त्रा-મહાન વિશાળ વસ્ત્રો સમાન આચ્છાદનો-રક્ષણોને आ-સમગ્રરૂપથી दत्ते-પ્રદાન કરે છે. (૧)

*ભાવાર્થ : જ્યારે શરીર રથના ઈન્દ્રિયરૂપ ઘોડાઓનો નેતા મન તેને પોતાને વશ ચલાવે છે, ત્યારે તે અલીક-અપ્રિય બની જાય છે, પોત-પોતાની વિષય વ્યસન પ્રવૃત્તિનો ત્યાગ કરે છે ત્યારે શાન્ત સ્વરૂપ પરમાત્મા મનના ભાવોને કલ્યાણ રૂપમાં સફળ કરતાં મિત્ર રૂપ મુમુક્ષુ ઉપાસકો અથવા જીવન્મુક્તોને માટે મોક્ષમાં વસ્ત્રો સમાન વિશાળ આચ્છાદનો-રક્ષણોને સમગ્ર રૂપમાં પ્રદાન કરે છે. (૧)*

**૫૩૪. प्र ते धारा मधुमतीरसृग्रन् वारं यत्पूतो अत्येष्यव्यम् ।**
**पवमान पवसे धाम गोनां जनयन्त्सूर्यमपिन्वो अर्कैः ॥ २ ॥**

પદાર્થ : પવમાન-હે આનંદધારામાં પ્રાપ્ત થનાર સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તે તારી મધુમતીઃ-ધારાઃ-મધુયુક્ત આનંદધારાઓ પ્ર-અસૃગ્રન્-છુટે છે યત્-જ્યારે પૂતઃ-અધ્યેષિત-ધ્યાનથી પ્રેરિત થઈને અવ્યે વારમ્-અત્યેષિ-પાર્થિવ વારણ સાધન શરીરને ટપી જાય છે-અંદર આત્મામાં ચાલી જાય છે, ત્યારે ગોનાં ધામ-પવસે-સ્તુતિ કરનારા ઉપાસકોનાં અંગોમાં પ્રત્યેક અંગમાં તું આનંદરૂપમાં પહોંચી જાય છે સૂર્યં જનયન્-તેજને ઉત્પન્ન કરવા માટે અર્કૈઃ-અપિન્વઃ-પ્રાણોના દ્વારા-પ્રાણોમાં સિંચ-તારો અમૃતરસ સિંચે છે. (૨)

*ભાવાર્થ : હે આનંદધારામાં પ્રાપ્ત થનાર શાન્ત પરમાત્મન્ ! તારી મધુમય આનંદધારાઓ છૂટી રહી છે, વહી રહી છે, જ્યારે તું ધ્યાન દ્વારા પ્રેરિત થઈને પાર્થિવ આવરણ શરીરને ટપી જાય છે, અંદર આત્મામાં પહોંચી જાય છે, ત્યારે સ્તુતિ કરનાર ઉપાસકોનાં પ્રત્યેક અંગમાં તું આનંદરૂપમાં પહોંચી જાય છે અને તેજને ઉત્પન્ન કરવા માટે પ્રાણોમાં તારો અમૃતરસ સિંચે છે. (૨)*

**૫૩૫. प्र गायताभ्यर्चाम देवान्त्सोमं हिनोत महते धनाय ।**
**स्वादुः पवतामति वारमव्यमा सीदतु कलशं देव इन्दुः ॥ ३ ॥**

પદાર્થ : દેવાન્-હે મુમુક્ષુજનો ! મહતે ધનાય-મહાન ધન-મોક્ષ ઐશ્વર્યની પ્રાપ્તિને માટે સોમમ્-શાન્ત સ્વરૂપ પરમાત્માનું પ્રગાયત-પ્રકટ રૂપમાં ગાન કરો-સ્તુતિમાં લાવો અભ્યર્ચામ-તેને સારી રીતે અર્ચિત કરો-ઉપાસનામાં લાવો હિનોત-પ્રાર્થિત કરો-પ્રાર્થનામાં લાવો સ્વાદુઃ-ઇન્દુઃ-દેવઃ-મધુર સ્વાદયુક્ત રસ ભરેલ આર્દ્ર-શાન્ત પરમાત્મદેવ અવ્યં વારમ્-અતિ-પાર્થિવ આવરક શરીરનું અતિક્રમણ કરીને પવતામ્-પ્રાપ્ત થા કલશં સીદતુ-કળા-પ્રત્યેક અંગ જેના આશ્રયમાં રહે છે તેમાં બિરાજમાન થઈ જાય. (૩)

*ભાવાર્થ : મુમુક્ષુજનો ! મોક્ષ ઐશ્વર્યની પ્રાપ્તિ માટે શાન્ત પરમાત્માની સ્તુતિ, પ્રાર્થના, ઉપાસના કરો, તેથી એ મધુર સ્વાદયુક્ત રસવાન પરમાત્મ દેવ પાર્થિવ દેહને ટપીને અંદર આત્મામાં બિરાજમાન થઈ જાય છે. (૩)*

**૫૩૬. प्र हिन्वानो जनिता रोदस्यो रथो न वाजं सनिषन्नयासीत् ।**
**इन्द्रं गच्छन्नायुधा संशिशानो विश्वा वसु हस्तयोरादधानः ॥ ४ ॥**

પદાર્થ : પ્રહિન્વાનઃ-ઉપાસક દ્વારા પ્રાર્થનામાં આવેલ સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા રોદસ્યોઃ-જનિતા-

દ્યાવા પૃથિવીમય જગતના ઉત્પાદક वाजं सनिषन्-ઉપાસકને માટે અમૃત અન્નભોગને આપવાની ઈચ્છાથી रथः-न-अयासीत्-રથની સમાન ગતિ કરતો આવે છે इन्द्रं गच्छन्-ઉપાસક આત્માની પ્રતિ પ્રાપ્ત થાય છે आयुधा संशिशानः-ઉપાસકનાં યોગાભ્યાસ રૂપ આયુધો-શસ્ત્રોને જેના દ્વારા કામ આદિનું શમન થાય છે તેને તીક્ષ્ણ કરીને विश्वावसु-સમસ્ત વસાવનાર સાધનોને हस्तयोः-आदधानः-જાણે કે હંસાવવા-હર્ષાવવાવાળા દયા અને પ્રસાદરૂપ હાથોમાં લઈને પ્રાપ્ત થાય છે. (૪)

*ભાવાર્થ : દ્યુલોકથી પૃથિવીલોક સુધી સમસ્ત જગતના ઉત્પાદક શાન્ત સ્વરૂપ પરમાત્મા ઉપાસક દ્વારા પ્રાર્થના કરેલ તેને અમૃત અન્નભોગ આપવા ઈચ્છાથી, તેનાથી ભરેલી રથની સમાન ઉપાસકને પ્રાપ્ત થાય છે, કામ, ક્રોધનાશક તેના યોગાભ્યાસ રૂપી શસ્ત્રોને તીક્ષ્ણ કરીને તથા સમસ્ત વસાવનાર સાધનોને પોતાની દયા અને પ્રસાદ રૂપ હાથોમાં લઈને પ્રાપ્ત થાય છે. (૪)*

**૫૩૭. तक्षद्यदी मनसो वेनतो वाग् ज्येष्ठस्य धर्मं द्युक्षोरनीके ।
आदीमायन् वरमा वावशाना जुष्टं पतिं कलशे गाव इन्दुम् ॥५॥**

પદાર્થ : यदी 'यद् ई'-જ્યારે वेनतः-मनसः-કામના કરતાં મનસ્વી-ધ્યાનીજન, ज्येष्ठस्य-શ્રેષ્ઠ, द्युक्षोः-પરમાત્મપ્રકાશમાં રહેનારના धर्मन्-अनीके-સ્તુતિ ધારક મુખમાં રહેલ वाक्-જપ રૂપ વાણી तक्षत्-શાન્ત પરમાત્માનું સંવરણ કરે છે-અપનાવે છે आत्-પશ્ચાત્ ईम्-એ वरम् વરણીય,जुष्टम्-સેવનીય, पतिम्-પાલક, इन्दुम्-આર્દ્ર રસવાન પરમાત્માને आवा वशानाः-અત્યંત ચાહતા गावः-સ્તોતાજન कलशे-કલશયન સ્થાન હૃદયમાં आयन्-સમગ્ર રૂપથી પ્રાપ્ત થાય છે. (૫)

*ભાવાર્થ : જ્યારે પરમાત્માની કામના કરતાં પરમાત્મપ્રકાશમાં રહેનાર શ્રેષ્ઠ-પવિત્ર, સદ્ગુણ સંપન્ન, મનનશીલ, ધ્યાનીજનના મુખમાં જપરૂપ વાણી સંવરણ કરે છે-અપનાવે છે, ત્યારે તુરત જ તે વરણીય, પાલક, રસવાન પરમાત્માની અત્યધિક કામના કરનાર સ્તોતા તેને પોતાના હૃદયમાં પ્રાપ્ત કરે છે. (૫)*

**૫૩૮. साकमुक्षो मर्जयन्त स्वसारो दश धीरस्य धीतयो धनुत्रीः ।
हरिः पर्यद्रवज्जाः सूर्यस्य द्रोणं ननक्षे अत्यो न वाजी ॥६॥**

પદાર્થ : धीरस्य-ધ્યાનવાન-ધ્યાનીની धनुत्रीः-પ્રેરિત કરનારી धीतयः-પ્રજ્ઞાઓ અથવા ધ્યાન યોગ ક્રિયાઓ साकम्-उक्षः-એક સાથે સિંચનારી-ધ્યાનમાં તૃપ્ત કરનારી दश स्वसारः-ધ્યાનીને પરમાત્મામાં સુ-સમ્યક્ ફેંકનારી દશ ઈન્દ્રિયો સંબંધી સંયત પ્રજ્ઞાઓ અથવા ક્રિયાઓ मर्जयन्त-ધીર ધ્યાનવાનને પરમાત્મામાં પહોંચાડે છે. हरिः-सूर्यस्य जाः-पर्यद्रवत्-દુઃખહર્તા સુખદાતા શાન્ત પરમાત્મા પોતાની તરફ સરણશીલ યોગીની અદ્ભુત ભાવનાઓને પ્રતિ પરિદ્રવિત બની જાય છે, પુનઃ अत्यः-न वाजी

द्रोणं ननक्षे-નિરંતર ગમનશીલ ઘોડાની સમાન હૃદયગૃહમાં પ્રાપ્ત થાય છે, જેમ ઘોડો અન્તમાં તબેલામાં આવી જાય છે. (૬)

*ભાવાર્થ : ધ્યાનવાન યોગી પ્રેરિકા પ્રજ્ઞાઓ તથા ધ્યાન ક્રિયાઓ એક સાથે તેને તૃપ્ત કરતી પરમાત્માની તરફ પ્રેરિત કરતી તથા દશેય ઇન્દ્રિયોની સંયત પ્રજ્ઞાઓ તથા ક્રિયાઓ પણ પરમાત્માની તરફ લઈ આવે છે, પુનઃ દુઃખહર્તા સુખદાતા પરમાત્માની સરણશીલ ઉપાસક આત્માની અદ્‌ભુત ભાવનાઓ પ્રતિ પૂર્ણ દ્રવિત બની જાય છે. અન્તમાં તે નિરંતર ગમનશીલ ઘોડાની સમાન જેમ ઘોડો પોતાના તબેલામાં સહજ સ્વભાવથી પહોંચી જાય છે, તેમ ઉપાસકનાં હૃદયગૃહ પ્રાપ્ત થાય છે. (૬)*

## ૫૩૯. अधि यदस्मिन् वाजिनीव शुभः स्पर्धन्ते धियः सूरे न विशः। अपो वृणानः पवते कवीयान् व्रजं न पशुवर्धनाय मन्म ॥७॥

પદાર્થ : यत्-કે अस्मिन्-अधि-એ સોમ શાન્ત પરમાત્મામાં અધિષ્ઠિત થયેલી धियः-ઉપાસકની ધ્યાન વૃત્તિઓ स्पर्द्धन्ते-સૃડઘૃષ્ટ થાય છે-સ્પર્ધા કરે છે वाजिनि-इव शुभः-ઘોડાઓ પર જેમ શોભાઓ-સાજ અધિક અલંકૃત કરે છે, सुरे न विशः-અથવા જેમ સૂર્ય ઉદય થતાં મનુષ્ય આદિ પ્રજાઓ હું અધિક આગળ વધુ-હું શ્રેષ્ઠ કર્મ કરું, તેમ પોત પોતાના કાર્યની દોડમાં સ્પર્ધા કરે છે कवीयान्-अपः-वसान् पवते-મેધાવી ઉપાસકને ચાહનાર પરમાત્મા પ્રાણોને આચ્છાદિત કરતાં આનંદધારામાં પહોંચાડે છે व्रजं न पशुवर्धनाय मन्म-જેમ પશુપાલક-ગોવાળનું મન પશુગૃહમાં પશુઓની વૃદ્ધિ કરવા માટે પહોંચે છે. (૭)

*ભાવાર્થ : જ્યારે એ સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મામાં અધિષ્ઠિત ઉપાસકની ધ્યાન વૃત્તિઓ સ્પર્ધા કરે છે, વધી-વધીને પ્રભાવ કરે છે, જેમ ઘોડાઓની ઉપર અનેક પ્રકારની અલંકૃત-સજાવટ તેને અધિકાધિક સજાવે છે અથવા જેમ સૂર્યના ઉદય સાથે મનુષ્ય આદિ પ્રજાઓ હું આગળ વધીને કાર્ય કરું, ઉપાસકને ચાહનાર પરમાત્મા પ્રાણોને સુરક્ષિત રાખીને આનંદધારામાં ઉપાસકને પ્રાપ્ત થાય છે. જેમ ગોવાળનું મન પશુગૃહમાં પશુઓની વૃદ્ધિ કરવા માટે પહોંચે છે. (૭)*

## ૫૪૦. इन्दुर्वाजी पवते गोन्योघा इन्द्रे सोमः सह इन्वन्मदाय । हन्ति रक्षो बाधते पर्यरातिं वरिवस्कृण्वन् वृजनस्य राजा ॥८॥

પદાર્થ : वृजनस्य राजा-બળ-બળવાનોનો સ્વામી અથવા બળવાનોમાં રાજમાન-પ્રસિદ્ધ वाजी-વાજવાન-અમૃત અન્નભોગ પ્રદાતા इन्दुः-રસવાન सोमः-શાન્ત પરમાત્મા इन्द्रे-ઉપાસક આત્માને માટે मदाय-હર્ષ-આનંદ પ્રાપ્તિને માટે सहः-इन्वन्-આત્મબળ પ્રેરિત કરતાં गोन्योधाः-સ્તુતિઓ નિર્ધારીત કરી

પ્રવાહ વહાવ (વહેણ) જેનો છે તે એવો पवते-આનંદધારામાં પ્રાપ્ત થાય છે वरिवः-कृण्वन्ः-શ્રેષ્ઠ રૂપધન-સ્વરૂપ દર્શન મોક્ષૈશ્વર્ય પ્રસાદને પ્રદાન કરવા માટે रक्षः-हन्ति-જેથી રક્ષા કરવી જોઈએ એવા ક્રોધનો નાશ કરે છે अरातिं-परिबाधते-ન આપનાર પરન્તુ તેથી વિપરીત લેનાર આત્મ તેજબળનું શોષણ કરનાર મોહ, શોકનો તિરસ્કાર કરીને દૂર કરે છે. (૮)

*ભાવાર્થ : સર્વ પ્રકારના બળોનાં સ્વામી, રસવાન, શાન્ત સ્વરૂપ પરમાત્મા પોતાના ઉપાસકને માટે, આનંદ પ્રાપ્ત કરાવવા માટે તેમાં આત્મસાત્ કરવાને સહનશક્તિ-આત્મબળને પ્રેરિત કરતાં સ્તુતિઓને લક્ષ્ય કરીને પોતાના આનંદ પ્રવાહને વહાવનાર આનંદધારામાં પ્રાપ્ત થાય છે; અને વર-શ્રેષ્ઠ રૂપમાં સ્વરૂપ દર્શન મોક્ષૈશ્વર્ય આત્મપ્રસાદને પ્રદાન કરે છે, કામ, ક્રોધ આદિનો નાશ કરીને જીવનને શોષનારા દોષોને દૂર કરે છે. (૮)*

## ૫૪૧. अया पवा पवस्वैना वसूनि माँश्चत्व इन्दो सरसि प्र धन्व ।
## ब्रध्नश्चिद्यस्य वातो न जूतिं पुरुमेधाश्चित्तकवे नरं धात् ॥ ९ ॥

પદાર્થ : इन्दो-હે રસીલા શાન્ત પરમાત્મન્ ! તું अया पवा-એ વહનારી ધારા દ્વારા एना वसूनि पवस्व-એ અધ્યાત્મધનોને પ્રવાહિત કર, તેથી मांश्चत्वे सरसि प्रधन्व-મનનીય યાચનીય પ્રાપણીય સરોવરમાં પહોંચાડ ब्रध्नः-चित्-તું મહાન પણ पुरुमेधाः-चित्-અત્યંત સંગમનીય પણ છે यस्य-જે આપની जूतिम्-ગતિને वातः-न-વાત સમાન ગતિને नरम्-અને તું નેતા પરમાત્માને तकवे-આત્મગતિ-મોક્ષ પ્રાપ્તિને માટે धात्-ઉપાસક આત્મા ધારણ કરે છે. (૯)

*ભાવાર્થ : હે રસવાન શાન્ત પરમાત્મન્ ! તું એ વહનારી આનંદધારા દ્વારા એ સર્વ આત્મધનોને પ્રવાહિત કર, માનનીય અને પ્રાપણીય સરોવરમાં ઉપાસકને પહોંચાડ, તું મહાન પણ છે, અત્યંત સંગમનીય પણ છે, તારી ગતિ જે પ્રબળ વાયુની ગતિ સમાન છે, તેને તથા મુજ નેતા શાન્ત પરમાત્માને આત્મગતિ-મોક્ષ પ્રાપ્તિને માટે ઉપાસક ધારણ કરે છે. (૯)*

## ૫૪૨. महत्त तत् सोमो महिषश्चकारापां यद्गर्भोऽवृणीत देवान् ।
## अदधादिन्द्रे पवमान ओजोऽजनयत् सूर्ये ज्योतिरिन्दुः ॥ १० ॥

પદાર્થ : महिषः सोम-મહાન સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માને तत्-महत्-चकार-તે મહત્ત્વપૂર્ણ કાર્ય કરેલ છે यत्-अपां गर्भः-જે વ્યાપનશીલ પરમાણુઓનો ગર્ભ-હિરણ્યગર્ભ અથવા ગર્ભરૂપ સમષ્ટિ સૃષ્ટિ છે-તેને વ્યક્ત કરેલ છે. देवान्-अवृणीत-આરંભિક સૃષ્ટિના આદિ દેવો-અગ્નિ આદિ સાંકલ્પિક વૈદિક ઋષિઓને વેદ જ્ઞાન પ્રદાન કરાવીને-અપનાવ્યા पवमानः-તે આનંદ ધારામાં પ્રાપ્ત થનાર પરમાત્માને इन्द्रे-ओजः-अदधात्-ઉપાસક આત્માની અંદર આત્મબળ-આત્મા અનુભૂતિ રૂપ જ્ઞાનને ધર્યું-સ્થાપિત

કર્યું. इन्दुः-શાન્ત દીપ્તિમાન પરમાત્માએ सूर्ये ज्योतिः अजनयत्-સૂર્ય પિંડમાં જ્યોતિને-પ્રકાશને ઉત્પન્ન કર્યો. (૧૦)

*ભાવાર્થ : મહાન શાન્ત સ્વરૂપ અનંત પરમાત્માએ વ્યાપનશીલ પરમાણુઓમાં હિરણ્યગર્ભ સમષ્ટિ જગત જે અવ્યક્ત હતું તેને વ્યક્ત કરવાનું મહત્ત્વપૂર્ણ કાર્ય કર્યું; પુનઃ આદિ સૃષ્ટિમાં અગ્નિ આદિ વૈદિક ઋષિઓને વેદજ્ઞાનનો પ્રકાશ આપીને અપનાવ્યા, આનંદ ધારામાં પ્રાપ્ત થનાર પરમાત્માએ ઉપાસક આત્માની અંદર આત્મબળ-સ્વાનુભૂતિને જાગૃત કરી તથા સૂર્ય પિંડમાં જ્યોતિને ઉત્પન્ન કરી. (૧૦)*

**૫૪૩. असर्जि वक्वा रथ्ये यथाजौ धिया मनोता प्रथमा मनीषा।**
**दश स्वसारो अधि सानो अव्ये मृजन्ति वह्निं सदनेष्वच्छ॥ ११ ॥**

પદાર્થ : यथा-જે વિધિથી-યથાવિધિ रथ्ये-आजौ-રમણીય સુખ વિષયક મહાન પદમાં वक्वा-કલ્યાણવક્તા પરમાત્મા असर्जि-ધ્યાની ઉપાસક દ્વારા હૃદયમાં સાક્ષાત્ કરવામાં આવે છે, તે धिया-ધ્યાન ક્રિયાથી પ્રેરિત प्रथमा मनोता-શ્રેષ્ઠ વાક્ સ્તુતિ તથા मनीषा-પ્રજ્ઞા અને दश स्वसारः-દશ ઇન્દ્રિયો સંબંધી સુ-અસા-સારી રીતે પરમાત્માની તરફ ફેંકવા-પ્રેરિત કરનારી સંયત વૃત્તિઓ अव्ये सानोः-अधि-યોગ ભૂમિમાં ઊંચા પદ પર वह्निम्-ઉપાસકને વહનકર્તા-મોક્ષમાં લઈ જનાર પરમાત્માને सदनेषु-હૃદય પ્રદેશોમાં अच्छ-मृजन्ति-સમ્યક્ પ્રાપ્ત કરાવે છે. (૧૧)

*ભાવાર્થ : જેથી રમણીય સુખવિષયક મહાન પદ-મોક્ષને માટે કલ્યાણવક્તા પરમાત્મા ધ્યાની ઉપાસકો દ્વારા હૃદય સાક્ષાત્ કરવામાં આવે છે, તે ધ્યાન ક્રિયાથી પ્રેરિત સ્તુતિ, પ્રજ્ઞા-બુદ્ધિ અને દશેય ઇન્દ્રિયોની સંયત વૃત્તિઓ તે યોગ ભૂમિના ઊંચા પદ પર ઉપાસકોને વહનકર્તા-મોક્ષમાં લઈ જનાર પરમાત્માને હૃદય પ્રદેશોમાં સારી રીતે પ્રાપ્ત કરાવે છે. (૧૧)*

**૫૪૪. अपामिवेदूर्मयस्तर्त्तुराणाः प्र मनीषा ईरते सोममच्छ ।**
**नमस्यन्तीरुप च यन्ति सं चाच विशन्त्युशतीरुशन्तम् ॥ १२ ॥**

પદાર્થ : अपां तर्तुराणाः-ऊमर्यः-इव-इत्-જળ સ્રોતોને શીઘ્ર લહેરાવતી, ઉછાળતી તરંગોની સમાન જ मनीषाः-ઉપાસકની પ્રજ્ઞાઓ-ધ્યાન વૃત્તિઓ सोमम्-अच्छ-પ્રાપ્તવ્ય શાન્ત સ્વરૂપ પરમાત્માની તરફ प्र-ईरते-ઉપાસકને પ્રેરિત કરે છે, પુનઃ च-અને તે नमस्यन्तीः-उपयन्ति-નમીને પરમાત્માને પ્રાપ્ત થાય છે. उशन्तीः उशन्तम्-ચાહતી ચાહનારને-માં संविशन्ति-સંવેશ કરે છે च-અને आविशन्ति च-આવિષ્ટ પણ થાય છે. (૧૨)

ભાવાર્થ : જળ સ્રોતોની શીઘ્ર ઉછળતી તરંગોની સમાન ઉપાસકની ધ્યાન વૃત્તિઓ ઉપાસકને પરમાત્માની તરફ પ્રેરિત કરે છે, જે પરમાત્માની તરફ નમતી-નમીને તે ચાહનાર પરમાત્માને ચાહતી તેના સુધી

પહોંચે છે અને તેમાં કાયમી આશ્રય પણ લઈ લે છે. (૧૨)

इति षष्ठप्रपाठकस्य प्रथमोऽर्धः



# अथ षष्ठः प्रपाठकः

## द्वितीयोऽर्ध

### ખંડ-૮

**५४५. पुरोजिती वो अन्धसः सुताय मादयित्नवे ।
अप श्वानं श्नथिष्टन सखायो दीर्घजिह्व्यम्॥ १॥**

પદાર્થ : सखायः-હે ઉપાસક મિત્રો ! वः-તમે पुरोजिती-પુરઃ-સંઘર્ષ સંગ્રામથી પૂર્વેજ જિતીજય-અધિકાર જેનો છે તે પ્રથમથી સર્વ સ્વામી अन्धसः-અધ્યાનીય શાન્ત પરમાત્માના मादयित्नवे सुताय-હર્ષજનક નિષ્પન્ન-સાક્ષાત્કાર કરવા યોગ્યને માટે दीर्घजिह्व्यम्-આયુ-જીવવું જ રસ-ભોગ જેનું લક્ષ્ય છે એવા श्वानम्-કૂતરાં સમાનને अपश्नथिष्टन-નષ્ટ કરો. (૧)

*ભાવાર્થ : ઉપાસક જનો ! તમે પ્રથમથી જ સંગ્રામની અપેક્ષા કરતાં સર્વના સ્વામી, સર્વવશી, સમગ્ર રૂપથી ધ્યાન કરવા યોગ્ય પરમાત્માના આનંદકારી સાક્ષાત્કારને માટે તમારી અંદરથી જીવવા માત્રને ભોગ બનાવનાર કૂતરાંની માફક કામભાવનો નાશ કરો. (૧)*

**५४६. अयं पूषा रयिर्भगः सोमः पुनानो अर्षति ।
पतिर्विश्वस्य भूमनो व्यख्यद्रोदसी उभे ॥ २ ॥**

પદાર્થ : अयं सोमः-એ શાન્ત પરમાત્મા उभे रोदसी व्यख्यत्-દ્યુલોક અને પૃથિવીલોકની ઉપર નીચેની સીમાઓને પ્રસિદ્ધ કરે છે विश्वस्य-भूमनः पतिः-તેમાં થનાર જગતનો સ્વામી છે; તથા पूषा પોષક-પાલક रयिः-रयिमान्-ધનવાન-ભોગરૂપ ધનદાતા भगः-ભજનીય-આશ્રયસ્થાન पुनानः-अर्षसि-આત્માને નિર્મળ બનાવતો આવે છે. (૨)

*ભાવાર્થ : એ શાન્ત પરમાત્મા વિશ્વના દ્યુલોક અને પૃથિવીલોક રૂપ સીમાઓને પ્રસિદ્ધ કરે છે. તેમાં રહેનાર જગતનો સ્વામી છે; તથા સર્વનો પોષક, યથાયોગ્ય રક્ષક છે. તે મોક્ષધામનો દાતા છે, આશ્રયસ્થાન અને પવિત્રકર્તા છે. (૨)*

**५४७. सुतासो मधुमत्तमाः सोमा इन्द्राय मन्दिनः ।
पवित्रवन्तो अक्षरन्देवान्गच्छन्तु वो मदाः ॥ ३ ॥**

પદાર્થ : सुतासः-નિષ્પાદિત-સાક્ષાત્ કરેલ मधुमत्तमाः-અત્યંત મધુર मन्दिनः-હર્ષપૂર્ણ सोमासः-શાન્ત સ્વરૂપ પરમાત્મા इन्द्राय-ઉપાસક આત્માને માટે पवित्रवन्तः-હૃદયસ્થ પ્રાણાપાન વાળો अक्षरन्-

આનંદ ધારા રૂપમાં પ્રાપ્ત થઈ રહ્યો છે, એ રીતે वः-તારો मदाः-હર્ષ પ્રવાહ देवान् गच्छन्तु-ઈન્દ્રિયોને પ્રાપ્ત થાય. (૩)

*ભાવાર્થ : સાક્ષાત્ કરેલ, અત્યંત મધુર, હર્ષપૂર્ણ, શાન્ત સ્વરૂપ પરમાત્મા ઉપાસકના આત્મા માટે હૃદયસ્થ પ્રાણાપાનવાળો આનંદધારામાં પ્રાપ્ત થઈ રહ્યો છે. એ રીતે પરમાત્મન્ ! તારો હર્ષ પ્રવાહ ઈન્દ્રિયોને પણ પ્રાપ્ત થઈ રહ્યો છે. (૩)*

**૫૪૮. सोमाः पवन्त इन्दवोऽस्मभ्यं गातुवित्तमाः ।**
**मित्राः स्वाना अरेपसः स्वाध्यः स्वर्विदः ॥४॥**

પદાર્થ : गातुवित्तमाः-ગમન-જ્ઞાનને અત્યંત પ્રાપ્ત કરાવનાર अरेपसः-અનવદ્ય વચનવાળા યથાર્થ વક્તા स्वाध्यः-સારી રીતે સમગ્રરૂપથી ધ્યાન કરવા યોગ્ય स्वर्विदः-સુખ-મોક્ષસુખને પ્રાપ્ત કરાવનાર मित्रः-પ્રેરક સ્નેહી इन्दवः-અધ્યાત્મરસપૂર્ણ सोमाः-શાન્ત સ્વરૂપ પરમાત્મા अस्मम्यम्-અમારે માટે पवन्ते-આનંદધારામાં પ્રાપ્ત થાય છે. (૪)

*ભાવાર્થ : અત્યંત જ્ઞાન પ્રાપ્ત કરાવનાર, અયુક્તવચન રહિત, યથાર્થવક્તા, સમ્યક્ સર્વથા ધ્યાન કરવા યોગ્ય, મોક્ષ સુખ પ્રાપક, પ્રેરક, સ્નેહી, અધ્યાત્મરસ ભરેલ પરમાત્મા અમારે માટે આનંદધારામાં પ્રાપ્ત થાય છે. (૪)*

**૫૪૯. अभी नो वाजसातमं रयिमर्ष शतस्पृहम् ।**
**इन्दो सहस्त्रभर्णसं तुविद्युम्नं विभासहम् ॥५॥**

પદાર્થ : इन्दो-હે અધ્યાત્મરસપૂર્ણ પરમાત્મન્ ! તું नः-અમારા પ્રતિ वाजसातमम्-અત્યંત બળ સંભાજક, शतस्पृहम्-અત્યંત સ્પૃહણીય, सहस्त्रभर्णसम्-બહુજ ભરણકર્તા, तुविद्युम्नम्-બહુજ યશસ્કર, विभासहम्-મોટા-મહાન પ્રકાશને પ્રસહનકર્તા-અકિંચિત્ કરનાર, रयिम्-મોક્ષૈશ્વર્યને अभि-अर्ष-પ્રેરિત કર. (૫)

*ભાવાર્થ : હે અધ્યાત્મરસની વર્ષા કરનાર પરમાત્મન્ ! તું અમારી તરફ અત્યંત બળસંભાજક, બહુજ ભરણકર્તા, ખૂબજ યશસ્કર, અતિ પ્રકાશકને પણ સહન કરનાર-સ્વાધીન રાખનાર મોક્ષ ઐશ્વર્યને પ્રેરિત કર. (૫)*

**૫૫૦. अभी नवन्ते अद्रुहः प्रियमिन्द्रस्य काम्यम् ।**
**वत्सं न पूर्व आयुनि जातं रिहन्ति मातरः ॥६॥**

પદાર્થ : मातरः-માતાઓ जातं वत्सं न-જેમ ઉત્પન્ન પુત્રને पूर्वे-आयुनि-પ્રથમ આયુમાં-બાળપણમાં रिहन्ति-ચૂમે છે અથવા સ્નેહ સ્વાગત કરે છે, તેમ इन्द्रस्य-ઈન્દ્રિયોના સ્વામી આત્માને प्रियं काम्यम्-

પ્રિય કમનીય સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માને अद्रुहः-તેનાથી દ્રોહ ન કરનાર પરન્તુ સ્નેહ કરનારા ઉપાસકજનો अभिनवन्त-તેની તરફ અભિગમન કરે છે આકર્ષિત થાય છે. (૬)

*ભાવાર્થ : જેમ માતાઓ ઉત્પન્ન પુત્રને બાળપણમાં ચૂમે છે અથવા સ્નેહ સ્વાગત કરે છે, તેમજ આત્માને પ્રિય કમનીય પરમાત્માને સ્નેહ કરનારા ઉપાસકજનો તેની તરફ આકર્ષિત થાય છે, આલિંગન કરે છે-ભેટે છે. (૬)*

**૫૫૧. आ हर्यताय धृष्णवे धनुष्टन्वन्ति पौंस्यम् ।**
**शुक्रा वि यन्त्यसुराय निर्णिजे विपामग्रे महीयुवः ॥ ७ ॥**

પદાર્થ : विपाम् अग्रे-મેધાવી જનોની આગળ રહેનાર, शुक्राः-શુદ્ધ નિષ્પાપ महीयुवः-મહાન મોહ પદવીને ચાહનાર મુમુક્ષુજન धृष्णवे-પાપભાવને દૂર કરનાર, हर्यताय-કમનીય પરમાત્માને માટે-તેનો આનંદ પ્રાપ્ત કરવા માટે पौंस्यं धनुः-आतन्वन्ति-પૌરુષ-બળયુક્ત असुराय निर्णिजे-પ્રાણદાતા શુદ્ધ સ્વરૂપમાં લાવનાર શાન્ત પરમાત્માને માટે वियन्ति-વિશેષ યાચના પ્રાર્થના કરીએ છીએ. (૭)

*ભાવાર્થ : મોક્ષ પદવીના મુમુક્ષુ ઉપાસકજનોના પાપભાવોને ધર્ષિ = નષ્ટ અર્થાત્ દૂર કરનાર, કમનીય, શાન્ત પરમાત્માની પ્રાપ્તિને માટે-તેનો આનંદ રસ પ્રાપ્ત કરવા માટે પ્રણવ-'ओ३म्' નામક બળવાન બલિષ્ઠ ધનુષ્યને-ઓમ્ જપને સમગ્રરૂપથી અર્થભાવનની સાથે ખેંચે છે. પ્રાણપ્રદ નિજ શુદ્ધ સ્વરૂપમાં લાવનાર પરમાત્માને માટે વિશેષ પ્રાર્થના કરીએ છીએ. (૭)*

**૫૫૨. परि त्यं हर्यतं हरिं बभ्रुं पुनन्ति वारेण ।**
**यो देवान्विश्वाँ इत्परि मदेन सह गच्छति ॥ ८ ॥**

પદાર્થ : त्यं हर्यतं हरिं बभ्रुम्-તે કમનીય દુઃખાપહરણકર્તા સુખાહરણકર્તા સોમ-શાંત પરમાત્માને वारेण पुनन्ति-વરણ કરવાના સાધન મનથી સંસ્કૃત કરે છે यः-કે જે मदेन सह-આપણા હર્ષ-આનંદની સાથે विश्वान् देवान्-સર્વ ઈન્દ્રિયોને इत्-જ परिगच्छति-પરિપ્રાપ્ત થાય છે. (૮)

*ભાવાર્થ : ઉપાસકજન એ કામના યોગ્ય દુઃખાપહરણકર્તા સુખાહરણકર્તા શાંત સ્વરૂપ પરમાત્માને વરણ સાધન-મનથી સંસ્કૃત કરતાં-નિશ્ચય કરીને સ્વીકારે છે. જે સમસ્ત ઈન્દ્રિયોને આપણા આનંદથી પરિપ્રાપ્ત થાય છે. (૮)*

**૫૫૩. प्र सुन्वानायान्धसो मर्तो न वष्ट तद्वचः ।**
**अप श्वानमराधसं हता मखं न भृगवः ॥ ९ ॥**

પદાર્થ : अन्धसः-આધ્યાનીય-આરાધનીય શાન્ત સ્વરૂપ પરમાત્માને प्रसुन्वानाय-પ્રસિદ્ધ કરવા-સાક્ષાત્ કરનાર મુમુક્ષુના तद्वचः-પરમાત્મા વિષયક વચન मर्त्तः-જે મનુષ્ય न वष्ट-ચાહતો નથી પરન્તુ નિંદક નાસ્તિક ભાવથી અનાદર કરે છે. अराधसं-श्वानम्-अपहत-તે રાધના-ઉપાસના ન કરનાર પણ કૃતઘ્ન અથવા કૂતરાની સમાન કામ ભાવને નષ્ટ કરે मखं न भृगवः-જ્ઞાનાગ્નિથી જાજલ્યમાન આત્મા જેના છે એવા જ્ઞાનીજનો मख-જ્ઞાન રહિત ગતિ કર્મને જેમ દૂર કરે છે-તેમ કરે. (૯)

*ભાવાર્થ : આધ્યાનીય-આરાધનીય શાન્ત પરમાત્માનો સાક્ષાત્ કરનારા મુમુક્ષુ ઉપાસકોના પરમાત્મા સંબંધી ઉપદેશને જે સાંભળવા ઈચ્છતો નથી, પરન્તુ વિરોધ કરે છે, તે એવા નાસ્તિક અને કામી અથવા કામભાવને કૂતરાની માફક દૂર કરી દે. જેમ જ્ઞાનીજનો જ્ઞાનહીન કર્મને પોતાનાથી દૂર કરી દે છે. (૯)*

## ખંડ-૯

**૫૫૪. अभि प्रियाणि पवते चनोहितो नामानि यह्वो अधि येषु वर्धते।**
**आ सूर्यस्य बृहतो बृहन्नधि रथं विष्वञ्चमरुहद् विचक्षणः॥ १॥**

પદાર્થ : चनः-हितः-અન્નો-ભોજ્ય પદાર્થોમાં નિતાન્ત હિતકર અથવા નિતાન્ત હિતકર ભોગવવા યોગ્ય મધુર પદાર્થ સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા આધ્યાત્મિક અન્ન છે प्रियाणि नामानि-अभि पवते-જે પોતાના ओ३म्, भू આદિ પ્રિય નામોને લક્ષ્ય કરીને ઉપાસકની તરફ આનંદધારા રૂપમાં પ્રાપ્ત થાય છે. 'નામ પદાર્થના સ્વરૂપને નમાવતા-જણાવનાર થાય છે.' (નિરુક્ત) येषु यह्वः-अधिवर्धते-જે નામોમાં મહાગુણવાળા પરમાત્મા ઉપાસના દ્વારા પ્રવૃદ્ધ થાય છે-સાક્ષાત્ થાય છે बृहन् विचक्षणः-વિશેષ સાક્ષાત્ કરનાર જીવન્મુક્ત મહાન ઉપાસક बृहतः सूर्यस्य-મહાન પ્રકાશમાન અને સરણીય પ્રાપ્તવ્ય પરમાત્મામાં विश्वञ्चं रथम्-સર્વત્ર વિદ્યમાન આનંદરસધામમાં आसहत्-આરોહણ કરે છે-અધિષ્ઠિત થાય છે. (૧)

*ભાવાર્થ : ઉપાસકના હિતકર સેવનીય સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા છે, તે આધ્યાત્મિક અન્ન હોવાથી નિતાન્તર હિતકર છે, ભૌતિક અન્ન તો હિતકર અને અહિતકર પણ હોય છે, પરન્તુ આધ્યાત્મિક અન્ન-પરમાત્મા તો અમૃત છે. જે પોતાના સ્વરૂપને ઉપાસકની તરફ નમાવનાર-સાક્ષાત્ કરાવનાર ओ३म्, भू વગેરે નામો દ્વારા ઉપાસકને આનંદધારામાં પ્રાપ્ત થાય છે, જેના નામોમાં મહાગુણવાન પરમાત્માનું સ્વરૂપ રહેલ છે, તેના અનુસાર સાક્ષાત્ થાય છે. તે મહાન પ્રકાશમાન પ્રાપ્ત કરવા યોગ્ય પરમાત્મા મહાન વિશેષ દ્રષ્ટા જીવન્મુક્ત દ્વારા યથાર્થ સાક્ષાત્ થાય છે, સર્વગત આનંદરસધામમાં રહેલ છે. (૧)*

**૫૫૫. अचोदसो नो धन्वन्त्विन्दवः प्र स्वानासो बृहद् देवेषु हरयः।**
**वि चिदश्नाना इषयो अरातयोऽर्यो नः सन्तु सनिषन्तु नो धियः॥ २॥**

પદાર્થ : हरयः-इन्दवः-દુઃખહર્તા, સુખકર્તા આનંદરસ પૂર્ણ સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા अचोदसः-સ્વેચ્છાથી પ્રેરિત કૃપાળુ બનીને स्वानासः-નિષ્પન્ન સાક્ષાત્ થઈને नः-અમને મુમુક્ષુઓને बृहददेवेषु-

મહાન દેવો-જીવન્મુક્તોમાં **प्र धन्वन्तु**-પહોંચાડે-જીવન્મુક્ત બનાવે **चित्**-પરન્તુ **नः**-અમારા **अश्नानाः**-ભોગનારા **इषयः**-એષણાઓ ઇચ્છાભાવ **अरातयः**-સુખ ન આપનાર પણ દુઃખ દેનાર **अर्यः**-અરિ-શત્રુરૂપ **विसन्तु**-વિગત બની જાય-દૂર થઈ જાય **नः**-અમને **धियः**-ધ્યાન પ્રજ્ઞાઓ **सनिषन्तु**-સંભજતી રહે-સમ્યક્ નિરંતર પ્રાપ્ત થતી રહે. (૨)

*ભાવાર્થ : દુઃખહર્તા, સુખકર્તા, આનંદરસ ભરેલ સ્વેચ્છાથી પ્રેરિત કૃપાળુ પરમાત્મા સાક્ષાત્ થઈને અમને મુમુક્ષુ ઉપાસકોને શ્રેષ્ઠ દેવો-જીવન્મુક્તોમાં પહોંચાડી દે—જીવન મુક્ત બનાવી દે, પરંતુ અમારા ભોગનારા એષણાઓ-દુઃખ આપનાર ઇચ્છાભાવ અને દુઃખ આપનાર શત્રુજન દૂર થઈ જાય; અને અમને ધ્યાન પ્રજ્ઞાઓ સદા ભજતી રહે, નિરંતર ચાલતી રહે. (૨)*

## ૫૫૬. एष प्र कोशे मधुमाँ अचिक्रददिन्द्रस्य वज्रो वपुषो वपुष्टमः।
## अभ्यृ३तस्य सुदुघा घृतश्चुतो वाश्रा अर्षन्ति पयसा च धेनवः॥ ३॥

પદાર્થ : **एषः**-એ **मधुमान्**-મધુમાન્-મધુર શાંતસ્વરૂપ પરમાત્મા **कोशे**-હૃદયકોષ્ઠમાં **प्र-अचिक्रदत्**-પ્રકૃષ્ટ કથન-આંતરિક પ્રવચન કરે છે **इन्द्रस्य**-ઉપાસક આત્માને **वज्रः**-પાપથી છોડાવનાર ઓજ છે **वपुषः-वपुष्टमः**-બીજ વાવનાર ઉત્પાદક આત્માનું પ્રશસ્ત બીજ વાવનાર ઉત્પાદક છે. **ऋतस्य**-તે અમૃત સ્વરૂપ પરમાત્માની **सुदुघः**-સારી રીતે દોહન યોગ્ય **घृतश्चुतः**-તેજ ચુવવાવાળી આનંદધારાઓ **अभिअर्षन्ति**-પ્રાપ્ત થાય છે **पयसा च वाश्राः-धेनवः**-જેમ દૂઝણી ગાયો ભાંભરતી, શબ્દ કરતી દૂધ આપવાના કારણથી પ્રાપ્ત થાય છે. (૩)

*ભાવાર્થ : એ મધુર શાન્ત સ્વરૂપ પરમાત્મા હૃદયકોષ્ઠમાં પ્રવચન કરતાં પ્રાપ્ત થાય છે, ઉપાસકને પાપથી બચાવનાર ઓજ અધ્યાત્મ બળપ્રદ અને પિતાનો પણ પિતા પરમ પિતા છે. એ અમૃત સ્વરૂપની સારી રીતે દોહવાવાળી અમૃતધારાઓ તેજને ચુવાવીને પ્રાપ્ત થાય છે, જેમ દૂધ આપવાના કારણે ભાંભરતી ગાયો પ્રાપ્ત થાય છે. (૩)*

## ૫૫૭. प्रो अयासीदिन्दुरिन्द्रस्य निष्कृतं सखा सख्युर्न प्र मिनाति सङ्गिरम्।
## मर्यइव युवतिभिः समर्षति सोमः कलशे शतयामना पथा॥ ४॥

પદાર્થ : **इन्दुः-सोमः**-રસવાન શાન્ત સ્વરૂપ પરમાત્મા **सखा**-સમાન ખ્યાન-સમાનધર્મી મિત્ર **इन्द्रस्य सख्युः**-સમાનધર્મી મિત્ર ઉપાસક આત્માનાં **निष्कृतम्**-સંસ્કૃત-વાસના રહિત અન્તઃકરણને **उ**-અવશ્ય **प्र-अयासीत्**-પ્રાપ્ત થાય છે **सङ्गिरं-न प्रमिनाति**-સંગવાળા સ્થાન-હૃદયનો નાશ કરતો નથી. પરન્તુ **कलशे**-તે કલકલ શબ્દ શયનવાળા સ્થાનમાં **शतयामना पथा समर्षति**-અત્યંત ગતિક્રમવાળા માર્ગથી પ્રાપ્ત થાય છે **मर्यः-इव युवतिभिः**-જેમ ગૃહસ્થજન સહયોગિની મહિલાથી ગૃહસ્થાશ્રમમાં પ્રસિદ્ધ થાય છે. (૪)

*ભાવાર્થ : રસીલા-રસવાન શાન્ત સ્વરૂપ પરમાત્મા આત્માના સમાનધર્મી મિત્ર આત્માનાં શુદ્ધ અન્તઃકરણમાં અવશ્ય પ્રાપ્ત થાય છે. તે સંગવાળા સ્થાન હૃદયનો નાશ કરતો નથી, પરન્તુ તે કલકલ*

*શબ્દશયન સ્થાન હૃદયમાં અત્યંત ગતિક્રમવાળા માર્ગ-યોગાભ્યાસથી પ્રાપ્ત થાય છે; જેમ ગૃહસ્થજન સાથે રહેનારી મહિલાઓ-પત્ની, બેન, પુત્રીઓની સાથે ગૃહસ્થાશ્રમમાં પ્રસિદ્ધ થાય છે. (૪)*

## ૫૫૮. धर्ता दिवः पवते कृत्व्यो रसो दक्षो देवानामनुमाद्यो नृभिः।
## हरिः सृजानो अत्यो न सत्वभिर्वृथा पाजांसि कृणुषे नदीष्वा॥ ५॥

પદાર્થ : हरिः-દુ:ખહર્તા સુખદાતા સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા दिवः-धर्ता-અમૃતધામ મોક્ષના ધારક कृत्व्यः-ઉપાસના દ્વારા સાક્ષાત્ કર્તવ્ય रसः-ઉપાસકોના રસરૂપ देवानां दक्षः-મુમુક્ષુઓનો પ્રાણ છે. नृभिः-જીવન્મુક્તો દ્વારા अनुमाद्यः-અનુમોદનીય-અનુહર્ષિત કરવા યોગ્ય सत्त्वभिः-सृजानः-આસ્તિકજનો દ્વારા હૃદયમાં સંસૃષ્ટ કરેલ-ઉપાસિત કરેલ अत्यः-न वृथा पाजांसि-कृणुषे-નિરંતર ગતિશીલ ઘોડાઓની સમાન સ્વભાવતઃ બળકારી કાર્ય સારી રીતે કરે છે. नदीषु-आपवते-સ્તુતિ શબ્દ કરનારી માનવ પ્રજાઓમાં પ્રાપ્ત થાય છે. (૫)

*ભાવાર્થ : દુ:ખહર્તા, સુખદાતા, અમૃતધામના ધારક પરમાત્મા, ઉપાસના દ્વારા સાક્ષાત્કરણીય, રસરૂપ, પ્રાણસ્વરૂપ જીવન્મુક્તો દ્વારા અનુકર્ષણીય, આસ્તિકજનો દ્વારા હૃદયમાં સંસૃષ્ટ કરેલ, નિરંતર ગતિશીલ ઘોડાઓની સમાન સ્વાભાવિક બળકારી કાર્ય કરે છે, સ્તુતિ દ્વારા શબ્દ કરનારી માનવ પ્રજાઓમાં પ્રાપ્ત થાય છે. (૫)*

## ૫૫૯. वृषा मतीनां पवते विचक्षणः सोमो अह्नां प्रतरीतोषसां दिवः।
## प्राणा सिन्धूनां कलशाँ अचिक्रददिन्द्रस्य हार्द्याविशन्मनीषिभिः॥ ६॥

પદાર્થ : विचक्षणः सोमः-સર્વ દ્રષ્ટા શાન્ત સ્વરૂપ પરમાત્મા मतीनां वृषा-અર્ચના કરનારા ઉપાસકોનાં સુખવર્ષક अह्नाम्-उषसां दिवः प्रतरीता-દિવસો સૂર્ય વેળાઓ સૂર્યોના પ્રવર્ધયિતા પ્રવર્તયિતા पवते-પ્રાપ્ત થાય છે. सिन्धूनाम्-શરીરમાં સ્યંદમાન-વહેતી અથવા સ્રવણ કરતી અથવા સ્રવિત થતી શરીરને બાંધનારી નાડીઓના प्राणा-પ્રાણ પ્રકૃષ્ટ જીવનરસપ્રદાતા પરમાત્મા इन्द्रस्य कलशान्-अचिक्रदत्-આત્માના કલકલ શબ્દ શયન નાડી સંગમોની રચના માટે પ્રાપ્ત થાય છે. मनीषिभिः-બ્રહ્મજ્ઞાનીઓનાં हृदि-आविशन्-હૃદયસ્થાનમાં આવિષ્ટ થઈ જાય છે. (૬)

*ભાવાર્થ : સર્વદ્રષ્ટા શાન્તસ્વરૂપ પરમાત્મા સ્તુતિકર્તા ઉપાસકોના કામવર્ષક-કામના પૂરક છે. જીવનની પ્રભાત વેળાઓ, દિવસો, સૂર્યદર્શનને પ્રવૃદ્ધ કરનાર છે, શરીરમાં વૃદ્ધિકારક અને ચાલનારા શરીરને બાંધનારી પ્રાણનાડીઓના પ્રાણ સ્વરૂપ જીવનપ્રદ છે, આત્માને અધીન કલકલ શબ્દવાળા નાડી સંગમોને પ્રાપ્ત થયેલા મનસ્વી ઋષિઓનાં હૃદયમાં સદા સાક્ષાત્ રહે છે. (૬)*

**५६०. त्रिरस्मै सप्त धेनवो दुदुह्रिरे सत्यामाशिरं परमे व्योमनि।**
**चत्वार्यन्या भुवनानि निर्णिजे चारूणि चक्रे यदृतैरवर्धत॥ ७॥**

પદાર્થ : परमे व्योमन्-શ્રેષ્ઠ હૃદય અવકાશમાં પ્રાપ્ત થવાને માટે अस्मै-એ સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માને માટે सप्त धेनवः-સાત ગાયત્રિ આદિ છંદોમયી વાણીઓ त्रिः-સ્તુતિ, પ્રાર્થના, ઉપાસના ત્રણેયમાં આવૃત થઈને सत्याम्-आशिरम्-સત્ય આશ્રયરૂપ ચિતિ-આત્મશક્તિને दुदुह्रिरे દોહે છે-સમર્પિત કરે છે. चत्वारि-चारुणि-अन्या भुवनानि-ચાર જ્ઞાનનાં સાધન-મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર સુંદર જ્ઞાન સાધન અનનીય માનવ જીવનના ઉપયોગી ઈચ્છાદિ ભાવનાપૂર્ણ અન્તઃકરણોને निर्णिजे-શુદ્ધ કરવા-નિર્દોષ-ગુણયુક્ત કરવાને માટે चक्रे-બનાવે છે यत्-જે ऋतैः अवर्धत-એ રીતે સદાચરણથી વધારે છે-સાક્ષાત્ થાય છે. (૭)

*ભાવાર્થ : સત્વગુણપૂર્ણ હૃદયાવકાશમાં પ્રાપ્તિને શાંત સ્વરૂપ પરમાત્માને માટે સાત ગાયત્રી આદિ છંદોમય વાણીઓ, સ્તુતિ, પ્રાર્થના, ઉપાસના ક્રમોમાં આવેલી ચિત્તિ શક્તિ-આત્માને સમર્પિત કરે છે; તથા ઈચ્છાદિ ભાવના પૂર્ણ અન્તઃકરણને શુદ્ધ કરે છે-ઉપાસકની અંદર સાક્ષાત્ થાય છે. (૭)*

**५६१. इन्द्राय सोम सुषुतः परि स्त्रवापामीवा भवतु रक्षसा सह।**
**मा ते रसस्य मत्सत द्वयाविनो द्रविणस्वन्त इह सन्त्विन्दवः॥ ८॥**

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું इन्द्राय-આત્માને માટે सुषुतः-સારી રીતે નિષ્પન્ન-સાક્ષાત્ બનીને परिस्त्रव-આનંદરૂપમાં સ્રવિત થા रक्षसा सह-अमीवा-अपभवतु-મોહ, શોક, માનવદોષને સહિત રોગી કરનાર કામવાસના આદિ માનસ રોગ દૂર થાય ते रसस्य-તારા અધ્યાત્મરસના અંશના द्वयाविनः-બે વૃત્તિવાળાઓ અંદર જુદું અને બહાર જુદું એવા બે રૂપોવાળા કપટીજન मा मत्सत-આનંદ લઈ શકતા નથી, તેથી દ્વિધા ન રાખીએ-માયાવી, કપટી ન બનીએ इह-इन्दवः-द्रविणस्वन्तः सन्तु-આ જીવનમાં રસવાન પરમાત્મા અધ્યાત્મબળવાળા અધ્યાત્મબળપ્રદ બને.

*ભાવાર્થ : હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું ઉપાસક આત્માને માટે સાક્ષાત્ થઈને આનંદ રૂપમાં સ્રવિત થા, મોહ, શોક આદિ માનસદોષની સાથે રોગી બનાવનાર કામવાસના આદિ માનસરોગ દૂર થાય, તારા અધ્યાત્મરસનો અંશ પણ અંદર જુદું, બહાર જુદું એવી દ્વિધાવૃત્તિવાળા માયાવી કપટીજન આનંદ પ્રાપ્ત કરી શકતા નથી, તેથી અમે કપટ-છળ રહિત બનીને નિરંતર સાક્ષાત્ કરીએ. (૮)*

**५६२. असावि सोमो अरुषो वृषा हरी राजेव दस्मो अभि गा अचिक्रदत्।**
**पुनानो वारमत्येष्यव्ययं श्येनो न योनिं घृतवन्तमासदत्॥ ९॥**

પદાર્થ : सोमः-શાન્ત સ્વરૂપ પરમાત્મા अरुषः-આરોચમાન-પ્રકાશમાન રૂપમાં असावि-સાક્ષાત્ થયેલ वृषा हरिः-કામનાવર્ષક, દુઃખહર્તા, સુખદાતા राजा-इव-दस्मः-રાજાની સમાન દર્શનીય गाः-अभि-

अचिक्रदत्-સ્તુતિઓને લક્ષ્ય કરીને-સ્તુતિઓ અનુસાર પ્રવચન કરે છે पुनानः-अव्ययं वारम्-अत्येषि-સ્તુતિઓ દ્વારા પ્રેરિત થયેલ આત્માનાં રક્ષણરૂપ આવરક શરીરને પાર કરીને-ટપીને અંદર આત્મામાં પ્રાપ્ત થાય છે श्येनः-न घृतवन्तं योनिम्-आसदत्-પ્રશંસનીય ગતિવાળા बाज-બાજ પક્ષીની સમાન તેજોયુક્ત-આત્માવાળા-આત્મગૃહ હૃદયને પ્રાપ્ત થઈ જાય છે. (૯)

*ભાવાર્થ : શાન્ત સ્વરૂપ પરમાત્મા પ્રકાશમાન, કામનાઓની વર્ષા કરનાર, દુઃખહર્તા, સુખદાતાના રૂપમાં સાક્ષાત્ થાય છે, રાજાની સમાન દર્શનીય છે, સ્તુતિઓની અનુસાર પ્રવચન કરે છે, સ્તુતિઓ દ્વારા પ્રેરિત થઈને શરીર આવરકને પાર કરીને અંદર આત્મામાં પ્રાપ્ત થાય છે, આ રીતે પ્રશંસનીય ગતિવાળા બાજ પક્ષીની સમાન આત્માથી યુક્ત હૃદય પ્રદેશમાં પ્રાપ્ત થાય છે. (૯)*

२ ३ २उ ३ १ २ ३ २ ३ १ २ ३ २ ३ २उ ३ १ २
**५६३. प्र देवमच्छा मधुमन्त इन्दवोऽसिष्यदन्त गाव आ न धेनवः।**
३ १ २ ३ १ २ ३ १ २ ३ १ २ ३ १ २ ३ १ २
**बर्हिषदो वचनावन्त ऊधभिः परिस्रुतमुस्त्रिया निर्णिजं धिरे॥ १०॥**

પદાર્થ : मधुमन्तः इन्दवः-મધુર રસયુક્ત, આનંદસ્વરૂપ પરમાત્મા देवम्-अच्छा-ઈન્દ્રિય દેવોના અધિરાજ ઈન્દ્ર-આત્માને લક્ષ્ય કરીને અથવા મનને લક્ષ્ય કરીને प्र-आ-असिष्यन्दतः-પ્રકૃષ્ટ અને સમગ્ર પૂર્ણ રૂપથી સ્રવિત થાય છે धेनवः-गावः-न-દુઝણી ગાયોની સમાન, જેમ ગાયો વાછરડાઓને લક્ષ્ય કરીને દૂધ રૂપ સ્વરસ સ્રવિત કરે છે અને જ્યારે बर्हिषदः-वचनवन्तः-હૃદયાવકાશમાં પ્રાપ્ત થઈને પ્રવચન કરતા રહે છે, ત્યારે उस्रियाः-ऊधभिः-ગાયો જેમ દુગ્ધાધાર સ્થળોથી તથા परिस्रुतं निर्णिजं धिरे-ધારા રૂપમાં સ્રવિત શુદ્ધ દૂધને ધારણ કરે છે, તે પણ એમ શુદ્ધ આનંદરસને ધારણ કરે છે. (૧૦)

*ભાવાર્થ : મધુર રસયુક્ત, આનંદસ્વરૂપ પરમાત્મા મન અથવા આત્માને લક્ષ્ય કરીને પ્રબળ અને સમગ્ર પૂર્ણરૂપથી સ્રવિત થાય છે, હૃદયાવકાશમાં બિરાજમાન થઈને, પ્રવચન પ્રપૂર્ણ બનીને પ્રવચનામૃત પ્રદાન કરે છે. દુઝણી ગાયોની સમાન, જેમ ગાયોની ગમાણ-ગૌશાળામાં વાછરડાઓ પ્રત્યે નિર્મળ દૂધને આંચળોથી ગાયો સ્રવિત કરે છે. (૧૦)*

३ २ ३क २र ३ १ २ ३ १ २ ३ २ ३क २र
**५६४. अञ्जते व्यञ्जते समञ्जते क्रतुं रिहन्ति मध्वाभ्यञ्जते।**
१ २ ३ २ ३ १ २ ३ १ २ ३ २ ३ २ ३ १ २
**सिन्धोरुच्छ्वासे पतयन्तमुक्षणं हिरण्यपावाः पशुमप्सु गृभ्णते॥ ११॥**

પદાર્થ : हिरण्यपावाः-આત્મભાવથી પહોંચવા પ્રાપ્ત કરનાર ઉપાસકજન क्रतुम्-પ્રશસ્ત કર્મ પ્રજ્ઞાન વાળા તથા પ્રશસ્ત યજ્ઞ-અધ્યાત્મયજ્ઞના આધાર સોમ-શાન્ત પરમાત્માને अञ्जते-મનમાં નિશ્ચિત કરે છે व्यञ्जते-નિદિધ્યાસિત કરે છે समञ्जते-સાક્ષાત્ કરે છે मध्वा-अभ्यञ्जते-આત્મસમર્પણથી અભિમુખ કરે છે सिन्धो-સ્યંદનશીલ પ્રાણવાન હૃદયના उच्छ्वासे-ઉચ્છ્વાસ સ્થાન-અવકાશમાં पतन्तम्-પ્રાપ્ત થઈને उक्षणम्-અમૃતરસ સિંચનાર, पशुम्-સર્વદ્રષ્ટા પરમાત્માને अप्सु गृभ्णते-શ્રદ્ધા ભાવોમાં ગ્રહણ કરે છે. (૧૧)

*ભાવાર્થ : આત્મભાવમાં પહોંચનાર ઉપાસકજન પ્રશસ્તકર્મ, પ્રજ્ઞાનના ભંડાર અને અધ્યાત્મયજ્ઞના*

*આધાર શાન્ત પરમાત્માનું મનન, નિદિધ્યાસન અને સાક્ષાત્કાર કરે છે; તથા આત્મસમર્પણથી તેને પોતાની તરફ આકર્ષિત કરે છે. પોતાના આત્માથી સમ્પૃક્ત કરીને તેનો અમૃતરસ લે છે. હૃદયને સિંચનારને આત્મભાવોથી ગ્રહણ કરે છે. (૧૧)*

**૫૬૫. पवित्रं ते विततं ब्रह्मणस्पते प्रभुर्गात्राणि पर्येषि विश्वतः।**
**अतप्ततनूर्न तदामो अश्नुते शृतास इद् वहन्तः सं तदाशत॥१२॥**

પદાર્થ : ब्रह्मस्पते-હે અમૃત આનંદના સ્વામિન્ ! પરમાત્મન્ ! ते-તારો पवित्रम्-પવિત્ર કરનારો આનંદરસ विततम्-ઉપાસકની અંદર વ્યાપી રહ્યો છે प्रभुः-પ્રભાવકારી બનીને गात्राणि सवर्तः पर्येषि-ઉપાસકના અંગોમાં સર્વત્ર પ્રાપ્ત થઈ રહ્યો છે. अतप्ततनुः-અસંયત દેહવાળા आमः-કાચો-માનસરોગી तत्-न-अश्नुते-તે અમૃત આનંદરસને પ્રાપ્ત કરી શકતો નથી शृतासः-इत्-वहन्तः-પાકો-સંયમીજન જ વહન કરતાં तत् समाशत-તેને સારી રીતે ભોગવે છે. (૧૨)

*ભાવાર્થ : હે અમૃતાનંદ રસના સ્વામી પરમાત્મદેવ ! તારો પવિત્ર-નિર્દોષ કરનાર અમૃતાનંદરસ ઉપાસકની અંદર વ્યાપે છે, એ રીતે તું પ્રભાવકારી બનીને ઉપાસકની અંદર મન આદિ અંગોમાં પરિપ્રાપ્ત થઈ રહ્યો છે, અસંયમી માનસરોગી કાચો મનુષ્ય તારા અમૃતાનંદરસને પ્રાપ્ત કરી શકતો નથી, પરન્તુ પાકો સંયમીજન જ વહન કરતાં તેને સારી રીતે ભોગવી શકે છે. (૧૨)*

## ખંડ-૧૦

**૫૬૬. इन्द्रमच्छ सुता इमे वृषणं यन्तु हरयः ।**
**श्रुष्टे जातास इन्दवः स्वर्विदः ॥१॥**

પદાર્થ : इमे-એ सुताः-નિષ્પન્ન-સાક્ષાત્ થયેલ हरयः-દુઃખહર્તા સુખદાતા श्रुष्टे जातासः-स्वर्विदः-इन्दवः-આશુ-શીઘ્ર વ્યાપ્તિને માટે આર્દ્રરસ ભરેલ મોક્ષાનુભવ કરાવનાર રસવાન સોમ પરમાત્મા वृषणम्-इन्द्रम्-अच्छ यन्तु-સ્તુતિવર્ષક આત્માની તરફ પ્રાપ્ત થાય છે. (૧)

*ભાવાર્થ : એ સાક્ષાત્ થયેલ દુઃખહર્તા, સુખદાતા, મોક્ષનો અનુભવ કરાવનાર, રસવાન પરમાત્મા સ્તુતિ વર્ષાવનાર ઉપાસક આત્માની તરફ સારી રીતે શીઘ્ર પ્રાપ્ત થાય છે. (૧)*

**૫૬૭. प्र धन्वा सोम जागृविरिन्द्रायेन्दो परि स्त्रव ।**
**द्युमन्तं शुष्ममा भर स्वर्विदम् ॥२॥**

પદાર્થ : इन्दो सोम-હે રસવાન શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું प्रधन्व-પ્રાપ્ત થા जागृविः-જગાડનાર-ચેતન કરનાર-બુદ્ધિનો વિકાસ કરાવનાર છે. इन्द्राय-આત્માને માટે परिस्त्रव-અમૃતરૂપમાં પરિ સ્રવિત

થા स्वर्विदम्-મોક્ષ પ્રાપ્ત કરાવનાર द्युमन्तम्-તેજસ્વી शुष्मम्-आभर-બળને અમારી અંદર ભરી દે. (૨)

*ભાવાર્થ : હે આનંદરસ ભરેલ શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું પ્રાપ્ત થા તથા ચેતન કરનાર ઉપાસક આત્માને માટે અમૃતરૂપમાં સ્રવિત થા. મોક્ષ પ્રાપ્ત કરાવનાર તેજસ્વી બળને અમારી અંદર પૂર્ણરૂપથી ભરી દે. (૨)*

**૫૬૮. सखाय आ नि षीदत पुनानाय प्र गायत ।**
**शिशुं न यज्ञैः परि भूषत श्रिये ॥३॥**

પદાર્થ : सखायः-હે સમાનનામ-સમાનધર્મી ઉપાસકજનો ! आनिषीदत-સમગ્ર રૂપથી સુખાસન પર બેસો पुनानाय-જીવનને પવિત્ર-શુદ્ધ કરનાર સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માને માટે प्रगायत-પ્રકૃષ્ટ ગાન-સ્તવન કરો श्रिये પોતાના કલ્યાણને માટે शिशुं न यज्ञैः परिभूषत-પ્રશંસનીય-સુશોભિત બાળકની સમાન સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માને અધ્યાત્મયજ્ઞો-સંગતિકરણોથી સર્વ તરફ ભૂષિત સન્માનિત કરો. (૩)

*ભાવાર્થ : હે સમાનધર્મી ઉપાસકજનો ! સમગ્ર રૂપથી સુખાસન પર બેસો. તે પવિત્ર કરનાર પરમાત્માને માટે પોતાના કલ્યાણને માટે શ્રેષ્ઠ સ્તવન કરો. પ્રશંસનીય બાળકની સમાન સંગતિકરણોથી પરિભૂષિત-સુશોભિત કરો-સન્માનિત કરો. (૬)*

**૫૬૯. तं वः सखायो मदाय पुनानमभि गायत ।**
**शिशुं न हव्यैः स्वदयन्त गूर्तिभिः ॥४॥**

પદાર્થ : सखायः-હે સમાનનામ સમાનધર્મી ઉપાસકો ! वः-मदाय-તમારા-પોતાના હર્ષ-આનંદને માટે तं पुनानम्-તે નિર્મળ કરનારને अभिगायत-લક્ષ્ય કરીને ગાઓ शिशुं न हव्यैः स्वदयन्त-જેમ બાળકને આહારના ભોજનનો સ્વાદ ચખાડો છો, તેમ गूर्तिभिः-અર્ચનાઓથી-સ્તુતિઓથી અર્ચિત કરો-સ્વાદ ચખાડો. (૪)

*ભાવાર્થ : હે સમાનધર્મી ઉપાસકજનો ! પોતાના આનંદની પ્રાપ્તિને માટે તે પવિત્ર કરનાર શાન્ત સ્વરૂપ પરમાત્માના ગુણગાન ગાઓ અને તેને સ્તુતિઓ દ્વારા અર્ચિત કરો. જેમ અનેક ભોજન પદાર્થોથી બાળકને સ્વાદ ચખાડો છો, તેમ તે પરમાત્માને પોતાની તરફ આકર્ષિત કરો. (૪)*

**૫૭૦. प्राणा शिशुर्महीनां हिन्वन्नृतस्य दीधितिम् ।**
**विश्वा परि प्रिया भुवदध द्विता ॥५॥**

પદાર્થ : महीनां शिशुः प्राणा-સ્તુતિઓના પ્રશંસનીય અથવા બાળક સમાન પ્રાણરૂપ સોમ ऋतस्य दीधितिं हिन्वानः-અમૃત-મોક્ષની દીપ્ત ચમકને પ્રેરિત કરવાને માટે विश्वा प्रिया-अध द्विता-સર્વ પ્રિય સમાન ધર્મી ચેતન અધ-અનન્તર અપ્રિય-અસમાન ધર્મી જડ એ પ્રકારે બે વિભાગોને અથવા સર્વ પ્રિય-સુખો અને અપ્રિય-દુઃખોને परिभुवत्-અધિકૃત કરે છે.-વ્યાપ્ત કરે છે. (૫)

*ભાવાર્થ : સ્તુતિઓ દ્વારા પ્રશંસનીય શિશુ સમાન સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માએ અમૃતરૂપ મોક્ષની જ્યોતિની ઝળક-ચમકને પ્રેરિત કરવા માટે સર્વ ચેતનો અને જડોને કર્મફળ રૂપ સુખો અને દુઃખો પર અધિકાર રાખેલ છે. તેથી તેની સ્તુતિ કરવી જોઈએ. (૫)*

## ५७१. पवस्व देववीतय इन्दो धाराभिरोजसा ।
## आ कलशं मधुमान्त्सोम नः सदः ॥६॥

પદાર્થ : इन्दो-હે આનંદ રસયુક્ત सोम-શાન્ત પરમાત્મન્ ! તું ओजसा-વેગ બળની સાથે धाराभिः-આનંદધારાઓથી देववीतये-મુમુક્ષુના આત્મપાનને માટે पवस्व-તે ચલ मधुमान्-મધુરતાવાળો તું नः-અમારા कलशम्-आसदः-કલકલ શબ્દના શયનસ્થાન હૃદયમાં બિરાજમાન થા. (૬)

*ભાવાર્થ : હે આનંદરસવાન શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું વેગની સાથે, તારી આનંદધારાઓ દ્વારા મુમુક્ષુજનોના અમરપાનને માટે પ્રવાહિત થાય છે. તું મધુરરૂપ અમારા હૃદયગૃહમાં પ્રાપ્ત થતો રહે. (૬)*

## ५७२. सोमः पुनान ऊर्मिणाव्यं वारं वि धावति ।
## अग्रे वाचः पवमानः कनिक्रदत् ॥७॥

પદાર્થ : पुनानः सोमः-અધ્યેષ્યમાણ-મનન નિદિધ્યાસનમાં આવેલ શાંત સ્વરૂપ પરમાત્મા ऊर्मिणा-વિભુગતિ તરંગથી अव्यं वारम्-રક્ષણીય અને વરણ કરવા—સ્વીકાર કરવા યોગ્ય આત્માને वि धावति-વિશેષ રૂપે સાક્ષાત્-પ્રાપ્ત થાય છે वाचा-अग्रे-સ્તુતિની આગળ-આગળ સ્તુતિની સાથે पवमानः कनिक्रदत्-આનંદધારામાં આવતો પરમાત્મા અત્યન્ત સંવાદ કરે છે. (૭)

*ભાવાર્થ : આનંદધારામાં પ્રાપ્ત થનાર શાંત સ્વરૂપ પરમાત્મા મનન, નિદિધ્યાસનમાં આવતાં સ્તુતિની સાથે જ વિભુગતિ તરંગથી વિશેષ રૂપથી સંવાદ કરતો આપણું રક્ષણીય સ્થળ આત્માને પ્રાપ્ત થાય છે. (૭)*

## ५७३. प्र पुनानाय वेधसे सोमाय वच उच्यते ।
## भृतिं न भरा मतिभिर्जुजोषते ॥८॥

પદાર્થ : पुनानाय-અધ્યેષ્યમાણ-વિવેચનમાં આવીને, वेधसे-વિધાતા वच उच्यते-સ્તુતિ કરવામાં આવે છે. मतिभिः-સ્તુતિઓ દ્વારા प्रजुजोषते सोमाय-અત્યંત પરિતૃપ્ત કરતાં ઉપાસકને માટે भृतिं न

भर-સ્તુતિઓના બદલામાં ભૃતિરૂપ—અધ્યાત્મ પુષ્ટિને જીવનમાં ભરી દે. (૮)

*ભાવાર્થ : મનન-ચિંતન કરતાં વિધાતા શાન્ત સ્વરૂપ પરમાત્માને માટે પ્રાર્થના કરવી જોઈએ કે, તે સ્તુતિઓના બદલામાં અધ્યાત્મ પુષ્ટિ જીવનમાં ભરી દે. (૮)*

## ૫૭૪. गोमन्न इन्दो अश्ववत् सुतः सुदक्ष धनिव ।
## शुचिं च वर्णमधि गोषु धारय ॥ ९ ॥

પદાર્થ : सुदक्ष-इन्दो-હે શોભનબળ વાળા, આનંદ રસ ભરેલ પરમાત્મન્ ! તું सुतः-સાક્ષાત્ થઈને નઃ-અમારી તરફ गोमत्-પોતાના જ્ઞાનવાળા-જ્ઞાન સ્વરૂપને अश्ववत्-વ્યાપનવાળા-વ્યાપન ધર્મને धनिव-પ્રેરિત કર તથા गोषु-સ્તુતિઓમાં शुचिं वर्णम्-પ્રકાશમાન વરણીય આનંદરૂપને धारय-ધારણ કરાવ (૯)

*ભાવાર્થ : પ્રશસ્ત બળવાન આનંદરસ પૂર્ણ પરમાત્મન્ ! તું સાક્ષાત્ થઈને જ્ઞાન સ્વરૂપ અને વ્યાપન ધર્મને અમારી તરફ પ્રેરિત કર; તથા અમારી સ્તુતિઓમાં તારા પ્રકાશમાન વરણીય આનંદને પણ વરરૂપમાં ધારણ કરાવ, અમારી સ્તુતિઓ ખાલી ન જાય-ખાલી જતી નથી, પરંતુ આનંદવર લઈને અવશ્ય આવે છે. (૯)*

## ૫૭૫. अस्मभ्यं त्वा वसुविदमभि वाणीरनूषत ।
## गोभिष्टे वर्णमभि वासयामसि ॥ १० ॥

પદાર્થ : अस्मभ्यम्-અમારા માટે त्वा वसुविदम्-તુજ અધ્યાત્મધન પ્રાપ્ત કરાવનાર પરમાત્માની वाणीः-अनूषत-વાણીઓ સ્તુતિ કરે છે-પ્રશંસિત કરે છે गोभिः-ते वर्णम्-વાણીઓ-સ્તુતિઓ દ્વારા તારા વરણીય સ્વરૂપને अभिवासयामसि-અમે આચ્છાદિત કરીએ છીએ-અપનાવીએ છીએ. (૧૦)

*ભાવાર્થ : હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તુજ અધ્યાત્મધનને પ્રાપ્ત કરાવનારી અમારી વાણીઓ સ્તુતિ કરે છે-પ્રશંસિત કરે છે. અમે પણ તારા વરણીય સ્વરૂપ-આનંદરૂપને સ્તુતિઓ દ્વારા આચ્છાદિત કરીએ છીએ-અપનાવીએ છીએ. (૧૦)*

## ૫૭૬. पवते हर्यतो हरिरति ह्वरांसि रंह्या।
## अभ्यर्ष स्तोतृभ्यो वीरवद्यशः॥ ११ ॥

પદાર્થ : हर्यतः-हरिः-કમનીય-સુંદર દુઃખહર્તા સુખદાતા સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા रंह्या-વેગરૂપ ગતિથી ह्वरांसि-કુટિલવૃત્તો-પાપભાવો अति-पवते અતિક્રાન્ત કરે છે-બહાર કાઢે છે स्तोतृभ्यः-ઉપાસકને માટે वीरवत्-यशः-अभ्यर्ष-સ્વઆત્મ વીર્યવાન યશને પ્રેરિત કર.

*ભાવાર્થ : કમનીય-સુંદર-પ્રિય, દુઃખનાશક, સુખપ્રદાતા, શાન્ત સ્વરૂપ પરમાત્મા તીવ્રગતિથી કુટિલ વૃત્તો-પાપ સંકલ્પોને દૂર કરે છે; અને ઉપાસકોને માટે વીર્યવાન યશને પ્રેરિત કરે છે. (૧૧)*

५७७. परि कोशं मधुश्चुतं सोमः पुनानो अर्षति ।
अभि वाणीर्ऋषीणां सप्ता नूषत ॥ १२ ॥

પદાર્થ : શાન્ત સ્વરૂપ પરમાત્મા पुनानः-અધ્યેષ્યમાણ-મનન, નિદિધ્યાસનમાં આવતા मधुश्चुतं कोशम्-બ્રહ્માનંદરૂપ મધનું ક્ષરણસ્થાન હૃદય કોષ્ઠને परि-अर्षति-પરિપ્રાપ્ત થાય છે, જેને ऋषीणां सप्त वाणीः- મંત્ર દૃષ્ટિઓના સાત ગાયત્રી છંદોથી યુક્ત વાણીઓ अभि-अनूषत-પ્રશંસિત કરે છે. (૧૨)

*ભાવાર્થ : શાન્ત સ્વરૂપ પરમાત્મા મનન, નિદિધ્યાસનમાં આવીને બ્રહ્માનંદરસનાં સ્રવણ સ્થાન હૃદયકોષ્ઠમાં પ્રાપ્ત થાય છે, જેને મંત્ર દૃષ્ટિઓના ગાયત્રી આદિ સાત છંદોથી યુક્ત વાણીઓ પ્રશંસિત કરે છે. (૧૨)*

## ખંડ-૧૧

५७८. पवस्व मधुमत्तम इन्द्राय सोम क्रतुवित्तमो मदः।
महि द्युक्षतमो मदः॥ १ ॥

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું मधुमत्तमः-અત્યંત મધુરતાયુક્ત થઈને क्रतुवित्तमः-અત્યંત કર્મજ્ઞાતા मदः-હર્ષાવનાર महि-મહાન્ द्युक्षतमः-અત્યંત પ્રકાશમાન સ્થાનવાળા मदः-આનંદમય બનીને इन्द्राय-ઉપાસક આત્માને માટે पवस्व-મનન, નિદિધ્યાસનમાં આવ. (૧)

*ભાવાર્થ : શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું ઉપાસક આત્માને માટે અત્યંત મધુરતાવાળા, અત્યંત કર્મજ્ઞાતા, હર્ષાવનાર-આનંદદાયક, અત્યંત પ્રકાશ સ્થાનવાળા, મહાન, આનંદપ્રદ બનીને નિદિધ્યાસનમાં આવ-સાક્ષાત્ થઈ જા. (૧)*

५७९. अभि द्युम्नं बृहद्यश इषस्पते दिदीहि देव देवयुम्।
वि कोशं मध्यमं युव॥ २ ॥

પદાર્થ : इषस्पते देव-હે ઈચ્છા કામનાના પાલક-કામનાપૂરક શાન્ત સ્વરૂપ પરમાત્મ દેવ ! તું बृहत्-द्युम्नं यशः-ઊંચા-શ્રેષ્ઠ-નાશરહિત ધનને તથા શ્રેષ્ઠ-નાશરહિત અન્ન-અમૃત અન્ન મોક્ષભોગને देवयुवम्-अभि-તુજ દેવની તરફ ગતિ કરનાર તરફ दिदीहि-ઉપહાર આપી દે-પ્રસાદ રૂપમાં આપી દે मध्यमं कोशम्-અંદરના કોષ્ઠ અર્થાત્ શરીર અને આત્માની મધ્યમાં રહેલ અન્તઃકરણ અર્થાત્ મનને वियुव-વિકસિત કર-ખોલી દે. (૧૨)

*ભાવાર્થ : હે કામના પૂરક પરમાત્મન્ ! તારા તરફ ગતિ કરનારને પ્રત્યે તું નાશરહિત ધન-મોક્ષૈશ્વર્ય અને અમૃતભોગ મોક્ષાનંદ પ્રદાન કરે છે તથા તેના મનને વિકસિત કરી દે છે. (૨)*

५८०. आ सोता परि षिञ्चताश्वं न स्तोममप्तुरं रजस्तुरम्।

वनप्रक्षमुदप्रुतम्॥ ३ ॥

પદાર્થ : स्तोमम्-સ્તુતિયોગ્ય-ઉપાસનીય अप्तुरम्-પ્રાણને પ્રેરિત કરનાર रजस्तुरम्-જ્ઞાનજ્યોતિ પ્રેરક वनप्रक्षम्-વનનીય મોક્ષનો સંપર્ક કરાવનાર, उदप्रुतम्-આર્દ્ર આનંદરસના પ્રેરક अश्वम्-વ્યાપક, न-વર્તમાન પરમાત્માને आसोत-હૃદયમાં પ્રકાશિત કરો परिषिञ्चत-આત્મામાં શ્રદ્ધાથી ધારણ કરો. (૩)

*ભાવાર્થ : ઉપાસકજનો ! તમે સ્તુતિ કરવા યોગ્ય, પ્રાણપ્રેરક, બળપ્રદ, જ્ઞાન જ્યોતિ પ્રસારક, મોક્ષથી સંપર્ક કરાવનાર, આનંદરસ પ્રવાહક, વ્યાપક પરમાત્માનો હૃદયમાં સાક્ષાત્ કરો અને શ્રદ્ધાથી ધારણ કરો. (૩)*

५८१. एतमु त्यं मदच्युतं सहस्रधारं वृषभं दिवोदुहम्।
विश्वा वसूनि बिभ्रतम्॥ ४ ॥

પદાર્થ : एतं त्यम्-उ-આ તેજ मदच्युतम्--હર્ષપ્રેરક, सहस्रधारम्-બહુજ સ્તુતિવાણીવાળા, वृषभम्-કામના વર્ષક, दिवः-दुहम्-મોક્ષામૃતને દોહનાર તથા विश्वा वसूनि बिभ्रत्-સર્વ વસાવવાના સાધનોને ધારણ કરનાર પરમાત્માને શ્રદ્ધાથી હૃદયમાં સાક્ષાત્ કરીએ અને ધારણ કરીએ. (૪)

*ભાવાર્થ : અહો, આ તેજ હર્ષપ્રેરક, સ્તુતિ યોગ્ય, કામનાવર્ષક, મોક્ષામૃતને દોહનાર તથા નિવાસ સાધનોના ધારક પરમાત્માને અમે શ્રદ્ધાથી હૃદયમાં સાક્ષાત્ કરીએ અને ધારણ કરીએ. (૪)*

५८२. स सुन्वे यो वसूनां यो रायामानेता य इडानाम्।
सोमो यः सुक्षितीनाम् ॥ ५ ॥

પદાર્થ : यः-वसूनाम्-જે નિવાસ સાધનોના यः-रायाम्-જે રમણીય ભોગોના यः-इडानाम्-જે વાણીઓના यःसुक्षितीनाम्-જે સુંદર આત્મભૂમિઓના आनेता-સમગ્રરૂપથી પ્રાપ્ત કરાવનાર છે सः सोमः-તે શાન્તરૂપ પરમાત્માને સાક્ષાત્ કરી શકાય છે. (૫)

*ભાવાર્થ : શાન્તરૂપ પરમાત્મા અમારા સમસ્ત નિવાસ સાધનો શરીર, ઈન્દ્રિયો, રમણીય ભોગો, ઉત્તમ વાણીઓ અને શ્રેષ્ઠ આત્મભૂમિઓને પ્રાપ્ત કરાવનાર છે, તેનો સાક્ષાત્ કરવો જોઈએ. (૫)*

५८३. त्वं ह्या३ङ्ग दैव्य पवमान जनिमानि द्युमत्तमः।
अमृतत्वाय घोषयन्॥ ६ ॥

પદાર્થ : अङ्ग पवमान-હે આનંદધારામાં પ્રાપ્ત થનાર પ્રિય પરમાત્મન્ ! त्वं हि-તું જ द्युमत्तमः-

અત્યંત પ્રકાશમાન થઈને दैव्यं जनिमानि-દેવજનો મુમુક્ષુઓના अमृतत्वाय घोषयन्-મોક્ષને ઘોષિત કરવા માટે સમગ્રરૂપથી નેતા બન. (૬)

*ભાવાર્થ : આનંદધારામાં પ્રાપ્ત થનાર પરમાત્મા અત્યંત દ્યુતિમાન-પ્રકાશમાન થઈને, મુમુક્ષુજનોને અમૃતત્વ પ્રાપ્તિની ઘોષણા કરતાં સમગ્રરૂપથી નેતા બનેલ છે. (૬)*

**૫૮૪. एष स्य धारया सुतोऽव्या वारेभिः पवते मदिन्तमः।**
**क्रीडन्नूर्मिरपामिव॥७॥**

પદાર્થ : एषः-स्यः-જે તે मन्दितमः-અત્યંત સ્તુતિ યોગ્ય શાન્ત સ્વરૂપ પરમાત્મા सुतः-નિષ્પન્ન-સાક્ષાત્ કરેલ अव्याः-અવિ-રક્ષણકારિણી અધ્યાત્મભૂમિના સૂક્ષ્મ તત્ત્વો દ્વારા पवते આનંદધારામાં પ્રવાહિત થઈ રહ્યો છે अपाम्-क्रीडन्-ऊर्मिः-इव-જળ સ્રોતાના તરંગની સમાન રમી રહ્યો છે. (૭)

*ભાવાર્થ : જે તે અત્યંત સ્તુતિ કરવા યોગ્ય, શાન્ત સ્વરૂપ પરમાત્મા સાક્ષાત્ થઈને, રક્ષણ કરનારી યોગભૂમિના સૂક્ષ્મ તત્ત્વો દ્વારા આનંદધારામાં જળ તરંગોમાં ખેલતો-રમતો પ્રવાહિત થઈ રહ્યો છે. (૭)*

**૫૮૫. य उस्त्रिया अपि या अन्तरश्मनि निर्गा अकृन्तदोजसा।**
**अभि व्रजं तत्निषे गव्यमश्व्यं वर्मीव धृष्णवा रुज।**
**ओ३म् वर्मीव धृष्णवा रुज ॥८॥**

પદાર્થ : यः-જે સોમ શાન્ત સ્વરૂપ પરમાત્મા उस्त्रियाः-કિરણોમાં-પ્રકાશ ધારાઓમાં अपि याः-અન્તરિક્ષમાં વિચરણ કરનારી દ્રવધારાઓમાં अश्मनि-अन्तः-સ્થિર પૃથિવી સ્થાનોમાં ओजसा-આત્મ પ્રભાવથી गाः-ગતિવિધિઓને निः-अकृन्तत्-નિષ્પાદિત કરે છે—પ્રકટ કરે છે. धृष्णो-હે ધર્ષણશીલ गव्यम्-अश्ण्यं व्रजम् अभितत्निषे-અમારી ઇન્દ્રિયો સંબંધી તથા વ્યાપન ગતિવાળા મન સંબંધી વ્રજ-ગતિ સ્થાનને વિકસિત કરે છે. वर्मी-इव-आरुज-વિપરીત ઇન્દ્રિયવૃત્તિને તથા વિપરીત મનોવૃત્તિને કવચી-કવચધારીની સમાન નષ્ટ કરી દે. ओ३म्-હે ઓમ્ ઇષ્ટદેવ સોમ-શાન્ત સ્વરૂપ ધર્ષણશીલ પરમાત્મન્ ! તું વિપરીત ઇન્દ્રિયવૃત્તિ અને વિપરીત મનોવૃત્તિને નષ્ટ કરી દે. (૮)

*ભાવાર્થ : હે શાન્ત સ્વરૂપ પરમાત્મા સૂર્યરશ્મિ સંબંધી દ્રવણશીલ તત્ત્વોમાં અને પૃથિવી સંબંધી ધૃતિસ્તરોમાં પોતાની ગતિ વિધિઓને પ્રદર્શિત કરે છે અને તે તું પરમાત્મન્ ! અમારા ઇન્દ્રિય વિષયક ગતિ સ્થાન અને મન વિષયક વિચાર સંસ્થાનની વિપરીત સંકલ્પ વિકસિત અને ઉત્કૃષ્ટ કર. હે ધર્ષણશીલ પરમાત્મન્ ! (ધર્ષણ = પરાજય) કવચધારી રક્ષકની સમાન તારા બળથી નષ્ટ કરી દે.*

*હે ओ३म् સોમ પરમાત્મન્ ! તું અવશ્ય વિપરીત ભોગ અને વિપરીત સંકલ્પથી અમારી રક્ષા કર, અમને તારું શરણ પ્રદાન કર, અવશ્ય અમારો રક્ષક બન-બની જા. (૮)*

# अथ षष्ठः अध्यायः

## आरण्य पर्व वा काण्ड

### षष्ठ प्रपाठकस्य तृतीयोऽर्धः

### ખંડ-૧

**૫૮૬. इन्द्र ज्येष्ठं न आ भर ओजिष्ठं पुपुरि श्रवः।**
**यद्दिधृक्षेम वज्रहस्त रोदसी ओभे सुशिप्र पप्राः॥ १॥**

પદાર્થ : वज्रहस्त-इन्द्र-હે ઓજરૂપ હસ્તવાળા-પાપહનન સાધનવાળા ઐશ્વર્યવાન પરમાત્મન્ ! नः-અમારે માટે ज्येष्ठम्-સર્વ મહાન ओजिष्ठम्-અત્યંત આત્મબળયુક્ત-શ્રેષ્ઠ આધ્યાત્મિક श्रवः-અને-આનંદભોગને आभर-આભરિત કર-પ્રદાન કર यत्-જેને दिधृक्षेम-અમે ધારણ કરવા ચાહીએ છીએ सुशिप्र-હે વ્યાપન ગતિવાળા તું उभे रोदसी-દ્યુલોક અને પૃથિવીલોક બન્નેને पप्राः-પોતાની વ્યાપકતાથી ધારણ કરેલ છે-ભરેલ છે, તેથી અમારી અંદર તારો આનંદભોગ ભરી દે. (૧)

*ભાવાર્થ : હે ઓજરૂપ પાપહનન સાધનવાળા ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું અમારે માટે સર્વ મહાન-સર્વોત્તમ અત્યંત ઓજપૂર્ણ તૃપ્તિકારક આનંદભોગને પ્રદાન કર, જેને અમે ધારણ કરવા ચાહીએ છીએ.*

*હે સુંદર વ્યાપનગતિવાળા તું ઉપર નીચેના બન્ને દ્યુલોક અને પૃથિવીલોકને પોતાની વ્યાપકતાથી પૂર્ણ કરી રહ્યો છે-ભરે છે, તેથી અમારી અંદર પણ શ્રેષ્ઠ આનંદભોગને ભરી દે. (૧)*

**૫૮૭. इन्द्रो राजा जगतश्चर्षणीनामधिक्षमा विश्वरूपं यदस्य।**
**ततो ददाति दाशुषे वसूनि चोदद्राध उपस्तुतं चिदर्वाक्॥ २॥**

પદાર્થ : इन्द्रः-પરમાત્મા जगतः-જંગમ-પશુ, પક્ષી, સરિસૃપનો ભોગદાતા चर्षणीनाम्-મનુષ્યોનો કર્મફળ વિધાતા મોક્ષપ્રદાતા राजा-સ્વામી છે यत्-विश्वरूपम्-अधिक्षमा-જે પણ સર્વ રૂપવાળી વસ્તુ પૃથિવી પર છે अस्य-એ પરમાત્માની છે ततः-પુનઃ दाशुषे-દાતાને માટે वसूनि-ददाति-ધનોને આપે છે उपस्तुतं-राधः-चित्-પ્રાર્થિત ધનને પણ अर्वाक् चोदत्-પ્રાર્થીની તરફ પ્રેરિત કરે છે. (૨)

*ભાવાર્થ : પરમાત્મા પશુ, પક્ષી આદિ સાધારણ પ્રાણીઓને ભોગ આપનાર, મનુષ્યોનો કર્મફળ વિધાતા અને મોક્ષ પ્રદાતા રાજા છે, સ્વામી છે. જે કંઈ આ વિસ્તૃત સૃષ્ટિમાં છે, તે સર્વ તેનું જ છે, તેને પોતાનો સ્વામી બનાવી લેવાથી પ્રાર્થી દ્વારા પ્રાર્થિત ધન પ્રદાન કરે છે. (૨)*

**५८८. यस्येदमा रजोयुजस्तुजे जने वनं स्वः। इन्द्रस्य रन्त्यं बृहत्॥ ३॥**

પદાર્થ : यस्य रजोयुजः-इन्द्रस्य-જે જ્યોતિર્મય ઐશ્વર્યવાન પરમાત્માનું इदं वनं स्वः-આ સાંસારિક સુખ तुजे जने-દાતા-આત્મસમર્પણકર્તાને માટે છે, તેના માટે, बृहत्-रन्त्यम्-મહાન રમણીય મોક્ષાનંદ પણ છે. (૩)

*ભાવાર્થ : જે મનુષ્ય પોતાનું સમર્પણ જ્યોતિઃ સ્વરૂપ, ઐશ્વર્યવાન પરમાત્માની તરફ કરી દે છે, તે જેમ સમર્પણકર્તાને માટે સાંસારિક ભોગ-સુખ પણ છે અને મહાન રમણીય મોક્ષાનંદ પણ છે. (૩)*

**५८९. उदुत्तमं वरुण पाशमस्मदवाधमं वि मध्यमं श्रथाय।**
**अथादित्य व्रते वयं तवानागसो अदितये स्याम॥ ४॥**

પદાર્થ : वरुण-હે વરણ કરવાને યોગ્ય અને વરણ થવાવાળા પરમાત્મન્ ! તું अस्मत्-અમારામાંથી उत्तमं पाशम्-उच्छ्रथय-પ્રમુખ કઠિન પાશ-બંધન અવિવેકકૃત કારણ શરીરરૂપ લોહબંધનને ઉખાડી નાખ-તોડી નાખ मध्यमं-विश्रथय-મધ્યમ પાશ-વાસનાકૃત સૂક્ષ્મ શરીરરૂપ આવરણ બંધનને વિચ્છિન્ન કરી નાખ-ચીરી નાખ-ફાડી નાખ अधमम् अव-નિકૃષ્ટ પાશ-ભોગકૃત સ્થૂળ શરીરરૂપ ગ્રંથિ બંધનને ઢીલું કરી નાખ-ખોલી-છોડી નાખ, अथ-પશ્ચાત્ वयम्-અમે अनागसः-પાપરહિત બનીને आदित्य-હે અદિતિ-અખંડ સુખ સંપત્તિ-મુક્તિના સ્વામિન્ ! तव व्रते-તારા વરણ-ઉપાસનામાં अदितये-स्याम-અખંડ સુખ સંપત્તિ-મુક્તિને માટે બની જઈએ. (૪)

*ભાવાર્થ : નિષ્પાપ બનીને પરમાત્માના સદ્વ્રત ધ્યાનોપાસનામાં વિદ્યમાન રહેવાથી ઉપાસકનાં ત્રણેય બંધનો-કારણ શરીર, સૂક્ષ્મ શરીર અને સ્થૂલ શરીરને પરમાત્મા દૂર કરી દે છે. પુનઃ ઉપાસક આત્મા અખંડ સુખ સંપત્તિ-મુક્તિને પ્રાપ્ત થઈ જાય છે. (૪)*

**५९०. त्वया वयं पवमानेन सोम भरे कृतं वि चिनुयाम शश्वत्।**
**तन्नो मित्रो वरुणो मामहन्तामदितिः सिन्धुः पृथिवी उत द्यौः॥ ५॥**

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! वयम्-અમે त्वया पवमानेन-તારી આનંદધારામાં પ્રાપ્ત થનારની સાથે-સહાયથી भरे-આ ધારણ કરેલ જીવનમાં शश्वत्-कृतम्-સત્ કર્મ-શ્રેષ્ઠ કર્મને विचिनुयाम-વિશેષરૂપથી અંદર ધારણ કરીએ-આચરણ કરીએ नः-तत्-અમારા એ સત્ કર્મને તારા રચેલા मित्रः-સૂર્ય સ્વપ્રકાશ દ્વારા वरुणः-મેઘવૃષ્ટિ દ્વારા अदितिः-અગ્નિ-તાપ દ્વારા सिन्धुः-સ્યન્દનશીલ-વહેનાર જળ અન્ન દ્વારા पृथिवी-ભૂમિ નિવાસ દ્વારા उत-અપિ-અને द्यौः-દ્યુલોક નક્ષત્રદર્શન-ગ્રહવિજ્ઞાન દ્વારા मामहन्ताम्-પ્રવૃદ્ધ કરીએ. અથવા તું સ્વયં मित्रः-પ્રેરણા કરનાર वरुणः-વરણીય अदितिः-અદીન શક્તિમાન सिन्धुः-વ્યાપનશીલ पृथिवी-પ્રથિત આધારરૂપ उत-અને द्यौः-પ્રકાશસ્વરૂપ બનીને मामहन्ताम्-

વૃદ્ધિ કરે. (૫)

*ભાવાર્થ : હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તારી આનંદધારામાં પ્રાપ્ત થનારની સાથે અમે અમારા આ ધારણ કરેલ શરીરમાં શ્રેષ્ઠકર્મ ધારણ કરતા રહીએ, તું પણ મિત્ર આદિ સ્વરૂપોમાં વિદ્યમાન રહીને તેને વૃદ્ધિ કરતો રહે અને તારા રચેલા મિત્ર-સૂર્ય આદિ પણ તેની વૃદ્ધિ કરતા રહે. (૫)*

## ૫૯૧. इमं वृषणं कृणुतैकमिन्माम्॥ ६॥

પદાર્થ : હે વિશ્વેદેવો-પ્રાણો इमं माम्-આ મને उत-પણ હાં ! वृषणम्-एकम्-इत् कृणुत-સુખવર્ષક કેવળ સ્વસ્વરૂપમાં અવશ્ય કરી દો. (૬)

*ભાવાર્થ : હે મારા પ્રાણો ! સુખોની પ્રાપ્તિને માટે હું પરાધીન ન બની રહું તથા એવા ઈન્દ્રિય સુખનું વ્યસન પણ ન રહે, જે મને કેવળ સુખ દૂર કરી નાખે, પરંતુ તે સુખ મારા ચેતન સ્વરૂપનું દાસ બની રહે, હું તેનો દાસ ન બનું, હાં, વાસ્તવિક સ્વરૂપમાં આવીને જે પરમાત્માનો આનંદ છે, તેને જ તેના આધાર પર પોતાની અંદર સિંચતો રહું. (૬)*

## ૫૯૨. स न इन्द्राय यज्यवे वरुणाय मरुद्भ्यः। वरिवोवित् परिस्त्रव॥ ७॥

પદાર્થ : सः-તે તું वरिवोवित्-અત્યંત અભીષ્ટરૂપ અમૃતધન મૌક્ષૈશ્વર્ય પ્રાપ્ત કરાવનાર શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! मरुद्भयः-પ્રાણોના वरुणाय-શરીર ધારણ સમયે વરનાર, यज्यवे-તેનું યજન કરનાર અધ્યાત્મયજ્ઞમાં જોડનાર-અપવર્ગ પ્રાપ્તિમાં દાન કરનાર, इन्द्राय-આત્માને માટે परिस्त्रव-પૂર્ણરૂપમાં અથવા મારી સર્વત્ર આનંદધારામાં પ્રાપ્ત થાય. (૭)

*ભાવાર્થ : હે શાન્ત સ્વરૂપ પરમાત્મા અમૃતધન-મોક્ષૈશ્વર્યને અત્યંત પ્રાપ્ત કરાવનાર તથા શરીર ધારણ માટે પ્રાણોને વરનાર, અધ્યાત્મયજ્ઞમાં તેનું યજન કરનાર, આત્માને માટે પરિપૂર્ણતાથી અથવા સર્વત્રથી આનંદધારામાં પ્રાપ્ત થાય છે. (૭)*

## ૫૯૩. एना विश्वान्यर्य आ द्युम्नानि मानुषाणाम्। सिषासन्तो वनामहे॥ ८॥

પદાર્થ : मानुषाणाम्-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! મનનશીલ જનોના एनाविश्वानि द्युम्नानि-એ સર્વ પ્રકારવાળા શોભનયશ અન્ન ધનોને सिषासन्तः-સેવન કરતાં અમે अर्यः-તને સ્વામીને वनामहे-ચાહીએ છીએ. (૮)

*ભાવાર્થ : હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! મનુષ્યોને હિતકર સર્વ પ્રશંસનીય યશ, બળ ધનોનું અમે ઉપાસકો સેવન કરતાં તુજ સ્વામીને માગીએ છીએ-ચાહીએ છીએ. શ્રેષ્ઠ સાંસારિક સંપત્તિ પ્રાપ્ત કર્યા પછી પરમાત્માનો સંગ અને તેના આનંદની યાચના કરીએ છીએ. (૮)*

## ૫૯૪. अहमस्मि प्रथमजा ऋतस्य पूर्वं देवेभ्यो अमृतस्य नाम।

**यो मा ददाति स इदेवमावदहमन्नमन्नमदन्तमद्मि ॥ ९ ॥**

પદાર્થ : ऋतस्य-વેદજ્ઞાનના प्रथमजाः-પ્રથમ જનયિતા-આવિષ્કર્તા-પ્રકાશક देवेभ्यः-ઉત્કૃષ્ટ વિદ્વાનો માટે अमृतस्य-મોક્ષ સુખના पूर्वंनाम-શાશ્વત નમાવનાર अहम्-अस्मि-હું પરમાત્મા છું यः-જે मा ददाति-મને સમર્પિત થાય છે सः इत्-एवम्-आवत्-તે જ હાં, મને ભેટે છે. अहम्-अन्नम्-કારણ કે હું તેનું અન્ન છું-અન્નરૂપ આત્મા-આધાર છું. अन्नम्-अदन्तम्-अद्मिઅન્નરૂપ તુજ ખાનારને હું ખાઉં છું, મારી અંદર ગ્રહણ કરું છું-સ્વીકાર કરું છું. કારણ કે તે મને અપનાવે છે, હું તેને અપનાવું છું. (૯)

*ભાવાર્થ : વેદજ્ઞાનના પ્રથમ પ્રકાશક તથા જીવન્મુક્તોને માટે અમૃત મોક્ષાનંદને શાશ્વતિક નમાવનાર-કરાવનાર હું પરમાત્મા છું, જે મને પોતાનું સમર્પણ કરે છે, તે જ મને આલિંગન-ભેટે છે, તેનો હું અન્નરૂપ આત્મા આધાર છું, અન્નરૂપ મને ખાનારને હું ખાઉં છું-મારી અંદર સ્વીકાર કરું છું-અપનાવું છું. (૯)*

## ખંડ-૨

**૫૯૫. त्वमेतदधारयः कृष्णासु रोहिणीषु च। परुष्णीषु रुशत् पयः ॥ १ ॥**

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! त्वम्-તું कृष्णासु-કાળા રંગવાળી રસવાહિની નાડીઓમાં रोहिणीषु-રક્તવાહિની નાડીઓમાં परुष्णीषु-જ્ઞાનવાહિની નાડીઓમાં एतत्-એ रुशत्-જ્વલિત-પ્રકાશમાન पयः-પ્રાણને अधारयः-ધારણ કરાવ. (૧)

*ભાવાર્થ : ઐશ્વર્યવાન પરમાત્મા અમારા શરીરની રસવાહિની નાડીઓમાં, રક્તવાહિની નાડીઓમાં તથા જ્ઞાનવાહિની નાડીઓમાં એ અધ્યાત્મ પ્રેરક પ્રકાશમાન પ્રાણને ધારણ કરાવ, અધ્યાત્મ વિરોધી રસ, રક્ત અને જ્ઞાનનું વહન કરનાર ન બન, પરંતુ પ્રકાશમાન પ્રાણ તેમાં કાર્ય કરતો રહે. (૧)*

**૫૯૬. अरूरुचदुषसः पृश्निरग्रिय उक्षा मिमेति भुवनेषु वाजयुः।**
**मायाविनो ममिरे अस्य मायया नृचक्षसः पितरो गर्भमादधुः ॥ २ ॥**

પદાર્થ : भुवनेषु वाजयुः-અધ્યાત્મયજ્ઞમાં ઉપાસકોને વાજ-અમૃત અન્નને ચાહનાર पृश्निः-પોતાની આનંદધારાઓથી ઉપાસકોને સ્પર્શ કરનાર શાન્ત પરમાત્મા अग्रियः-उक्षा-શ્રેષ્ઠ કામના વર્ષક मिमेति-પ્રાપ્ત થાય છે उषसः-अरूरुचत्-ઉપાસકોમાં જ્ઞાન જ્યોતિને ચમકાવે છે अस्य मायया-તેની પ્રજ્ઞાથી-સર્વજ્ઞતાથી मायाविनः-ममिरे-ઉપાસક પ્રજ્ઞાવાન બની જાય છે. नृचक्षसः पितरः-મનુષ્યો-શિષ્યો આદિને જ્ઞાન દૃષ્ટિ આપનારા ગુરુજનો તથા પુત્રોના પાલક વંશના પિતા આદિ गर्भम्-आदधुः-સ્તુતિ યોગ્ય પરમાત્માનું અંદર આધાન-ધારણ કરે છે. (૨)

*ભાવાર્થ : શાન્ત સ્વરૂપ પરમાત્મા પોતાની આનંદધારાઓથી અધ્યાત્મયજ્ઞોમાં ઉપાસકો માટે અમૃતભોગને ચાહનાર શ્રેષ્ઠ કામના-વર્ષક રૂપમાં પ્રાપ્ત થાય છે; તથા ઉપાસકોની અંદર જ્ઞાન જ્યોતિઓને*

*ચમકાવે છે, પોતાની સર્વજ્ઞતાથી ઉપાસકોને પ્રજ્ઞાવાન બનાવે છે, એવા સ્તુતિયોગ્ય પરમાત્માને વિદ્વાન ગુરુજનો અને પિતૃજનો અંદર ધારણની પરંપરા શિષ્યો અને પુત્રોમાં ચલાવે છે-આગળ વધારે છે. (૨)*

२ ३२उ ३ २ ३ १ २ ३ १ २ ३१ २ १ २ ३ १ २३ १ २
**૫૯૭. इन्द्र इद्धर्योः सचा सम्मिश्ल आ वचोयुजा। इन्द्रो वज्री हिरण्ययः॥ ३॥**

પદાર્થ : इन्द्रः-ઐશ્વર્યવાન પરમાત્મા वचोयुजाहर्योः-પોતાનાં વચન-આદેશ અથવા પ્રાર્થનાથી યુક્ત થનાર દુઃખહર્તા સુખદાતા બન્ને જ્યોતિ અને સ્નેહ અથવા કૃપા અને પ્રસાદ सचा-आमिश्लः-સમગ્રરૂપથી ઉપાસકોમાં મિશ્રણ કરાવનાર છે તથા इन्द्रः-ઐશ્વર્યવાન પરમાત્મા वज्री हिरण्ययः-ઓજસ્વી અને સુશોભન છે. (૩)

*ભાવાર્થ : પરમાત્માના આદેશથી અથવા ઉપાસકની પ્રાર્થનાથી યુક્ત થનાર, જ્યોતિ અને સ્નેહ અથવા કૃપા અને પ્રસાદને સાથે સમ્યક્ મિશ્રણ કરનાર ઐશ્વર્યવાન પરમાત્મા છે; તથા તે પોતાનાં રૂપમાં ઓજસ્વી અને સુશોભન છે, તેની સ્તુતિ કરવી જોઈએ. (૩)*

२ ३ १ २ ३ १ २ ३ २ ३ १ २ ३ १ २
**૫૯૮. इन्द्र वाजेषु नोऽ व सहस्त्रप्रधनेषु च। उग्र उग्राभिरूतिभिः ॥ ४॥**

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું उग्रः-તેજસ્વી બનીને उग्रेभिः-उतिभिः-પોતાની તેજસ્વી રક્ષા વિધિઓ દ્વારા वाजेषु-ઈન્દ્રય વિષયરૂપ સાધારણ સંઘર્ષ પ્રસંગોમાં च-અને सहस्त्र-प्रधनेषु-અનેકવાર થનારા કામ આદિ સંબંધી માનસ સંગ્રામોમાં नः-अव-અમારી રક્ષા કર. (૪)

*ભાવાર્થ : નિશ્ચય તેજસ્વી પરમાત્મા પોતાની તેજસ્વી રક્ષા વિધિઓ દ્વારા ભોગ સંઘર્ષોમાં અને હજારોવાર-અસંખ્યવાર સંતાપ આપનાર કામ આદિ સંબંધી માનસ સંગ્રામોમાં અમારી રક્ષા કર્યા કરે છે, તેથી તેની ઉપાસના કરવી જોઈએ. (૪)*

१ २ ३ १ २ ३१ २ ३ १ २र ३ १ २ ३ २
**૫૯૯. प्रथश्च यस्य सप्रथश्च नामानुष्टुभस्य हविषो हविर्यत् ।**

३ १ २र ३ २ ३ १ २ ३१ २र ३ १ २
**धातुर्द्युतानात् सवितुश्च विष्णो रथन्तरमा जभारा वसिष्ठः ॥ ५॥**

પદાર્થ : आनुष्टुभस्य-અનુષ્ટુભ્-અનુક્રમથી કરેલ અર્ચન સ્તવન દ્વારા સિદ્ધ થનાર धातुः-વિધાતા, सवितुः-પ્રેરક विष्णोः-વ્યાપક પરમાત્માના यत्-हविषः-हविः-જો કે અનેક ઉપહારોમાં ઉપહાર रथन्तरम्-અત્યંત રમણીય અથવા અત્યંત રસરૂપ અમૃતાનંદ છે द्युतानात्-પ્રકાશમય મોક્ષધામથી वसिष्ठः-પરમાત્મામાં અત્યંત વસનાર ઉપાસક आजहार-લઈ આવે છે यस्य-જે વસિષ્ઠ ઉપાસક આત્માના प्रथः-च सप्रथः-च नाम-પ્રથ = પ્રખ્યાત ગુણ, જ્ઞાન, વૈરાગ્ય અને સપ્રથ = પ્રખ્યાત સહકારી કર્મ, યત્ન અભ્યાસ નમાવનાર સાધન છે. (૫)

*ભાવાર્થ : નિરંતર ઉપાસના, સ્તુતિથી સિદ્ધ-અનુભૂત-અનુકૂળ થનાર વિધાતા કર્મફળ પ્રદાતા, પ્રેરક,*

*વિભુ પરમાત્માના જે ઉપહારોમાં શ્રેષ્ઠ ઉપહાર અત્યંત રમણીય અત્યંત રસરૂપ અમૃત આનંદ છે, તેને મોક્ષધામથી પરમાત્મામાં અત્યંત વસનાર ઉપાસક જ્ઞાનમય વૈરાગ્ય અને યોગરૂપ અભ્યાસ દ્વારા પોતાની અંદર લઈ આવે છે, એ બન્ને ઉપાસક તરફ નમાવવાના-ઝુકાવવાના સાધનો છે. (૫)*

**६००. नियुत्वान् वायवा गह्ययं शुक्रो अयामि ते। गन्तासि सुन्वतो गृहम्॥ ६ ॥**

પદાર્થ : वायो-હે અધ્યાત્મ જીવનપ્રદ પરમાત્મન્ ! તું नियुत्वान्-મુમુક્ષુજનોનો આધાર તથા સર્વેશ્વર બનીને आगहि-આવ-પ્રાપ્ત થા ते-તારા માટે शुक्रः-अयामि-નિર્મળ ઉપાસનારસ મારા દ્વારા નિયત છે-સમર્પિત છે सुन्वतः-गृहं गन्तासि-ઉપાસનારસનું નિષ્પાદન કરનાર ઉપાસકનાં હૃદયગૃહને પ્રાપ્ત થાય છે. (૬)

*ભાવાર્થ : હે અધ્યાત્મ જીવનપ્રદ પરમાત્મન્ ! તું સર્વેશ્વર મુમુક્ષુજનોનો આધાર બનીને મારા હૃદયગૃહમાં આવ-આવી જા, તારા માટે ઉપાસનારસ સમર્પિત છે, તારે નિશ્ચિત આવવું જ પડશે. (૬)*

**६०१. यज्जायथा अपूर्व्य मघवन्वृत्रहत्याय ।**
**तत्पृथिवीमप्रथयस्तदस्तभ्न उतो दिवम् ॥ ७ ॥**

પદાર્થ : अपूर्व्य मघवन्-પૂર્વવર્તી માતા-પિતા તથા કારણથી રહિત શાશ્વતિક પ્રશસ્ત જ્ઞાનધનવાળા પરમાત્મન્ ! वृत्रहत्याय-આત્મસ્વરૂપને આવૃત કરનાર અજ્ઞાન પાપને નષ્ટ કરવાને માટે यद्-જ્યારે अजायथाः-ઉપાસકની અંદર સાક્ષાત થાય છે तद्-ત્યારે पृथिवीम्-ઉપાસકના પાર્થિવ દેહને अप्रथय-પ્રખ્યાત કરે છે. તેજસ્વી બનાવે છે उत-उ-અને तद्-ત્યારે दिवम्-પ્રકાશમાન અમૃતધામ-મોક્ષધામને પણ તું अस्तभ्नाः-સુરક્ષિત રાખે છે. (૭)

*ભાવાર્થ : ઈન્દ્ર-ઐશ્વર્યવાન પરમાત્માનો કોઈ પૂર્વવર્તી વંશ્ય નથી અને તેનું કોઈ ઉપાદાન કારણ નથી. તે તો શાશ્વત તથા પ્રશસ્ત ધનવાળો છે, અજ્ઞાન-પાપને નષ્ટ કરવા માટે ઉપાસકની અંદર સાક્ષાત્ થઈ જાય છે. ભોગાશ્રય પાર્થિવ શરીરને તેજસ્વી બનાવી દે છે તથા અપવર્ગ આશ્રય અમૃતધામ-મોક્ષધામને પણ સુરક્ષિત કરી દે છે. (૭)*

## ખંડ-૩

**६०२. मयि वर्चो अथो यशोऽथो यज्ञस्य यत्पयः ।**
**परमेष्ठी प्रजापतिर्दिवि द्यामिव दृंहतु ॥ १ ॥**

પદાર્થ : मयि-મારામાં वर्चः-આત્મબળ अथ-उ-અને यशः-માનસ ઉત્કર્ષ अथ-उ-અને यज्ञस्य यत् पयः-શ્રેષ્ઠકર્મ જે ઈન્દ્રિય સંયમ છે તેને परमेष्ठी प्रजापतिः-પરમ મોક્ષધામમાં સ્થિત મુક્ત પ્રજાના

પાલક સ્વામી પરમાત્મા दिवि द्याम्-इव दृंहतु-દ્યુમંડળમાં જ્યોતિની સમાન સ્થિર કરે. (૧)

*ભાવાર્થ : મારામાં આત્મબળ, મારામાં માનસ ઉત્કર્ષ-પવિત્રભાવ, મારામાં ઐન્દ્રિયિક સંયમને, મોક્ષધામના અધિષ્ઠાતા, મુક્ત આત્માઓના રક્ષક, સ્વામી પરમાત્મા સ્થિર કરે. જેમ તેણે દ્યુમંડળમાં જ્યોતિને સ્થિર કરેલ છે, જેથી હું પોતાના આત્મા, મન અને ઈન્દ્રિયોને પરિષ્કૃત કરીને તે પરમાત્મા અને મોક્ષધામને પ્રાપ્ત કરી શકું. (૧)*

**૬૦૩. सं ते पयांसि समु यन्तु वाजाः सं वृष्ण्यान्यभिमातिषाहः ।**
**आप्यायमानो अमृताय सोम दिवि श्रवांस्युत्तमानि धिष्व ॥ २ ॥**

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! ते-अभिमातिषाहः-તું પાપ ભાવનાઓ-કામ આદિને દબાવનાર-નષ્ટ કરનારના पयांसि-अमृताय संयन्तु-જ્ઞાનમય તેજ-તેજધારાઓ અમૃત-અમર થયેલા જીવન્મુક્તોને માટે સારી રીતે પ્રાપ્ત થાય. वाजाः सम्-उ-અમૃત અન્ન-અનશ્વરભોગ અવશ્ય સારી રીતે પ્રાપ્ત થાય वृष्ण्यानि सम्-રેતઃ સામર્થ્ય પણ સંપ્રાપ્ત થાય તથા दिवि-મોક્ષધામમાં उत्तमानि श्रवांसि धिष्व-ઉત્કૃષ્ટ શ્રવઃ-પ્રશંસનીય યશ-યશસ્વી પ્રવૃત્તિઓને ધારણ કરાવ. (૨)

*ભાવાર્થ : હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું કામ આદિ પાપ ભાવનાઓને દબાવનાર-નષ્ટ કરનારના જ્ઞાનમય તેજ પ્રવાહ અમર યશને પ્રાપ્ત થયેલ જીવન્મુક્તને સારી રીતે પ્રાપ્ત થા-થાય છે. અમૃતભોગ તથા મોક્ષધામમાં શ્રેષ્ઠ યશસ્વી પ્રવૃત્તિઓ પણ ધારણ કરાવ-કરાવે છે. (૨)*

**૬૦૪. त्वमिमा ओषधीः सोम विश्वास्त्वमपो अजनयस्त्वं गाः ।**
**त्वमातनोरुर्वा३न्तरिक्षं त्वं ज्योतिषा वि तमो ववर्थ ॥ ३ ॥**

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! त्वम्-તું इमाः-विश्वाः-ओषधीः-अजनयः-એ સમસ્ત ઔષધીઓ-તાપનાશક દ્રવ્યોને ઉત્પન્ન કરે છે. त्वम्-अपः-તું શાન્તિકારક જલોને ઉત્પન્ન કરે છે त्वं गाः-તું નિર્વાહનાં સાધનો ગાય આદિ પશુઓ તથા નિવાસનાં આશ્રય પૃથિવી પ્રદેશોને ઉત્પન્ન કરે છે त्वम्-उरू-अन्तरिक्षम्-आतनोः-તું અવકાશપ્રદ મહાન ખુલ્લું આકાશને સમગ્રરૂપથી ફેલાવે છે. त्वं ज्योतिषा तमः-वि ववर्थ-તું જ્યોતિ દ્વારા અજ્ઞાન અને અંધકારને દૂર કરે છે, હટાવે છે. (૩)

*ભાવાર્થ : હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું મહાન ઉપકારક છે, તારી અને પ્રજાઓના તાપ, ભૂખના હરણ માટે ઔષધીઓને, શાન્તિકારક જલોને, જીવન નિર્વાહક ગાયો, નિવાસ આશ્રયને માટે ભૂમિ પ્રદેશોને, અવકાશ દાન માટે ખુલ્લું આકાશને ઉત્પન્ન કરે છે; તથા અજ્ઞાન-અંધકારનાં નિવારણ માટે જ્યોતિને પ્રકટ કરે છે, ખરેખર તું સર્વથા ઉપાસનીય-સ્તુતિને યોગ્ય છે. (૩)*

**૬૦૫. अग्निमीडे पुरोहितं यज्ञस्य देवमृत्विजम् । होतारं रत्नधातमम् ॥ ४ ॥**

પદાર્થ : यज्ञस्य-મહિમારૂપ સૃષ્ટિ યજ્ઞના पुरोहितम्-પૂર્વથી વિદ્યમાન રહેલ પોતાની અંદર ધારણકર્તા, देवम्-પ્રકાશક તથા મોક્ષપ્રદાતા, ऋत्विजम्-પ્રત્યેક ઋતુમાં જડ-જંગમ રચયિતા, होतारम्-હોમનાર યજમાન રૂપ, रत्नधातमम्-રમણીય પદાર્થોના અત્યંત ધારક, अग्निम्-જ્ઞાનપ્રકાશ સ્વરૂપ અગ્રણી પરમાત્માની ईडे-સ્તુતિ કરું-સ્તુતિમાં લાવું. (૪)

*ભાવાર્થ : પરમાત્મા આ સૃષ્ટિનો એકલો જ પુરોહિત છે, સૃષ્ટિનાં પૂર્વે વિદ્યમાન રહીને તેને ધારણ કરી રહેલ છે, તે જ દેવ પણ છે, ભોગ અને મોક્ષ આપે છે, ઉપાસકની ઉપાસનારૂપ હવિને ગ્રહણ કરે છે. ઋત્વિક્ પણ છે, પ્રત્યેક ઋતુમાં અણુઓનો પરસ્પર સંયોગ કરીને રચયિતા છે. હોતા યજમાન પણ છે, પરિણામ અથવા રૂપાન્તર કરે છે. રત્નધાતમ-યજ્ઞમંડપ પણ છે, સર્વ રમણીય પદાર્થોનો આશ્રય છે અને અગ્નિ પણ છે, તેને અગ્ર પરિવર્તન કરનાર પણ તે જ છે. તે એવા ગુણોવાળા પરમાત્માની હું સ્તુતિ કરું છું. (૪)*

### ૬૦૬. ते मन्वत प्रथमं नाम गोनां त्रिः सप्त परमं नाम जानन् ।
### ता जानती रभ्यनूषत क्षा आविर्भुवन्नरुणीर्यशसा गावः ॥५॥

પદાર્થ : ते-હે અગ્ને જ્ઞાનપ્રકાશ સ્વરૂપ પરમાત્મન્ ! તારા गोनां प्रथमं नाम-વેદવાણીઓમાં કહેલ મુખ્ય નામ 'ओ३म्' ને मन्वत-માને છે परमं नाम त्रिः सप्त-મુખ્ય નામથી પર-અન્તમાં બીજી કોટિનું ગૌણિક તથા કાર્મિક નામ એકવીસ છંદો ગાયત્રી આદિ છંદોયુક્ત મંત્રોમાં સવિતા, વિષ્ણુ આદિ નામ પણ जानन्-જાણે છે जानतीः-જાણનારી ता-क्षाः-તે તારા આશ્રયમાં-તારામાં જ નિવાસ કરનારી મનુષ્ય પ્રજાઓ अभ्यनूषत-તારી સારી રીતે સ્તુતિ કરે છે આ રીતે તે गावः-સ્તુતિ કરનારી મનુષ્ય પ્રજાઓ यशसा-યશ દ્વારા अरूणीः-आविः-भुवन्-તેજસ્વી પ્રસિદ્ધ બની જાય છે. (૫)

*ભાવાર્થ : હે જ્ઞાનપ્રકાશ સ્વરૂપ પરમાત્મન્ ! વેદવાણીઓમાં કહેલ તારું મુખ્ય નામ 'ओ३म्' પછી દ્વિતીય કોટિમાં આવનાર ગાયત્રી આદિ એકવીસ છંદોવાળા મંત્રોમાં કહેલ સવિતા આદિ ગૌણિક-ગુણ અનુસાર અને કાર્મિક-કર્માનુસાર નામોને જાણનારી, તારા આશ્રયમાં નિવાસ કરીને મનુષ્ય પ્રજાઓ તારી સ્તુતિ કરે છે, ત્યારે યશોમય જીવનમાં પ્રસિદ્ધ બની જાય છે. (૫)*

### ૬૦૭. समन्या यन्त्युपयन्त्यन्याः समानमूर्वं नद्यस्पृणन्ति ।
### तमू शुचिं शुचयो दीदिवांसमपान्नपातमुप यन्त्यापः ॥६॥

પદાર્થ : समानम्-ऊर्वम्-એક જ નદીઓના આશ્રયરૂપ આચ્છાદન અથવા વરણ કરનાર મહાનદ સમુદ્રને नद्यः पृणन्ति-નદીઓ તૃપ્ત કરવા ચાહે છે-ભરવા ઇચ્છે છે અથવા नद्यः-स्पृणन्ति-નદીઓ સમુદ્ર તરફ ગતિ કરે છે; જાય છે, પરંતુ તેમાં अन्याः-उपयन्ति-બધી નહિ પરન્તુ કોઈ વિરલ નદીઓ જ સમુદ્રને પ્રાપ્ત થાય છે. એવી રીતે शुचयः-आपः-પવિત્ર-પાપરહિત અને જ્ઞાન, વૈરાગ્યથી પ્રકાશમાન આધ્યાત્મિક

આપ્ત મનુષ્યો तम्-उ-તેને જ शुचिं दीदिवांसम्-પવિત્ર-પાપ સંપર્ક રહિત, સર્વજ્ઞ, અત્યંત પ્રકાશમાન; अपान्नपातम्-આપ્તજનોને ન પડવા દેનાર એવા પરમાત્માને उपयन्ति-પ્રાપ્ત થાય છે. (૬)

*ભાવાર્થ : જેમ પોતાને પહોંચવા-વરવાવાળી સમાનરૂપ સમુદ્રને નદીઓ ભરવા અથવા પ્રાપ્ત કરવા ઈચ્છે છે, પરન્તુ કોઈ વિરલી નદીઓ જ સમુદ્ર સુધી પહોંચે છે, એ જ રીતે પવિત્ર, નિષ્પાપ, જ્ઞાન-વૈરાગ્યથી પ્રકાશમાન, આધ્યાત્મિક આપ્ત પુરુષ, એ પોતાના ઈષ્ટદેવ પવિત્ર, નિષ્પાપ, સર્વજ્ઞ, અત્યંત પ્રકાશમાન, આપ્ત મુમુક્ષુઓને અપનાવનાર પરમાત્માને પ્રાપ્ત કરે છે. (૬)*

**૬૦૮. आ प्रागाद्भद्रा युवतिरह्नः केतून्त्समीर्त्सति ।**
**अभूद्भद्रा निवेशनी विश्वस्य जगतो रात्री ॥७॥**

પદાર્થ : रात्री-ઉપાસકોને રમણ કરાવનારી અથવા આનંદ આપનારી પરમાત્માની શ્રી-આશ્રયરૂપ છાયા રક્ષા; भद्रा-કલ્યાણરૂપા-કલ્યાણકારિણી युवतिः-દુઃખ બંધનથી અલગ થવા મોક્ષાનંદને મેળવનારી अह्नः केतून्-અજ્ઞાન-અંધકારનો નાશ કરનાર જ્ઞાનાનંદનો ઉપહાર આપનાર પ્રેરક પરમાત્માના પ્રજ્ઞાનો-બોધ પ્રેરણાઓ અર્થાત્ ઝાંખીઓને समीर्त्सति-સમૃદ્ધ કરે છે. भद्रा-તે કલ્યાણરૂપા विश्वस्य जगतः-સમસ્ત ઉપાસક અથવા મનુષ્ય માત્રની निवेशनी-अभूत्-પોતાનામાં નિવેશ-આશ્રય આપનારી છે. (૭)

*ભાવાર્થ : ઉપાસકોને રમણ કરાવનારી અથવા આનંદ આપનારી પરમાત્માની શ્રી-આશ્રયરૂપા છાયા રક્ષા, કલ્યાણકારી, દુઃખબંધનથી અલગ કરીને તથા સુખ મોક્ષાનંદને મેળવી આપનારી, અજ્ઞાન-અંધકારને નષ્ટ કરીને, જ્ઞાનાનંદનો ઉપહાર આપનાર પ્રેરક પરમાત્માના પ્રજ્ઞાન-બોધ સંકેતોને અથવા ઝાંખીઓની સમૃદ્ધિ કરે છે. પરમાત્મા તરફ ગતિ કરનાર મનુષ્ય માત્રને આશ્રય આપનારી છે. (૭)*

**૬૦૯. प्रक्षस्य वृष्णो अरुषस्य नू महः प्र नो वचो विदथा जातवेदसे।**
**वैश्वानराय मतिर्नव्यसे शुचिः सोमइव पवते चारुरग्नये॥८॥**

પદાર્થ : प्रक्षस्य-સંપૃક્ત કરનાર વ્યાપક, वृष्णः-કામનાવર્ષક, अरुणस्य-તેજસ્વી, जातवेदसे नव्यसे-वैश्वानराय-अग्नये-સર્વ જાણનાર, સર્વના ઉત્પાદક વિશ્વનાયક અત્યન્ત સ્તુતિ યોગ્ય પ્રકાશ સ્વરૂપ પરમાત્માને માટે नु-શીઘ્ર महः-वचः-પૂજા કરવાના વચન मतिः-સ્તુતિ અને शुचिः-चारू सोमः-પવિત્ર સુંદર અથવા ચરણશીલ ઉપાસનારસ इव-વેદનસ્થાનો-હૃદયોમાં पवते-પ્રાપ્ત થાય છે તેનો સ્વીકાર કરે. (૮)

*ભાવાર્થ : સર્વને સંપૃક્ત કરનાર વ્યાપક, કામનાવર્ષક, તેજસ્વી, સર્વના જ્ઞાતા, સર્વના ઉત્પાદક, વિશ્વનાયક, અત્યંત સ્તુતિયોગ્ય, પ્રકાશ સ્વરૂપ પરમાત્માને માટે અમારું પૂજન-આદર વચન, પ્રાર્થના, સ્તુતિ અને પવિત્ર સુંદર ઉપાસનારસ હૃદયોમાં શીઘ્ર પ્રવૃત્ત થાય છે, તેનો પરમાત્મા સ્વીકાર કરે. (૮)*

**૬૧૦. विश्वे देवा मम शृण्वन्तु यज्ञमुभे रोदसी अपां नपाच्च मन्म।**

**मा वो वचांसि परिचक्ष्याणि वोचं सुम्नेष्विद्वो अन्तमा मदेम॥ ९ ॥**

પદાર્થ : विश्वेदेवाः-સમસ્ત વિદ્વાન વેદ પ્રવક્તા ઋષિજન मम-મારા यज्ञम्-અધ્યાત્મયજ્ઞને અનુમોદિત કરે-તેમાં સહયોગ આપીને વૃદ્ધિ કરે उभे रोदसी-બન્ને દ્યાવા પૃથિવી મારા પિતા અને માતા પણ અનુમોદન કરે-પુષ્ટ કરે. અથવા વિશ્વેદેવ-ઇન્દ્રિયો અને દ્યાવા પૃથિવી-પ્રાણ-ઉદાન च-અને अपान्नपात्-આપ્ત ઉપાસકોને ન પાડનાર-રક્ષા કરનાર અપનાવનાર પરમાત્મા મારા मन्म-મનનીય સ્તુતિ વચન श्रुण्वन्तु-સાંભળે-સ્વીકાર કરે वः-તમારા માટે परिचक्ष्याणि वचांसि-નિંદાના વચનોને मा वोचम्-હું ન બોલું-પ્રતિકૂળ આચરણ ન કરું सुम्नेषु इत्-તમારાથી મળનારા સુખોને માટે वः-अन्तमाः-मदेम-તમારી અત્યંત નજીક રહીને આનંદમાં રહું. (૯)

*ભાવાર્થ : હે સર્વ મુમુક્ષુ ઋષિઓ મારા અધ્યાત્મયજ્ઞનું અનુમોદન કરો, પુષ્ટ કરો, વૃદ્ધિ કરો, માતા-પિતાઓ અને પ્રાણ-ઉદાનો તમે પણ વૃદ્ધિ કરો, આપ્ત, જીવન્મુક્તોના રક્ષક, અપનાવનાર પરમાત્મા મનનીય સ્તુતિ વચનોને સાંભળે, સ્વીકાર કરે, હું તમારા માટે નિંદાના વચન ન બોલું, પ્રતિકૂળ આચરણ ન કરું. સુખોને માટે તમારી અત્યંત નજીક રહીને આનંદમાં રહું. (૯)*

**૬૧૧. यशो मा द्यावापृथिवी यशो मेन्द्रबृहस्पती ।**
**यशो भगस्य विन्दतु यशो मा प्रतिमुच्यताम् ।**
**यशस्व्या३स्याः संसदोऽहं प्रवदिता स्याम् ॥ १० ॥**

પદાર્થ : द्यावा पृथिवी-પિતા માતા मा यशः-મારી યશ પ્રાપ્તિના કારણ બને-અન્તતઃ યશોરૂપ પરમાત્માની પ્રાપ્તિનાં કારણ બને इन्द्राबृहस्पती-શિષ્ય અને ગુરુ मा यशः-મારી યશ પ્રાપ્તિનાં કારણ બને-અન્તતઃ પરમાત્માની પ્રાપ્તિનાં કારણ બને भगस्य यशः-विन्दतु-ઐશ્વર્યનો યશ પ્રાપ્ત થાય-અન્તતઃ ઐશ્વર્ય પણ પરમાત્માની પ્રાપ્તિ કરાવે यशः-मा प्रति मुच्यताम्-યશ મને ગ્રહણ કરે-યશોરૂપ પરમાત્મા મારો સ્વીકાર કરે अस्याः-संसदः-આ માનવ સમાજનો अहं यशस्वी प्रवदिता स्याम्-હું યશસ્વી પ્રવક્તા-અન્તતઃ યશોરૂપ પરમાત્માનો કુશળ પ્રવક્તા બનું. (૧૦)

*ભાવાર્થ : પિતા-માતાની સેવામાં આજ્ઞાપાલનમાં હું યશસ્વી બનું-અન્તતઃ યશોરૂપ પરમાત્માની પ્રાપ્તિ કરું, શિષ્ય અને ગુરુથી એમ વર્તું કે જેથી હું યશોવાન બનું-અન્તતઃ યશોરૂપ પરમાત્માની પ્રાપ્તિમાં સહાયક બનું, ઐશ્વર્યનો યશ પ્રાપ્ત કરું-અન્તતઃ યશોરૂપ પરમાત્માની પ્રાપ્તિનું સાધન બનું, યશ મને અપનાવે, અપયશનું કાર્ય ન કરું, અન્તતઃ યશોરૂપ પરમાત્મા મને પ્રાપ્ત થાય. માનવ સમાજનો યશસ્વી હિતવક્તા બનું, અન્તતઃ યશોરૂપ પરમાત્માનો કુશળ વક્તા બનું. (૧૦)*

**૬૧૨. इन्द्रस्य नु वीर्याणि प्रवोचं यानि चकार प्रथमानि वज्री।**

अहन्नहिमन्वपस्ततर्द प्र वक्षणा अभिनत् पर्वतानाम् ॥ ११ ॥

પદાર્થ : इन्द्रस्य-ઐશ્વર્યવાન પરમાત્માનાં नु-શીઘ્ર-શીઘ્ર-વારંવાર वीर्याणि प्रवोचम्-વીરકર્મોને-સ્વાધારબળો-પરાક્રમોને પ્રશંસિત કરું છું. वज्री-તે વજ્રવાન ઉપાસકને બંધનથી વર્જિત કરનાર-છોડાવનાર ઓજસ્વી यानि प्रथमानि चकार-જે મુખ્ય પરાક્રમોને કરે છે, જેમકે अहिम्-अहन्-સમગ્રરૂપથી સર્વના મારક મૃત્યુરૂપ સર્પને મારે છે. अपः-अनुततर्द-બંધનના કારણભૂત કામનાઓ-કામવાસનાઓને નષ્ટ કરી દે છે पर्वतानां वक्षणाः-प्राभिनत्-તૃપ્તિકારક જ્ઞાનજ્યોતિવાળા વેદોના જ્ઞાનામૃત સ્રોતો-ઝરણાઓ ખોલે છે. (૧૧)

*ભાવાર્થ : સર્વ ઐશ્વર્યવાન પરમાત્માના વીરકર્મો-સર્વાધાર પરાક્રમોની શીઘ્ર શીઘ્ર-વારંવાર પ્રશંસા કરું છું, જે ઓજસ્વી ઉપાસકોને બંધનથી છોડાવનાર મહાન પરાક્રમો કરે છે, સર્વના મારક મૃત્યુરૂપ સર્પને-કામવાસનાને પણ નષ્ટ કરે છે; તથા તૃપ્તિકારક જ્ઞાનજ્યોતિઓથી પૂર્ણ વેદોનાં જ્ઞાનામૃતના સ્રોતો ઝરણાઓને વહાવે છે. (૧૧)*

६१३. अग्निरस्मि जन्मना जातवेदा घृतं मे चक्षुरमृतं म आसन्।
त्रिधातुरर्को रजसो विमानोऽजस्रं ज्योतिर्हविरस्मि सर्वम्॥ १२ ॥

પદાર્થ : अग्निः-હું વિશ્વનો અગ્રણી શાસક પરમાત્મા जन्मनाजातवेदाः-अस्मि-જન્મથી જ શું કહું, પરંતુ જન્મેલાને જાણનારો છું. અર્થાત્ મારો જન્મ થતો નથી, પરન્તુ હું તો જન્મેલાનો જ્ઞાતા છું-જન્મરહિત શાશ્વત સર્વજ્ઞ છું. मे चक्षुः-घृतम-મારા નેત્ર ગોલકરૂપ નહિ પરન્તુ તેજ છે જેમાં હું નેત્રવાળાને નેત્ર આપું છું मे-आसन्-अमृतम्-મારા મુખમાં અમૃત છે-અમૃત જ મુખ છે त्रिधातुः-अर्कः-ત્રણેય લોક-પૃથિવી, અન્તરિક્ષ અને દ્યુલોકોનો ધારણકર્તા અર્ચનીય દેવ છું रजसः-विमानः-લોકમાત્રને જુદી-જુદી ગતિ આપનાર-સંચાલક છું अजस्रं ज्योतिः-અનશ્વર જ્યોતિ-સર્વ જ્યોતિની જ્યોતિ-અમર જ્યોતિ सर्वं हविः-अस्मि-ઓમ્ નામક હવિ-ગ્રહણ કરવા યોગ્ય-પોતાની અંદર ધારણ કરવા યોગ્ય છું.

*ભાવાર્થ : હું વિશ્વનો અગ્રણી, શાસક પરમાત્મા જન્મથી કોણ છું, શું કહું. પરન્તુ જન્મેલાઓનો જાણનાર જ્ઞાતા છું, હું જન્મરહિત શાશ્વત છું. મારી આંખ તેજ છે, જે તેજને આંખોવાળાની આંખમાં આપું છું. મારું મુખ અમૃત છે, અથવા મારા મુખમાં અમૃત છે. ત્રણેય પૃથિવી, અન્તરિક્ષ અને દ્યુલોકનો ધારણકર્તા અર્ચનીય દેવ છું. લોકમાત્રને જુદી-જુદી ગતિ આપનાર છું. નાશરહિત જ્યોતિ-જ્યોતિઓની જ્યોતિ ओ३म् નામ મારી અંદર ધારણ કરવા યોગ્ય ઉપાસ્ય છું. (૧૨)*

६१४. पात्यग्निर्विपो अग्रं पदं वेः पाति यह्वश्चरणं सूर्य्यस्य ।
पाति नाभा सप्तशीर्षाणमग्निः पाति देवानामुपमादमृष्वः ॥ १३ ॥

પદાર્થ : विपः-अग्निः-વિપશ્ચિત્-સર્વજ્ઞ અગ્રણી પરમાત્મા वेः-अग्रं पदं पाति-ગતિશીલ નિરંતર

શરીર રહિત આત્માના આગળના પદ-જન્માન્તર શરીરની રક્ષા કરે છે કર્માનુસાર સુરક્ષિત રાખે છે યહ્વઃ-મહાન અગ્રણી પરમાત્મા સૂર્યસ્ય ચરણં પાતિ-વિદ્યાસૂર્ય વિદ્વાન સર્વ ઇન્દ્રિયોના સ્વામી વશીકર્તા જીવન્મુક્ત આત્માનું સેવન કરવા યોગ્ય મોક્ષની રક્ષાવાળો છે. નાભા-નાભિ-પ્રાણોને બાંધનાર અગ્નિ-અગ્રણી પરમાત્મા સપ્તશીર્ષાણં પાતિ-સાત શીર્ષ ઉપરના પ્રાણવાળા આત્માની રક્ષા કરે છે. ઋષ્વઃ-સર્વને પ્રાપ્ત મહાન પરમાત્મા દેવાનામ્-ઉપમાદમ્-સમસ્ત ઉપાસક વિદ્વાનોના અભ્યુદય રૂપ સાંસારિક આનંદકારી સુખની પણ રક્ષા કરે છે. (૧૩)

*ભાવાર્થ : સર્વજ્ઞ અગ્રણી પરમાત્મા એક શરીરથી બીજા શરીરમાં જનાર આત્માના આગલા જન્મની રક્ષા કરે છે-તેને નિયત કરે છે. એ પ્રાણોને બાંધનાર સાત ઉપર પ્રાણો-બે આંખ, બે કાન, બે નાકના છિદ્રો અને એક મુખથી ઉચિત કાર્ય લેનાર સંયમીની રક્ષા કરે છે, સાચું સુખ પ્રાપ્ત કરાવે છે, જીવન્મુક્તની રક્ષા કરે છે. (૧૩)*

## ખંડ-૪

**૬૧૫. भ्राजन्त्यग्ने समिधान दीदिवो जिह्वा चरत्यन्तरासनि।**
**स त्वं नो अग्ने पयसा वसुविद्रयिं वर्चो दृशेऽदाः॥ १ ॥**

પદાર્થ : समिधान दीदिवः-अग्ने-હે સમ્યક્ પ્રકાશમાન અન્યોને પ્રકાશિત કરનાર અગ્રણી પરમાત્મન્ ! भ्राजन्ती जिह्वा-તારા ગુણોનો પ્રકાશ કરતી વાક્-વાણી आसनि-अन्तः-चरति-મુખમાં પ્રાપ્ત છે सः-त्वम्-તે તું वसुविद्-अग्ने-હે ધન પ્રાપ્ત કરાવનાર પરમાત્મન્ ! दृशे-તારા દર્શન માટે नः-અમારે માટે रयिं वर्चः पयसा-પુષ્ટિ-સ્વાસ્થ્ય બ્રહ્મવર્ચસને પ્રાણશક્તિની સાથે अदाः-પ્રદાન કર. (૧)

*ભાવાર્થ : હે સ્વયં પ્રકાશમાન તથા અન્યોને પ્રકાશિત કરનાર અગ્નિ-અગ્રણી પરમાત્મન્ ! તારા ગુણોને પ્રકાશિત કરતી વાણી મારા મુખમાં પ્રાપ્ત છે. તે તારી સ્તુતિ કરતી રહે છે; એના બદલામાં તું તારા દર્શન માટે અમારે માટે પુષ્ટિ, સ્વાસ્થ્ય, પ્રાણશક્તિ અને બ્રહ્મવર્ચસ (બ્રહ્મજ્ઞાનથી ઉત્પન્ન થતું તેજ) પ્રદાન કર. (૧)*

**૬૧૬. वसन्त इन्नु रन्त्यो ग्रीष्म इन्नु रन्त्यः ।**
**वर्षाण्यनु शरदो हेमन्तः शिशिरः इन्नु रन्त्यः ॥ २ ॥**

પદાર્થ : वसन्तः-इत्-नु-रन्त्यः-હે પ્રકાશ સ્વરૂપ અગ્રણી પરમાત્મન્ ! મારો પ્રાણ (પ્રાણ=વસંત) હાં, શીઘ્ર શીઘ્ર વારંવાર પ્રાણાયામ આદિ દ્વારા તારામાં રમણ કરવા યોગ્ય બને ग्रीष्मः-इत्-नु रन्त्यः-[વાગ્ગ્રીષ્મ:] મારી વાક્-વાણી હાં, શીઘ્ર શીઘ્ર-વારંવાર સ્તુતિ દ્વારા તારામાં રમણ કરનારી બને वर्षाणि अनु-[ચક્ષુર્વષા:] સાથે જ મારી આંખ હાં, શીઘ્ર શીઘ્ર-વારંવાર તારા દર્શનની ઉત્સુક્તા તારા રચેલા જગતમાં તારી કળાને નિહાળી નિહાળીને તારા પાઠ-ભણીને તારામાં રમણ કરવા યોગ્ય બને शरदः

[શ્રોત્રં શરદઃ] મારા કાન હાં, શીઘ્ર શીઘ્ર-વારંવાર તારા સંબંધમાં શ્રવણ દ્વારા તારામાં રમણ કરવા યોગ્ય બને हेमन्तः [મનો હેમન્તઃ] મારું મન હાં, શીઘ્ર શીઘ્ર-વારંવાર તારા મનન ચિંતન દ્વારા તારામાં રમણ કરવા યોગ્ય બને शिशिरः-इत्-नु रन्त्यः-[શિશિરં પ્રતિષ્ઠાનમ્] મારું પ્રતિષ્ઠાન-નાભિ નીચેનું અંગ શીઘ્ર શીઘ્ર-વારંવાર આસન, સદાચરણ દ્વારા તારામાં રમણ કરનાર બને. (૨)

*ભાવાર્થ : પરમાત્મન્ ! મારો પ્રાણ પ્રાણાયામ દ્વારા, મારું મન મનન દ્વારા, મારા કાન તારા શ્રવણ દ્વારા, મારી આંખ તારા દર્શન અને પ્રત્યેક વસ્તુમાં તારું પ્રતિબિંબ નિહાળે, તારો પાઠ ભણીને મારી વાણી તારી સ્તુતિ, ગુણગાન કરે. તથા નાભિથી નીચેના ભાગ આસન અને સદાચરણ દ્વારા તારામાં સદા વારંવાર સમર્પણ કરવા યોગ્ય બની રહે. (૨)*

## ६१७. सहस्त्रशीर्षाः पुरुषः सहस्त्राक्षः सहस्त्रपात् ।
## स भूमिं सर्वतो वृत्वात्यतिष्ठद्दशाङ्गुलम् ॥ ३ ॥

પદાર્થ : सहस्त्रशीर्षा-અસંખ્ય શિરવાળા અનંત જ્ઞાન શક્તિમાન सहस्त्राक्षः-અસંખ્ય નેત્રોવાળા અનંત દર્શન શક્તિમાન सहस्त्रपात्-અસંખ્ય પગોવાળા અનંત ગતિ શક્તિમાન पुरुषः-સૃષ્ટિમાં પૂર્ણ પુરુષ પરમાત્મા છે सः-તે भूमिं सर्वतः-ભુવન-જગતને સર્વત્રથી ઘેરીને-વ્યાપ્ત થઈને दशाङ्गुलम्-अत्यतिष्ठत्-દશાંગુલ પરિમાણવાળા-દશ આંગળીના સંકેતથી પાંચ સ્થૂલભૂત પાંચ સૂક્ષ્મભૂત અથવા દશ આંગળીનો સંપુટ-બન્ને હાથોની મુઠ્ઠીમાં વશ કરેલ બ્રહ્માંડ ગોળને અતિક્રમણ કરીને તેનાથી પણ બહાર અનન્ત રૂપથી રહેલ છે. પરમાત્મન્ ! તું આકાશથી પણ પાર છે. (૩)

*ભાવાર્થ : સમસ્ત જગતના રચયિતા પરમ પુરુષ પરમાત્મા આ જગતની અંદર પૂર્ણ થઈને અનન્તજ્ઞાન, શક્તિમાન, અનન્ત દર્શન શક્તિમાન, અનન્ત ગતિ શક્તિમાન છે, જગતના સર્વ પદાર્થો તેના જ્ઞાનમાં છે. સર્વ જીવોના કર્મનો જ્ઞાતા છે. સર્વ તેની દૃષ્ટિમાં છે-દૃષ્ટા છે. સર્વને ગતિ પ્રદાન કરે છે. સમસ્ત જગતમાં વ્યાપ્ત છે. સર્વ જગત તેની સામે સીમિત છે કારણ કે તે બહાર પણ અનન્ત છે. તેનું શરણ પરમ કલ્યાણપ્રદ છે. (૩)*

## ६१८. त्रिपादूर्ध्व उदैत् पुरुषः पादोऽस्येहाभवत् पुनः ।
## तथा विष्वङ् व्यक्रामदशनानशने अभि ॥ ४ ॥

પદાર્થ : त्रिपात् पुरुषः-ત્રણ પાદ-ત્રણ અમૃતાનંદરૂપો વાળો પરમ પુરુષ ऊर्ध्वः-उदैत्-નાશવાન જગત્ થી પર, ઉપર ઉઠેલ છે अस्य पादः-इहः-पुनः-अभवत्-તેના પગ માત્ર જગતરૂપ અહીં નીચે પુનઃ પુનઃ થાય છે. तथा-એ રૂપમાં તે अशनाशने-अभि-ભોગનારા જંગમ-ચેતન અને ન ભોગનારા જડને લક્ષ્ય કરીને विष्वङ् व्यक्रामत्-ઉત્પાદન ધારણ નિયંત્રણ કર્મફળ પ્રદાન આદિ વિવિધ શક્તિઓથી સરળતાથી પ્રાપ્ત થનાર પરમાત્મા પોતાના વિક્રમમાં રાખેલ છે. (૪)

*ભાવાર્થ : પૂર્ણ પુરુષ પરમાત્મા બે સ્થાનમાં બિરાજમાન છે એક સ્થાન તો જગત છે, જે વારંવાર*

*ઉત્પન્ન થયા કરે છે, તેમાં ભોગનારા જંગમ અને ન ભોગનારા જડ ઉત્પન્ન થતા રહે છે, તેને પરમાત્માએ પોતાની વિવિધ શક્તિઓથી પોતાને વશ રાખેલ છે. બીજું સ્થાન જગતથી પૃથક્ અમૃતાનંદરૂપ મોક્ષ છે, મુમુક્ષુ ઉપાસક આત્માઓ તેમાં મોક્ષાનંદ પ્રાપ્ત કરે છે. (૪)*

## ૬૧૯. पुरुष एवेदं सर्वं यद् भूतं यच्च भाव्यम् ।
## पादोऽस्य सर्वा भूतानि त्रिपादस्यामृतं दिवि ॥५॥

પદાર્થ : पुरुषे-एव-પૂર્ણ પુરુષ પરમાત્માની અંદર જ इदं सर्वम्-આ સર્વ જગત છે यत्-भूतं यत्-च भाव्यम्-જે ઉત્પન્ન થયેલ, જે ઉત્પન્ન થનાર છે, તેથી सर्वा भूतानि-अस्य पादः-સંપૂર્ણ ઉત્પન્ન થયેલા પદાર્થો અને જે ઉત્પન્ન થનારા છે તે પૂર્ણ પુરુષ પરમાત્માના એક પાદ માત્ર છે-એક દેશ અર્થાત્ એક અંશમાત્ર છે अस्य त्रिपात्-તેના ત્રણ પાદ જે ભૂત અને ભવિષ્યથી પર ન ઉત્પન્ન થનાર અભૌતિક अमृतं दिवि-મૃતરહિત સ્થિર પ્રકાશાત્મક મોક્ષધામમાં છે. (૫)

*ભાવાર્થ : પૂર્ણ પુરુષ પરમાત્મામાં આ જે ઉત્પન્ન થયેલું અથવા હવે પછી ઉત્પન્ન થનાર જગત છે, જેની અંદર સર્વ જડ અને જંગમ છે, તે પરમાત્માના એક પાદ-એક દેશમાં રહેલ હોવાથી એક અંશમાત્ર છે, પરંતુ તેના પાદત્રય-ત્રણ પાદવાળું સ્વરૂપ અમૃતાનંદ એ ભૌતિક જગતથી પર છે. અભૌતિક પ્રકાશમાનાત્મક સ્વસ્વરૂપમાં અર્થાત્ મોક્ષધામમાં છે. (૫)*

## ૬૨૦. तावानस्य महिमा ततो ज्यायाँश्च पूरुषः ।
## उतामृतत्वस्येशानो यदन्नेनातिरोहति ॥६॥

પદાર્થ : तावान्-अस्य महिमा-તે એક પાદ માત્ર ઉત્પન્ન અને ઉત્પન્ન થનાર ભૌતિક જગત એ સર્વ પૂર્ણ પુરુષ પરમાત્માનો મહિમા-સ્થૂલ દૃષ્ટિએ મહાન પરિચય કરાવનાર છે. च-અને ततः-ज्यायान्-पूरुषः-તેથી અધિક મહાન પૂર્ણ પુરુષ પરમાત્મા છે उत-અને તે अमृतत्वस्य-ईशानः-ત્રિપાદરૂપ અમૃત સ્વરૂપનો ઈશ છે-સ્વામી છે यत्-अन्नेन अतिरोहति-જે કે કર્મફળ ભોગ દ્વારા ભોગનું લક્ષ્ય બનેલ જગતમાં આવીને અતિરોહણ કરે છે-મોક્ષની તરફ જાય છે. તે જીવ વર્ગનો પણ સ્વામી છે. (૬)

*ભાવાર્થ : આ જેટલું પણ ભૌતિક જગત છે, જે જે ઉત્પન્ન થયેલું અને ઉત્પન્ન થનાર છે, તે સર્વ પૂર્ણ પુરુષ પરમાત્માનો મહિમા માત્ર છે. પુરુષ પરમાત્મા તો તેથી મહાન છે. તે અમૃતત્વનો સ્વામી છે અને જે કર્મફળ ભોગના લક્ષ્યથી આવીને પુનઃ મોક્ષની તરફ પણ અતિરોહણ કરે છે; તે જીવવર્ગનો પણ સ્વામી છે, તે એવા મહાન પુરુષનું શરણ લેવું કલ્યાણકર છે. (૬)*

## ૬૨૧. ततो विराडजायत विराजो अधि पूरुषः ।
## स जातो अत्यरिच्यत पश्चाद् भूमिमथो पुरः ॥७॥

પદાર્થ : ततः-विराट्-अजायत-તે પૂર્ણ પુરુષ પરમાત્મા દ્વારા વિરાટ્-વિવિધ પદાર્થોથી શોભાયમાન બ્રહ્માંડ ઉત્પન્ન થયેલ છે. विराजः-अधिपूरुषः-વિરાટ્-બ્રહ્માંડની ઉપર તેનો અધિનાયક-અધિષ્ઠાતા પૂર્ણ પુરુષ પરમાત્મા છે. पश्चात् सः-जातः-પશ્ચાત્ તે ઉત્પન્ન થયેલ વિરાટ-બ્રહ્માંડનાં અધિષ્ઠતૃત્વમાં भूमिम्-अथ पूरः-अति-अरिच्यत-ઉત્પત્તિ સ્થાન-લોકમાત્રને એની પશ્ચાત્ પુરો-જીવશરીરોને અતિશયથી વિરચિત કર્યા-બહાર કાઢ્યા-પ્રકટ કર્યા. (૭)

*ભાવાર્થ : પૂર્ણ પુરુષ પરમાત્મા બ્રહ્માંડને ઉત્પન્ન કરીને તેનો અધિષ્ઠાતા બન્યો, પશ્ચાત્ બ્રહ્માંડનો વિસ્તાર ભૂમિ આદિ વિભિન્ન લોકોમાં થયો, તેના પર વિભિન્ન પ્રાણી શરીર-જરાયુજ, અંડજ, સ્વેદજ, ઉદ્‌ભિજ થયા, જેમાં જીવાત્મા બંધાયેલ છે. તે ઉત્પન્ન કર્તા પરમાત્માને માનીને તથા જાણીને તેની સ્તુતિ-પ્રાર્થના-ઉપાસના કરીને બંધનથી છૂટીને મોક્ષ અને બ્રહ્માનંદને પ્રાપ્ત કરે છે. (૭)*

## ६२२. मन्ये वां द्यावापृथिवी सुभोजसौ ये अप्रथेथाममितमभि योजनम्।
## द्यावापृथिवी भवतं स्योने ते नो मुञ्चतमंहसः ॥८॥

પદાર્થ : सुभोजसौ-द्यावापृथिवी-હે મારું શ્રેષ્ઠ પાલન કરનારા પ્રાણ અને ઉદાન वाम्-તમે બન્નેને मन्ये-ચાહું છું ये अमितं योजनम्-अभि-अप्रथेथाम्-તમે બન્નેને અપરિમિત યોજન મને જ્યાં યુક્ત થવાના છો એવા યોજનીય મોક્ષધામની સન્મુખ પ્રસિદ્ધ કરો द्यावापृथिवी स्योने भवतम्-તમે બન્ને પ્રાણ અને ઉદાન સુખદાયક થાઓ. ते-તે તમે બન્ને अंहसः-मुञ्चतम्-આત્મઘાત પાપબંધનથી છોડાવો. (૮)

*ભાવાર્થ : હે મારા જીવન સાથીઓ શ્રેષ્ઠ પાલન કરનારા પ્રાણ અને ઉદાન ! તમે જન્મથી જ સાથે છો, હું તમને ચાહું છું, તમે સંસારમાં સુખદાયક બનો તથા મને પાપ બંધનથી છોડાવો અને અસીમ યોગમેલના સ્થાન મોક્ષને મારા માટે પ્રસિદ્ધ-પ્રકટ કરો. જીવનને ચલાવો-અધ્યાત્મ ક્ષેત્રમાં પ્રેરિત કરો. પરમાત્માની ઉપાસનામાં લાગો-લગાવો. (૮)*

## ६२३. हरी त इन्द्र श्मश्रूण्युतो ते हरितौ हरी ।
## तं त्वा स्तुवन्ति कवयः पुरुषासो वनर्गवः ॥९॥

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! ते-તારા આપેલા श्मश्रूणि-શરીરમાં-હૃદયમાં શ્રિત પ્રાપ્ત થયેલ हरी-રોગનું હરણ કરનાર અને સ્વાસ્થ્યનું આહરણ કરનાર પ્રાણ અને ઉદાન બન્ને ते-તારા हरी हरितौ-અજ્ઞાન-અંધકાર અપહરણ કરનાર અને આનંદ આહરણ કરનારા દિવ્ય સ્વરૂપોને જ્યોતિ સ્વરૂપ અને શાન્ત સ્વરૂપ એને तं त्वा-અને તે તને वनर्गवः-તુજ વનનીય સંભજનીય પરમાત્માની તરફ જનારા વિરક્ત कवयः पुरुषासः-વિદ્વાન જનો स्तुवन्ति-સ્તુત-પ્રશંસિત કરે છે. (૯)

*ભાવાર્થ : હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તારા આપેલા તારા રચેલા શરીરમાં-હૃદયમાં પ્રાપ્ત રોગનાશક, સ્વાસ્થ્યકર્તા, અજ્ઞાનનાશક અને આનંદ પ્રાપક દિવ્ય પ્રાણ અને ઉદાનને સાધનારા વિરક્તજનો તારી સ્તુતિ-પ્રશંસા કરે છે. (૯)*

६२४. यद्वर्च्चो हिरण्यस्य यद्वा वर्चो गवामुत ।
सत्यस्य ब्रह्मणो वर्चस्तेन मा सं सृजामसि ॥१०॥

પદાર્થ : हिरण्यस्य यत्-वर्चः-સોનાનું જે તેજ-સૌંદર્યરૂપ છે यत्-वा-અને જે गवाम्-उत-સૂર્યકિરણોનું વર્ચ-તેજ ચમકરૂપ છે તથા વેદ-વાણીઓનું વર્ચ-જ્ઞાનરૂપ છે सत्यस्य-ब्रह्मणः-वर्चः-સત્યસ્વરૂપ પરમાત્માનું જે વર્ચ-તેજ બ્રહ્માનંદરૂપ છે तेन मा संसृजामसि-તેથી હું પોતાને સંસૃષ્ટ કરું-સંસ્કૃત કરું, સારી રીતે અલંકૃત કરું. (૧૦)

*ભાવાર્થ : સોનાનું તેજ-ચળક-સૌંદર્ય, સૂર્ય કિરણોનું તેજ-પ્રકાશ, વેદવચનોનું તેજ-જ્ઞાન, સત્યસ્વરૂપ પરમાત્માનું તેજ-બ્રહ્માનંદ દ્વારા હું ઉપાસક મને સંસ્કૃત અને સુભૂષિત-અલંકૃત કરું. મારા શરીરમાં મસ્તિષ્કમાં, મનમાં, આત્મામાં ક્રમશઃ સ્વાસ્થ્ય સૌંદર્ય, પ્રકાશ, જ્ઞાન, બ્રહ્માનંદ પ્રાપ્ત કરું. (૧૦)*

६२५. सहस्तन्न इन्द्र दद्ध्योज ईशे ह्यस्य महतो विरप्शिन्।
क्रतुं न नृम्णं स्थविरं च वाजं वृत्रेषु शत्रून्त्सुहना कृधी नः॥११॥

પદાર્થ : विरप्शिन्-इन्द्र-હે મહાન ઐશ્વર્યવાન પરમાત્મન્ ! नः-અમને तत् सहः-તે બળ-બાહ્ય બળને ओजः-આત્મબળને दद्धि-દે-પ્રદાન કર अस्य महतः-તું આ મહાન સંસારનો ईशे हि-સ્વામિત્વ-શાસનકર્તા છે જ, તે બળ અને ઓજ રાખીને જ સંસાર પર શાસન કરે છે, અમે શરીર અને મન પર શાસન કરી શકીએ क्रतुं न स्थविरं नृम्णं वाजं च-પ્રજ્ઞા આપ તથા પ્રજ્ઞાની સમાન સ્થિર ધન-મૌક્ષૈશ્વર્યને આપ અને સ્થિર અન્ન-અમૃતભોગ-આનંદ પણ આપ તથા वृत्रेषु-કામ-ક્રોધાદિ પાપભાવોને કારણે नः-सुहना शत्रून् कृधि-અમને બળવાન અને શમન કરનાર કરી દે-બનાવી દે. (૧૧)

*ભાવાર્થ : હે મહાન ઐશ્વર્યવાન્ પરમાત્મન્ ! તું અમને બાહ્યબળ અને આત્મબળ આપ, જેના દ્વારા તું વિસ્તૃત સંસાર પર શાસન કરે છે. અમે સંસાર પર નહિ, પરન્તુ શરીર અને મન પર શાસન કરી શકીએ, તથા પ્રજ્ઞા પણ આપ. પ્રજ્ઞા સમાન સ્થિર ધન-મોક્ષૈશ્વર્ય અને બ્રહ્માનંદ પણ આપ, કામ, ક્રોધ આદિ પાપ ભાવોને કારણે અમને બળવાન, સંયમી અને શમન કરનાર બનાવી દે. (૧૧)*

६२६. सहर्षभाः सहवत्सा उदेत विश्वा रूपाणि बिभ्रतीर्द्व्यूध्नीः।
उरुः पृथुरयं वो अस्तु लोक इमा आपः सुप्रपाणा इह स्त॥१२॥

પદાર્થ : सहर्षभाः-હે સ્તુતિ વાણીઓ ! તમે ઋષભ = સાંઢરૂપ આત્માની સાથે सहवत्साः-મનરૂપ બાળકો-વાછરડાઓ સહિત द्व्यूध्नीः-ઐહિક સુખ પારલૌકિક મોક્ષાનંદ ફળ આપનારી विश्वा रूपाणि

बिभ्रतीः-સમસ્ત સુંદર-કમનીય વસ્તુઓને ધારણ કરતી બિરાજમાન રહે अयं यः-એ જે उरू पृथुः-लोकः-अस्तु-મહાન, વિસ્તૃત વિશાળ મોક્ષધામ છે इह-એ મોક્ષધામમાં इमाः-सुप्रपाणाः-आपः-स्त-એ પ્રસિદ્ધ ભરપૂર પાન કરવા યોગ્ય વ્યાપક પ્રજાપતિ પરમાત્મા છે. (૧૨)

*ભાવાર્થ : હે સ્તુતિવાણીઓ ! તમે આત્માની સાથે મનની સાથે પણ બન્ને લોકોમાં ફળ આપનારી, સંસારમાં પણ સાચું સુખ અને મોક્ષમાં પણ શાન્ત આનંદ પ્રાપ્ત કરાવનારી તમે છો, તમે વધતી રહો. છેવટે તમારે માટે મહાન વિસ્તૃત મોક્ષધામ છે, જ્યાં સારી રીતે પાન કરવા યોગ્ય પ્રજાપતિ પરમાત્મા છે, જેની તરસ તમને લાગેલી છે, જેને પાન કરાવવાનું તમારું અન્તિમ લક્ષ્ય છે. (૧૨)*

## ખંડ-૫

**६२७. अग्न आयूँषि पवस आसुवोर्जमिषं च नः। आरे बाधस्व दुच्छुनाम्॥ १॥**

પદાર્થ : अग्ने-હે અગ્રણી પરમાત્મન્ ! आयूंषि पवसे-પ્રાણોને પ્રેરિત કર ऊर्जम्-इषं च नः-आसुवः-તેથી રસાત્મક સૂક્ષ્મભોગને મોક્ષરૂપ આયુનું ફળ અને સ્થૂળ અન્નભોગ તથા સંસારમાં ભૌતિક પ્રાણોનું ફળ અન્ન અમારે માટે ઉત્પન્ન કર दुच्छुनाम्-પાપની પ્રવૃત્તિઓને आरे बाधस्व-અમારાથી દૂર હટાવ. (૧)

*ભાવાર્થ : હે અગ્રણી પરમાત્મન્ ! તું અમારા પ્રાણોને અગ્ર-અગ્ર પ્રેરિત કર, ભૌતિકતાથી ઉન્નતિ કરતા મોક્ષધામમાં, અમૃતરૂપ ધારણ કરીએ. આ જગતમાં સ્થૂળ અન્નભોગોને પ્રાપ્ત કરાવીને ફરી મોક્ષધામમાં અમૃતરસને પણ પ્રાપ્ત કરાવ. આ લોકની એ દુષ્પ્રવૃત્તિને દૂર હટાવ. (૧)*

**६२८. विभ्राड् बृहत् पिबतु सोम्यं मध्वायुर्दधद्यज्ञपतावविह्रुतम्।**
**वातजूतो यो अभिरक्षति त्मना प्रजाः पिपर्ति बहुधा वि राजति॥ २॥**

પદાર્થ : यज्ञपतौ-અધ્યાત્મયજ્ઞના યજમાન ઉપાસકને માટે अविह्नुतम्-आयुः-दधत्-અવિકલિત-સરળ જીવનને ધારણ કરાવવા માટે विभ्राट्-વિશેષ પ્રકાશમાન સમસ્ત પ્રકાશમાનોમાં પ્રકાશમાન પરમાત્મા बृहत् सोम्यं मधु-ખૂબ જ ઉપાસનારસયુક્ત મધુપાનક पिबतु-પાન કરે-સ્વીકાર કરે-કરે છે. यः-वातजूतः-જે મનને પ્રેરિત-પ્રાર્થિત त्मना-આત્મભાવથી-સ્નેહથી प्रजाः-अभिरक्षति-ઉપાસક પ્રજાઓ પર દયા કરે છે पिपर्ति-તેનું પાલન કરે છે बहुधा विराजति-અનેક પ્રકારથી તેની અંદર પ્રકાશમાન થાય છે. (૨)

*ભાવાર્થ : અધ્યાત્મયજ્ઞના યજમાન ઉપાસકે સરળ જીવનને ધારણ કરવા માટે વિશેષ પ્રકાશમાન અધ્યાત્મપ્રકાશદાતા પરમાત્મા ઉપાસકો દ્વારા આત્મભાવથી સમર્પિત મધુર ઉપાસનારસનો દયા કરીને સ્વીકાર કરે છે તથા ઉપાસકનું પાલન કરીને તેને સાક્ષાત્ થાય છે. (૨)*

**६२९. चित्रं देवानामुदगादनीकं चक्षुर्मित्रस्य वरुणस्याग्नेः ।**

२ ३   १ २   ३ २   ३ १ २ ३   १ २   ३ १   २र   ३ १ २
**आप्रा द्यावापृथिवी अन्तरिक्षं सूर्य आत्मा जगतस्तस्थुषश्च ॥ ३ ॥**

પદાર્થ : **जगतः-च-तस्थुषः-आत्मा**-જંગમ-ચર ચેતનના અને સ્થાવર-જડના આત્મા-વિશ્વના આત્મા પરમાત્મા **सूर्यः**-જ્ઞાનપ્રકાશ સ્વરૂપ-જ્ઞાનસૂર્ય **देवानां चित्रम्-अनीकम्**-મુમુક્ષુ જીવન્મુક્તોના અદ્‌ભુત શ્રેષ્ઠ પ્રાણ **मित्रस्य वरुणस्य-अग्नेः-चक्षुः**-મારા પ્રાણના અયનના અને વાક્-વાણીના પ્રકાશક **उदगात्**-અહો મુજ ઉપાસક-ધ્યાનીની અંદર સાક્ષાત્ થયો-થઈ ગયો **द्यावापृथिवी अन्तरिक्षम् आप्राः**-મારા ઉપરના અંગ શિરને, નીચેના અંગ કટિને તથા હૃદયાવકાશને જ્ઞાન જીવનગતિ પ્રવૃત્તિઓથી ભરી દીધેલ છે. (૩)

*ભાવાર્થ : ચર-અચર-જંગમ-જડના આત્મા પરમાત્મા સ્વતઃ જ્ઞાન પ્રકાશસ્વરૂપ જ્ઞાનસૂર્ય મુમુક્ષુઓ જીવન્મુક્તોના અદ્‌ભુત શ્રેષ્ઠ મુખ્ય પ્રાણ તથા શ્વાસ ઉચ્છ્‌વાસ અને વાણીના પ્રકાશક ઉપાસકની અંદર સાક્ષાત્ થાય છે. ફરી મૂર્ધા-શિર, હૃદય અને કટિને પોતાની જ્ઞાન જીવનગતિ શક્તિઓથી ભરી દે છે. (૩)*

१   २र   ३ १ २   ३ १ २   ३२   ३ १ २   ३ १   २
**६३०. आयं गौः पृश्निरक्रमीदसदन्मातरं पुरः। पितरं च प्रयन्त्स्वः ॥ ४ ॥**

પદાર્થ : **अयम्**-એ **गौः**-સ્તોતા-ઉપાસક **पृश्निः**-પરમજ્યોતિનો સ્પર્શ કરનાર-પ્રાપ્ત કરનાર ઉપાસક આત્મા **आ-अक्रमीत्**-સંસારમાં આવ્યો-આવે છે **पुरः-मातरं पितरं च-आसदत्**-પ્રથમ માતા અને પિતાને પ્રાપ્ત થાય છે પુનઃ **प्रयन्**-પ્રગતિ કરીને **स्वः**-મોક્ષધામમાં પહોંચે છે. (૪)

*ભાવાર્થ : એ સ્તુતિકર્તા ઉપાસક પરમજ્યોતિને સ્પર્શ કરનાર, પ્રાપ્ત કરનાર આત્મા-જીવાત્મા સંસારમાં અવતરણ કરે છે. પ્રથમ માતા, પિતાને પ્રાપ્ત થાય છે, પિતાના બીજભાવથી અને માતાના ગર્ભધારણથી પુનઃ ઉત્પન્ન થઈને જીવનમાં પ્રગતિ કરતાં-ઉન્નતિ કરતાં નિતાન્ત સુખ સ્થાન મોક્ષધામને પ્રાપ્ત થાય છે. (૪)*

३ १ २   ३ २उ   ३ १ २   ३ २   २र   ३ १   २र
**६३१. अन्तश्चरति रोचनास्य प्राणादपानती। व्यख्यन्महिषो दिवम् ॥ ५ ॥**

પદાર્થ : **महिषः-रोचना**-મહાન પ્રકાશમાન **अस्य**-આ જગતની **अन्तः**-અંદર **चरति**-પ્રાપ્ત થઈ રહ્યો છે **प्राणात्-अपानती**-દ્યુલોક અને પૃથિવીલોક સુધી **दिवं व्यख्यत्**-મોક્ષધામને પ્રકાશિત કરે છે. (૫)

*ભાવાર્થ : મહાન પ્રકાશમાન પરમાત્મા આ જગતની અંદર દ્યુલોકથી લઈને પૃથિવી સુધી પ્રાપ્ત થઈ રહ્યો છે અને મોક્ષધામને પોતાના પ્રકાશથી પ્રકાશિત કરી રહ્યો છે. (૫)*

३ २उ   ३ १ २   ३ १   २ ३ १ २   २ ३ २   ३२ ३   १ २
**६३२. त्रिंशद्धाम वि राजति वाक् पतङ्गाय धीयते। प्रति वस्तोरह द्युभिः ॥ ६ ॥**

પદાર્થ : **पतङ्गाय**-મારા આત્મામાં પ્રાપ્ત થનાર પરમાત્માને માટે **प्रति वस्तोः-वाक्-धीयते**-પ્રતિદિન મારા દ્વારા સ્તુતિ આધાન કરવામાં આવે છે-સમર્પિત કરવામાં આવે છે **अह**-અહો **द्युभिः**-પોતાની જ્યોતિઓથી મારી અંદર **त्रिंशत्-धाम**-ત્રીશ ઘડી **विराजति**-વિશેષ પ્રકાશિત રહે છે.

*ભાવાર્થ : આત્મામાં પ્રાપ્ત થનાર પરમાત્માને માટે મુજ ઉપાસક દ્વારા પ્રતિદિન સ્તુતિ સમર્પિત*

*કરવામાં આવે છે, અહો-કેવું સુંદર છે, તે પરમાત્મા પણ પોતાની જ્યોતિઓથી ત્રીશ ઘડીઓ-દિવસ-રાત મુજ ઉપાસકની અંદર વિશેષ પ્રકાશિત રહે છે, મારી સ્તુતિ ખાલી જતી નથી અને તે પણ દયા, ન્યાયનો ત્યાગ કરતો નથી. (૬)*

## ६३३. अप त्ये तायवो यथा नक्षत्रा यन्त्यक्तु भिः। सूराय विश्वचक्षसे॥ ७॥

પદાર્થ : यथा-જેમ सूराय-સૂર્યના આગમનને લક્ષ્ય કરીને-સૂર્ય ઉદય થયા પછી अक्तुभिः-नक्षत्रा-રાત્રિઓ સહિત બુધ, શુક્ર આદિ ગ્રહ, તારા अपयन्ति-દૂર થઈ જાય છે; હટી જાય છે, તેમજ विश्वचक्षसे-વિશ્વ દૃષ્ટા પરમાત્માને લક્ષ્ય કરીને ઉપાસક त्ये तायवः-તે ચોરભાવ જે અંદરથી અને બહારથી જુદા ભાવ તથા કામ આદિ દોષો દૂર ભાગી જાય છે. (૭)

*ભાવાર્થ : જેમ સૂર્યના આગમનથી રાતની સાથે તારાઓ ચાલ્યા જાય છે, તેમજ સર્વ દૃષ્ટા, સર્વ—દર્શક પરમાત્માના આગમનથી મનમાં અને બહારમાં જુદા ભાવ તથા કામ આદિ ગુપ્ત દોષ ચાલ્યા જાય છે. (૭)*

## ६३४. अदृश्रन्नस्य केतवो वि रश्मयो जनाँ अनु। भ्राजन्तो अग्नयो यथा॥ ८॥

પદાર્થ : अस्य केतवः-એ સૂર્ય પરમાત્માને કેતુ-જ્ઞાપક સંકેત કરનાર रश्मयः-સર્વત્ર વ્યાપ્ત ગુણ जनान्-अनु-ઉપાસક અને મનનશીલ જનોને अदृश्रन्-જોવામાં આવે છે यथा-भ्राजन्तः-अग्नयः-જાજ્વલ્યમાન અગ્નિઓ જોવામાં આવે છે. (૮)

*ભાવાર્થ : અહો ! એ સરણશીલ-વ્યાપનશીલ પરમાત્માની જ્ઞાપક ગુણ રશ્મિઓ ઉપાસક અને મનનશીલ-જનોને જોવામાં આવી રહી છે, જેમ જાજ્વલ્યમાન અગ્નિની જ્વાળાઓ સાક્ષાત્ જોવામાં આવે છે. (૮)*

## ६३५. तरणिर्विश्वदर्शतो ज्योतिष्कृदसि सूर्य। विश्वमाभासि रोचनम्॥ ९॥

પદાર્થ : सूर्य-હે સર્વત્ર સરણશીલ વ્યાપનશીલ પરમાત્મન્ ! તું तरणिः-મુમુક્ષુઓને દુઃખસાગરથી તારનાર છે विश्वदर्शतः-સર્વનો દર્શનીય ज्योतिष्कृत्-असि-જ્ઞાન જ્યોતિનો કરનાર-આપનાર છે विश्वं रोचनम्-आभासि-સમસ્ત પ્રકાશમાનોને તું જ પ્રકાશિત કરે છે-પ્રકાશ પ્રદાન કરે છે. (૯)

*ભાવાર્થ : સર્વત્ર વ્યાપનશીલ પરમાત્મા મુમુક્ષુ ઉપાસકોને દુઃખસાગરથી તારનાર, સર્વને દર્શન યોગ્ય, અન્તઃકરણમાં જ્ઞાન જ્યોતિ પ્રકટાવનાર અને સમસ્ત પ્રકાશવાળા પદાર્થોનો પ્રકાશદાતા છે; તેની ઉપાસના કરીને જ્ઞાન પ્રકાશ અને અમૃત આનંદને પ્રાપ્ત કરવા જોઈએ. (૯)*

## ६३६. प्रत्यङ् देवानां विशः प्रत्यङ्ङुदेषि मानुषान्। प्रत्यङ् विश्वं स्वर्दृशे॥ १०॥

પદાર્થ : स्वः-दृशे-સુખ દર્શનને માટે देवानां विशः प्रत्यङ्-उदेषि-દેવો-જીવન્મુક્તોની શ્રેણીમાં આવનારા નિયમિત જીવનયાત્રા કરનારા-પરમાત્મામાં પોતાને નિયુક્ત કરનારા મનુષ્યોની સન્મુખ

પરમાત્મન્ ! તું ઉત્સાહથી જાય છે. मानुषात् प्रत्यङ्-મનુષ્ય શ્રેણીના ઉપાસકોની સન્મુખ પણ ઉત્સાહથી આવે છે. विश्वं प्रत्यङ्-સર્વ દર્શક વર્ગની સામે પણ ઉત્સાહથી આવે છે. (૧૦)

*ભાવાર્થ : હે વ્યાપનશીલ પરમાત્મન્ ! તું ઉદાર છે, તું જીવન્મુક્તોની સામે, ઉપાસક મનુષ્યોની સામે તથા સર્વ જનવર્ગની સામે પણ સુખદર્શન કરાવવા ઉત્સાહથી આવે છે. તારી પાસે ભેદભાવ નથી, યથાયોગ્ય, યથાપાત્ર તારા સુખદર્શન તું આપે જ છે. જેટલા તારા દર્શનના ઉત્સુક, તારા તરફ પ્રવૃત્ત થવામાં જે યત્નશીલ બને છે, તેટલું તારું સુખદર્શન કરી શકે છે. (૧૦)*

## ६३७. येना पावक चक्षसा भुरण्यन्तं जनाँ अनु। त्वं वरुण पश्यसि॥ ११॥

પદાર્થ : पावक वरुण त्वम्-હે પવિત્રકારક વરવાને યોગ્ય વરવાવાળા પરમાત્મન્ ! તું येन चक्षसा-જે ઉપકાર દૃષ્ટિથી जनान्-अनु भुरण्यन्तं पश्यसि-જન્મ પામનાર પ્રાણીઓનું ભરણ પોષણ કરતા જગતને નિહાળે છે, તેમ અમને ઉપાસકોને પણ નિહાળ-નિહાળે છે. (૧૧)

*ભાવાર્થ : પવિત્રકારક, વરવાયોગ્ય, વરનાર, વ્યાપનશીલ પરમાત્મા જન્મ પામનાર પ્રાણીઓનું ભરણ-પોષણ કરતાં જગતને જે ઉપકાર અથવા કૃપાદૃષ્ટિથી નિહાળે છે, તેમ ભોગ પદાર્થ માટે અમને ઉપાસકોને માટે, અમૃત સુખને માટે અપવર્ગ-મોક્ષને પણ નિહાળ-નિહાળે છે. (૧૧)*

## ६३८. उद् द्यामेषि रजः पृथ्वहा मिमानो अक्तु भिः।
## पश्यञ्जन्मानि सूर्य॥ १२॥

પદાર્થ : सूर्य-હે સરણશીલ-વ્યાપનશીલ પરમાત્મન્ ! તું द्याम्-દ્યુલોકને रजः-અન્તરિક્ષને पृथु-કઠિન-પૃથિવી પિંડને अक्तुभिः-अहा-રાત્રિઓની સાથે દિવસોનું-રાત દિવસોનું मिमानः-નિર્માણ કરતાં जन्मानि पश्यन्-અમે જન્મ પામનારાઓને દ્રષ્ટિમાં રાખવા માટે उदेषि-ઉત્સાહપૂર્વક પ્રાપ્ત થા. (૧૨)

*ભાવાર્થ : વ્યાપનશીલ પરમાત્મા દ્યુલોક, અન્તરિક્ષલોક, પૃથિવીલોક-ત્રણેય લોકોનું તથા દિવસ અને રાતોનું નિર્માણ કરતાં અમે જન્મ પામનારા પર કૃપાદ્રષ્ટિ રાખીને ઉત્સાહથી પ્રાપ્ત થાય છે, અથવા અમે જન્મ પામનારા પર કૃપાદ્રષ્ટિ રાખવા માટે એ સર્વનું નિર્માણ કરે છે, જેથી અમે ભોગ અને અપવર્ગ-મોક્ષ પ્રાપ્ત કરી શકીએ. તેથી અમારે તેની ઉપાસના કરવી જોઈએ. (૧૨)*

## ६३९. अयुक्त सप्त शुन्ध्युवः सूरो रथस्य नप्त्र्यः।
## ताभिर्याति स्वयुक्तिभिः॥ १३॥

પદાર્થ : सूरः-પ્રેરક પરમાત્મા सप्त-સમવેત થયેલ शुन्ध्युवः-પ્રાણ रथस्य नप्त्यः-શરીરરથને ન પાડનાર-સંભાળનારને अयुक्त-નિયુક્ત કરેલ છે ताभिः स्वयुक्तिभिः-તે સ્વયુક્ત કરવામાં આવેલ પ્રાણો-પ્રાણ પ્રબંધોથી પ્રાપ્ત થાય છે. (૧૩)

*ભાવાર્થ : પ્રેરક પરમાત્માએ શરીરરથને સંભાળનાર પ્રાણને સમવેત રૂપમાં નિયુક્ત કરેલ છે, તે સ્વયુક્ત કરવામાં આવેલા પ્રાણો પ્રબંધોથી પ્રાપ્ત છે. (૧૩)*

६४०. सप्त त्वा हरितो रथे वहन्ति देव सूर्य। शोचिष्केशं विचक्षण॥ १४॥

પદાર્થ : विचक्षण सूर्य-હે સર્વદ્રષ્ટા સરણશીલ-વ્યાપનશીલ પરમાત્મન્ ! सप्त हरितः-ઉક્ત સમવેત થનાર તને લઈ આવનાર પ્રાણ रथे-મારા શરીર રથમાં-હૃદયગૃહમાં त्वा शोचिष्केशं वहन्ति-તને દીપ્તજ્ઞાન રશ્મિવાળાને લઈ આવે છે. (૧૪)

*ભાવાર્થ : હે સર્વદ્રષ્ટા વ્યાપનશીલ પરમાત્મન્ ! એ સમવેત થયેલ પ્રાણ તને લઈ આવનાર મારા શરીરરથમાં હૃદયગૃહમાં તારી જ્ઞાન રશ્મિઓથી પ્રકાશમાન ઉપાસ્યદેવને લઈ આવે છે, જેને તે દેહરથમાં જોડેલ છે. જ્યાં સુધી દેહરથ છે, ત્યાં સુધી તો તને મારા સુધી લઈ આવે છે; અને જ્યારે શરીરથી અલગ થાય છે, ત્યારે મને તારા સુધી લઈ આવે છે. (૧૪)*

इति षष्ठोऽध्यायः, षष्ठः प्रपाठकश्च समाप्तः

इति आरण्यपर्व वा आरण्यकाण्ड

सामवेद-संहितायां पूर्वार्चिकः समाप्तः



# अथ महानाम्न्यार्चिकः

## ६४१. विदा मघवन् विदा गातुमनुशंसिषो दिशः ।
## शिक्षा शचीनां पते पूर्वीणां पुरूवसो ॥ १ ॥

પદાર્થ : मघवन्-હે મોક્ષૈશ્વર્યવાળા પરમાત્મન્ ! विदाः-તું સર્વ કાંઈ જાણે છે, તેથી गातुं विदाः-જીવનનો માર્ગ અથવા જવાના માર્ગને પ્રાપ્ત કરાવ दिशः-अनुशंसिषः-આગળ વધવાની દિશાઓને બતાવ पूर्वीणां शचीनां पते-શાશ્વત પ્રજ્ઞાઓ-વિદ્યાઓના સ્વામિન્ ! पुरूवसो-બહુ જ્ઞાનધનવાળા પરમાત્મન્ ! शिक्ष-તે શાશ્વત પ્રજ્ઞાઓને, વિદ્યાઓને, જ્ઞાનધનોને મને પ્રદાન કર. (૧)

*ભાવાર્થ : પરમાત્મા સર્વત્ર છે. વેદત્રયી-સમસ્ત શાશ્વત વિદ્યાનો સ્વામી છે, મનુષ્યને જીવનયાત્રાનો માર્ગ અને જવાની દિશાને પણ બતાવે છે. વિશેષતઃ ઉપાસકનો મહાન પથપ્રદર્શક બને છે. (૧)*

## ६४२. आभिष्ट्वमभिष्टिभिः स्वा३ऽन्नांशुः । प्रचेतन प्रचेतयेन्द्र द्युम्नाय न इषे॥ २ ॥

પદાર્થ : प्रचेतन इन्द्र-હે સચેત કરનાર ઐશ્વર્યવાન પરમાત્મન્ ! त्वम्-તું आभिः-अभिष्टिभिः-એ અમારી પ્રાર્થનાથી स्वः-न-अंशुः-સુખમય મોક્ષધામની સમાન તથા વ્યાપક થતાં તું नः-અમારા स्त्र/ द्युम्नाय-યશોરૂપ સ્વરૂપ પ્રાપ્તિને માટે અને इषे-લૌકિક અન્નાદિ ઈષ્ટ સિદ્ધિને માટે પણ प्रचेतय-ચેતાવા-બોધિત કર-કરે છે. (૨)

*ભાવાર્થ : ચેતાવનાર મોક્ષધામની સમાન મહાન પરમાત્મા અમારી પ્રાર્થનાથી અમને ચેતાવે છે. આધ્યાત્મિક યશ પરમાત્મરૂપ સ્વસ્વરૂપ દર્શન માટે તથા સાંસારિક અન્ન આદિ ઈષ્ટ સિદ્ધિને માટે પણ ચેતાવે છે. બોધ આપે છે. (૨)*

## ६४३. एवा हि शक्रो राये वाजाय वज्रिवः ।
## शविष्ठ वजिन्नृञ्जसे मंहिष्ठ वज्रिन्नृञ्जस आ याहि पिब मत्स्व॥ ३ ॥

પદાર્થ : एव हि-એમ જ शक्र-उ-હે નિતાન્ત સુખ આપવામાં શક્ત-સમર્થ પરમાત્મન્ ! राये-મોક્ષૈશ્વર્યને માટે वज्रिवः-હે ઓજસ્વી वाजाय-અમૃત અન્નભોગને માટે शविष्ठ वज्रिन्-ऋञ्जसे-હે અત્યંત બળવાન ! ઓજસ્વી પરમાત્મન્ ! તું અમને સમર્થ બનાવે છે आयाहि-આવી જા पिब-ઉપાસનારસનું પાન કર-સ્વીકાર मत्स्व-અમારા પર પ્રસન્ન થા. (૩)

*ભાવાર્થ : એજ રીતે સુખ પ્રદાનમાં સમર્થ પરમાત્મન્ ! તું મોક્ષૈશ્વર્યને આપવાને સમર્થ છે તથા હે ઓજસ્વી ! તું અમૃતભોગ આપવાને બળવાન પરમાત્મન્ ! તું અમને સમર્થ બનાવે છે. હે પ્રશંસનીય*

*દેવ ! તું અમારા હૃદયમાં આવ. ઉપાસનારસનું પાન કર-સ્વીકાર કર, અમને સર્વ પ્રકારે સમૃદ્ધ કર. (૩)*

## ૬૪૪. विदा राये सुवीर्यं भुवो वाजानां पतिर्वशाँ अनु
## मंहिष्ठ वज्रिन्नृञ्जसे यः शविष्ठः शूराणाम्॥ ४॥

પદાર્થ : राये सुवीर्यं विदाः-મોક્ષ ઐશ્વર્યને માટે સંયત વીર્ય પ્રાપ્ત કરાવ. वाजानां पतिः-બળોના સ્વામિન્ ! वशान्-अनुभुवः-પોતાના વશમાં તેને અનુભાવિત કર मंहिष्ठ वाजिन्-ऋञ्जसे-હે પ્રશંસનીય બળવાન્ ! તું અમને સમર્થ કર. यः-જે તું शूराणां शविष्ठ-શૂરવીરોમાં સર્વથી અત્યંત બળવાન છે. (૪)

*ભાવાર્થ : પરમાત્મા મોક્ષૈશ્વર્ય પ્રાપ્ત કરવા માટે સંયમવાળું વીર્ય આપે છે. તે સમસ્ત બળોનો સ્વામી છે, તેને પોતાને વશ કરે છે. તે પ્રશંસનીય મહાન છે, અમને સમર્થ બનાવે છે. તે શૂરવીરમાં સર્વથી મહાન છે. તેનું શરણ લેવું, તેની ઉપાસના કરવી જોઈએ. (૪)*

## ૬૪૫. यो मंहिष्ठो मघोनामंशुर्न शोचिः।
## चिकित्वो अभि नो नयेन्द्रो विदे तमु स्तुहि॥ ५॥

પદાર્થ : मघोनां मंहिष्ठः-यः-ધનવાનોમાં અત્યંત દાની જે પરમાત્મા છે अंशुः-न शोचिः-કિરણવાળા સૂર્યની સમાન પ્રકાશમાન છે. चिकित्वः-તે તું જ્ઞાનવાન પરમાત્મન્ नः-अभि नय-અમને લઈને ચાલ इन्द्रः-विदे-ઐશ્વર્યવાન પરમાત્મા અમને જ્ઞાન પ્રદાન કર-આપે છે. તેથી तम्-उ स्तुहि-હે મન ! તું તેની સ્તુતિ કર. (૫)

*ભાવાર્થ : ધનવાનોમાં અત્યંત દાનદાતા પરમાત્મા જ છે, જે ભોગ પણ આપે છે અને ભોગના સાધનો પણ આપે છે-સૂર્ય સમાન તેજસ્વી અર્થાત્ પ્રકાશમાન જ છે. યોગીની અંદર તેનો જ પ્રકાશ થાય છે. તે જ્ઞાનવાન બનેલાં અમને લઈ જાય છે. 'अग्ने नय' એ રીતે અમને લઈ જાય છે. તે એવા પરમાત્માની અરે મન સ્તુતિ કર. (૫)*

## ૬૪૬. ईशे हि शक्रस्तमूतये हवामहे जेतारमपराजितम् ।
## स नः स्वर्षदति द्विषः क्रतुश्छन्द ऋतं बृहत् ॥ ६ ॥

પદાર્થ : शक्रः-શક્તિમાન પરમાત્મા ईशे हि-નિતાન્ત સ્વામીપણું કરે છે-શાસન કરે છે ते जेतारम्-अपराजितम्-તે પરાજય ન પામનાર વિજયશીલને ऊतये-પોતાની રક્ષાને માટે हवामहे-અમે આમંત્રિત કરતા રહીએ ઉપાસના દ્વારા स्व-न-द्विषः-તે અમારી દ્વેષ ભાવનાઓનો अति स्वर्ष-વિનાશ કરે क्रतुः-छन्दः-ऋतं बृहत्-કર્મ, રક્ષણ, જ્ઞાનની વૃદ્ધિ કરે. (૬)

*ભાવાર્થ : શક્તિમાન પરમાત્મા અમારા પર સ્વામીત્વ કરે, સ્વામીરૂપમાં બિરાજમાન રહે. આત્મરક્ષા*

*માટે કદી પણ ન હારનાર સદા વિજયશીલને આમંત્રિત કરતા રહીએ. તે અમારી દ્વેષ ભાવનાઓનો સર્વથા વિનાશ કરે. અમારી કર્મશીલતા, રક્ષણશક્તિ અને જ્ઞાનશક્તિની વૃદ્ધિ કરતો રહે. (૬)*

**૬૪૭. इन्द्रं धनस्य सातये हवामहे जेतारमपराजितम् ।**
**स नः स्वर्षदति द्विषः स नः स्वर्षदति द्विषः ॥७॥**

પદાર્થ : धनस्य सातये-મોક્ષૈશ્વર્યની પ્રાપ્તિને માટે अपराजितं जेतारम्-इन्द्रम्-પરાજયથી રહિત સદા વિજયશીલ ઐશ્વર્યવાન પરમાત્માને हवामहे-આમંત્રિત કરીએ છીએ सः-नः द्विषः-अति स्वर्षत्-તે અમારી દ્વેષ ભાવનાઓને અત્યંત દૂર કરી દે सः-नः स्वर्षत्-अति द्विषः-તે અમને દ્વેષ ભાવનાઓથી અતિ દૂર કરે-કરે છે. (૭)

*ભાવાર્થ : અપરાજિત જેતા ઐશ્વર્યવાન પરમાત્માને મોક્ષૈશ્વર્યની પ્રાપ્તિ માટે આમંત્રિત કરીએ છીએ. જે અમારી દ્વેષ ભાવનાઓને દૂર કરે તથા અમને દ્વેષ ભાવનાથી દૂર કરે. (૭)*

**૬૪૮. पूर्वस्य यत्ते अद्रिवोऽशुर्मदाय।**
**सुम्न आ धेहि नो वसो पूर्तिः शविष्ठ शस्यते।**
**वशी हि शक्रो नूनं तन्नव्यं संन्यसे॥८॥**

પદાર્થ : अद्रिवः-હે ઓજસ્વી પરમાત્મન્ ! ते पूर्वस्य-તારા સનાતનના यत्-જે अंशुः-ધ્યાન તરંગ-સ્વરૂપ ઝાંખી मदाय-હર્ષ પ્રાપ્તિને માટે છે नः सुम्ने-आधेहि-અમારા સુખને માટે આધાન કર-સારી રીતે સમાવેશ કર वसो शविष्ठ-હે વસાવનાર અત્યંત બલવન્ ! તું पूर्त्तिः शस्यते-કામનાપૂરણ કરનારને પ્રશંસિત કરવામાં આવે છે. नूनम्-નિશ્ચય જ તું वशी शक्रः-વિશ્વને વશ કરનાર સમર્થ છે. तत्-नव्यं संन्यसे-તેથી તને સ્તુતિ યોગ્યને હૃદયમાં સારી રીતે સ્થાપિત કરું છું. (૮)

*ભાવાર્થ : ઓજસ્વી પરમાત્મા સનાતન અનાદિ છે, ધ્યાનોપાસના દ્વારા તેના દર્શનની ઝાંખી ઉપાસકના હર્ષનું કારણ છે. તેના સુખ માટે પરમાત્મા તેની અંદર આધાન કરે છે, વસાવનાર મહાબળવાન કામનાપૂરકની સ્તુતિ કરવી જોઈએ. તે સર્વને વશમાં રાખનાર સ્તુતિ કરવા યોગ્ય દેવને હૃદયમાં સારી રીતે સ્થાપિત કરવો જોઈએ. (૮)*

**૬૪૯. प्रभो जनस्य वृत्रहन्त्समर्येषु ब्रवावहै ।**
**शूरो यो गोषु गच्छति सखा सुशेवो अद्वयुः ॥९॥**

પદાર્થ : जनस्य अर्येषु-જનવર્ગ-મનુષ્યોના સ્વામીઓ રાજાઓ શાસકોમાં वृत्रहन्-प्रभो-હે પાપનાશક !

પ્રભુ તું જ અર્ય = રાજા-શાસક છે સર્વથા સ્વામીધર્મ અને પાપવિનાશન પ્રવૃત્તિ તારામાં જ છે, તેથી **सम्ब्रवावहै**-તારી સ્તુતિ કરીએ છીએ. **यः**-જે **शूरः**-પરાક્રમી **सखा**-મિત્ર **सुशेवः**-સુંદર-શ્રેષ્ઠ સુખદાતા **अद्वयुः**-અદ્વિતીય-એકલો **गोषु गच्छति**-પૃથિવી આદિ લોકોમાં વ્યાપક ગતિથી પ્રાપ્ત થાય છે. (૯)

*ભાવાર્થ : મનુષ્યવર્ગના રાજાઓ-શાસકોમાં પાપનાશક પ્રભુ તારા જેવો કોઈ નથી. તું તે શાસકોનાં પાપોને તારી કૃપા અને દંડ દ્વારા નષ્ટ કરે છે, તું મિત્ર અને યથાર્થ સુખદાતા છે. પરાક્રમી, અદ્વિતીય, એકલો સમસ્ત પૃથિવી આદિ લોકોમાં વિભુ-વ્યાપક ગતિથી પ્રાપ્ત થઈને શાસન કરી રહ્યો છે. અમે તારી સ્તુતિ કરતાં રહીએ. (૯)*

## ६५०. एवाह्योऽ३ऽ३ऽ३व। एवा ह्यग्ने। एवा हीन्द्र।
## एवा हि पूषन्। एवा हि देवाः। ओं एवा हि देवाः॥१०॥

પદાર્થ : **एव हि एव**-હે પરમાત્મન્ ! તું એવો જ બરાબર કહેલાં ગુણોવાળો છે.

**एवं हि अग्ने**-હે અગ્નિ નામથી અગ્રણી પરમાત્મા ! તું ખરેખર અગ્નિ સ્વરૂપ છે.

**एव हि इन्द्र**-હે ઐશ્વર્યવાન પરમાત્મા ! તું જ ઈન્દ્ર નામથી છે.

**एव हि पूषन्**-હે પોષણ કરનાર પરમાત્મા ! તારું પૂષા નામથી જ તારું યશોગાન છે.

**एष हि देवाः**-એ જ રીતે દિવ્યગુણોથી યુક્ત તું ભિન્ન-ભિન્ન દેવ નામોથી કહેવામાં આવેલ પરમાત્મા તુંજ છે. (૧૦)

*ભાવાર્થ : હે પરમાત્મન્ ! આ મંત્રોમાં ઉપાસકોની વાણીમાં સંસારમાં તારું જ કીર્તન છે. તેમાં ક્યાંક પૂર્ણ પુરુષ નામથી તારી જ પૂર્ણતાનું સ્મરણ છે. ક્યાંક અગ્નિ નામથી અગ્રણીરૂપમાં તારું જ સ્તવન છે. ક્યાંક ઈન્દ્ર નામથી તારું ઐશ્વર્યવાન રૂપમાં પ્રશંસન છે. ક્યાંક પૂષા નામથી પોષણ કરનારના રૂપમાં તારું જ યશોગાન છે. ક્યાંક બહુવચનમાં સમસ્ત દેવધર્મોવાળા માનીને તારી જ સ્તુતિ છે. આ રીતે સમસ્ત દિવ્ય ગુણોવાળા તુજ પરમાત્માની સ્તુતિ, પ્રાર્થના, ઉપાસના કરીએ છીએ-કરતાં રહીએ. (૧૦)*

**इति महानाम्न्यार्चिक एवं पूर्वार्चिक सामवेद आध्यात्मिक मुनिभाष्य ।**

**स्वामी ब्रह्ममुनि कृत सामवेद पूर्वार्चिक भाष्य समाप्तः ।**



॥ ओ३म् ॥

# सामवेदः

## अध्यात्मिक मुनिभाष्य

### उत्तरार्चिकः

### अथ प्रथमोऽध्यायः

### अथ प्रथमः प्रपाठकः

### प्रथमोऽर्धः

### ખંડ-૧

### સૂક્ત-૧

**६५१. उपास्मै गायता नरः पवमानायेन्दवे। अभि देवाँ इयक्षते॥ १ ॥**

પદાર્થ : नरः-હે મુમુક્ષુજનો ! તમે अस्मै-એ-ઈષ્ટદેવ देवान्-अभि-इयक्षते-દેવો-દિવ્ય સુખોનો જીવનમાં સંગત કરવા ચાહનાર-હિતૈષી इन्दवे-રસવાન पवमानाय-શાન્તધારામાં પ્રાપ્ત થનાર પરમાત્માને માટે उपगायत-ઉપગાન કરો-આત્મભાવથી સ્તવન-ઉપાસના કરો. (૧)

*ભાવાર્થ : સમસ્ત સુખોના મૂળ તથા તેને જીવનમાં દાખલ કરાવનાર, રસવાન, શાન્તધારામાં પ્રાપ્ત થનાર પરમાત્માની ઉપયુક્ત સ્તુતિ, ઉપાસના મુમુક્ષુજનોએ કરવી જોઈએ. (૧)*

**६५२. अभि ते मधुना पयोऽथर्वाणो अशिश्रयुः। देवं देवाय देवयु॥ २॥**

પદાર્થ : ते-હે ધારા રૂપમાં પ્રાપ્ત થનાર પરમાત્મન્ ! તારા मधुना-આનંદરસની સાથે अथर्वाणः-અચલ-સ્થિર મનનશીલ યોગીજન देवेयुः-देवं पयः-તુજ દેવને ચાહનાર દિવ્ય પ્રાણ-અમર તત્ત્વ આત્મભાવને देवाय-તુજ પરમાત્મદેવની પ્રાપ્તિને માટે अभिशिश्रयुः-આશ્રય લે છે.-નિતાન્ત અર્પિત કરી દે છે; ત્યારે તારો સાક્ષાત્ કરે છે. (૨)

*ભાવાર્થ : સ્થિર મનવાળા યોગી, ધ્યાની, ઉપાસક પોતાના દિવ્ય આત્મભાવને જે પરમાત્મદેવને ચાહે છે, પરમાત્મદેવની પ્રાપ્તિને માટે સમસ્ત આનંદોના આનંદ અંતિમ આનંદમાં ધ્યાન દ્વારા મિલન*

*કરે છે, ત્યારે પોતાના આત્મામાં તેનો સાક્ષાત્કાર કરે છે. (૨)*

## ૬૫૩. स नः पवस्व शं गवे शं जनाय शमर्वते। शं राजन्नोषधीभ्यः॥ ३॥

પદાર્થ : **सः-राजन्**-તે તું હે પવમાન સોમ-ધારારૂપમાં પ્રાપ્ત થનાર શાંત સ્વરૂપ સર્વત્ર પ્રકાશમાન પરમાત્મન્ ! **नः**-અમારા ઉપાસકોના **गवे शम्**-જ્ઞાનેન્દ્રિયો માત્રને માટે કલ્યાણકારી બને છે-અસંયમમાં પ્રવૃત્ત ન થવાથી **जनाय शम्**-જનનેન્દ્રિયને માટે કલ્યાણરૂપ બને છે-વ્યભિચારમાં પ્રવૃત્ત ન થવાથી **अर्वते-शम्**-પ્રેરણ ધર્મવાન મનને માટે કલ્યાણરૂપ બન **ओषधिभ्यः शम्**-ઊર્જા-જીવનરસ રક્ત પ્રાણોને માટે કલ્યાણરૂપ બન. (૩)

*ભાવાર્થ : ઉપાસકો દ્વારા પરમાત્માની આરાધના કરવાથી તેની જ્ઞાનેન્દ્રિયોમાં શાન્તિ-અસંયમરહિતતા, જનનેન્દ્રિયમાં શાન્તિ-વ્યભિચારની અપ્રવૃત્તિ, મનમાં શાન્તિ-ચંચળતા રહિતતા અને રસ, રક્ત, પ્રાણોમાં શાન્તિ-રોગ, દોષ ઉદ્વેગ રહિતતા પ્રાપ્ત થાય છે. (૩)*

### सूक्त-२

## ૬૫૪. दविद्युतत्या रुचा परिष्टोभन्त्या कृपा। सोमाः शुक्रा गवाशिरः॥ १॥

પદાર્થ : **दविद्युतत्या**-દેદીપ્યમાન; **रुचा**-કાન્તિ, **परिष्टोभन्त्या**-સર્વ પ્રકારે ગુણોનું વર્ણન કરનારી **कृपा**-સ્તુતિરૂપ અધ્યાત્મ શક્તિ દ્વારા **सोमाः**-આનંદધારામાં પ્રાપ્ત શાન્ત સ્વરૂપ પરમાત્મા **गवाशिरः**-જ્ઞાનેન્દ્રિયોમાં આશ્રય કરીને **शुक्राः**-આત્મામાં પ્રકાશિત થાય છે. (૪)

*ભાવાર્થ : સર્વ પ્રકારે ગુણોનું વર્ણન કરનારી, સ્તુતિરૂપ શક્તિ દ્વારા પરમાત્મા ઉપાસકની અંદર અધિક પ્રકાશમાન-કાન્તિથી જ્ઞાનેન્દ્રિયોમાં સંગત કરીને, શુભ્રરૂપમાં સાક્ષાત્ થાય છે. (૧)*

## ૬૫૫. हिन्वानो हेतृभिर्हित आ वाजं वाज्यक्रमीत्। सीदन्तो वनुषो यथा॥ २॥

પદાર્થ : **वाजी**-અમૃત અન્નભોગવાળા સોમ શાન્ત પરમાત્મા **हेतृभिः-हितः**-સ્તુતિ પ્રેરક ઉપાસકો દ્વારા ધારિત ઉપાસિત થઈને **वाजं हिन्वानः-अक्रमीत्**-અમૃતાન્નભોગને પ્રેરિત કરીને ઉપાસકની અંદર પ્રાપ્ત થાય છે **यथा वनुषः सीदन्तः**-જેમ ચાહનાર હિતૈષી પોતાના શિષ્યોને ગુરુજન પ્રાપ્ત થઈને ઉપદેશ આપે છે. (૨)

*ભાવાર્થ : સ્તુતિકર્તા ઉપાસકો દ્વારા ધારણા કરેલ, ઉપાસિત કરેલ, અમૃતભોગવાળા પરમાત્મા અમૃતભોગને પ્રેરિત કરીને ઉપાસકને એવી રીતે પ્રાપ્ત થાય છે, જેમ ગુરુજન શિષ્યોને પ્રાપ્ત થઈને ઉપદેશ આપે છે. (૨)*

## ૬૫૬. ऋधक्सोम स्वस्तये संजग्मानो दिवा कवे। पवस्व सूर्यो दृशे॥ ३॥

પદાર્થ : **कवे सोम**-હે ક્રાન્તદર્શી, સર્વજ્ઞ, શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું **स्वस्तये**-મારા સુ-અસ્તિત્વ-

કલ્યાણને માટે दिवा-सञ्जग्मानः-સ્વપ્રકાશથી સંબંધ-સંગત કરીને सूर्यः-સૂર્યની સમાન दृशे-નિજ દર્શન માટે ऋधक्-पवस्व-સમીપ-સાક્ષાત્ પ્રાપ્ત થાય છે. (૩)

*ભાવાર્થ : ઉપાસના દ્વારા સર્વજ્ઞ પરમાત્મા ઉપાસકના કલ્યાણ માટે, પોતાના પ્રકાશની સાથે સંબંધિત થઈને, સૂર્યની સમાન સાક્ષાત્ પ્રાપ્ત થાય છે. (૩)*

## સૂક્ત-3

### ૬૫૭. पवमानस्य ते कवे वाजिन्त्सर्गा असृक्षत। अर्वन्तो न श्रवस्यवः ॥ १ ॥

પદાર્થ : कवे वाजिन्-હે સર્વજ્ઞ વક્તા તથા અમૃતભોગવાળા સોમ પરમાત્મન્ ! ते पवमानस्य-તારી આનંદધારામાં પ્રાપ્ત થયેલામાં सर्गाः-असृक्षत-અમૃત આનંદ પ્રવાહ ઉપાસકોની અંદર નિરંતર પ્રવાહિત થવા માંડે છે अर्वन्तः-न श्रवस्यवः-પ્રશંસનીય પ્રગતિશીલ પ્રશસ્ત ગન્તવ્ય સ્થાનને ચાહતા તેના પર પહોંચનાર ઘોડાની સમાન પહોંચે છે. (૧)

*ભાવાર્થ : સર્વજ્ઞ અમૃતાનંદભોગપ્રદ પરમાત્મન્ ! તારા આનંદ પ્રવાહોથી પ્રાપ્ત થનાર આનંદ પ્રવાહ પ્રવાહિત થઈને, જેમ પ્રગતિશીલ, પ્રશંસનીય ઘોડાઓ છૂટીને પ્રશંસનીય પ્રાપ્તવ્ય સ્થાનને ચાહીને તેને પ્રાપ્ત થાય છે, તેમ મને ઉપાસકને પ્રાપ્ત થાય છે. (૧)*

### ૬૫૮. अच्छा कोशं मधुश्चुतमसृग्रं वारे अव्यये। अवावशन्त धीतयः ॥ २ ॥

પદાર્થ : अव्यये वारे-નિત્ય વરણીય પરમાત્મામાં રહેલ मधुश्चुतं कोशम्-મધ ટપકાવનાર કોશને धीतयः-अवावशन्त-ધારણા-ધ્યાન પ્રજ્ઞાવાળા ઉપાસકો નિતાન્ત ચાહે છે તેથી તે अच्छा-असृग्रन्-પોતાની સામે-તરફ ખોલે છે; પ્રવાહિત કરે છે, પ્રાપ્ત કરે છે.

*ભાવાર્થ : અવિનાશી-નિત્ય, વરણીય પરમાત્માની અંદર રહેલ મધુર આનંદ ભરેલ કોશ-થેલાને ધારણા-ધ્યાન પ્રજ્ઞાવાળા ઉપાસકો નિતાન્ત ચાહે છે, તેથી તેઓ પોતાની તરફ ખોલે છે-પ્રવાહિત કરી લે છે-પ્રાપ્ત કરી લે છે. (૨)*

### ૬૫૯. अच्छा समुद्रमिन्दवोऽस्तं गावो न धेनवः। अग्मन्नृतस्य योनिमा ॥ ३ ॥

પદાર્થ : इन्दवः-આર્દ્ર ભાવનાવાળા ઉપાસક આત્માઓ ऋतस्य योनिम्-અમૃતનું ગૃહ-ભંડાર समुद्रम्-પૂર્ણ પુરુષ પરમાત્માને अच्छा-आ-अग्मन्-સારી રીતે સમગ્ર રૂપથી પ્રાપ્ત કરે છે धेनवः-गावः-अस्तं न-જેમ દૂઝણી ગાયો પોતાના આશ્રયરૂપ ઘર =ગૌશાળામાં આપોઆપ ચાલી આવે છે-પ્રાપ્ત થાય છે. (૩)

*ભાવાર્થ : જેમ દૂઝણી ગાયો આપો આપ ગૌશાળામાં ચાલી આવે છે, તેમ આર્દ્રભાવથી ભરેલ,*

*શ્રદ્ધાપૂર્ણ ઉપાસક આત્માઓ અમૃતગૃહે પૂર્ણ પુરુષ પરમાત્માને સારી રીતે સમગ્રરૂપથી પ્રાપ્ત થાય છે. (૩)*

## ખંડ-૨

### સૂક્ત-૧

**६६०. अग्न आ याहि वीतये गृणानो हव्यदातये। नि होता सत्सि बर्हिषि:॥ १॥**

પદાર્થ : अग्ने-જ્ઞાન-પ્રકાશ સ્વરૂપ પરમાત્મન્ ! તું हव्यदातये गृणानः-અમને પોતાની ભેટ આપવા માટે અમારા દ્વારા સ્તુત કરવામાં આવતાં તેના બદલામાં वीतये आ याहि-તારી પ્રાપ્તિ માટે આવી જા होता बर्हिषि न सत्सि-તું હૃદયાસન પર હોતાની સમાન નિરંતર પ્રાપ્ત થા-નિરંતર રમણ કર. (૧)

*ભાવાર્થ : પરમાત્મા પ્રત્યે સ્વાત્મ સમર્પણ કરવાથી પરમાત્માની સ્તુતિ કરવામાં આવે છે, ત્યારે તે પોતાનાં સાક્ષાત્ દર્શન માટે આવે છે અને હૃદયમાં વિરાજમાન થાય છે, જેમ હોતા યજ્ઞાસન પર બેસે છે. (૧)*

**६६१. तं त्वा समिद्भिरङ्गिरो घृतेन वर्धयामसि। बृहच्छोचा यविष्ठ्य॥ २॥**

પદાર્થ : अङ्गिरः यविष्ठ्य-હે અંગોને પ્રેરિત કરનાર અત્યંત મેળ કરનારમાં શ્રેષ્ઠ પરમાત્મન્ ! तं त्वा-તે તને समिद्भि-घृतेन वर्धयामसि-પ્રાણોથી પ્રાણાયામો-ઇન્દ્રિયોના સદ્ વ્યવહારોથી અને આત્મતેજ વધારીએ છીએ बृहत्-शोच-તું અમારી અંદર અત્યંત પ્રકાશમાન થા. (૨)

*ભાવાર્થ : અંગોને પ્રેરિત કરનાર, મેળ કરનારમાં સર્વથી અધિક મિલનસાર પરમાત્માને પ્રાણાર્પણથી પ્રાણાયામો-ઇન્દ્રિય સંયમો અને પોતાના આત્મભાવથી પોતાની અંદર વૃદ્ધિ કરીએ-વધારીએ તો તે અમારી અંદર મહાન પ્રકાશમાન રૂપમાં સાક્ષાત્ થાય છે. (૨)*

**६६२. स नः पृथु श्रवाय्यमच्छा देव विवाससि। बृहदग्ने सुवीर्यम्॥ ३॥**

પદાર્થ : सः-अग्ने देव-તે તું જ્ઞાન પ્રકાશક પરમાત્મદેવ ! नः-અમારે માટે पृथु बृहत् सुवीर्यं श्रवाप्यम्-પૃથુ = મહાન, બૃહત્ = જ્યેષ્ઠ = શ્રેષ્ઠ શ્રવણ યોગ્ય પ્રશંસનીય શોભનબળ-અધ્યાત્મ અર્થાત્ દિવ્ય આયુ મોક્ષ આયુને अच्छा विवाससि-સારી રીતે સંપાદિત કરે છે. (૩)

*ભાવાર્થ : પરમાત્મા અમને-ઉપાસકોને માટે મહાન, શ્રેષ્ઠ, પરંપરાથી પ્રસિદ્ધ દિવ્ય આયુ મોક્ષને સારી રીતે સંપાદિત કરે છે-આપે છે. (૩)*

### સૂક્ત-૨

**६६३. आ नो मित्रावरुणा घृतैर्गव्यूतिमुक्षतम्। मध्वा रजांसि सुक्रतू॥ १॥**

પદાર્થ : सुक्रतू-હે શોભન-શ્રેષ્ઠ કર્મવાળા, मित्रावरुणौ-પ્રાણની સમાન તું સંસારમાં સત્કર્મ માટે પ્રેરિત કરનાર પુનઃ અપાનની સમાન મોક્ષમાં પોતાની તરફ લઈ જનાર नः-અમારી गव्यूतिम्-સ્તુતિ પ્રવહભૂમિ-હૃદય ગુહાને घृतैः-તારા તેજોમય દર્શન સ્નેહાદિથી आ-उक्षतम्-સિંચી દે मध्वा रजांसि-તારા મધુર સુખભોગ ફળોથી અમારી રંજનીય ઇન્દ્રિયોને પણ સિંચ-તૃપ્ત કરી દે. (૧)

*ભાવાર્થ : હે સુકર્મા પરમાત્મન્ ! તું સંસારમાં સત્કર્મ કરવા માટે પ્રેરક, પુનઃ મોક્ષ માટે તારી તરફ લઈ જનાર બનીને, અમારા સ્તુતિ-સ્થાનને તારા દર્શન, સ્નેહ આદિથી ભરી દે છે; તથા સંસારમાં પણ મધુર કર્મફળ ભોગથી અમારી રંજનીય ઇન્દ્રિયોને પણ તૃપ્ત કરી દે છે, જેથી પુનઃ ભટકવાનો-અશાન્ત થવાનો અવસર પ્રાપ્ત થતો નથી. (૧)*

**६६४. उरुशंसा नमोवृधा मह्ना दक्षस्य राजथः। द्राघिष्ठाभिः शुचिव्रता॥ २॥**

પદાર્થ : उरुशंसा-હે અત્યંત પ્રશંસનીય नमोवृधा-સ્તુતિઓ દ્વારા મુક્ત ઉપાસકોની ઉન્નતિ કરનાર मह्ना-મહાન शुचिव्रता-પવિત્ર કર્મ કરનારા મિત્ર વરુણ સ્વરૂપ પરમાત્મન્ द्राघिष्ठाभिः-તું દીર્ઘકાલની સ્તુતિઓ દ્વારા दक्षस्य राजथः-મારા આત્મસ્વરૂપને પ્રકાશિત કરી રહ્યો છે.

*ભાવાર્થ : હે પરમાત્મન્ ! તું અત્યંત પ્રશંસાને યોગ્ય છે, પવિત્રકારી, મહાન, પૂર્વથી ચાલતી આવેલી-દીર્ઘકાલીન સ્તુતિઓ દ્વારા મારા-ઉપાસકનાં આત્મબળ પર અધિકાર કરીને રક્ષા કરી રહ્યો છે. (૨)*

**६६५. गृणाना जमदग्निना योनावृतस्य सीदतम्। पातं सोममृतावृधा॥ ३॥**

પદાર્થ : जगदग्निना गृणाना-હે સત્કર્મમાં પ્રેરક અને પોતાની તરફ મોક્ષ માટે લઈ જનાર પરમાત્મન્ ! તું પ્રાપ્ત વૈરાગ્યવાળા ઉપાસક દ્વારા સ્તુત થઈને ऋतस्य योनौ सीदतम्-અધ્યાત્મયજ્ઞના ગૃહ હૃદયમાં બિરાજમાન થા ऋतावृधा-હે અધ્યાત્મયજ્ઞના વર્ધક પરમાત્મન્ ! सोमं पातम्-ઉપાસનારસનું પાન કર-સ્વીકાર કર. (૩)

*ભાવાર્થ : સત્કર્મમાં પ્રેરિત કરનાર અને મોક્ષ માટે પોતાની તરફ આકર્ષિત કરનાર પરમાત્મા સાક્ષાત્ થઈને, ઉપાસક દ્વારા સ્તુત થઈને, અધ્યાત્મયજ્ઞનાં ગૃહ-હૃદયમાં બિરાજે છે અને ઉપાસનારસનો પણ સ્વીકાર કરે છે. (૩)*

## સૂક્ત-3

**६६६. आ याहि सुषुमा हि त इन्द्र सोमं पिबा इमम्।**
**एदं बर्हिः सदो मम॥ १॥**

પદાર્થ : इन्द्र-ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું आ याहि-આવી જા ते-તારા માટે सोमं सुषुम हि-અમે ઉપાસનારસને સંપાદન કરીએ છીએ. इमं पिब-તેનું પાન કર-સ્વીકાર કર मम-इदं बर्हिः-મારાં આ

હૃદયાકાશમાં आ सदः-આવ-બેસ. (૧)

*ભાવાર્થ : પરમાત્માને માટે ઉપાસનારસ તૈયાર કરવો, તેનો સ્વીકાર કરાવવાનો આગ્રહ કરવો, પોતાનાં હૃદયાકાશમાં સમગ્રરૂપથી બેસાડવો જોઈએ. (૧)*

६६७. आ त्वा ब्रह्मयुजा हरी वहतामिन्द्र केशिना। उप ब्रह्माणि नः शृणु॥ २॥

પદાર્થ : इन्द्र-ઐશ્વર્યવાન પરમાત્મન્ ! त्वा-તને ब्रह्मयुजा केशिना हरी-તુજ બ્રહ્મથી યુક્ત થનારાં જ્ઞાન રશ્મિવાળા-જ્ઞાનપૂર્વક પ્રવર્તમાન સ્તુતિ અને ઉપાસના आवहताम्-મારી અંદર આમંત્રિત કરીએ नः-ब्रह्माणि-અમારા મનોભાવો અને કામનાઓનો उपश्रृणु-સ્વીકાર કર. (૨)

*ભાવાર્થ : પરમાત્માને યુક્ત થનારી સ્તુતિ અને ઉપાસના જ્ઞાનપૂર્વક કરવાથી તે પરમાત્માનો સાક્ષાત્ કરાવે છે, ત્યારે પરમાત્મા અમારા મનોભાવોનો સ્વીકાર કરે છે. (૨)*

६६८. ब्रह्माणस्त्वा युजा वयं सोमपामिन्द्र सोमिनः। सुतावन्तो हवामहे॥ ३॥

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! वयम्-અમે सोमिनः-ઉપાસનારસને સમર્પિત કરનારા सुतावन्तः-ઉપાસનારસ તૈયાર કરી ચૂકેલાં ब्रह्माणः-બ્રહ્મજ્ઞાનમાં સમર્થ મનસ્વી ઉપાસકો युजा-યોગ-સમાધિ યોગ દ્વારા त्वा सोमपां हवामहे-તુજ સોમપાન કરનારને અમારી અંદર આમંત્રિત કરીએ છીએ. (૩)

*ભાવાર્થ : જ્યારે અમે મનસ્વીજન ઉપાસનારસ પરમાત્માને સમર્પણાર્થ સમ્પન્ન કરી સમર્પણ કરવા ઈચ્છીએ ત્યારે યોગ સમાધિનુંઅનુષ્ઠાન કરે તો પરમાત્માને આપણી અંદર સાક્ષાત કરી શકીએ છીએ. (૩)*

## સૂક્ત-૪

६६९. इन्द्राग्नी आ गतं सुतं गीर्भिर्नभो वरेण्यम्। अस्य पातं धियेषिता॥ १॥

પદાર્થ : इन्द्राग्नी-હે ઐશ્વર્યવાન્ પ્રાણ સ્વરૂપ અને પ્રકાશમાન ઉદાન સ્વરૂપ પરમાત્મન્ ! તું धिया-गीर्भिः-इषिता-ધ્યાન અને સ્તુતિઓથી લક્ષિત થયેલ वरेण्यं नभः-વરણ થવા યોગ્ય હૃદયાકાશમાં आगतम्-આવ-પ્રાપ્ત થા अस्य सुतं पातम्-એ હૃદયનાં નિષ્પન્ન ઉપાસનારસનું પાન કર-સ્વીકાર કર. (૧)

*ભાવાર્થ : ઐશ્વર્યવાન તથા પ્રકાશ સ્વરૂપ પરમાત્મા ધ્યાન અને સ્તુતિઓ દ્વારા લક્ષિત થઈને હૃદયાકાશમાં પ્રાપ્ત થાય છે. અને ત્યાં નિષ્પન્ન ઉપાસનારસનો સ્વીકાર કરે છે. (૧)*

६७०. इन्द्राग्नी जरितुः सचा यज्ञो जिगाति चेतनः। अया पातमिमं सुतम्॥ २॥

પદાર્થ : इन्द्राग्नी-હે ઐશ્વર્યવાન પ્રાણરૂપ અને પ્રકાશમાન ઉદાનરૂપ પરમાત્મન્ ! जरितुः-મારો

સ્તુતિકર્તાનો चेतनः-यज्ञः-જડયજ્ઞ-દ્રવ્યયજ્ઞ-હોમયજ્ઞ નહીં પરંતુ ચેતનયજ્ઞ-ચેતન આત્મામાં થનારો આત્મભાવનાર્પણ सचा जिगाति-તારી સાથે ગતિ કરે છે-ચાલે છે. अया-इमं सुतं पातम्-એ મારી સ્તુતિથી નિષ્પન્ન આર્દ્રભાવ ભરેલ ઉપાસનારસનું પાન કર-સ્વીકાર કર. (૨)

*ભાવાર્થ : ઐશ્વર્યવાન પ્રાણરૂપ અને પ્રકાશમાન ઉદાનરૂપ પરમાત્મન્ ! મારો સ્તુતિકર્તાનો સ્વ આત્મભાવ ભરેલ આત્મસમર્પણ યજ્ઞ નિરંતર ચાલી રહેલ છે, એ જડયજ્ઞ બહારના દ્રવ્યયજ્ઞ જેવો અસ્થિર હોતો નથી તથા સ્તોતાને નિરંતર ચેતાવતો રહે છે-જાગૃત રાખે છે. સ્તુતિકર્તાની સ્તુતિથી નિઃસૃત ઉપાસનારસનો તું સ્વીકાર કરે છે. (૨)*

**६७१. इन्द्रमग्निं कविच्छदा यज्ञस्य जूत्या वृणे। ता सोमस्येह तृम्पताम्॥ ३॥**

પદાર્થ : इन्द्रम् अग्निम्-ઐશ્વર્યવાન પ્રાણરૂપ અને પ્રકાશમાન ઉદાનરૂપ પરમાત્માને कविच्छदा-જે મેધાવી ઋષિજનોનો રક્ષક છે એવાને यज्ञस्य जूत्या-वृणे-અધ્યાત્મયજ્ઞની પ્રીતિના કારણે વરણ કરું છું મારામાં ધારણ કરું છું ता-બન્ને રૂપવાળા પરમાત્માને इह-આ જીવનમાં सोमस्य तृम्पताम्-ઉપાસનારસનો સ્વીકાર કરીને મને તૃપ્ત કર. (૩)

*ભાવાર્થ : સ્તુતિકર્તા ઋષિજનોના રક્ષક, ઐશ્વર્યવાન, પ્રાણરૂપ અને પ્રકાશમાન ઉદાનરૂપ પરમાત્માનો અધ્યાત્મયજ્ઞ રચવાની પ્રીતિ, શ્રદ્ધાથી સ્વીકાર કરું છું, તે આ જીવનમાં ઉપાસનારસનો સ્વીકાર કરીને મને તૃપ્ત કરે. (૩)*

## ખંડ-૩

## સૂક્ત-૧

**६७२. उच्चा ते जातमन्धसो दिवि सद्भूम्या ददे। उग्रं शर्म महि श्रवः॥ १॥**

પદાર્થ : ते-अन्धसः-તુજ આધ્યાનીય ઉપાસનીય પવમાન સોમ-આનંદધારામાં આવતાં શાન્ત પરમાત્માનું जातम्-પ્રસિદ્ધ રૂપ उच्चा-ઊચ્ચ ઉત્કૃષ્ટ છે, જે दिवि सत्-જે અમૃત મોક્ષધામમાં થઈને भूमि-आददे-ભૂમિ-પૃથિવી પર જન્મેલ પાર્થિવ શરીરમાં આવેલ હું શરીર બંધનથી મુક્ત થઈને મોક્ષધામમાં પહોંચીને ગ્રહણ કરું છું, પ્રાપ્ત કરું છું उग्रं शर्म महि श्रवः-જે શ્રેષ્ઠ સુખ અત્યંત પ્રશંસનીય છે. (૧)

*ભાવાર્થ : મોક્ષમાં પરમાત્માનું શ્રેષ્ઠ સ્વરૂપ સાક્ષાત્ થનાર છે. તેની આકાંક્ષા ઉપાસકને થવી જોઈએ, ઉપાસકની પ્રવૃત્તિ અથવા રુચિ પૃથિવી લોકના ભોગોમાં રહેતી નથી, ત્યારે તે શ્રેષ્ઠ સુખ અને પ્રશંસનીય દર્શનામૃતની ઈચ્છા રાખે છે. (૧)*

**६७३. स न इन्द्राय यज्यवे वरुणाय मरुद्भ्यः। वरिवोवित् परि स्त्रव॥ २॥**

પદાર્થ : सः-તે તું वरिवोवित्-અત્યંત અભીષ્ટ રૂપ અમૃતધન મોક્ષૈશ્વર્ય પ્રાપ્ત કરાવનાર શાન્ત

સ્વરૂપ પરમાત્મન્ ! मरुद्भ्यः-પ્રાણોના वस्नाय-શરીર ધારણ સમયે વરવાવાળા, यज्यवे-તેનું યજન કરનાર-અધ્યાત્મયજ્ઞમાં લગાવનાર-અપવર્ગ પ્રાપ્તિમાં દાન કરનાર, इन्द्राय-આત્માને માટે परिस्त्रव-પૂર્ણરૂપમાં અર્થાત્ મારી સર્વત્ર આનંદધારામાં પ્રાપ્ત થા.

*ભાવાર્થ : તે શાન્ત સ્વરૂપ પરમાત્મા અમૃતધન-મોક્ષૈશ્વર્યને અત્યંત પ્રાપ્ત કરાવનાર તથા શરીર ધારણ માટે પ્રાણોને વરવાવાળા અધ્યાત્મયજ્ઞમાં તેનું યજન કરનાર આત્માને માટે પૂર્ણરૂપમાં અર્થાત્ સર્વત્ર આનંદધારારૂપમાં પ્રાપ્ત થાય છે. (૨)*

### ૬૭૪. एना विश्वान्यर्य आ द्युम्नानि मानुषाणाम्। सिषासन्तो वनामहे॥ ३ ॥

પદાર્થ : मानुषाणाम्-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! મનનશીલ જનોના एना विश्वानि द्युम्नानि-એ સર્વ પ્રકારના શોભનયશ અન્ન-ધનોનું सिषासन्तः-સેવન કરતાં અમે अर्यः-તુજ સ્વામીને वनामहे-ચાહીએ છીએ. (૩)

*ભાવાર્થ : હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! મનુષ્યોને હિતકર સર્વ પ્રશંસનીય યશ, બળ ધનોનું અમે ઉપાસકો સેવન કરતાં તુજ સ્વામીને માંગીએ છીએ-ચાહીએ છીએ, શ્રેષ્ઠ સાંસારિક સંપત્તિ પ્રાપ્ત કર્યા પછી પરમાત્માનો સંગ અને તેના આનંદની પણ યાચના કરીએ છીએ. (૩)*

## સૂક્ત-૨

### ૬૭૫. पुनानः सोम धारयापो वसानो अर्षसि ।
### आ रत्नधा योनिमृतस्य सीदस्युत्सो देवो हिरण्ययः ॥ १ ॥

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું पुनानः-મને શુદ્ધ-પવિત્ર કરતાં તથા धारया-ધ્યાન ધારણાથી अपः-वसानः-મારા પ્રાણોને આચ્છાદિત-આવૃત્ત કરતાં-રક્ષિત કરતાં अर्षसि-પ્રાપ્ત થાય છે रत्नधा-રમણીય ભોગોને ધારણ કરનાર ऋतस्य योनिम्-आसीदसि-અધ્યાત્મયજ્ઞમાં આવીને વિરાજમાન થાય છે हिरण्ययः उत्सः-देवः-તું જ સોનેરી અમૃતકૂપદેવ અમૃતધામ મોક્ષધામ છે.

*ભાવાર્થ : હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું મને ઉપાસકને પવિત્ર કરતાં તથા મારા પ્રાણોને ધારણા-ધ્યાનથી સુરક્ષિત કરતાં પ્રાપ્ત થાય છે. તું રમણીય ભોગોને ધારણ કરનાર મારા અધ્યાત્મયજ્ઞમાં વિરાજમાન થાય છે, તું જ મોક્ષધામ અર્થાત્ સોનેરી અમૃતકૂપ છે. (૧)*

### ૬૭૬. दुहान ऊधर्दिव्यं मधु प्रियं प्रत्नं सधस्थमासदत् ।
### आपृच्छ्यं धरुणं वाज्यर्षसि नृभिर्धौतो विचक्षणः ॥ २ ॥

પદાર્થ : नृभिः-द्यौतः-विचक्षणः-મુમુક્ષુજનો દ્વારા પરિષ્કૃત ઉપાસક दुहानः-જ્યારે હે સોમરૂપ શાન્ત

આનંદધારામાં આવનાર પરમાત્મન્ ! તારું દોહન કરનાર પોતાની અંદર આકર્ષિત કરનાર ઉપાસક मधु प्रियं प्रत्नम्-आपृच्छ्यं धरुणं सधस्थं दिव्यम्-ऊधः-आसदत्-તું મધુર, પ્રિય, શાશ્વત, જિજ્ઞાસ્ય-જાણવા યોગ્ય, સર્વાધાર, સદા સાથે રહેનાર, હૃદયસ્થ દિવ્ય-અલૌકિક, આનંદરસ પૂર્ણને દોહન કરવા માટે પ્રાપ્ત થાય છે, ત્યારે वाजी-अर्षसि-તું અમૃત અન્ન ભોગવાળા ઉપાસકને પ્રાપ્ત થાય છે. (૨)

*ભાવાર્થ : શ્રેષ્ઠજનોથી શિક્ષિત ઉપાસક જ્યારે તારા શાન્ત સ્વરૂપ, પ્રિય, શાશ્વત, સ્થાયી જાણવા યોગ્ય, સર્વાધાર, સદા સાથે રહેનાર પરમાત્માને પોતાની અંદર પ્રાપ્ત કરવા ચાહીને તારી તરફ આવે છે, ત્યારે તું પણ અવશ્ય પ્રાપ્ત થાય છે. (૨)*

## સૂક્ત-3

६६७. प्र तु द्रव परि कोशं नि षीद नृभिः पुनानो अभि वाजमर्ष ।
अश्वं न त्वा वाजिनं मर्जयन्तोऽच्छा बर्ही रशनाभिर्नयन्ति ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૨૩

६७८. स्वायुधः पवते देव इन्दुरशस्तिहा वृजना रक्षमाणः ।
पिता देवानां जनिता सुदक्षो विष्टम्भो दिवो धरुणः पृथिव्याः ॥ २ ॥

પદાર્થ : इन्दुः-देवः-આનંદરસપૂર્ણ શાન્ત પરમાત્મદેવ स्वायुधः-સ્વશક્તિ રૂપ શસ્ત્રવાળા વિરોધીને તાડન કરવાની સ્વશક્તિરૂપ અસ્ત્રવાળા अशस्तिहा-પાપનાશક वृजना रक्षमाणः-સમસ્ત બળોને રાખનાર देवानां जनिता पिता-દિવ્યગુણ પદાર્થોના ઉત્પાદક અને રક્ષક सुदक्षः-સુંદર પ્રાણ પ્રેરક दिवः- विष्टम्भः-દ્યુલોકને સંભાળનાર पृथिव्याः धरुणः-પૃથિવી લોકના ધારક पवते-આત્મામાં પ્રાપ્ત થાય છે. (૨)

*ભાવાર્થ : આનંદરસથી ભરેલ, જે મહાન દ્યુલોકને સંભાળનાર અને પૃથિવી લોકને ધારણ કરનાર, સમસ્ત દિવ્યગુણ, પદાર્થોના જનક અને રક્ષક છે. જેનાથી સર્વમાં સમ્યક્ પ્રાણસંચાર થાય છે, તે પાપવિનાશક, બળોના રક્ષક ઉપાસકની અંદર પ્રાપ્ત થાય છે. (૨)*

६७९. ऋषिर्विप्रः पुरएता जनानामृभुर्धीर उशना काव्येन ।
स चिद्विवेद निहितं यदासामपीच्यां३ गुह्यं नाम गोनाम् ॥ ३ ॥

પદાર્થ : जनानां पुरः-एता-જનોને આગળ લઈ જનાર-નેતા ऋषिः-विप्रः-સર્વદ્રષ્ટા વિશેષ પ્રાપ્ત

धीरः-ધારણકર્તા काव्येन-उशनाः-ऋभुः-કૌશલથી કમનીય પ્રકાશમાન સોમ શાન્ત સ્વરૂપ પરમાત્મા છે सः-चित्-તે જ गोनां गुह्यं नाम-વેદવાણીઓનાં ગુપ્ત રહસ્યને विवेद-ખોલીને જણાવે છે यत्-आसाम्-अपीच्यं निहितम्-જો કે તેમાં અપચિત-સાર રાખેલ છે. (૩)

*ભાવાર્થ : અગ્રણી-મનુષ્યને આગળ ઉન્નતિની તરફ લઈ જનાર, સર્વદ્રષ્ટા, સર્વસાક્ષી, અન્તર્યામી, વિશેષ રૂપથી પ્રાપ્ત, સર્વના ધારણકર્તા, જગતની રચનાના કૌશલ્યથી કમનીય, પ્રકાશમાન સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા છે; તે જ વેદવચનોના ગુહ્ય-ગહન રહસ્યોને જણાવે છે, વિશેષ ઉપાસકજનોને જે તેમાં સાર રૂપમાં રાખેલ છે. (૩)*

## ખંડ-૪

## સૂક્ત-૧

**૬૮૦. अभि त्वा शूर नोनुमोऽदुग्धाइव धेनवः ।**
**ईशानमस्य जगतः स्वर्दृशमीशानमिन्द्र तस्थुषः ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૩૩

**૬૮૧. न त्वावाँ अन्यो दिव्यो न पार्थिवो न जातो न जनिष्यते ।**
**अश्वायन्तो मघवन्निन्द्र वाजिनो गव्यन्तस्त्वा हवामहे ॥ २ ॥**

પદાર્થ : मघवन इन्द्र-હે મોક્ષૈશ્વર્યવાન પરમાત્મન્ ! त्वावान्-તારા જેવો શરણ્યદેવ अन्यः-न दिव्यः-न पार्थिवः-બીજો કોઈ ન તો દ્યુલોકવાળો ન તો પૃથિવીલોકવાળો न जातः-न जनिष्यते-ન તો ઉત્પન્ન થયો છે કે ન તો ઉત્પન્ન થશે એ નિશ્ચય છે. अश्वायन्तः-गव्यन्तः-અમે સદ્ અન્તઃકરણથી ચાહતાં સંયત ઈન્દ્રિયથી ચાહતાં वाजिनः-અમૃતાન્ન ભોગનાં ભાગી त्वा हवामहे-તને આમંત્રિત કરીએ છીએ. (૨)

*ભાવાર્થ : મનુષ્યનો શરણ્યદેવ વાસ્તવમાં કેવળ પરમાત્મા જ છે, કોઈ અન્ય ન તો દ્યુલોકના પદાર્થો, ન તો પૃથિવીલોકના પદાર્થો હોઈ શકે, તેના આશ્રયથી અમે ઉત્તમ અન્તઃકરણવાળા અને સંયમિત પવિત્ર ઈન્દ્રિયોવાળા બનીને અમૃતભોગ મોક્ષનાં ભાગી બની શકીએ છીએ, તેને પોતાની અંદર આમંત્રિત કરવો જોઈએ. (૨)*

## સૂક્ત-૨

**૬૮૨. कया नश्चित्र आ भुवदूती सदावृधः सखा । कया शचिष्ठया वृता ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૬૯

**६८३. कस्त्वा सत्यो मदानां मंहिष्ठो मत्सदन्धसः। दृढा चिदारुजे वसु॥ २॥**

પદાર્થ : अन्धसः-અધ્યાત્મયજ્ઞના मदानाम्-હર્ષવાળા-હર્ષ પ્રાપ્તિ યોગ્યોમાં कः-કોઈ ભાગ્યશાળી सत्यः-સત્પુરુષ मंहिष्ठः-અત્યંત મહાન પ્રશંસનીય ઉપાસક त्वा मत्सत्-તુજ ઈન્દ્ર પરમાત્માને તૃપ્ત કરે છે-સંતુષ્ટ કરે છે તથા दृढा चित्-वसु-आरुजे-દૃઢ પણ વસુઓની મધ્યમાં રહેલાં બાધકોને સમગ્રરૂપથી ભાંગી નાખવાને સમર્થ બને છે. (૨)

*ભાવાર્થ : અધ્યાત્મયજ્ઞમાં આનંદ પ્રાપ્ત કરનારા અધિકારીઓમાં કોઈ વિરલ, પ્રશંસનીય ઉપાસક, સત્યજન જ પરમાત્માને પોતાના ઉપાસના કર્મથી સંતુષ્ટ કરે છે; તથા મહાન રહેલાં બાધકોને ભંગ-નષ્ટ કરે છે. (૨)*

**६८४. अभी षु णः सखीनामविता जरितॄणाम्। शतं भवास्यूतये॥ ३॥**

પદાર્થ : नः-जरितॄणाम् सखीनाम् अविता-હે ઈન્દ્ર-ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું અમે સ્તુતિકર્તા ઉપાસક મિત્રોનો રક્ષક છે તેથી તેની ऊतये-રક્ષાને માટે शतम्-अभि-આયુની પ્રતિ-જ્યાં સુધી આયુ છે-આયુ પર્યન્ત 'અભ્યાસુમ'-પ્રાપ્ત કરવાને सुभवासि-સુગમ બની જા. (૩)

*ભાવાર્થ : સર્વના રક્ષક પરમાત્મા પોતાના મિત્ર રૂપ સ્તુતિકર્તા જનોની રક્ષાને માટે તેની તરફ આયુ-જીવનભર નમેલ-ઝુકેલ રહે છે અર્થાત્ પ્રાપ્ત થવા તૈયાર રહે છે. પરમાત્માની સ્તુતિ કરનારા તેના મિત્રો બની જાય છે, તે તેની જીવનભર-આયુ સુધી રક્ષા કરે છે. (૩)*

## સૂક્ત-3

**६८५. तं वो दस्ममृतीषहं वसोर्मन्दानमन्धसः ।**
**अभि वत्सं न स्वसरेषु धेनव इन्द्रं गीर्भिर्नवामहे ॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૩૬

**६८६. द्युक्षं सुदानुं तविषीभिरावृतं गिरिं न पुरुभोजसम् ।**
**क्षुमन्तं वाजं शतिनं सहस्त्रिणं मक्षू गोमन्तमीमहे ॥ २॥**

પદાર્થ : तविषीभिः-आवृतम्-અનેક બળ પ્રવૃત્તિઓથી પરિપૂર્ણ गिरिं न-પર્વતની સમાન पुरुभोजसम्-મહાન પાલક सुदानुम्-સુખનું દાન કરનાર द्युक्षम्-પ્રકાશમાં નિવાસ કરનાર क्षुमन्तम्-પ્રકાશમાન गोमन्तम्-જ્ઞાનવાન સર્વજ્ઞાન પ્રદ સર્વજ્ઞ वाजम्-અમૃત અન્ન ભોગવાળા शतिनं सहस्त्रिणम्-સો ગણું હજાર ગણું વર આપનાર ઐશ્વર્યવાન પરમાત્માની मक्षु-ईमहे-શીઘ્ર-વારંવાર પ્રાર્થના કરીએ છીએ. (૨)

*ભાવાર્થ : અમને તે અનેક શક્તિઓથી યુક્ત, અનેક રીતે પાલન કરનાર, સુખનું દાન કરનાર,*

*પ્રકાશમય મોક્ષધામમાં નિવાસ કરાવનાર, સ્વયં પ્રકાશસ્વરૂપ, જ્ઞાનવાન સર્વજ્ઞ, અમૃતાનંદ ભોગના સ્વામી, તેની સ્તુતિ, પ્રાર્થના, ઉપાસનાની ભેટને સેંકડોગણી, હજારગણી ફળ વરરૂપમાં આપનાર પરમાત્માની શીઘ્ર વારંવાર, નિરંતર પ્રાર્થના કરવી જોઈએ. (૨)*

## સૂક્ત-૪

૬૮૭. तरोभिर्वो विदद्वसुमिन्द्रं सबाध ऊतये ।
बृहद्गायन्तः सुतसोमे अध्वरे हुवे भरं न कारिणम् ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૩૭

૬૮૮. न यं दुध्रा वरन्ते न स्थिरा मुरो मदेषु शिप्रमन्धसः।
य आदृत्या शशमानाय सुन्वते दाता जरित्र उक्थ्यम्॥ २॥

પદાર્થ : अन्धसः-मदे-આધ્યાનીય ઉપાસનીયના આનંદ પ્રદાનને માટે ઉપાસક માટે यं सुशिप्रम्-इन्द्रम्-જે શ્રેષ્ઠ ગતિમાન વ્યાપક ગતિમાન પરમાત્માને दुध्रां न वरन्ते-દુર્ધારણાવાળા-ઉન્મત છકેલા મનુષ્યો પ્રાપ્ત કરી શકતા નથી न स्थिराः-चुरः-નિષ્કર્મ પ્રમાદી અવિચારશીલ પ્રાપ્ત કરી શકતા નથી. यः-જે शशमानाय सुन्वते जरित्रे-શંસમાન =પ્રશંસા કરતાં ઉપાસનારસ નિષ્પાદન કરતાં સ્તુતિ કરનારને માટે आदृत्य-उक्थ्यं दात-આદર-સ્નેહ કરીને પ્રશસ્ય સ્વ આનંદને પ્રદાન કરે છે. (૨)

*ભાવાર્થ : ઉપાસનીય પરમાત્માના આનંદરસને પ્રાપ્ત કરવા માટે વ્યાપક પરમાત્માને દુષ્ટ વિચારવાળા, મૂર્ખ અથવા વિચારહીન મનુષ્યો પ્રાપ્ત કરી શકતા નથી. હાં, તે પરમાત્મા પ્રશંસા કરનાર, ઉપાસનારસ નિષ્પાદક, સ્તુતિ કરનાર ઉપાસકને માટે સ્નેહ, સ્વાગતથી પોતાનો પ્રશંસનીય આનંદ પ્રદાન કરે છે. (૨)*

## ખંડ-૫

## સૂક્ત-૧

૬૮૯. स्वादिष्ठया मदिष्ठया पवस्व सोम धारया। इन्द्राय पातवे सुतः॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૩૮૭

૬૯૦. रक्षोहा विश्वचर्षणिरभि योनिमयोहते।
द्रोणे सधस्थमासदत् ॥ २॥

પદાર્થ : रक्षोहा-પાપ વાસનાના નાશક विश्वचर्षणिः-સર્વદ્રષ્ટા પરમાત્મા अयोहते-હિરણ્ય જ્યોતિથી

સંહત આત્મજ્યોતિ સંપ્રેરિત द्रोणे-હૃદય કોષ્ઠમાં सधस्थं योनिम्-अभि-आसदत्-જે આત્મજ્યોતિ અને સર્વદ્રષ્ટા પરમાત્માનું સમાન સ્થાન ગૃહ છે ત્યાં સારી રીતે પ્રાપ્ત થાય છે. (૨)

*ભાવાર્થ : સર્વ દ્રષ્ટા, પાપનાશક પરમાત્મા ઉપાસના દ્વારા આત્મા અને પરમાત્માનું સમાન સ્થાન, આત્માથી સારી રીતે પ્રેરિત હૃદયકોષ્ઠમાં સમ્યક્ પ્રાપ્ત થાય છે. (૨)*

**६९१. वरिवोधातमो भुवो मंहिष्ठो वृत्रहन्तमः। पर्षि राधो मघोनाम् ॥ ३ ॥**

પદાર્થ : वृत्रहन्तम्-હે અત્યંત પાપનાશક પરમાત્મન્ ! તું वरिवः-धातमः-તું ધનનો અત્યંત ધારક સાથે જ मंहिष्ठ-મહાન દાતા પણ છે मघोनाम्-ધનવાળાઓને તું જ राधः पर्षि-ધન પૂરે છે. (૩)

*ભાવાર્થ : પાપ-અજ્ઞાનના નાશક પરમાત્મા મહાન ધનના ધારક હોવા ઉપરાંત અત્યંત દાતા પણ છે, જેટલા પણ ધનવાનો છે, તેને તે જ ધનથી ભરપૂર કરે છે. પરમાત્મન્ ! તારા જેવો કોઈ દાની નથી, દાનીઓને પણ તું જ દાન માટે ધન પ્રદાન કરે છે. તારી ઉપાસના કરનાર કોઈ નિર્ધન રહી શકતો નથી. (૩)*

## સૂક્ત-૨

**६९२. पवस्व मधुमत्तम इन्द्राय सोम क्रतुवित्तमो मदः ।**
**महि द्युक्षतमो मदः ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૭૮

**६९३. यस्य ते पीत्वा वृषभो वृषायतेऽस्य पीत्वा स्वर्विदः।**
**स सुप्रकेतो अभ्यक्रमीदिषोऽच्छा वाजं नैतशः ॥ २ ॥**

પદાર્થ : यस्य ते-જે તારા સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માના આનંદરસનું पीत्वा-ઉપાસના દ્વારા પાન કરીને वृषभः-वृषायते-વૃષભ-સાંઢની સમાન ઉપાસક આત્મા વૃષભ સમાન પુષ્ટ પ્રફુલ્લિત આનંદિત બની જાય છે તથા अस्य स्वर्विदः पीत्वा-એ તારા સુખને પ્રાપ્ત કરાવનાર આનંદરસનું પાન કરીને सः-सुप्रकेतः-તે ઉપાસક સમ્યક્ જ્ઞાનમય બનીને इषः-अभ्यक्रमीत्-પોતાની એષણાઓ-વાસનાઓને સ્વાધીન કરે છે-જીતી લે છે, वाजं न-एतशः-अच्छा-જેમ ઘોડાઓ સંગ્રામને પાર કરીને સ્વાધીન બને છે. (૨)

*ભાવાર્થ : ઉપાસકજન પરમાત્માના આનંદરસનું પાન કરીને, વૃષભ સમાન પુષ્ટ, બળવાન બની જાય છે; અને તે સ્વર્ગીય સુખ સ્વરૂપ પરમાત્માના આનંદરસનું પાન કરીને, ઉપાસક આત્મા સારી રીતે જ્ઞાનમય પ્રસિદ્ધ બનીને, પોતાની વાસનાઓને સ્વાધીન કરે છે-જીતી લે છે; જેમ બળવાન ઘોડાઓ*

*સંગ્રામને સીધા પાર કરીને સ્વાધીન બને છે. (૨)*

## સૂક્ત-3

**६९४. इन्द्रमच्छ सुता इमे वृषणं यन्तु हरयः ।**
**श्रुष्टे जातास इन्दवः स्वर्विदः ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૬૬

**६९५. अयं भराय सानसिरिन्द्राय पवते सुतः ।**
**सोमो जैत्रस्य चेतति यथा विदे ॥ २ ॥**

પદાર્થ : अयं सानसिः सुतः सोमः-એ સંભજનીય સાક્ષાત્ કરેલ શાન્ત પરમાત્મા इन्द्राय-ઉપાસક આત્માના भराय-ભરણ પોષણને માટે पवते-આનંદધારા રૂપમાં પ્રાપ્ત થાય છે, પુનઃ जैत्रस्य-ઈન્દ્રિય જયશીલના यथाविदे-યથાર્થ જ્ઞાનને માટે चेतति-તેને જાગૃત કરે છે. (૨)

*ભાવાર્થ : સંભજનીય સાક્ષાત્ કરેલ પરમાત્મા ઉપાસક આત્માનાં ભરણ, પોષણને માટે આનંદધારામાં વહેતો-થઈને આવે છે. પુનઃ ઈન્દ્રિય, મન પર જય પ્રાપ્ત કરનાર ઉપાસકને યથાર્થ-જ્ઞાનાર્થ તેને સાવધાન કરે છે. (૨)*

**६९६. अस्येदिन्द्रो मदेष्वा ग्राभं गृभ्णाति सानसिम् ।**
**वज्रं च वृषणं भरत् समप्सुजित् ॥ ३ ॥**

પદાર્થ : इन्द्रः-ઉપાસક આત્મા अस्य-इत्-એ આનંદધારામાં સાક્ષાત્ પરમાત્માને જ ग्राभं सानसिम्-आगृभ्णाति-ગ્રહણ કરવા યોગ્ય એક અંશ ભજનીય સ્વરૂપ સમ્યક્ ગ્રહણ કરી શકે છે मदेषु-પોતાના સમસ્ત તૃપ્તિ પ્રસંગોમાં समप्सुजित्-સમ્યક્ વ્યાપ્ત પ્રવૃત્તિઓ વિજય પ્રાપ્ત કરનાર वृषणं वज्रं भरत्-આનંદવર્ષક ઓજને ધારણ કરાવે છે. (૩)

*ભાવાર્થ : ઉપાસક આત્મા આનંદધારામાં પ્રાપ્ત થનાર પરમાત્માને વિભુ-વ્યાપક રૂપમાં નહિ, પરંતુ યથા શક્ય સ્વરૂપનું જ સેવન કરે છે, એટલા માત્રથી તે પોતાની તરફ પ્રાપ્ત થનારી સમસ્ત પ્રવૃત્તિને જીતી લે છે તથા આનંદવર્ષક ઓજને પણ પ્રાપ્ત કરે છે. (૩)*

## સૂક્ત-૪

**६९७. पुरोजिती वो अन्धसः सुताय मादयित्नवे ।**

अप श्वानं श्नथिष्टन सखायो दीर्घजिह्व्यम् ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૪૫

६९८. यो धारया पावकया परिप्रस्यन्दते सुतः। इन्दुरश्वो न कृत्व्यः ॥ २ ॥

પદાર્થ : यः-इन्द्रः-જે આર્દ્ર આનંદરસપૂર્ણ પરમાત્મા सुतः-નિષ્પાદિત ઉપાસિત થયેલ पावकया-धारया-પવિત્ર કરનારી-દોષ, પાપ, દુઃખ નિવારણ કરનારી જ્ઞાનધારાથી परिप्रस्यन्दते-સર્વતો ભાવથી પ્રાપ્ત થાય છે. अश्वः-न कृत्व्यः-કર્મ-ગતિકર્મ કુશલ ઘોડાની સમાન. (૨)

*ભાવાર્થ : જેમ સર્વતો ભાવથી માર્ગ વ્યાપનશીલ ઘોડો પૂર્ણરૂપથી માર્ગને વ્યાપ્ત કરે છે, તેમ ઉપાસના દ્વારા સાક્ષાત્ કરેલ પરમાત્મા ઉપાસક આત્માને નિર્મળ કરનારી જ્ઞાનધારાથી સર્વતો ભાવથી પ્રાપ્ત થાય છે. (૨)*

६९९. तं दुरोषमभी नरः सोमं विश्वाच्या धिया। यज्ञाय सन्त्वद्रयः ॥ ३ ॥

પદાર્થ : अद्रयः-नरः-વિઘ્ન બાધાઓથી દીર્ણ-ક્ષીણ ન થનાર મુમુક્ષુ ઉપાસક विश्वाच्या धिया-સર્વાત્મના પ્રાપ્તિ શક્તિમયી ઉપાસના ક્રિયાથી तं दुरोषं सोमम्-તે ઓષ = દાહનો ધ્વંસ કરનાર શાન્ત સ્વરૂપ પરમાત્માને यज्ञाय-અધ્યાત્મયજ્ઞ સંપાદન કરવા માટે अभि सन्तु-સ્વાશ્રય કરે છે-સ્વાત્મામાં ધારણ કરે છે. (૩)

*ભાવાર્થ : મુમુક્ષુ ઉપાસક સર્વાત્મ પ્રાપ્તિ કરાવનારી ઉપાસના ક્રિયાથી અધ્યાત્મયજ્ઞ ચલાવવા માટે તે દાહ, તાપનાશક પરમાત્માને પોતાના આત્મામાં ધારણ કરે છે. (૩)*

## સૂક્ત-૫

७००. अभि प्रियाणि पवते चनोहितो नामानि यह्वो अधि येषु वर्धते।
आ सूर्यस्य बृहतो बृहन्नधि रथं विष्वञ्चमरुहद्विचक्षणः ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૫૪

७०१. ऋतस्य जिह्वा पवते मधु प्रियं वक्ता पतिर्धियो अस्या अदाभ्यः।
दधाति पुत्रः पित्रोरपीच्यां३ नाम तृतीयमधि रोचनं दिवः ॥ २ ॥

પદાર્થ : ऋतस्य जिह्वा-અમૃતસ્વરૂપ સોમ શાન્ત પરમાત્માની વાક્-સ્તુતિ मधुप्रियं पवते-જેને મધુર અને પ્રિય છે એવા ઉપાસકને પવિત્ર કરી દે છે अस्या धियः-वक्ता-अदाभ्यः पतिः-એ સ્તુતિ રૂપ

ધી = બુદ્ધિનો પ્રવચનકર્તા અદભનીય પતિ છે-અધિકારી છે पित्रोः पुत्रः-દ્યાવા પૃથિવી બન્ને લોકોના ત્રાણ = રક્ષણ કર્તા दिवः-अधि-रोचनं तृतीयम्-પ્રકાશમય મોક્ષમાં રુચિકર તૃતીય અમૃત નામ ओरृम्-સોમ अपीच्यं नाम दधाति-અન્તર્હિત નામને ધારણ કરે છે. (૨)

*ભાવાર્થ : અમૃત સ્વરૂપ શાન્ત પરમાત્માની સ્તુતિ પરમાત્મા સંબંધી મધુર તેને ચાહનારને ઉપાસકને પવિત્ર કરી દે છે, તે સ્તુતિ રૂપ પ્રજ્ઞા =બુદ્ધિના પ્રવચનકર્તા અહિંસનીય અધિકારી બની જાય છે. દ્યાવા પૃથિવીના ત્રાણકર્તા મોક્ષમાં રુચિકર અમૃતનામ* ओ३म्-*અન્તર્હિતને ધારણ કરે છે. (૨)*

**૭૦૨. अव द्युतानः कलशाँ अचिक्रदन्नृभिर्येमाणः कोश आ हिरण्यये।**
**अभी ऋतस्य दोहना अनूषताधि त्रिपृष्ठ उषसो वि राजसि ॥ ३ ॥**

પદાર્થ : द्युतानः-દ્યોતમાન-સ્વ આત્મરૂપથી પ્રકાશમાન સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા नृभिः-हिरण्यये कोशे-आयेमानः-સુવર્ણકોશ-હૃદયકોશમાં આકર્ષિત કરવામાં આવતાં कलशान् अभिक्रदत्-સમસ્ત જ્ઞાન આશયોમાં પ્રવચન કરે છે ऋतस्य दोहना-સોમરૂપ અમૃતનું દોહન કરનારા મુમુક્ષુઓ જ્યારે अनूषत-તેની સ્તુતિ કરે છે, ત્યારે પરમાત્મા उपसः-अधि त्रिपृष्ठे विराजसि-પરમાત્મન્ ! તું જ્ઞાનપ્રકાશ તરંગમાં થનારી સ્તુતિ, પ્રાર્થના, ઉપાસનાનાં સ્તરમાં વિશેષરૂપથી પ્રકાશમાન થાય છે. (૩)

*ભાવાર્થ : સ્વરૂપથી પ્રકાશમાન પરમાત્મા જ્યારે મુમુક્ષુઓ દ્વારા દિવ્ય હૃદયકોશમાં આકર્ષિત કરવામાં આવે છે, ત્યારે તે સમસ્ત જ્ઞાનવિષયોને સમજાવે છે, પુનઃ તે અમૃતરૂપ પરમાત્માનું દોહન કરનારા મુમુક્ષુ ઉપાસકો જ્યારે તેની સ્તુતિ કરે છે, ત્યારે હે પરમાત્મન્ ! તું જ્ઞાનપ્રકાશધારામાં થનારી સ્તુતિ, પ્રાર્થના, ઉપાસના સ્તરમાં વિશેષ રૂપથી પ્રકાશિત થાય છે-સાક્ષાત્ થાય છે. (૩)*

## ખંડ-૬

### સૂક્ત-૧

**૭૦૩. यज्ञायज्ञा वो अग्नये गिरागिरा च दक्षसे।**
**प्रप्र वयममृतं जातवेदसं प्रियं मित्रं न शंसिषम्॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૩૫

**૭૦૪. ऊर्जो नपातं स हिनायमस्मयुर्दाशेम हव्यदातये।**
**भुवद्वाजेष्वविता भुवद् वृध उत त्राता तनूनाम्॥ २ ॥**

પદાર્થ : ऊर्जः-नपातम्-અમારા આત્મ સ્વરૂપને ન પાડનાર-રક્ષા કરનાર અગ્નિજ્ઞાન સ્વરૂપ પરમાત્માને ઉપાસિત કરીએ सः-हिना-अयम्-अस्मयुः-તે ખરેખર એજ અમને ચાહનાર અપનાવનાર

છે हव्यदातये दाशेम-અમે અમારી ઉપાસના હવિને અર્પણ કરવા માટે અમને સમર્પિત કરીએ છીએ वाजेषु-अविता भुवत्-એ અમૃત અન્ન ભોગોને માટે રક્ષક છે उत-અને तनूनां वृधे त्राता भुवत्-ઉપાસક આત્માઓના વર્ધન-ઉત્કર્ષને માટે રક્ષક બને છે. (૨)

*ભાવાર્થ : અમે અમારા આત્મ સ્વરૂપને ન પાડનાર પરન્તુ ઉન્નત કરનાર જ્ઞાન પ્રકાશ સ્વરૂપ પરમાત્માની ઉપાસના કરીએ. તે પણ યથાર્થરૂપથી અમને અપનાવનાર છે, તેથી ઉપાસનારૂપ ભેટ અર્પિત કરવા માટે અમે પોતાને તેના તરફ પ્રેરિત કરીએ. તે અમારા અમૃતભોગોને માટે રક્ષક બને છે. અને તે સદા ઉપાસક આત્માની વૃદ્ધિ-ઉન્નતિને માટે રક્ષક બને છે. (૨)*

## सूक्त-२

**૭૦૫. एह्यू षु ब्रवाणि तेऽग्न इत्थेतरा गिरः। एभिर्वर्धास इन्दुभिः॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૭

**૭૦૬. यत्र क्व च ते मनो दक्षं दधस उत्तरम्। तत्र योनिं कृणवसे॥ २॥**

પદાર્થ : यत्र क्व च-જે પણ ઉપાસકમાં ते-તારા માટે मनः-મનોભાવ-મનન-આસ્તિકતા છે ત્યાં તું उत्तरं दक्षं दधसे-તારું શ્રેષ્ઠ વરણ કરવા યોગ્ય સ્વરૂપ ધારણ કરે છે-સ્થાપિત કરે છે અને तत्र-ત્યાં योनिं कृणवसे-પોતાનું નિવાસ સ્થાન બનાવે છે. (૨)

*ભાવાર્થ : પરમાત્મન્ ! જે ઉપાસકની અંદર તારા પ્રત્યે મનોભાવ-આસ્તિકતા છે, ત્યાં તું તારા દર્શન-જ્ઞાન કરાવે છે; અને ત્યાં પોતાનો નિવાસ બનાવે છે. (૨)*

**૭૦૭. न हि ते पूर्तमक्षिपद् भुवन्नेमानां पते। अथा दुवो वनवसे ॥ ३॥**

પદાર્થ : नेमानां पते-હે નમનારા ઉપાસકોના રક્ષક પરમાત્મન્ ! ते-अक्षिपत् पूर्तं न हि भुवत्-તેને માટે તારું ઈન્દ્રિયશક્તિનો નાશ કરનાર-સમાપ્ત કરનાર તેજ અર્થાત્ તાપ પ્રાપ્ત થતું નથી. अथ दुवः-वनवसे-અને તું તેઓની સેવા ઉપાસનાનો સ્વીકાર કરે છે. (૩)

*ભાવાર્થ : ઉપાસકોના પાલનહાર પરમાત્મા છે તેમની ઈન્દ્રિયશક્તિઓને પરમાત્મા તેજ તાપ નથી દેતો ભૌતિક અગ્નિની સમાન તથા તે તેમની ઉપાસનાનો સ્વીકાર કરે છે. (૩)*

## सूक्त-3

**૭૦૮. वयमु त्वामपूर्व्य स्थूरं न कच्चिद्भरन्तोऽवस्यवः ।**
**वज्रिञ्चित्रं हवामहे ॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૦૮

**૭૦૯. उप त्वा कर्मन्नूतये स नो युवोग्रश्चक्राम यो धृषत् ।**
**त्वामिध्यवितारं ववृमहे सखाय इन्द्र सानसिम् ॥ २ ॥**

પદાર્થ : कर्मन्-પ્રત્યેક કર્મમાં ऊतये-રક્ષાને માટે त्वा-उप-અમે તારી ઉપાસના કરીએ છીએ सः-यः-युवा-उग्रः-धृषत्-नः चक्राम-તે જે યુવા-સદા યુવાપૂર્ણ સમર્થ પ્રતાપી પાપ પ્રતાડક થઈને અમને ઉત્સાહી તેજસ્વી બનાવે છે, તેથી इन्द्र त्वां सानसिम् अवितारम्-इत्-हि-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તુજ સંભજનીય રક્ષકને જ નિશ્ચય सखायः-ववृमहे-અમે તારા મિત્ર-ઉપાસકજન વરણ કરીએ છીએ-અપનાવીએ છીએ. (૨)

*ભાવાર્થ : પ્રત્યેક કર્મમાં સદા સમર્થ, પાપનાશક, સંભજનીય પરમાત્માની ઉપાસના કરવી જોઈએ. (૨)*

## સૂક્ત-૪

**૭૧૦. अधा हीन्द्र गिर्वण उप त्वा काम ईमहे ससृग्महे ।**
**उदेव ग्मन्त उदभिः ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૦૬

**૭૧૧. वार्ण त्वा यव्याभिर्वर्धन्ति शूर ब्रह्माणि ।**
**वावृध्वांसं चिदद्रिवो दिवेदिवे ॥ २ ॥**

પદાર્થ : शूर-अद्रिवः-હે પૂર્ણ સમર્થ આનંદ મેઘવન પરમાત્મન્ ! त्वा-તને ब्रह्माणि-અમારું સ્તવન-સ્તુતિવચન यव्याभिः-वाः-न वर्धन्ति-નદીઓથી-નદીઓનાં જળ જેમ મહાન જળાશયની વૃદ્ધિ થાય છે-ભરે છે, તેમ दिवे दिवे-પ્રતિદિન वावृध्वांसं चित्-વૃદ્ધિ કરવા સમાન ભરે છે.

*ભાવાર્થ : હે આનંદ મેઘવાળા સમર્થ પરમાત્મન્ ! જેમ નદીઓ પોતાના જળથી મહાન જળાશયને ભર્યા કરે છે, તેમ તારાથી અમૃત આનંદરસ પ્રાપ્ત કરવા માટે, ઉપાસકજન પોતાનાં સ્તુતિ વચનોથી ભર્યા કરે છે. (૨)*

**૭૧૨. युञ्जन्ति हरी इषिरस्य गाथयोरौ रथ उरुयुगे वचोयुजा ।**
**इन्द्रवाहा स्वर्विदा ॥ ३ ॥**

પદાર્થ : इषिरस्य-પ્રેરક પરમાત્માનાં हरी-દુઃખનાશક સુખદાયક સાધન ભૂત ઋક્ સામ વાણીથી

સ્તવન અને મનથી ઉપાસકને गाथया-વેદવાક્-મંત્રથી वचोयुजा-પ્રાર્થના વચનથી જે યુક્ત છે इन्द्रवाहा-પરમાત્માને લઈ આવનાર स्वर्विदा-મોક્ષ પ્રાપ્ત કરાવનાર છે તે સ્તવન ઉપાસનને-उरुयुगे-उरौ रथे-મહાન યોગભૂમિવાળા મહાન રસરૂપ ધ્યાનયજ્ઞમાં युञ्जन्ति-ઉપાસકજન યુક્ત-પ્રયુક્ત કરે છે.

*ભાવાર્થ : વેદમંત્રને અનુરૂપ પ્રાર્થના પ્રયુક્ત, પ્રેરક પરમાત્માની સ્તુતિ, ઉપાસના કરો, જે પરમાત્માને આમંત્રિત કરનાર, મોક્ષ પ્રાપ્ત કરાવનાર, મહાન ઉપાય, મહાન યોગભૂમિવાળા રસરૂપ ધ્યાનમાં ઉપાસક પ્રયુક્ત કરે છે. અમારે પણ કરવા જોઈએ. (૩)*

इति प्रथमोऽध्यायः

इति प्रथम प्रपाठकस्य प्रथमोऽर्धः



# अथ द्वितीयोऽध्यायः

## प्रथम प्रपाठकस्य द्वितीयोऽर्धः

### ખંડ-૧

### સૂક્ત-૧

**૭૧૩. पान्तमा वो अन्धस इन्द्रमभि प्र गायत ।**
**विश्वासाहं शतक्रतुं मंहिष्ठं चर्षणीनाम् ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૫૫

**૭૧૪. पुरुहूतं पुरुष्टुतं गाथान्यां३ सनश्रुतम्। इन्द्र इति ब्रवीतन॥ २ ॥**

પદાર્થ : पुरूहूतं पुरूष्टुतम्-અનેક આસ્તિકો દ્વારા આમંત્રણીય અને અનેક આસ્તિકો દ્વારા સ્તુતિ કરવામાં આવે છે गाथान्यम्-ગાન કરનારી ઋચાઓથી ગાવા યોગ્ય सनश्रुतम्-ભજન સ્તુતિવાળાને इन्द्रः-इति ब्रवीतन-ઐશ્વર્યવાન પરમાત્મા કહો-જાણો. (૨)

*ભાવાર્થ : અનેક આસ્તિકજનોનાં આમંત્રણીય તથા અનેક આસ્તિકજનોનાં સ્તુતિ યોગ્ય વેદમંત્રોથી ગાવા-જાણવા યોગ્ય ભજન, સ્તુતિવાળાને ઈન્દ્ર પરમાત્મા કહો-જાણો. (૨)*

**૭૧૫. इन्द्र इन्नो महोनां दाता वाजानां नृतुः। महाँ अभिज्ञ्वा यमत् ॥ ३ ॥**

પદાર્થ : इन्द्रः-इत्-ઈન્દ્ર-ઐશ્વર્યવાન પરમાત્મા જ नः-અમારે માટે महोनां वाजानां दाता-બહુ મૂલ્યવાન મહત્ત્વપૂર્ણ અમૃતભોગોનો પ્રદાન કર્તા છે તથા महान्-अभिज्ञु नृतुः-आ यमत्-મહાન કૃપાળુ નેતા બનીને અમારા પર શાસન કરે છે. (૩)

*ભાવાર્થ : પરમાત્મા અમારે માટે મહાન, મહત્ત્વપૂર્ણ અમૃત ભોગોને આપનાર તથા મહાન કૃપાળુ નેતા બનીને શાસન કરે છે.-નિયમમાં રાખે છે. (૩)*

### સૂક્ત-૨

**૭૧૬. प्र व इन्द्राय मादनं हर्यश्वाय गायत। सखायः सोमपाव्ने॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૫૬

**૭૧૭. शंसेदुक्थं सुदानव उत द्युक्षं यथा नरः। चकृमा सत्यराधसे॥ २ ॥**

પદાર્થ : नरः-મુમુક્ષુજન यथा-જેવી રીતે सुदानवे-ઉત્તમ દાન કરનાર उत-અને सत्यराधसे-સત્ય-સ્થાયી મોક્ષૈશ્વર્યવાળા-અવિનાશી ધનવાળા પરમાત્માને માટે उक्थं शंसेत्-વક્તવ્ય-પ્રશંસાવચન-સ્તવન

બોલે છે चकृम-અમે પણ તેમજ આચરણ કરીએ. (૨)

*ભાવાર્થ : મુમુક્ષુજન જેમ શ્રેષ્ઠ દાનદાતા, સ્થિર મોક્ષૈશ્વર્યવાળા પરમાત્માની સ્તુતિ કર્યા કરે છે, તેમ અમે ઉપાસકોએ પણ કરવી જોઈએ. (૨)*

## ૭૧૮. त्वं न इन्द्र वाजयुस्त्वं गव्युः शतक्रतो। त्वं हिरण्ययुर्वसो॥ ३॥

પદાર્થ : शतक्रतो-इन्द्र-હે અનંત જ્ઞાન કર્મવાળા પરમાત્મન્ ! त्वम्-તું नः-અમારે માટે वाजयुः-અમૃત અન્ન-મોક્ષને ચાહનાર છે त्वम्-તું गव्युः-સરસ્વતી-જ્ઞાનશક્તિને ચાહનાર છે वसो-હે અમને વસાવનાર ! त्वम्-તું हिरण्ययुः-આયુ-દીર્ઘ જીવનને ચાહનાર છે (૩)

*ભાવાર્થ : પરમાત્મા ઉપાસકોના આયુષ્કામ, વિદ્યાકામ અને મોક્ષકામ છે. તે અનન્ત જ્ઞાન કર્મવાળો અને વસાવનાર છે. (૩)*

### સૂક્ત-3

## ૭૧૯. वयमु त्वा तदिदर्था इन्द्र त्वायन्तः सखायः। कण्वा उक्थेभिर्जरन्ते॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૫૭

## ૭૨૦. न घेमन्यदा पपन वज्रिन्नपसो नविष्टौ। तवेदु स्तोमैश्चिकेत॥ २॥

પદાર્થ : वज्रिन्-હે ઓજસ્વી તેજસ્વી પરમાત્મન્ ! अपसः-તારી વ્યાપક શક્તિમાનની नविष्टौ-સ્તુતિયજ્ઞમાં अन्यत्-न घ-ईम्-आपपन-અન્યની સ્તુતિ કદી પણ કરતો નથી तव-इत्-उ-તને જ સ્તુતિ વચનોમાં चिकेत-ઈષ્ટદેવ જાણું છું-માનું છું. (૨)

*ભાવાર્થ : પરમાત્માના સ્તુતિયાગ-યજ્ઞમાં અન્ય કોઈની સ્તુતિ ન કરવી જોઈએ, પરમાત્માનાં સ્થાનમાં કોઈ જડ અને ચેતન સ્તુતિ યોગ્ય નથી, તેથી સમસ્ત સ્તુતિ પ્રસંગોમાં પરમાત્માને જ ઈષ્ટદેવ માનવો જોઈએ. (૨)*

## ૭૨૧. इच्छन्ति देवाः सुन्वन्तं न स्वप्नाय स्पृहयन्ति। यन्ति प्रमादमतन्द्राः॥ ३॥

પદાર્થ : देवाः-ઈન્દ્ર-ઐશ્વર્યવાન પરમાત્મા सुन्वन्तम्-इच्छन्ति-ઉપાસનારસ નિષ્પાદકને ચાહે છે-અપનાવે છે स्वप्नाय न स्पृहयन्ति-અસાવધાન-આળસુ-નાસ્તિકને સ્નેહ કરતો નથી अतन्द्राः-प्रमादं यन्ति-સાવધાન-આળસ રહિત આસ્તિકજન પ્રકૃષ્ટ હર્ષ-બ્રહ્માનંદને પ્રાપ્ત કરે છે-પામે છે. (૩)

*ભાવાર્થ : ઉપાસનારસ નિષ્પાદક ઉપાસકને પરમાત્મા સ્નેહ કરે છે. અસાવધાન, નાસ્તિક ને નહીં, સાવધાન આસ્તિકજન બ્રહ્માનંદને પ્રાપ્ત કરે છે. (૩)*

### સૂક્ત-૪

**૭૨૨. इन्द्राय मद्वने सुतं परि ष्टोभन्तु नो गिरः। अर्कमर्चन्तु कारवः॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૫૮

**૭૨૩. यस्मिन् विश्वा अधि श्रियो रणन्ति सप्त संसदः। इन्द्रं सुते हवामहे॥ २॥**

પદાર્થ : यस्मिन्-જે ઐશ્વર્યવાન પરમાત્મામાં विश्वाः-श्रियः-સમસ્ત ઐશ્વર્ય શક્તિઓ અથવા પ્રકૃતિઓ સૂક્ષ્મ સત્તાઓ જગત નિર્માણ ધારણ માટે अधि-અધિષ્ઠિત છે-વિદ્યમાન છે તથા सप्त संसदः-સાત છંદોમય સ્તોમ-મંત્ર-જ્ઞાનધારાઓ અથવા સપ્ત-સમવેત થનારા ચેતન આત્માઓ रणन्ति-રમણ કરે છે इन्द्रं-सुते हवामहे-તે ઐશ્વર્યવાન પરમાત્માને ઉપાસનારસને માટે આમંત્રિત કરીએ છીએ. (૨)

*ભાવાર્થ : જે ઐશ્વર્યવાન પરમાત્મામાં સમસ્ત ઐશ્વર્ય-શક્તિઓ અથવા સૂક્ષ્મ પ્રકૃતિ સત્તાઓ રહેલી છે. જેમાં સાત ગાયત્રી આદિ છંદોમય મંત્ર જ્ઞાનધારાઓ અથવા તેમાં સાથે રહેનારી ચેતન સત્તાઓ છે, તે પરમાત્માને ઉપાસના-સમયે આમંત્રિત કરવો જોઈએ, અન્યને નહિ. (૨)*

**૭૨૪. त्रिकद्रुकेषु चेतनं देवासो यज्ञमत्नत। तमिद्वर्धन्तु नो गिरः॥ ३॥**

પદાર્થ : देवासः-મુમુક્ષુજન त्रिकद्रुकेषु-ત્રણ યોગભૂમિઓ-ધારણા-ધ્યાન-સમાધિઓમાં चेतनं यज्ञम्-અધ્યાત્મયજ્ઞ યોગાભ્યાસને अत्नत-વિસ્તૃત કરે છે-સંપાદન કરે છે तम् इत्-તેને અવશ્ય नः-गिरः અમારી સ્તુતિઓ वर्धन्तु-આગળ વધે-વધારે છે, ગુણગાન કરે છે. (૩)

*ભાવાર્થ : મુમુક્ષુજન અધ્યાત્મયજ્ઞને ધારણા, ધ્યાન, સમાધિ રૂપ ત્રણ યોગભૂમિઓમાં વિસ્તૃત કરે છે, તેથી અમારે અધ્યાત્મયજ્ઞ કરવો જોઈએ, તેના દ્વારા અમારી સ્તુતિઓ ઉન્નત કરીએ, અમે સ્તુતિઓમાં* ओ३म् *પરમાત્માને ધારણા, ધ્યાન, સમાધિનું અવલંબન બનાવીએ.* तज्जपस्तदर्थभावनम्-
*( ય । ગ .*
*૧ : ૨૮) કરીએ. (૩)*

## ખંડ-૨

### સૂક્ત-૧

**૭૨૫. अयं त इन्द्र सोमो निपूतो अधि बर्हिषि ।**
**एहीमस्य द्रवा पिब ॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૫૯

**૭૨૬. शाचिगो शाचिपूजनायं रणाय ते सुतः ।**

आखण्डल प्र हूयसे ॥ २॥

પદાર્થ : शाचिगो-હે પ્રજ્ઞામાં-પ્રજ્ઞાનુરૂપ ગૌ = વેદવાક્ જેની એવી પ્રજ્ઞાનુરૂપ-પ્રજ્ઞાવૃદ્ધિકર હે વેદ વાક્ના સ્વામી ! શચી =પ્રજ્ઞામાં સંપન્ન शाचिपूजन-પ્રજ્ઞાનુરૂપ પૂજન ઉપાસન જેનું થાય છે એવા પરમાત્મા અંધવિશ્વાસથી એવા પરમાત્માનું નહિ. अयं सुतः-એ ઉપાસનારસ ते रणाय-તારા રમણને માટે-તારું રમણ અમારી અંદર થાય એટલા માટે आखण्डल प्र हूयसे-હે પાપ દોષોને છિન્ન-ભિન્ન કરનાર તને પ્રકૃષ્ટરૂપમાં નિમંત્રિત કરવામાં આવે છે. (૨)

*ભાવાર્થ : પ્રજ્ઞાનુરૂપ, વેદજ્ઞાનવાળા તથા પ્રજ્ઞાનુરૂપ ઉપાસનાવાળા પરમાત્મા છે, તેમાં રમણ કરાવવા માટે ઉપાસનારસ તૈયાર કરવો જોઈએ, તે સદા પાપ દોષોનો નિવારક છે. (૨)*

७२७. यस्ते शृङ्गवृषो णपात् प्रणपात् कुण्डपाय्यः ।
न्यस्मिन् दध्र आ मनः ॥ ३॥

પદાર્થ : ते श्रृङ्गवृषः-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તારા અજ્ઞાન-અંધકાર નાશક જ્ઞાન-પ્રકાશ વર્ષકના नपात्-ન પાડનાર પરંતુ ધારણ કરનાર તથા प्रणपात्-આત્માને પણ પ્રકૃષ્ટરૂપ ન પાડનાર-ઉત્કર્ષ કરનાર कुण्डपाय्यः-કુંડથી જેમ પાન કરવા યોગ્ય ભરપૂર આનંદરસનું પાન કરવાનું હોય છે તે જે અધ્યાત્મયજ્ઞ છે अस्मिन्-એ-તેમાં मनः-नि-आ दधे-ઉપાસકજન પોતાનાં મનને નિરંતર નિયમમાં રાખે છે-સમર્પિત કરે છે. (૩)

*ભાવાર્થ : અધ્યાત્મયજ્ઞ જે અજ્ઞાન-અંધકાર નાશક, જ્ઞાન-પ્રકાશ સુખ વરસાવનાર પરમાત્માનો ન પાડનાર-સાક્ષાત્ કરાવનાર આત્માનો પણ ઉત્કર્ષ કરાવનાર છે, તેમાં ઉપાસકજન પોતાનું મન નિરંતર લગાવ્યા કરે છે. (૩)*

## સૂક્ત-૨

७२८. आ तू न इन्द्र क्षुमन्तं चित्रं ग्राभं सं गृभाय।
महाहस्ती दक्षिणेन ॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૫૭

७२९. विद्मा हि त्वा तुविकूर्मिं तुविदेष्णं तुवीमघम्।
तुविमात्रमवोभिः ॥ २॥

પદાર્થ : त्वा-હે ઈન્દ્ર-પરમાત્મન્ ! તને तुविकूर्मिम्-બહુજ પ્રાણશક્તિમાન-મહાન બળવાન तुविदेष्णम्-મહાન પ્રેરણાદાતા तुवीमघम-મહાન ઐશ્વર્યવાન-અનેક રીતે ધનદાતા तुविमात्रम्-અનેક પ્રમાણવાળા-મહાન વ્યાપક અનંતને अवोभिः-विद्म हि-અમારા માટે વિવિધ રક્ષણો કૃપાભાવો દ્વારા તને જ અમે

નિતાંત જાણીએ છીએ. (૨)

*ભાવાર્થ : પરમાત્માની અમારે માટે વિવિધ પ્રકારની રક્ષાઓ, કૃપાઓ છે, જેથી અમે તેને મહાન પ્રાણશક્તિમાન, મહાન પ્રેરણાદાતા, મહાન ધન સાધનદાતા અને સર્વવ્યાપક અનંત જાણીએ છીએ, જાણીએ, માનીએ. (૨)*

**૭૩૦. न हि त्वा शूर देवा न मर्तासो दित्सन्तम् ।**
**भीमं न गां वारयन्ते ॥ ३ ॥**

પદાર્થ : शूर-હે સમર્થ પરમાત્મન્ ! त्वा दित्सन्तम्-તારી યથા-યોગ્ય કર્મફળ આપવાની ઈચ્છાને न हि देवाः-ન દેવો न मर्त्तासः-ન મનુષ્ય वारयन्ते-અટકાવી શકે છે. भीमं गां न-ભયંકર વૃષભ-સાંઢને જેમ તેના બળકાર્યથી કોઈ અટકાવી-હટાવી શકતા નથી. (૩)

*ભાવાર્થ : જેમ ભયંકર વૃષભને તેના બળના કાર્યથી કોઈ હટાવી-રોકી શકતાં નથી, તેમ પરમાત્માને તેના બળકાર્ય કરતાં કર્મફળ આપતાં કોઈ રોકી શકતાં નથી. (૩)*

## सूक्त-3

**૭૩૧. अभि त्वा वृषभा सुते सुतं सृजामि पीतये ।**
**तृम्पा व्यश्नुही मदम् ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૬૧

**૭૩૨. मा त्वा मूरा अविष्यवो मोपहस्वान आ दभन्।**
**मा कीं ब्रह्मद्विषं वनः ॥ २ ॥**

પદાર્થ : હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! त्वा-તને मूराः-મૂઢ લોકો अविष्यवः-ભોગની ઈચ્છાવાળા मा आदभन्-દબાવી શકતા નથી તથા उपहस्वानः-मा-ઉપહાસ કરનારા નાસ્તિકો તને દબાવી શકતા નથી. ब्रह्मद्विषम्-તારા પ્રત્યે દ્વેષ કરનારા એવા ભોગી અને નાસ્તિકોને माकीं वनः-તું કદી સંભજન કરતો નથી, તેનો પક્ષ લેતો નથી, અપનાવતો નથી. (૨)

*ભાવાર્થ : ભોગ-વિલાસી તથા નાસ્તિક, મૂઢજન પરમાત્માના દંડથી બચી શકતા નથી. એવા બ્રહ્મદ્વેષી ઈશ્વરીય નિયમ અને ઉપકારના દ્વેષી જનોને પરમાત્મા કદી પણ અપનાવતો નથી. (૨)*

**૭૩૩. इह त्वा गोपरीणसं महे मन्दन्तु राधसे ।**
**सरो गौरो यथा पिब ॥ ३ ॥**

પદાર્થ : त्वा गोपरीणसम्-હે પરમાત્મન્ ! તારી સ્તુતિ વાણીઓથી પ્રાપ્ત થનારા અધ્યાત્મ અન્નને महे राधसे-મહાન મોક્ષૈશ્વર્યની પ્રાપ્તિને માટે मन्दन्तु-ઉપાસકજનો સ્તુત કરે-અર્ચિત કરે गौरः-यथा सरः पिब-ગોરવર્ણનું હરણ જેમ સરોવર-જળનું તૃપ્તિથી પાન કરે છે, તેમ ઉપાસકના ઉપાસનારસનું પાન કર. (૩)

*ભાવાર્થ : સ્તુતિઓથી પ્રાપ્ત થવાને પાત્ર મોક્ષ ભોગવાળા તારા પરમાત્માની મૌક્ષૈશ્વર્યને માટે ઉપાસક અર્ચન કરે છે, તું એમનું અર્ચનારૂપ આર્દ્રરસનું પૂર્ણરૂપે પાન કર. (૩)*

## સૂક્ત-૪

**७३४. इदं वसो सुतमन्धः पिबा सुपूर्णमुदरम् ।**
**अनाभयिन् ररिमा ते ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૨૪

**७३५. नृभिर्धौतः सुतो अश्नैरव्या वारैः परिपूतः ।**
**अश्वो न निक्तो नदीषु ॥ २ ॥**

પદાર્થ : नृभिः-મુમુક્ષુજનો દ્વારા सुतः-નિષ્પાદિત द्यौतः-પ્રાપ્ત अव्याः-अश्नैः-वारैः-યોગભૂમિ-યોગસ્થલીના દોષ આવરણ સાધનો-અભ્યાસોથી परिपूतः-સર્વ તરફથી પરમાત્મા રક્ષિત થાય છે. अश्वः-नदीभिः-निक्तः-જેમ ખુલી જળધારાઓ દ્વારા ઘોડાને કાન્ત બનાવવામાં આવે છે તેમ. (૨)

*ભાવાર્થ : જેમ જળધારાઓમાં ઘોડાને નવડાવીને નિર્મળ કાન્તરૂપમાં જોવામાં આવે છે, તેમ મુમુક્ષુજનો પરમાત્માને પોતાની અંદર શ્રદ્ધાભરી યોગભૂમિ રૂપ અભ્યાસો દ્વારા નિર્મળ સાક્ષાત્ કરે છે. (૨)*

**७३६. तं ते यवं यथा गोभिः स्वादुमकर्म श्रीणन्तः।**
**इन्द्र त्वास्मिन्त्सधमादे ॥ ३ ॥**

પદાર્થ : इन्द्र-હે પરમાત્મન્ ! ते-તારા માટે तं गोभिः-તે ઉપાસનારસને પોતાની વાણીઓથી यथा यवं श्रीणन्तः-જેમ જવ આદિ અન્નપાનને ગાયનાં દૂધથી મેળવીને स्वादु-अकर्म-મધુર રૂપમાં તૈયાર કરે છે, તેમ મેળવીને તૈયાર કરે છે, તેથી त्वा-તને अस्मिन्-सधमादे-એ મારા આત્માની સાથે અથવા મને આત્માની સાથે પોતાના હર્ષ-આનંદ સ્થાન હૃદયમાં આમંત્રિત કરે છે.

*ભાવાર્થ : જેમ મનુષ્ય પોતાને માટે અન્ન ભોજનને દૂધ ઘી વગેરે સાથે મિશ્ર કરીને સ્વાદિષ્ઠ બનાવે છે, તેમ ઉપાસનારસને શ્રદ્ધાપૂર્ણ વચનોથી મધુર બનાવીને હૃદયસ્થાનમાં પરમાત્માને આમંત્રિત કરે. (૩)*

## ખંડ-૩

## સૂક્ત-૧

७३७. इदं ह्यन्वोजसा सुतं राधानां पते ।
पिबा त्वा३स्य गिर्वणः ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૬૫

७३८. यस्ते अनु स्वधामसत् सुते नि यच्छ तन्वम् ।
स त्वा ममत्तु सोम्य ॥ २ ॥

પદાર્થ : ते-હે ઈન્દ્ર પરમાત્મન્ ! તારા यः-જે ઉપાસક सुते-ઉપાસનારસ નિષ્પન્ન થતાં स्वधाम्-अनु-असत्-પોતાની આત્મ સમર્પણ ક્રિયાને અનુસરણ થઈ રહેલ છે तन्वं नियच्छ-સ્વકીય આત્મા-સ્વરૂપને તેને માટે પ્રદાન કર-પ્રદાન કરે છે सोम्य सः-त्वा ममत्तु-હે ઉપાસનારસને યોગ્ય પરમાત્મન્ ! તે ઉપાસક તને ઉપાસનારસથી નિરંતર આનંદિત કરતો રહે. (૨)

*ભાવાર્થ : પરમાત્મન્ ! ઉપાસક ઉપાસના સમયે પોતાના આત્માને તારા પ્રત્યે સમર્પણ કરે છે, તું પણ તારા સ્વરૂપ દર્શનનો પ્રસાદ તેને પ્રદાન કરે છે, પુનઃ તે ઉપાસક ઉપાસનારસ દ્વારા તને તૃપ્ત અને આનંદિત કરતો રહે છે. (૨)*

७३९. प्र ते अश्नोतु कुक्ष्योः प्रेन्द्र ब्रह्मणा शिरः ।
प्र बाहू शूर राधसा ॥ ३ ॥

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! ઉપાસક ते कुक्ष्योः-अश्नोतु-તારા બન્ને પડખામાં રહેલા અભ્યુદય અને નિઃશ્રેયસને-સંસાર સુખ અને મોક્ષાનંદને પ્રાપ્ત કરે-કરે છે. ब्रह्मणा शिरः प्र-તારા વેદજ્ઞાનથી પોતાના મસ્તિષ્કને પ્રવૃદ્ધ કરે છે शूर-હે મહા બળવાન પરમાત્મન્ ! राधसा बाहू प्र-संसिद्धि-સંયમ રૂપ આરાધનાથી શરીરાત્મબળોને પ્રાપ્ત કરે છે. (૩)

*ભાવાર્થ : પરમાત્મા દ્વારા ઉપાસક મોક્ષ આનંદ અને સંસાર સુખને પ્રાપ્ત કરે જ છે, પરંતુ સાથે જ તેના જ્ઞાનથી મસ્તિષ્કને વિકસિત કરે છે અને સંયમપૂર્વક આરાધનાથી આત્મબળ તથા જીવનબળને પણ પ્રાપ્ત કર્યા કરે છે. (૩)*

## सूक्त-२

७४०. आ त्वेता नि षीदतेन्द्रमभि प्र गायत ।
सखाय स्तोमवाहसः ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૬૪

३ १ २ ३ १ २र ३ १ २
**७४१. पुरूतमं पुरूणामीशानं वार्याणाम् ।**
२ ३ २ ३ १ २ ३ २
**इन्द्रं सोमे सचा सुते ॥ २ ॥**

પદાર્થ : સોમે-પરમાત્માના ઉપાસનારસ સંપાદનને માટે ઉપાસકો ! પુરુતમમ્-અનેક પ્રસંગોમાં કાંક્ષીય-વાંછનીય પુરૂણાં વાર્યાણામ્-ઈશાનમ્-બહુજ-અનેક વરણીય સુભ કામનાઓ કમનીય વસ્તુઓના સ્વામી इन्द्रम्-પરમાત્માનું सचा-એકાગ્ર મનથી ગાન કરો-સ્તુત કરો. (૨)

*ભાવાર્થ : ઉપાસનારસ નિષ્પાદન માટે હે ઉપાસકો ! બહુજ વાંછનીય, અનેક વરણીય કામના અને કમનીય વસ્તુઓના સ્વામી પરમાત્માની એકાગ્ર મનથી સ્તુતિ ગાન કરવું જોઈએ. (૨)*

१ २ ३ २ ३ १ २ ३ २ ३ १ २र
**७४२. स घा नो योग आ भुवत् स राये स पुरन्ध्या।**
२ ३ १ २ ३ १ २र
**गमद् वाजेभिरा स नः ॥ ३ ॥**

પદાર્થ : सः-घ-તે જ ઈન્દ્ર-પરમાત્મા नः-અમારા योगे-અધ્યાત્માનંદને માટે सः-તે राये-લૌકિક ઐશ્વર્યને માટે सः-पुरन्ध्या-તે પુર-શરીર ધારણ સ્થિતિને માટે आभुवत्-સ્વામીરૂપમાં વિદ્યમાન છે. सः-તે नः-અમારે માટે वाजेभिः-પોતાના અમૃતભોગોની સાથે आगमत्-આવે-પ્રાપ્ત થાય. (૩)

## સૂક્ત-3

१ २ ३ १ २ ३ १ २
**७४३. योगेयोगे तवस्तरं वाजेवाजे हवामहे ।**
१ २ ३ १ २ ३ १ २
**सखाय इन्द्रमूतये ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૬૩

१ २ ३ १ २र ३ १ २ ३ १ २र
**७४४. अनु प्रत्नस्यौकसो हुवे तुविप्रतिं नरम् ।**
२ ३ १ २ ३ २ ३ २
**यं ते पूर्वं पिता हुवे ॥ २ ॥**

પદાર્થ : प्रत्नस्य-ओकसः-દિવ્ સ્થાન મોક્ષ સ્થાનના अनु-ઉપર વિદ્યમાન तुविप्रतिम्-અનેકોના પ્રતિપાલક-અનેક મોક્ષ આત્માઓને પોતાના આનંદથી પૂરણ કરનાર, नरम्-નેતા-સ્વામી પરમાત્માને हुवे-હું આમંત્રિત કરું છું यं ते पूर्वं पिता हुवे-જે તને પરમાત્માને પહેલાં પણ મારા પિતા આમંત્રિત કરતાં રહ્યાં છે. (૨)

*ભાવાર્થ : મોક્ષધામની ઉપર શાસક પરમાત્મા જે અનેક મુક્ત આત્માઓને પોતાના આનંદથી પૂરણ*

*કરનાર, તે નેતાને ઉપાસક પોતાના હૃદયમાં આમંત્રિત કરે અને પરંપરાથી પોતાના પૂર્વજો બ્રહ્મા આદિ પણ આમંત્રિત કરતાં રહ્યાં છે. પરંપરાનું આદર્શ આચરણ અથવા હેતુ ગ્રાહ્ય છે. (૨)*

**૭૪૫. आ घा गमद्यदि श्रवत्सहस्त्रिणीभिरूतिभिः ।**
**वाजेभिरुप नो हवम् ॥ ३ ॥**

પદાર્થ : નઃ-हवं यदि श्रवत्-અમારા નમ્ર સ્તુતિ વચન અર્થાત્ આમંત્રણને તે ઈન્દ્ર-પરમાત્મા જો સાંભળે-સ્વીકાર કરે, તો घ-નિશ્ચય-અવશ્ય सहस्त्रिणीभिः ऊतिभिः-આયુષ્યમતી-દીર્ઘ જીવન આપનારી રક્ષા પદ્ધતિઓની સાથે आगमत्-આવી જાય તથા वाजेभिः उप-અમૃત અન્ન ભોગો દ્વારા ઉપકૃત કરે. (૩)

*ભાવાર્થ : જો ઉપાસક પરમાત્માની નમ્ર સ્તુતિ અથવા આમંત્રણ કરે, તો પરમાત્મા તેને અવશ્ય-સાંભળી-સ્વીકાર કરીને દીર્ઘ જીવન આપનારી રક્ષા વિધિઓની સાથે તેના હૃદયમાં પ્રાપ્ત થાય છે-સાક્ષાત્ થાય છે; તેમજ એ ઉપાસકને અમૃત ભોગોથી પણ ઉપકૃત કરી દે છે. (૩)*

## સૂક્ત-૪

**૭૪૬. इन्द्र सुतेषु सोमेषु क्रतुं पुनीष उक्थ्यम् ।**
**विदे वृधस्य दक्षस्य महाँ हि षः ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૩૮૧

**૭૪૭. स प्रथमे व्योमनि देवानां सदने वृधः ।**
**सुपारः सुश्रवस्तमः समप्सुजित् ॥ २ ॥**

પદાર્થ : सः-प्रथमे-તે પરમાત્મા પ્રમુખ देवानां सदने व्योमनि-મુક્તોના સ્થાન વિશેષ રક્ષણ સ્થાન મોક્ષરૂપમાં वृधः-જે ઉપાસકોના વર્ધક सुपारः-સંસાર સાગરથી શોભન પારકર્તા सुश्रवस्तमः-શોભન યશોજીવનના અત્યંત નિમિત્ત सम्-अप्सुजित्-હૃદય અવકાશમાં કામાદિના સારી રીતે નાશક ઉપાસનીય છે. (૨)

*ભાવાર્થ : મુક્તોનાં ગૃહ વિશેષ રક્ષણ સ્થાન પ્રમુખ મોક્ષધામમાં આનંદ વર્ધક, સંસારથી પારકર્તા, શ્રેષ્ઠ યશના નિમિત્ત, હૃદયમાંના કામ આદિના નાશક પરમાત્મા ઉપાસનીય છે. (૨)*

**૭૪૮. तमु हुवे वाजसातय इन्द्रं भराय शुष्मिणम् ।**
**भवा नः सुम्ने अन्तमः सखा वृधे ॥ ३ ॥**

પદાર્થ : तं शुष्मिणम्-इन्द्रम्-उ-તે સમસ્ત બળવાળા પરમાત્માને અવશ્ય वाजसातये भराय हुवे-

અમૃત ભોગ-મોક્ષ આનંદ માટે તથા સાંસારિક ભરણ-પોષણ માટે-સાંસારિક શ્રેષ્ઠ સુખ ભોગ માટે આમંત્રિત કરું છું, તેથી હે પરમાત્મન્ ! તું नः-અમારા सुम्ने-સમસ્ત સુખને માટે અને वृधे-વૃદ્ધિને માટે-જીવન વિકાસને માટે अन्तमः सखा भव-અન્તિકતમ-અત્યંત નજીકના સાથી હૃદયસ્થ બની જા. (૩)

*ભાવાર્થ : સમસ્ત બળધારક પરમાત્માને હૃદયમાં આમંત્રિત કરવો જોઈએ, તે જ મોક્ષનો અમૃતભોગ અને સાંસારિક ભરણ-પોષણ રૂપ સુખ અને સમસ્ત સુખોને પ્રદાન કરે છે; તથા અમારા જીવન વિકાસમાં અત્યંત નજીક સાથી હૃદયવાસી છે. (૩)*

## ખંડ-૪

### સૂક્ત-૧

૭૪૯. एना वो अग्निं नमसोर्जो नपातमा हुवे ।
प्रियं चेतिष्ठमरतिं स्वध्वरं विश्वस्य दूतममृतम्॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૫

૭૫૦. स योजते अरुषा विश्वभोजसा स दुद्रवत् स्वाहुतः।
सुब्रह्मा यज्ञः सुशमी वसूनां देवं राधो जनानाम्॥ २ ॥

પદાર્થ : सः-विश्वभोजसा-अस्त्रा योजते-તે જ્ઞાન-પ્રકાશસ્વરૂપ પરમાત્મા વિશ્વનું પાલન કરનાર તેજથી યુક્ત છે सः-स्वाहुतः-दुद्रवत्-તે સારી રીતે આમંત્રિત કરેલ ઉપાસકની અંદર શોભન-શ્રેષ્ઠરૂપમાં પ્રાપ્ત થાય છે सु ब्रह्मायज्ञः-શોભન મંત્ર યથાર્થ પવિત્ર સ્તવનવાળા યજનીય છે. सुशमी-શોભન શાન્તિપ્રદ છે वसूनां जनानां देवं राधः-તેના શરણમાં વસનાર જનોને તે દિવ્યધન પ્રદાન કરે છે. (૨)

*ભાવાર્થ : જ્ઞાન-પ્રકાશ સ્વરૂપ પરમાત્મા વિશ્વનું પાલન કરનાર તેજથી યુક્ત છે, તેનું તેજ દાહક નહિ પરંતુ સર્વપાલક છે, તે ઉપાસક દ્વારા હૃદયથી આમંત્રિત થતાં શોભનરૂપમાં-શ્રેષ્ઠરૂપમાં પ્રાપ્ત થાય છે; તથા સુંદર, પવિત્ર, સ્તુતિપાત્ર, યજનીય અને સંગનીય છે, તેના શરણમાં વસનારા ઉપાસકોનું દિવ્ય ધન છે અથવા દિવ્યધન પ્રદાતા છે. (૨)*

### સૂક્ત-૨

૭૫૧. प्रत्यु अदर्श्यायत्यू३च्छन्ती दुहिता दिवः ।
अपो मही वृणुते चक्षुषा तमो ज्योतिष्कृणोति सूनरी॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૩૦૩

**૭૫૨. उदुस्त्रियाः सृजते सूर्यः सचा उद्यन्नक्षत्रमर्चिवत् ।**
**तवेदुषो व्युषि सूर्यस्य च सं भक्तेन गमेमहि ॥ २ ॥**

પદાર્થ : सूर्यः-સૂર્ય उस्त्रियाः-उत्सृजते-કિરણોને ફેલાવે છે सचा-સાથે જ उद्यत्-नक्षत्रम्-अर्चिवत्-ઉદય થનારાં નક્ષત્રોને પણ પોતાની જ્યોતિથી જ્યોતિમાન કરે છે એ ઠીક છે, પરંતુ उषः-હે પરમાત્માની આત્મા तव-इत्-व्युषि-તારા સંસારમાં પ્રકાશમાન થતાં सूर्यस्य च भक्तेन-संगमेमहि-સૂર્યના ઉદય ભાગની સાથે જ સૂર્યનો ઉદય થતાં તને સંગત કરીએ. (૨)

*ભાવાર્થ : એ ઠીક છે કે, જે ભૌતિક સૂર્ય પ્રકાશ કિરણોને ફેલાવે છે, પ્રત્યેક નક્ષત્રને પ્રકાશમાન બનાવે છે, પરંતુ પરમાત્માની આભા-પ્રકાશ કે ચમક સંસારમાં આવતાં સૂર્ય પ્રકાશને પ્રાપ્ત કરે છે, ઉદય થાય છે. તેના ઉદય થવાનાં લક્ષ્યથી પરમાત્માની આભાથી અમે સમાગમ કરી શકીએ છીએ. (૨)*

## સૂક્ત-3

**૭૫૩. इमा उ वां दिविष्टय उस्त्रा हवन्ते अश्विना ।**
**अयं वामह्वेऽवसे शचीवसू विशंविशं हि गच्छथः ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૩૦૪

**૭૫૪. युवं चित्रं ददथुर्भोजनं नरा चोदेथां सूनृतावते ।**
**अर्वाग्रथं समनसा नि यच्छतं पिबतं सोम्यं मधु ॥ २ ॥**

પદાર્થ : नरा-હે અશ્વિનૌ-નરૌ-હે વ્યાપનશીલ પ્રકાશ સ્વરૂપ અને આનંદ સ્વરૂપ પરમાત્મન્ ! युवम्-તમે सूनृतावते-સ્તુતિ વાણીવાળા ઉપાસકને માટે चित्रं भोजनम्-ચાયનીય-ગ્રાહ્ય અદ્‌ભુત સુખ ભોગને ददथुः-આપો છો चोदेथाम्-અને તેને પોતાની તરફ પ્રેરિત કરો છો समनसा-સમાન મનથી-સમાન ભાવથી रथम्-अर्वाक्-नियच्छतम्-રમણીય સુખ ભોગને અહીં આ લોકમાં નિયત કરો છો; અને सोम्यं मधु पिबतम्-શાન્ત મધુર ઉપાસનારસનું પાન કરો-સ્વીકાર કરો અથવા તમારા મધુર દર્શનરસનું ઉપાસકોને પાન કરાવો. (૨)

*ભાવાર્થ : સ્તુતિ કરનાર ઉપાસકોને માટે જ્યોતિ સ્વરૂપ, આનંદરસરૂપ પરમાત્મા અદ્‌ભુત-શ્રેષ્ઠ ભોગ કરાવે છે, પોતાની તરફ પ્રેરિત કરે છે, સમાનભાવથી રમણીય સુખને આ લોકમાં આપે છે, પોતાના મધુર દર્શનામૃતનું પાન કરાવે છે. (૨)*

## ખંડ-૫

## સૂક્ત-૧

३ २ ३ २उ ३ १ २ ३ १ २ ३ १ २ १ २ ३ १ २र
**૭૫૫. अस्य प्रत्नामनु द्युतं शुक्रं दुदुह्रे अह्रयः। पयः सहस्त्रसामृषिम्॥ १॥**

પદાર્થ : अस्य-એ જ્ઞાનપ્રકાશ સ્વરૂપ પરમાત્મા प्रत्नां द्युतम्-શાશ્વતી અમર જ્યોતિને તથા सहस्त्रसाम्-ऋषिं पदः-હજારો લાભ પ્રાપ્ત કરાવનારા નિર્મળ નિર્ભ્રાન્ત દૂધરૂપ મંત્રો-વેદને अह्रयः-दुदुह्रे-અહ્રત પ્રજ્ઞાવાળા-સર્વ ગુણ સંપન્ન આદિ વિદ્વાનો દોહન કરે છે-સાક્ષાત્ કરે છે. (૧)

*ભાવાર્થ : જ્ઞાનપ્રકાશ સ્વરૂપ પરમાત્માની શાશ્વત અમર જ્યોતિને તથા અનેક લાભ આપનારા નિર્ભ્રાન્ત દૂધરૂપ મંત્ર જ્ઞાનને, સર્વગુણ સંપન્ન આદિ વિદ્વાનો દોહન કરે છે. (૧)*

३ १ २र ३ २ ३ १ २र ३ २ ३ २ ३ १ २र
**૭૫૬. अयं सूर्यइवोपदृगयं सरांसि धावति। सप्त प्रवत आ दिवम्॥ २॥**

પદાર્થ : अयम्-એ જ્ઞાન-પ્રકાશ સ્વરૂપ પરમાત્મા ! सूर्यः-इव-उपदृक्-સૂર્યની સમાન સ્પષ્ટ પ્રકાશક છે-સાક્ષાત્ પ્રકાશમાન છે. ઉપાસકોની સામે અર્થાત્ હૃદયમાં अयम्-એ પરમાત્મા सरांसि धावति-ઉપાસકોનાં પ્રાર્થના વચનોને પ્રાપ્ત કરે છે. सप्त प्रवतः-आ दिवम्-પરિચરણશીલ-ઉપાસનાશીલ નમ્ર સ્તુતિકર્તાઓને અમૃતધામ-મોક્ષ સુધી પહોંચાડે છે. (૨)

*ભાવાર્થ : પ્રકાશ સ્વરૂપ પરમાત્મા ઉપાસકોની સામે સૂર્યની સમાન પ્રકાશમાન થાય છે, તેનાં પ્રાર્થના વચનોનો સ્વીકાર કરે છે અને હૃદયમાં નમ્ર સ્તુતિ કરનારા તે ઉપાસકોને મોક્ષધામ સુધી પહોંચાડે છે, અપનાવે છે. (૨)*

३ १ २र ३ १ २र ३ १ २ १ २ ३ १ २र
**૭૫૭. अयं विश्वानि तिष्ठति पुनानो भुवनोपरि। सोमो देवो न सूर्यः॥ ३॥**

પદાર્થ : अयं सोमः-देवः-એ શાન્ત પરમાત્મા विश्वानि भुवना पुनानः-સમસ્ત લોક-લોકાન્તરોને શુદ્ધ-પવિત્ર કરવા માટે તથા ગતિ આપવા માટે उपरि तिष्ठति-તેની ઉપર અધિષ્ઠાતા રૂપમાં વિરાજમાન છે-બિરાજે છે. देवः-न सूर्यः-સૂર્ય દિવ્યલોકની જેમ.(૩)

*ભાવાર્થ : સૂર્ય દિવ્ય પદાર્થની સમાન શાન્ત પરમાત્મા સમસ્ત લોક-લોકાન્તરોને પવિત્ર કરવા અને ગતિ આપવાના કારણે તેના ઉપર વિરાજમાન છે. (૩)*

## સૂક્ત-૨

३ २ ३ २ ३ १ २ ३ २ ३ १ २ ३ २ १ २ ३ १ २
**૭૫૮. एष प्रत्नेन जन्मना देवो देवेभ्यः सुतः। हरिः पवित्रे अर्षति॥ १॥**

પદાર્થ : एषः हरिः-देवः-એ દુઃખહર્તા સુખદાતા સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મદેવ प्रत्नेन जन्मना-પુરાતન-શાશ્વત પ્રસિદ્ધિથી देवेभ्यः-જીવનમુક્તોનાં पवित्रे सुतः अर्षति-હૃદયાકાશમાં સાક્ષાત્ થાય છે, પ્રાપ્ત થાય છે. (૧)

*ભાવાર્થ : દુઃખહર્તા, સુખદાતા પરમાત્મા શાશ્વત પ્રસિદ્ધિથી જીવન્મુક્તોનાં હૃદયાકાશમાં સાક્ષાત્ થઈને પ્રાપ્ત થાય છે. (૧)*

**૭૫૯. एष प्रत्नेन मन्मना देवो देवेभ्यस्परि। कविर्विप्रेण वावृधे॥ २॥**

પદાર્થ : एषः-देवः-એ સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા प्रत्नेन मन्मना-શાશ્વત માનનીય મંત્રોના દ્વારા देवेभ्यः-परि-આદિ-સનાતન વિદ્વાનોથી-તેના ઉપદેશોથી પરિપ્રાપ્ત થાય છે-અન્તઃકરણમાં સમજી શકાય છે कविः-તે સર્વમાં કાન્ત-પહોંચેલો પરમાત્મા विप्रेण वावृधे-મેધાવી વિદ્વાન બ્રહ્મા જેવાના દ્વારા વૃદ્ધિ પામે છે-પ્રચારિત કરવામાં આવે છે. (૨)

*ભાવાર્થ : શાન્ત સ્વરૂપ પરમાત્મા શાશ્વત મંત્રો વેદ દ્વારા આદિ-સનાતન વિદ્વાનોથી તેના ઉપદેશથી જાણી શકાય છે, તે સર્વત્ર પ્રાપ્ત પરમાત્મા મેધાવી ઉપાસકના દ્વારા અન્તઃકરણમાં વૃદ્ધિ પામતો રહે છે, સાક્ષાત્ થતો જાય છે. (૨)*

**૭૬૦. दुहानः प्रत्नमित्पयः पवित्रे परि षिच्यसे। क्रन्दं देवाँ अजीजनः॥ ३॥**

પદાર્થ : दुहानः-વેદજ્ઞાનથી દોહન થનાર સોમ-શાન્ત પરમાત્મન્ ! प्रत्नम्-इत् पयः-શાશ્વત દૂધરૂપ જ पवित्रे परिषिच्यसे-પવિત્ર-હૃદયમાં પરિષિક્ત કરવામાં આવે છે-બેસાડવામાં આવે છે क्रन्दन् देवान्-अजीजनः-તું ઉપદેશ કરતાં મારા અંદર દિવ્ય ગુણોને ઉત્પન્ન કરે છે. (૩)

*ભાવાર્થ : શાન્ત સ્વરૂપ પરમાત્મા વેદજ્ઞાનથી પ્રાપ્ત કરેલ શાશ્વત દૂધ રૂપ હૃદયમાં બેસી જાય છે, ત્યાં ઉપદેશ કરતાં દિવ્ય-ગુણોને પ્રકટ કરે છે. (૩)*

## સૂક્ત-3

**૭૬૧. उप शिक्षापतस्थुषो भियसमा धेहि शत्रवे। पवमान विदा रयिम्॥ १॥**

પદાર્થ : पवमान-હે આનંદધારામાં આવનાર પરમાત્મન્ ! તું अपतस्थुषः-મારી અંદર વિપરીત રહેલાં દોષોના પ્રત્યે उपशिक्ष-ઘૃણા કરાવે છે शत्रवे भियसम् आधेहि-મારા અન્તઃસ્થળને નષ્ટ કરનારા કામ આદિ શત્રુને માટે અંદર ભય બેસાડ. रयिं विदा-તારું સ્વરૂપ ઐશ્વર્ય અનુભવ કરાવ. (૧)

*ભાવાર્થ : આનંદધારામાં આવનાર પરમાત્મા ઉપાસકની અંદર વિપરીત રહેલાં દોષો પ્રત્યે ઘૃણા કરાવે છે, કામ આદિ શત્રુઓ સમાન ભાવોને પ્રત્યે ભય બતાવે છે તથા (અમારા ગુણો પ્રત્યે) તારા સ્વરૂપૈશ્વર્યનો અનુભવ કરાવ. (૧)*

**૭૬૨. उपो षु जातमप्तुरं गोभिर्भङ्गं परिष्कृतम्। इन्दुं देवा अयासिषुः॥ २॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૮૭

**૭૬૩. उपास्मै गायता नरः पवमानायेन्दवे। अभि देवाँ इयक्षते॥ ३॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૬૫૧

## ખંડ-૬

### સૂક્ત-૧

**૭૬૪. प्र सोमासो विपश्चितोऽ पो नयन्त ऊर्मयः। वनानि महिषाइव॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૭૮

**૭૬૫. अभि द्रोणानि बभ्रवः शुक्रा ऋतस्य धारया। वाजं गोमन्तमक्षरन्॥ २॥**

પદાર્થ : शुक्रां-बभ्रवः-તેજસ્વી-સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા ऋतस्य धारया-ઋત-અમૃતની ધારા દ્વારા-ધારા રૂપમાં वाजं गोमन्तम्-સ્તુતિવાળા-સ્તુતિથી પ્રાપ્ત અમૃતભોગને द्रोणानि-હૃદયપાત્રમાં अभि-अक्षरन्-ટપકાવે છે. (૨)

*ભાવાર્થ : તેજસ્વી શાન્ત પરમાત્મા સ્તુતિ સંપન્ન અમૃતભોગ-મોક્ષાનંદને ઉપાસકના હૃદયપાત્રમાં અમૃતધારારૂપમાં ટપકાવે છે-ઝરે છે. (૨)*

**૭૬૬. सुता इन्द्राय वायवे वरुणाय मरुद्भ्यः। सोमा अर्षन्तु विष्णवे॥ ३॥**

પદાર્થ : सुताः सोमाः-ઉપાસિત શાન્ત પરમાત્મા इन्द्राय-વાણીને માટે वायवे-મનને માટે वरुणाय-પ્રાણને માટે मरुद्भ्यः-ઓજ-આત્મ તેજને માટે विष्णवे-વીર્યને માટે अर्षन्तु-પ્રાપ્ત થાય. (૨)

*ભાવાર્થ : ઉપાસિત શાન્ત સ્વરૂપ પરમાત્મા ઉપાસકનાં વાક્-વાણી, મન, પ્રાણ, ઓજ-આત્મતેજ, વીર્ય-શારીરિક બળને પ્રાપ્ત થાય, એને યથોચિત ઉન્નત કરે. (૩)*

### સૂક્ત-૨

**૭૬૭. प्र सोम देववीतये सिन्धुर्न पिप्ये अर्णसा ।**
**अंशोः पयसा मदिरो न जागृविरच्छा कोशं मधुश्चुतम्॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૧૪

**૭૬૮. आ हर्यतो अर्जुनो अत्के अव्यत प्रियः सूनुर्न मर्ज्यः ।**
**तमीं हिन्वन्त्यपसो यथा रथं नदीष्वा गभस्त्योः ॥ २॥**

પદાર્થ : हर्यतः-કમનીય-કાન્તકર્મા अर्जुनः-જીવનમાં કમાણી કરવા યોગ્ય અથવા નિર્મળ-શ્વેત सूनुः-न प्रियः-પુત્રની સમાન સ્નેહપાત્ર मर्ज्यः-તથા અલંકરણીય નિજ અર્ચના સ્તુતિથી પ્રશંસનીય સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા अत्के-आ-अव्यत-નિરંતર ફરી-ફરી જેમાં પ્રાપ્ત થાય છે તે હૃદય પ્રદેશમાં આવી જાય છે तम्-इम्-તેને અવશ્ય अपसः-કર્મવાળા અભ્યાસી યોગી-યોગાભ્યાસીજન हिन्वन्ति-પ્રાપ્ત કરે છે અનુભવ કરે છે यथा नदीषु रथं गभस्त्योः-आ-જેમ નદીઓ-જલધારાઓમાં नौका-નાવને બન્ને હલેસારૂપ ભુજાઓમાં બળવાન નાવિક 'આપનુવન્તિ' પ્રાપ્ત કરીને-સંભાળી રાખે છે. (૨)

*ભાવાર્થ : કમનીય સ્વાત્મામાં અર્જિત-કમાણી કરવા યોગ્ય અથવા નિર્મળ પુત્રની સમાન સ્નેહ પાત્ર તથા અર્ચનાઓથી આભૂષિત કરવા, પ્રશંસિત કરવા યોગ્ય શાન્ત સ્વરૂપ પરમાત્મા હૃદયમાં આવે છે, પ્રાપ્ત થાય છે. તેનો અભ્યાસી ઉપાસક જન અનુભવ કરે છે, પ્રાપ્ત કરે છે; જેમ જલધારાઓમાં નાવને બળવાન નાવિક હલેસાં સહિત બન્ને ભુજાઓમાં સંભાળી રાખે છે. (૨)*

## સૂક્ત-3

### ૭૬૯. प्र सोमासो मदच्युतः श्रवसे नो मघोनाम् । सुता विदथे अक्रमुः ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૭૭

### ૭૭૦. आदीं हंसो यथा गणं विश्वस्यावीवशन्मतिम् । अत्यो न गोभिरज्यते ॥ २ ॥

પદાર્થ : आत्-ईम्-તો નિશ્ચયથી यथा हंसः-गणम्-अवीवशत्-જેમ હંસ અન્ય પક્ષીગણને પોતાની શ્વેત સુંદરતા આદિ ગુણોથી વશ કરે છે અપેક્ષાથી પ્રશંસાપાત્ર બને છે. विश्वस्य-मतिम्-તેમ એ સોમ-પરમાત્મા પોતાના ન્યાય દયા આનંદ આદિ ગુણોમાં સંસારભરનાં મતિમાન-બુદ્ધિમાનજનને વશ કરે છે. પોતાના પ્રભાવમાં લઈ આવે છે તથા अत्यः-न गोभिः-अज्यते-જેમ ગતિશીલ ઘોડાને અન્ન દાણા-ચારા આદિથી વ્યક્ત-પુષ્ટ પ્રસન્ન કરવામાં આવે છે, તેમ સોમ પરમાત્મા પણ સ્તુતિઓ દ્વારા હૃદયમાં સાક્ષાત્ કરી શકાય છે. (૨)

*ભાવાર્થ : જેમ હંસ પક્ષીગણને પોતાના ગુણથી અભિભૂત કરે છે, મોહિત કરે છે, તેમ પરમાત્મા સંસારનાં મતિમાન માત્રને પ્રભાવિત કરે છે. જેમ ગતિશીલ ઘોડાને દાણા-ચારા આદિથી પ્રસન્ન, પુષ્ટ કરવામાં આવે છે, તેમ પરમાત્માને સ્તુતિઓથી હૃદયમાં સાક્ષાત્ કરી શકાય છે. (૨)*

### ૭૭૧. आदीं त्रितस्य योषणो हरिं हिन्वन्त्यद्रिभिः । इन्दुमिन्द्राय पीतये ॥ ३ ॥

પદાર્થ : आत्-इम्-પુનશ્ચ त्रितस्य-મેધાથી તીર્ણતમ-ઉત્કૃષ્ટ ઉપાસકની योषणः-મળનારી-સમાગમ કરાવનારી સ્તુતિઓ हरिम्-દુઃખહર્તા સુખદાતા સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માને अद्रिभिः-આદરણીય શ્રદ્ધા નમ્રતા આસ્તિક ભાવનાઓથી हिन्वन्ति-પ્રાપ્ત કરે છે-પ્રાપ્ત કરાવે છે इन्द्राय-इन्दुं पीतये-આત્માને માટે

આનંદપૂર્ણ પરમાત્માનું પાન કરાવવા માટે. (૩)

*ભાવાર્થ : મેધાથી ઉત્કૃષ્ટ બનેલ ઉપાસકની સ્તુતિઓ દુઃખહરણ અને સુખ આહરણકર્તા પરમાત્માને શ્રદ્ધા, નમ્રતા, આસ્તિક ભાવનાઓની સાથે આત્માને માટે આનંદરસ પૂર્ણ પરમાત્માનું પાન-જ્ઞાન કરાવે છે. (૩)*

## સૂક્ત-૪

**૭૭૨. अया पवस्व देवयू रेभन् पवित्रं पर्येषि विश्वतः।**
**मधोर्धारा असृक्षत॥ १ ॥**

પદાર્થ : હે સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું देवयुः-મુમુક્ષુઓને ચાહનાર તેની હિતકામના કરનાર अया-એ ઉપાસનાથી पवस्व-પ્રાપ્ત થા. पवित्रे-रेभन् विश्वतः पर्येषि-ઉપાસકનાં હૃદયમાં પ્રવચન શબ્દ કરતાં તેને સર્વ રીતે પ્રાપ્ત થઈ રહ્યો છે मधोः-धाराः-असृक्षत-તારા દ્વારા મધુર રસની ધારાઓ છોડવામાં આવી રહી છે. (૧)

*ભાવાર્થ : શાન્ત સ્વરૂપ પરમાત્મા ઉપાસકનાં હૃદયમાં પ્રવચન કરનાર, મુમુક્ષુજનોને ચાહનાર તેઓની ચારેય બાજુ રહે છે અને મધુર ધારાઓની સમાન પોતાનું અમૃતદર્શન કરાવે છે. (૧)*

**૭૭૩. पवते हर्यतो हरिरति ह्वरांसि रंह्या। अभ्यर्ष स्तोतृभ्यो वीरवद्यशः ॥ २ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૭૬

**૭૭૪. प्र सुन्वानायान्धसो मर्त्तो न वष्ट तद्वचः ।**
**अप श्वानमराधसं हता मखं न भृगवः ॥ ३ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૫૩

इति द्वितीयोऽध्यायः

॥ इति प्रथम प्रपाठकः समाप्तः ॥

★ ★ ★

# अथ तृतीयोऽध्यायः

## द्वितीय प्रपाठकस्य प्रथमोऽर्ध

### ખંડ-૧

### સૂક્ત-૧

**૭૭૫. पवस्व वाचो अग्रियः सोम चित्राभिरूतिभिः।
अभि विश्वानि%काव्या॥ १॥**

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું अग्रियः-અમારો અગ્રણી બનીને चित्राभिः-ऊतिभिः-ચાયનીય-મંહનીય-પ્રશંસનીય બલિષ્ઠ રક્ષાઓ-રક્ષણ ક્રિયાઓનાં દ્વારા वाचः અમારી વાણીઓને તથા विश्वानि काव्या-અમારા સમસ્ત જ્ઞાન કૃત્યો આચરણોને अभि-पवस्व-સ્વાભિમુખ તારા તરફ પ્રેરિત કર. (૧)

*ભાવાર્થ : હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું અગ્રણી બનીને તારી પ્રશંસનીય-બળવાન રક્ષાઓ-રક્ષણ ક્રિયાઓનાં દ્વારા અમારી વાણીઓને તથા અમારા સમસ્ત કર્મ વ્યવહારો-આચરણોને તારા તરફ પ્રેરિત કર. અમારી વાણીઓ તારા ગુણગાન ગાતી રહે. અમારા સમસ્ત આચરણ તારી પ્રાપ્તિને માટે થતાં રહે. (૧)*

**૭૭૬. त्वं समुद्रिया अपोऽग्रियो वाच ईरयन्। पवस्व विश्वचर्षणे॥ २॥**

પદાર્થ : विश्वचर्षणे-હે સર્વદ્રષ્ટા શાન્ત પરમાત્મન્ ! त्वम्-તું अग्रियः-અગ્રણી બનીને આગળ ગતિ આપતાં समुद्रियाः-अपः-મનની સાથે સંબંધ રાખનારી-મનમાં થતી કામ-કામનાઓને वाचः-ईरयन्-સ્તુતિઓની તરફ પ્રેરિત કરવા માટે पवस्व-પવિત્ર કર. (૨)

*ભાવાર્થ : હે સર્વ દ્રષ્ટા અન્તર્યામી શાન્ત પરમાત્મન્ ! તું અગ્રણી બનીને અમારી માનસિક-મનમાં રહેલી કામનાઓને તારી સ્તુતિઓની તરફ પ્રેરિત કરવા માટે પવિત્ર કર. અમારી કામનાઓ સંસાર તરફ વળે નહિ. સંસારમાં ફસાવે નહિ, પરંતુ તારી સ્તુતિમાં સંલગ્ન રહે. (૨)*

**૭૭૭. तुभ्येमा भुवना कवे महिम्ने सोम तस्थिरे। तुभ्यं धावन्ति धेनवः॥ ३॥**

પદાર્થ : कवे सोम-હે ક્રાન્તદર્શી-સમસ્ત અંદર બહારના દ્રષ્ટા શાન્ત પરમાત્મન્ ! इमा भुवना-બહારના લોક-લોકાન્તર તથા અંદરના ઈન્દ્રિય સંસ્થાન तुभ्यम्-તારા महिम्ने-મહિમાને દર્શાવવા માટે तस्थिरे-રહેલાં છે અને નિયત છે तुभ्यं धेनवः-धावन्ति-તારો મહિમા બતાવવા અને ગાન કરવા માટે બહારની વાક્ વિદ્યુત્ શક્તિઓ અને અંદરની વાણીઓ પ્રગતિ કરી રહી છે, પ્રવૃત્ત થઈ રહી છે. (૩)

*ભાવાર્થ : હે વ્યષ્ટિ અને સમષ્ટિના દ્રષ્ટા શાન્ત પરમાત્મન્ ! સમસ્ત લોક-લોકાન્તર અને ઈન્દ્રિય*

*સંસ્થાન તારો મહિમા દર્શાવવા રહેલ છે, સ્થિર છે, દર્શાવી રહેલ છે અને વિદ્યુત્-શક્તિઓ તથા વાણીઓ તારા મહિમાનું ગાન કરી રહી છે. (૩)*

## સૂક્ત-૨

**૭૭૮. पवस्वेन्दो वृषा सुतः कृधी नो यशसो जने।**
**विश्वा अप द्विषो जहि॥ १ ॥**

પદાર્થ : इन्दो-હે આનંદરસ ભરેલ આનંદધારાવાળા પરમાત્મન્ ! તું सुतः-હૃદયમાં સાક્ષાત્ કરેલ वृषा-કામનાવર્ષક બનીને नः-અમને जने-જનસમુદાયમાં यशसः-યશવાન कृधि-બનાવ विश्वाः-द्विषः-अपजहि-સમસ્ત દ્વેષ ભાવનાઓને અમારાથી દૂર કરી દે. (૧)

*ભાવાર્થ : હે આનંદરસ ભરેલ પરમાત્મન્ ! તું હૃદયમાં સાક્ષાત્ થઈને કામનાપૂરક બન. જનસમુદાય-જનસમાજમાં યશસ્વી કરી દે અને કામ-ક્રોધ આદિ શત્રુ ભાવનાઓને દૂર કરી દે. (૧)*

**૭૭૯. यस्य ते सख्ये वयं सासह्याम पृतन्यतः। तवेन्दो द्युम्न उत्तमे॥ २ ॥**

પદાર્થ : यस्य ते-જે તારા શાન્ત સ્વરૂપ પરમાત્માની सख्ये-મિત્રતામાં वयम्-અમે पृतन्यतः-સંઘર્ષ કરતાં-પ્રહાર કરતાં કામ આદિ દોષોને सासह्याम-નિરંતર સહન કરીએ-દબાવી શકીએ इन्दो-હે રસવાન પરમાત્મન્ ! तव-उत्तमे द्युम्ने-તારા ઉત્તમ પ્રકાશમાન યશોબળમાં અમે સ્થિર રહીએ. (૨)

*ભાવાર્થ : પરમાત્માના મિત્રભાવમાં અમે કામ આદિ પ્રહારક દોષોને દબાવી-સામનો કરી શકીએ છીએ. તેના ઉત્તમ યશોબળમાં અમે સ્થિર રહીએ. (૨)*

**૭૮૦. या ते भीमान्यायुधा तिग्मानि सन्ति धूर्वणे। रक्षा समस्य नो निदः॥ ३ ॥**

પદાર્થ : धूर्वणे-હે ધૂર્વણિ ! કામ આદિ શત્રુઓના નાશક ते-તારા या-જે भीमानि-ભયંકર-ભયકારી तिग्मानि-તીક્ષ્ણ आयुधा-ઉપદેશશસ્ત્ર सन्ति-છે समस्य निदः-સમસ્ત નિંદકનાં દબાણથી नः-रक्षा-અમારી રક્ષા કર. (૩)

*ભાવાર્થ : હે શાન્ત સ્વરૂપ કામ આદિના વિનાશક પરમાત્મન્ ! તારું જે ભયંકર, તીક્ષ્ણ, ઉપદેશ શાસ્ત્ર છે, તેના દ્વારા સમસ્ત કામ આદિના પીડનથી અમારી રક્ષા કર. (૩)*

## સૂક્ત-૩

**૭૮૧. वृषा सोम द्युमाँ असि वृषा देव वृषव्रतः ।**
**वृषा धर्माणि दध्रिषे ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૦૪

**७८२. वृष्णस्ते वृष्ण्यं शवो वृषा वनं वृषा सुतः ।**
**स त्वं वृषन्वृषेदसि ॥ २ ॥**

પદાર્થ : वृषन्-હે સુખવર્ષક શાન્ત પરમાત્મન્ ! ते वृष्णः-તારું વૃષા-સુખવર્ષકનું शवः-वृष्ण्यम्-બળ સુખની વર્ષા માટે છે वनं वृषा-સંભજન બળરૂપ છે सुतः-वृषा-ઉપાસિત થઈને સુખવર્ષક છે सः-त्वम्-તે તું वृषा-इत्-असि-સુખવર્ષક જ છે. (૨)

*ભાવાર્થ : હે સુખવર્ષક પરમાત્મન્ ! તારું બળ સુખવર્ષક છે, તારું ભજન-ગાન પણ સુખવર્ષક છે, તું સાક્ષાત્ થઈને પણ સુખવર્ષક છે, તું ખરેખર-સાચેસાચ સુખવર્ષક જ છે. (૨)*

**७८३ .अश्वो न चक्रदो वृषा सं गा इन्दो समर्वतः ।**
**वि नो राये दुरो वृधि ॥ ३ ॥**

પદાર્થ : इन्दो-હે રસવાન શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! अश्वः-न सं चक्रदः-ઘોડાની સમાન સંક્રદન કરે છે, સર્વત્ર વ્યાપે છે, વ્યાપી રહ્યો છે. वृषा-સુખવર્ષક બનીને गाः-सं.-અમારી ઈન્દ્રિયોમાં પણ વ્યાપી રહ્યો છે, ઈન્દ્રિયો દ્વારા તારું પ્રત્યક્ષ થઈ રહેલ છે अर्वतः सं.-અમારા મન આદિ ગતિશીલને પણ વ્યાપી રહ્યો છે, મન આદિ દ્વારા તારું ભાન-ચિંતન થઈ રહ્યું છે. नः-અમારી અભીષ્ટ राये-મોક્ષ ઐશ્વર્યની પ્રાપ્તિને માટે दुरः-विवृधि-દ્વારો-દરવાજાઓ ખોલી દે-બાધક અજ્ઞાન પાપ આદિને હટાવી દે-દૂર કરી દે. (૩)

*ભાવાર્થ : હે આનંદરસપૂર્ણ પરમાત્મન્ ! જેમ ઘોડો માર્ગને વ્યાપે છે, તેમ તું વિશ્વમાં વ્યાપી રહ્યો છે, અમારી ઈન્દ્રિયોમાં વ્યાપી રહ્યો છે. તેનાથી પ્રત્યક્ષ થઈને અમારા મન આદિમાં વ્યાપી રહ્યો છે-ચિંતન, ધ્યાનમાં આવી રહ્યો છે. અમારા મોક્ષૈશ્વર્યને માટે અજ્ઞાન પાપને દૂર કરી દે-ધકેલી દે. (૩)*

## सूक्त-४

**७८४. वृषा ह्यसि भानुना द्युमन्तं त्वा हवामहे। पवमान स्वर्दृशम् ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૮૦

**७८५. यदद्भिः परिषिच्यसे मर्मृज्यमान आयुभिः । द्रोणे सधस्थमश्नुषे ॥ २ ॥**

પદાર્થ : यत्-आयुभिः-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! જ્યારે તું ઉપાસકજનો દ્વારા मर्मृज्यमानः-વારંવાર સાક્ષાત્ કરવા માટે अभ्दिः-શ્રદ્ધા ભાવોથી परिषिच्यसे-પરિષિક્ત કરવામાં આવે છે, દ્રવિત કરવામાં આવે છે, અપનાવવામાં આવે છે, ત્યારે તું द्रोणे-હૃદયમાં सधस्थम्-अश्नुषे-સમાન સ્થાનને પ્રાપ્ત કરે છે. (૨)

*ભાવાર્થ : ઉપાસકો દ્વારા જ્યારે પરમાત્મા વારંવાર સાક્ષાત્ કરવા માટે શ્રદ્ધાભાવોથી દ્રવિત કરવામાં આવે છે-અપનાવવામાં આવે છે, ત્યારે હૃદયમાં સમાન સ્થાનત્વને પ્રાપ્ત કરે છે. (૨)*

### ૭૮૬. आ पवस्व सुवीर्यं मन्दमानः स्वायुध। इहो ष्विन्दवा गहि॥ ३ ॥

પદાર્થ : स्वायुध इन्दो-હે શોભન-શ્રેષ્ઠ આયુધવાળા-કામ આદિ દોષોને સરળતાથી નાશ કરનાર ગુણરૂપ શસ્ત્રોવાળા मन्दमानः-સ્તુત કરાતાં सुवीर्यम्-आपवस्व-શોભન-શ્રેષ્ઠ બળને પ્રેરિત કર इह-उ-અહીં હૃદયમાં અવશ્ય सु-आगहि-સારી રીતે આવ-પ્રાપ્ત થા. (૩)

*ભાવાર્થ : કામ આદિને નષ્ટ કરવાને માટે શાંતાદિ ગુણ પ્રભાવવાળા પરમાત્મા અર્ચિત ઉપાસિત થયેલ હૃદયમાં સાક્ષાત્ આત્મબળને પ્રેરિત કરે છે. (૩)*

## સૂક્ત-૫

### ૭૮૭. पवमानस्य ते वयं पवित्रमभ्युन्दतः। सखित्वमा वृणीमहे॥ १ ॥

પદાર્થ : पवित्रम्-अभ्युन्दतः-પવિત્રકારક આનંદરસનું ક્ષરણ કરતાં-વહાવતાં ते पवमानस्य-તારી આનંદધારામાં પ્રાપ્ત થતાં પરમાત્માના सखित्वम्-आवृणीमहे-મિત્રભાવને અમે સમગ્રરૂપથી વરીએ છીએ-અપનાવીએ છીએ. (૧)

*ભાવાર્થ : આત્માને પવિત્ર કરનાર આનંદરસનું ક્ષરણ કરતાં આનંદધારામાં પ્રાપ્ત થનાર પરમાત્માની મિત્રતાને અવશ્ય-નિશ્ચિત અપનાવવી જોઈએ. (૧)*

### ૭૮૮. ये ते पवित्रमूर्मयोऽभिक्षरन्ति धारया। तेभिर्नः सोम मृडय॥ २ ॥

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! ये ते-જે તારી ऊर्मयः-આનંદ તરંગો धारया-ધારા પ્રવાહથી નિરંતર पवित्रम्-अभिक्षरन्ति-પવિત્રરૂપમાં વહી રહ્યાં છે. तेभिः-તેના દ્વારા नः-અમને मृळय-સુખી કર. (૨)

*ભાવાર્થ : શાંત સ્વરૂપ પરમાત્માના આનંદ તરંગો દ્વારા પ્રવાહમાં નિરંતર પવિત્ર વહી રહ્યા છે. તેના દ્વારા અમને-ઉપાસકોને સુખી કરે છે. (૨)*

### ૭૮૯. स नः पुनान आ भर रयिं वीरवतीमिषम्। ईशानः सोम विश्वतः॥ ३ ॥

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! सः-તે તું पुनानः-શાન્તરૂપ પ્રાપ્ત થતાં नः-અમારે માટે रयिम्-મોક્ષૈશ્વર્યરૂપ ધનને તથા वीरवतीम्-इषम्-બલવતી એ લોક સ્થિતિને आ भर-ભરપૂર કરી દે विश्वतः-ईशानः-તું વિશ્વનો સ્વામી છે. (૩)

*ભાવાર્થ : હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું વિશ્વનો સ્વામી છે, તારી આનંદધારામાં પ્રાપ્ત થઈને, અમારે માટે મોક્ષૈશ્વર્યને તથા આ લોક ગુણવતી સ્થિતિને આભરિત-ભરપૂર કરી દે. (૩)*

## ખંડ-૨

### સૂક્ત-૧

**૭૯૦. अग्निं दूतं वृणीमहे होतारं विश्ववेदसम्। अस्य यज्ञस्य सुक्रतुम्॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૩

**૭૯૧. अग्निमग्निं हवीमभिः सदा हवन्त विश्पतिम्। हव्यवाहं पुरुप्रियम्॥ २ ॥**

પદાર્થ : हवीमभिः-આહ્વાન સાધન મંત્રોથી पुरुप्रियम्-અનેકોના પ્રિય અથવા બહુજ પ્રિય हव्यवाहम्-હૃદયના ભાવથી સ્તુતિરૂપ ભેટને પ્રાપ્ત કરનાર-સ્વીકાર કરનાર विश्पतिम्-જ્યેષ્ઠ-સર્વશ્રેષ્ઠ अग्निम्-अग्निम्-જ્ઞાન પ્રકાશ સ્વરૂપ પરમાત્મા હાં, જ્ઞાન પ્રકાશ સ્વરૂપ પરમાત્માને सदा-નિત્ય हवन्ते-ઉપાસકજનો આમંત્રિત કરે છે. (૨)

*ભાવાર્થ : આહ્વાન સાધનમંત્રો-મનનીય વચનોથી બહુજ પ્રિય સ્તુતિ ભેટનો સ્વીકાર કરનાર જ્યેષ્ઠ-સર્વ શ્રેષ્ઠ, અગ્રણી, જ્ઞાન-પ્રકાશ સ્વરૂપ પરમાત્માને નિત્ય-સર્વદા ઉપાસકજનો આહૂત કરે છે-આમંત્રિત કરે છે. (૨)*

**૭૯૨. अग्ने देवाँ इहा वह जज्ञानो वृक्त बर्हिषे। असि होता न ईड्यः॥ ३ ॥**

પદાર્થ : अग्ने-હે જ્ઞાન-પ્રકાશ સ્વરૂપ પરમાત્મન્ ! તું वृक्तवर्हिषे-છિન્ન પ્રજા-સંબંધ અથવા ત્યક્ત પ્રજા-સંબંધ-પૂર્ણ બ્રહ્મચારી અથવા સંન્યાસી ઉપાસકને માટે जज्ञानः-સાક્ષાત્ થઈને इह-આ જીવનમાં देवान्-आवह-દિવ્ય ગુણોને લઈ આવ-લઈ આવે છે. नः-અમારા ईड्यः-होता-असि-સ્તુત્ય-ઉપાસનીય ગ્રહણ કરનાર-સ્વીકાર કરનાર છે. (૩)

*ભાવાર્થ : ગૃહસ્થના સંબંધનો ત્યાગ કરેલ પૂર્ણ બ્રહ્મચારી અથવા સંન્યાસી ઉપાસકને માટે આ જીવનમાં પરમાત્મા દિવ્યગુણો, દિવ્ય સુખોને પ્રાપ્ત કરાવે છે કારણ કે તે ઉપાસકને સ્તુતિ યોગ્ય, તથા અપનાવનાર ઉપાસ્યદેવ છે. (૩)*

### સૂક્ત-૨

**૭૯૩. मित्रं वयं हवामहे वरुणं सोमपीतये। या जाता पूतदक्षसा॥ १ ॥**

પદાર્થ : वयम्-અમે सोमपीतये-મોક્ષાનંદ-રસપાનને માટે मित्रं वरुणम्-સંસારમાં શુભ કર્મ આચરણ માટે પ્રેરક શુભ કર્મફળ ભોગ માટે પોતાની તરફ વરનાર પરમાત્માનું हवामहे-સ્મરણ કરીએ છીએ. ઉપાસિત કરીએ છીએ. या पूतदक्षसा जाता-જે અમારા બે ધર્મવાળા મિત્રરૂપમાં અને વરુણરૂપમાં પવિત્ર બળવાળા પ્રસિદ્ધ સ્વતઃ સિદ્ધ છે. (૧)

*ભાવાર્થ : અમે મોક્ષાનંદ રસપાનને માટે તે પરમાત્માનું સ્મરણ કરીએ, તેની ઉપાસના કરીએ, જે બે ધર્મવાળા એક શુભકર્મ કરવા માટે સંસારમાં અમને પ્રેરિત કરે છે. પુનઃ શુભ કર્મોના મોક્ષફળના ભોગ માટે પોતાની તરફ વરણ કરનાર છે. ઉક્ત બન્ને ધર્મ તેના પવિત્ર-નિર્દોષ-નિતાન્ત પ્રશંસનીય અને સ્વતઃ સિદ્ધ પ્રસિદ્ધ છે. (૧)*

३ २ ३   १ २ ३ १  २ ३ २  ३   १ २ ३  १  २   २   ३  १  २र

**૭૯૪. ऋतेन यावृतावृधावृतस्य ज्योतिषस्पती। ता मित्रावरुणा हुवे॥ २॥**

પદાર્થ : यौ-જેઓ मित्रावरुणौ-મિત્ર અને વરુણ પરમાત્મા तौ-તેઓ ऋतेन-યથાર્થ જ્ઞાનથી વિદ્યમાન છે ऋतावृधौ-યથાર્થ જ્ઞાનના વર્ધક છે ऋतस्य ज्योतिषः-યથાર્થ જ્ઞાન જ્યોતિના पती-પાલક છે-પાલન કરનાર છે ता-તેઓને हुवे-હું આમંત્રિત કરું છું. (૨)

*ભાવાર્થ : સંસારમાં કર્મ કરવા માટે પ્રેરક અને મોક્ષ કર્મફળ ભોગ માટે અંગીકારકર્તા પરમાત્મા યથાર્થજ્ઞાનથી વિદ્યમાન છે, યથાર્થ જ્ઞાનના વર્ધક છે. યથાર્થ જ્ઞાન જ્યોતિનું પાલન કરનાર છે, તેના દ્વારા જીવન ધારણ કરવું જોઈએ. (૨)*

१ २   ३ १ २  ३ १  २र  ३ १ २  १ २  ३ १ २

**૭૯૫. वरुणः प्राविता भुवन्मित्रो विश्वाभिरूतिभिः। करतां नः सुराधसः॥ ३॥**

પદાર્થ : वरुणः-मित्रः-મોક્ષકર્મફળ ભોગ માટે વરનાર તથા સંસારમાં કર્મ કરવા માટે પ્રેરિત કરનાર પરમાત્મા विश्वाभिः-ऊतिभिः-સમસ્ત રક્ષણ વિધિઓ દ્વારા अविता प्रभुवत्-રક્ષક પ્રભૂત છે-રક્ષણ કરવામાં સમર્થ છે नः सुराधसः करताम्-અમને શ્રેષ્ઠ ધનવાન-શ્રેષ્ઠ સિદ્ધિવાન બનાવી દે. (૩)

*ભાવાર્થ : મિત્રરૂપ અને વરુણરૂપ પરમાત્મા સમસ્ત રક્ષા વિધિઓથી રક્ષણ કરવામાં સમર્થ છે. અમને શ્રેષ્ઠ ધનવાન અને શ્રેષ્ઠ સિદ્ધિવાન કરી દે છે, જ્યારે અમે તેના ઉપાસક બની જઈએ. (૩)*

## સૂક્ત-3

२ ३ २  ३ १ २  ३१  २र ३ १  २३ १  २  २ ३  १  २

**૭૯૬. इन्द्रमिद्गाथिनो बृहदिन्द्रमर्केभिरर्किणः। इन्द्रं वाणीरनूषत॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૯૮

२ ३२उ  ३  २  ३  १  २  ३  १  २  ३१  २  १  २  ३  १  २३  १ २

**૭૯૭. इन्द्र इद्धर्योः सचा सम्मिश्ल आ वचोयुजा। इन्द्रो वज्री हिरण्ययः॥ २॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૧૭

२ ३  १ २  ३१ २  ३२  ३ १ २ ३ १ २

**૭૯૮. इन्द्र वाजेषु नोऽव सहस्रप्रधनेषु च। उग्र उग्राभिरूतिभिः॥ ३॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૧૮

## ७९९. इन्द्रो दीर्घाय चक्षस आ सूर्यं रोहयद्दिवि। वि गोभिरद्रिमैरयत्॥ ४॥

પદાર્થ : इन्द्रः-ઐશ્વર્યવાન પરમાત્મા दीर्घाय चक्षसे-દીર્ઘ દર્શન-દીર્ઘકાલ સુધી તથા બહુજ દૂર દર્શનને માટે सूर्यं दिवि-आरोहयत्-સૂર્યને દ્યુલોકમાં આરોપિત કર્યો-આ સ્થાપિત કર્યો; તથા गोभिः-अद्रिम्-वि-ऐरयत्-જે સૂર્ય કિરણો દ્વારા મેઘને જળ વરસાવવા માટે નીચે ફેલાવી દે છે. (૪)

ભાવાર્થ : ઐશ્વર્યવાન પરમાત્માએ દીર્ઘકાળ સુધી તથા દૂર સુધી જોવા માટે સૂર્ય દર્શન સાધન દ્યુલોકમાં ઉપર સ્થાપિત કરેલ છે; તથા તે જળવૃષ્ટિ માટે મેઘ-વાદળાંઓને નીચે વિખેરે છે. (૪)

### સૂક્ત-૪

## ८००. इन्द्रे अग्ना नमो बृहत् सुवृक्ति मेरयामहे। धिया धेना अवस्यवः॥ १॥

પદાર્થ : अवस्यवः-અમે રક્ષણ ચાહનાર ઉપાસકજનો इन्द्रे-अग्ना-ઐશ્વર્યવાન તથા પ્રકાશ સ્વરૂપ અગ્રણી પરમાત્માને માટે ब्रहत्-नमः-અત્યંત નમ્રભાવ-આત્મ સ્નેહ અનુરાગ તથા सुविक्तिम्-શ્રેષ્ઠ વર્જન-મનથી વાસના ત્યાગને एरयामहे-ભેટ આપીએ છીએ धिया धेनाः-કર્મની સાથે વાણીઓ-ગુણ કીર્તનની પણ ભેટ આપીએ છીએ. (૧)

*ભાવાર્થ : રક્ષણ ચાહનારા ઉપાસકો ઐશ્વર્યવાન અગ્રણી પરમાત્માને માટે અત્યંત આત્મ સ્નેહ તથા વાસના રહિત મન-પવિત્ર મનોભાવ તથા વાણી દ્વારા ગુણ કીર્તન અને શ્રેષ્ઠકર્મ-શ્રેષ્ઠ આચરણની ભેટ આપે, ત્યારે તે અવશ્ય રક્ષા કરે છે. (૧)*

## ८०१. ता हि शश्वन्त ईडत इत्था विप्रास ऊतये। सबाधो वाजसातये॥ २॥

પદાર્થ : इत्था-ખરેખર शश्वन्तः-विप्रासः-ખૂબજ વિપ્ર-મેધાવી વિદ્વાન ऊतये-રક્ષાને માટે ता हि ईडते-તે ઐશ્વર્યવાન અને અગ્રણી પરમાત્માને જ સ્તુત કરે છે वाजसातये-અમૃત અન્નભોગ પ્રાપ્તિને માટે सबाधः-સમાન બાધા-પીડા વાળા બનીને. (૨)

*ભાવાર્થ : એ સત્ય છે કે ઉપાસકજનો એક સાથે બાધા, પીડા અથવા સંકટ આવી જાય છતાં સર્વ સ્થિતિમાં પરમાત્માનું શરણ લે છે. (૨)*

## ८०२. ता वां गीर्भिर्विपन्युवः प्रयस्वन्तो हवामहे। मेधसाता सनिष्यवः॥ ३॥

પદાર્થ : विपन्यवः-અમે સ્તુતિ કરનારા प्रयस्वन्तः-સ્તુતિરૂપ ભેટવાળા सनिष्यवः-સંભજન-સારી રીતે ભજન કરનારા-ઉપાસકજન ता वाम्-તે તને मेधसाता-અધ્યાત્મયજ્ઞમાં સેવન કરવા યોગ્ય પરમાત્માને हवामहे-આમંત્રિત કરીએ છીએ. (૩)

*ભાવાર્થ : અમે સ્તોતા ભેટ આપનારા ઉપાસકજનો અધ્યાત્મયજ્ઞમાં સેવનીય, તે ઐશ્વર્યવાન તથા જ્ઞાન પ્રકાશવાન અગ્રણી પરમાત્માને આમંત્રિત કરીએ. (૩)*

## ખંડ-3

### સૂક્ત-૧

**૮૦૩. वृषा पवस्व धारया मरुत्वते च मत्सरः। विश्वा दधान ओजसा॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૬૯

**૮૦૪. तं त्वा धर्त्तारमोण्यो३ः पवमान स्वर्दृशम्। हिन्वे वाजेषु वाजिनम्॥ २ ॥**

પદાર્થ : पवमान-આનંદધારામાં આવનાર પરમાત્મન્ ! तं त्वा स्वर्दृशम्-તે તું સુખદર્શક ओण्योः-धर्त्तारम्-દ્યુલોક પૃથિવીલોકના ધર્તાને वाजेषु-અમૃત અન્ન ભોગોને માટે वाजिनम्-અમૃત અન્નવાળા પરમાત્માને हिन्वे-પ્રાપ્ત કરું. (૨)

*ભાવાર્થ : હે આનંદધારામાં આવનાર પરમાત્મન્ ! તે તું દ્યુલોક અને પૃથિવીલોકનો કર્તા, ધર્તા, અમૃતઅન્નભોગોને માટે અમૃતઅન્નભોગોના સ્વામીને પ્રાપ્ત કરું-થાઉં. (૨)*

**૮૦૫. अया चित्तो विपानया हरिः पवस्व धारया। युजं वाजेषु चोदय॥ ३ ॥**

પદાર્થ : अया-अनया-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! આ પ્રગતિમય, विपा धारया-સ્તુતિરૂપ વાણી દ્વારા चित्तः-સંચેતિત થઈને-પ્રસન્ન થઈને અમારી તરફ કૃપાવાન બનીને हरिः-દુઃખ અપહરણકર્તા સુખ આહરણકર્તા બનીને युजम्-યુક્ત-મને તારાથી યુક્ત બનેલાને वाजेषु-અમૃતઅન્ન ભોગોને માટે चोदय-પ્રેરિત કર. (૩)

*ભાવાર્થ : પરમાત્મા પ્રગતિમય સ્તુતિરૂપ વાણી દ્વારા કૃપાવાન બનીને દુઃખનાશન કર્તા, સુખદાયક કર્તા બનીને પોતાની સાથે યુક્ત-યોગી ઉપાસકને અમૃત ભોગોને માટે પ્રેરિત કરે છે. (૩)*

### સૂક્ત-૨

**૮૦૬. वृषा शोणो अभिकनिक्रदद् गा नदयन्नेषि पृथिवीमुत द्याम् ।**
**इन्द्रस्येव वग्नुरा शृण्व आजौ प्रचोदयन्नर्षसि वाचमेमाम् ॥ १ ॥**

પદાર્થ : गाः-अभिक्रन्दत्-ઉપાસક આત્મા જ્યારે સૃષ્ટિના આરંભમાં પરમાત્મન્ ! તારી સ્તુતિ કરે છે, ત્યારે હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું वृषा शोणः-સુખવર્ષક-કામના પૂરક સ્વજ્ઞાનથી પ્રકાશમાન થઈને पृथिवीम्-उत द्यां नदयन्-एषि-જ્ઞાનનું પ્રવચન કરતાં પ્રાણ અને ઉદાનને હૃદયને પ્રાપ્ત થાય છે, ત્યારે इन्द्रस्य वग्नुः-इव-વિદ્યુત્‌ની કડાકા સાથે મેઘગર્જનાની સમાન आश्रृण्वे-તે ઉપાસક સાંભળે છે.

હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું જે इमां वाचम्-आजौ प्रचोदयन-आ-अर्षसि-એવી વાણી-કલ્યાણી વાણી-વેદને પ્રેરિત પ્રકાશિત કરવા માટે જીવન સંગ્રામ સ્થાન સંસાર અથવા આજવન અર્થાત્ મહત્ત્વપૂર્ણ હૃદયસ્થાનમાં સમગ્રરૂપથી પ્રાપ્ત થાય છે. (૧)

*ભાવાર્થ : આરંભ સૃષ્ટિના ઉપાસકો જ્યારે પરમાત્માની સ્તુતિ કરે છે, ત્યારે શાન્તસ્વરૂપ પરમાત્મા સુખવર્ષક સ્વજ્ઞાન પ્રકાશ સ્વરૂપ બનીને તેઓના પ્રાણ અને ઉદાનને તેથી પૂરિત હૃદયદેશમાં પ્રત્યેક શ્વાસ પ્રશ્વાસની સાથે આવે છે, પ્રવચન કરે છે. તેને ઉપાસક સાંભળે છે. તે કલ્યાણી વાણી વેદને પ્રેરિત કરવાને માટે તું સમગ્ર રૂપમાં જીવન સંગ્રામ સ્થાન સંસારમાં અથવા આજવન અર્થાત્ મહત્ત્વપૂર્ણ હૃદયસ્થાનમાં સમગ્રરૂપથી પ્રાપ્ત થાય છે. (૧)*

## ૮૦૭. रसाय्यः पयसा पिन्वमान ईरयन्नेषि मधुमन्तमंशुम् ।
## पवमान सन्तनिमेषि कृण्वन्निन्द्राय सोम परिषिच्यमानः ॥ २ ॥

પદાર્થ : पवमान सोम-હે આનંદધારામાં પ્રાપ્ત થનાર શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! रसाय्यः-ઉપાસનારસ યોગ્ય पयसा-ઉપાસનારસ દ્વારા पिन्वमानः-સેવન થતાં मधुमन्तम्-अंशुम्-ईरयन्-एषि-કામભાવવાળા કામનાવાળા મનને ઉત્કૃષ્ટ કરતાં ઉપાસકને પ્રાપ્ત થાય છે તથા परिषिच्यमानः-ઉપાસનારસને પરિતૃપ્ત કરતાં इन्द्राय-ઉપાસક આત્માને માટે सन्तनिं कृण्वन्-एषि-પ્રાણ-પ્રાણશક્તિનો-જીવનને પણ સારી રીતે સંપન્ન કરતાં આવે છે. (૨)

*ભાવાર્થ : આનંદધારામાં આવનાર શાન્ત સ્વરૂપ પરમાત્મા ઉપાસનારસ પ્રાપ્ત કરવા યોગ્ય પાત્ર ઉપાસનારસના દ્વારા સેવન થતાં, કામના વિષયવાળા મનને ઉત્કૃષ્ટ કરતાં, ઉપાસકને પ્રાપ્ત થાય છે; તથા ઉપાસનારસથી તૃપ્ત થઈને, પ્રસન્ન બનીને પરમાત્મા ઉપાસક આત્માને માટે પ્રાણશક્તિ-જીવનને પણ સુસંપન્ન બનાવીને પ્રાપ્ત થાય છે. (૨)*

## ૮૦૮. एवा पवस्व मदिरो मदायोदग्राभस्य नमयन् वधस्नुम् ।
## परि वर्णं भरमाणो रुशन्तं गव्युर्नो अर्ष परि सोम सिक्तः ॥ ३ ॥

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું मदिरः-હર્ષકર બનીને उदग्राभस्य मदाय-ઉપાસકરસ ગ્રહણ કરાવનાર ઉપાસકના હર્ષ-આનંદને માટે वधस्नुं नमयन् पवस्व एव-પ્રહાર-પ્રસારક કામભાવને નમાવીને-ઝુકાવીને નિર્મળ બનાવીને અવશ્ય આનંદધારામાં પ્રાપ્ત થા सिक्तः-ઉપાસનારસથી પરિપૂર્ણ-તૃપ્ત થયેલ रुशन्तं वर्णं भरमाणः-પ્રકાશમાન સ્વરૂપને ધારણ કરીને परिअर्ष-સારી રીતે પ્રાપ્ત થા नः-गव्युः परि-અમારી સ્તુતિઓને ચાહીને સારી રીતે પ્રાપ્ત થા.

*ભાવાર્થ : હર્ષ-આનંદપ્રદ શાન્ત સ્વરૂપ પરમાત્મા ઉપાસનારસ પ્રદાન કરનાર ઉપાસકના હર્ષ-આનંદને માટે તે નાશકારી કામ આદિ શત્રુને વિલીન કરીને પ્રાપ્ત થાય છે; તથા ઉપાસનારસથી દિપ્ત-*

*પ્રસન્ન બનીને પ્રકાશમાન સ્વરૂપને ધારણ કરીને પ્રાપ્ત થાય છે. અમારી ઉપાસકોની સ્તુતિઓને ચાહનાર સારી રીતે પ્રાપ્ત થાય છે. (૩)*

## ખંડ-૪

### સૂક્ત-૧

**૮૦૯. त्वामिद्धि हवामहे सातौ वाजस्य कारवः ।**
**त्वां वृत्रेष्विन्द्र सत्पतिं नरस्त्वां काष्ठास्वर्वतः ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૩૪

**૮૧૦. स त्वं नश्चित्र वज्रहस्त धृष्णुया मह स्तवानो अद्रिवः ।**
**गामश्वं रथ्यमिन्द्र सं किर सत्रा वाजं न जिग्युषे ॥ २ ॥**

પદાર્થ : चित्र वज्रहस्त धुष्णुया महः-अद्रिवः-હે ચાયનીય-દર્શનીય, પ્રાણોથી વર્જિત કરાવનાર ઓજ જેનો હાથ છે ધર્ષણશીલ મહાન વિભુ આનંદ ધનવાન પરમાત્મન્ ! सः-त्वं स्तवानः-સ્તુત કરવામાં આવતાં नः-અમારે માટે रथ्यं गाम्-अश्वम्-દેહરથ-સંબંધી ગો-ઋષભ પ્રાણને અને વીર્યને सत्रा-સાથે वाजम्-બળને न सङ्किर-વર્તમાનમાં ભરપૂર આપ जिग्युषे-સંસાર સંઘર્ષને જીતવા માટે. (૨)

*ભાવાર્થ : હે દર્શનીય, પાપનિવારક, ઓજરૂપ હાથોવાળા, ધર્ષણશીલ પરમાત્મન્ ! તને સ્તુતિમાં લાવવામાં આવેલ અમારા દેહમાં પ્રાણ, વીર્ય, બળને પણ સંપ્રતિ સંસાર સંઘર્ષમાં જીતનાર ભરપૂર પ્રદાન કર. (૨)*

### સૂક્ત-૨

**૮૧૧. अभि प्र वः सुराधसमिन्द्रमर्च यथा विदे ।**
**यो जरितृभ्यो मघवा पुरूवसुः सहस्रेणेव शिक्षति ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૩૫

**૮૧૨. शतानीकेव प्र जिगाति धृष्णुया हन्ति वृत्राणि दाशुषे ।**
**गिरेरिव प्र रसा अस्य पिन्विरे दत्राणि पुरुभोजसः ॥ २ ॥**

પદાર્થ : धृष्णुया-ધર્ષણશીલ-પરમાત્મા दाशुषे-સ્વાત્મ સમર્પણ કર્તા ઉપાસકના वृत्राणि-પાપોને हन्ति-નષ્ટ કરી દે છે शतानीका-इव प्रजिगाति-જેમ સેંકડો સૈનિકોના બળોને સેનાનાયક પૂર્ણરૂપથી જીતી લે છે. તથા अस्य पुरुभोजसः-એવા અત્યંત પાલનકર્તા પરમાત્માનું दत्राणि-સુખદ ભોગ્ય દાન गिरेः रसाः-

इव प्रपिन्वरे-જેમ પર્વતમાંથી નદી વહીને ભૂમિને સિંચે છે, તૃપ્ત કરે છે, તેમ ઉપાસકને તૃપ્ત કરે છે. (૨)

*ભાવાર્થ : જેમ સેનાનાયક શત્રુ સૈનિક બળોને જીતીને નષ્ટ કરી દે છે, તેમ આત્મસમર્પણકર્તા ઉપાસકનાં પાપોનો નાશ પરમાત્મા કરી દે છે. પુનઃ જેમ પર્વતમાંથી વહીને નદી ભૂમિને સિંચે છે, તેમ અત્યંત પાલનકર્તા પરમાત્મા વિવિધ સુખ દાનથી ઉપાસકને તૃપ્ત કરે છે. (૨)*

## સૂક્ત-3

**૮૧૩. त्वामिदा ह्यो नरोऽपीप्यन् वज्रिन् भूर्णयः ।**
**स इन्द्र स्तोमवाहस इह श्रुध्युप स्वसरमा गहि ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૩૦૨

**૮૧૪. मत्स्वा सुशिप्रिन् हरिवस्तमीमहे त्वया भूषन्ति वेधसः ।**
**तव श्रवांस्युपमान्युक्थ्य सुतेष्विन्द्र गिर्वणः ॥ २ ॥**

પદાર્થ : सुशिप्रिन् हरिवः-उक्थ्य-गिर्वणः-इन्द्र-હે સુંદર વિભુગતિવાળા દુઃખાપહરણ સુખાહરણ શક્તિવાળા સ્તુતિઓથી સેવનીય પ્રશંસનીય ઐશ્વર્યવાન પરમાત્મન્ ! मत्स्व-અમારી સ્તુતિઓથી પ્રસન્ન થા। तम् ईमहे-તે તને અમે ચાહીએ છીએ. त्वया वेधसः-भूषन्ति-તારા આશ્રયથી મેધાવી ઉપાસક ઐશ્વર્યવાન બની જાય છે सुतेषु-સમસ્ત ઉપાસનારસ પ્રસંગોમાં तव-તારા उपमानि श्रवांसि-ઉપર માન કરનારા શ્રવણોને સાંભળતા રહીએ. (૨)

*ભાવાર્થ : વિભુ-વ્યાપક ગતિમાન દુઃખહારક, સુખકારક તથા સ્તુતિઓ દ્વારા સેવનીય, પ્રશંસનીય, ઐશ્વર્યવાન પરમાત્મા અમારી સ્તુતિઓથી પ્રસન્ન થાય છે, જ્યારે અમે તેને ચાહીએ છીએ, તેની સ્તુતિઓ કરીએ છીએ. પરમાત્માના આશ્રયથી મેધાવી ઉપાસકજનો મોક્ષૈશ્વર્યના ભાગી બની જાય છે, તેથી આ રીતે ઉપર માન કરાવનાર, જીવન્મુક્ત બનાવનાર પરમાત્મા વિષયક શ્રવણો-ઉપદેશોને અમે સાંભળતા રહીએ. (૨)*

## ખંડ-૫

## સૂક્ત-૧

**૮૧૫. यस्ते मदो वरेण्यस्तेना पवस्वान्धसा। देवावीरघशंसहा॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૭૦

**८१६. जघ्निर्वृत्रममित्रियं सस्निर्वाजं दिवेदिवे। गोषातिरश्वसा असि॥ २॥**

પદાર્થ : अभित्रियं वृत्रं जघ्नि:-અમિત્ર-શત્રુની સમાન આચરણ કરનારા પાપનો નાશ કરે છે दिवे दिवे वाजं सस्नि:-પ્રતિદિન અધ્યાત્મબળનો દાતા છે गोषाति:-अश्वसा:-असि-વાણી-સ્તુતિનું સેવન-સ્વીકાર કરનાર શીઘ્ર વ્યાપી મન-મનોભાવનું સેવન કરનાર-સ્વીકાર કરનાર છે. (૨)

*ભાવાર્થ : શત્રુની સમાન આચરણ કરનારા પાપનો પરમાત્મા તું નષ્ટ કરે છે. અધ્યાત્મબળને પ્રદાન કરે છે. પશ્ચાત્ અમારી સ્તુતિઓ સ્વીકાર કરે છે અને મનોભાવને પણ અપનાવે છે. (૨)*

**८१७. सम्मिश्लो अरुषो भुवः सूपस्थाभिर्न धेनुभिः।**
**सीदं च्छ्येनो न योनिमा॥ ३॥**

પદાર્થ : सूपस्थाभि:-धेनुभि:-न-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું સુવ્યવસ્થિત સ્તુતિ વાણીઓથી સંપ્રતિ सम्मिश्ल:-अस्रः-भुवः-સંયુક્ત સમભાવને પ્રાપ્ત થઈને પ્રકાશમાન હૃદયમાં સાક્ષાત્ થઈ જાય છે श्येनः न योनिम्-आसीदन्-બાજ પક્ષીની સમાન પ્રશંસનીય ગતિમાન બનીને પોતાના ઘરમાં વિરાજમાન થઈ જાય છે. (૩)

*ભાવાર્થ : પરમાત્મા ઉત્તમ સ્તુતિઓથી સ્તુત થઈને હૃદયમાં સાક્ષાત્ પ્રકાશમાન થાય છે, જેમ પ્રશંસનીય ગતિમાન બાજ પક્ષી પોતાના ઘરમાં આવીને બિરાજે છે. (૩)*

## સૂક્ત-૨

**८१८. अयं पूषा रयिर्भगः सोमः पुनानो अर्षति ।**
**पतिर्विश्वस्य भूमनो व्यख्यद्रोदसी उभे ॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૪૬

**८१९. समु प्रिया अनूषत गावो मदाय घृष्वयः ।**
**सोमासः कृण्वते पथः पवमानास इन्दवः ॥ २॥**

પદાર્થ : प्रियाः-घृष्वयः-गावः-હે પ્યારી પરસ્પર સંઘર્ષ કરતી એકબીજીથી ચડિયાતી સ્તુતિ વાણીઓ ! તમે સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માના હર્ષ-આનંદ પ્રાપ્તિને માટે उ सम्-अनुषत-અવશ્ય સમ્યક્ તે સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માને સ્તુત કરો જેથી इन्दवः पवमानासः सोमासः-આનંદરસ ભરેલ ધારારૂપમાં પ્રાપ્ત થઈને સોમ-શાન્ત પરમાત્મા અમે સ્તોતાઓ ઉપાસકોને માટે पथ कृण्वते-જીવન માર્ગોને સંપન્ન કરે છે. (૨)

*ભાવાર્થ : હે એક બીજીથી ચડિયાતી સ્તુતિ કરનારી પ્રિય વાણીઓ ! તમે મને હર્ષ-આનંદ પ્રાપ્ત*

*કરાવવા માટે શાન્ત સ્વરૂપ પરમાત્માની સ્તુતિ કરો, તે આનંદરસ ભરેલ ધારારૂપમાં પ્રાપ્ત થનાર શાન્ત સ્વરૂપ પરમાત્મા અમે સ્તોતાઓ-ઉપાસકોને માટે જીવનમાર્ગોને સંપન્ન કરે છે. (૨)*

**૮૨૦. य ओजिष्ठस्तमा भर पवमान श्रवाय्यम् ।**
**यः पञ्च चर्षणीरभि रयिं येन वनामहे ॥ ३ ॥**

પદાર્થ : पवमान-હે ધારારૂપમાં પ્રાપ્ત થનાર પરમાત્મન્ ! यः-ओजिष्ठः-જે તારો સર્વોત્તમ રસ-આનંદરસ છે तं श्रवाय्यम्-आभर-તે શ્રવણીય-અપનાવવા યોગ્ય-પોતાની અંદર સમાવવા યોગ્યને અમારી અંદર આભરિત કર यः-पञ्च चर्षणीः अभिः-જે પાંચ મનુષ્યો-બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અને નિષાદ-વનવાસી જનો-મનુષ્ય માત્રને अभि = અભિ પ્રાપ્ત-કરવા યોગ્ય અધ્યાત્મરસ છે येन-જેના દ્વારા रयिं वनामहे-અમે પુષ્ટ-મુક્ત જીવન સેવન કરી શકીએ. (૩)

*ભાવાર્થ : હે મારા પ્રિય શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તારો જે સર્વોત્તમ આનંદરસ છે, પોતાની અંદર સમાવેશ કરવા યોગ્યને અમારી અંદર ભરપૂર કરી દે, જે મનુષ્યમાત્રને ધારણ કરવા યોગ્ય છે. પરમાત્મદર્શન અથવા પરમાત્મશ્રવણ કરવાનો અધિકાર મનુષ્યમાત્રને-વનવાસીને પણ છે, જેથી મુક્ત જીવન બનાવી શકે. (૩)*

## સૂક્ત-3

**૮૨૧. वृषा मतीनां पवते विचक्षणः सोमो अह्नां प्रतरीतोषसां दिवः।**
**प्राणा सिन्धूनां कलशाँ अचिक्रददिन्द्रस्य हार्द्याविशन्मनीषिभिः ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૫૯

**૮૨૨. मनीषिभिः पवते पूर्व्यः कविर्नृभिर्यतः परि कोशाँ असिष्यदत्।**
**त्रितस्य नाम जनयन्मधु क्षरन्निन्द्रस्य वायुं सख्याय वर्धयन्॥ २ ॥**

પદાર્થ : मनीषिभिः-नृभिः-यतः-મનનશીલ મુમુક્ષુઓના દ્વારા સિદ્ધ કરેલ-ધ્યાન કરેલ पूर्व्यः कविः-શાશ્વત સર્વજ્ઞ શાન્ત સ્વરૂપ પરમાત્મા कोशान् परि-असिष्यदत्-હૃદય અવકાશોને પૂરિત કરે છે त्रिकस्य-इन्द्रस्य मधु नाम जनयन्-સ્થૂળ અને સૂક્ષ્મ શરીરમાં રહેલ જીવાત્મા અર્થાત્ સ્તુતિ, પ્રાર્થના, ઉપાસનામાં પ્રવૃત્ત ઉપાસકને નમાવનાર મધુર આનંદરસને ઉત્પન્ન કરતાં ઝરાવતાં सख्याय वायुं वर्धयन् पवते-પોતાની સાથે મિત્રતાને માટે તથા આયુ-પરમ આયુની વૃદ્ધિને માટે પ્રાપ્ત થાય છે. (૨)

*ભાવાર્થ : મનનશીલ મુમુક્ષુઓએ ધ્યાન કરેલ, શાશ્વત, સર્વજ્ઞ, શાન્ત સ્વરૂપ પરમાત્મા તેઓના હૃદયોમાં સમાવેશ કરે છે, વસી જાય છે. ત્રણ-સ્થૂળ, સૂક્ષ્મ, કારણ શરીરોમાં રહેનાર અથવા સ્તુતિ,*

*પ્રાર્થના, ઉપાસનામાં પ્રવૃત્ત ઉપાસક આત્માને ઝુકાવનાર મધુરરસને પ્રકટ કરતાં તથા ટપકાવતાં પોતાની સાથે મિત્રતા કરાવનારને માટે અને પરમ આયુ-મોક્ષવાળાની વૃદ્ધિ માટે પ્રાપ્ત થાય છે. (૨)*

३ १ २ ३२ ३ १ २ ३ १ २र ३ २
**૮૨૩. अयं पुनान उषसो अरोचयदयं सिन्धुभ्यो अभवदु लोककृत्।**
३२उ ३१ २ ३ २ ३ २ ३ १ २ ३१ २ ३ १ २ ३२
**अयं त्रिः सप्त दुदुहान आशिरं सोमो हृदे पवते चारु मत्सरः॥ ३॥**

પદાર્થ : अयं सोमः-એ શાન્તસ્વરૂપ પરમાત્મા पुनानः-उषसः-अरोचयत्-અધ્યેષિત બનીને ધ્યાન કરેલા જ્ઞાન-પ્રકાશ ધારાઓને ચમકાવી દે છે सिन्धुभ्यः लोककृत्-अभवत्-પ્રાણોને માટે પ્રતિષ્ઠા કરનાર છે अयं त्रिः-सप्त-आशिरं दुदुहानः-એ પરમાત્મા સ્તુતિ, પ્રાર્થના ઉપાસનામાં સૃપ્ત ચાલતાં આનંદ આશ્રયનું દોહન કરતાં हृदे मत्सरः-चारु पवते-હૃદયને માટે હર્ષ-આનંદદાયક બનીને સુંદર રૂપમાં પ્રાપ્ત થાય છે. (૩)

*ભાવાર્થ : શાન્ત સ્વરૂપ પરમાત્મા ધ્યાન કરેલાં જ્ઞાન જ્યોતિઓને પ્રકાશિત કરે છે. પ્રાણોને યથાવત્ પ્રતિષ્ઠિત કરે છે. સ્તુતિ, પ્રાર્થના, ઉપાસનામાં ચલાવેલા, આનંદ આશ્રયને દોહન કરતાં, હૃદયને માટે હર્ષકર-સુંદર રૂપમાં પ્રાપ્ત થાય છે. (૩)*

## સૂક્ત-૪

३ १ २र ३ २३ १ २र ३ २ ३ २ ३ २ ३ २ ३ १ २
**૮૨૪. एवा ह्यसि वीरयुरेवा शूर उत स्थिरः। एवा ते राध्यं मनः॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૩૭

३ २ ३ १ २ ३ १ २ ३ १ २
**૮૨૫. एवा रातिस्तुवीमघ विश्वेभिर्धायि धातृभिः।**
१ २ ३ १ २
**अधा चिदिन्द्र नः सचा॥ २॥**

પદાર્થ : तुविमघ इन्द्र-હે અનેક રીતે ધન સ્વામિન્ ઐશ્વર્યવન્ પરમાત્મન્ ! તારાથી विश्वेभिः-धातृभिः-સમસ્ત ધારણા-ધ્યાન કરનારા ઉપાસકજનો रातिः-धायि-અધ્યાત્મ સંપત્તિ-અમરતાને ધારણ કરે છે अध-एव चित्-नः-सच-એમ અમારો પણ સહાયક બન. (૨)

ભાવાર્થ : અનેકવિધ ધનસ્વામિન્ ઐશ્વર્યવન્ પરમાત્મન્ ! જેમ ધારણા, ધ્યાન કરનારા ઉપાસકજનો તને અમરતા રૂપ સંપત્તિ ધારણ-પ્રાપ્ત કરે છે, તેમ હવે અમને પણ તે અમરતારૂપ સંપત્તિ પ્રદાન કરવામાં અમારો સહાયક બન. (૨)

२उ ३ १ २ ३ १ २र १ २ ३२ ३ १ २
**૮૨૬. मो षु ब्रह्मेव तन्द्रयुर्भुवो वाजानां पते। मत्स्वा सुतस्य गोमतः॥ ३॥**

પદાર્થ : वाजानां पते-હે અમૃત અન્નભોગોના સ્વામિન્ ! તું ब्रह्मा-इव-બ્રહ્મજ્ઞાની બ્રાહ્મણને માટે-પોતાના ઉપાસકને માટે જેમ તું तन्द्रयुः-તન્દ્રા પ્રાપ્ત-ઉપેક્ષાયુક્ત सु-मा-उ भुवः-સુનિશ્ચિત કદી થતો નથી

તેથી गोमतः सुतस्य मत्स्व-સ્તુતિ વાળો નિષ્પાદિત ઉપાસનારસનો ઉપહાર પ્રાપ્ત કરીને પ્રસન્ન થા. (૩)

*ભાવાર્થ : હે અમૃતભોગોના સ્વામિન પરમાત્મન્ ! તું બ્રહ્મજ્ઞાની બ્રાહ્મણને માટે જેમ અમૃતભોગ આપવામાં કદી પણ નિશ્ચય તન્દ્રાયુક્ત-ઉપેક્ષાકારી થતો નથી તેવી જ રીતે નમ્ર વાણીઓથી ઉપાસનારસનો સ્વીકાર કરવામાં પણ ઉપેક્ષાકારી થતો નથી. (૩)*

## સૂક્ત-૫

२ ३ १ २ ३ १ २ ३ १२
**८२७. इन्द्रं विश्वा अवीवृधन्त्समुद्रव्यचसं गिरः ।**
३ १२ ३ २ ३ १ २ ३ १ २ ३ १ २
**रथीतमं रथीनां वाजानां सत्पतिं पतिम् ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૩૪૩

३ १ २ ३ २ ३ १ २
**८२८. सख्ये त इन्द्र वाजिनो मा भेम शवसस्पते ।**
२ ३ १ २र ३ १ २३ १ २
**त्वामभि प्र नोनुमो जेतारमपराजितम् ॥ २ ॥**

પદાર્થ : शवसस्पते-इन्द्र-હે બલના સ્વામિન્ ! ઐશ્વર્યવાન પરમાત્મન્ ! ते सख्ये-તારા મિત્રભાવમાં वाजिनः-બલવાન થઈને-આત્મબળવાળા થઈને અમે मा भेम-ભય પામતા નથી. त्वाम्-अपराजितं जेतारम्-તું પરાજિત ન થનાર જૈતા-વિજેતા-સમર્થને અમે प्र नोनुमः-વારંવાર પ્રણામ કરીએ છીએ-તારી તરફ નમીએ છીએ-તારી ઉપાસના કરીએ છીએ. (૨)

*ભાવાર્થ : સર્વ બળવાન ઐશ્વર્યવાન્ પરમાત્માની મિત્રતામાં ઉપાસકજન બળવાન થઈને નિર્ભય થઈ જાય છે, તેથી તે અભયશરણ સમર્થ અપરાજિતની પુનઃ પુનઃ ઉપાસના કરવી જોઈએ. (૨)*

३ १ २र ३ २ ३ १ २र ३ १ २
**८२९. पूर्वीरिन्द्रस्य रातयो न वि दस्यन्त्यूतयः ।**
३ १ २र ३ १ २ ३ २ ३ १ २ ३ २
**यदा वाजस्य गोमत स्तोतृभ्यो मंहते मघम् ॥ ३ ॥**

પદાર્થ : यदा स्तोतृभ्यः-જ્યારે સ્તોતા-ઉપાસકોને માટે गोमतः-वाजस्य मघं मंहते-સ્તુતિવાળા સ્તુતિ વિષયક અધ્યાત્મબળના બદલામાં-પુરસ્કાર રૂપ ધન-આનંદપ્રદ ધનને ઇન્દ્ર-ઐશ્વર્યવાન પરમાત્મા આપે છે, ત્યારે इन्द्रस्य पूर्वीः-તે ઐશ્વર્યવાન પરમાત્માનું સનાતન શાશ્વત रातयः-ऊतयः-દાન તથા રક્ષણ न विदस्यन्ति-ક્ષીણ થતું નથી. (૩)

*ભાવાર્થ : જ્યારે ઐશ્વર્યવાન પરમાત્મા પોતાના સ્તોતાઓ-ઉપાસકોને માટે સ્તુતિવિષયક અધ્યાત્મ બળના બદલામાં પુરસ્કારરૂપે આનંદપ્રદ ધનને આપે છે, ત્યારે તે પરમાત્માની શાશ્વતિક દાનભાવનો અને રક્ષણ ક્રિયાઓનો અન્ત હોતો નથી, નિરંતર ચાલતી રહે છે. (૩)*

# अथ चतुर्थोऽध्यायः

## द्वितीय प्रपाठकस्य द्वितीयोऽर्धः

### ખંડ-૧

### સૂક્ત-૧

**८३०. एत असृग्रमिन्दवस्तिरः पवित्रमाशवः। विश्वान्यभि सौभगा॥ १॥**

પદાર્થ : एते-आशवः इन्दवः-એ વ્યાપનશીલ આનંદરસ ભરેલ સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા तिरः पवित्रम्-असृग्रम्-અન્તર્હિત-અંદર પવિત્ર હૃદયમાં સજાવાય છે-પ્રકટ-પ્રત્યક્ષ કરવામાં આવે છે. જે ધ્યાની ઉપાસકો દ્વારા विश्वानि सौभगा-अभि-સમસ્ત સુભગ ધર્મોને પ્રાપ્ત કરવા માટે. (૧)

*ભાવાર્થ : ઉપાસક આનંદરસપૂર્ણ વ્યાપનશીલ શાન્ત પરમાત્માનો અંદર હૃદયમાં સાક્ષાત્ કરે છે. સમસ્ત સૌભાગ્ય પ્રાપ્તિનો લક્ષ્ય કરીને. (૧)*

**८३१. विघ्नन्तो दुरिता पुरु सुगा तोकाय वाजिनः।**
**त्मना कृण्वन्तो अर्वतः॥ २॥**

પદાર્થ : वाजिनः-અમૃત અન્ન ભોગોવાળા સોમ-શાન્ત પરમાત્મા दुरिता विघ्नन्तः-દુઃખ અજ્ઞાન પાપોને નષ્ટ કરતાં तोकाय पुरु सुगा-નિકેતન-શરીર સ્થાનને માટે અનેક સુગતિઓ સુખ સાધનોને તથા त्मना-अर्वतः कृण्वन्तः-આત્માઓને પૌરુષવાન-બળવાન કરીને પ્રાપ્ત થાય છે.

*ભાવાર્થ : અમૃતભોગોવાળા સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા મનના અજ્ઞાન, પાપ, દુઃખનો નાશ કરતાં શરીર સ્થાનનાં સુગમન-સુખસાધનોને સ્થિર કરીને, આત્માને બળવાન-આત્મબળવાન બનાવીને પ્રાપ્ત થાય છે. (૨)*

**८३२. कृण्वन्तो वरिवो गवेऽभ्यर्षन्ति सुष्टुतिम्। इडामस्मभ्यं संयतम्॥ ३॥**

પદાર્થ : गवे वरिवः सुष्टुतिम्-વાણીને માટે બોલવાનો અવકાશ તથા ઉત્તમ સ્તુતિ કરવાનો ગુણ અને अस्मभ्यम्-મારા ઉપાસકના આત્માને માટે इडां संयतम्-શ્રદ્ધાને તથા સંયમ શક્તિને कृण्वन्तः-સંપાદન કરતાં શાન્ત સ્વરૂપ પરમાત્મા अभ्यर्षन्ति-પ્રાપ્ત થાય છે. (૩)

*ભાવાર્થ : શાન્તસ્વરૂપ પરમાત્મા પોતાના ઉપાસક આત્મામાં પોતાના પ્રત્યે શ્રદ્ધા અને સંયમશક્તિ તથા તેની વાણીમાં ભાષણાવકાશ અને પોતાની સ્તુતિ પ્રવૃત્તિનું સંપાદન કરતાં પ્રાપ્ત થાય છે. (૩)*

### સૂક્ત-૨

## ૮૩૩. राजा मेधाभिरीयते पवमानो मनावधि। अन्तरिक्षेण यातवे॥ १ ॥

પદાર્થ : पवमानः-राजा-આનંદધારામાં પ્રાપ્ત થનાર સર્વત્ર રાજમાન-વિરાજમાન તથા દીપ્યમાન-પ્રકાશમાન પરમાત્મા मनौ-अधि-મનનશીલ ઉપાસકમાં मेधाभिः-મેધા-બુદ્ધિ-વિવિધ બુદ્ધિઓ-વિવિધ મનન ક્રિયાઓ દ્વારા મતિમાં રહેનારી મનન પ્રક્રિયાઓથી अन्तरिक्षेण यातवे-હૃદયાકાશમાં પ્રાપ્ત થવા ईयते-ધારવામાં આવે છે-માનવામાં આવે છે. (૧)

*ભાવાર્થ : આનંદધારારૂપમાં પ્રાપ્ત થનાર પ્રકાશમાન પરમાત્મા હૃદયાકાશમાં સિદ્ધ પ્રાપ્ત થવા માટે મનનશીલ ઉપાસકમાં મનન ક્રિયાઓથી માનવામાં-જાણવામાં આવે છે. (૧)*

## ૮૩૪. आ नः सोम सहो जुवो रूपं न वर्चसे भर। सुष्वाणो देववीतये॥ २ ॥

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું सुष्वाणः-ઉપાસના દ્વારા સાક્ષાત્ થઈને नः-અમારી जुवः सहः-रूपं न-વાણીનાં બળને નિરુપણ પ્રકાર ભાવનામયને પણ वर्चसे-આત્મતેજને સંપન્ન કરવા માટે देववीतये-તુજ દેવની પ્રાપ્તિને માટે आभर-આભરિત કર-પૂર્ણરૂપથી ભરી દે. (૨)

*ભાવાર્થ : પરમાત્મા ઉપાસકને પોતાના સાક્ષાત્કારને માટે તેની વાણીમાં બોલવાની શક્તિ અને ભાવપૂર્ણ સ્તવન પ્રકારને આત્મતેજને માટે તથા પોતાની પ્રાપ્તિ માટે ભરપૂર કરી દે છે. (૨)*

## ૮૩૫. आ न इन्दो शतग्विनं गवां पोषं स्वश्व्यम्। वहा भगत्तिमूतये॥ ३ ॥

પદાર્થ : इन्दो-હે દીપ્તિમન્ આનંદ રસવન્ પરમાત્મન્ ! नः-અમારે માટે गवां पोषम्-વાણીઓ-સ્તુતિઓનાં ફળને शतग्विनम्-સેંકડો સ્તુતિઓથી નિષ્પન્નને स्वश्व्यम्-સુંદર વિષય વ્યાપ્તિશીલ મનોભાવને भगत्तिम्-મૌક્ષૈશ્વર્યદાન પ્રવૃત્તિની ऊतये-રક્ષાને માટે आवह-સમગ્ર રૂપથી પ્રવાહિત કર. (૩)

*ભાવાર્થ : દીપ્તિમન્ આનંદરસવન્ પરમાત્મન્ ! તું અમારા સેંકડો વખતના સ્તુતિફળ તથા સુંદર મનના ભાવને અને પોતાની મોક્ષદાન પ્રવૃત્તિને પ્રાપ્ત કરાવ જેથી અમે સુરક્ષિત રહીએ. (૩)*

### સૂક્ત-3

## ૮૩૬. तं त्वा नृम्णानि बिभ्रतं सधस्थेषु महो दिवः। चारुं सुकृत्ययेमहे॥ १ ॥

પદાર્થ : तं त्वा-હે સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તે તને नृम्णानि बिभ्रतम्-ઉપાસક નરોને નમાવનાર સુખ સાધનોને ધારણ કરનારને महः दिवः-મહાન મોક્ષધામનાં સમાન સ્થાનો-સુખ સ્થાનોમાં चारुंसुकृत्यया-ईमहे-ચરણશીલ વ્યાપનાર સુંદરને અમે ઉપાસનાથી ચાહીએ છીએ. સંગતિમાં ચાહીએ છીએ. (૧)

*ભાવાર્થ : મહાન મોક્ષધામમાં સમાન સ્થાનોમાં ઉપાસકજનોને ઝુકાવનાર, ધનોને ધારણ કરનાર તે તું વ્યાપનશીલ સુંદર પરમાત્માને ઉપાસનાથી પ્રાપ્ત કરવા ઈચ્છે છે. (૧)*

## ૮૩૭. संवृक्तधृष्णुमुक्थ्यं महामहिव्रतं मदम्। शतं पुरो रुरुक्षणिम्॥ २ ॥

પદાર્થ : संवृक्त धृष्णुम्-જેનાથી ધર્ષણશીલ કામ આદિ સમ્યક્ પૃથક્ થઈ જાય છે એવા, महामहिव्रतम्-મહાન-જેના અનેક મહત્ત્વપૂર્ણ કર્મ છે એવા, उक्थ्यं-मदम्-પ્રશંસનીય-હર્ષકર-આનંદપ્રદ शतं पुरः-रूरुक्षणिम्-બહુજ-અસંખ્ય ઉપાસકો-આત્માઓને રોહણ-આરોહણ-મોક્ષમાં આરૂઢ કરાવનાર શાન્ત સ્વરૂપ પરમાત્માને અમે પ્રાપ્ત કરીએ. (૨)

*ભાવાર્થ : જે શાન્ત સ્વરૂપ પરમાત્મા અમારી-ઉપાસકોની અંદરથી કામ આદિને પૃથક્ કરી દે છે; તથા જે મહાન, પ્રશંસનીય કર્મ કરનાર આનંદપ્રદ છે; અને જે અસંખ્ય ઉપાસક આત્માઓને મોક્ષમાં સ્થાપિત કરે છે, તેને અમે ઉપાસકો પ્રાપ્ત કરીએ છીએ. (૨)*

## ૮૩૮. अतस्त्वा रयिरभ्ययद्राजानं सुक्रतो दिवः। सुपर्णो अव्यथी भरत्॥ ३॥

પદાર્થ : सुक्रतो-अतः-रयि-त्वा राजानम्-अभ्ययत्-હે ઉત્તમ પ્રજ્ઞાનવાન પરમાત્મન્ ! એ કારણ કે મોક્ષૈશ્વર્ય તુજ પ્રકાશમાનને પ્રાપ્ત છે-તારા આધીન છે सुपर्णः-अव्यथी दिवः भरत्-સમ્યક્ ધર્મપાલક ઉપાસક પુરુષ વ્યથા રહિત રહે-કષ્ટ વિના મોક્ષધામને ધારણ કરી લે છે-પ્રાપ્ત કરી લે છે. (૩)

*ભાવાર્થ : હે સુપ્રજ્ઞાનવન પરમાત્મન્ ! તું રાજમાન સ્વામીને મોક્ષૈશ્વર્ય પ્રાપ્ત છે-આધીન છે, તેથી તારા ઉપાસક મનુષ્યો વ્યથા વિના-અનાયાસ મોક્ષધામથી મોક્ષૈશ્વર્યને પ્રાપ્ત કરી લે છે. (૩)*

## ૮૩૯. अधा हिन्वान इन्द्रियं ज्यायो महित्वमानशे। अभिष्टिकृद्विचर्षणिः॥ ४॥

પદાર્થ : अध-પુનઃ ज्यायः-इन्द्रियं हिन्वानः-જ્યેષ્ઠ ઇન્દ્રિય અર્થાત્ મનને પ્રેરિત કરતાં महित्वम्-आनशे-મારા દ્વારા પૂજન સત્કારને પ્રાપ્ત થાય છે अभिष्टिकृत्-विचर्षणिः-તું કામના પૂર્ણ કરનાર વિશેષ કૃપા દૃષ્ટિ રાખનાર છે. (૪)

*ભાવાર્થ : શાન્ત સ્વરૂપ પરમાત્મા ઉપાસકનાં મન અર્થાત્ અન્તઃકરણને પ્રેરિત કરતાં-કામનાપૂરક અને કૃપાદૃષ્ટિ કરનાર હોવાથી અમારા દ્વારા પૂજા પાત્રતાને પ્રાપ્ત છે. (૪)*

## ૮૪૦. विश्वस्मा इत्स्वर्दृशे साधारणं रजस्तुरम्। गोपामृतस्य विर्भरत्॥ ५॥

પદાર્થ : विश्वस्मै-इत् स्वर्दृशे-સર્વને માટે નિશ્ચય સુખ નિહાળવા માટે साधारणं रजस्तुरम्-સમાનરૂપી દોષનાશક ऋतस्य गोपाम्-અમૃતના રક્ષક પરમાત્માને विः-भरत्-જ્ઞાનવાન ઉપાસક પોતાની અંદર ધારણ કરે છે. (૫)

*ભાવાર્થ : સમસ્ત મનુષ્યોને સુખ દેખાડવા માટે જે સમાનરૂપ, દોષનાશક, અમૃતના રક્ષક પરમાત્મા છે, તેને જ્ઞાનવાન ઉપાસક પોતાની અંદર ધારણ કરે છે. (૫)*

## સૂક્ત-૪

**८४१. इषे पवस्व धारया मृज्यमानो मनीषिभिः। इन्दो रुचाभि गा इहि॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૦૫

**८४२. पुनानो वरिवस्कृध्यूर्जं जनाय गिर्वणः। हरे सृजान आशिरम्॥ २॥**

પદાર્થ : गिर्वणः-हरे-હે સ્તુતિ વાણીઓના વનનીય-સેવનીય દુઃખનાશક સુખદાતા પરમાત્મન્ ! जनाय-ઉપાસકજનને માટે पुनानः-ઉપાસકનાં હૃદયમાં પ્રાપ્ત થવા માટે वरिवः-ऊर्जं कृधि-ભોગધન અને અમૃતરસ-મોક્ષાનંદને સંપાદન કર आशिरं सृजान-મને તારા આશ્રયમાં આનંદ પ્રાપ્ત કરાવ. (૨)

*ભાવાર્થ : સ્તુતિઓને પ્રાપ્ત થનાર, દુઃખહરણકર્તા અને સુખઆહરણકર્તા પરમાત્મન્ ! તું ઉપાસકજનને માટે તેનાં હૃદયમાં પ્રાપ્ત થવા માટે ભોગધન તથા અમૃતરસ મને પ્રાપ્ત કરાવ. (૨)*

**८४३. पुनानो देववीतय इन्द्रस्य याहि निष्कृतम्। द्युतानो वाजिभिर्हितः॥ ३॥**

પદાર્થ : वाजिभिः-हितः-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું વાજી =છંદી =છંદ-અર્જન સ્તુતિ કરનારા ઉપાસકો દ્વારા હિત-ધ્યાન કરેલ द्युतानः पुनानः-ઉપાસકને પ્રકાશમાન અને પવિત્ર કરતાં देववीतये-દેવો-જીવન્મુક્તોની ગતિ-ગમનસ્થાન-મુક્તિ છે તેને માટે इन्द्रस्य निष्कृतं याहि-અધ્યાત્મયજ્ઞના યજમાન આત્માનાં સુસંસ્કૃત-સુપાત્ર હૃદયને પ્રાપ્ત થા. (૩)

*ભાવાર્થ : હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું અર્ચના કરનારા, ઉપાસના કરનારા ઉપાસકોના દ્વારા ધ્યાન પામેલ, ઉપાસકોની અંદર પ્રકાશિત થઈને, તેને પવિત્ર કરીને, મુક્તિ પ્રાપ્તિને માટે આત્માને સુસજ્જિત અન્તઃપાત્રને પ્રાપ્ત થાય છે. (૩)*

## ખંડ-૨

### સૂક્ત-૧

**८४४. अग्निनाग्निः समिध्यते कविर्गृहपतिर्युवा। हव्यवाड् जुह्वास्यः॥ १॥**

પદાર્થ : अग्निना-અગ્નિ દ્વારા-આત્મસમર્પણ દ્વારા अग्निः-समिध्यते-સર્વપ્રકાશક પરમાત્મા સ્વાત્માની અંદર પ્રકાશિત થાય છે જે कविः-ક્રાન્તદર્શી-સર્વજ્ઞ गृहपतिः-બ્રહ્માંડના સ્વામી પરમાત્મા युवा-સદા યુવા સંપન્ન हव्यवाट्-સ્તુતિરૂપ ભેટને વહન કરનાર जुह्वास्यः-જુહૂ =વાણી સ્તુતિ ફેંકવા-પ્રેરિત કરવાનું સાધન જેના માટે છે તે એવો પરમાત્મા છે. (૧)

*ભાવાર્થ : ઉપાસકના આત્મા દ્વારા-આત્મ સમર્પણથી ઉપાસકની અંદર પરમાત્મા અગ્નિ પ્રકાશિત થઈ જાય છે; જે ક્રાન્તદર્શી, સર્વજ્ઞ, બ્રહ્માંડના સ્વામી, સદા યુવા, સ્તુતિ ભેટનો સ્વીકાર કરનાર અને વાણી જેના માટે સ્તુતિ પ્રેરિત કરવાનું સાધન છે. (૧)*

**८४५. यस्त्वामग्ने हविष्पतिर्दूतं देव सपर्यति। तस्य स्म प्राविता भव॥ २॥**

પદાર્થ : अग्ने देव-હે જ્ઞાન પ્રકાશ સ્વરૂપ પરમાત્મ દેવ ! यः-જે हविष्पतिः-પોતાના મનનો સ્વામી-મનને નિરુદ્ધ કરી ચૂકેલ ઉપાસક त्वां दूरं सपर्यति-તુજ પ્રેરકને સેવિત કરે છે-તારી ઉપાસના કરે છે तस्य स्म-તેનો નિશ્ચય प्र-अविता भव-તું પ્રબલ રક્ષક છે. (૨)

*ભાવાર્થ : હે જ્ઞાનપ્રકાશસ્વરૂપ પરમાત્મન્ ! જે મનને નિરુદ્ધ કરી તારી ઉપાસના કરે છે તેની તું પૂર્ણરૂપે રક્ષા કરે છે. (૨)*

**૮૪૬. यो अग्निं देववीतये हविष्माँ आविवासति। तस्मै पावक मृडय॥ ३॥**

પદાર્થ : पावक-હે શોધક-પવિત્ર કરનાર પરમાત્મન્ ! यः-हविष्मान्-જે મનસ્વી ઉપાસક देववीतये-દેવસ્થલી-મુક્તિ પ્રાપ્તિને માટે अग्निम्-आविवासति-તારી-અગ્નિ પરમાત્માની સમગ્રરૂપથી ઉપાસના કરે છે. तस्मै मृळय-તેને માટે પ્રદાન કરે છે. (૩)

*ભાવાર્થ : હે પવિત્ર કરનાર પરમાત્મન્ ! જે મનસ્વી ઉપાસક મુક્તિધામ પ્રાપ્તિને માટે તારી ઉપાસના કરે છે, તેને માટે તું અવશ્ય મુક્તિ પ્રદાન કરે છે. (૩)*

## સૂક્ત-૨

**૮૪૭. मित्रं हुवे पूतदक्षं वरुणं च रिशादसम्। धियं घृताचीं साधन्ता॥ १॥**

પદાર્થ : पूतदक्षं मित्रं रिशादसं वरुणं च हुवे-પવિત્ર બળવાળા પ્રેરક પરમાત્માને તથા હિંસકના ભક્ષણકર્તા અથવા હિંસકોના ક્ષયકર્તા પોતાની તરફ વરણકર્તા પરમાત્માને જે धियं घृताचीम्-પ્રજ્ઞા-મનોભાવનાને વાણી-સ્તુતિ વાણીને साधन्ता-સાધવા-સફળ બનાવનાર છે हुवे-તેને આમંત્રિત કરું છું-સ્મરણ કરું છું. (૧)

*ભાવાર્થ : હું સંસારમાં કર્મ માટે પ્રેરક મનોભાવનાને સિદ્ધ-સફળ કરવાવાળા તથા પોતાની તરફ વરવાવાળા, સ્તુતિવાણીને સફળ બનાવનાર પરમાત્માને નિરંતર પોતાની અંદર આમંત્રિત કરું-સ્મરણ કરું. (૧)*

**૮૪૮. ऋतेन मित्रावरुणावृतावृधावृतस्पृशा। क्रतुं बृहन्तमाशाथे॥ २॥**

પદાર્થ : ऋतावृधा-સત્ય-સત્યાચરણ કરનારના વર્ધક ऋतस्पृशा-સત્ય-સત્યાચરણકર્તાના સ્પર્શી-સંગતિકર્તા मित्रावरुणौ-પ્રેરક તથા વરનાર-અંગીકાર કરનાર પરમાત્મા बृहन्तं क्रतुम्-મહાન જ્ઞાનયજ્ઞને અથવા અધ્યાત્મયજ્ઞને ऋतेन-आशाथे-પોતાના અમૃતરસને પ્રાપ્ત થાય છે. (૨)

*ભાવાર્થ : સત્યાચરણકર્તા-સત્યમાની, સત્યવાદી, સત્યકારીના વર્ધક તથા સત્યમાની, સત્યવાદી, સત્યકારીના સ્પર્શકર્તા-સંગી, પ્રેરક અને અંગીકાર કરનાર પરમાત્મા મહાન અધ્યાત્મયજ્ઞને પોતાનાં અમૃત સ્વરૂપથી પ્રાપ્ત થાય છે. (૨)*

**૮૪૯. कवी नो मित्रावरुणा तुविजाता उरुक्षया। दक्षं दधाते अपसम्॥ ३॥**

પદાર્થ : कवी-ક્રાન્તદર્શી-સર્વજ્ઞ तुविजातौ-અનેક પ્રકારથી સાક્ષાત્ થનાર उरुक्षया-મહાનથી મહાન પદાર્થોનો નિવાસ જ્યાં હોય એવા પરમાત્મા मित्रावरुणा-પ્રેરક અને અંગીકારકર્તા नः-दक्षम्-अपसं दधाते-અમને-ઉપાસકોને માટે આત્મબળ અને કર્મશક્તિને ધારણ કરાવે છે. (૩)

*ભાવાર્થ : અન્તર્યામી, સર્વજ્ઞ તથા અનેક પ્રકારથી સાક્ષાત્ થનાર, મહાનથી મહાન પદાર્થોના નિવાસ સ્થાન પરમાત્મા અમને-ઉપાસકોને માટે આત્મબળ અને કર્મશક્તિને ધારણ કરાવે છે. (૩)*

## સૂક્ત-3

**૮૫૦. इन्द्रेण सं हि दृक्षसे संजग्मानो अबिभ्युषा। मन्दू समानवर्चसा॥ १ ॥**

પદાર્થ : अबिभ्युषा-इन्द्रेण सञ्जग्मानः-हि सं दृक्षसे-ભયરહિત કરનાર ઐશ્વર્યવાન પરમાત્માની સાથે ઉપાસના દ્વારા સંગત થઈને તું હે જીવન્મુક્ત ઉપાસકગણ સમાન-તેના જેવો થઈ રહ્યો છે. मन्दू समान वर्चसा-જે હવે બન્ને સમાન તેજવાળા અને આનંદવાન આનંદપ્રદ બની રહ્યાં છે.

*ભાવાર્થ : ભયરહિત કરનાર પરમાત્માની સાથે ઉપાસના દ્વારા જીવન્મુક્ત ઉપાસકગણ સંગત થઈને સમાન પ્રતીત થાય છે, કારણ કે બન્ને સમાન તેજવાળા અને આનંદપૂર્ણ, આનંદમય બની જાય છે. (૧)*

**૮૫૧. आदह स्वधामनु पुनर्गर्भत्वमेरिरे। दधाना नाम यज्ञियम्॥ २ ॥**

પદાર્થ : आत्-अह-બસ, અન્તર પરમાત્મા સમાન ગુણ પ્રાપ્ત કરીને મુક્તગણ स्वधाम्-अनु-પોતાની ધૃતિ-સ્થિતિ અનુસાર पुनः-गर्भत्वम्-एरिरे-પુનઃ પરમાત્માના ગર્ભભાવને પ્રાપ્ત થઈ જાય છે તેની અંદર વિરાજમાન થાય છે यज्ञियं नाम दधानाः-સંગમનીય આત્મસમર્પણ નમ્ર ભાવને ધારણ કરતાં. (૨)

*ભાવાર્થ : ઉપાસનાથી ઉપાસકજન ઉપાસ્ય પરમાત્માના ગુણ ધારણ કરીને, પોતાની ધૃતિ સ્થિતિ-સ્વજ્ઞાન ગતિને અનુસાર પરમાત્માની અંદર પુનઃ પ્રાપ્તિ અનુભવ કરે છે; જેમ સંસારમાં આવવા પૂર્વે મોક્ષમાં રહેતો હતો સંગમનીય આત્મસમર્પણરૂપ નમ્ર ભાવને ધારણ કરતા રહેતો હતો. (૨)*

**૮૫૨. वीडु चिदारुजत्नुभिर्गुहा चिदिन्द्र वह्निभिः। अविन्द उस्त्रिया अनु॥ ३ ॥**

પદાર્થ : इन्द्र-ઐશ્વર્યવાન પરમાત્મન્! वीडु चित्-आरुजत्नुभिः-બળવાળા-આત્મબળવાળા સમગ્રરૂપથી અજ્ઞાનનું ભંજન કરનારા वह्निभिः-પોતાના જ્ઞાનસંદેશ-વાહકો મરુતો-આરંભ સૃષ્ટિમાં ઉત્પન્ન મુક્તાત્મા અગ્નિ આદિ પરમ ઋષિઓના દ્વારા गुहा चित्-તેના હૃદયમાં નિશ્ચય उस्त्रियाः-अनु-अविन्द-જ્ઞાન રશ્મિઓ-વેદવાણીઓને સંસારી જનોને પ્રાપ્ત કરાવી છે. (૩)

*ભાવાર્થ : ઐશ્વર્યવાન પરમાત્માએ આરંભ સૃષ્ટિમાં અધ્યાત્મ બળશાલી, અજ્ઞાનનાશક, ઉપાસક મુક્તો અગ્નિ આદિ ઋષિઓ દ્વારા-તેઓનાં હૃદયમાં જ્ઞાનરશ્મિઓ-મંત્રવાણીઓને સંસારીજનો માટે પહોંચાડેલ છે. (૩)*

## સૂક્ત-૪

## ૮૫૩. ता हुवे ययोरिदं पप्ने विश्वं पुरा कृतम्। इन्द्राग्नी न मर्धतः॥ १॥

પદાર્થ : ता इन्द्राग्नी हुवे-હું તે બન્ને નામોથી કહેવામાં આવતા ઐશ્વર્યવાન બળશાલી અને જ્ઞાન પ્રકાશવાન અગ્રણી પરમાત્માને આમંત્રિત કરું છું ययोः पुरा कृतं विश्वं पप्ने-જેને પ્રથમ કરેલ-રચેલ વિશ્વ-સંસાર પ્રશંસિત કરવામાં આવે છે न मर्द्धतः-જે પીડા આપતો નથી. (૧)

*ભાવાર્થ : ઐશ્વર્યવાન અને જ્ઞાનપ્રકાશ સ્વરૂપ પરમાત્માનો રચેલ પ્રવાહથી અનાદિ સંસાર પ્રશંસિત કરવામાં આવે છે. તે પરમાત્મા ઉપાસ્ય દેવ છે, જે ઉપાસકોને પીડિત કરતો નથી. (૧)*

## ૮૫૪. उग्रा विघनिना मृध इन्द्राग्नी हवामहे। ता नो मृडात ईदृशे॥ २॥

પદાર્થ : उग्रा-ઉગ્ર બળવાળા मृधः-विघनिना-સંગ્રામ કરનારા કામ આદિને વિશેષ રૂપથી મારનારા इन्द्राग्नी-ઐશ્વર્યવાન જ્ઞાન પ્રકાશવાન પરમાત્માને हवामहे-અમે પોતાની અંદર આમંત્રિત કરીએ છીએ ता नः ईदृशे-मृडातः-તે એવા સંગ્રામ સંકટમાં અમારી રક્ષા કરે છે.

*ભાવાર્થ : ઐશ્વર્યવાન અને જ્ઞાનપ્રકાશ સ્વરૂપ પરમાત્મા ઉપાસકની અંદર સંગ્રામ મચાવનાર કામ આદિ શત્રુઓનો સર્વથા નાશ કરે છે અને અમારી રક્ષા કરે છે. (૨)*

## ૮૫૫. हथो वृत्राण्यार्या हथो दासानि सत्पती। हथो विश्वा अप द्विषः॥ ३॥

પદાર્થ : सत्पती-સત્પુરુષ-ઉપાસકના રક્ષક ઐશ્વર્યવાન જ્ઞાનપ્રકાશવાન પરમાત્મન્ ! आर्या वृत्राणि-અરિ = અમિત્ર-શત્રુની અંદર થનારા પાપોને अपहथः-હટાવી દો-દૂર કરી દો दासानि-अपहथः-દાસ-નિષ્કર્મ જન અથવા કર્મ વિનાશક જનની અંદર થનારા પાપોને હટાવી દો-દૂર કરી દો विश्वाः-द्विषः-अपहथः-સમસ્ત દ્વેષ ભાવનાઓને હટાવી દો-દૂર કરી દો. (૩)

*ભાવાર્થ : ઉપાસકના રક્ષક પરમાત્મા ઉપાસકની સામે શત્રુની હિંસાવૃત્તિ, કર્મવિનાશક પ્રવૃત્તિ અને દ્વેષ ભાવનાઓને દૂર કરી દે છે; તથા ઉપાસકની અંદર કોઈના પણ પ્રત્યે શત્રુ જેવી વેરવૃત્તિ, દાસ જેવી હાનિ કરવાની પ્રવૃત્તિ અને દ્વેષ ભાવનાઓને ઉત્પન્ન થવા દેતો નથી. (૩)*

### ખંડ-૩

### સૂક્ત-૧

## ૮૫૬. अभि सोमास आयवः पवन्ते मद्यं मदम् ।
## समुद्रस्याधि विष्टपे मनीषिणो मत्सरासो मदच्युतः॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૧૮

१२ ३१ २र ३ २ ३ १ २ ३ २ ३ २ ३२
**૮૫૭. तरत्समुद्रं पवमान ऊर्मिणा राजा देव ऋतं बृहत् ।**
१ २ ३ २ ३ १ २ ३ १ २ ३ १ २ ३ २ ३ २ ३२
**अर्षा मित्रस्य वरुणस्य धर्मणा प्र हिन्वान ऋतं बृहत्॥ २॥**

પદાર્થ : देवः पवमानः-राजा-સુખદાતા પ્રાપ્ત થનાર સોમ રાજા શાન્ત સ્વરૂપ સર્વત્ર રાજમાન પરમાત્મા बृहत्-ऋतम्-મહાન અમૃતરૂપ समुद्रम्-ऊर्मिणा तरत्-હૃદયાકાશમાં પોતાના જ્યોતિ-તરંગથી પ્રાપ્ત થાય છે मित्रस्य वरुणस्य-પ્રાણ અપાનના धर्मणा-ધર્મથી-પ્રાણસમાન અપાન સમાન બનીને ऋतं बृहत् हिन्वानः-મહાન અમૃત-મોક્ષની તરફ ઉપાસકને પ્રેરિત કરીને-ઉન્નત કરીને प्रार्ष-સાક્ષાત્ થાય છે. (૨)

*ભાવાર્થ : સુખદાતા, પ્રાપ્ત થનાર, શાન્ત સ્વરૂપ, સર્વત્ર રાજમાન, મહાન અમૃત પરમાત્મા હૃદયાકાશમાં પોતાના જ્યોતિ તરંગ દ્વારા પ્રાપ્ત થાય છે. પ્રાણ અને અપાનની સમાન બનીને ઉપાસકને મહાન અમૃતમોક્ષની તરફ પ્રેરિત કરવા માટે સાક્ષાત્ થાય છે. (૨)*

१ २ ३ १ २ ३ १ २ ३ १ २र ३ १ २ ३क २र
**૮૫૮. नृभिर्येमाणो हर्यतो विचक्षणो राजा देवः समुद्र्यः॥ ३॥**

પદાર્થ : नृभिः-येमाणः-મુમુક્ષુઓ દ્વારા યમ આદિ સાધનામાં આવતા हर्यतः-કમનીય विचक्षणः-વિશેષ દ્રષ્ટા राजा-સર્વત્ર રાજમાન देवः-સુખદાતા પરમાત્મા समुद्र्यः-હૃદયાવકાશમાં સાક્ષાત્ થવા યોગ્ય છે. સાક્ષાત્ કરી શકાય છે. (૩)

*ભાવાર્થ : કમનીય, સર્વદ્રષ્ટા, સર્વત્ર રાજમાન, સુખદાતા પરમાત્મા મુમુક્ષુઓ દ્વારા સાધનામાં લાવતાં હૃદયાવકાશમાં સાક્ષાત્ થાય છે. (૩)*

## સૂક્ત-૨

३ १ २र ३ १ २र ३ १ २ ३ १ २र ३ २
**૮૫૯. तिस्रो वाच ईरयति प्र वह्निर्ऋतस्य धीतिं ब्रह्मणो मनीषाम् ।**
१ २ ३ १ २ ३ १ २ ३ १ २ ३ १ २ ३ २
**गावो यन्ति गोपतिं पृच्छमानाः सोमं यन्ति मतयो वावशानाः॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૨૫

२ ३ १ २ ३ १ २ ३ २उ ३ १ २ ३ १ २ ३ १ २
**૮૬૦. सोमं गावो धेनवो वावशानाः सोमं विप्रा मतिभिः पृच्छमानाः।**
१ २ ३ १ २ ३ १ २ ३ १ २ ३ २ ३ २ ३ १ २
**सोमः सुत ऋच्यते पूयमानः सोमे अर्कास्त्रिष्टुभः सं नवन्ते॥ २॥**

પદાર્થ : गावः-धेनवः-ગાન કરતી વેદવાણીઓ सोमं वावशानाः-સોમ સ્વરૂપ પરમાત્માને પુનઃ પુનઃ ચાહતી विप्राः-મેધાવી વિદ્વાને मतिभिः-સ્તુતિ વાણીઓથી पृच्छमानाः-અર્ચિત કરતાં संनवन्ते-સારી રીતે પ્રાપ્ત થાય છે सोमः सुतः पूयमानः-ऋच्यते-શાન્ત પરમાત્મા સાક્ષાત્ થતાં અન્તરાત્માને શોધતાં

પ્રશંસિત થાય છે सोमे-अर्काः-त्रिष्टुभः-संनवन्ते-શાન્ત પરમાત્મામાં અર્ચના કરનારા મન, વાણી, કર્મથી ત્રણ પ્રકારની સ્તુતિ કરનારા સંગત થાય છે. (૨)

*ભાવાર્થ : જનારી સ્તુતિ વાણીઓ પુનઃ પુનઃ ચાહતી શાન્ત પરમાત્માને પ્રાપ્ત થાય છે, મેધાવી ઉપાસક સ્તુતિ વાણીઓથી અર્ચના કરતાં શાંત પરમાત્માને પ્રાપ્ત થાય છે, સાક્ષાત્ થતાં પરમાત્મા ઉપાસકના આત્માને શોધતાં પ્રશંસિત કરવામાં આવે છે, મન, વાણી, કર્મથી સ્તુતિ કરનારા અર્ચકજનો પરમાત્માનો સંગ પામે છે. (૨)*

**૮૬૧. एवा नः सोम परिषिच्यमान आ पवस्व पूयमानः स्वस्ति।**
**इन्द्रमा विश बृहता मदेन वर्धया वाचं जनया पुरन्धिम्॥ ३॥**

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું परिषिच्यमानः-સર્વભાવથી ધારિત નિદિધ્યાસનમાં આવીને पूयमानः-તથા સાક્ષાત્ થઈને नः स्वस्ति-અમારી સુ-અસ્તિ-સ્વરૂપાપત્તિ-મુક્તિને एव-અવશ્ય आपवस्व-પ્રાપ્ત કરાવ बृहता मदेन-મહાન હર્ષક સ્વરૂપ વા હર્ષ નિમિત્તથી इन्द्रम्-आविश-ઉપાસક આત્માને આવિષ્ટ થા તેની અંદર આવેશ કર वाचं वर्धय-તેની સ્તુતિ વાણીને સમૃદ્ધ કર-સફળ કર-કરે છે. पुरंधि-जनय-ઉપાસક આત્માને બહુજ ધી = બુદ્ધિવાળો સંપન્ન કરી દે. (૩)

*ભાવાર્થ : મારા પ્યારા શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું સર્વભાવ ધારિત-નિદિધ્યાસનમાં લાવેલ ઉપાસના દ્વારા ધ્યાયા તથા સાક્ષાત્ કરેલા મારી સ્વરૂપ પ્રાપ્તિ-મુક્તિને અવશ્ય પ્રાપ્ત કરાવ-કરાવે છે, મારા ઉપાસક આત્માને મહાન તારા હર્ષપ્રદ સ્વરૂપમાં અથવા હર્ષ માટે બનીને પ્રાપ્ત થા-થાય છે, મારી સ્તુતિ વાણીને સફળ કર-કરે છે, મને બહુજ બુદ્ધિમાન કુશળ બુદ્ધિમાન બનાવ-બનાવે છે. (૩)*

## ખંડ-૪

### સૂક્ત-૧

**૮૬૨. यद् द्याव इन्द्र ते शतंशतं भूमीरुत स्युः ।**
**न त्वा वज्रिन्त्सहस्रं सूर्या अनु न जातमष्ट रोदसी ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૭૮

**૮૬૩. आ पप्राथ महिना वृष्ण्या वृषन् विश्वा शविष्ठ शवसा।**
**अस्माँ अव मघवन् गोमति व्रजे वज्रिञ्चित्राभिरूतिभिः॥ २॥**

પદાર્થ : शविष्ठ वृषन्-હે અત્યંત બળવાન-સુખવર્ષક પરમાત્મન્ ! તું शवसा-તારા બળથી विश्वा

महिना वृष्ण्या-સમસ્ત બળથી સુખની વર્ષા કરવામાં યોગ્ય તત્ત્વો વસ્તુઓમાં आपप्राथ-વ્યાપ્ત થઈ રહેલો છે वज्रिन मघवन्-હે ઓજસ્વી ઐશ્વર્યવાન પરમાત્મન્ गोमति-व्रजे-સ્તુતિ વાણીઓવાળા મંત્ર સમૂહમાં चित्राभिः ऊतिभिः-ચાયનીય-પ્રશંસનીય રક્ષા સાધનો દ્વારા अस्मान्-अव-અમને સુરક્ષિત કર-અમારી રક્ષા કર. (૨)

*ભાવાર્થ : હે અત્યંત બળવાન, સુખવર્ષક પરમાત્મન્ ! તું પોતાનાં બળથી સમસ્ત સુખ વર્ષા કરવા યોગ્ય તત્ત્વો વસ્તુઓને પૂરીને-વ્યાપ્ત થયેલ છે. તે સુખ વરસાવનારા યોગ્ય તત્ત્વો તારાથી પ્રેરિત થઈને જ સુખની વર્ષા કરે છે.*

*હે ઓજસ્વી ઐશ્વર્યવાન પરમાત્મન્ ! સ્તુતિ વાણીઓવાળા મંત્ર સમૂહમાં-તેના ધારણમાં-આચરણમાં તારી પ્રશંસનીય રક્ષાઓના દ્વારા અમારી ઉપાસકોની રક્ષા કર-કરે છે. (૨)*

## સૂક્ત-૨

૮૬૪. वयं घ त्वा सुतावन्त आपो न वृक्त बर्हिषः ।
पवित्रस्य प्रस्रवणेषु वृत्रहन् परि स्तोतार आसते ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૬૧

૮૬૫. स्वरन्ति त्वा सुते नरो वसो निरेक उक्थिनः ।
कदा सुतं तृषाण ओक आ गम इन्द्र स्वब्दीव वंसगः ॥ २ ॥

પદાર્થ : वसो इन्द्र-હે સર્વત્ર વસેલ ઐશ્વર્યવાન પરમાત્મન્ ! एके-उक्थिनः-नरः-વિરલ ભાગ્યશાળી સ્તુતિ વાણીવાળા મુમુક્ષુજન सुते-ઉપાસનારસ સંપન્ન થતાં त्वा निः स्वरन्ति-તારું સારી રીતે ગાન કરે છે તારું સમ્યક્ ભજન ગાન કરે છે કે ओकः-तृषाणः-ક્યારે, જળાશયની તરફ તૃષાતુર હરણની સમાન कदासुतम्-आगमः-ક્યારે-ક્યારેક તો સંપન્ન ઉપાસનારસની તરફ આવે છે स्वब्दी-इव वंसगः-સુ-નિશ્ચિત અબ્દી-અબ્દ-સંવત્સર-સમયવાળા વનનીય સ્થાનને પ્રાપ્ત થનાર અતિથિની સમાન.

*ભાવાર્થ : હે સર્વત્ર વસનાર ઐશ્વર્યવાન પરમાત્મન્ ! કોઈ વિરલો, ભાગ્યશાળી, સ્તુતિકર્તા મુમુક્ષુજન ઉપાસનારસ સંપન્ન થઈ ગયા પછી તારું સારી રીતે ગાન કરે છે અને પ્રતીક્ષા કરે છે. જળાશય પર જળપાન કરવા માટે તૃષાતુર હરણની સમાન તું ઉપાસ્ય ક્યારે આવે છે-ક્યારેક તો આવીશ જ. જેમ વર્ષ અથવા પોતાના વિશેષ સમય પર વિશિષ્ટ પૂજનીય અતિથિ વનનીય સ્થાન પર આવે જ છે. (૨)*

૮૬૬. कण्वेभिर्धृष्णवा धृषद्वाजं दर्षि सहस्रिणम् ।
पिशङ्गरूपं मघवन्विचर्षणे मक्षू गोमन्तमीमहे ॥ ३ ॥

પદાર્થ : धृष्णो विचर्षणे मघवन्-હે દોષ-નિવારક વિશેષ દ્રષ્ટા ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું कण्वेभिः-મેધાવી ઉપાસકોને सहस्त्रिणं वाजं धृषत्-अर्दषि-હજારોમાં ગણનારા હજારોની સમાન ખૂબજ દબાવનાર સતાવનાર વિરોધી બળ વાસનાબળને ચકનાચૂર છિન્ન-ભિન્ન કરી દે, પુનઃ पिशङ्गरूपं-गोमन्तं मक्षु ईमहे-સ્તુતિ વાણીઓ વાળા-સ્તુતિઓનાં ફળભૂત તારા સોનેરી રૂપ જ્ઞાનાનંદ રૂપને શીઘ્ર ચાહે છે. (૩)

*ભાવાર્થ : દોષ નિવારક, અન્તર્દ્રષ્ટા, ઐશ્વર્યવાન પરમાત્મા મેધાવી ઉપાસકોની અંદરથી હજારોમાં વધેલાં વિરોધી કામવાસના બળને છિન્ન-ભિન્ન કરી દે છે અને સ્તુતિઓનાં ફળભૂત પોતાનાં સોનેરી જ્ઞાનાનંદરૂપને પ્રદાન કરે છે. જેની ઉપાસક શીઘ્ર પ્રાર્થના કરે છે. (૩)*

## સૂક્ત-3

**૮૬૭. तरणिरित्सिषासति वाजं पुरन्ध्या युजा ।**
**आ व इन्द्रं पुरुहूतं नमे गिरा नेमिं तष्टेव सुद्रुवम् ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૩૮

**૮૬૮. न दुष्टुतिर्द्रविणोदेषु शस्यते न स्त्रेधन्तं रयिर्नशत् ।**
**सुशक्तिरिन् मघवन् तुभ्यं मावते देष्णं यत्पार्ये दिवि ॥ २ ॥**

પદાર્થ : द्रविणोदेषु-ભૌતિક અથવા આધ્યાત્મિક ધનદાતાઓમાં दुष्टुतिः-न शस्यते-નિંદા સ્તુતિ-વિપરીત સ્તુતિ-મનમાં જુદુ, આચરણમાં જુદુ, એવી અપવિત્ર મિથ્યા સ્તુતિ તે સારી નથી વિહિત નથી અને स्त्रेधन्तं रयिः-न नशत्-હિંસા કરનારને-ઉપકારને ન માનનાર કૃતઘ્નને ધનાદિ પણ વ્યાપ્ત થતાં નથી-સફળ થતાં નથી मघवन-तुभ्यं सुशक्तिः-इत्-ઐશ્વર્યવાન તારા માટે તો સુગમતા જ છે मावते देष्णम्-મારા જેવા ઉપાસકને માટે જે આપવા યોગ્ય આધ્યાત્મિક ધન તું આપવા ઈચ્છે यत् पार्ये दिवि-જે ધન પાર-દ્યુલોક-મોક્ષધામનું ધન છે. (૨)

*ભાવાર્થ : ધનદાતાઓને માટે તેની નિંદા સ્તુતિ, અપવિત્ર સ્તુતિ પ્રશસ્ત-સારી નથી-પસંદ નથી વા વિહિત નથી અને કૃતઘ્નને ધન વ્યાપ્ત થતું નથી-ફળદાયી બનતું નથી. ઐશ્વર્યવાન પરમાત્મન્ તારા માટે તો સરળ છે. મારા જેવા ઉપાસકને માટે અભીષ્ટ ધન આપવા ઈચ્છે તો તે અધ્યાત્મધન અત્યંત દૂર મોક્ષધામમાં પણ આપે છે. (૨)*

## ખંડ-૫

## સૂક્ત-૧

८६९. तिस्रो वाच उदीरते गावो मिमन्ति धेनवः। हरिरेति कनिक्रदत्॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૭૧

८७०. अभि ब्रह्मीरनूषत यह्वीर्ऋतस्य मातरः। मर्जयन्तीर्दिवः शिशुम्॥ २॥

પદાર્થ : यह्वीः-મહત્ત્વપૂર્ણ ब्राह्मीः-બ્રહ્મ-વેદ સંબંધી ऋतस्य मातरः-સત્યનું સ્વરૂપ પ્રકટ કરનારી दिवः शिशुं मर्जयन्तीः-અમૃતધામમાં શયન કરનાર પરમાત્માને પ્રાપ્ત કરવા માટે अभि-अनूषत-અભિમુખતાથી સ્તુતિ કરે છે. (૨)

*ભાવાર્થ : વેદમાં સર્વ સત્યનું સ્વરૂપ દર્શાવનારી મહત્ત્વપૂર્ણ વાણીઓ અમૃતધામમાં રહેલ પરમાત્માને પ્રાપ્ત કરવા માટે તેની પૂર્ણ સ્તુતિ કરે છે, તેનું સેવન કરવું જોઈએ. (૨)*

८७१. रायः समुद्रांश्चतुरोऽस्मभ्यं सोम विश्वतः। आ पवस्व सहस्त्रिणः॥ ३॥

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું अस्मभ्यम्-અમે ઉપાસકોને માટે विश्वतः-સર્વ પ્રકારથી-સર્વતોભાવથી सहस्त्रिणः-હજારોની સમાન-અત્યંત મહામૂલ્ય रायः-ધનરૂપ चतुरः समुद्रान्-ચારેય વાણીઓ-તારા રચેલાં વેદવચનો-સ્તુતિ, પ્રાર્થના, ઉપાસના અને જપોને आपवस्व-ચરિતાર્થ કર. (૩)

*ભાવાર્થ : શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! કૃપા કરીને અમે ઉપાસકોની અંદર સર્વ ભાવથી તારા ઉપદેશેલાં સર્વ મહાન ધનરૂપ ચાર વાણીઓ સ્તુતિ, પ્રાર્થના, ઉપાસના અને જપ ચરિતાર્થ કર. એના સેવનમાં રત બનીને તારા દર્શન સમાગમ પ્રાપ્ત કરવામાં સફળ બનીએ. (૩)*

## सूक्त-२

८७२. सुतासो मधुमत्तमाः सोमा इन्द्राय मन्दिनः ।
पवित्रवन्तो अक्षरं देवान् गच्छन्तु वो मदाः ॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૪૭

८७३. इन्दुरिन्द्राय पवत इति देवासो अब्रुवन् ।
वाचस्पतिर्मखस्यते विश्वस्येशान ओजसः ॥ २॥

પદાર્થ : इन्दुः-આનંદરસ પૂર્ણ પરમાત્મા इन्द्राय पवते-ઉપાસક આત્માને માટે આનંદધારા રૂપમાં પ્રાપ્ત થાય છે इति देवासः-अब्रुवन्-એમ વિદ્વાનો કહે છે वाचस्पतिः-બ્રહ્માત્મા પરમાત્મા विश्वस्य-સંસારના ओजसः-ईशानः-બળવાન અધિકારકર્તા સ્વામી मखस्यते-જ્યારે અધ્યાત્મયજ્ઞરૂપમાં સેવિત થાય છે, ત્યારે ઉપાસક આત્માને માટે આનંદધારા રૂપમાં પ્રાપ્ત થાય છે, એમ ઋષિઓ કહે છે. (૨)

*ભાવાર્થ : અમે 'ઈન્દુ' બનીને ઈન્દ્રની તરફ નિરન્તર ચાલનાર યયાતિ થઈએ. અમે યજ્ઞમય જીવન બનાવીને સર્વના હિતમાં અમારું હિત સમજનાર 'નાહુષ' પોતાને અન્યોથી બાંધીને ચાલનાર થઈએ. (૨)*

**૮૭૪. सहस्त्रधारः पवते समुद्रो वाचमीङ्खयः ।**
**सोमस्पती रयीणां सखेन्द्रस्य दिवेदिवे ॥ ३ ॥**

પદાર્થ : वाचमीङ्खयः-સ્તુતિ વાણીઓને પ્રાપ્ત થનાર-સ્તુતિ વાણીઓનો સ્વીકાર કરનાર सहस्त्रधारः समुद्रः-અનેક આનંદ ધારાઓ વાળા ઉભરાવાવાળા આનંદ સાગર પરમાત્મા रयीणां पतिः-વિવિધ ઐશ્વર્યોના સ્વામી इन्द्रस्य सखा-ઉપાસક આત્માના સાથી મિત્ર दिवे दिवे पवते-પ્રત્યેક દિવસ વધીને ઉપાસક આત્માની અંદર પ્રાપ્ત થાય છે. (૩)

*ભાવાર્થ : સ્તુતિ વાણીઓનો સ્વીકાર કરનાર, અનેક આનંદ ધારાઓમાં પ્રાપ્ત થનાર, આનંદ સાગર પરમાત્મા વિવિધ ઐશ્વર્યોના સ્વામી, ઉપાસક આત્માના સાથી મિત્ર પ્રતિદિન-રોજેરોજ વધીને તેની અંદર પ્રાપ્ત થાય છે. (૩)*

## सूक्त-3

**૮૭૫. पवित्रं ते विततं ब्रह्मणस्पते प्रभुर्गात्राणि पर्येषि विश्वतः ।**
**अतप्ततनूर्न तदामो अश्नुते शृतास इद्वहन्तः सं तदाशत ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૬૫

**૮૭૬. तपोष्पवित्रं विततं दिवस्पदेऽर्चन्तो अस्य तन्तवो व्यस्थिरन् ।**
**अवन्त्यस्य पवितारमाशवो दिवः पृष्ठमधि रोहन्ति तेजसा ॥ २ ॥**

પદાર્થ : तपोः-पवित्रं विततम्-કામ આદિને તથા દુષ્ટોને તપાવનાર પરમાત્માનું પવિત્ર તથા ઉપાસકને પવિત્ર કરનાર સ્વરૂપ સંસારમાં વ્યાપ્ત થયેલું છે अस्य तन्तवः-એનો પોતાની અંદર વિસ્તાર કરનાર अर्चन्तः-એની અર્ચના સ્તુતિ કરનાર दिवस्पदे-અમૃતધામ મોક્ષપદમાં व्यस्थिरन्-વિશેષ રૂપથી સ્થિર બની જાય છે-વિરાજમાન થઈ જાય છે. अस्य-आशवः-એની અંદર ઉપાસના દ્વારા સમગ્રરૂપથી શયન કરનારા ઉપાસકો पवितारम्-अवन्ति-તે પવિત્રકર્તા પરમાત્માને ભેટે છે. પુનઃ तेजसा दिवः पृष्ठम्-अधिरोहन्ति-અધ્યાત્મતેજથી અમૃતધામ મોક્ષના પ્રાપ્ત કરવા યોગ્ય પદ પર અધિષ્ઠિત થઈ જાય છે. (૨)

*ભાવાર્થ : કામ આદિ દોષો અને દુષ્ટોના દાહક, ઉપાસકોના પવિત્રકારક પરમાત્માનું સ્વરૂપ સંસારમાં વિસ્તારથી વ્યાપી રહ્યું છે, પરંતુ તેનો પોતાની અંદર વિસ્તાર કરનારા મનનશીલ ઉપાસકો એની અર્ચના, સ્તુતિ કરતાં અમૃતધામ મોક્ષપદમાં વિશેષરૂપ વિરાજમાન થઈ જાય છે; તથા એની અંદર ઉપાસના દ્વારા સમગ્રરૂપથી શયન કરનારા ઉપાસકો પવિત્રકર્તા પરમાત્મા નું આલિંગન કરે છે-ભેટે છે. પુનઃ*

*અધ્યાત્મતેજથી અમૃતધામ મોક્ષમાં પ્રાપ્તવ્ય પદ પર અધિષ્ઠિત થાય છે. (૨)*

**८७७. अरूरुचदुषसः पृश्निरग्रियः उक्षा मिमेति भुवनेषु वाजयुः ।**
**मायाविनो ममिरे अस्य मायया नृचक्षसः पितरो गर्भमा दधुः ॥ ३ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૯૬

## ખંડ-૬

### સૂક્ત-૧

**८७८. प्र मंहिष्ठाय गायत ऋताव्ने बृहते शुक्रशोचिषे । उपस्तुतासो अग्नये ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૦૭

**८७९. आ वंसते मघवा वीरवद्यशः समिद्धो द्युम्न्याहुतः ।**
**कुविन्नो अस्य सुमतिर्भवीयस्यच्छा वाजेभिरागमत् ॥ २ ॥**

પદાર્થ : **मघवा द्युम्नी-आहुतः समिद्धः**-વિવિધ ધનવાન યશસ્વી-યશ આપનાર સ્વાત્મામાં ઉપાસના દ્વારા સમગ્ર રૂપથી ગૃહિત તથા પ્રકાશિત થયેલ પરમાત્મા **वीरवत्-यशः-आवंसते**-આત્મબળ રૂપ યશ સમગ્ર રૂપથી આપે છે **अस्य सुमतिः**-એની કલ્યાણકારી મતિ-માન્યતા **नः**-અમારે માટે **कुवित्**-બહુ-જ **भवीयसी**-વધેલી છે **अस्य वाजेभिः-अच्छा-आगमत्**-એનો જે અમૃત અન્નભોગ છે તેના દ્વારા તે સારી રીતે આવે-પ્રાપ્ત થાય. (૨)

*ભાવાર્થ : વિવિધ ધનવાળા, પોતાની અંદર ધારણ કરેલાં, યશસ્વી પરમાત્મા આત્મબળયુક્ત યશને સમગ્ર રૂપથી પ્રદાન કરે છે. તેની કલ્યાણકારી મતિ-માન્યતા પણ અમારે માટે ખૂબજ વધેલી પ્રાપ્ત થાય છે. એ પોતાના અમૃતભોગોની સાથે પ્રાપ્ત થાય. (૨)*

### સૂક્ત-૨

**८८०. तं ते मदं गृणीमसि वृषणं पृक्षु सासहिम् ।**
**उ लोककृत्नुमद्रिवो हरिश्रियम् ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૩૮૭

**૮૮૧. येन ज्योतींष्यायवे मनवे च विवेदिथ ।**
**मन्दानो अस्य बर्हिषो वि राजसि ॥ २ ॥**

પદાર્થ : येन च-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! અને તું જે હર્ષપ્રદ સ્વરૂપથી मनवे-आयवे-મનનશીલ મનુષ્યને માટે ज्योतींषि विवेदिथ-જ્ઞાન જ્યોતિઓને જણાવે છે मन्दानः-સ્તુત કરવામાં આવતાં अस्य बर्हिषः-विराजसि-એ ઉપાસકનાં હૃદયાકાશમાં વિરાજમાન થાય છે. (૨)

*ભાવાર્થ : પરમાત્મા તું જે તારા હર્ષપ્રદ સ્વરૂપથી મનનશીલ મનુષ્યને જ્ઞાન જ્યોતિઓ જણાવે છે, જે હર્ષપ્રદ સ્વરૂપનાં કારણે સ્તુતિપાત્ર બનેલ એ મનનશીલ ઉપાસકનાં હૃદયાવકાશમાં સ્થાન પામે છે, તે હર્ષપ્રદ સ્વરૂપ પ્રશંસનીય છે. (૨)*

**૮૮૨. तदद्या चित्त उक्थिनोऽनु ष्टुवन्ति पूर्वथा ।**
**वृषपत्नीरपो जया दिवेदिवे ॥ ३ ॥**

પદાર્થ : अद्य चित्-આજે પણ पूर्वथा-પૂર્વની માફક પૂર્વ-સનાતનકાળથી પરંપરાગત ते-उक्थिनः-अनुष्टुवन्ति-તારા સ્તોતા નિરંતર સ્તુતિ કરે છે, તેથી તું હે ઐશ્વર્યવાન્ પરમાત્મન્ ! दिवे दिवे-પ્રતિદિન वृषपत्नीः-મન છે પતિ-પાલક જેનું अपः-કામનાઓને-પર जय-વિજય પ્રાપ્ત કરાવ. (૩)

*ભાવાર્થ : હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! પૂર્વકાળની સમાન પરંપરાગત આજે પણ તારા સ્તુતિકર્તા ઉપાસકો તારી નિરંતર પ્રતિદિન સ્તુતિ કરતાં આવ્યા છે, તું ઉપાસકોનાં મનમાં રહેનારી કામનાઓને જીત-તેને અસત્ થી સત્ તરફ લઈ જા. (૩)*

## સૂક્ત-3

**૮૮૩. श्रुधी हवं तिरश्च्या इन्द्र यस्त्वा सपर्यति ।**
**सुवीर्यस्य गोमतो रायस्पूर्धि महाँ असि ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૩૪૬

**૮૮૪. यस्त इन्द्र नवीयसीं गिरं मन्द्रामजीजनत् ।**
**चिकित्विन्मनसं धियं प्रत्नामृतस्य पिप्युषीम् ॥ २ ॥**

પદાર્થ : इन्द्र-ઐશ્વર્યવાન પરમાત્મન્ ! ते-તારા માટે यः-જે ઉપાસક नवीयसीं मन्द्रां गिरम्-अजीजनत्-અપૂર્વ પવિત્ર નમ્ર આનંદદાયક સ્તુતિ વાણીને પ્રસ્તુત કરે છે चिकित्विन्मनसम्-જ્ઞાન પ્રેરક મનથી યુક્ત प्रत्नाम्-શાશ્વત-નિર્મળ ऋतस्य पिप्युषीम्-સત્યથી પૂર્ણ-સત્ય પ્રસારિકા धियम्-બુદ્ધિને એના

માટે તું अजीजनः-ઉત્પન્ન કરે છે. (૨)

*ભાવાર્થ : પરમાત્માને માટે જે ઉપાસક અપૂર્વ, પવિત્ર, હર્ષકારી-આનંદદાયક સ્તુતિ રજુ કરે છે, તે ઉપાસકને માટે પરમાત્મા જ્ઞાનપ્રેરક મનથી યુક્ત શાશ્વત, સત્યપૂર્ણ બુદ્ધિ પ્રદાન કરે છે. (૨)*

**૮૮૫. तमु ष्टवाम यं गिर इन्द्रमुक्थ्यानि वावृधुः ।**
**पुरूण्यस्य पौंस्या सिषासन्तो वनामहे ॥ ३ ॥**

પદાર્થ : तम्-उ स्तवाम्-અમે ઉપાસકો એ ઈષ્ટદેવની સ્તુતિ કરીએ છીએ यम्-इन्द्रं गिरः-उक्थ्यानि वावृधुः-જે ઐશ્વર્યવાન પરમાત્માને સ્તુતિ પરક વાણીઓ વક્તવ્ય પ્રશસ્ત મંત્રવચન વધી-વધીને કથન કરે છે. अस्य-એના पुरूणि पौंस्या-અનેક પૌરુષકર્મો-સૃષ્ટિ રચના, ધારણ, જીવોનાં કર્મફળ પ્રદાન, મુમુક્ષુઓને મોક્ષપ્રદાન ઉપકાર કાર્યોને सिषासन्तः-ધારણ પાલન કરતાં ભજન बनामहे-કરીએ. (૩)

*ભાવાર્થ : અમે ઉપાસકો તે ઈષ્ટદેવ ઐશ્વર્યવાન્ પરમાત્માની સ્તુતિ કરીએ છીએ જેને સ્તુતિવાણીઓ અને પ્રશસ્ત વેદ વચન વધી-વધીને કથન કરે છે. એના અનેક પૌરુષકર્મો-સૃષ્ટિ રચના, ધારણ જીવોના કર્મફળ પ્રદાન, મુમુક્ષુઓને મોક્ષ પ્રદાન ઉપકાર કાર્યોને ધારણ પાલન કરતાં ભજન કરીએ. (૩)*

॥ इति चतुर्थोऽध्यायः, द्वितीयप्रपाठकश्च समाप्तः ॥

વિજ્ઞપ્તિ : પાંચમા અધ્યાયથી પ્રમાણભાગ ભાષ્યકારે ટિપ્પણીમાં આપેલ છે. આ અનુવાદમાં તે સંસ્કૃત પ્રમાણભાગ પ્રથમથી લીધેલા નથી જેથી તે ટિપ્પણીનો સમાવેશ કરેલ નથી.

બીજું પાંચમા અધ્યાયથી ભાવાર્થનો સમાવેશ ભાષ્યકાર દ્વારા પદાર્થમાં જ કરવામાં આવેલ હોવાથી ફરી પુનરુક્ત ન કરતાં ભાવાર્થ જુદો આપેલ નથી.

★ ★ ★

# अथ षष्ठः प्रपाठकः

## द्वितीयोऽर्ध

### ખંડ-૮

**૫૪૫. पुरोजिती वो अन्धसः सुताय मादयित्नवे ।**
**अप श्वानं श्नथिष्टन सखायो दीर्घजिह्व्यम्॥ १ ॥**

પદાર્થ : सखायः-હે ઉપાસક મિત્રો ! वः-તમે पुरोजिती-પુરઃ-સંઘર્ષ સંગ્રામથી પૂર્વેજ જિતીજય-અધિકાર જેનો છે તે પ્રથમથી સર્વ સ્વામી अन्धसः-અધ્યાનીય શાન્ત પરમાત્માના मादयित्वे सुताय-હર્ષજનક નિષ્પન્ન-સાક્ષાત્કાર કરવા યોગ્યને માટે दीर्घजिह्यम्-આયુ-જીવવું જ રસ-ભોગ જેનું લક્ષ્ય છે એવા श्वानम्-કૂતરાં સમાનને अपश्नथिष्टन-નષ્ટ કરો. (૧)

*ભાવાર્થ : ઉપાસક જનો ! તમે પ્રથમથી જ સંગ્રામની અપેક્ષા કરતાં સર્વના સ્વામી, સર્વવશી, સમગ્ર રૂપથી ધ્યાન કરવા યોગ્ય પરમાત્માના આનંદકારી સાક્ષાત્કારને માટે તમારી અંદરથી જીવવા માત્રને ભોગ બનાવનાર કૂતરાંની માફક કામભાવનો નાશ કરો. (૧)*

**૫૪૬. अयं पूषा रयिर्भगः सोमः पुनानो अर्षति ।**
**पतिर्विश्वस्य भूमनो व्यख्यद्रोदसी उभे ॥ २ ॥**

પદાર્થ : अयं सोमः-એ શાન્ત પરમાત્મા उभे रोदसी व्यख्यत्-દ્યુલોક અને પૃથિવીલોકની ઉપર નીચેની સીમાઓને પ્રસિદ્ધ કરે છે विश्वस्य-भूमनः पतिः-તેમાં થનાર જગતનો સ્વામી છે; તથા पूषा પોષક-પાલક रयिः-रयिमान्-ધનવાન-ભોગરૂપ ધનદાતા भगः-ભજનીય-આશ્રયસ્થાન पुनानः-अर्षसि-આત્માને નિર્મળ બનાવતો આવે છે. (૨)

*ભાવાર્થ : એ શાન્ત પરમાત્મા વિશ્વના દ્યુલોક અને પૃથિવીલોક રૂપ સીમાઓને પ્રસિદ્ધ કરે છે. તેમાં રહેનાર જગતનો સ્વામી છે; તથા સર્વનો પોષક, યથાયોગ્ય રક્ષક છે. તે મોક્ષધામનો દાતા છે, આશ્રયસ્થાન અને પવિત્રકર્તા છે. (૨)*

**૫૪૭. सुतासो मधुमत्तमाः सोमा इन्द्राय मन्दिनः ।**
**पवित्रवन्तो अक्षरन्देवान्गच्छन्तु वो मदाः ॥ ३ ॥**

પદાર્થ : सुतासः-નિષ્પાદિત-સાક્ષાત્ કરેલ मधुमत्तमाः-અત્યંત મધુર मन्दिनः-હર્ષપૂર્ણ सोमासः-શાન્ત સ્વરૂપ પરમાત્મા इन्द्राय-ઉપાસક આત્માને માટે पवित्रवन्तः-હૃદયસ્થ પ્રાણાપાન વાળો अक्षरन्-

આનંદ ધારા રૂપમાં પ્રાપ્ત થઈ રહ્યો છે, એ રીતે वः-તારો मदाः-હર્ષ પ્રવાહ देवान् गच्छन्तु-ઈન્દ્રિયોને પ્રાપ્ત થાય. (૩)

*ભાવાર્થ : સાક્ષાત્ કરેલ, અત્યંત મધુર, હર્ષપૂર્ણ, શાન્ત સ્વરૂપ પરમાત્મા ઉપાસકના આત્મા માટે હૃદયસ્થ પ્રાણાપાનવાળો આનંદધારામાં પ્રાપ્ત થઈ રહ્યો છે. એ રીતે પરમાત્મન્ ! તારો હર્ષ પ્રવાહ ઈન્દ્રિયોને પણ પ્રાપ્ત થઈ રહ્યો છે. (૩)*

**૫૪૮. सोमाः पवन्त इन्दवोऽस्मभ्यं गातुवित्तमाः ।**
**मित्राः स्वाना अरेपसः स्वाध्यः स्वर्विदः ॥४॥**

પદાર્થ : गातुवित्तमाः-ગમન-જ્ઞાનને અત્યંત પ્રાપ્ત કરાવનાર अरेपसः-અનવદ્ય વચનવાળા યથાર્થ વક્તા स्वाध्यः-સારી રીતે સમગ્રરૂપથી ધ્યાન કરવા યોગ્ય स्वर्विदः-સુખ-મોક્ષસુખને પ્રાપ્ત કરાવનાર मित्रः-પ્રેરક સ્નેહી इन्दवः-અધ્યાત્મરસપૂર્ણ सोमाः-શાન્ત સ્વરૂપ પરમાત્મા अस्मभ्यम्-અમારે માટે पवन्ते-આનંદધારામાં પ્રાપ્ત થાય છે. (૪)

*ભાવાર્થ : અત્યંત જ્ઞાન પ્રાપ્ત કરાવનાર, અયુક્તવચન રહિત, યથાર્થવક્તા, સમ્યક્ સર્વથા ધ્યાન કરવા યોગ્ય, મોક્ષ સુખ પ્રાપક, પ્રેરક, સ્નેહી, અધ્યાત્મરસ ભરેલ પરમાત્મા અમારે માટે આનંદધારામાં પ્રાપ્ત થાય છે. (૪)*

**૫૪૯. अभी नो वाजसातमं रयिमर्ष शतस्पृहम् ।**
**इन्दो सहस्रभर्णसं तुविद्युम्नं विभासहम् ॥५॥**

પદાર્થ : इन्दो-હે અધ્યાત્મરસપૂર્ણ પરમાત્મન્ ! તું नः-અમારા પ્રતિ वाजसातमम्-અત્યંત બળ સંભાજક, शतस्पृहम्-અત્યંત સ્પૃહણીય, सहस्रभर्णसम्-બહુજ ભરણકર્તા, तुविद्युम्नम्-બહુજ યશસ્કર, विभासहम्-મોટા-મહાન પ્રકાશને પ્રસહનકર્તા-અકિંચિત્ કરનાર, रयिम्-મોક્ષૈશ્વર્યને अभि-अर्ष-પ્રેરિત કર. (૫)

*ભાવાર્થ : હે અધ્યાત્મરસની વર્ષા કરનાર પરમાત્મન્ ! તું અમારી તરફ અત્યંત બળસંભાજક, બહુજ ભરણકર્તા, ખૂબજ યશસ્કર, અતિ પ્રકાશકને પણ સહન કરનાર-સ્વાધીન રાખનાર મોક્ષ ઐશ્વર્યને પ્રેરિત કર. (૫)*

**૫૫૦. अभी नवन्ते अद्रुहः प्रियमिन्द्रस्य काम्यम् ।**
**वत्सं न पूर्व आयुनि जातं रिहन्ति मातरः ॥६॥**

પદાર્થ : मातरः-માતાઓ जातं वत्सं न-જેમ ઉત્પન્ન પુત્રને पूर्वे-आयुनि-પ્રથમ આયુમાં-બાળપણમાં रिहन्ति-ચૂમે છે અથવા સ્નેહ સ્વાગત કરે છે, તેમ इन्द्रस्य-ઈન્દ્રિયોના સ્વામી આત્માને प्रियं काम्यम्-

પ્રિય કમનીય સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માને अद्रुहः-તેનાથી દ્રોહ ન કરનાર પરન્તુ સ્નેહ કરનારા ઉપાસકજનો अभिनवन्त-તેની તરફ અભિગમન કરે છે આકર્ષિત થાય છે. (૬)

*ભાવાર્થ : જેમ માતાઓ ઉત્પન્ન પુત્રને બાળપણમાં ચૂમે છે અથવા સ્નેહ સ્વાગત કરે છે, તેમજ આત્માને પ્રિય કમનીય પરમાત્માને સ્નેહ કરનારા ઉપાસકજનો તેની તરફ આકર્ષિત થાય છે, આલિંગન કરે છે-ભેટે છે. (૬)*

**૫૫૧. आ हर्यताय धृष्णवे धनुष्टन्वन्ति पौंस्यम् ।**
**शुक्रा वि यन्त्यसुराय निर्णिजे विपामग्रे महीयुवः ॥ ७ ॥**

પદાર્થ : विपाम् अग्रे-મેધાવી જનોની આગળ રહેનાર, शुक्राः-શુદ્ધ નિષ્પાપ महीयुवः-મહાન મોહ પદવીને ચાહનાર મુમુક્ષુજન धृष्णवे-પાપભાવને દૂર કરનાર, हर्यताय-કમનીય પરમાત્માને માટે-તેનો આનંદ પ્રાપ્ત કરવા માટે पौंस्यं धनुः-आतन्वन्ति-પૌરુષ-બળયુક્ત असुराय निर्णिजे-પ્રાણદાતા શુદ્ધ સ્વરૂપમાં લાવનાર શાન્ત પરમાત્માને માટે वियन्ति-વિશેષ યાચના પ્રાર્થના કરીએ છીએ. (૭)

*ભાવાર્થ : મોક્ષ પદવીના મુમુક્ષુ ઉપાસકજનોના પાપભાવોને ધર્ષિ = નષ્ટ અર્થાત્ દૂર કરનાર, કમનીય, શાન્ત પરમાત્માની પ્રાપ્તિને માટે-તેનો આનંદ રસ પ્રાપ્ત કરવા માટે પ્રણવ-'ओ३म्' નામક બળવાન બલિષ્ઠ ધનુષ્યને-ઓમ્ જપને સમગ્રરૂપથી અર્થભાવનની સાથે ખેંચે છે. પ્રાણપ્રદ નિજ શુદ્ધ સ્વરૂપમાં લાવનાર પરમાત્માને માટે વિશેષ પ્રાર્થના કરીએ છીએ. (૭)*

**૫૫૨. परि त्यं हर्यतं हरिं बभ्रुं पुनन्ति वारेण ।**
**यो देवान्विश्वाँ इत्परि मदेन सह गच्छति ॥ ८ ॥**

પદાર્થ : त्यं हर्यतं हरिं बभ्रुम्-તે કમનીય દુઃખાપહરણકર્તા સુખાહરણકર્તા સોમ-શાંત પરમાત્માને वारेण पुनन्ति-વરણ કરવાના સાધન મનથી સંસ્કૃત કરે છે यः-કે જે मदेन सह-આપણા હર્ષ-આનંદની સાથે विश्वान् देवान्-સર્વ ઇન્દ્રિયોને इत्-જ परिगच्छति-પરિપ્રાપ્ત થાય છે. (૮)

*ભાવાર્થ : ઉપાસકજન એ કામના યોગ્ય દુઃખાપહરણકર્તા સુખાહરણકર્તા શાંત સ્વરૂપ પરમાત્માને વરણ સાધન-મનથી સંસ્કૃત કરતાં-નિશ્ચય કરીને સ્વીકારે છે. જે સમસ્ત ઇન્દ્રિયોને આપણા આનંદથી પરિપ્રાપ્ત થાય છે. (૮)*

**૫૫૩. प्र सुन्वानायान्धसो मर्तो न वष्ट तद्वचः ।**
**अप श्वानमराधसं हता मखं न भृगवः ॥ ९ ॥**

પદાર્થ : अन्धसः-આધ્યાનીય-આરાધનીય શાન્ત સ્વરૂપ પરમાત્માને प्रसुन्वानाय-પ્રસિદ્ધ કરવા-સાક્ષાત્ કરનાર મુમુક્ષુના तद्वचः-પરમાત્મા વિષયક વચન मर्त्तः-જે મનુષ્ય न वष्ट-ચાહતો નથી પરન્તુ નિંદક નાસ્તિક ભાવથી અનાદર કરે છે. अराधसं-श्वानम्-अपहत-તે રાધના-ઉપાસના ન કરનાર પણ કૃતઘ્ન અથવા કૂતરાની સમાન કામ ભાવને નષ્ટ કરે मखं न भृगवः-જ્ઞાનાગ્નિથી જાજલ્યમાન આત્મા જેના છે એવા જ્ઞાનીજનો मख-જ્ઞાન રહિત ગતિ કર્મને જેમ દૂર કરે છે-તેમ કરે. (૯)

*ભાવાર્થ : આધ્યાનીય-આરાધનીય શાન્ત પરમાત્માનો સાક્ષાત્ કરનારા મુમુક્ષુ ઉપાસકોના પરમાત્મા સંબંધી ઉપદેશને જે સાંભળવા ઈચ્છતો નથી, પરન્તુ વિરોધ કરે છે, તે એવા નાસ્તિક અને કામી અથવા કામભાવને કૂતરાની માફક દૂર કરી દે. જેમ જ્ઞાનીજનો જ્ઞાનહીન કર્મને પોતાનાથી દૂર કરી દે છે. (૯)*

## ખંડ-૯

### ૫૫૪. अभि प्रियाणि पवते चनोहितो नामानि यह्वो अधि येषु वर्धते। आ सूर्यस्य बृहतो बृहन्नधि रथं विष्वञ्चमरुहद् विचक्षणः॥ १॥

પદાર્થ : चनः-हितः-અન્નો-ભોજ્ય પદાર્થોમાં નિતાન્ત હિતકર અથવા નિતાન્ત હિતકર ભોગવવા યોગ્ય મધુર પદાર્થ સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા આધ્યાત્મિક અન્ન છે प्रियाणि नामानि-अभि पवते-જે પોતાના ओ३म्, भू આદિ પ્રિય નામોને લક્ષ્ય કરીને ઉપાસકની તરફ આનંદધારા રૂપમાં પ્રાપ્ત થાય છે. 'નામ પદાર્થના સ્વરૂપને નમાવતા-જણાવનાર થાય છે.' (નિરુક્ત) येषु यह्वः-अधिवर्धते-જે નામોમાં મહાગુણવાળા પરમાત્મા ઉપાસના દ્વારા પ્રવૃદ્ધ થાય છે-સાક્ષાત્ થાય છે बृहन् विचक्षणः-વિશેષ સાક્ષાત્ કરનાર જીવન્મુક્ત મહાન ઉપાસક बृहतः सूर्यस्य-મહાન પ્રકાશમાન અને સરણીય પ્રાપ્તવ્ય પરમાત્મામાં विश्वञ्चं रथम्-સર્વત્ર વિદ્યમાન આનંદરસધામમાં आसहत्-આરોહણ કરે છે-અધિષ્ઠિત થાય છે. (૧)

*ભાવાર્થ : ઉપાસકના હિતકર સેવનીય સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા છે, તે આધ્યાત્મિક અન્ન હોવાથી નિતાન્તર હિતકર છે, ભૌતિક અન્ન તો હિતકર અને અહિતકર પણ હોય છે, પરન્તુ આધ્યાત્મિક અન્ન-પરમાત્મા તો અમૃત છે. જે પોતાના સ્વરૂપને ઉપાસકની તરફ નમાવનાર-સાક્ષાત્ કરાવનાર ओ३म्, भू વગેરે નામો દ્વારા ઉપાસકને આનંદધારામાં પ્રાપ્ત થાય છે, જેના નામોમાં મહાગુણવાન પરમાત્માનું સ્વરૂપ રહેલ છે, તેના અનુસાર સાક્ષાત્ થાય છે. તે મહાન પ્રકાશમાન પ્રાપ્ત કરવા યોગ્ય પરમાત્મા મહાન વિશેષ દ્રષ્ટા જીવન્મુક્ત દ્વારા યથાર્થ સાક્ષાત્ થાય છે, સર્વગત આનંદરસધામમાં રહેલ છે. (૧)*

### ૫૫૫. अचोदसो नो धन्वन्त्विन्दवः प्र स्वानासो बृहद् देवेषु हरयः। वि चिदश्नाना इषयो अरातयोऽर्यो नः सन्तु सनिषन्तु नो धियः॥ २॥

પદાર્થ : हरयः-इन्दवः-દુઃખહર્તા, સુખકર્તા આનંદરસ પૂર્ણ સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા अचोदसः-સ્વેચ્છાથી પ્રેરિત કૃપાળુ બનીને स्वानासः-નિષ્પન્ન સાક્ષાત્ થઈને नः-અમને મુમુક્ષુઓને बृहददेवेषु-

મહાન દેવો-જીવન્મુક્તોમાં प्र धन्वन्तु-પહોંચાડે-જીવન્મુક્ત બનાવે चित्-પરન્તુ नः-અમારા अश्नानाः-ભોગનારા इषयः-એષણાઓ ઈચ્છાભાવ अरातयः-સુખ ન આપનાર પણ દુઃખ દેનાર अर्यः-અરિ-શત્રુરૂપ विसन्तु-વિગત બની જાય-દૂર થઈ જાય नः-અમને धियः-ધ્યાન પ્રજ્ઞાઓ सनिषन्तु-સંભજતી રહે-સમ્યક્ નિરંતર પ્રાપ્ત થતી રહે. (૨)

*ભાવાર્થ : દુઃખહર્તા, સુખકર્તા, આનંદરસ ભરેલ સ્વેચ્છાથી પ્રેરિત કૃપાળુ પરમાત્મા સાક્ષાત્ થઈને અમને મુમુક્ષુ ઉપાસકોને શ્રેષ્ઠ દેવો-જીવન્મુક્તોમાં પહોંચાડી દે—જીવન મુક્ત બનાવી દે, પરંતુ અમારા ભોગનારા એષણાઓ-દુઃખ આપનાર ઈચ્છાભાવ અને દુઃખ આપનાર શત્રુજન દૂર થઈ જાય; અને અમને ધ્યાન પ્રજ્ઞાઓ સદા ભજતી રહે, નિરંતર ચાલતી રહે. (૨)*

## ૫૫૬. एष प्र कोशे मधुमाँ अचिक्रददिन्द्रस्य वज्रो वपुषो वपुष्टमः।
## अभ्यृ३तस्य सुदुघा घृतश्चुतो वाश्रा अर्षन्ति पयसा च धेनवः॥ ३॥

પદાર્થ : एषः-એ मधुमान्-મધુમાન્-મધુર શાંતસ્વરૂપ પરમાત્મા कोशे-હૃદયકોષ્ઠમાં प्र-अचिक्रदत्-પ્રકૃષ્ટ કથન-આંતરિક પ્રવચન કરે છે इन्द्रस्य-ઉપાસક આત્માને वज्रः-પાપથી છોડાવનાર ઓજ છે वपुषः-वपुष्टमः-બીજ વાવનાર ઉત્પાદક આત્માનું પ્રશસ્ત બીજ વાવનાર ઉત્પાદક છે. ऋतस्य-તે અમૃત સ્વરૂપ પરમાત્માની सुदुघः-સારી રીતે દોહન યોગ્ય घृतश्चुतः-તેજ ચુવવાવાળી આનંદધારાઓ अभिअर्षन्ति-પ્રાપ્ત થાય છે पयसा च वाश्राः-धेनवः-જેમ દૂઝણી ગાયો ભાંભરતી, શબ્દ કરતી દૂધ આપવાના કારણથી પ્રાપ્ત થાય છે. (૩)

*ભાવાર્થ : એ મધુર શાન્ત સ્વરૂપ પરમાત્મા હૃદયકોષ્ઠમાં પ્રવચન કરતાં પ્રાપ્ત થાય છે, ઉપાસકને પાપથી બચાવનાર ઓજ અધ્યાત્મ બળપ્રદ અને પિતાનો પણ પિતા પરમ પિતા છે. એ અમૃત સ્વરૂપની સારી રીતે દોહવાવાળી અમૃતધારાઓ તેજને ચુવાવીને પ્રાપ્ત થાય છે, જેમ દૂધ આપવાના કારણે ભાંભરતી ગાયો પ્રાપ્ત થાય છે. (૩)*

## ૫૫૭. प्रो अयासीदिन्दुरिन्द्रस्य निष्कृतं सखा सख्युर्न प्र मिनाति सङ्गिरम्।
## मर्यइव युवतिभिः समर्षति सोमः कलशे शतयामना पथा॥ ४॥

પદાર્થ : इन्दुः-सोमः-રસવાન શાન્ત સ્વરૂપ પરમાત્મા सखा-સમાન ખ્યાન-સમાનધર્મી મિત્ર इन्द्रस्य सख्युः-સમાનધર્મી મિત્ર ઉપાસક આત્માનાં निष्कृतम्-સંસ્કૃત-વાસના રહિત અન્તઃકરણને उ-અવશ્ય प्र-अयासीत्-પ્રાપ્ત થાય છે सङ्गिरं-न प्रमिनाति-સંગવાળા સ્થાન-હૃદયનો નાશ કરતો નથી. પરન્તુ कलशे-તે કલકલ શબ્દ શયનવાળા સ્થાનમાં शतयामना पथा समर्षति-અત્યંત ગતિક્રમવાળા માર્ગથી પ્રાપ્ત થાય છે मर्यः-इव युवतिभिः-જેમ ગૃહસ્થજન સહયોગિની મહિલાથી ગૃહસ્થાશ્રમમાં પ્રસિદ્ધ થાય છે. (૪)

*ભાવાર્થ : રસીલા-રસવાન શાન્ત સ્વરૂપ પરમાત્મા આત્માના સમાનધર્મી મિત્ર આત્માનાં શુદ્ધ અન્તઃકરણમાં અવશ્ય પ્રાપ્ત થાય છે. તે સંગવાળા સ્થાન હૃદયનો નાશ કરતો નથી, પરન્તુ તે કલકલ*

*શબ્દશયન સ્થાન હૃદયમાં અત્યંત ગતિક્રમવાળા માર્ગ-યોગાભ્યાસથી પ્રાપ્ત થાય છે; જેમ ગૃહસ્થજન સાથે રહેનારી મહિલાઓ-પત્ની, બેન, પુત્રીઓની સાથે ગૃહસ્થાશ્રમમાં પ્રસિદ્ધ થાય છે. (૪)*

**૫૫૮. धर्ता दिवः पवते कृत्व्यो रसो दक्षो देवानामनुमाद्यो नृभिः।**
**हरिः सृजानो अत्यो न सत्वभिर्वृथा पाजांसि कृणुषे नदीष्वा॥ ५॥**

પદાર્થ : हरिः-દુઃખહર્તા સુખદાતા સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા दिवः-धर्ता-અમૃતધામ મોક્ષના ધારક कृत्व्यः-ઉપાસના દ્વારા સાક્ષાત્ કર્તવ્ય रसः-ઉપાસકોના રસરૂપ देवानां दक्षः-મુમુક્ષુઓનો પ્રાણ છે. नृभिः-જીવન્મુક્તો દ્વારા अनुमाद्यः-અનુમોદનીય-અનુહર્ષિત કરવા યોગ્ય सत्त्वभिः-सृजानः-આસ્તિકજનો દ્વારા હૃદયમાં સંસૃષ્ટ કરેલ-ઉપાસિત કરેલ अत्यः-न वृथा पाजांसि-कृणुषे-નિરંતર ગતિશીલ ઘોડાઓની સમાન સ્વભાવતઃ બળકારી કાર્ય સારી રીતે કરે છે. नदीषु-आपवते-સ્તુતિ શબ્દ કરનારી માનવ પ્રજાઓમાં પ્રાપ્ત થાય છે. (૫)

*ભાવાર્થ : દુઃખહર્તા, સુખદાતા, અમૃતધામના ધારક પરમાત્મા, ઉપાસના દ્વારા સાક્ષાત્કરણીય, રસરૂપ, પ્રાણસ્વરૂપ જીવન્મુક્તો દ્વારા અનુકર્ષણીય, આસ્તિકજનો દ્વારા હૃદયમાં સંસૃષ્ટ કરેલ, નિરંતર ગતિશીલ ઘોડાઓની સમાન સ્વાભાવિક બળકારી કાર્ય કરે છે, સ્તુતિ દ્વારા શબ્દ કરનારી માનવ પ્રજાઓમાં પ્રાપ્ત થાય છે. (૫)*

**૫૫૯. वृषा मतीनां पवते विचक्षणः सोमो अह्नां प्रतरीतोषसां दिवः।**
**प्राणा सिन्धूनां कलशाँ अचिक्रददिन्द्रस्य हार्द्याविशन्मनीषिभिः॥ ६॥**

પદાર્થ : विचक्षणः सोमः-સર્વ દ્રષ્ટા શાન્ત સ્વરૂપ પરમાત્મા मतीनां वृषा-અર્ચના કરનારા ઉપાસકોનાં સુખવર્ષક अह्नाम्-उषसां दिवः प्रतरीता-દિવસો સૂર્ય વેળાઓ સૂર્યોના પ્રવર્ધયિતા પ્રવર્તયિતા पवते-પ્રાપ્ત થાય છે. सिन्धूनाम्-શરીરમાં સ્યંદમાન-વહેતી અથવા સ્રવણ કરતી અથવા સ્રવિત થતી શરીરને બાંધનારી નાડીઓના प्राणा-પ્રાણ પ્રકૃષ્ટ જીવનરસપ્રદાતા પરમાત્મા इन्द्रस्य कलशान्-अचिक्रदत्-આત્માના કલકલ શબ્દ શયન નાડી સંગમોની રચના માટે પ્રાપ્ત થાય છે. मनीषिभिः-બ્રહ્મજ્ઞાનીઓનાં हृदि-आविशन्-હૃદયસ્થાનમાં આવિષ્ટ થઈ જાય છે. (૬)

*ભાવાર્થ : સર્વદૃષ્ટા શાન્તસ્વરૂપ પરમાત્મા સ્તુતિકર્તા ઉપાસકોના કામવર્ષક-કામના પૂરક છે. જીવનની પ્રભાત વેળાઓ, દિવસો, સૂર્યદર્શનને પ્રવૃદ્ધ કરનાર છે, શરીરમાં વૃદ્ધિકારક અને ચાલનારા શરીરને બાંધનારી પ્રાણનાડીઓના પ્રાણ સ્વરૂપ જીવનપ્રદ છે, આત્માને અધીન કલકલ શબ્દવાળા નાડી સંગમોને પ્રાપ્ત થયેલા મનસ્વી ઋષિઓનાં હૃદયમાં સદા સાક્ષાત્ રહે છે. (૬)*

**५६०. त्रिरस्मै सप्त धेनवो दुदुह्रिरे सत्यामाशिरं परमे व्योमनि।**
**चत्वार्यन्या भुवनानि निर्णिजे चारूणि चक्रे यदृतैरवर्धत॥ ७॥**

પદાર્થ : परमे व्योमन्-શ્રેષ્ઠ હૃદય અવકાશમાં પ્રાપ્ત થવાને માટે अस्मै-એ સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માને માટે सप्त धेनवः-સાત ગાયત્રિ આદિ છંદોમયી વાણીઓ त्रिः-સ્તુતિ, પ્રાર્થના, ઉપાસના ત્રણેયમાં આવૃત થઈને सत्याम्-आशिरम्-સત્ય આશ્રયરૂપ ચિતિ-આત્મશક્તિને दुदुह्रिरे દોહે છે-સમર્પિત કરે છે. चत्वारि-चारूणि-अन्या भुवनानि-ચાર જ્ઞાનનાં સાધન-મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર સુંદર જ્ઞાન સાધન અનનીય માનવ જીવનના ઉપયોગી ઈચ્છાદિ ભાવનાપૂર્ણ અન્તઃકરણોને निर्णिजे-શુદ્ધ કરવા-નિર્દોષ-ગુણયુક્ત કરવાને માટે चक्रे-બનાવે છે यत्-જે ऋतैः अवर्धत-એ રીતે સદાચરણથી વધારે છે-સાક્ષાત્ થાય છે. (૭)

*ભાવાર્થ : સત્વગુણપૂર્ણ હૃદયાવકાશમાં પ્રાપ્તિને શાંત સ્વરૂપ પરમાત્માને માટે સાત ગાયત્રી આદિ છંદોમય વાણીઓ, સ્તુતિ, પ્રાર્થના, ઉપાસના ક્રમોમાં આવેલી ચિત્તિ શક્તિ-આત્માને સમર્પિત કરે છે; તથા ઈચ્છાદિ ભાવના પૂર્ણ અન્તઃકરણને શુદ્ધ કરે છે-ઉપાસકની અંદર સાક્ષાત્ થાય છે. (૭)*

**५६१. इन्द्राय सोम सुषुतः परि स्त्रवापामीवा भवतु रक्षसा सह।**
**मा ते रसस्य मत्सत द्वयाविनो द्रविणस्वन्त इह सन्त्विन्दवः॥ ८॥**

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું इन्द्राय-આત્માને માટે सुषुतः-સારી રીતે નિષ્પન્ન-સાક્ષાત્ બનીને परिस्त्रव-આનંદરૂપમાં સ્રવિત થા रक्षसा सह-अमीवा-अपभवतु-મોહ, શોક, માનવદોષને સહિત રોગી કરનાર કામવાસના આદિ માનસ રોગ દૂર થાય ते रसस्य-તારા અધ્યાત્મરસના અંશના द्वयाविनः-બે વૃત્તિવાળાઓ અંદર જુદું અને બહાર જુદું એવા બે રૂપોવાળા કપટીજન मा मत्सत-આનંદ લઈ શકતા નથી, તેથી દ્વિધા ન રાખીએ-માયાવી, કપટી ન બનીએ इह-इन्दवः-द्रविणस्वन्तः सन्तु-આ જીવનમાં રસવાન પરમાત્મા અધ્યાત્મબળવાળા અધ્યાત્મબળપ્રદ બને.

*ભાવાર્થ : હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું ઉપાસક આત્માને માટે સાક્ષાત્ થઈને આનંદ રૂપમાં સ્રવિત થા, મોહ, શોક આદિ માનસદોષની સાથે રોગી બનાવનાર કામવાસના આદિ માનસરોગ દૂર થાય, તારા અધ્યાત્મરસનો અંશ પણ અંદર જુદું, બહાર જુદું એવી દ્વિધાવૃત્તિવાળા માયાવી કપટીજન આનંદ પ્રાપ્ત કરી શકતા નથી, તેથી અમે કપટ-છળ રહિત બનીને નિરંતર સાક્ષાત્ કરીએ. (૮)*

**५६२. असावि सोमो अरुषो वृषा हरी राजेव दस्मो अभि गा अचिक्रदत्।**
**पुनानो वारमत्येष्यव्ययं श्येनो न योनिं घृतवन्तमासदत्॥ ९॥**

પદાર્થ : सोमः-શાન્ત સ્વરૂપ પરમાત્મા अरुषः-આરોચમાન-પ્રકાશમાન રૂપમાં असावि-સાક્ષાત્ થયેલ वृषा हरिः-કામનાવર્ષક, દુઃખહર્તા, સુખદાતા राजा-इव-दस्मः-રાજાની સમાન દર્શનીય गाः-अभि-

अचिक्रदत्-સ્તુતિઓને લક્ષ્ય કરીને-સ્તુતિઓ અનુસાર પ્રવચન કરે છે पुनानः-अव्ययं वारम्-अत्येषि-સ્તુતિઓ દ્વારા પ્રેરિત થયેલ આત્માનાં રક્ષણરૂપ આવરક શરીરને પાર કરીને-ટપીને અંદર આત્મામાં પ્રાપ્ત થાય છે श्येनः-न घृतवन्तं योनिम्-आसदत्-પ્રશંસનીય ગતિવાળા બાજ-બાજ પક્ષીની સમાન તેજોયુક્ત-આત્માવાળા-આત્મગૃહ હૃદયને પ્રાપ્ત થઈ જાય છે. (૯)

*ભાવાર્થ : શાન્ત સ્વરૂપ પરમાત્મા પ્રકાશમાન, કામનાઓની વર્ષા કરનાર, દુઃખહર્તા, સુખદાતાના રૂપમાં સાક્ષાત્ થાય છે, રાજાની સમાન દર્શનીય છે, સ્તુતિઓની અનુસાર પ્રવચન કરે છે, સ્તુતિઓ દ્વારા પ્રેરિત થઈને શરીર આવરકને પાર કરીને અંદર આત્મામાં પ્રાપ્ત થાય છે, આ રીતે પ્રશંસનીય ગતિવાળા બાજ પક્ષીની સમાન આત્માથી યુક્ત હૃદય પ્રદેશમાં પ્રાપ્ત થાય છે. (૯)*

## ૫૬૩. प्र देवमच्छा मधुमन्त इन्दवोऽसिष्यदन्त गाव आ न धेनवः। बर्हिषदो वचनावन्त ऊधभिः परिस्रुतमुस्रिया निर्णिजं धिरे॥ १०॥

પદાર્થ : मधुमन्तः इन्दवः-મધુર રસયુક્ત, આનંદસ્વરૂપ પરમાત્મા देवम्-अच्छा-ઈન્દ્રિય દેવોના અધિરાજ ઈન્દ્ર-આત્માને લક્ષ્ય કરીને અથવા મનને લક્ષ્ય કરીને प्र-आ-असिष्यन्दतः-પ્રકૃષ્ટ અને સમગ્ર પૂર્ણ રૂપથી સ્રવિત થાય છે धेनवः-गावः-न-દુઝણી ગાયોની સમાન, જેમ ગાયો વાછરડાઓને લક્ષ્ય કરીને દૂધ રૂપ સ્વરસ સ્રવિત કરે છે અને જ્યારે बर्हिषदः-वचनवन्तः-હૃદયાવકાશમાં પ્રાપ્ત થઈને પ્રવચન કરતા રહે છે, ત્યારે उस्रियाः-ऊधभिः-ગાયો જેમ દુગ્ધાધાર સ્થળોથી તથા परिस्रुतं निर्णिजं धिरे-ધારા રૂપમાં સ્રવિત શુદ્ધ દૂધને ધારણ કરે છે, તે પણ એમ શુદ્ધ આનંદરસને ધારણ કરે છે. (૧૦)

*ભાવાર્થ : મધુર રસયુક્ત, આનંદસ્વરૂપ પરમાત્મા મન અથવા આત્માને લક્ષ્ય કરીને પ્રબળ અને સમગ્ર પૂર્ણરૂપથી સ્રવિત થાય છે, હૃદયાવકાશમાં બિરાજમાન થઈને, પ્રવચન પ્રપૂર્ણ બનીને પ્રવચનામૃત પ્રદાન કરે છે. દુઝણી ગાયોની સમાન, જેમ ગાયોની ગમાણ-ગૌશાળામાં વાછરડાઓ પ્રત્યે નિર્મળ દૂધને આંચળોથી ગાયો સ્રવિત કરે છે. (૧૦)*

## ૫૬૪. अञ्जते व्यञ्जते समञ्जते क्रतुं रिहन्ति मध्वाभ्यञ्जते। सिन्धोरुच्छ्वासे पतयन्तमुक्षणं हिरण्यपावाः पशुमप्सु गृभ्णते॥ ११॥

પદાર્થ : हिरण्यपावाः-આત્મભાવથી પહોંચવા પ્રાપ્ત કરનાર ઉપાસકજન क्रतुम्-પ્રશસ્ત કર્મ પ્રજ્ઞાન વાળા તથા પ્રશસ્ત યજ્ઞ-અધ્યાત્મયજ્ઞના આધાર સોમ-શાન્ત પરમાત્માને अञ्जते-મનમાં નિશ્ચિત કરે છે व्यञ्जते-નિદિધ્યાસિત કરે છે समञ्जते-સાક્ષાત્ કરે છે मध्वा-अभ्यञ्जते-આત્મસમર્પણથી અભિમુખ કરે છે सिन्धो-સ્યંદનશીલ પ્રાણવાન હૃદયના उच्छ्वासे-ઉચ્છવાસ સ્થાન-અવકાશમાં पतन्तम्-પ્રાપ્ત થઈને उक्षणम्-અમૃતરસ સિંચનાર, पशुम्-સર્વદષ્ટા પરમાત્માને अप्सु गृभ्णते-શ્રદ્ધા ભાવોમાં ગ્રહણ કરે છે. (૧૧)

*ભાવાર્થ : આત્મભાવમાં પહોંચનાર ઉપાસકજન પ્રશસ્તકર્મ, પ્રજ્ઞાનના ભંડાર અને અધ્યાત્મયજ્ઞના*

*આધાર શાન્ત પરમાત્માનું મનન, નિદિધ્યાસન અને સાક્ષાત્કાર કરે છે; તથા આત્મસમર્પણથી તેને પોતાની તરફ આકર્ષિત કરે છે. પોતાના આત્માથી સમ્પૃક્ત કરીને તેનો અમૃતરસ લે છે. હૃદયને સિંચનારને આત્મભાવોથી ગ્રહણ કરે છે. (૧૧)*

**૫૬૫. पवित्रं ते विततं ब्रह्मणस्पते प्रभुर्गात्राणि पर्येषि विश्वतः।**
**अतप्ततनूर्न तदामो अश्नुते शृतास इद् वहन्तः सं तदाशत॥१२॥**

પદાર્થ : ब्रह्मस्पते-હે અમૃત આનંદના સ્વામિન્ ! પરમાત્મન્ ! ते-તારો पवित्रम्-પવિત્ર કરનારો આનંદરસ विततम्-ઉપાસકની અંદર વ્યાપી રહ્યો છે प्रभुः-પ્રભાવકારી બનીને गात्राणि सवर्तः पर्येषि-ઉપાસકના અંગોમાં સર્વત્ર પ્રાપ્ત થઈ રહ્યો છે. अतप्ततनूः-અસંયત દેહવાળા आमः-કાચો-માનસરોગી तत्-न-अश्नुते-તે અમૃત આનંદરસને પ્રાપ્ત કરી શકતો નથી श्रृतासः-इत्-वहन्तः-પાકો-સંયમીજન જ વહન કરતાં तत् समाशत-તેને સારી રીતે ભોગવે છે. (૧૨)

*ભાવાર્થ : હે અમૃતાનંદ રસના સ્વામી પરમાત્મદેવ ! તારો પવિત્ર-નિર્દોષ કરનાર અમૃતાનંદરસ ઉપાસકની અંદર વ્યાપે છે, એ રીતે તું પ્રભાવકારી બનીને ઉપાસકની અંદર મન આદિ અંગોમાં પરિપ્રાપ્ત થઈ રહ્યો છે, અસંયમી માનસરોગી કાચો મનુષ્ય તારા અમૃતાનંદરસને પ્રાપ્ત કરી શકતો નથી, પરન્તુ પાકો સંયમીજન જ વહન કરતાં તેને સારી રીતે ભોગવી શકે છે. (૧૨)*

## ખંડ-૧૦

**૫૬૬. इन्द्रमच्छ सुता इमे वृषणं यन्तु हरयः ।**
**श्रुष्टे जातास इन्दवः स्वर्विदः ॥१॥**

પદાર્થ : इमे-એ सुताः-નિષ્પન્ન-સાક્ષાત્ થયેલ हरयः-દુઃખહર્તા સુખદાતા श्रुष्टे जातासः-स्वर्विदः-इन्दवः-આશુ-શીઘ્ર વ્યાપ્તિને માટે આર્દ્રરસ ભરેલ મોક્ષાનુભવ કરાવનાર રસવાન સોમ પરમાત્મા वृषणम्-इन्द्रम्-अच्छ यन्तु-સ્તુતિવર્ષક આત્માની તરફ પ્રાપ્ત થાય છે. (૧)

*ભાવાર્થ : એ સાક્ષાત્ થયેલ દુઃખહર્તા, સુખદાતા, મોક્ષનો અનુભવ કરાવનાર, રસવાન પરમાત્મા સ્તુતિ વર્ષાવનાર ઉપાસક આત્માની તરફ સારી રીતે શીઘ્ર પ્રાપ્ત થાય છે. (૧)*

**૫૬૭. प्र धन्वा सोम जागृविरिन्द्रायेन्दो परि स्रव ।**
**द्युमन्तं शुष्ममा भर स्वर्विदम् ॥२॥**

પદાર્થ : इन्दो सोम-હે રસવાન શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું प्रधन्व-પ્રાપ્ત થા जागृविः-જગાડનાર-ચેતન કરનાર-બુદ્ધિનો વિકાસ કરાવનાર છે. इन्द्राय-આત્માને માટે परिस्त्रव-અમૃતરૂપમાં પરિ સ્રવિત

થા स्वर्विदम्-મોક્ષ પ્રાપ્ત કરાવનાર द्युमन्तम्-તેજસ્વી शुष्मम्-आभर-બળને અમારી અંદર ભરી દે. (૨)

*ભાવાર્થ : હે આનંદરસ ભરેલ શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું પ્રાપ્ત થા તથા ચેતન કરનાર ઉપાસક આત્માને માટે અમૃતરૂપમાં સ્રવિત થા. મોક્ષ પ્રાપ્ત કરાવનાર તેજસ્વી બળને અમારી અંદર પૂર્ણરૂપથી ભરી દે. (૨)*

**૫૬૮. सखाय आ नि षीदत पुनानाय प्र गायत ।**
**शिशुं न यज्ञैः परि भूषत श्रिये ॥ ३ ॥**

પદાર્થ : सखायः-હે સમાનનામ-સમાનધર્મી ઉપાસકજનો ! आनिषीदत-સમગ્ર રૂપથી સુખાસન પર બેસો पुनानाय-જીવનને પવિત્ર-શુદ્ધ કરનાર સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માને માટે प्रगायत-પ્રકૃષ્ટ ગાન-સ્તવન કરો श्रिये પોતાના કલ્યાણને માટે शिशुं न यज्ञैः परिभूषत-પ્રશંસનીય-સુશોભિત બાળકની સમાન સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માને અધ્યાત્મયજ્ઞો-સંગતિકરણોથી સર્વ તરફ ભૂષિત સન્માનિત કરો. (૩)

*ભાવાર્થ : હે સમાનધર્મી ઉપાસકજનો ! સમગ્ર રૂપથી સુખાસન પર બેસો. તે પવિત્ર કરનાર પરમાત્માને માટે પોતાના કલ્યાણને માટે શ્રેષ્ઠ સ્તવન કરો. પ્રશંસનીય બાળકની સમાન સંગતિકરણોથી પરિભૂષિત-સુશોભિત કરો-સન્માનિત કરો. (૬)*

**૫૬૯. तं वः सखायो मदाय पुनानमभि गायत ।**
**शिशुं न हव्यैः स्वदयन्त गूर्तिभिः ॥ ४ ॥**

પદાર્થ : सखायः-હે સમાનનામ સમાનધર્મી ઉપાસકો ! वः-मदाय-તમારા-પોતાના હર્ષ-આનંદને માટે तं पुनानम्-તે નિર્મળ કરનારને अभिगायत-લક્ષ્ય કરીને ગાઓ शिशुं न हव्यैः स्वदयन्त-જેમ બાળકને આહારના ભોજનનો સ્વાદ ચખાડો છો, તેમ गूर्तिभिः-અર્ચનાઓથી-સ્તુતિઓથી અર્ચિત કરો-સ્વાદ ચખાડો. (૪)

*ભાવાર્થ : હે સમાનધર્મી ઉપાસકજનો ! પોતાના આનંદની પ્રાપ્તિને માટે તે પવિત્ર કરનાર શાન્ત સ્વરૂપ પરમાત્માના ગુણગાન ગાઓ અને તેને સ્તુતિઓ દ્વારા અર્ચિત કરો. જેમ અનેક ભોજન પદાર્થોથી બાળકને સ્વાદ ચખાડો છો, તેમ તે પરમાત્માને પોતાની તરફ આકર્ષિત કરો. (૪)*

**૫૭૦. प्राणा शिशुर्महीनां हिन्वन्नृतस्य दीधितिम् ।**
**विश्वा परि प्रिया भुवदध द्विता ॥ ५ ॥**

પદાર્થ : महीनां शिशुः प्राणा-સ્તુતિઓના પ્રશંસનીય અથવા બાળક સમાન પ્રાણરૂપ સોમ ऋह्रस्य दीधितिं हिन्वानः-અમૃત-મોક્ષની દીપ્ત ચમકને પ્રેરિત કરવાને માટે विश्वा प्रिया-अध द्विता-સર્વ પ્રિય સમાન ધર્મી ચેતન અધ-અનન્તર અપ્રિય-અસમાન ધર્મી જડ એ પ્રકારે બે વિભાગોને અથવા સર્વ પ્રિય-સુખો અને અપ્રિય-દુઃખોને परिभुवत्-અધિકૃત કરે છે.-વ્યાપ્ત કરે છે. (૫)

*ભાવાર્થ : સ્તુતિઓ દ્વારા પ્રશંસનીય શિશુ સમાન સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માએ અમૃતરૂપ મોક્ષની*
૨ *જ્યોતિની ઝળક-ચમકને પ્રેરિત કરવા માટે સર્વ ચેતનો અને જડોને કર્મફળ રૂપ સુખો અને દુઃખો પર અધિકાર રાખેલ છે. તેથી તેની સ્તુતિ કરવી જોઈએ. (૫)*

**५७१. पवस्व देववीतय इन्दो धाराभिरोजसा ।**
**आ कलशं मधुमान्त्सोम नः सदः ॥ ६ ॥**

પદાર્થ : इन्दो-હે આનંદ રસયુક્ત सोम-શાન્ત પરમાત્મન્ ! તું ओजसा-વેગ બળની સાથે धाराभिः-આનંદધારાઓથી देववीतये-મુમુક્ષુના આત્મપાનને માટે पवस्व-તે ચલ मधुमान्-મધુરતાવાળો તું नः-અમારા कलशम्-आसदः-કલકલ શબ્દના શયનસ્થાન હૃદયમાં બિરાજમાન થા. (૬)

*ભાવાર્થ : હે આનંદરસવાન શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું વેગની સાથે, તારી આનંદધારાઓ દ્વારા મુમુક્ષુજનોના અમરપાનને માટે પ્રવાહિત થાય છે. તું મધુરરૂપ અમારા હૃદયગૃહમાં પ્રાપ્ત થતો રહે. (૬)*

**५७२. सोमः पुनान ऊर्मिणाव्यं वारं वि धावति ।**
**अग्रे वाचः पवमानः कनिक्रदत् ॥ ७ ॥**

પદાર્થ : पुनानः सोमः-અધ્યેષ્યમાણ-મનન નિદિધ્યાસનમાં આવેલ શાંત સ્વરૂપ પરમાત્મા ऊर्मिणा-વિભુગતિ તરંગથી अव्यं वारम्-રક્ષણીય અને વરણ કરવા—સ્વીકાર કરવા યોગ્ય આત્માને वि धावति-વિશેષ રૂપે સાક્ષાત્-પ્રાપ્ત થાય છે वाचा-अग्रे-સ્તુતિની આગળ-આગળ સ્તુતિની સાથે पवमानः कनिक्रदत्-આનંદધારામાં આવતો પરમાત્મા અત્યન્ત સંવાદ કરે છે. (૭)

*ભાવાર્થ : આનંદધારામાં પ્રાપ્ત થનાર શાંત સ્વરૂપ પરમાત્મા મનન, નિદિધ્યાસનમાં આવતાં સ્તુતિની સાથે જ વિભુગતિ તરંગથી વિશેષ રૂપથી સંવાદ કરતો આપણું રક્ષણીય સ્થળ આત્માને પ્રાપ્ત થાય છે. (૭)*

**५७३. प्र पुनानाय वेधसे सोमाय वच उच्यते ।**
**भृतिं न भरा मतिभिर्जुजोषते ॥ ८ ॥**

પદાર્થ : पुनानाय-અધ્યેષ્યમાણ-વિવેચનમાં આવીને, वेधसे-વિધાતા वच उच्यते-સ્તુતિ કરવામાં આવે છે. मतिभिः-સ્તુતિઓ દ્વારા प्रजुजोषते सोमाय-અત્યંત પરિતૃપ્ત કરતાં ઉપાસકને માટે भृतिं न

भर-સ્તુતિઓના બદલામાં ભૃતિરૂપ—અધ્યાત્મ પુષ્ટિને જીવનમાં ભરી દે. (૮)

*ભાવાર્થ : મનન-ચિંતન કરતાં વિધાતા શાન્ત સ્વરૂપ પરમાત્માને માટે પ્રાર્થના કરવી જોઈએ કે, તે સ્તુતિઓના બદલામાં અધ્યાત્મ પુષ્ટિ જીવનમાં ભરી દે. (૮)*

## ૫૭૪. गोमन्न इन्दो अश्ववत् सुतः सुदक्ष धनिव ।
## शुचिं च वर्णमधि गोषु धारय ॥ ९ ॥

પદાર્થ : सुदक्ष-इन्दो-હે શોભનબળ વાળા, આનંદ રસ ભરેલ પરમાત્મન્ ! તું सुतः-સાક્ષાત્ થઈને नः-અમારી તરફ गोमत्-પોતાના જ્ઞાનવાળા-જ્ઞાન સ્વરૂપને अश्ववत्-વ્યાપનવાળા-વ્યાપન ધર્મને धनिव-પ્રેરિત કર તથા गोषु-સ્તુતિઓમાં शुचिं वर्णम्-પ્રકાશમાન વરણીય આનંદરૂપને धारय-ધારણ કરાવ (૯)

*ભાવાર્થ : પ્રશસ્ત બળવાન આનંદરસ પૂર્ણ પરમાત્મન્ ! તું સાક્ષાત્ થઈને જ્ઞાન સ્વરૂપ અને વ્યાપન ધર્મને અમારી તરફ પ્રેરિત કર; તથા અમારી સ્તુતિઓમાં તારા પ્રકાશમાન વરણીય આનંદને પણ વરરૂપમાં ધારણ કરાવ, અમારી સ્તુતિઓ ખાલી ન જાય-ખાલી જતી નથી, પરંતુ આનંદવર લઈને અવશ્ય આવે છે. (૯)*

## ૫૭૫. अस्मभ्यं त्वा वसुविदमभि वाणीरनूषत ।
## गोभिष्टे वर्णमभि वासयामसि ॥ १० ॥

પદાર્થ : अस्मभ्यम्-અમારા માટે त्वा वसुविदम्-તુજ અધ્યાત્મધન પ્રાપ્ત કરાવનાર પરમાત્માની वाणीः-अनूषत-વાણીઓ સ્તુતિ કરે છે-પ્રશંસિત કરે છે गोभिः-ते वर्णम्-વાણીઓ-સ્તુતિઓ દ્વારા તારા વરણીય સ્વરૂપને अभिवासयामसि-અમે આચ્છાદિત કરીએ છીએ-અપનાવીએ છીએ. (૧૦)

*ભાવાર્થ : હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તુજ અધ્યાત્મધનને પ્રાપ્ત કરાવનારી અમારી વાણીઓ સ્તુતિ કરે છે-પ્રશંસિત કરે છે. અમે પણ તારા વરણીય સ્વરૂપ-આનંદરૂપને સ્તુતિઓ દ્વારા આચ્છાદિત કરીએ છીએ-અપનાવીએ છીએ. (૧૦)*

## ૫૭૬. पवते हर्यतो हरिरति ह्वरांसि रंह्या ।
## अभ्यर्ष स्तोतृभ्यो वीरवद्यशः ॥ ११ ॥

પદાર્થ : हर्यतः-हरिः-કમનીય-સુંદર દુઃખહર્તા સુખદાતા સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા रंह्या-વેગરૂપ ગતિથી ह्वरांसि-કુટિલવૃત્તો-પાપભાવો अति-पवते અતિક્રાન્ત કરે છે-બહાર કાઢે છે स्तोतृभ्यः-ઉપાસકને માટે वीरवत्-यशः-अभ्यर्ष-સ્વઆત્મ વીર્યવાન યશને પ્રેરિત કર.

*ભાવાર્થ : કમનીય-સુંદર-પ્રિય, દુઃખનાશક, સુખપ્રદાતા, શાન્ત સ્વરૂપ પરમાત્મા તીવ્રગતિથી કુટિલ વૃત્તો-પાપ સંકલ્પોને દૂર કરે છે; અને ઉપાસકોને માટે વીર્યવાન યશને પ્રેરિત કરે છે. (૧૧)*

**૫૭૭. परि कोशं मधुश्चुतं सोमः पुनानो अर्षति ।**
**अभि वाणीर्ऋषीणां सप्ता नूषत ॥ १२ ॥**

પદાર્થ : શાન્ત સ્વરૂપ પરમાત્મા पुनानः-અધ્યેષ્યમાણ-મનન, નિદિધ્યાસનમાં આવતા मधुश्चुतं कोशम्-બ્રહ્માનંદરૂપ મધનું ક્ષરણસ્થાન હૃદય કોષ્ઠને परि-अर्षति-પરિપ્રાપ્ત થાય છે, જેને ऋषीणां सप्त वाणीः- મંત્ર દૃષ્ટિઓના સાત ગાયત્રી છંદોથી યુક્ત વાણીઓ अभि-अनूषत-પ્રશંસિત કરે છે. (૧૨)

*ભાવાર્થ : શાન્ત સ્વરૂપ પરમાત્મા મનન, નિદિધ્યાસનમાં આવીને બ્રહ્માનંદરસનાં સ્રવણ સ્થાન હૃદયકોષ્ઠમાં પ્રાપ્ત થાય છે, જેને મંત્ર દૃષ્ટિઓના ગાયત્રી આદિ સાત છંદોથી યુક્ત વાણીઓ પ્રશંસિત કરે છે. (૧૨)*

## ખંડ-૧૧

**૫૭૮. पवस्व मधुमत्तम इन्द्राय सोम क्रतुवित्तमो मदः।**
**महि द्युक्षतमो मदः॥ १ ॥**

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું मधुमत्तमः-અત્યંત મધુરતાયુક્ત થઈને क्रतुवित्तमः-અત્યંત કર્મજ્ઞાતા मदः-હર્ષાવનાર महि-મહાન્ द्युक्षतमः-અત્યંત પ્રકાશમાન સ્થાનવાળા मदः-આનંદમય બનીને इन्द्राय-ઉપાસક આત્માને માટે पवस्व-મનન, નિદિધ્યાસનમાં આવ. (૧)

*ભાવાર્થ : શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું ઉપાસક આત્માને માટે અત્યંત મધુરતાવાળા, અત્યંત કર્મજ્ઞાતા, હર્ષાવનાર-આનંદદાયક, અત્યંત પ્રકાશ સ્થાનવાળા, મહાન, આનંદપ્રદ બનીને નિદિધ્યાસનમાં આવ-સાક્ષાત્ થઈ જા. (૧)*

**૫૭૯. अभि द्युम्नं बृहद्यश इषस्पते दिदीहि देव देवयुम्।**
**वि कोशं मध्यमं युव॥ २ ॥**

પદાર્થ : इषस्पते देव-હે ઈચ્છા કામનાના પાલક-કામનાપૂરક શાન્ત સ્વરૂપ પરમાત્મ દેવ ! તું बृहत्-द्युम्नं यशः-ઊંચા-શ્રેષ્ઠ-નાશરહિત ધનને તથા શ્રેષ્ઠ-નાશરહિત અન્ન-અમૃત અન્ન મોક્ષભોગને देवयुवम्-अभि-તુજ દેવની તરફ ગતિ કરનાર તરફ दिदीहि-ઉપહાર આપી દે-પ્રસાદ રૂપમાં આપી દે मध्यमं कोशम्-અંદરના કોષ્ઠ અર્થાત્ શરીર અને આત્માની મધ્યમાં રહેલ અન્તઃકરણ અર્થાત્ મનને वियुव-વિકસિત કર-ખોલી દે. (૧૨)

*ભાવાર્થ : હે કામના પૂરક પરમાત્મન્ ! તારા તરફ ગતિ કરનારને પ્રત્યે તું નાશરહિત ધન-મોક્ષૈશ્વર્ય અને અમૃતભોગ મોક્ષાનંદ પ્રદાન કરે છે તથા તેના મનને વિકસિત કરી દે છે. (૨)*

**૫૮૦. आ सोता परि षिञ्चताश्वं न स्तोममप्तुरं रजस्तुरम्।**

३   १ २ ३ १ २
**वनप्रक्षमुदप्रुतम्॥ ३ ॥**

પદાર્થ : स्तोमम्-સ્તુતિયોગ્ય-ઉપાસનીય अप्तुरम्-પ્રાણને પ્રેરિત કરનાર रजस्तुरम्-જ્ઞાનજ્યોતિ પ્રેરક वनप्रक्षम्-વનનીય મોક્ષનો સંપર્ક કરાવનાર, उदप्रुतम्-આર્દ્ર આનંદરસના પ્રેરક अश्वम्-વ્યાપક, न-વર્તમાન પરમાત્માને आसोत-હૃદયમાં પ્રકાશિત કરો परिषिञ्चत-આત્મામાં શ્રદ્ધાથી ધારણ કરો. (૩)

*ભાવાર્થ : ઉપાસકજનો ! તમે સ્તુતિ કરવા યોગ્ય, પ્રાણપ્રેરક, બળપ્રદ, જ્ઞાન જ્યોતિ પ્રસારક, મોક્ષથી સંપર્ક કરાવનાર, આનંદરસ પ્રવાહક, વ્યાપક પરમાત્માનો હૃદયમાં સાક્ષાત્ કરો અને શ્રદ્ધાથી ધારણ કરો. (૩)*

३ २ ३   १   २ ३   १ २   ३१   २     ३ १   २ ३ १ २
**૫૮૧. एतमु त्यं मदच्युतं सहस्त्रधारं वृषभं दिवोदुहम्।**
२   ३   १ २ ३   १ २
**विश्वा वसूनि बिभ्रतम्॥ ४ ॥**

પદાર્થ : एतं त्यम्-उ-આ તેજ मदच्युतम्--હર્ષપ્રેરક, सहस्त्रधारम्-બહુજ સ્તુતિવાણીવાળા, वृषभम्-કામના વર્ષક, दिवः-दुहम्-મોક્ષામૃતને દોહનાર તથા विश्वा वसूनि बिभ्रत्-સર્વ વસાવવાના સાધનોને ધારણ કરનાર પરમાત્માને શ્રદ્ધાથી હૃદયમાં સાક્ષાત્ કરીએ અને ધારણ કરીએ. (૪)

*ભાવાર્થ : અહો, આ તેજ હર્ષપ્રેરક, સ્તુતિ યોગ્ય, કામનાવર્ષક, મોક્ષામૃતને દોહનાર તથા નિવાસ સાધનોના ધારક પરમાત્માને અમે શ્રદ્ધાથી હૃદયમાં સાક્ષાત્ કરીએ અને ધારણ કરીએ. (૪)*

१   २   ३   १   २र ३   २   ३ १ २ ३ १     २र
**૫૮૨. स सुन्वे यो वसूनां यो रायामानेता य इडानाम्।**
२ ३   १   २   ३ २
**सोमो यः सुक्षितीनाम् ॥ ५ ॥**

પદાર્થ : यः-वसूनाम्-જે નિવાસ સાધનોના यः-रायाम्-જે રમણીય ભોગોના यः-इडानाम्-જે વાણીઓના यःसुक्षितीनाम्-જે સુંદર આત્મભૂમિઓના आनेता-સમગ્રરૂપથી પ્રાપ્ત કરાવનાર છે सः सोमः-તે શાન્તરૂપ પરમાત્માને સાક્ષાત્ કરી શકાય છે. (૫)

*ભાવાર્થ : શાન્તરૂપ પરમાત્મા અમારા સમસ્ત નિવાસ સાધનો શરીર, ઇન્દ્રિયો, રમણીય ભોગો, ઉત્તમ વાણીઓ અને શ્રેષ્ઠ આત્મભૂમિઓને પ્રાપ્ત કરાવનાર છે, તેનો સાક્ષાત્ કરવો જોઈએ. (૫)*

२   १   २ ३   १ २   ३   १ २   ३ १ २
**૫૮૩. त्वं ह्या३ङ्ग दैव्य पवमान जनिमानि द्युमत्तमः।**
३   १ २   ३ १ २
**अमृतत्वाय घोषयन्॥ ६ ॥**

પદાર્થ : अङ्ग पवमान-હે આનંદધારામાં પ્રાપ્ત થનાર પ્રિય પરમાત્મન્ ! त्वं हि-તું જ द्युमत्तमः-

અત્યંત પ્રકાશમાન થઈને दैव्यं जनिमानि-દેવજનો મુમુક્ષુઓના अमृतत्वाय घोषयन्-મોક્ષને ઘોષિત કરવા માટે સમગ્રરૂપથી નેતા બન. (૬)

*ભાવાર્થ : આનંદધારામાં પ્રાપ્ત થનાર પરમાત્મા અત્યંત દ્યુતિમાન-પ્રકાશમાન થઈને, મુમુક્ષુજનોને અમૃતત્વ પ્રાપ્તિની ઘોષણા કરતાં સમગ્રરૂપથી નેતા બનેલ છે. (૬)*

**५८४. एष स्य धारया सुतोऽव्या वारेभिः पवते मदिन्तमः।**
**क्रीडन्नूर्मिरपामिव ॥ ७ ॥**

પદાર્થ : एषः-स्यः-જે તે मन्दितमः-અત્યંત સ્તુતિ યોગ્ય શાન્ત સ્વરૂપ પરમાત્મા सुतः-નિષ્પન્ન-સાક્ષાત્ કરેલ अव्याः-અવિ-રક્ષણકારિણી અધ્યાત્મભૂમિના સૂક્ષ્મ તત્ત્વો દ્વારા पवते આનંદધારામાં પ્રવાહિત થઈ રહ્યો છે अपाम्-क्रीडन्-ऊर्मिः-इव-જળ સ્રોતાના તરંગની સમાન રમી રહ્યો છે. (૭)

*ભાવાર્થ : જે તે અત્યંત સ્તુતિ કરવા યોગ્ય, શાન્ત સ્વરૂપ પરમાત્મા સાક્ષાત્ થઈને, રક્ષણ કરનારી યોગભૂમિના સૂક્ષ્મ તત્ત્વો દ્વારા આનંદધારામાં જળ તરંગોમાં ખેલતો-રમતો પ્રવાહિત થઈ રહ્યો છે. (૭)*

**५८५. य उस्त्रिया अपि या अन्तरश्मनि निर्गा अकृन्तदोजसा।**
**अभि व्रजं तत्निषे गव्यमश्व्यं वर्मीव धृष्णवा रुज।**
**ओ३म् वर्मीव धृष्णवा रुज ॥ ८ ॥**

પદાર્થ : यः-જે સોમ શાન્ત સ્વરૂપ પરમાત્મા उस्त्रियाः-કિરણોમાં-પ્રકાશ ધારાઓમાં अपि याः-અન્તરિક્ષમાં વિચરણ કરનારી દ્રવધારાઓમાં अश्मनि-अन्तः-સ્થિર પૃથિવી સ્થાનોમાં ओजसा-આત્મ પ્રભાવથી गाः-ગતિવિધિઓને निः-अकृन्तत्-નિષ્પાદિત કરે છે—પ્રકટ કરે છે. धृष्णो-હે ધર્ષણશીલ गव्यम्-अश्ण्यं व्रजम् अभितत्निषे-અમારી ઇન્દ્રિયો સંબંધી તથા વ્યાપન ગતિવાળા મન સંબંધી વ્રજ-ગતિ સ્થાનને વિકસિત કરે છે. वर्मी-इव-आरुज-વિપરીત ઇન્દ્રિયવૃત્તિને તથા વિપરીત મનોવૃત્તિને કવચી-કવચધારીની સમાન નષ્ટ કરી દે. ओ३म्-હે ઓમ્ ઇષ્ટદેવ સોમ-શાન્ત સ્વરૂપ ધર્ષણશીલ પરમાત્મન્ ! તું વિપરીત ઇન્દ્રિયવૃત્તિ અને વિપરીત મનોવૃત્તિને નષ્ટ કરી દે. (૮)

*ભાવાર્થ : હે શાન્ત સ્વરૂપ પરમાત્મા સૂર્યરશ્મિ સંબંધી દ્રવણશીલ તત્ત્વોમાં અને પૃથિવી સંબંધી ધૃતિસ્તરોમાં પોતાની ગતિ વિધિઓને પ્રદર્શિત કરે છે અને તે તું પરમાત્મન્ ! અમારા ઇન્દ્રિય વિષયક ગતિ સ્થાન અને મન વિષયક વિચાર સંસ્થાનની વિપરીત સંકલ્પ વિકસિત અને ઉત્કૃષ્ટ કર. હે ધર્ષણશીલ પરમાત્મન્ ! (ધર્ષણ = પરાજય) કવચધારી રક્ષકની સમાન તારા બળથી નષ્ટ કરી દે.*

*હે ओ३म् સોમ પરમાત્મન્ ! તું અવશ્ય વિપરીત ભોગ અને વિપરીત સંકલ્પથી અમારી રક્ષા કર, અમને તારું શરણ પ્રદાન કર, અવશ્ય અમારો રક્ષક બન-બની જા. (૮)*

# अथ षष्ठः अध्यायः

## आरण्य पर्व वा काण्ड

## षष्ठ प्रपाठकस्य तृतीयोऽर्धः

### ખંડ-૧

**૫૮૬. इन्द्र ज्येष्ठं न आ भर ओजिष्ठं पुपुरि श्रवः।**
**यद्दिधृक्षेम वज्रहस्त रोदसी ओभे सुशिप्र पप्राः॥ १ ॥**

પદાર્થ : वज्रहस्त-इन्द्र-હે ઓજરૂપ હસ્તવાળા-પાપહનન સાધનવાળા ઐશ્વર્યવાન પરમાત્મન્ ! नः-અમારે માટે ज्येष्ठम्-સર્વ મહાન ओजिष्ठम्-અત્યંત આત્મબળયુક્ત-શ્રેષ્ઠ આધ્યાત્મિક श्रवः-અને-આનંદભોગને आभर-આભરિત કર-પ્રદાન કર यत्-જેને दिधृक्षेम-અમે ધારણ કરવા ચાહીએ છીએ सुशिप्र-હે વ્યાપન ગતિવાળા તું उभे रोदसी-દ્યુલોક અને પૃથિવીલોક બન્નેને पप्राः-પોતાની વ્યાપકતાથી ધારણ કરેલ છે-ભરેલ છે, તેથી અમારી અંદર તારો આનંદભોગ ભરી દે. (૧)

*ભાવાર્થ : હે ઓજરૂપ પાપહનન સાધનવાળા ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું અમારે માટે સર્વ મહાન-સર્વોત્તમ અત્યંત ઓજપૂર્ણ તૃપ્તિકારક આનંદભોગને પ્રદાન કર, જેને અમે ધારણ કરવા ચાહીએ છીએ.*

*હે સુંદર વ્યાપનગતિવાળા તું ઉપર નીચેના બન્ને દ્યુલોક અને પૃથિવીલોકને પોતાની વ્યાપકતાથી પૂર્ણ કરી રહ્યો છે-ભરે છે, તેથી અમારી અંદર પણ શ્રેષ્ઠ આનંદભોગને ભરી દે. (૧)*

**૫૮૭. इन्द्रो राजा जगतश्चर्षणीनामधिक्षमा विश्वरूपं यदस्य।**
**ततो ददाति दाशुषे वसूनि चोदद्राध उपस्तुतं चिदर्वाक्॥ २ ॥**

પદાર્થ : इन्द्रः-પરમાત્મા जगतः-જંગમ-પશુ, પક્ષી, સરિસૃપનો ભોગદાતા चर्षणीनाम्-મનુષ્યોનો કર્મફળ વિધાતા મોક્ષપ્રદાતા राजा-સ્વામી છે यत्-विश्वरूपम्-अधिक्षमा-જે પણ સર્વ રૂપવાળી વસ્તુ પૃથિવી પર છે अस्य-એ પરમાત્માની છે ततः-પુનઃ दाशुषे-દાતાને માટે वसूनि-ददाति-ધનોને આપે છે उपस्तुतं-राधः-चित्-પ્રાર્થિત ધનને પણ अर्वाक् चोदत्-પ્રાર્થીની તરફ પ્રેરિત કરે છે. (૨)

*ભાવાર્થ : પરમાત્મા પશુ, પક્ષી આદિ સાધારણ પ્રાણીઓને ભોગ આપનાર, મનુષ્યોનો કર્મફળ વિધાતા અને મોક્ષ પ્રદાતા રાજા છે, સ્વામી છે. જે કંઈ આ વિસ્તૃત સૃષ્ટિમાં છે, તે સર્વ તેનું જ છે, તેને પોતાનો સ્વામી બનાવી લેવાથી પ્રાર્થી દ્વારા પ્રાર્થિત ધન પ્રદાન કરે છે. (૨)*

**૫૮૮. यस्येदमा रजोयुजस्तुजे जने वनं स्वः। इन्द्रस्य रन्त्यं बृहत्॥ ३॥**

પદાર્થ : यस्य रजोयुजः-इन्द्रस्य-જે જ્યોતિર્મય ઐશ્વર્યવાન પરમાત્માનું इदं वनं स्वः-આ સાંસારિક સુખ तुजे जने-દાતા-આત્મસમર્પણકર્તાને માટે છે, તેના માટે, बृहत्-रन्त्यम्-મહાન રમણીય મોક્ષાનંદ પણ છે. (૩)

*ભાવાર્થ : જે મનુષ્ય પોતાનું સમર્પણ જ્યોતિઃ સ્વરૂપ, ઐશ્વર્યવાન પરમાત્માની તરફ કરી દે છે, તે જેમ સમર્પણકર્તાને માટે સાંસારિક ભોગ-સુખ પણ છે અને મહાન રમણીય મોક્ષાનંદ પણ છે. (૩)*

**૫૮૯. उदुत्तमं वरुण पाशमस्मदवाधमं वि मध्यमं श्रथाय।**
**अथादित्य व्रते वयं तवानागसो अदितये स्याम॥ ४॥**

પદાર્થ : वरुण-હે વરણ કરવાને યોગ્ય અને વરણ થવાવાળા પરમાત્મન્ ! તું अस्मत्-અમારામાંથી उत्तमं पाशम्-उच्छ्रथय-પ્રમુખ કઠિન પાશ-બંધન અવિવેકકૃત કારણ શરીરરૂપ લોહબંધનને ઉખાડી નાખ-તોડી નાખ मध्यमं-विश्रथय-મધ્યમ પાશ-વાસનાકૃત સૂક્ષ્મ શરીરરૂપ આવરણ બંધનને વિચ્છિન્ન કરી નાખ-ચીરી નાખ-ફાડી નાખ अधमम् अव-નિકૃષ્ટ પાશ-ભોગકૃત સ્થૂળ શરીરરૂપ ગ્રંથિ બંધનને ઢીલું કરી નાખ-ખોલી-છોડી નાખ, अथ-પશ્ચાત્ वयम्-અમે अनागसः-પાપરહિત બનીને आदित्य-હે અદિતિ-અખંડ સુખ સંપત્તિ-મુક્તિના સ્વામિન્ ! तव व्रते-તારા વરણ-ઉપાસનામાં अदितये-स्याम-અખંડ સુખ સંપત્તિ-મુક્તિને માટે બની જઈએ. (૪)

*ભાવાર્થ : નિષ્પાપ બનીને પરમાત્માના સદ્વ્રત ધ્યાનોપાસનામાં વિદ્યમાન રહેવાથી ઉપાસકનાં ત્રણેય બંધનો-કારણ શરીર, સૂક્ષ્મ શરીર અને સ્થૂલ શરીરને પરમાત્મા દૂર કરી દે છે. પુનઃ ઉપાસક આત્મા અખંડ સુખ સંપત્તિ-મુક્તિને પ્રાપ્ત થઈ જાય છે. (૪)*

**૫૯૦. त्वया वयं पवमानेन सोम भरे कृतं वि चिनुयाम शश्वत्।**
**तन्नो मित्रो वरुणो मामहन्तामदितिः सिन्धुः पृथिवी उत द्यौः॥ ५॥**

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! वयम्-અમે त्वया पवमानेन-તારી આનંદધારામાં પ્રાપ્ત થનારની સાથે-સહાયથી भरे-આ ધારણ કરેલ જીવનમાં शश्वत्-कृतम्-સત્ કર્મ-શ્રેષ્ઠ કર્મને विचिनुयाम-વિશેષરૂપથી અંદર ધારણ કરીએ-આચરણ કરીએ नः-तत्-અમારા એ સત્ કર્મને તારા રચેલા मित्रः-સૂર્ય સ્વપ્રકાશ દ્વારા वरुणः-મેઘવૃષ્ટિ દ્વારા अदितिः-અગ્નિ-તાપ દ્વારા सिन्धुः-સ્યન્દનશીલ-વહેનાર જળ અન્ન દ્વારા पृथिवी-ભૂમિ નિવાસ દ્વારા उत-અપિ-અને द्यौः-દ્યુલોક નક્ષત્રદર્શન-ગ્રહવિજ્ઞાન દ્વારા मामहन्ताम्-પ્રવૃદ્ધ કરીએ. અથવા તું સ્વયં मित्रः-પ્રેરણા કરનાર वरुणः-વરણીય अदितिः-અદીન શક્તિમાન सिन्धुः-વ્યાપનશીલ पृथिवी-પ્રથિત આધારરૂપ उत-અને द्यौः-પ્રકાશસ્વરૂપ બનીને मामहन्ताम्-

વૃદ્ધિ કરે. (૫)

*ભાવાર્થ : હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તારી આનંદધારામાં પ્રાપ્ત થનારની સાથે અમે અમારા આ ધારણ કરેલ શરીરમાં શ્રેષ્ઠકર્મ ધારણ કરતા રહીએ, તું પણ મિત્ર આદિ સ્વરૂપોમાં વિદ્યમાન રહીને તેને વૃદ્ધિ કરતો રહે અને તારા રચેલા મિત્ર-સૂર્ય આદિ પણ તેની વૃદ્ધિ કરતા રહે. (૫)*

३ १ २र ३ २उ ३ २
## ૫૯૧. इमं वृषणं कृणुतैकमिन्माम्॥ ६॥

પદાર્થ : હે વિશ્વેદેવો-પ્રાણો इमं माम्-આ મને उत-પણ હાં ! वृषणम्-एकम्-इत् कृणुत-સુખવર્ષક કેવળ સ્વસ્વરૂપમાં અવશ્ય કરી દો. (૬)

*ભાવાર્થ : હે મારા પ્રાણો ! સુખોની પ્રાપ્તિને માટે હું પરાધીન ન બની રહું તથા એવા ઈન્દ્રિય સુખનું વ્યસન પણ ન રહે, જે મને કેવળ સુખ દૂર કરી નાખે, પરંતુ તે સુખ મારા ચેતન સ્વરૂપનું દાસ બની રહે, હું તેનો દાસ ન બનું, હાં, વાસ્તવિક સ્વરૂપમાં આવીને જે પરમાત્માનો આનંદ છે, તેને જ તેના આધાર પર પોતાની અંદર સિંચતો રહું. (૬)*

२ ३ १ २ ३ १ २ ३ १२ ३१ २ ३ १ २र
## ૫૯૨. स न इन्द्राय यज्यवे वरुणाय मरुद्भ्यः। वरिवोवित् परिस्त्रव॥ ७॥

પદાર્થ : सः-તે તું वरिवोवित्-અત્યંત અભીષ્ટરૂપ અમૃતધન મૌક્ષૈશ્વર્ય પ્રાપ્ત કરાવનાર શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! मरुद्भयः-પ્રાણોના वरुणाय-શરીર ધારણ સમયે વરનાર, यज्यवे-તેનું યજન કરનાર અધ્યાત્મયજ્ઞમાં જોડનાર-અપવર્ગ પ્રાપ્તિમાં દાન કરનાર, इन्द्राय-આત્માને માટે परिस्त्रव-પૂર્ણરૂપમાં અથવા મારી સર્વત્ર આનંદધારામાં પ્રાપ્ત થાય. (૭)

*ભાવાર્થ : હે શાન્ત સ્વરૂપ પરમાત્મા અમૃતધન-મોક્ષૈશ્વર્યને અત્યંત પ્રાપ્ત કરાવનાર તથા શરીર ધારણ માટે પ્રાણોને વરનાર, અધ્યાત્મયજ્ઞમાં તેનું યજન કરનાર, આત્માને માટે પરિપૂર્ણતાથી અથવા સર્વત્રથી આનંદધારામાં પ્રાપ્ત થાય છે. (૭)*

३ १ २र ३२उ ३ २ ३ १ २ १ २
## ૫૯૩. एना विश्वान्यर्य आ द्युम्नानि मानुषाणाम्। सिषासन्तो वनामहे॥ ८॥

પદાર્થ : मानुषाणाम्-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! મનનશીલ જનોના एनाविश्वानि द्युम्नानि-એ સર્વ પ્રકારવાળા શોભનયશ અન્ન ધનોને सिषासन्तः-સેવન કરતાં અમે अर्यः-તને સ્વામીને वनामहे-ચાહીએ છીએ. (૮)

*ભાવાર્થ : હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! મનુષ્યોને હિતકર સર્વ પ્રશંસનીય યશ, બળ ધનોનું અમે ઉપાસકો સેવન કરતાં તુજ સ્વામીને માગીએ છીએ-ચાહીએ છીએ. શ્રેષ્ઠ સાંસારિક સંપત્તિ પ્રાપ્ત કર્યા પછી પરમાત્માનો સંગ અને તેના આનંદની યાચના કરીએ છીએ. (૮)*

३ १ २ ३ २ ३ २ ३ १ २ ३ १ २ ३ १ २ ३ १ २
## ૫૯૪. अहमस्मि प्रथमजा ऋतस्य पूर्वं देवेभ्यो अमृतस्य नाम।

**यो मा ददाति स इदेवमावदहमन्नमन्नमदन्तमद्मि ॥ ९ ॥**

પદાર્થ : ऋतस्य-વેદજ્ઞાનના प्रथमजाः-પ્રથમ જનયિતા-આવિષ્કર્તા-પ્રકાશક देवेभ्यः-ઉત્કૃષ્ટ વિદ્વાનો માટે अमृतस्य-મોક્ષ સુખના पूर्वंनाम-શાશ્વત નમાવનાર अहम्-अस्मि-હું પરમાત્મા છું यः-જે मा ददाति-મને સમર્પિત થાય છે सः इत्-एवम्-आवत्-તે જ હાં, મને ભેટે છે. अहम्-अन्नम्-કારણ કે હું તેનું અન્ન છું-અન્નરૂપ આત્મા-આધાર છું. अन्नम्-अदन्तम्-अद्मिઅન્નરૂપ તુજ ખાનારને હું ખાઉં છું, મારી અંદર ગ્રહણ કરું છું-સ્વીકાર કરું છું. કારણ કે તે મને અપનાવે છે, હું તેને અપનાવું છું. (૯)

*ભાવાર્થ : વેદજ્ઞાનના પ્રથમ પ્રકાશક તથા જીવન્મુક્તોને માટે અમૃત મોક્ષાનંદને શાશ્વતિક નમાવનાર-કરાવનાર હું પરમાત્મા છું, જે મને પોતાનું સમર્પણ કરે છે, તે જ મને આલિંગન-ભેટે છે, તેનો હું અન્નરૂપ આત્મા આધાર છું, અન્નરૂપ મને ખાનારને હું ખાઉં છું-મારી અંદર સ્વીકાર કરું છું-અપનાવું છું. (૯)*

## ખંડ-૨

**५९५. त्वमेतदधारयः कृष्णासु रोहिणीषु च। परुष्णीषु रुशत् पयः ॥ १ ॥**

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! त्वम्-તું कृष्णासु-કાળા રંગવાળી રસવાહિની નાડીઓમાં रोहिणीषु-રક્તવાહિની નાડીઓમાં परुष्णीषु-જ્ઞાનવાહિની નાડીઓમાં एतत्-એ रुशत्-જ્વલિત-પ્રકાશમાન पयः-પ્રાણને अधारयः-ધારણ કરાવ. (૧)

*ભાવાર્થ : ઐશ્વર્યવાન પરમાત્મા અમારા શરીરની રસવાહિની નાડીઓમાં, રક્તવાહિની નાડીઓમાં તથા જ્ઞાનવાહિની નાડીઓમાં એ અધ્યાત્મ પ્રેરક પ્રકાશમાન પ્રાણને ધારણ કરાવ, અધ્યાત્મ વિરોધી રસ, રક્ત અને જ્ઞાનનું વહન કરનાર ન બન, પરંતુ પ્રકાશમાન પ્રાણ તેમાં કાર્ય કરતો રહે. (૧)*

**५९६. अरूरुचदुषसः पृश्निरग्रिय उक्षा मिमेति भुवनेषु वाजयुः।**
**मायाविनो ममिरे अस्य मायया नृचक्षसः पितरो गर्भमादधुः ॥ २ ॥**

પદાર્થ : भुवनेषु वाजयुः-અધ્યાત્મયજ્ઞમાં ઉપાસકોને વાજ-અમૃત અન્નને ચાહનાર पृश्निः-પોતાની આનંદધારાઓથી ઉપાસકોને સ્પર્શ કરનાર શાન્ત પરમાત્મા अग्रियः-उक्षा-શ્રેષ્ઠ કામના વર્ષક मिमेति-પ્રાપ્ત થાય છે उषसः-अरूरुचत्-ઉપાસકોમાં જ્ઞાન જ્યોતિને ચમકાવે છે अस्य मायया-તેની પ્રજ્ઞાથી-સર્વજ્ઞતાથી मायाविनः-ममिरे-ઉપાસક પ્રજ્ઞાવાન બની જાય છે. नृचक्षसः पितरः-મનુષ્યો-શિષ્યો આદિને જ્ઞાન દૃષ્ટિ આપનારા ગુરુજનો તથા પુત્રોના પાલક વંશના પિતા આદિ गर्भम्-आदधुः-સ્તુતિ યોગ્ય પરમાત્માનું અંદર આધાન-ધારણ કરે છે. (૨)

*ભાવાર્થ : શાન્ત સ્વરૂપ પરમાત્મા પોતાની આનંદધારાઓથી અધ્યાત્મયજ્ઞોમાં ઉપાસકો માટે અમૃતભોગને ચાહનાર શ્રેષ્ઠ કામના-વર્ષક રૂપમાં પ્રાપ્ત થાય છે; તથા ઉપાસકોની અંદર જ્ઞાન જ્યોતિઓને*

*ચમકાવે છે, પોતાની સર્વજ્ઞતાથી ઉપાસકોને પ્રજ્ઞાવાન બનાવે છે, એવા સ્તુતિયોગ્ય પરમાત્માને વિદ્વાન ગુરુજનો અને પિતૃજનો અંદર ધારણની પરંપરા શિષ્યો અને પુત્રોમાં ચલાવે છે-આગળ વધારે છે. (૨)*

**૫૯૭. इन्द्र इद्धर्योः सचा सम्मिश्ल आ वचोयुजा। इन्द्रो वज्री हिरण्ययः ॥ ३ ॥**

પદાર્થ : इन्द्रः-ઐશ્વર્યવાન પરમાત્મા वचोयुजाहर्योः-પોતાનાં વચન-આદેશ અથવા પ્રાર્થનાથી યુક્ત થનાર દુઃખહર્તા સુખદાતા બન્ને જ્યોતિ અને સ્નેહ અથવા કૃપા અને પ્રસાદ सचा-आमिश्लः-સમગ્રરૂપથી ઉપાસકોમાં મિશ્રણ કરાવનાર છે તથા इन्द्रः-ઐશ્વર્યવાન પરમાત્મા वज्री हिरण्ययः-ઓજસ્વી અને સુશોભન છે. (૩)

*ભાવાર્થ : પરમાત્માના આદેશથી અથવા ઉપાસકની પ્રાર્થનાથી યુક્ત થનાર, જ્યોતિ અને સ્નેહ અથવા કૃપા અને પ્રસાદને સાથે સમ્યક્ મિશ્રણ કરનાર ઐશ્વર્યવાન પરમાત્મા છે; તથા તે પોતાનાં રૂપમાં ઓજસ્વી અને સુશોભન છે, તેની સ્તુતિ કરવી જોઈએ. (૩)*

**૫૯૮. इन्द्र वाजेषु नोऽव सहस्त्रप्रधनेषु च। उग्र उग्राभिरूतिभिः ॥ ४ ॥**

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું उग्रः-તેજસ્વી બનીને उग्रेभिः-उतिभिः-પોતાની તેજસ્વી રક્ષા વિધિઓ દ્વારા वाजेषु-ઈન્દ્રિય વિષયરૂપ સાધારણ સંઘર્ષ પ્રસંગોમાં च-અને सहस्त्र-प्रधनेषु-અનેકવાર થનારા કામ આદિ સંબંધી માનસ સંગ્રામોમાં नः-अव-અમારી રક્ષા કર. (૪)

*ભાવાર્થ : નિશ્ચય તેજસ્વી પરમાત્મા પોતાની તેજસ્વી રક્ષા વિધિઓ દ્વારા ભોગ સંઘર્ષોમાં અને હજારોવાર-અસંખ્યવાર સંતાપ આપનાર કામ આદિ સંબંધી માનસ સંગ્રામોમાં અમારી રક્ષા કર્યા કરે છે, તેથી તેની ઉપાસના કરવી જોઈએ. (૪)*

**૫૯૯. प्रथश्च यस्य सप्रथश्च नामानुष्टुभस्य हविषो हविर्यत् ।**
**धातुर्द्युतानात् सवितुश्च विष्णो रथन्तरमा जभारा वसिष्ठः ॥ ५ ॥**

પદાર્થ : आनुष्टुभस्य-અનુષ્ટુભ્-અનુક્રમથી કરેલ અર્ચન સ્તવન દ્વારા સિદ્ધ થનાર धातुः-વિધાતા, सवितुः-પ્રેરક विष्णोः-વ્યાપક પરમાત્માના यत्-हविषः-हविः-જો કે અનેક ઉપહારોમાં ઉપહાર रथन्तरम्-અત્યંત રમણીય અથવા અત્યંત રસરૂપ અમૃતાનંદ છે द्युतानात्-પ્રકાશમય મોક્ષધામથી वसिष्ठः-પરમાત્મામાં અત્યંત વસનાર ઉપાસક आजहार-લઈ આવે છે यस्य-જે વસિષ્ઠ ઉપાસક આત્માના प्रथः-च सप्रथः-च नाम-પ્રથ = પ્રખ્યાત ગુણ, જ્ઞાન, વૈરાગ્ય અને સપ્રથ = પ્રખ્યાત સહકારી કર્મ, યત્ન અભ્યાસ નમાવનાર સાધન છે. (૫)

*ભાવાર્થ : નિરંતર ઉપાસના, સ્તુતિથી સિદ્ધ-અનુભૂત-અનુકૂળ થનાર વિધાતા કર્મફળ પ્રદાતા, પ્રેરક,*

*વિભુ પરમાત્માના જે ઉપહારોમાં શ્રેષ્ઠ ઉપહાર અત્યંત રમણીય અત્યંત રસરૂપ અમૃત આનંદ છે, તેને મોક્ષધામથી પરમાત્મામાં અત્યંત વસનાર ઉપાસક જ્ઞાનમય વૈરાગ્ય અને યોગરૂપ અભ્યાસ દ્વારા પોતાની અંદર લઈ આવે છે, એ બન્ને ઉપાસક તરફ નમાવવાના-ઝુકાવવાના સાધનો છે. (૫)*

**૬૦૦. नियुत्वान् वायवा गह्ययं शुक्रो अयामि ते। गन्तासि सुन्वतो गृहम्॥ ६ ॥**

પદાર્થ : वायो-હે અધ્યાત્મ જીવનપ્રદ પરમાત્મન્ ! તું नियुत्वान्-મુમુક્ષુજનોનો આધાર તથા સર્વેશ્વર બનીને आगहि-આવ-પ્રાપ્ત થા ते-તારા માટે शुक्रः-अयामि-નિર્મળ ઉપાસનારસ મારા દ્વારા નિયત છે-સમર્પિત છે सुन्वतः-गृहं गन्तासि-ઉપાસનારસનું નિષ્પાદન કરનાર ઉપાસકનાં હૃદયગૃહને પ્રાપ્ત થાય છે. (૬)

*ભાવાર્થ : હે અધ્યાત્મ જીવનપ્રદ પરમાત્મન્ ! તું સર્વેશ્વર મુમુક્ષુજનોનો આધાર બનીને મારા હૃદયગૃહમાં આવ-આવી જા, તારા માટે ઉપાસનારસ સમર્પિત છે, તારે નિશ્ચિત આવવું જ પડશે. (૬)*

**૬૦૧. यज्जायथा अपूर्व्य मघवन्वृत्रहत्याय ।**
**तत्पृथिवीमप्रथयस्तदस्तभ्न उतो दिवम् ॥ ७ ॥**

પદાર્થ : अपूर्व्य मघवन्-પૂર્વવર્તી માતા-પિતા તથા કારણથી રહિત શાશ્વતિક પ્રશસ્ત જ્ઞાનધનવાળા પરમાત્મન્ ! वृत्रहत्याय-આત્મસ્વરૂપને આવૃત કરનાર અજ્ઞાન પાપને નષ્ટ કરવાને માટે यद्-જ્યારે अजायथाः-ઉપાસકની અંદર સાક્ષાત થાય છે तद्-ત્યારે पृथिवीम्-ઉપાસકના પાર્થિવ દેહને अप्रथय-પ્રખ્યાત કરે છે. તેજસ્વી બનાવે છે उत-उ-અને तद्-ત્યારે दिवम्-પ્રકાશમાન અમૃતધામ-મોક્ષધામને પણ તું अस्तभ्नाः-સુરક્ષિત રાખે છે. (૭)

*ભાવાર્થ : ઈન્દ્ર-ઐશ્વર્યવાન પરમાત્માનો કોઈ પૂર્વવર્તી વંશ્ય નથી અને તેનું કોઈ ઉપાદાન કારણ નથી. તે તો શાશ્વત તથા પ્રશસ્ત ધનવાળો છે, અજ્ઞાન-પાપને નષ્ટ કરવા માટે ઉપાસકની અંદર સાક્ષાત્ થઈ જાય છે. ભોગાશ્રય પાર્થિવ શરીરને તેજસ્વી બનાવી દે છે તથા અપવર્ગ આશ્રય અમૃતધામ-મોક્ષધામને પણ સુરક્ષિત કરી દે છે. (૭)*

## ખંડ-૩

**૬૦૨. मयि वर्चो अथो यशोऽथो यज्ञस्य यत्पयः ।**
**परमेष्ठी प्रजापतिर्दिवि द्यामिव दृंहतु ॥ १ ॥**

પદાર્થ : मयि-મારામાં वर्चः-આત્મબળ अथ-उ-અને यशः-માનસ ઉત્કર્ષ अथ-उ-અને यज्ञस्य यत् पयः-શ્રેષ્ઠકર્મ જે ઈન્દ્રિય સંયમ છે તેને परमेष्ठी प्रजापतिः-પરમ મોક્ષધામમાં સ્થિત મુક્ત પ્રજાના

પાલક સ્વામી પરમાત્મા दिवि द्याम्-इव दृंहतु-દ્યુમંડળમાં જ્યોતિની સમાન સ્થિર કરે. (૧)

*ભાવાર્થ : મારામાં આત્મબળ, મારામાં માનસ ઉત્કર્ષ-પવિત્રભાવ, મારામાં ઐન્દ્રિયિક સંયમને, મોક્ષધામના અધિષ્ઠાતા, મુક્ત આત્માઓના રક્ષક, સ્વામી પરમાત્મા સ્થિર કરે. જેમ તેણે દ્યુમંડળમાં જ્યોતિને સ્થિર કરેલ છે, જેથી હું પોતાના આત્મા, મન અને ઈન્દ્રિયોને પરિષ્કૃત કરીને તે પરમાત્મા અને મોક્ષધામને પ્રાપ્ત કરી શકું. (૧)*

## ६०३. सं ते पयांसि समु यन्तु वाजाः सं वृष्ण्यान्यभिमातिषाहः ।
## आप्यायमानो अमृताय सोम दिवि श्रवांस्युत्तमानि धिष्व ॥२॥

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! ते-अभिमातिषाहः-તું પાપ ભાવનાઓ-કામ આદિને દબાવનાર-નષ્ટ કરનારના पयांसि-अमृताय संयन्तु-જ્ઞાનમય તેજ-તેજધારાઓ અમૃત-અમર થયેલા જીવન્મુક્તોને માટે સારી રીતે પ્રાપ્ત થાય. वाजाः सम्-उ-અમૃત અન્ન-અનશ્વરભોગ અવશ્ય સારી રીતે પ્રાપ્ત થાય वृष्ण्यानि सम्-રેતઃ સામર્થ્ય પણ સંપ્રાપ્ત થાય તથા दिवि-મોક્ષધામમાં उत्तमानि श्रवांसि धिष्व-ઉત્કૃષ્ટ શ્રવઃ-પ્રશંસનીય યશ-યશસ્વી પ્રવૃત્તિઓને ધારણ કરાવ. (૨)

*ભાવાર્થ : હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું કામ આદિ પાપ ભાવનાઓને દબાવનાર-નષ્ટ કરનારના જ્ઞાનમય તેજ પ્રવાહ અમર યશને પ્રાપ્ત થયેલ જીવન્મુક્તને સારી રીતે પ્રાપ્ત થા-થાય છે. અમૃતભોગ તથા મોક્ષધામમાં શ્રેષ્ઠ યશસ્વી પ્રવૃત્તિઓ પણ ધારણ કરાવ-કરાવે છે. (૨)*

## ६०४. त्वमिमा ओषधीः सोम विश्वास्त्वमपो अजनयस्त्वं गाः ।
## त्वमातनोरुर्वा३न्तरिक्षं त्वं ज्योतिषा वि तमो ववर्थ ॥३॥

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! त्वम्-તું इमाः-विश्वाः-ओषधीः-अजनयः-એ સમસ્ત ઔષધીઓ-તાપનાશક દ્રવ્યોને ઉત્પન્ન કરે છે. त्वम्-अपः-તું શાન્તિકારક જલોને ઉત્પન્ન કરે છે त्वं गाः-તું નિર્વાહનાં સાધનો ગાય આદિ પશુઓ તથા નિવાસનાં આશ્રય પૃથિવી પ્રદેશોને ઉત્પન્ન કરે છે त्वम्-उरू-अन्तरिक्षम्-आतनोः-તું અવકાશપ્રદ મહાન ખુલ્લું આકાશને સમગ્રરૂપથી ફેલાવે છે. त्वं ज्योतिषा तमः-वि ववर्थ-તું જ્યોતિ દ્વારા અજ્ઞાન અને અંધકારને દૂર કરે છે, હટાવે છે. (૩)

*ભાવાર્થ : હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું મહાન ઉપકારક છે, તારી અને પ્રજાઓના તાપ, ભૂખના હરણ માટે ઔષધીઓને, શાન્તિકારક જલોને, જીવન નિર્વાહક ગાયો, નિવાસ આશ્રયને માટે ભૂમિ પ્રદેશોને, અવકાશ દાન માટે ખુલ્લું આકાશને ઉત્પન્ન કરે છે; તથા અજ્ઞાન-અંધકારનાં નિવારણ માટે જ્યોતિને પ્રકટ કરે છે, ખરેખર તું સર્વથા ઉપાસનીય-સ્તુતિને યોગ્ય છે. (૩)*

## ६०५. अग्निमीडे पुरोहितं यज्ञस्य देवमृत्विजम्। होतारं रत्नधातमम् ॥४॥

પદાર્થ : यज्ञस्य-મહિમારૂપ સૃષ્ટિ યજ્ઞના पुरोहितम्-પૂર્વથી વિદ્યમાન રહેલ પોતાની અંદર ધારણકર્તા, देवम्-પ્રકાશક તથા મોક્ષપ્રદાતા, ऋत्विजम्-પ્રત્યેક ઋતુમાં જડ-જંગમ રચયિતા, होतारम्-હોમનાર યજમાન રૂપ, रत्नधातमम्-રમણીય પદાર્થોના અત્યંત ધારક, अग्निम्-જ્ઞાનપ્રકાશ સ્વરૂપ અગ્રણી પરમાત્માની ईडे-સ્તુતિ કરું-સ્તુતિમાં લાવું. (૪)

*ભાવાર્થ : પરમાત્મા આ સૃષ્ટિનો એકલો જ પુરોહિત છે, સૃષ્ટિનાં પૂર્વે વિદ્યમાન રહીને તેને ધારણ કરી રહેલ છે, તે જ દેવ પણ છે, ભોગ અને મોક્ષ આપે છે, ઉપાસકની ઉપાસનારૂપ હવિને ગ્રહણ કરે છે. ઋત્વિક્ પણ છે, પ્રત્યેક ઋતુમાં અણુઓનો પરસ્પર સંયોગ કરીને રચયિતા છે. હોતા યજમાન પણ છે, પરિણામ અથવા રૂપાન્તર કરે છે. રત્નધાતમ-યજ્ઞમંડપ પણ છે, સર્વ રમણીય પદાર્થોનો આશ્રય છે અને અગ્નિ પણ છે, તેને અગ્ર પરિવર્તન કરનાર પણ તે જ છે. તે એવા ગુણોવાળા પરમાત્માની હું સ્તુતિ કરું છું. (૪)*

१ २ ३२उ ३ २ ३ २ ३ १ २ ३ १ २र
## ૬૦૬. ते मन्वत प्रथमं नाम गोनां त्रिः सप्त परमं नाम जानन् ।
१ २ ३ २ ३क २र ३ २ ३ १ २ ३ १ २र ३ १ २
## ता जानती रभ्यनूषत क्षा आविर्भुवन्नरुणीर्यशसा गावः ॥५॥

પદાર્થ : ते-હે અગ્ને જ્ઞાનપ્રકાશ સ્વરૂપ પરમાત્મન્ ! તારા गोनां प्रथमं नाम-વેદવાણીઓમાં કહેલ મુખ્ય નામ 'ओ३म्' ને मन्वत-માને છે परमं नाम त्रिः सप्त-મુખ્ય નામથી પર-અન્તમાં બીજી કોટિનું ગૌણિક તથા કાર્મિક નામ એકવીસ છંદો ગાયત્રી આદિ છંદોયુક્ત મંત્રોમાં સવિતા, વિષ્ણુ આદિ નામ પણ जानन्-જાણે છે जानतीः-જાણનારી ता-क्षाः-તે તારા આશ્રયમાં-તારામાં જ નિવાસ કરનારી મનુષ્ય પ્રજાઓ अभ्यनूषत-તારી સારી રીતે સ્તુતિ કરે છે આ રીતે તે गावः-સ્તુતિ કરનારી મનુષ્ય પ્રજાઓ यशसा-યશ દ્વારા अरूणीः-आविः-भुवन्-તેજસ્વી પ્રસિદ્ધ બની જાય છે. (૫)

*ભાવાર્થ : હે જ્ઞાનપ્રકાશ સ્વરૂપ પરમાત્મન્ ! વેદવાણીઓમાં કહેલ તારું મુખ્ય નામ 'ओ३म्' પછી દ્વિતીય કોટિમાં આવનાર ગાયત્રી આદિ એકવીસ છંદોવાળા મંત્રોમાં કહેલ સવિતા આદિ ગૌણિક-ગુણ અનુસાર અને કાર્મિક-કર્માનુસાર નામોને જાણનારી, તારા આશ્રયમાં નિવાસ કરીને મનુષ્ય પ્રજાઓ તારી સ્તુતિ કરે છે, ત્યારે યશોમય જીવનમાં પ્રસિદ્ધ બની જાય છે. (૫)*

२ ३ १ २र ३ १ २ ३ २ ३ २ ३क २र
## ૬૦૭. समन्या यन्त्युपयन्त्यन्याः समानमूर्वं नद्यस्पृणन्ति ।
२ ३ २ ३ १ २ ३ १ २ ३ १ २र ३ १ २ ३ १ २
## तमू शुचिं शुचयो दीदिवांसमपान्नपातमुप यन्त्यापः ॥६॥

પદાર્થ : समानम्-ऊर्वम्-એક જ નદીઓના આશ્રયરૂપ આચ્છાદન અથવા વરણ કરનાર મહાનદ સમુદ્રને नद्यः पृणन्ति-નદીઓ તૃપ્ત કરવા ચાહે છે-ભરવા ઇચ્છે છે અથવા नद्यः-स्पृणन्ति-નદીઓ સમુદ્ર તરફ ગતિ કરે છે; જાય છે, પરંતુ તેમાં अन्याः-उपयन्ति-બધી નહિ પરન્તુ કોઈ વિરલ નદીઓ જ સમુદ્રને પ્રાપ્ત થાય છે. એવી રીતે शुचयः-आपः-પવિત્ર-પાપરહિત અને જ્ઞાન, વૈરાગ્યથી પ્રકાશમાન આધ્યાત્મિક

આપ્ત મનુષ્યો तम्-उ-તેને જ शुचिं दीदिवांसम्-પવિત્ર-પાપ સંપર્ક રહિત, સર્વજ્ઞ, અત્યંત પ્રકાશમાન; अपान्नपातम्-આપ્તજનોને ન પડવા દેનાર એવા પરમાત્માને उपयन्ति-પ્રાપ્ત થાય છે. (૬)

*ભાવાર્થ : જેમ પોતાને પહોંચવા-વરવાવાળી સમાનરૂપ સમુદ્રને નદીઓ ભરવા અથવા પ્રાપ્ત કરવા ઈચ્છે છે, પરન્તુ કોઈ વિરલી નદીઓ જ સમુદ્ર સુધી પહોંચે છે, એ જ રીતે પવિત્ર, નિષ્પાપ, જ્ઞાન-વૈરાગ્યથી પ્રકાશમાન, આધ્યાત્મિક આપ્ત પુરુષ, એ પોતાના ઈષ્ટદેવ પવિત્ર, નિષ્પાપ, સર્વજ્ઞ, અત્યંત પ્રકાશમાન, આપ્ત મુમુક્ષુઓને અપનાવનાર પરમાત્માને પ્રાપ્ત કરે છે. (૬)*

## ૬૦૮. आ प्रागाद्भद्रा युवतिरह्नः केतून्त्समीर्त्सति ।
## अभूद्भद्रा निवेशनी विश्वस्य जगतो रात्री ॥७॥

પદાર્થ : रात्री-ઉપાસકોને રમણ કરાવનારી અથવા આનંદ આપનારી પરમાત્માની શ્રી-આશ્રયરૂપ છાયા રક્ષા; भद्रा-કલ્યાણરૂપા-કલ્યાણકારિણી युवतिः-દુઃખ બંધનથી અલગ થવા મોક્ષાનંદને મેળવનારી अह्नः केतून्-અજ્ઞાન-અંધકારનો નાશ કરનાર જ્ઞાનાનંદનો ઉપહાર આપનાર પ્રેરક પરમાત્માના પ્રજ્ઞાનો-બોધ પ્રેરણાઓ અર્થાત્ ઝાંખીઓને समीर्त्सति-સમૃદ્ધ કરે છે. भद्रा-તે કલ્યાણરૂપા विश्वस्य जगतः-સમસ્ત ઉપાસક અથવા મનુષ્ય માત્રની निवेशनी-अभूत्-પોતાનામાં નિવેશ-આશ્રય આપનારી છે. (૭)

*ભાવાર્થ : ઉપાસકોને રમણ કરાવનારી અથવા આનંદ આપનારી પરમાત્માની શ્રી-આશ્રયરૂપા છાયા રક્ષા, કલ્યાણકારી, દુઃખબંધનથી અલગ કરીને તથા સુખ મોક્ષાનંદને મેળવી આપનારી, અજ્ઞાન-અંધકારને નષ્ટ કરીને, જ્ઞાનાનંદનો ઉપહાર આપનાર પ્રેરક પરમાત્માના પ્રજ્ઞાન-બોધ સંકેતોને અથવા ઝાંખીઓની સમૃદ્ધિ કરે છે. પરમાત્મા તરફ ગતિ કરનાર મનુષ્ય માત્રને આશ્રય આપનારી છે. (૭)*

## ૬૦૯. प्रक्षस्य वृष्णो अरुषस्य नू महः प्र नो वचो विदथा जातवेदसे।
## वैश्वानराय मतिर्नव्यसे शुचिः सोमइव पवते चारुरग्नये॥८॥

પદાર્થ : प्रक्षस्य-સંપૃક્ત કરનાર વ્યાપક, वृष्णः-કામનાવર્ષક, अरुषस्य-તેજસ્વી, जातवेदसे नव्यसे-वैश्वानराय-अग्नये-સર્વ જાણનાર, સર્વના ઉત્પાદક વિશ્વનાયક અત્યન્ત સ્તુતિ યોગ્ય પ્રકાશ સ્વરૂપ પરમાત્માને માટે नु-શીઘ્ર महः-वचः-પૂજા કરવાના વચન मतिः-સ્તુતિ અને शुचिः-चारूः सोमः-પવિત્ર સુંદર અથવા ચરણશીલ ઉપાસનારસ इव-વેદનસ્થાનો-હૃદયોમાં पवते-પ્રાપ્ત થાય છે તેનો સ્વીકાર કરે. (૮)

*ભાવાર્થ : સર્વને સંપૃક્ત કરનાર વ્યાપક, કામનાવર્ષક, તેજસ્વી, સર્વના જ્ઞાતા, સર્વના ઉત્પાદક, વિશ્વનાયક, અત્યંત સ્તુતિયોગ્ય, પ્રકાશ સ્વરૂપ પરમાત્માને માટે અમારું પૂજન-આદર વચન, પ્રાર્થના, સ્તુતિ અને પવિત્ર સુંદર ઉપાસનારસ હૃદયોમાં શીઘ્ર પ્રવૃત્ત થાય છે, તેનો પરમાત્મા સ્વીકાર કરે. (૮)*

## ૬૧૦. विश्वे देवा मम शृण्वन्तु यज्ञमुभे रोदसी अपां नपाच्च मन्म।

२ ३ १ २ ३ १ २ ३ २उ ३ १ २
**मा वो वचांसि परिचक्ष्याणि वोचं सुम्नेष्विद्वो अन्तमा मदेम॥ ९॥**

પદાર્થ : विश्वेदेवाः-સમસ્ત વિદ્વાન વેદ પ્રવક્તા ઋષિજન मम-મારા यज्ञम्-અધ્યાત્મયજ્ઞને અનુમોદિત કરે-તેમાં સહયોગ આપીને વૃદ્ધિ કરે उभे रोदसी-બન્ને દ્યાવા પૃથિવી મારા પિતા અને માતા પણ અનુમોદન કરે-પુષ્ટ કરે. અથવા વિશ્વેદેવ-ઇન્દ્રિયો અને દ્યાવા પૃથિવી-પ્રાણ-ઉદાન च-અને अपान्नपात्-આપ્ત ઉપાસકોને ન પાડનાર-રક્ષા કરનાર અપનાવનાર પરમાત્મા મારા मन्म-મનનીય સ્તુતિ વચન श्रुण्वन्तु-સાંભળે-સ્વીકાર કરે वः-તમારા માટે परिचक्ष्याणि वचांसि-નિંદાના વચનોને मा वोचम्-હું ન બોલું-પ્રતિકૂળ આચરણ ન કરું सुम्नेषु इत्-તમારાથી મળનારા સુખોને માટે वः-अन्तमाः-मदेम-તમારી અત્યંત નજીક રહીને આનંદમાં રહું. (૯)

*ભાવાર્થ : હે સર્વ મુમુક્ષુ ઋષિઓ મારા અધ્યાત્મયજ્ઞનું અનુમોદન કરો, પુષ્ટ કરો, વૃદ્ધિ કરો, માતા-પિતાઓ અને પ્રાણ-ઉદાનો તમે પણ વૃદ્ધિ કરો, આપ્ત, જીવન્મુક્તોના રક્ષક, અપનાવનાર પરમાત્મા મનનીય સ્તુતિ વચનોને સાંભળે, સ્વીકાર કરે, હું તમારા માટે નિંદાના વચન ન બોલું, પ્રતિકૂળ આચરણ ન કરું. સુખોને માટે તમારી અત્યંત નજીક રહીને આનંદમાં રહું. (૯)*

१ २ ३ १ २ ३ १ २र ३ २
**६११. यशो मा द्यावापृथिवी यशो मेन्द्रबृहस्पती ।**
२ ३ १ २ ३ १ २ ३ १ २
**यशो भगस्य विन्दतु यशो मा प्रतिमुच्यताम् ।**
३ २ २ ३ २ ३ १ २ ३ १ २
**यशस्व्या३स्याः संसदोऽहं प्रवदिता स्याम् ॥ १० ॥**

પદાર્થ : द्यावा पृथिवी-પિતા માતા मा यशः-મારી યશ પ્રાપ્તિના કારણ બને-અન્તતઃ યશોરૂપ પરમાત્માની પ્રાપ્તિનાં કારણ બને इन्द्राबृहस्पती-શિષ્ય અને ગુરુ मा यशः-મારી યશ પ્રાપ્તિનાં કારણ બને-અન્તતઃ પરમાત્માની પ્રાપ્તિનાં કારણ બને भगस्य यशः-विन्दतु-ઐશ્વર્યનો યશ પ્રાપ્ત થાય-અન્તતઃ ઐશ્વર્ય પણ પરમાત્માની પ્રાપ્તિ કરાવે यशः-मा प्रति मुच्यताम्-યશ મને ગ્રહણ કરે-યશોરૂપ પરમાત્મા મારો સ્વીકાર કરે अस्याः-संसदः-આ માનવ સમાજનો अहं यशस्वी प्रवदिता स्याम्-હું યશસ્વી પ્રવક્તા-અન્તતઃ યશોરૂપ પરમાત્માનો કુશળ પ્રવક્તા બનું. (૧૦)

*ભાવાર્થ : પિતા-માતાની સેવામાં આજ્ઞાપાલનમાં હું યશસ્વી બનું-અન્તતઃ યશોરૂપ પરમાત્માની પ્રાપ્તિ કરું, શિષ્ય અને ગુરુથી એમ વર્તું કે જેથી હું યશોવાન બનું-અન્તતઃ યશોરૂપ પરમાત્માની પ્રાપ્તિમાં સહાયક બનું, ઐશ્વર્યનો યશ પ્રાપ્ત કરું-અન્તતઃ યશોરૂપ પરમાત્માની પ્રાપ્તિનું સાધન બનું, યશ મને અપનાવે, અપયશનું કાર્ય ન કરું, અન્તતઃ યશોરૂપ પરમાત્મા મને પ્રાપ્ત થાય. માનવ સમાજનો યશસ્વી હિતવક્તા બનું, અન્તતઃ યશોરૂપ પરમાત્માનો કુશળ વક્તા બનું. (૧૦)*

१ २ ३ २ ३क २र ३ १ २ ३ १ २ ३ १ २ ३ १ २ ३ २
**६१२. इन्द्रस्य नु वीर्याणि प्रवोचं यानि चकार प्रथमानि वज्री।**

**अहन्नहिमन्वपस्ततर्द प्र वक्षणा अभिनत् पर्वतानाम् ॥ ११ ॥**

પદાર્થ : इन्द्रस्य-ઐશ્વર્યવાન પરમાત્માનાં नु-શીઘ્ર-શીઘ્ર-વારંવાર वीर्याणि प्रवोचम्-વીરકર્મોને-સ્વાધારબળો-પરાક્રમોને પ્રશંસિત કરું છું. वज्री-તે વજ્રવાન ઉપાસકને બંધનથી વર્જિત કરનાર-છોડાવનાર ઓજસ્વી यानि प्रथमानि चकार-જે મુખ્ય પરાક્રમોને કરે છે, જેમકે अहिम्-अहन्-સમગ્રરૂપથી સર્વના મારક મૃત્યુરૂપ સર્પને મારે છે. अपः-अनुततर्द-બંધનના કારણભૂત કામનાઓ-કામવાસનાઓને નષ્ટ કરી દે છે पर्वतानां वक्षणाः-प्राभिनत्-તૃપ્તિકારક જ્ઞાનજ્યોતિવાળા વેદોના જ્ઞાનામૃત સ્રોતો-ઝરણાઓ ખોલે છે. (૧૧)

*ભાવાર્થ : સર્વ ઐશ્વર્યવાન પરમાત્માના વીરકર્મો-સર્વાધાર પરાક્રમોની શીઘ્ર શીઘ્ર-વારંવાર પ્રશંસા કરું છું, જે ઓજસ્વી ઉપાસકોને બંધનથી છોડાવનાર મહાન પરાક્રમો કરે છે, સર્વના મારક મૃત્યુરૂપ સર્પને-કામવાસનાને પણ નષ્ટ કરે છે; તથા તૃપ્તિકારક જ્ઞાનજ્યોતિઓથી પૂર્ણ વેદોનાં જ્ઞાનામૃતના સ્રોતો ઝરણાઓને વહાવે છે. (૧૧)*

**६१३. अग्निरस्मि जन्मना जातवेदा घृतं मे चक्षुरमृतं म आसन्।**
**त्रिधातुरर्को रजसो विमानोऽजस्रं ज्योतिर्हविरस्मि सर्वम्॥ १२ ॥**

પદાર્થ : अग्निः-હું વિશ્વનો અગ્રણી શાસક પરમાત્મા जन्मनाजातवेदाः-अस्मि-જન્મથી જ શું કહું, પરંતુ જન્મેલાને જાણનારો છું. અર્થાત્ મારો જન્મ થતો નથી, પરન્તુ હું તો જન્મેલાનો જ્ઞાતા છું-જન્મરહિત શાશ્વત સર્વજ્ઞ છું. मे चक्षुः-घृतम-મારા નેત્ર ગોલકરૂપ નહિ પરન્તુ તેજ છે જેમાં હું નેત્રવાળાને નેત્ર આપું છું मे-आसन्-अमृतम्-મારા મુખમાં અમૃત છે-અમૃત જ મુખ છે त्रिधातुः-अर्कः-ત્રણેય લોક-પૃથિવી, અન્તરિક્ષ અને દ્યુલોકોનો ધારણકર્તા અર્ચનીય દેવ છું रजसः-विमानः-લોકમાત્રને જુદી-જુદી ગતિ આપનાર-સંચાલક છું अजस्रं ज्योतिः-અનશ્વર જ્યોતિ-સર્વ જ્યોતિની જ્યોતિ-અમર જ્યોતિ सर्वं हविः-अस्मि-ઓમ્ નામક હવિ-ગ્રહણ કરવા યોગ્ય-પોતાની અંદર ધારણ કરવા યોગ્ય છું.

*ભાવાર્થ : હું વિશ્વનો અગ્રણી, શાસક પરમાત્મા જન્મથી કોણ છું, શું કહું. પરન્તુ જન્મેલાઓનો જાણનાર જ્ઞાતા છું, હું જન્મરહિત શાશ્વત છું. મારી આંખ તેજ છે, જે તેજને આંખોવાળાની આંખમાં આપું છું. મારું મુખ અમૃત છે, અથવા મારા મુખમાં અમૃત છે. ત્રણેય પૃથિવી, અન્તરિક્ષ અને દ્યુલોકનો ધારણકર્તા અર્ચનીય દેવ છું. લોકમાત્રને જુદી-જુદી ગતિ આપનાર છું. નાશરહિત જ્યોતિ-જ્યોતિઓની જ્યોતિ ओ३म् નામ મારી અંદર ધારણ કરવા યોગ્ય ઉપાસ્ય છું. (૧૨)*

**६१४. पात्यग्निर्विपो अग्रं पदं वेः पाति यह्वश्चरणं सूर्य्यस्य ।**
**पाति नाभा सप्तशीर्षाणमग्निः पाति देवानामुपमादमृष्वः ॥ १३ ॥**

પદાર્થ : विपः-अग्निः-વિપશ્ચિત્-સર્વજ્ઞ અગ્રણી પરમાત્મા वेः-अग्रं पदं पाति-ગતિશીલ નિરંતર

શરીર રહિત આત્માના આગળના પદ-જન્માન્તર શરીરની રક્ષા કરે છે કર્માનુસાર સુરક્ષિત રાખે છે यह्वः-મહાન અગ્રણી પરમાત્મા सूर्यस्य चरणं पाति-વિદ્યાસૂર્ય વિદ્વાન સર્વ ઇન્દ્રિયોના સ્વામી વશીકર્તા જીવન્મુક્ત આત્માનું સેવન કરવા યોગ્ય મોક્ષની રક્ષાવાળો છે. नाभा-નાભિ-પ્રાણોને બાંધનાર અગ્નિ-અગ્રણી પરમાત્મા सप्तशीर्षाणं पाति-સાત શીર્ષ ઉપરના પ્રાણવાળા આત્માની રક્ષા કરે છે. ऋष्वः-સર્વને પ્રાપ્ત મહાન પરમાત્મા देवानाम्-उपमादम्-સમસ્ત ઉપાસક વિદ્વાનોના અભ્યુદય રૂપ સાંસારિક આનંદકારી સુખની પણ રક્ષા કરે છે. (૧૩)

*ભાવાર્થ : સર્વજ્ઞ અગ્રણી પરમાત્મા એક શરીરથી બીજા શરીરમાં જનાર આત્માના આગલા જન્મની રક્ષા કરે છે-તેને નિયત કરે છે. એ પ્રાણોને બાંધનાર સાત ઉપર પ્રાણો-બે આંખ, બે કાન, બે નાકના છિદ્રો અને એક મુખથી ઉચિત કાર્ય લેનાર સંયમીની રક્ષા કરે છે, સાચું સુખ પ્રાપ્ત કરાવે છે, જીવન્મુક્તની રક્ષા કરે છે. (૧૩)*

## ખંડ-૪

### ६१५. भ्राजन्त्यग्ने समिधान दीदिवो जिह्वा चरत्यन्तरासनि।
### स त्वं नो अग्ने पयसा वसुविद्रयिं वर्चो दृशेऽदाः॥ १ ॥

પદાર્થ : समिधान दीदिवः-अग्ने-હે સમ્યક્ પ્રકાશમાન અન્યોને પ્રકાશિત કરનાર અગ્રણી પરમાત્મન્ ! भ्राजन्ती जिह्वा-તારા ગુણોનો પ્રકાશ કરતી વાક્-વાણી आसनि-अन्तः-चरति-મુખમાં પ્રાપ્ત છે सः-त्वम्-તે તું वसुविद्-अग्ने-હે ધન પ્રાપ્ત કરાવનાર પરમાત્મન્ ! दृशे-તારા દર્શન માટે नः-અમારે માટે रयिं वर्चः पयसा-પુષ્ટિ-સ્વાસ્થ્ય બ્રહ્મવર્ચસને પ્રાણશક્તિની સાથે अदाः-પ્રદાન કર. (૧)

*ભાવાર્થ : હે સ્વયં પ્રકાશમાન તથા અન્યોને પ્રકાશિત કરનાર અગ્નિ-અગ્રણી પરમાત્મન્ ! તારા ગુણોને પ્રકાશિત કરતી વાણી મારા મુખમાં પ્રાપ્ત છે. તે તારી સ્તુતિ કરતી રહે છે; એના બદલામાં તું તારા દર્શન માટે અમારે માટે પુષ્ટિ, સ્વાસ્થ્ય, પ્રાણશક્તિ અને બ્રહ્મવર્ચસ (બ્રહ્મજ્ઞાનથી ઉત્પન્ન થતું તેજ) પ્રદાન કર. (૧)*

### ६१६. वसन्त इन्नु रन्त्यो ग्रीष्म इन्नु रन्त्यः ।
### वर्षाण्यनु शरदो हेमन्तः शिशिरः इन्नु रन्त्यः ॥ २ ॥

પદાર્થ : वसन्तः-इत्-नु-रन्त्यः-હે પ્રકાશ સ્વરૂપ અગ્રણી પરમાત્મન્ ! મારો પ્રાણ (પ્રાણ=વસંત) હાં, શીઘ્ર શીઘ્ર વારંવાર પ્રાણાયામ આદિ દ્વારા તારામાં રમણ કરવા યોગ્ય બને ग्रीष्मः-इत्-नु रन्त्यः-[વાગ્ગ્રીષ્મઃ] મારી વાક્-વાણી હાં, શીઘ્ર શીઘ્ર-વારંવાર સ્તુતિ દ્વારા તારામાં રમણ કરનારી બને वर्षाणि अनु-[ચક્ષુર્વર્ષાઃ] સાથે જ મારી આંખ હાં, શીઘ્ર શીઘ્ર-વારંવાર તારા દર્શનની ઉત્સુક્તા તારા રચેલા જગતમાં તારી કળાને નિહાળી નિહાળીને તારા પાઠ-ભણીને તારામાં રમણ કરવા યોગ્ય બને शरदः

[શ્રોત્રં શરદઃ] મારા કાન હાં, શીઘ્ર શીઘ્ર-વારંવાર તારા સંબંધમાં શ્રવણ દ્વારા તારામાં રમણ કરવા યોગ્ય બને हेमन्तः [મનો હેમન્તઃ] મારું મન હાં, શીઘ્ર શીઘ્ર-વારંવાર તારા મનન ચિંતન દ્વારા તારામાં રમણ કરવા યોગ્ય બને शिशिरः-इत्-नु रन्त्यः-[શિશિરં પ્રતિષ્ઠાનમ્] મારું પ્રતિષ્ઠાન-નાભિ નીચેનું અંગ શીઘ્ર શીઘ્ર-વારંવાર આસન, સદાચરણ દ્વારા તારામાં રમણ કરનાર બને. (૨)

*ભાવાર્થ : પરમાત્મન્ ! મારો પ્રાણ પ્રાણાયામ દ્વારા, મારું મન મનન દ્વારા, મારા કાન તારા શ્રવણ દ્વારા, મારી આંખ તારા દર્શન અને પ્રત્યેક વસ્તુમાં તારું પ્રતિબિંબ નિહાળે, તારો પાઠ ભણીને મારી વાણી તારી સ્તુતિ, ગુણગાન કરે. તથા નાભિથી નીચેના ભાગ આસન અને સદાચરણ દ્વારા તારામાં સદા વારંવાર સમર્પણ કરવા યોગ્ય બની રહે. (૨)*

**६१७. सहस्रशीर्षाः पुरुषः सहस्राक्षः सहस्रपात् ।**
**स भूमिं सर्वतो वृत्वात्यतिष्ठद्दशाङ्गुलम् ॥ ३ ॥**

પદાર્થ : सहस्रशीर्षा-અસંખ્ય શિરવાળા અનંત જ્ઞાન શક્તિમાન सहस्राक्षः-અસંખ્ય નેત્રોવાળા અનંત દર્શન શક્તિમાન सहस्रपात्-અસંખ્ય પગોવાળા અનંત ગતિ શક્તિમાન पुरुषः-સૃષ્ટિમાં પૂર્ણ પુરુષ પરમાત્મા છે सः-તે भूमिं सर्वतः-ભુવન-જગતને સર્વત્રથી ઘેરીને-વ્યાપ્ત થઈને दशाङ्गुलम्-अत्यतिष्ठत्-દશાંગુલ પરિમાણવાળા-દશ આંગળીના સંકેતથી પાંચ સ્થૂલભૂત પાંચ સૂક્ષ્મભૂત અથવા દશ આંગળીનો સંપુટ-બન્ને હાથોની મુટ્ઠીમાં વશ કરેલ બ્રહ્માંડ ગોળને અતિક્રમણ કરીને તેનાથી પણ બહાર અનન્ત રૂપથી રહેલ છે. પરમાત્મન્ ! તું આકાશથી પણ પાર છે. (૩)

*ભાવાર્થ : સમસ્ત જગતના રચયિતા પરમ પુરુષ પરમાત્મા આ જગતની અંદર પૂર્ણ થઈને અનન્તજ્ઞાન, શક્તિમાન, અનન્ત દર્શન શક્તિમાન, અનન્ત ગતિ શક્તિમાન છે, જગતના સર્વ પદાર્થો તેના જ્ઞાનમાં છે. સર્વ જીવોના કર્મનો જ્ઞાતા છે. સર્વ તેની દૃષ્ટિમાં છે-દૃષ્ટા છે. સર્વને ગતિ પ્રદાન કરે છે. સમસ્ત જગતમાં વ્યાપ્ત છે. સર્વ જગત તેની સામે સીમિત છે કારણ કે તે બહાર પણ અનન્ત છે. તેનું શરણ પરમ કલ્યાણપ્રદ છે. (૩)*

**६१८. त्रिपादूर्ध्व उदैत् पुरुषः पादोऽस्येहाभवत् पुनः ।**
**तथा विष्वङ् व्यक्रामदशनानशने अभि ॥ ४ ॥**

પદાર્થ : त्रिपात् पुरुषः-ત્રણ પાદ-ત્રણ અમૃતાનંદરૂપો વાળો પરમ પુરુષ ऊर्ध्वः-उदैत्-નાશવાન જગત્‌થી પર, ઉપર ઉઠેલ છે अस्य पादः-इहः-पुनः-अभवत्-તેના પગ માત્ર જગતરૂપ અહીં નીચે પુનઃ પુનઃ થાય છે. तथा-એ રૂપમાં તે अशनाशने-अभि-ભોગનારા જંગમ-ચેતન અને ન ભોગનારા જડને લક્ષ્ય કરીને विष्वङ् व्यक्रामत्-ઉત્પાદન ધારણ નિયંત્રણ કર્મફળ પ્રદાન આદિ વિવિધ શક્તિઓથી સરળતાથી પ્રાપ્ત થનાર પરમાત્મા પોતાના વિક્રમમાં રાખેલ છે. (૪)

*ભાવાર્થ : પૂર્ણ પુરુષ પરમાત્મા બે સ્થાનમાં બિરાજમાન છે એક સ્થાન તો જગત છે, જે વારંવાર*

*ઉત્પન્ન થયા કરે છે, તેમાં ભોગનારા જંગમ અને ન ભોગનારા જડ ઉત્પન્ન થતા રહે છે, તેને પરમાત્માએ પોતાની વિવિધ શક્તિઓથી પોતાને વશ રાખેલ છે. બીજું સ્થાન જગતથી પૃથક્ અમૃતાનંદરૂપ મોક્ષ છે, મુમુક્ષુ ઉપાસક આત્માઓ તેમાં મોક્ષાનંદ પ્રાપ્ત કરે છે. (૪)*

**૬૧૯. पुरुष एवेदं सर्वं यद् भूतं यच्च भाव्यम् ।**
**पादोऽस्य सर्वा भूतानि त्रिपादस्यामृतं दिवि ॥५॥**

પદાર્થ : पुरुषे-एव-પૂર્ણ પુરુષ પરમાત્માની અંદર જ इदं सर्वम्-આ સર્વ જગત છે यत्-भूतं यत्-च भाव्यम्-જે ઉત્પન્ન થયેલ, જે ઉત્પન્ન થનાર છે, તેથી सर्वा भूतानि-अस्य पादः-સંપૂર્ણ ઉત્પન્ન થયેલા પદાર્થો અને જે ઉત્પન્ન થનારા છે તે પૂર્ણ પુરુષ પરમાત્માના એક પાદ માત્ર છે-એક દેશ અર્થાત્ એક અંશમાત્ર છે अस्य त्रिपात्-તેના ત્રણ પાદ જે ભૂત અને ભવિષ્યથી પર ન ઉત્પન્ન થનાર અભૌતિક अमृतं दिवि-મૃતરહિત સ્થિર પ્રકાશાત્મક મોક્ષધામમાં છે. (૫)

*ભાવાર્થ : પૂર્ણ પુરુષ પરમાત્મામાં આ જે ઉત્પન્ન થયેલું અથવા હવે પછી ઉત્પન્ન થનાર જગત છે, જેની અંદર સર્વ જડ અને જંગમ છે, તે પરમાત્માના એક પાદ-એક દેશમાં રહેલ હોવાથી એક અંશમાત્ર છે, પરંતુ તેના પાદત્રય-ત્રણ પાદવાળું સ્વરૂપ અમૃતાનંદ એ ભૌતિક જગતથી પર છે. અભૌતિક પ્રકાશમાનાત્મક સ્વસ્વરૂપમાં અર્થાત્ મોક્ષધામમાં છે. (૫)*

**૬૨૦. तावानस्य महिमा ततो ज्यायाँश्च पूरुषः ।**
**उतामृतत्वस्येशानो यदन्नेनातिरोहति ॥६॥**

પદાર્થ : तावान्-अस्य महिमा-તે એક પાદ માત્ર ઉત્પન્ન અને ઉત્પન્ન થનાર ભૌતિક જગત એ સર્વ પૂર્ણ પુરુષ પરમાત્માનો મહિમા-સ્થૂલ દૃષ્ટિએ મહાન પરિચય કરાવનાર છે. च-અને ततः-ज्यायान्-पूरुषः-તેથી અધિક મહાન પૂર્ણ પુરુષ પરમાત્મા છે उत-અને તે अमृतत्वस्य-ईशानः-ત્રિપાદરૂપ અમૃત સ્વરૂપનો ઈશ છે-સ્વામી છે यत्-अन्नेन अतिरोहति-જે કે કર્મફળ ભોગ દ્વારા ભોગનું લક્ષ્ય બનેલ જગતમાં આવીને અતિરોહણ કરે છે-મોક્ષની તરફ જાય છે. તે જીવ વર્ગનો પણ સ્વામી છે. (૬)

*ભાવાર્થ : આ જેટલું પણ ભૌતિક જગત છે, જે જે ઉત્પન્ન થયેલું અને ઉત્પન્ન થનાર છે, તે સર્વ પૂર્ણ પુરુષ પરમાત્માનો મહિમા માત્ર છે. પુરુષ પરમાત્મા તો તેથી મહાન છે. તે અમૃતત્વનો સ્વામી છે અને જે કર્મફળ ભોગના લક્ષ્યથી આવીને પુનઃ મોક્ષની તરફ પણ અતિરોહણ કરે છે; તે જીવવર્ગનો પણ સ્વામી છે, તે એવા મહાન પુરુષનું શરણ લેવું કલ્યાણકર છે. (૬)*

**૬૨૧. ततो विराडजायत विराजो अधि पूरुषः ।**
**स जातो अत्यरिच्यत पश्चाद् भूमिमथो पुरः ॥७॥**

પદાર્થ : ततः-विराट्-अजायत-તે પૂર્ણ પુરુષ પરમાત્મા દ્વારા વિરાટ્-વિવિધ પદાર્થોથી શોભાયમાન બ્રહ્માંડ ઉત્પન્ન થયેલ છે. विराजः-अधिपूरुषः-વિરાટ્-બ્રહ્માંડની ઉપર તેનો અધિનાયક-અધિષ્ઠાતા પૂર્ણ પુરુષ પરમાત્મા છે. पश्चात् सः-जातः-પશ્ચાત્ તે ઉત્પન્ન થયેલ વિરાટ-બ્રહ્માંડનાં અધિષ્ઠતૃત્વમાં भूमिम्-अथ पूरः-अति-अरिच्यत-ઉત્પત્તિ સ્થાન-લોકમાત્રને એની પશ્ચાત્ પુરો-જીવશરીરોને અતિશયથી વિરચિત કર્યા-બહાર કાઢ્યા-પ્રકટ કર્યા. (૭)

*ભાવાર્થ : પૂર્ણ પુરુષ પરમાત્મા બ્રહ્માંડને ઉત્પન્ન કરીને તેનો અધિષ્ઠાતા બન્યો, પશ્ચાત્ બ્રહ્માંડનો વિસ્તાર ભૂમિ આદિ વિભિન્ન લોકોમાં થયો, તેના પર વિભિન્ન પ્રાણી શરીર-જરાયુજ, અંડજ, સ્વેદજ, ઉદ્‌ભિજ થયા, જેમાં જીવાત્મા બંધાયેલ છે. તે ઉત્પન્ન કર્તા પરમાત્માને માનીને તથા જાણીને તેની સ્તુતિ-પ્રાર્થના-ઉપાસના કરીને બંધનથી છૂટીને મોક્ષ અને બ્રહ્માનંદને પ્રાપ્ત કરે છે. (૭)*

**६२२. मन्ये वां द्यावापृथिवी सुभोजसौ ये अप्रथेथाममितमभि योजनम्।**
**द्यावापृथिवी भवतं स्योने ते नो मुञ्चतमंहसः ॥ ८॥**

પદાર્થ : सुभोजसौ-द्यावापृथिवी-હે મારું શ્રેષ્ઠ પાલન કરનારા પ્રાણ અને ઉદાન वाम्-તમે બન્નેને मन्ये-ચાહું છું ये अमितं योजनम्-अभि-अप्रथेथाम्-તમે બન્નેને અપરિમિત યોજન મને જ્યાં યુક્ત થવાના છો એવા યોજનીય મોક્ષધામની સન્મુખ પ્રસિદ્ધ કરો द्यावापृथिवी स्योने भवतम्-તમે બન્ને પ્રાણ અને ઉદાન સુખદાયક થાઓ. ते-તે તમે બન્ને अंहसः-मुञ्चतम्-આત્મઘાત પાપબંધનથી છોડાવો. (૮)

*ભાવાર્થ : હે મારા જીવન સાથીઓ શ્રેષ્ઠ પાલન કરનારા પ્રાણ અને ઉદાન ! તમે જન્મથી જ સાથે છો, હું તમને ચાહું છું, તમે સંસારમાં સુખદાયક બનો તથા મને પાપ બંધનથી છોડાવો અને અસીમ યોગમેલના સ્થાન મોક્ષને મારા માટે પ્રસિદ્ધ-પ્રકટ કરો. જીવનને ચલાવો-અધ્યાત્મ ક્ષેત્રમાં પ્રેરિત કરો. પરમાત્માની ઉપાસનામાં લાગો-લગાવો. (૮)*

**६२३. हरी त इन्द्र श्मश्रूण्युतो ते हरितौ हरी ।**
**तं त्वा स्तुवन्ति कवयः पुरुषासो वनर्गवः ॥ ९॥**

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! ते-તારા આપેલા श्मश्रूणि-શરીરમાં-હૃદયમાં શ્રિત પ્રાપ્ત થયેલ हरी-રોગનું હરણ કરનાર અને સ્વાસ્થ્યનું આહરણ કરનાર પ્રાણ અને ઉદાન બન્ને ते-તારા हरी हरितौ-અજ્ઞાન-અંધકાર અપહરણ કરનાર અને આનંદ આહરણ કરનારા દિવ્ય સ્વરૂપોને જ્યોતિ સ્વરૂપ અને શાન્ત સ્વરૂપ એને तं त्वा-અને તે તને वनर्गवः-તુજ વનનીય સંભજનીય પરમાત્માની તરફ જનારા વિરક્ત कवयः पुरुषासः-વિદ્વાન જનો स्तुवन्ति-સ્તુત-પ્રશંસિત કરે છે. (૯)

*ભાવાર્થ : હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તારા આપેલા તારા રચેલા શરીરમાં-હૃદયમાં પ્રાપ્ત રોગનાશક, સ્વાસ્થ્યકર્તા, અજ્ઞાનનાશક અને આનંદ પ્રાપક દિવ્ય પ્રાણ અને ઉદાનને સાધનારા વિરક્તજનો તારી સ્તુતિ-પ્રશંસા કરે છે. (૯)*

६२४. यद्वर्च्चो हिरण्यस्य यद्वा वर्चो गवामुत ।
सत्यस्य ब्रह्मणो वर्चस्तेन मा सं सृजामसि ॥१०॥

પદાર્થ : हिरण्यस्य यत्-वर्चः-સોનાનું જે તેજ-સૌંદર્યરૂપ છે यत्-वा-અને જે गवाम्-उत-સૂર્યકિરણોનું વર્ચ-તેજ ચમકરૂપ છે તથા વેદ-વાણીઓનું વર્ચ-જ્ઞાનરૂપ છે सत्यस्य-ब्रह्मणः-वर्चः-સત્યસ્વરૂપ પરમાત્માનું જે વર્ચ-તેજ બ્રહ્માનંદરૂપ છે तेन मा संसृजामसि-તેથી હું પોતાને સંસૃષ્ટ કરું-સંસ્કૃત કરું, સારી રીતે અલંકૃત કરું. (૧૦)

*ભાવાર્થ : સોનાનું તેજ-ચળક-સૌંદર્ય, સૂર્ય કિરણોનું તેજ-પ્રકાશ, વેદવચનોનું તેજ-જ્ઞાન, સત્યસ્વરૂપ પરમાત્માનું તેજ-બ્રહ્માનંદ દ્વારા હું ઉપાસક મને સંસ્કૃત અને સુભૂષિત-અલંકૃત કરું. મારા શરીરમાં મસ્તિષ્કમાં, મનમાં, આત્મામાં ક્રમશઃ સ્વાસ્થ્ય સૌંદર્ય, પ્રકાશ, જ્ઞાન, બ્રહ્માનંદ પ્રાપ્ત કરું. (૧૦)*

६२५. सहस्तन्न इन्द्र दद्ध्योज ईशे ह्यस्य महतो विरप्शिन्।
क्रतुं न नृम्णं स्थविरं च वाजं वृत्रेषु शत्रून्त्सुहना कृधी नः॥११॥

પદાર્થ : विरप्शिन्-इन्द्र-હે મહાન ઐશ્વર્યવાન પરમાત્મન્ ! नः-અમને तत् सहः-તે બળ-બાહ્ય બળને ओजः-આત્મબળને दद्धि-દે-પ્રદાન કર अस्य महतः-તું આ મહાન સંસારનો ईशे हि-સ્વામિત્વ-શાસનકર્તા છે જ, તે બળ અને ઓજ રાખીને જ સંસાર પર શાસન કરે છે, અમે શરીર અને મન પર શાસન કરી શકીએ क्रतुं न स्थविरं नृम्णं वाजं च-પ્રજ્ઞા આપ તથા પ્રજ્ઞાની સમાન સ્થિર ધન-મૌક્ષૈશ્વર્યને આપ અને સ્થિર અન્ન-અમૃતભોગ-આનંદ પણ આપ તથા वृत्रेषु-કામ-ક્રોધાદિ પાપભાવોને કારણે नः-सुहना शत्रून् कृधि-અમને બળવાન અને શમન કરનાર કરી દે-બનાવી દે. (૧૧)

*ભાવાર્થ : હે મહાન ઐશ્વર્યવાન્ પરમાત્મન્ ! તું અમને બાહ્યબળ અને આત્મબળ આપ, જેના દ્વારા તું વિસ્તૃત સંસાર પર શાસન કરે છે. અમે સંસાર પર નહિ, પરન્તુ શરીર અને મન પર શાસન કરી શકીએ, તથા પ્રજ્ઞા પણ આપ. પ્રજ્ઞા સમાન સ્થિર ધન-મોક્ષૈશ્વર્ય અને બ્રહ્માનંદ પણ આપ, કામ, ક્રોધ આદિ પાપ ભાવોને કારણે અમને બળવાન, સંયમી અને શમન કરનાર બનાવી દે. (૧૧)*

६२६. सहर्षभाः सहवत्सा उदेत विश्वा रूपाणि बिभ्रतीर्द्व्यूध्नीः।
उरुः पृथुरयं वो अस्तु लोक इमा आपः सुप्रपाणा इह स्त॥१२॥

પદાર્થ : सहर्षभाः-હે સ્તુતિ વાણીઓ ! તમે ઋષભ = સાંઢરૂપ આત્માની સાથે सहवत्साः-મનરૂપ બાળકો-વાછરડાઓ સહિત द्व्यूध्नीः-ઐહિક સુખ પારલૌકિક મોક્ષાનંદ ફળ આપનારી विश्वा रूपाणि

बिभ्रतीः-સમસ્ત સુંદર-કમનીય વસ્તુઓને ધારણ કરતી બિરાજમાન રહે अयं यः-એ જે उरुः पृथुः-लोकः-अस्तु-મહાન, વિસ્તૃત વિશાળ મોક્ષધામ છે इह-એ મોક્ષધામમાં इमाः-सुप्रपाणाः-आपः-स्त-એ પ્રસિદ્ધ ભરપૂર પાન કરવા યોગ્ય વ્યાપક પ્રજાપતિ પરમાત્મા છે. (૧૨)

*ભાવાર્થ : હે સ્તુતિવાણીઓ ! તમે આત્માની સાથે મનની સાથે પણ બન્ને લોકોમાં ફળ આપનારી, સંસારમાં પણ સાચું સુખ અને મોક્ષમાં પણ શાન્ત આનંદ પ્રાપ્ત કરાવનારી તમે છો, તમે વધતી રહો. છેવટે તમારે માટે મહાન વિસ્તૃત મોક્ષધામ છે, જ્યાં સારી રીતે પાન કરવા યોગ્ય પ્રજાપતિ પરમાત્મા છે, જેની તરસ તમને લાગેલી છે, જેને પાન કરાવવાનું તમારું અન્તિમ લક્ષ્ય છે. (૧૨)*

## ખંડ-૫

### ६२७. अग्न आयूँषि पवस आसुवोर्जमिषं च नः। आरे बाधस्व दुच्छुनाम्॥ १ ॥

પદાર્થ : अग्ने-હે અગ્રણી પરમાત્મન્ ! आयूंषि पवसे-પ્રાણોને પ્રેરિત કર ऊर्जम्-इषं च नः-आसुवः-તેથી રસાત્મક સૂક્ષ્મભોગને મોક્ષરૂપ આયુનું ફળ અને સ્થૂળ અન્નભોગ તથા સંસારમાં ભૌતિક પ્રાણોનું ફળ અન્ન અમારે માટે ઉત્પન્ન કર दुच्छुनाम्-પાપની પ્રવૃત્તિઓને आरे बाधस्व-અમારાથી દૂર હટાવ. (૧)

*ભાવાર્થ : હે અગ્રણી પરમાત્મન્ ! તું અમારા પ્રાણોને અગ્ર-અગ્ર પ્રેરિત કર, ભૌતિકતાથી ઉન્નતિ કરતા મોક્ષધામમાં, અમૃતરૂપ ધારણ કરીએ. આ જગતમાં સ્થૂળ અન્નભોગોને પ્રાપ્ત કરાવીને ફરી મોક્ષધામમાં અમૃતરસને પણ પ્રાપ્ત કરાવ. આ લોકની એ દુષ્પ્રવૃત્તિને દૂર હટાવ. (૧)*

### ६२८. विभ्राड् बृहत् पिबतु सोम्यं मध्वायुर्दधद्यज्ञपतावविह्रुतम्।
### वातजूतो यो अभिरक्षति त्मना प्रजाः पिपर्ति बहुधा वि राजति॥ २ ॥

પદાર્થ : यज्ञपतौ-અધ્યાત્મયજ્ઞના યજમાન ઉપાસકને માટે अविह्नुतम्-आयुः-दधत्-અવિકલિત-સરળ જીવનને ધારણ કરાવવા માટે विभ्राट्-વિશેષ પ્રકાશમાન સમસ્ત પ્રકાશમાનોમાં પ્રકાશમાન પરમાત્મા बृहत् सोम्यं मधु-ખૂબ જ ઉપાસનારસયુક્ત મધુપાનક पिबतु-પાન કરે-સ્વીકાર કરે-કરે છે. यः-वातजूतः-જે મનને પ્રેરિત-પ્રાર્થિત त्मना-આત્મભાવથી-સ્નેહથી प्रजाः-अभिरक्षति-ઉપાસક પ્રજાઓ પર દયા કરે છે पिपर्ति-તેનું પાલન કરે છે बहुधा विराजति-અનેક પ્રકારથી તેની અંદર પ્રકાશમાન થાય છે. (૨)

*ભાવાર્થ : અધ્યાત્મયજ્ઞના યજમાન ઉપાસકે સરળ જીવનને ધારણ કરવા માટે વિશેષ પ્રકાશમાન અધ્યાત્મપ્રકાશદાતા પરમાત્મા ઉપાસકો દ્વારા આત્મભાવથી સમર્પિત મધુર ઉપાસનારસનો દયા કરીને સ્વીકાર કરે છે તથા ઉપાસકનું પાલન કરીને તેને સાક્ષાત્ થાય છે. (૨)*

### ६२९. चित्रं देवानामुदगादनीकं चक्षुर्मित्रस्य वरुणस्याग्नेः ।

## आप्रा द्यावापृथिवी अन्तरिक्षं सूर्य आत्मा जगतस्तस्थुषश्च ॥ ३ ॥

પદાર્થ : जगतः-च-तस्थुषः-आत्मा-જંગમ-ચર ચેતનના અને સ્થાવર-જડના આત્મા-વિશ્વના આત્મા પરમાત્મા सूर्यः-જ્ઞાનપ્રકાશ સ્વરૂપ-જ્ઞાનસૂર્ય देवानां चित्रम्-अनीकम्-મુમુક્ષુ જીવન્મુક્તોના અદ્‌ભુત શ્રેષ્ઠ પ્રાણ मित्रस्य वरुणस्य-अग्नेः-चक्षुः-મારા પ્રાણના અયનના અને વાક્-વાણીના પ્રકાશક उदगात्-અહો મુજ ઉપાસક-ધ્યાનીની અંદર સાક્ષાત્ થયો-થઈ ગયો द्यावापृथिवी अन्तरिक्षम् आप्राः-મારા ઉપરના અંગ શિરને, નીચેના અંગ કટિને તથા હૃદયાવકાશને જ્ઞાન જીવનગતિ પ્રવૃત્તિઓથી ભરી દીધેલ છે. (૩)

*ભાવાર્થ : ચર-અચર-જંગમ-જડના આત્મા પરમાત્મા સ્વતઃ જ્ઞાન પ્રકાશસ્વરૂપ જ્ઞાનસૂર્ય મુમુક્ષુઓ જીવન્મુક્તોના અદ્‌ભુત શ્રેષ્ઠ મુખ્ય પ્રાણ તથા શ્વાસ ઉચ્છ્‌વાસ અને વાણીના પ્રકાશક ઉપાસકની અંદર સાક્ષાત્ થાય છે. ફરી મૂર્ધા-શિર, હૃદય અને કટિને પોતાની જ્ઞાન જીવનગતિ શક્તિઓથી ભરી દે છે. (૩)*

## ૬૩૦. आयं गौः पृश्निरक्रमीदसदन्मातरं पुरः । पितरं च प्रयन्त्स्वः ॥ ४ ॥

પદાર્થ : अयम्-એ गौः-સ્તોતા-ઉપાસક पृश्निः-પરમજ્યોતિનો સ્પર્શ કરનાર-પ્રાપ્ત કરનાર ઉપાસક આત્મા आ-अक्रमीत्-સંસારમાં આવ્યો-આવે છે पुरः-मातरं पितरं च-आसदत्-પ્રથમ માતા અને પિતાને પ્રાપ્ત થાય છે પુનઃ प्रयन्-પ્રગતિ કરીને स्वः-મોક્ષધામમાં પહોંચે છે. (૪)

*ભાવાર્થ : એ સ્તુતિકર્તા ઉપાસક પરમજ્યોતિને સ્પર્શ કરનાર, પ્રાપ્ત કરનાર આત્મા-જીવાત્મા સંસારમાં અવતરણ કરે છે. પ્રથમ માતા, પિતાને પ્રાપ્ત થાય છે, પિતાના બીજભાવથી અને માતાના ગર્ભધારણથી પુનઃ ઉત્પન્ન થઈને જીવનમાં પ્રગતિ કરતાં-ઉન્નતિ કરતાં નિતાન્ત સુખ સ્થાન મોક્ષધામને પ્રાપ્ત થાય છે. (૪)*

## ૬૩૧. अन्तश्चरति रोचनास्य प्राणादपानती । व्यख्यन्महिषो दिवम् ॥ ५ ॥

પદાર્થ : महिषः-रोचना-મહાન પ્રકાશમાન अस्य-આ જગતની अन्तः-અંદર चरति-પ્રાપ્ત થઈ રહ્યો છે प्राणात्-अपानती-દ્યુલોક અને પૃથિવીલોક સુધી दिवं व्यख्यत्-મોક્ષધામને પ્રકાશિત કરે છે. (૫)

*ભાવાર્થ : મહાન પ્રકાશમાન પરમાત્મા આ જગતની અંદર દ્યુલોકથી લઈને પૃથિવી સુધી પ્રાપ્ત થઈ રહ્યો છે અને મોક્ષધામને પોતાના પ્રકાશથી પ્રકાશિત કરી રહ્યો છે. (૫)*

## ૬૩૨. त्रिंशद्धाम वि राजति वाक् पतङ्गाय धीयते । प्रति वस्तोरह द्युभिः ॥ ६ ॥

પદાર્થ : पतङ्गाय-મારા આત્મામાં પ્રાપ્ત થનાર પરમાત્માને માટે प्रति वस्तोः-वाक्-धीयते-પ્રતિદિન મારા દ્વારા સ્તુતિ આધાન કરવામાં આવે છે-સમર્પિત કરવામાં આવે છે अह-અહો द्युभिः-પોતાની જ્યોતિઓથી મારી અંદર त्रिंशत्-धाम-ત્રીશ ઘડી विराजति-વિશેષ પ્રકાશિત રહે છે.

*ભાવાર્થ : આત્મામાં પ્રાપ્ત થનાર પરમાત્માને માટે મુજ ઉપાસક દ્વારા પ્રતિદિન સ્તુતિ સમર્પિત*

*કરવામાં આવે છે, અહો-કેવું સુંદર છે, તે પરમાત્મા પણ પોતાની જ્યોતિઓથી ત્રીશ ઘડીઓ-દિવસ-રાત મુજ ઉપાસકની અંદર વિશેષ પ્રકાશિત રહે છે, મારી સ્તુતિ ખાલી જતી નથી અને તે પણ દયા, ન્યાયનો ત્યાગ કરતો નથી. (૬)*

## ૬૩૩. अप त्ये तायवो यथा नक्षत्रा यन्त्यक्तु भिः। सूराय विश्वचक्षसे॥ ७॥

પદાર્થ : यथा-જેમ सूराय-સૂર્યના આગમનને લક્ષ્ય કરીને-સૂર્ય ઉદય થયા પછી अक्तुभिः-नक्षत्रा-રાત્રિઓ સહિત બુધ, શુક્ર આદિ ગ્રહ, તારા अपयन्ति-દૂર થઈ જાય છે; હટી જાય છે, તેમજ विश्वचक्षसे-વિશ્વ દૃષ્ટા પરમાત્માને લક્ષ્ય કરીને ઉપાસક त्ये तायवः-તે ચોરભાવ જે અંદરથી અને બહારથી જુદા ભાવ તથા કામ આદિ દોષો દૂર ભાગી જાય છે. (૭)

*ભાવાર્થ : જેમ સૂર્યના આગમનથી રાતની સાથે તારાઓ ચાલ્યા જાય છે, તેમજ સર્વ દૃષ્ટા, સર્વ—દર્શક પરમાત્માના આગમનથી મનમાં અને બહારમાં જુદા ભાવ તથા કામ આદિ ગુપ્ત દોષ ચાલ્યા જાય છે. (૭)*

## ૬૩૪. अदृश्रन्नस्य केतवो वि रश्मयो जनाँ अनु। भ्राजन्तो अग्नयो यथा॥ ८॥

પદાર્થ : अस्य केतवः-એ સૂર્ય પરમાત્માને કેતુ-જ્ઞાપક સંકેત કરનાર रश्मयः-સર્વત્ર વ્યાપ્ત ગુણ जनान्-अनु-ઉપાસક અને મનનશીલ જનોને अदृश्रन्-જોવામાં આવે છે यथा-भ्राजन्तः-अग्नयः-જાજ્વલ્યમાન અગ્નિઓ જોવામાં આવે છે. (૮)

*ભાવાર્થ : અહો ! એ સરણશીલ-વ્યાપનશીલ પરમાત્માની જ્ઞાપક ગુણ રશ્મિઓ ઉપાસક અને મનનશીલ-જનોને જોવામાં આવી રહી છે, જેમ જાજ્વલ્યમાન અગ્નિની જ્વાળાઓ સાક્ષાત્ જોવામાં આવે છે. (૮)*

## ૬૩૫. तरणिर्विश्वदर्शतो ज्योतिष्कृदसि सूर्य। विश्वमाभासि रोचनम्॥ ९॥

પદાર્થ : सूर्य-હે સર્વત્ર સરણશીલ વ્યાપનશીલ પરમાત્મન્ ! તું तरणिः-મુમુક્ષુઓને દુઃખસાગરથી તારનાર છે विश्वदर्शतः-સર્વનો દર્શનીય ज्योतिष्कृत्-असि-જ્ઞાન જ્યોતિનો કરનાર-આપનાર છે विश्वं रोचनम्-आभासि-સમસ્ત પ્રકાશમાનોને તું જ પ્રકાશિત કરે છે-પ્રકાશ પ્રદાન કરે છે. (૯)

*ભાવાર્થ : સર્વત્ર વ્યાપનશીલ પરમાત્મા મુમુક્ષુ ઉપાસકોને દુઃખસાગરથી તારનાર, સર્વને દર્શન યોગ્ય, અન્તઃકરણમાં જ્ઞાન જ્યોતિ પ્રકટાવનાર અને સમસ્ત પ્રકાશવાળા પદાર્થોનો પ્રકાશદાતા છે; તેની ઉપાસના કરીને જ્ઞાન પ્રકાશ અને અમૃત આનંદને પ્રાપ્ત કરવા જોઈએ. (૯)*

## ૬૩૬. प्रत्यङ् देवानां विशः प्रत्यङ्ङुदेषि मानुषान्। प्रत्यङ् विश्वं स्वर्दृशे॥ १०॥

પદાર્થ : स्वः-दृशे-સુખ દર્શનને માટે देवानां विशः प्रत्यङ्-उदेषि-દેવો-જીવન્મુક્તોની શ્રેણીમાં આવનારા નિયમિત જીવનયાત્રા કરનારા-પરમાત્મામાં પોતાને નિયુક્ત કરનારા મનુષ્યોની સન્મુખ

પરમાત્મન્ ! તું ઉત્સાહથી જાય છે. मानुषात् प्रत्यङ्-મનુષ્ય શ્રેણીના ઉપાસકોની સન્મુખ પણ ઉત્સાહથી આવે છે. विश्वं प्रत्यङ्-સર્વ દર્શક વર્ગની સામે પણ ઉત્સાહથી આવે છે. (૧૦)

*ભાવાર્થ : હે વ્યાપનશીલ પરમાત્મન્ ! તું ઉદાર છે, તું જીવન્મુક્તોની સામે, ઉપાસક મનુષ્યોની સામે તથા સર્વ જનવર્ગની સામે પણ સુખદર્શન કરાવવા ઉત્સાહથી આવે છે. તારી પાસે ભેદભાવ નથી, યથાયોગ્ય, યથાપાત્ર તારા સુખદર્શન તું આપે જ છે. જેટલા તારા દર્શનના ઉત્સુક, તારા તરફ પ્રવૃત્ત થવામાં જે યત્નશીલ બને છે, તેટલું તારું સુખદર્શન કરી શકે છે. (૧૦)*

## ६३७. येना पावक चक्षसा भुरण्यन्तं जनाँ अनु। त्वं वरुण पश्यसि॥ ११॥

પદાર્થ : पावक वरुण त्वम्-હે પવિત્રકારક વરવાને યોગ્ય વરવાવાળા પરમાત્મન્ ! તું येन चक्षसा-જે ઉપકાર દૃષ્ટિથી जनान्-अनु भुरण्यन्तं पश्यसि-જન્મ પામનાર પ્રાણીઓનું ભરણ પોષણ કરતા જગતને નિહાળે છે, તેમ અમને ઉપાસકોને પણ નિહાળ-નિહાળે છે. (૧૧)

*ભાવાર્થ : પવિત્રકારક, વરવાયોગ્ય, વરનાર, વ્યાપનશીલ પરમાત્મા જન્મ પામનાર પ્રાણીઓનું ભરણ-પોષણ કરતાં જગતને જે ઉપકાર અથવા કૃપાદૃષ્ટિથી નિહાળે છે, તેમ ભોગ પદાર્થ માટે અમને ઉપાસકોને માટે, અમૃત સુખને માટે અપવર્ગ-મોક્ષને પણ નિહાળ-નિહાળે છે. (૧૧)*

## ६३८. उद् द्यामेषि रजः पृथ्वहा मिमानो अक्तुभिः।
## पश्यञ्जन्मानि सूर्य॥ १२॥

પદાર્થ : सूर्य-હે સરણશીલ-વ્યાપનશીલ પરમાત્મન્ ! તું द्याम्-દ્યુલોકને रजः-અન્તરિક્ષને पृथु-કઠિન-પૃથિવી પિંડને अक्तुभिः-अहा-રાત્રિઓની સાથે દિવસોનું-રાત દિવસોનું मिमानः-નિર્માણ કરતાં जन्मानि पश्यन्-અમે જન્મ પામનારાઓને દ્રષ્ટિમાં રાખવા માટે उदेषि-ઉત્સાહપૂર્વક પ્રાપ્ત થા. (૧૨)

*ભાવાર્થ : વ્યાપનશીલ પરમાત્મા દ્યુલોક, અન્તરિક્ષલોક, પૃથિવીલોક-ત્રણેય લોકોનું તથા દિવસ અને રાતોનું નિર્માણ કરતાં અમે જન્મ પામનારા પર કૃપાદ્રષ્ટિ રાખીને ઉત્સાહથી પ્રાપ્ત થાય છે, અથવા અમે જન્મ પામનારા પર કૃપાદ્રષ્ટિ રાખવા માટે એ સર્વનું નિર્માણ કરે છે, જેથી અમે ભોગ અને અપવર્ગ-મોક્ષ પ્રાપ્ત કરી શકીએ. તેથી અમારે તેની ઉપાસના કરવી જોઈએ. (૧૨)*

## ६३९. अयुक्त सप्त शुन्ध्युवः सूरो रथस्य नप्त्र्यः।
## ताभिर्याति स्वयुक्तिभिः॥ १३॥

પદાર્થ : सूरः-પ્રેરક પરમાત્મા सप्त-સમવેત થયેલ शुन्ध्युवः-પ્રાણ रथस्य नप्त्यः-શરીરરથને ન પાડનાર-સંભાળનારને अयुक्त-નિયુક્ત કરેલ છે ताभिः स्वयुक्तिभिः-તે સ્વયુક્ત કરવામાં આવેલ પ્રાણો-પ્રાણ પ્રબંધોથી પ્રાપ્ત થાય છે. (૧૩)

*ભાવાર્થ : પ્રેરક પરમાત્માએ શરીરરથને સંભાળનાર પ્રાણને સમવેત રૂપમાં નિયુક્ત કરેલ છે, તે સ્વયુક્ત કરવામાં આવેલા પ્રાણો પ્રબંધોથી પ્રાપ્ત છે. (૧૩)*

## ६४०. सप्त त्वा हरितो रथे वहन्ति देव सूर्य। शोचिष्केशं विचक्षण॥ १४॥

પદાર્થ : विचक्षण सूर्य-હે સર્વદ્રષ્ટા સરણશીલ-વ્યાપનશીલ પરમાત્મન્ ! सप्त हरितः-ઉક્ત સમવેત થનાર તને લઈ આવનાર પ્રાણ रथे-મારા શરીર રથમાં-હૃદયગૃહમાં त्वा शोचिष्केशं वहन्ति-તને દીપ્તજ્ઞાન રશ્મિવાળાને લઈ આવે છે. (૧૪)

*ભાવાર્થ : હે સર્વદ્રષ્ટા વ્યાપનશીલ પરમાત્મન્ ! એ સમવેત થયેલ પ્રાણ તને લઈ આવનાર મારા શરીરરથમાં હૃદયગૃહમાં તારી જ્ઞાન રશ્મિઓથી પ્રકાશમાન ઉપાસ્યદેવને લઈ આવે છે, જેને તે દેહરથમાં જોડેલ છે. જ્યાં સુધી દેહરથ છે, ત્યાં સુધી તો તને મારા સુધી લઈ આવે છે; અને જ્યારે શરીરથી અલગ થાય છે, ત્યારે મને તારા સુધી લઈ આવે છે. (૧૪)*

इति षष्ठोऽध्यायः, षष्ठः प्रपाठकश्च समाप्तः

इति आरण्यपर्व वा आरण्यकाण्ड

सामवेद-संहितायां पूर्वार्चिकः समाप्तः



## अथ महानाम्न्यार्चिकः

**६४१. विदा मघवन् विदा गातुमनुशंसिषो दिशः ।**
**शिक्षा शचीनां पते पूर्वीणां पुरूवसो ॥ १ ॥**

પદાર્થ : मघवन्-હે મોક્ષૈશ્વર્યવાળા પરમાત્મન્ ! विदाः-તું સર્વ કાંઈ જાણે છે, તેથી गातुं विदाः-જીવનનો માર્ગ અથવા જવાના માર્ગને પ્રાપ્ત કરાવ दिशः-अनुशंसिषः-આગળ વધવાની દિશાઓને બતાવ पूर्वीणां शचीनां पते-શાશ્વત પ્રજ્ઞાઓ-વિદ્યાઓના સ્વામિન્ ! पुरुवसो-બહુ જ્ઞાનધનવાળા પરમાત્મન્ ! शिक्ष-તે શાશ્વત પ્રજ્ઞાઓને, વિદ્યાઓને, જ્ઞાનધનોને મને પ્રદાન કર. (૧)

*ભાવાર્થ : પરમાત્મા સર્વત્ર છે. વેદત્રયી-સમસ્ત શાશ્વત વિદ્યાનો સ્વામી છે, મનુષ્યને જીવનયાત્રાનો માર્ગ અને જવાની દિશાને પણ બતાવે છે. વિશેષતઃ ઉપાસકનો મહાન પથપ્રદર્શક બને છે. (૧)*

**६४२. आभिष्ट्वमभिष्टिभिः स्वा३ऽन्नांशुः । प्रचेतन प्रचेतयेन्द्र द्युम्नाय न इषे॥ २ ॥**

પદાર્થ : प्रचेतन इन्द्र-હે સચેત કરનાર ઐશ્વર્યવાન પરમાત્મન્ ! त्वम्-તું आभिः-अभिष्टिभिः-એ અમારી પ્રાર્થનાથી स्वः-न-अंशुः-સુખમય મોક્ષધામની સમાન તથા વ્યાપક થતાં તું नः-અમારા स्त्र/द्युम्नाय-યશોરૂપ સ્વરૂપ પ્રાપ્તિને માટે અને इषे-લૌકિક અન્નાદિ ઈષ્ટ સિદ્ધિને માટે પણ प्रचेतय-ચેતાવા-બોધિત કર-કરે છે. (૨)

*ભાવાર્થ : ચેતાવનાર મોક્ષધામની સમાન મહાન પરમાત્મા અમારી પ્રાર્થનાથી અમને ચેતાવે છે. આધ્યાત્મિક યશ પરમાત્મરૂપ સ્વસ્વરૂપ દર્શન માટે તથા સાંસારિક અન્ન આદિ ઈષ્ટ સિદ્ધિને માટે પણ ચેતાવે છે. બોધ આપે છે. (૨)*

**६४३. एवा हि शक्रो राये वाजाय वज्रिवः ।**
**शविष्ठ वजिन्नृञ्जसे मंहिष्ठ वज्रिन्नृञ्जस आ याहि पिब मत्स्व॥ ३ ॥**

પદાર્થ : एव हि-એમ જ शक्र-उ-હે નિતાન્ત સુખ આપવામાં શક્ત-સમર્થ પરમાત્મન્ ! राये-મોક્ષૈશ્વર્યને માટે वज्रिवः-હે ઓજસ્વી वाजाय-અમૃત અન્નભોગને માટે शविष्ठ वज्रिन्-ऋञ्जसे-હે અત્યંત બળવાન ! ઓજસ્વી પરમાત્મન્ ! તું અમને સમર્થ બનાવે છે आयाहि-આવી જા पिब-ઉપાસનારસનું પાન કર-સ્વીકાર मत्स्व-અમારા પર પ્રસન્ન થા. (૩)

*ભાવાર્થ : એજ રીતે સુખ પ્રદાનમાં સમર્થ પરમાત્મન્ ! તું મોક્ષૈશ્વર્યને આપવાને સમર્થ છે તથા હે ઓજસ્વી ! તું અમૃતભોગ આપવાને બળવાન પરમાત્મન્ ! તું અમને સમર્થ બનાવે છે. હે પ્રશંસનીય*

*દેવ ! તું અમારા હૃદયમાં આવ. ઉપાસનારસનું પાન કર-સ્વીકાર કર, અમને સર્વ પ્રકારે સમૃદ્ધ કર. (૩)*

## ६४४. विदा राये सुवीर्यं भुवो वाजानां पतिर्वशाँ अनु
## मंहिष्ठ वज्रिन्नृञ्जसे यः शविष्ठः शूराणाम्॥ ४॥

પદાર્થ : राये सुवीर्य विदाः-મોક્ષ ઐશ્વર્યને માટે સંયત વીર્ય પ્રાપ્ત કરાવ. वाजानां पतिः-બળોના સ્વામિન્ ! वशान्-अनुभुवः-પોતાના વશમાં તેને અનુભાવિત કર मंहिष्ठ वाजिन्-ऋञ्जसे-હે પ્રશંસનીય બળવાન્ ! તું અમને સમર્થ કર. यः-જે તું शूराणां शविष्ठ-શૂરવીરોમાં સર્વથી અત્યંત બળવાન છે. (૪)

*ભાવાર્થ : પરમાત્મા મોક્ષૈશ્વર્ય પ્રાપ્ત કરવા માટે સંયમવાળું વીર્ય આપે છે. તે સમસ્ત બળોનો સ્વામી છે, તેને પોતાને વશ કરે છે. તે પ્રશંસનીય મહાન છે, અમને સમર્થ બનાવે છે. તે શૂરવીરમાં સર્વથી મહાન છે. તેનું શરણ લેવું, તેની ઉપાસના કરવી જોઈએ. (૪)*

## ६४५. यो मंहिष्ठो मघोनामंशुर्न शोचिः।
## चिकित्वो अभि नो नयेन्द्रो विदे तमु स्तुहि॥ ५॥

પદાર્થ : मघोनां मंहिष्ठः-यः-ધનવાનોમાં અત્યંત દાની જે પરમાત્મા છે अंशुः-न शोचिः-કિરણવાળા સૂર્યની સમાન પ્રકાશમાન છે. चिकित्वः-તે તું જ્ઞાનવાન પરમાત્મન્ नः-अभि नय-અમને લઈને ચાલ इन्द्रः-विदे-ઐશ્વર્યવાન પરમાત્મા અમને જ્ઞાન પ્રદાન કર-આપે છે. તેથી तम्-उ स्तुहि-હે મન ! તું તેની સ્તુતિ કર. (૫)

*ભાવાર્થ : ધનવાનોમાં અત્યંત દાનદાતા પરમાત્મા જ છે, જે ભોગ પણ આપે છે અને ભોગના સાધનો પણ આપે છે-સૂર્ય સમાન તેજસ્વી અર્થાત્ પ્રકાશમાન જ છે. યોગીની અંદર તેનો જ પ્રકાશ થાય છે. તે જ્ઞાનવાન બનેલાં અમને લઈ જાય છે. 'अग्ने नय' એ રીતે અમને લઈ જાય છે. તે એવા પરમાત્માની અરે મન સ્તુતિ કર. (૫)*

## ६४६. ईशे हि शक्रस्तमूतये हवामहे जेतारमपराजितम् ।
## स नः स्वर्षदति द्विषः क्रतुश्छन्द ऋतं बृहत् ॥ ६ ॥

પદાર્થ : शक्रः-શક્તિમાન પરમાત્મા ईशे हि-નિતાન્ત સ્વામીપણું કરે છે-શાસન કરે છે ते जेतारम्-अपराजितम्-તે પરાજય ન પામનાર વિજયશીલને ऊतये-પોતાની રક્ષાને માટે हवामहे-અમે આમંત્રિત કરતા રહીએ ઉપાસના દ્વારા स्व-न-द्विषः-તે અમારી દ્વેષ ભાવનાઓનો अति स्वर्ष-વિનાશ કરે क्रतुः-छन्दः-ऋतं बृहत्-કર્મ, રક્ષણ, જ્ઞાનની વૃદ્ધિ કરે. (૬)

*ભાવાર્થ : શક્તિમાન પરમાત્મા અમારા પર સ્વામીત્વ કરે, સ્વામીરૂપમાં બિરાજમાન રહે. આત્મરક્ષા*

*માટે કદી પણ ન હારનાર સદા વિજયશીલને આમંત્રિત કરતા રહીએ. તે અમારી દ્વેષ ભાવનાઓનો સર્વથા વિનાશ કરે. અમારી કર્મશીલતા, રક્ષણશક્તિ અને જ્ઞાનશક્તિની વૃદ્ધિ કરતો રહે. (૬)*

**६४७. इन्द्रं धनस्य सातये हवामहे जेतारमपराजितम् ।**
**स नः स्वर्षदति द्विषः स नः स्वर्षदति द्विषः ॥७॥**

પદાર્થ : धनस्य सातये-મોક્ષૈશ્વર્યની પ્રાપ્તિને માટે अपराजितं जेतारम्-इन्द्रम्-પરાજયથી રહિત સદા વિજયશીલ ઐશ્વર્યવાન પરમાત્માને हवामहे-આમંત્રિત કરીએ છીએ सः-नः द्विषः-अति स्वर्षत्-તે અમારી દ્વેષ ભાવનાઓને અત્યંત દૂર કરી દે सः-नः स्वर्षत्-अति द्विषः-તે અમને દ્વેષ ભાવનાઓથી અતિ દૂર કરે-કરે છે. (૭)

*ભાવાર્થ : અપરાજિત જેતા ઐશ્વર્યવાન પરમાત્માને મોક્ષૈશ્વર્યની પ્રાપ્તિ માટે આમંત્રિત કરીએ છીએ. જે અમારી દ્વેષ ભાવનાઓને દૂર કરે તથા અમને દ્વેષ ભાવનાથી દૂર કરે. (૭)*

**६४८. पूर्वस्य यत्ते अद्रिवोंऽशुर्मदाय।**
**सुम्न आ धेहि नो वसो पूर्तिः शविष्ठ शस्यते।**
**वशी हि शक्रो नूनं तन्नव्यं संन्यसे॥८॥**

પદાર્થ : अद्रिवः-હે ઓજસ્વી પરમાત્મન્ ! ते पूर्वस्य-તારા સનાતનના यत्-જે अंशुः-ધ્યાન તરંગ-સ્વરૂપ ઝાંખી मदाय-હર્ષ પ્રાપ્તિને માટે છે नः सुम्ने-आधेहि-અમારા સુખને માટે આધાન કર-સારી રીતે સમાવેશ કર वसो शविष्ठ-હે વસાવનાર અત્યંત બલવન્ ! તું पूर्त्तिः शस्यते-કામનાપૂરણ કરનારને પ્રશંસિત કરવામાં આવે છે. नूनम्-નિશ્ચય જ તું वशी शक्रः-વિશ્વને વશ કરનાર સમર્થ છે. तत्-नव्यं संन्यसे-તેથી તને સ્તુતિ યોગ્યને હૃદયમાં સારી રીતે સ્થાપિત કરું છું. (૮)

*ભાવાર્થ : ઓજસ્વી પરમાત્મા સનાતન અનાદિ છે, ધ્યાનોપાસના દ્વારા તેના દર્શનની ઝાંખી ઉપાસકના હર્ષનું કારણ છે. તેના સુખ માટે પરમાત્મા તેની અંદર આધાન કરે છે, વસાવનાર મહાબળવાન કામનાપૂરકની સ્તુતિ કરવી જોઈએ. તે સર્વને વશમાં રાખનાર સ્તુતિ કરવા યોગ્ય દેવને હૃદયમાં સારી રીતે સ્થાપિત કરવો જોઈએ. (૮)*

**६४९. प्रभो जनस्य वृत्रहन्त्समर्येषु ब्रवावहै ।**
**शूरो यो गोषु गच्छति सखा सुशेवो अद्वयुः ॥९॥**

પદાર્થ : जनस्य अर्येषु-જનવર્ગ-મનુષ્યોના સ્વામીઓ રાજાઓ શાસકોમાં वृत्रहन्-प्रभो-હે પાપનાશક !

પ્રભુ તું જ અર્ય = રાજા-શાસક છે સર્વથા સ્વામીધર્મ અને પાપવિનાશન પ્રવૃત્તિ તારામાં જ છે, તેથી सम्ब्रवावहै-તારી સ્તુતિ કરીએ છીએ. यः-જે शूरः-પરાક્રમી सखा-મિત્ર सुशेवः-સુંદર-શ્રેષ્ઠ સુખદાતા अद्वयुः-અદ્વિતીય-એકલો गोषु गच्छति-પૃથિવી આદિ લોકોમાં વ્યાપક ગતિથી પ્રાપ્ત થાય છે. (૯)

*ભાવાર્થ : મનુષ્યવર્ગના રાજાઓ-શાસકોમાં પાપનાશક પ્રભુ તારા જેવો કોઈ નથી. તું તે શાસકોનાં પાપોને તારી કૃપા અને દંડ દ્વારા નષ્ટ કરે છે, તું મિત્ર અને યથાર્થ સુખદાતા છે. પરાક્રમી, અદ્વિતીય, એકલો સમસ્ત પૃથિવી આદિ લોકોમાં વિભુ-વ્યાપક ગતિથી પ્રાપ્ત થઈને શાસન કરી રહ્યો છે. અમે તારી સ્તુતિ કરતાં રહીએ. (૯)*

**६५०. एवाह्येऽ३ऽ३ऽ३व। एवा ह्यग्ने। एवा हीन्द्र।**
**एवा हि पूषन्। एवा हि देवाः। ओं एवा हि देवाः॥ १०॥**

પદાર્થ : एव हि एव-હે પરમાત્મન્ ! તું એવો જ બરાબર કહેલાં ગુણોવાળો છે.

एवं हि अग्ने-હે અગ્નિ નામથી અગ્રણી પરમાત્મા ! તું ખરેખર અગ્નિ સ્વરૂપ છે.

एव हि इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મા ! તું જ ઈન્દ્ર નામથી છે.

एव हि पूषन्-હે પોષણ કરનાર પરમાત્મા ! તારું પૂષા નામથી જ તારું યશોગાન છે.

एष हि देवाः-એ જ રીતે દિવ્યગુણોથી યુક્ત તું ભિન્ન-ભિન્ન દેવ નામોથી કહેવામાં આવેલ પરમાત્મા તુંજ છે. (૧૦)

*ભાવાર્થ : હે પરમાત્મન્ ! આ મંત્રોમાં ઉપાસકોની વાણીમાં સંસારમાં તારું જ કીર્તન છે. તેમાં ક્યાંક પૂર્ણ પુરુષ નામથી તારી જ પૂર્ણતાનું સ્મરણ છે. ક્યાંક અગ્નિ નામથી અગ્રણીરૂપમાં તારું જ સ્તવન છે. ક્યાંક ઈન્દ્ર નામથી તારું ઐશ્વર્યવાન રૂપમાં પ્રશંસન છે. ક્યાંક પૂષા નામથી પોષણ કરનારના રૂપમાં તારું જ યશોગાન છે. ક્યાંક બહુવચનમાં સમસ્ત દેવધર્મોવાળા માનીને તારી જ સ્તુતિ છે. આ રીતે સમસ્ત દિવ્ય ગુણોવાળા તુજ પરમાત્માની સ્તુતિ, પ્રાર્થના, ઉપાસના કરીએ છીએ-કરતાં રહીએ. (૧૦)*

इति महानाम्न्यार्चिक एवं पूर्वार्चिक सामवेद आध्यात्मिक मुनिभाष्य ।

स्वामी ब्रह्ममुनि कृत सामवेद पूर्वार्चिक भाष्य समाप्तः ।



॥ ओ३म् ॥

# सामवेदः

## अध्यात्मिक मुनिभाष्य

### उत्तरार्चिकः

### अथ प्रथमोऽध्यायः

### अथ प्रथमः प्रपाठकः

### प्रथमोऽर्धः

### ખંડ-૧

### સૂક્ત-૧

**६५१. उपास्मै गायता नरः पवमानायेन्दवे। अभि देवाँ इयक्षते॥ १॥**

પદાર્થ : नरः-હે મુમુક્ષુજનો ! તમે अस्मै-એ-ઈષ્ટદેવ देवान्-अभि-इयक्षते-દેવો-દિવ્ય સુખોનો જીવનમાં સંગત કરવા ચાહનાર-હિતૈષી इन्दवे-રસવાન पवमानाय-શાન્તધારામાં પ્રાપ્ત થનાર પરમાત્માને માટે उपगायत-ઉપગાન કરો-આત્મભાવથી સ્તવન-ઉપાસના કરો. (૧)

*ભાવાર્થ : સમસ્ત સુખોના મૂળ તથા તેને જીવનમાં દાખલ કરાવનાર, રસવાન, શાન્તધારામાં પ્રાપ્ત થનાર પરમાત્માની ઉપયુક્ત સ્તુતિ, ઉપાસના મુમુક્ષુજનોએ કરવી જોઈએ. (૧)*

**६५२. अभि ते मधुना पयोऽथर्वाणो अशिश्रयुः। देवं देवाय देवयु॥ २॥**

પદાર્થ : ते-હે ધારા રૂપમાં પ્રાપ્ત થનાર પરમાત્મન્ ! તારા मधुना-આનંદરસની સાથે अथर्वाणः-અચલ-સ્થિર મનનશીલ યોગીજન देवेयुः-देवं पयः-તુજ દેવને ચાહનાર દિવ્ય પ્રાણ-અમર તત્ત્વ આત્મભાવને देवाय-તુજ પરમાત્મદેવની પ્રાપ્તિને માટે अभिशिश्रयुः-આશ્રય લે છે.-નિતાન્ત અર્પિત કરી દે છે; ત્યારે તારો સાક્ષાત્ કરે છે. (૨)

*ભાવાર્થ : સ્થિર મનવાળા યોગી, ધ્યાની, ઉપાસક પોતાના દિવ્ય આત્મભાવને જે પરમાત્મદેવને ચાહે છે, પરમાત્મદેવની પ્રાપ્તિને માટે સમસ્ત આનંદોના આનંદ અંતિમ આનંદમાં ધ્યાન દ્વારા મિલન*

*કરે છે, ત્યારે પોતાના આત્મામાં તેનો સાક્ષાત્કાર કરે છે. (૨)*

**૬૫૩. स नः पवस्व शं गवे शं जनाय शमर्वते। शं राजन्नोषधीभ्यः॥ ३॥**

પદાર્થ : **सः-राजन्**-તે તું હે પવમાન સોમ-ધારારૂપમાં પ્રાપ્ત થનાર શાંત સ્વરૂપ સર્વત્ર પ્રકાશમાન પરમાત્મન્ ! **नः**-અમારા ઉપાસકોના **गवे शम्**-જ્ઞાનેન્દ્રિયો માત્રને માટે કલ્યાણકારી બને છે-અસંયમમાં પ્રવૃત્ત ન થવાથી **जनाय शम्**-જનનેન્દ્રિયને માટે કલ્યાણરૂપ બને છે-વ્યભિચારમાં પ્રવૃત્ત ન થવાથી **अर्वते-शम्**-પ્રેરણ ધર્મવાન મનને માટે કલ્યાણરૂપ બન **ओषधिभ्यः शम्**-ઊર્જા-જીવનરસ રક્ત પ્રાણોને માટે કલ્યાણરૂપ બન. (૩)

*ભાવાર્થ : ઉપાસકો દ્વારા પરમાત્માની આરાધના કરવાથી તેની જ્ઞાનેન્દ્રિયોમાં શાન્તિ-અસંયમરહિતતા, જનનેન્દ્રિયમાં શાન્તિ-વ્યભિચારની અપ્રવૃત્તિ, મનમાં શાન્તિ-ચંચળતા રહિતતા અને રસ, રક્ત, પ્રાણોમાં શાન્તિ-રોગ, દોષ ઉદ્વેગ રહિતતા પ્રાપ્ત થાય છે. (૩)*

## सूक्त-२

**૬૫૪. दविद्युतत्या रुचा परिष्टोभन्त्या कृपा। सोमाः शुक्रा गवाशिरः॥ १॥**

પદાર્થ : **दविद्युतत्या**-દેદીપ્યમાન; **रुचा**-કાન્તિ, **परिष्टोभन्त्या**-સર્વ પ્રકારે ગુણોનું વર્ણન કરનારી **कृपा**-સ્તુતિરૂપ અધ્યાત્મ શક્તિ દ્વારા **सोमाः**-આનંદધારામાં પ્રાપ્ત શાન્ત સ્વરૂપ પરમાત્મા **गवाशिरः**-જ્ઞાનેન્દ્રિયોમાં આશ્રય કરીને **शुक्राः**-આત્મામાં પ્રકાશિત થાય છે. (૪)

*ભાવાર્થ : સર્વ પ્રકારે ગુણોનું વર્ણન કરનારી, સ્તુતિરૂપ શક્તિ દ્વારા પરમાત્મા ઉપાસકની અંદર અધિક પ્રકાશમાન-કાન્તિથી જ્ઞાનેન્દ્રિયોમાં સંગત કરીને, શુભ્રરૂપમાં સાક્ષાત્ થાય છે. (૧)*

**૬૫૫. हिन्वानो हेतृभिर्हित आ वाजं वाज्यक्रमीत्। सीदन्तो वनुषो यथा॥ २॥**

પદાર્થ : **वाजी**-અમૃત અન્નભોગવાળા સોમ શાન્ત પરમાત્મા **हेतृभिः-हितः**-સ્તુતિ પ્રેરક ઉપાસકો દ્વારા ધારિત ઉપાસિત થઈને **वाजं हिन्वानः-अक्रमीत्**-અમૃતાન્નભોગને પ્રેરિત કરીને ઉપાસકની અંદર પ્રાપ્ત થાય છે **यथा वनुषः सीदन्तः**-જેમ ચાહનાર હિતૈષી પોતાના શિષ્યોને ગુરુજન પ્રાપ્ત થઈને ઉપદેશ આપે છે. (૨)

*ભાવાર્થ : સ્તુતિકર્તા ઉપાસકો દ્વારા ધારણા કરેલ, ઉપાસિત કરેલ, અમૃતભોગવાળા પરમાત્મા અમૃતભોગને પ્રેરિત કરીને ઉપાસકને એવી રીતે પ્રાપ્ત થાય છે, જેમ ગુરુજન શિષ્યોને પ્રાપ્ત થઈને ઉપદેશ આપે છે. (૨)*

**૬૫૬. ऋधक्सोम स्वस्तये संजग्मानो दिवा कवे। पवस्व सूर्यो दृशे॥ ३॥**

પદાર્થ : **कवे सोम**-હે ક્રાન્તદર્શી, સર્વજ્ઞ, શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું **स्वस्तये**-મારા સુ-અસ્તિત્વ-

કલ્યાણને માટે दिवा-सञ्जग्मानः-સ્વપ્રકાશથી સંબંધ-સંગત કરીને सूर्यः-સૂર્યની સમાન दृशे-નિજ દર્શન માટે ऋध्रक्-पवस्व-સમીપ-સાક્ષાત્ પ્રાપ્ત થાય છે. (૩)

*ભાવાર્થ : ઉપાસના દ્વારા સર્વજ્ઞ પરમાત્મા ઉપાસકના કલ્યાણ માટે, પોતાના પ્રકાશની સાથે સંબંધિત થઈને, સૂર્યની સમાન સાક્ષાત્ પ્રાપ્ત થાય છે. (૩)*

## સૂક્ત-3

### ૬૫૭. पवमानस्य ते कवे वाजिन्त्सर्गा असृक्षत। अर्वन्तो न श्रवस्यवः ॥ १ ॥

પદાર્થ : कवे वाजिन्-હે સર્વજ્ઞ વક્તા તથા અમૃતભોગવાળા સોમ પરમાત્મન્ ! ते पवमानस्य-તારી આનંદધારામાં પ્રાપ્ત થયેલામાં सर्गाः-असृक्षत-અમૃત આનંદ પ્રવાહ ઉપાસકોની અંદર નિરંતર પ્રવાહિત થવા માંડે છે अर्वन्तः-न श्रवस्यवः-પ્રશંસનીય પ્રગતિશીલ પ્રશસ્ત ગન્તવ્ય સ્થાનને ચાહતા તેના પર પહોંચનાર ઘોડાની સમાન પહોંચે છે. (૧)

*ભાવાર્થ : સર્વજ્ઞ અમૃતાનંદભોગપ્રદ પરમાત્મન્ ! તારા આનંદ પ્રવાહોથી પ્રાપ્ત થનાર આનંદ પ્રવાહ પ્રવાહિત થઈને, જેમ પ્રગતિશીલ, પ્રશંસનીય ઘોડાઓ છૂટીને પ્રશંસનીય પ્રાપ્તવ્ય સ્થાનને ચાહીને તેને પ્રાપ્ત થાય છે, તેમ મને ઉપાસકને પ્રાપ્ત થાય છે. (૧)*

### ૬૫૮. अच्छा कोशं मधुश्चुतमसृग्रं वारे अव्यये। अवावशन्त धीतयः ॥ २ ॥

પદાર્થ : अव्यये वारे-નિત્ય વરણીય પરમાત્મામાં રહેલ मधुश्चुतं कोशम्-મધ ટપકાવનાર કોશને धीतयः-अवावशन्त-ધારણા-ધ્યાન પ્રજ્ઞાવાળા ઉપાસકો નિતાન્ત ચાહે છે તેથી તે अच्छा-असृग्रन्-પોતાની સામે-તરફ ખોલે છે; પ્રવાહિત કરે છે, પ્રાપ્ત કરે છે.

*ભાવાર્થ : અવિનાશી-નિત્ય, વરણીય પરમાત્માની અંદર રહેલ મધુર આનંદ ભરેલ કોશ-થેલાને ધારણા-ધ્યાન પ્રજ્ઞાવાળા ઉપાસકો નિતાન્ત ચાહે છે, તેથી તેઓ પોતાની તરફ ખોલે છે-પ્રવાહિત કરી લે છે-પ્રાપ્ત કરી લે છે. (૨)*

### ૬૫૯. अच्छा समुद्रमिन्दवोऽस्तं गावो न धेनवः। अग्मन्नृतस्य योनिमा ॥ ३ ॥

પદાર્થ : इन्दवः-આર્દ્ર ભાવનાવાળા ઉપાસક આત્માઓ ऋतस्य योनिम्-અમૃતનું ગૃહ-ભંડાર समुद्रम्-પૂર્ણ પુરુષ પરમાત્માને अच्छा-आ-अग्मन्-સારી રીતે સમગ્ર રૂપથી પ્રાપ્ત કરે છે धेनवः-गावः-अस्तं न-જેમ દૂઝણી ગાયો પોતાના આશ્રયરૂપ ઘર =ગૌશાળામાં આપોઆપ ચાલી આવે છે-પ્રાપ્ત થાય છે. (૩)

*ભાવાર્થ : જેમ દૂઝણી ગાયો આપો આપ ગૌશાળામાં ચાલી આવે છે, તેમ આર્દ્રભાવથી ભરેલ,*

*શ્રદ્ધાપૂર્ણ ઉપાસક આત્માઓ અમૃતગૃહે પૂર્ણ પુરુષ પરમાત્માને સારી રીતે સમગ્રરૂપથી પ્રાપ્ત થાય છે. (૩)*

## ખંડ-૨

## સૂક્ત-૧

**૬૬૦. अग्न आ याहि वीतये गृणानो हव्यदातये। नि होता सत्सि बर्हिषि:॥ १॥**

પદાર્થ : अग्ने-જ્ઞાન-પ્રકાશ સ્વરૂપ પરમાત્મન્ ! તું हव्यदातये गृणानः-અમને પોતાની ભેટ આપવા માટે અમારા દ્વારા સ્તુત કરવામાં આવતાં તેના બદલામાં वीतये आ याहि-તારી પ્રાપ્તિ માટે આવી જા होता बर्हिषि न सत्सि-તું હૃદયાસન પર હોતાની સમાન નિરંતર પ્રાપ્ત થા-નિરંતર રમણ કર. (૧)

*ભાવાર્થ : પરમાત્મા પ્રત્યે સ્વાત્મ સમર્પણ કરવાથી પરમાત્માની સ્તુતિ કરવામાં આવે છે, ત્યારે તે પોતાનાં સાક્ષાત્ દર્શન માટે આવે છે અને હૃદયમાં વિરાજમાન થાય છે, જેમ હોતા યજ્ઞાસન પર બેસે છે. (૧)*

**૬૬૧. तं त्वा समिद्भिरङ्गिरो घृतेन वर्धयामसि। बृहच्छोचा यविष्ठ्य॥ २॥**

પદાર્થ : अङ्गिरः यविष्ठ्य-હે અંગોને પ્રેરિત કરનાર અત્યંત મેળ કરનારમાં શ્રેષ્ઠ પરમાત્મન્ ! तं त्वा-તે તને समिद्भि-घृतेन वर्धयामसि-પ્રાણોથી પ્રાણાયામો-ઈન્દ્રિયોના સદ્ વ્યવહારોથી અને આત્મતેજ વધારીએ છીએ बृहत्-शोच-તું અમારી અંદર અત્યંત પ્રકાશમાન થા. (૨)

*ભાવાર્થ : અંગોને પ્રેરિત કરનાર, મેળ કરનારમાં સર્વથી અધિક મિલનસાર પરમાત્માને પ્રાણાર્પણથી પ્રાણાયામો-ઈન્દ્રિય સંયમો અને પોતાના આત્મભાવથી પોતાની અંદર વૃદ્ધિ કરીએ-વધારીએ તો તે અમારી અંદર મહાન પ્રકાશમાન રૂપમાં સાક્ષાત્ થાય છે. (૨)*

**૬૬૨. स नः पृथु श्रवाय्यमच्छा देव विवाससि। बृहदग्ने सुवीर्यम्॥ ३॥**

પદાર્થ : सः-अग्ने देव-તે તું જ્ઞાન પ્રકાશક પરમાત્મદેવ ! नः-અમારે માટે पृथु बृहत् सुवीर्यं श्रवाप्यम्-પૃથુ = મહાન, બૃહત્ = જ્યેષ્ઠ = શ્રેષ્ઠ શ્રવણ યોગ્ય પ્રશંસનીય શોભનબળ-અધ્યાત્મ અર્થાત્ દિવ્ય આયુ મોક્ષ આયુને अच्छा विवाससि-સારી રીતે સંપાદિત કરે છે. (૩)

*ભાવાર્થ : પરમાત્મા અમને-ઉપાસકોને માટે મહાન, શ્રેષ્ઠ, પરંપરાથી પ્રસિદ્ધ દિવ્ય આયુ મોક્ષને સારી રીતે સંપાદિત કરે છે-આપે છે. (૩)*

## સૂક્ત-૨

**૬૬૩. आ नो मित्रावरुणा घृतैर्गव्यूतिमुक्षतम्। मध्वा रजांसि सुक्रतू॥ १॥**

પદાર્થ : सुक्रतू-હે શોભન-શ્રેષ્ઠ કર્મવાળા, मित्रावरुणौ-પ્રાણની સમાન તું સંસારમાં સત્કર્મ માટે પ્રેરિત કરનાર પુનઃ અપાનની સમાન મોક્ષમાં પોતાની તરફ લઈ જનાર नः-અમારી गव्यूतिम्-સ્તુતિ પ્રવહભૂમિ-હૃદય ગુહાને घृतैः-તારા તેજોમય દર્શન સ્નેહાદિથી आ-उक्षतम्-સિંચી દે मध्वा रजांसि-તારા મધુર સુખભોગ ફળોથી અમારી રંજનીય ઇન્દ્રિયોને પણ સિંચ-તૃપ્ત કરી દે. (૧)

*ભાવાર્થ : હે સુકર્મા પરમાત્મન્ ! તું સંસારમાં સત્કર્મ કરવા માટે પ્રેરક, પુનઃ મોક્ષ માટે તારી તરફ લઈ જનાર બનીને, અમારા સ્તુતિ-સ્થાનને તારા દર્શન, સ્નેહ આદિથી ભરી દે છે; તથા સંસારમાં પણ મધુર કર્મફળ ભોગથી અમારી રંજનીય ઇન્દ્રિયોને પણ તૃપ્ત કરી દે છે, જેથી પુનઃ ભટકવાનો-અશાન્ત થવાનો અવસર પ્રાપ્ત થતો નથી. (૧)*

## ६६४. उरुशंसा नमोवृधा मह्ना दक्षस्य राजथः। द्राघिष्ठाभिः शुचिव्रता॥ २॥

પદાર્થ : उरुशंसा-હે અત્યંત પ્રશંસનીય नमोवृधा-સ્તુતિઓ દ્વારા મુક્ત ઉપાસકોની ઉન્નતિ કરનાર मह्ना-મહાન शुचिव्रता-પવિત્ર કર્મ કરનારા મિત્ર વરુણ સ્વરૂપ પરમાત્મન્ द्राघिष्ठाभिः-તું દીર્ઘકાલની સ્તુતિઓ દ્વારા दक्षस्य राजथः-મારા આત્મસ્વરૂપને પ્રકાશિત કરી રહ્યો છે.

*ભાવાર્થ : હે પરમાત્મન્ ! તું અત્યંત પ્રશંસાને યોગ્ય છે, પવિત્રકારી, મહાન, પૂર્વથી ચાલતી આવેલી-દીર્ઘકાલીન સ્તુતિઓ દ્વારા મારા-ઉપાસકનાં આત્મબળ પર અધિકાર કરીને રક્ષા કરી રહ્યો છે. (૨)*

## ६६५. गृणाना जमदग्निना योनावृतस्य सीदतम्। पातं सोममृतावृधा॥ ३॥

પદાર્થ : जगदग्निना गृणाना-હે સત્કર્મમાં પ્રેરક અને પોતાની તરફ મોક્ષ માટે લઈ જનાર પરમાત્મન્ ! તું પ્રાપ્ત વૈરાગ્યવાળા ઉપાસક દ્વારા સ્તુત થઈને ऋतस्य योनौ सीदतम्-અધ્યાત્મયજ્ઞના ગૃહ હૃદયમાં બિરાજમાન થા ऋतावृधा-હે અધ્યાત્મયજ્ઞના વર્ધક પરમાત્મન્ ! सोमं पातम्-ઉપાસનારસનું પાન કર-સ્વીકાર કર. (૩)

*ભાવાર્થ : સત્કર્મમાં પ્રેરિત કરનાર અને મોક્ષ માટે પોતાની તરફ આકર્ષિત કરનાર પરમાત્મા સાક્ષાત્ થઈને, ઉપાસક દ્વારા સ્તુત થઈને, અધ્યાત્મયજ્ઞનાં ગૃહ-હૃદયમાં બિરાજે છે અને ઉપાસનારસનો પણ સ્વીકાર કરે છે. (૩)*

### સૂક્ત-3

## ६६६. आ याहि सुषुमा हि त इन्द्र सोमं पिबा इमम्।
## एदं बर्हिः सदो मम॥ १॥

પદાર્થ : इन्द्र-ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું आ याहि-આવી જા ते-તારા માટે सोमं सुषुम हि-અમે ઉપાસનારસને સંપાદન કરીએ છીએ. इमं पिब-તેનું પાન કર-સ્વીકાર કર मम-इदं बर्हिः-મારાં આ

હૃદયાકાશમાં आ सदः-આવ-બેસ. (૧)

*ભાવાર્થ : પરમાત્માને માટે ઉપાસનારસ તૈયાર કરવો, તેનો સ્વીકાર કરાવવાનો આગ્રહ કરવો, પોતાનાં હૃદયાકાશમાં સમગ્રરૂપથી બેસાડવો જોઈએ. (૧)*

## ૬૬૭. आ त्वा ब्रह्मयुजा हरी वहतामिन्द्र केशिना । उप ब्रह्माणि नः शृणु ॥ २ ॥

પદાર્થ : इन्द्र-ઐશ્વર્યવાન પરમાત્મન્ ! त्वा-તને ब्रह्मयुजा केशिना हरी-તુજ બ્રહ્મથી યુક્ત થનારાં જ્ઞાન રશ્મિવાળા-જ્ઞાનપૂર્વક પ્રવર્તમાન સ્તુતિ અને ઉપાસના आवहताम्-મારી અંદર આમંત્રિત કરીએ नः-ब्रह्माणि-અમારા મનોભાવો અને કામનાઓનો उपश्रृणु-સ્વીકાર કર. (૨)

*ભાવાર્થ : પરમાત્માને યુક્ત થનારી સ્તુતિ અને ઉપાસના જ્ઞાનપૂર્વક કરવાથી તે પરમાત્માનો સાક્ષાત્ કરાવે છે, ત્યારે પરમાત્મા અમારા મનોભાવોનો સ્વીકાર કરે છે. (૨)*

## ૬૬૮. ब्रह्माणस्त्वा युजा वयं सोमपामिन्द्र सोमिनः । सुतावन्तो हवामहे ॥ ३ ॥

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! वयम्-અમે सोमिनः-ઉપાસનારસને સમર્પિત કરનારા सुतावन्तः-ઉપાસનારસ તૈયાર કરી ચૂકેલાં ब्रह्माणः-બ્રહ્મજ્ઞાનમાં સમર્થ મનસ્વી ઉપાસકો युजा-યોગ-સમાધિ યોગ દ્વારા त्वा सोमपां हवामहे-તુજ સોમપાન કરનારને અમારી અંદર આમંત્રિત કરીએ છીએ. (૩)

*ભાવાર્થ : જ્યારે અમે મનસ્વીજન ઉપાસનારસ પરમાત્માને સમર્પણાર્થ સમ્પન્ન કરી સમર્પણ કરવા ઈચ્છીએ ત્યારે યોગ સમાધિનુંઅનુષ્ઠાન કરે તો પરમાત્માને આપણી અંદર સાક્ષાત કરી શકીએ છીએ. (૩)*

### સૂક્ત-૪

## ૬૬૯. इन्द्राग्नी आ गतं सुतं गीर्भिर्नभो वरेण्यम् । अस्य पातं धियेषिता ॥ १ ॥

પદાર્થ : इन्द्राग्नी-હે ઐશ્વર્યવાન્ પ્રાણ સ્વરૂપ અને પ્રકાશમાન ઉદાન સ્વરૂપ પરમાત્મન્ ! તું धिया-गीर्भिः-इषिता-ધ્યાન અને સ્તુતિઓથી લક્ષિત થયેલ वरेण्यं नभः-વરણ થવા યોગ્ય હૃદયાકાશમાં आगतम्-આવ-પ્રાપ્ત થા अस्य सुतं पातम्-એ હૃદયનાં નિષ્પન્ન ઉપાસનારસનું પાન કર-સ્વીકાર કર. (૧)

*ભાવાર્થ : ઐશ્વર્યવાન તથા પ્રકાશ સ્વરૂપ પરમાત્મા ધ્યાન અને સ્તુતિઓ દ્વારા લક્ષિત થઈને હૃદયાકાશમાં પ્રાપ્ત થાય છે. અને ત્યાં નિષ્પન્ન ઉપાસનારસનો સ્વીકાર કરે છે. (૧)*

## ૬૭૦. इन्द्राग्नी जरितुः सचा यज्ञो जिगाति चेतनः । अया पातमिमं सुतम् ॥ २ ॥

પદાર્થ : इन्द्राग्नी-હે ઐશ્વર્યવાન પ્રાણરૂપ અને પ્રકાશમાન ઉદાનરૂપ પરમાત્મન્ ! जरितुः-મારો

સ્તુતિકર્તાનો चेतनः-यज्ञः-જડયજ્ઞ-દ્રવ્યયજ્ઞ-હોમયજ્ઞ નહીં પરંતુ ચેતનયજ્ઞ-ચેતન આત્મામાં થનારો આત્મભાવનાર્પણ सचा जिगाति-તારી સાથે ગતિ કરે છે-ચાલે છે. अया-इमं सुतं पातम्-એ મારી સ્તુતિથી નિષ્પન્ન આર્દ્રભાવ ભરેલ ઉપાસનારસનું પાન કર-સ્વીકાર કર. (૨)

*ભાવાર્થ : ઐશ્વર્યવાન પ્રાણરૂપ અને પ્રકાશમાન ઉદાનરૂપ પરમાત્મન્ ! મારો સ્તુતિકર્તાનો સ્વ આત્મભાવ ભરેલ આત્મસમર્પણ યજ્ઞ નિરંતર ચાલી રહેલ છે, એ જડયજ્ઞ બહારના દ્રવ્યયજ્ઞ જેવો અસ્થિર હોતો નથી તથા સ્તોતાને નિરંતર ચેતાવતો રહે છે-જાગૃત રાખે છે. સ્તુતિકર્તાની સ્તુતિથી નિઃસૃત ઉપાસનારસનો તું સ્વીકાર કરે છે. (૨)*

### ૬૭૧. इन्द्रमग्निं कविच्छदा यज्ञस्य जूत्या वृणे। ता सोमस्येह तृम्पताम्॥ ३॥

પદાર્થ : इन्द्रम् अग्निम्-ઐશ્વર્યવાન પ્રાણરૂપ અને પ્રકાશમાન ઉદાનરૂપ પરમાત્માને कविच्छदा-જે મેધાવી ઋષિજનોનો રક્ષક છે એવાને यज्ञस्य जूत्या-वृणे-અધ્યાત્મયજ્ઞની પ્રીતિના કારણે વરણ કરું છું મારામાં ધારણ કરું છું ता-બન્ને રૂપવાળા પરમાત્માને इह-આ જીવનમાં सोमस्य तृम्पताम्-ઉપાસનારસનો સ્વીકાર કરીને મને તૃપ્ત કર. (૩)

*ભાવાર્થ : સ્તુતિકર્તા ઋષિજનોના રક્ષક, ઐશ્વર્યવાન, પ્રાણરૂપ અને પ્રકાશમાન ઉદાનરૂપ પરમાત્માનો અધ્યાત્મયજ્ઞ રચવાની પ્રીતિ, શ્રદ્ધાથી સ્વીકાર કરું છું, તે આ જીવનમાં ઉપાસનારસનો સ્વીકાર કરીને મને તૃપ્ત કરે. (૩)*

## ખંડ-૩

## સૂક્ત-૧

### ૬૭૨. उच्चा ते जातमन्धसो दिवि सद्भूम्या ददे। उग्रं शर्म महि श्रवः॥ १॥

પદાર્થ : ते-अन्धसः-તુજ આધ્યાનીય ઉપાસનીય પવમાન સોમ-આનંદધારામાં આવતાં શાન્ત પરમાત્માનું जातम्-પ્રસિદ્ધ રૂપ उच्चा-ઊચ્ચ ઉત્કૃષ્ટ છે, જે दिवि सत्-જે અમૃત મોક્ષધામમાં થઈને भूमि-आददे-ભૂમિ-પૃથિવી પર જન્મેલ પાર્થિવ શરીરમાં આવેલ હું શરીર બંધનથી મુક્ત થઈને મોક્ષધામમાં પહોંચીને ગ્રહણ કરું છું, પ્રાપ્ત કરું છું उग्रं शर्म महि श्रवः-જે શ્રેષ્ઠ સુખ અત્યંત પ્રશંસનીય છે. (૧)

*ભાવાર્થ : મોક્ષમાં પરમાત્માનું શ્રેષ્ઠ સ્વરૂપ સાક્ષાત્ થનાર છે. તેની આકાંક્ષા ઉપાસકને થવી જોઈએ, ઉપાસકની પ્રવૃત્તિ અથવા રુચિ પૃથિવી લોકના ભોગોમાં રહેતી નથી, ત્યારે તે શ્રેષ્ઠ સુખ અને પ્રશંસનીય દર્શનામૃતની ઈચ્છા રાખે છે. (૧)*

### ૬૭૩. स न इन्द्राय यज्यवे वरुणाय मरुद्भ्यः। वरिवोवित् परि स्त्रव॥ २॥

પદાર્થ : सः-તે તું वरिवोवित्-અત્યંત અભીષ્ટ રૂપ અમૃતધન મોક્ષૈશ્વર્ય પ્રાપ્ત કરાવનાર શાન્ત

સ્વરૂપ પરમાત્મન્ ! मरुद्भ्यः-પ્રાણોના वस्नाय-શરીર ધારણ સમયે વરવાવાળા, यज्यवे-તેનું યજન કરનાર-અધ્યાત્મયજ્ઞમાં લગાવનાર-અપવર્ગ પ્રાપ્તિમાં દાન કરનાર, इन्द्राय-આત્માને માટે परिस्रव-પૂર્ણરૂપમાં અર્થાત્ મારી સર્વત્ર આનંદધારામાં પ્રાપ્ત થા.

*ભાવાર્થ : તે શાન્ત સ્વરૂપ પરમાત્મા અમૃતધન-મોક્ષૈશ્વર્યને અત્યંત પ્રાપ્ત કરાવનાર તથા શરીર ધારણ માટે પ્રાણોને વરવાવાળા અધ્યાત્મયજ્ઞમાં તેનું યજન કરનાર આત્માને માટે પૂર્ણરૂપમાં અર્થાત્ સર્વત્ર આનંદધારારૂપમાં પ્રાપ્ત થાય છે. (૨)*

**૬૭૪. एना विश्वान्यर्य आ द्युम्नानि मानुषाणाम् । सिषासन्तो वनामहे ॥ ३ ॥**

પદાર્થ : मानुषाणाम्-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! મનનશીલ જનોના एना विश्वानि द्युम्नानि-એ સર્વ પ્રકારના શોભનયશ અન્ન-ધનોનું सिषासन्तः-સેવન કરતાં અમે अर्यः-તુજ સ્વામીને वनामहे-ચાહીએ છીએ. (૩)

*ભાવાર્થ : હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! મનુષ્યોને હિતકર સર્વ પ્રશંસનીય યશ, બળ ધનોનું અમે ઉપાસકો સેવન કરતાં તુજ સ્વામીને માંગીએ છીએ-ચાહીએ છીએ, શ્રેષ્ઠ સાંસારિક સંપત્તિ પ્રાપ્ત કર્યા પછી પરમાત્માનો સંગ અને તેના આનંદની પણ યાચના કરીએ છીએ. (૩)*

## સૂક્ત-૨

**૬૭૫. पुनानः सोम धारयापो वसानो अर्षसि ।**
**आ रत्नधा योनिमृतस्य सीदस्युत्सो देवो हिरण्ययः ॥ १ ॥**

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું पुनानः-મને શુદ્ધ-પવિત્ર કરતાં તથા धारया-ધ્યાન ધારણાથી अपः-वसानः-મારા પ્રાણોને આચ્છાદિત-આવૃત્ત કરતાં-રક્ષિત કરતાં अर्षसि-પ્રાપ્ત થાય છે रत्नधा-રમણીય ભોગોને ધારણ કરનાર ऋतस्य योनिम्-आसीदसि-અધ્યાત્મયજ્ઞમાં આવીને વિરાજમાન થાય છે हिरण्ययः उत्सः-देवः-તું જ સોનેરી અમૃતકૂપદેવ અમૃતધામ મોક્ષધામ છે.

*ભાવાર્થ : હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું મને ઉપાસકને પવિત્ર કરતાં તથા મારા પ્રાણોને ધારણા-ધ્યાનથી સુરક્ષિત કરતાં પ્રાપ્ત થાય છે. તું રમણીય ભોગોને ધારણ કરનાર મારા અધ્યાત્મયજ્ઞમાં વિરાજમાન થાય છે, તું જ મોક્ષધામ અર્થાત્ સોનેરી અમૃતકૂપ છે. (૧)*

**૬૭૬. दुहान ऊधर्दिव्यं मधु प्रियं प्रत्नं सधस्थमासदत् ।**
**आपृच्छ्यं धरुणं वाज्यर्षसि नृभिर्धौतो विचक्षणः ॥ २ ॥**

પદાર્થ : नृभिः-द्यौतः-विचक्षणः-મુમુક્ષુજનો દ્વારા પરિષ્કૃત ઉપાસક दुहानः-જ્યારે હે સોમરૂપ શાન્ત

આનંદધારામાં આવનાર પરમાત્મન્ ! તારું દોહન કરનાર પોતાની અંદર આકર્ષિત કરનાર ઉપાસક मधु प्रियं प्रत्नम्-आपृच्छ्यं धरुणं सधस्थं दिव्यम्-ऊधः-आसदत्-તું મધુર, પ્રિય, શાશ્વત, જિજ્ઞાસ્ય-જાણવા યોગ્ય, સર્વાધાર, સદા સાથે રહેનાર, હૃદયસ્થ દિવ્ય-અલૌકિક, આનંદરસ પૂર્ણને દોહન કરવા માટે પ્રાપ્ત થાય છે, ત્યારે वाजी-अर्षसि-તું અમૃત અન્ન ભોગવાળા ઉપાસકને પ્રાપ્ત થાય છે. (૨)

*ભાવાર્થ : શ્રેષ્ઠજનોથી શિક્ષિત ઉપાસક જ્યારે તારા શાન્ત સ્વરૂપ, પ્રિય, શાશ્વત, સ્થાયી જાણવા યોગ્ય, સર્વાધાર, સદા સાથે રહેનાર પરમાત્માને પોતાની અંદર પ્રાપ્ત કરવા ચાહીને તારી તરફ આવે છે, ત્યારે તું પણ અવશ્ય પ્રાપ્ત થાય છે. (૨)*

## સૂક્ત-3

**६६७. प्र तु द्रव परि कोशं नि षीद नृभिः पुनानो अभि वाजमर्ष ।**
**अश्वं न त्वा वाजिनं मर्जयन्तोऽच्छा बर्हीं रशनाभिर्नयन्ति ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૨૩

**६७८. स्वायुधः पवते देव इन्दुरशस्तिहा वृजना रक्षमाणः ।**
**पिता देवानां जनिता सुदक्षो विष्टम्भो दिवो धरुणः पृथिव्याः ॥ २ ॥**

પદાર્થ : इन्दुः-देवः-આનંદરસપૂર્ણ શાન્ત પરમાત્મદેવ स्वायुधः-સ્વશક્તિ રૂપ શસ્ત્રવાળા વિરોધીને તાડન કરવાની સ્વશક્તિરૂપ અસ્ત્રવાળા अशस्तिहा-પાપનાશક वृजना रक्षमाणः-સમસ્ત બળોને રાખનાર देवानां जनिता पिता-દિવ્યગુણ પદાર્થોના ઉત્પાદક અને રક્ષક सुदक्षः-સુંદર પ્રાણ પ્રેરક दिवः- विष्टम्भः-દ્યુલોકને સંભાળનાર पृथिव्याः धरुणः-પૃથિવી લોકના ધારક पवते-આત્મામાં પ્રાપ્ત થાય છે. (૨)

*ભાવાર્થ : આનંદરસથી ભરેલ, જે મહાન દ્યુલોકને સંભાળનાર અને પૃથિવી લોકને ધારણ કરનાર, સમસ્ત દિવ્યગુણ, પદાર્થોના જનક અને રક્ષક છે. જેનાથી સર્વમાં સમ્યક્ પ્રાણસંચાર થાય છે, તે પાપવિનાશક, બળોના રક્ષક ઉપાસકની અંદર પ્રાપ્ત થાય છે. (૨)*

**६७९. ऋषिर्विप्रः पुरएता जनानामृभुर्धीर उशना काव्येन ।**
**स चिद्विवेद निहितं यदासामपीच्यां३ गुह्यं नाम गोनाम् ॥ ३ ॥**

પદાર્થ : जनानां पुरः-एता-જનોને આગળ લઈ જનાર-નેતા ऋषिः-विप्रः-સર્વદ્રષ્ટા વિશેષ પ્રાપ્ત

धीरः-ધારણકર્તા काव्येन-उशनाः-ऋभुः-કૌશલથી કમનીય પ્રકાશમાન સોમ શાન્ત સ્વરૂપ પરમાત્મા છે सः-चित्-તે જ गोनां गुह्यं नाम-વેદવાણીઓનાં ગુપ્ત રહસ્યને विवेद-ખોલીને જણાવે છે यत्-आसाम्-अपीच्यं निहितम्-જો કે તેમાં અપચિત-સાર રાખેલ છે. (૩)

*ભાવાર્થ : અગ્રણી-મનુષ્યને આગળ ઉન્નતિની તરફ લઈ જનાર, સર્વદ્રષ્ટા, સર્વસાક્ષી, અન્તર્યામી, વિશેષ રૂપથી પ્રાપ્ત, સર્વના ધારણકર્તા, જગતની રચનાના કૌશલ્યથી કમનીય, પ્રકાશમાન સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા છે; તે જ વેદવચનોના ગુહ્ય-ગહન રહસ્યોને જણાવે છે, વિશેષ ઉપાસકજનોને જે તેમાં સાર રૂપમાં રાખેલ છે. (૩)*

## ખંડ-૪

### સૂક્ત-૧

**६८०. अभि त्वा शूर नोनुमोऽदुग्धाइव धेनवः ।**
**ईशानमस्य जगतः स्वर्दृशमीशानमिन्द्र तस्थुषः ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૩૩

**६८१. न त्वावाँ अन्यो दिव्यो न पार्थिवो न जातो न जनिष्यते ।**
**अश्वायन्तो मघवन्निन्द्र वाजिनो गव्यन्तस्त्वा हवामहे ॥ २ ॥**

પદાર્થ : मघवन इन्द्र-હે મોક્ષૈશ્વર્યવાન પરમાત્મન્ ! त्वावान्-તારા જેવો શરણ્યદેવ अन्यः-न दिव्यः-न पार्थिवः-બીજો કોઈ ન તો દ્યુલોકવાળો ન તો પૃથિવીલોકવાળો न जातः-न जनिष्यते-ન તો ઉત્પન્ન થયો છે કે ન તો ઉત્પન્ન થશે એ નિશ્ચય છે. अश्वायन्तः-गव्यन्तः-અમે સદ્ અન્તઃકરણથી ચાહતાં સંયત ઈન્દ્રિયથી ચાહતાં वाजिनः-અમૃતાન્ન ભોગનાં ભાગી त्वा हवामहे-તને આમંત્રિત કરીએ છીએ. (૨)

*ભાવાર્થ : મનુષ્યનો શરણ્યદેવ વાસ્તવમાં કેવળ પરમાત્મા જ છે, કોઈ અન્ય ન તો દ્યુલોકના પદાર્થો, ન તો પૃથિવીલોકના પદાર્થો હોઈ શકે, તેના આશ્રયથી અમે ઉત્તમ અન્તઃકરણવાળા અને સંયમિત પવિત્ર ઈન્દ્રિયોવાળા બનીને અમૃતભોગ મોક્ષનાં ભાગી બની શકીએ છીએ, તેને પોતાની અંદર આમંત્રિત કરવો જોઈએ. (૨)*

### સૂક્ત-૨

**६८२. कया नश्चित्र आ भुवदूती सदावृधः सखा। कया शचिष्ठया वृता॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૬૯

**६८३. कस्त्वा सत्यो मदानां मंहिष्ठो मत्सदन्धसः। दृढा चिदारुजे वसु॥ २॥**

પદાર્થ : अन्धसः-અધ્યાત્મયજ્ઞના मदानाम्-હર્ષવાળા-હર્ષ પ્રાપ્તિ યોગ્યોમાં कः-કોઈ ભાગ્યશાળી सत्यः-સત્પુરુષ मंहिष्ठः-અત્યંત મહાન પ્રશંસનીય ઉપાસક त्वा मत्सत्-તુજ ઈન્દ્ર પરમાત્માને તૃપ્ત કરે છે-સંતુષ્ટ કરે છે તથા दृढा चित्-वसु-आरुजे-દૃઢ પણ વસુઓની મધ્યમાં રહેલાં બાધકોને સમગ્રરૂપથી ભાંગી નાખવાને સમર્થ બને છે. (૨)

*ભાવાર્થ : અધ્યાત્મયજ્ઞમાં આનંદ પ્રાપ્ત કરનારા અધિકારીઓમાં કોઈ વિરલ, પ્રશંસનીય ઉપાસક, સત્યજન જ પરમાત્માને પોતાના ઉપાસના કર્મથી સંતુષ્ટ કરે છે; તથા મહાન રહેલાં બાધકોને ભંગ-નષ્ટ કરે છે. (૨)*

**६८४. अभी षु णः सखीनामविता जरितृणाम्। शतं भवास्यूतये॥ ३॥**

પદાર્થ : नः-जरितृणाम् सखीनाम् अविता-હે ઈન્દ્ર-ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું અમે સ્તુતિકર્તા ઉપાસક મિત્રોનો રક્ષક છે તેથી તેની ऊतये-રક્ષાને માટે शतम्-अभि-આયુની પ્રતિ-જ્યાં સુધી આયુ છે-આયુ પર્યન્ત 'અભ્યાસુમ'-પ્રાપ્ત કરવાને सुभवासि-સુગમ બની જા. (૩)

*ભાવાર્થ : સર્વના રક્ષક પરમાત્મા પોતાના મિત્ર રૂપ સ્તુતિકર્તા જનોની રક્ષાને માટે તેની તરફ આયુ-જીવનભર નમેલ-ઝુકેલ રહે છે અર્થાત્ પ્રાપ્ત થવા તૈયાર રહે છે. પરમાત્માની સ્તુતિ કરનારા તેના મિત્રો બની જાય છે, તે તેની જીવનભર-આયુ સુધી રક્ષા કરે છે. (૩)*

## સૂક્ત-3

**६८५. तं वो दस्ममृतीषहं वसोर्मन्दानमन्धसः ।**
**अभि वत्सं न स्वसरेषु धेनव इन्द्रं गीर्भिर्नवामहे ॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૩૬

**६८६. द्युक्षं सुदानुं तविषीभिरावृतं गिरिं न पुरुभोजसम् ।**
**क्षुमन्तं वाजं शतिनं सहस्त्रिणं मक्षू गोमन्तमीमहे ॥ २॥**

પદાર્થ : तविषीभिः-आवृतम्-અનેક બળ પ્રવૃત્તિઓથી પરિપૂર્ણ गिरिं न-પર્વતની સમાન पुरुभोजसम्-મહાન પાલક सुदानुम्-સુખનું દાન કરનાર धुक्षम्-પ્રકાશમાં નિવાસ કરનાર क्षुमन्तम्-પ્રકાશમાન गोमन्तम्-જ્ઞાનવાન સર્વજ્ઞાન પ્રદ સર્વજ્ઞ वाजम्-અમૃત અન્ન ભોગવાળા शतिनं सहस्त्रिणम्-સો ગણું હજાર ગણું વર આપનાર ઐશ્વર્યવાન પરમાત્માની मक्षु-ईमहे-શીઘ્ર-વારંવાર પ્રાર્થના કરીએ છીએ. (૨)

*ભાવાર્થ : અમને તે અનેક શક્તિઓથી યુક્ત, અનેક રીતે પાલન કરનાર, સુખનું દાન કરનાર,*

*પ્રકાશમય મોક્ષધામમાં નિવાસ કરાવનાર, સ્વયં પ્રકાશસ્વરૂપ, જ્ઞાનવાન સર્વજ્ઞ, અમૃતાનંદ ભોગના સ્વામી, તેની સ્તુતિ, પ્રાર્થના, ઉપાસનાની ભેટને સેંકડોગણી, હજારગણી ફળ વરરૂપમાં આપનાર પરમાત્માની શીઘ્ર વારંવાર, નિરંતર પ્રાર્થના કરવી જોઈએ. (૨)*

## સૂક્ત-૪

**૬૮૭. तरोभिर्वो विदद्वसुमिन्द्रं सबाध ऊतये ।**
**बृहद्गायन्तः सुतसोमे अध्वरे हुवे भरं न कारिणम् ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૩૭

**૬૮૮. न यं दुध्रा वरन्ते न स्थिरा मुरो मदेषु शिप्रमन्धसः।**
**य आदृत्या शशमानाय सुन्वते दाता जरित्र उक्थ्यम्॥ २ ॥**

પદાર્થ : अन्धसः-मदे-આધ્યાનીય ઉપાસનીયના આનંદ પ્રદાનને માટે ઉપાસક માટે यं सुशिप्रम्-इन्द्रम्-જે શ્રેષ્ઠ ગતિમાન વ્યાપક ગતિમાન પરમાત્માને दुध्रां न वरन्ते-દુર્ધારણાવાળા-ઉન્મત છકેલા મનુષ્યો પ્રાપ્ત કરી શકતા નથી न स्थिराः-चुरः-નિષ્કર્મ પ્રમાદી અવિચારશીલ પ્રાપ્ત કરી શકતા નથી. यः-જે शशमानाय सुन्वते जरित्रे-શંસમાન =પ્રશંસા કરતાં ઉપાસનારસ નિષ્પાદન કરતાં સ્તુતિ કરનારને માટે आहृत्य-उक्थ्यं दात-આદર-સ્નેહ કરીને પ્રશસ્ય સ્વ આનંદને પ્રદાન કરે છે. (૨)

*ભાવાર્થ : ઉપાસનીય પરમાત્માના આનંદરસને પ્રાપ્ત કરવા માટે વ્યાપક પરમાત્માને દુષ્ટ વિચારવાળા, મૂર્ખ અથવા વિચારહીન મનુષ્યો પ્રાપ્ત કરી શકતા નથી. હાં, તે પરમાત્મા પ્રશંસા કરનાર, ઉપાસનારસ નિષ્પાદક, સ્તુતિ કરનાર ઉપાસકને માટે સ્નેહ, સ્વાગતથી પોતાનો પ્રશંસનીય આનંદ પ્રદાન કરે છે. (૨)*

## ખંડ-૫

## સૂક્ત-૧

**૬૮૯. स्वादिष्ठया मदिष्ठया पवस्व सोम धारया। इन्द्राय पातवे सुतः ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૩૮૭

**૬૯૦. रक्षोहा विश्वचर्षणिरभि योनिमयोहते।**
**द्रोणे सधस्थमासदत् ॥ २ ॥**

પદાર્થ : रक्षोहा-પાપ વાસનાના નાશક विश्वचर्षणिः-સર્વદ્રષ્ટા પરમાત્મા अयोहते-હિરણ્ય જ્યોતિથી

સંહત આત્મજ્યોતિ સંપ્રેરિત द्रोणे-હૃદય કોષ્ઠમાં सधस्थं योनिम्-अभि-आसदत्-જે આત્મજ્યોતિ અને સર્વદ્રષ્ટા પરમાત્માનું સમાન સ્થાન ગૃહ છે ત્યાં સારી રીતે પ્રાપ્ત થાય છે. (૨)

*ભાવાર્થ : સર્વ દ્રષ્ટા, પાપનાશક પરમાત્મા ઉપાસના દ્વારા આત્મા અને પરમાત્માનું સમાન સ્થાન, આત્માથી સારી રીતે પ્રેરિત હૃદયકોષ્ઠમાં સમ્યક્ પ્રાપ્ત થાય છે. (૨)*

**६९१. वरिवोधातमो भुवो मंहिष्ठो वृत्रहन्तमः । पर्षि राधो मघोनाम् ॥ ३ ॥**

પદાર્થ : वृत्रहन्तम्-હે અત્યંત પાપનાશક પરમાત્મન્ ! તું वरिवः-धातमः-તું ધનનો અત્યંત ધારક સાથે જ मंहिष्ठ-મહાન દાતા પણ છે मघोनाम्-ધનવાળાઓને તું જ राधः पर्षि-ધન પૂરે છે. (૩)

*ભાવાર્થ : પાપ-અજ્ઞાનના નાશક પરમાત્મા મહાન ધનના ધારક હોવા ઉપરાંત અત્યંત દાતા પણ છે, જેટલા પણ ધનવાનો છે, તેને તે જ ધનથી ભરપૂર કરે છે. પરમાત્મન્ ! તારા જેવો કોઈ દાની નથી, દાનીઓને પણ તું જ દાન માટે ધન પ્રદાન કરે છે. તારી ઉપાસના કરનાર કોઈ નિર્ધન રહી શકતો નથી. (૩)*

## સૂક્ત-૨

**६९२. पवस्व मधुमत्तम इन्द्राय सोम क्रतुवित्तमो मदः ।**
**महि द्युक्षतमो मदः ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૭૮

**६९३. यस्य ते पीत्वा वृषभो वृषायतेऽस्य पीत्वा स्वर्विदः ।**
**स सुप्रकेतो अभ्यक्रमीदिषोऽच्छा वाजं नैतशः ॥ २ ॥**

પદાર્થ : यस्य ते-જે તારા સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માના આનંદરસનું पीत्वा-ઉપાસના દ્વારા પાન કરીને वृषभः-वृषायते-વૃષભ-સાંઢની સમાન ઉપાસક આત્મા વૃષભ સમાન પુષ્ટ પ્રફુલ્લિત આનંદિત બની જાય છે તથા अस्य स्वर्विदः पीत्वा-એ તારા સુખને પ્રાપ્ત કરાવનાર આનંદરસનું પાન કરીને सः-सुप्रकेतः-તે ઉપાસક સમ્યક્ જ્ઞાનમય બનીને इषः-अभ्यक्रमीत्-પોતાની એષણાઓ-વાસનાઓને સ્વાધીન કરે છે-જીતી લે છે, वाजं न-एतशः-अच्छा-જેમ ઘોડાઓ સંગ્રામને પાર કરીને સ્વાધીન બને છે. (૨)

*ભાવાર્થ : ઉપાસકજન પરમાત્માના આનંદરસનું પાન કરીને, વૃષભ સમાન પુષ્ટ, બળવાન બની જાય છે; અને તે સ્વર્ગીય સુખ સ્વરૂપ પરમાત્માના આનંદરસનું પાન કરીને, ઉપાસક આત્મા સારી રીતે જ્ઞાનમય પ્રસિદ્ધ બનીને, પોતાની વાસનાઓને સ્વાધીન કરે છે-જીતી લે છે; જેમ બળવાન ઘોડાઓ*

*સંગ્રામને સીધા પાર કરીને સ્વાધીન બને છે. (૨)*

## सूक्त-3

२ ३ १ २ ३ २ ३ १ २र ३ १२
**६९४. इन्द्रमच्छ सुता इमे वृषणं यन्तु हरयः ।**
३ २ ३ २ ३ १ २ ३ १ २
**श्रुष्टे जातास इन्दवः स्वर्विदः ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૬૬

३ १ २र ३ १ २र ३ २
**६९५. अयं भराय सानसिरिन्द्राय पवते सुतः ।**
२ ३ १ २ ३ १ २ ३ २
**सोमो जैत्रस्य चेतति यथा विदे ॥ २ ॥**

પદાર્થ : **अयं सानसिः सुतः सोमः**-એ સંભજનીય સાક્ષાત્ કરેલ શાન્ત પરમાત્મા **इन्द्राय**-ઉપાસક આત્માના **भराय**-ભરણ પોષણને માટે **पवते**-આનંદધારા રૂપમાં પ્રાપ્ત થાય છે, પુનઃ **जैत्रस्य**-ઈન્દ્રિય જયશીલના **यथाविदे**-યથાર્થ જ્ઞાનને માટે **चेतति**-તેને જાગૃત કરે છે. (૨)

*ભાવાર્થ : સંભજનીય સાક્ષાત્ કરેલ પરમાત્મા ઉપાસક આત્માનાં ભરણ, પોષણને માટે આનંદધારામાં વહેતો-થઈને આવે છે. પુનઃ ઈન્દ્રિય, મન પર જય પ્રાપ્ત કરનાર ઉપાસકને યથાર્થ-જ્ઞાનાર્થ તેને સાવધાન કરે છે. (૨)*

३ २उ ३ २ ३ २ ३ १ २ ३ २
**६९६. अस्येदिन्द्रो मदेष्वा ग्राभं गृभ्णाति सानसिम् ।**
१ २ ३ १ २ ३ १ २ ३ २
**वज्रं च वृषणं भरत् समप्सुजित् ॥ ३ ॥**

પદાર્થ : **इन्द्रः**-ઉપાસક આત્મા **अस्य-इत्**-એ આનંદધારામાં સાક્ષાત્ પરમાત્માને જ **ग्राभं सानसिम्-आगृभ्णाति**-ગ્રહણ કરવા યોગ્ય એક અંશ ભજનીય સ્વરૂપ સમ્યક્ ગ્રહણ કરી શકે છે **मदेषु**-પોતાના સમસ્ત તૃપ્તિ પ્રસંગોમાં **समप्सुजित्**-સમ્યક્ વ્યાપ્ત પ્રવૃત્તિઓ વિજય પ્રાપ્ત કરનાર **वृषणं वज्रं भरत्**-આનંદવર્ષક ઓજને ધારણ કરાવે છે. (૩)

*ભાવાર્થ : ઉપાસક આત્મા આનંદધારામાં પ્રાપ્ત થનાર પરમાત્માને વિભુ-વ્યાપક રૂપમાં નહિ, પરંતુ યથા શક્ય સ્વરૂપનું જ સેવન કરે છે, એટલા માત્રથી તે પોતાની તરફ પ્રાપ્ત થનારી સમસ્ત પ્રવૃત્તિને જીતી લે છે તથા આનંદવર્ષક ઓજને પણ પ્રાપ્ત કરે છે. (૩)*

## सूक्त-४

३ १ २ ३ १ २ ३ १ २ ३ १ २
**६९७. पुरोजिती वो अन्धसः सुताय मादयित्नवे ।**

अप श्वानं श्नथिष्टन सखायो दीर्घजिह्वयम् ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૪૫

६९८. यो धारया पावकया परिप्रस्यन्दते सुतः। इन्दुरश्वो न कृत्व्यः ॥ २ ॥

પદાર્થ : यः-इन्द्रः-જે આર્દ્ર આનંદરસપૂર્ણ પરમાત્મા सुतः-નિષ્પાદિત ઉપાસિત થયેલ पावकया-धारया-પવિત્ર કરનારી-દોષ, પાપ, દુઃખ નિવારણ કરનારી જ્ઞાનધારાથી परिप्रस्यन्दते-સર્વતો ભાવથી પ્રાપ્ત થાય છે. अश्वः-न कृत्व्यः-કર્મ-ગતિકર્મ કુશલ ઘોડાની સમાન. (૨)

*ભાવાર્થ : જેમ સર્વતો ભાવથી માર્ગ વ્યાપનશીલ ઘોડો પૂર્ણરૂપથી માર્ગને વ્યાપ્ત કરે છે, તેમ ઉપાસના દ્વારા સાક્ષાત્ કરેલ પરમાત્મા ઉપાસક આત્માને નિર્મળ કરનારી જ્ઞાનધારાથી સર્વતો ભાવથી પ્રાપ્ત થાય છે. (૨)*

६९९. तं दुरोषमभी नरः सोमं विश्वाच्या धिया। यज्ञाय सन्त्वद्रयः ॥ ३ ॥

પદાર્થ : अद्रयः-नरः-વિઘ્ન બાધાઓથી દીર્ણ-ક્ષીણ ન થનાર મુમુક્ષુ ઉપાસક विश्वाच्या धिया-સર્વાત્મના પ્રાપ્તિ શક્તિમયી ઉપાસના ક્રિયાથી तं दुरोषं सोमम्-તે ઓષ = દાહનો ધ્વંસ કરનાર શાન્ત સ્વરૂપ પરમાત્માને यज्ञाय-અધ્યાત્મયજ્ઞ સંપાદન કરવા માટે अभि सन्तु-સ્વાશ્રય કરે છે-સ્વાત્મામાં ધારણ કરે છે. (૩)

*ભાવાર્થ : મુમુક્ષુ ઉપાસક સર્વાત્મ પ્રાપ્તિ કરાવનારી ઉપાસના ક્રિયાથી અધ્યાત્મયજ્ઞ ચલાવવા માટે તે દાહ, તાપનાશક પરમાત્માને પોતાના આત્મામાં ધારણ કરે છે. (૩)*

## સૂક્ત-૫

७००. अभि प्रियाणि पवते चनोहितो नामानि यह्वो अधि येषु वर्धते।
आ सूर्यस्य बृहतो बृहन्नधि रथं विष्वञ्चमरुहद्विचक्षणः ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૫૪

७०१. ऋतस्य जिह्वा पवते मधु प्रियं वक्ता पतिर्धियो अस्या अदाभ्यः।
दधाति पुत्रः पित्रोरपीच्यां३ नाम तृतीयमधि रोचनं दिवः ॥ २ ॥

પદાર્થ : ऋतस्य जिह्वा-અમૃતસ્વરૂપ સોમ શાન્ત પરમાત્માની વાક્-સ્તુતિ मधुप्रियं पवते-જેને મધુર અને પ્રિય છે એવા ઉપાસકને પવિત્ર કરી દે છે अस्या धियः-वक्ता-अदाभ्यः पतिः-એ સ્તુતિ રૂપ

ધી = બુદ્ધિનો પ્રવચનકર્તા અદભનીય પતિ છે-અધિકારી છે पित्रोः पुत्रः-દ્યાવા પૃથિવી બન્ને લોકોના ત્રાણ = રક્ષણ કર્તા दिवः-अधि-रोचनं तृतीयम्-પ્રકાશમય મોક્ષમાં રુચિકર તૃતીય અમૃત નામ ओरॄम्-સોમ अपीच्यं नाम दधाति-અન્તર્હિત નામને ધારણ કરે છે. (૨)

*ભાવાર્થ : અમૃત સ્વરૂપ શાન્ત પરમાત્માની સ્તુતિ પરમાત્મા સંબંધી મધુર તેને ચાહનારને ઉપાસકને પવિત્ર કરી દે છે, તે સ્તુતિ રૂપ પ્રજ્ઞા = બુદ્ધિના પ્રવચનકર્તા અહિંસનીય અધિકારી બની જાય છે. દ્યાવા પૃથિવીના ત્રાણકર્તા મોક્ષમાં રુચિકર અમૃતનામ* ओ३म्-*અન્તર્હિતને ધારણ કરે છે. (૨)*

**૭૦૨. अव द्युतानः कलशाँ अचिक्रदन्नृभिर्येमाणः कोश आ हिरण्यये।**
**अभी ऋतस्य दोहना अनूषताधि त्रिपृष्ठ उषसो वि राजसि ॥ ३ ॥**

પદાર્થ : द्युतानः-દ્યોતમાન-સ્વ આત્મરૂપથી પ્રકાશમાન સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા नृभिः-हिरण्यये कोशे-आयेमानः-સુવર્ણકોશ-હૃદયકોશમાં આકર્ષિત કરવામાં આવતાં कलशान् अभिक्रदत्-સમસ્ત જ્ઞાન આશયોમાં પ્રવચન કરે છે ऋत्नस्य दोहना-સોમરૂપ અમૃતનું દોહન કરનારા મુમુક્ષુઓ જ્યારે अनूषत-તેની સ્તુતિ કરે છે, ત્યારે પરમાત્મા उपसः-अधि त्रिपृष्ठे विराजसि-પરમાત્મન્ ! તું જ્ઞાનપ્રકાશ તરંગમાં થનારી સ્તુતિ, પ્રાર્થના, ઉપાસનાનાં સ્તરમાં વિશેષરૂપથી પ્રકાશમાન થાય છે. (૩)

*ભાવાર્થ : સ્વરૂપથી પ્રકાશમાન પરમાત્મા જ્યારે મુમુક્ષુઓ દ્વારા દિવ્ય હૃદયકોશમાં આકર્ષિત કરવામાં આવે છે, ત્યારે તે સમસ્ત જ્ઞાનવિષયોને સમજાવે છે, પુનઃ તે અમૃતરૂપ પરમાત્માનું દોહન કરનારા મુમુક્ષુ ઉપાસકો જ્યારે તેની સ્તુતિ કરે છે, ત્યારે હે પરમાત્મન્ ! તું જ્ઞાનપ્રકાશધારામાં થનારી સ્તુતિ, પ્રાર્થના, ઉપાસના સ્તરમાં વિશેષ રૂપથી પ્રકાશિત થાય છે-સાક્ષાત્ થાય છે. (૩)*

## ખંડ-૬

## સૂક્ત-૧

**૭૦૩. यज्ञायज्ञा वो अग्नये गिरागिरा च दक्षसे।**
**प्रप्र वयममृतं जातवेदसं प्रियं मित्रं न शंसिषम्॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૩૫

**૭૦૪. ऊर्जो नपातं स हिनायमस्मयुर्दाशेम हव्यदातये।**
**भुवद्वाजेष्ववविता भुवद् वृध उत त्राता तनूनाम्॥ २ ॥**

પદાર્થ : ऊर्जः-नपातम्-અમારા આત્મ સ્વરૂપને ન પાડનાર-રક્ષા કરનાર અગ્નિજ્ઞાન સ્વરૂપ પરમાત્માને ઉપાસિત કરીએ सः-हिना-अयम्-अस्मयुः-તે ખરેખર એજ અમને ચાહનાર અપનાવનાર

છે हव्यदातये दाशेम-અમે અમારી ઉપાસના હવિને અર્પણ કરવા માટે અમને સમર્પિત કરીએ છીએ वाजेषु-अविता भुवत्-એ અમૃત અન્ન ભોગોને માટે રક્ષક છે उत-અને तनूनां वृधे त्राता भुवत्-ઉપાસક આત્માઓના વર્ધન-ઉત્કર્ષને માટે રક્ષક બને છે. (૨)

*ભાવાર્થ : અમે અમારા આત્મ સ્વરૂપને ન પાડનાર પરન્તુ ઉન્નત કરનાર જ્ઞાન પ્રકાશ સ્વરૂપ પરમાત્માની ઉપાસના કરીએ. તે પણ યથાર્થરૂપથી અમને અપનાવનાર છે, તેથી ઉપાસનારૂપ ભેટ અર્પિત કરવા માટે અમે પોતાને તેના તરફ પ્રેરિત કરીએ. તે અમારા અમૃતભોગોને માટે રક્ષક બને છે. અને તે સદા ઉપાસક આત્માની વૃદ્ધિ-ઉન્નતિને માટે રક્ષક બને છે. (૨)*

## સૂક્ત-૨

**૭૦૫. एह्यू षु ब्रवाणि तेऽग्न इत्थेतरा गिरः। एभिर्वर्धास इन्दुभिः॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૭

**૭૦૬. यत्र क्व च ते मनो दक्षं दधस उत्तरम्। तत्र योनिं कृणवसे॥ २॥**

પદાર્થ : यत्र क्व च-જે પણ ઉપાસકમાં ते-તારા માટે मनः-મનોભાવ-મનન-આસ્તિકતા છે ત્યાં તું उत्तरं दक्षं दधसे-તારું શ્રેષ્ઠ વરણ કરવા યોગ્ય સ્વરૂપ ધારણ કરે છે-સ્થાપિત કરે છે અને तत्र-ત્યાં योनिं कृणवसे-પોતાનું નિવાસ સ્થાન બનાવે છે. (૨)

*ભાવાર્થ : પરમાત્મન્ ! જે ઉપાસકની અંદર તારા પ્રત્યે મનોભાવ-આસ્તિકતા છે, ત્યાં તું તારા દર્શન-જ્ઞાન કરાવે છે; અને ત્યાં પોતાનો નિવાસ બનાવે છે. (૨)*

**૭૦૭. न हि ते पूर्तमक्षिपद् भुवन्नेमानां पते। अथा दुवो वनवसे ॥ ३॥**

પદાર્થ : नेमानां पते-હે નમનારા ઉપાસકોના રક્ષક પરમાત્મન્ ! ते-अक्षिपत् पूर्तं न हि भुवत्-તેને માટે તારું ઇન્દ્રિયશક્તિનો નાશ કરનાર-સમાપ્ત કરનાર તેજ અર્થાત્ તાપ પ્રાપ્ત થતું નથી. अथ दुवः-वनवसे-અને તું તેઓની સેવા ઉપાસનાનો સ્વીકાર કરે છે. (૩)

*ભાવાર્થ : ઉપાસકોના પાલનહાર પરમાત્મા છે તેમની ઇન્દ્રિયશક્તિઓને પરમાત્મા તેજ તાપ નથી દેતો ભૌતિક અગ્નિની સમાન તથા તે તેમની ઉપાસનાનો સ્વીકાર કરે છે. (૩)*

## સૂક્ત-૩

**૭૦૮. वयमु त्वामपूर्व्य स्थूरं न कच्चिद्भरन्तोऽवस्यवः ।**
**वज्रिञ्चित्रं हवामहे ॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૦૮

७०९. उप त्वा कर्मन्नूतये स नो युवोग्रश्चक्राम यो धृषत् ।
त्वामिध्यवितारं ववृमहे सखाय इन्द्र सानसिम् ॥ २ ॥

પદાર્થ : कर्मन्-પ્રત્યેક કર્મમાં ऊतये-રક્ષાને માટે त्वा-उप-અમે તારી ઉપાસના કરીએ છીએ सः-यः-युवा-उग्रः-धृषत्-नः चक्राम-તે જે યુવા-સદા યુવાપૂર્ણ સમર્થ પ્રતાપી પાપ પ્રતાડક થઈને અમને ઉત્સાહી તેજસ્વી બનાવે છે, તેથી इन्द्र त्वां सानसिम् अवितारम्-इत्-हि-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તુજ સંભજનીય રક્ષકને જ નિશ્ચય सखायः-ववृमहे-અમે તારા મિત્ર-ઉપાસકજન વરણ કરીએ છીએ-અપનાવીએ છીએ. (૨)

*ભાવાર્થ : પ્રત્યેક કર્મમાં સદા સમર્થ, પાપનાશક, સંભજનીય પરમાત્માની ઉપાસના કરવી જોઈએ. (૨)*

## સૂક્ત-૪

७१०. अधा हीन्द्र गिर्वण उप त्वा काम ईमहे ससृग्महे ।
उदेव ग्मन्त उदभिः ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૦૬

७११. वार्ण त्वा यव्याभिर्वर्धन्ति शूर ब्रह्माणि ।
वावृध्वांसं चिदद्रिवो दिवेदिवे ॥ २ ॥

પદાર્થ : शूर-अद्रिवः-હે પૂર્ણ સમર્થ આનંદ મેઘવન પરમાત્મન્ ! त्वा-તને ब्रह्माणि-અમારું સ્તવન-સ્તુતિવચન यव्याभिः-वाः-न वर्धन्ति-નદીઓથી-નદીઓનાં જળ જેમ મહાન જળાશયની વૃદ્ધિ થાય છે-ભરે છે, તેમ दिवे दिवे-પ્રતિદિન वावृध्वांसं चित्-વૃદ્ધિ કરવા સમાન ભરે છે.

*ભાવાર્થ : હે આનંદ મેઘવાળા સમર્થ પરમાત્મન્ ! જેમ નદીઓ પોતાના જળથી મહાન જળાશયને ભર્યા કરે છે, તેમ તારાથી અમૃત આનંદરસ પ્રાપ્ત કરવા માટે, ઉપાસકજન પોતાનાં સ્તુતિ વચનોથી ભર્યા કરે છે. (૨)*

७१२. युञ्जन्ति हरी इषिरस्य गाथयोरौ रथ उरुयुगे वचोयुजा।
इन्द्रवाहा स्वर्विदा ॥ ३ ॥

પદાર્થ : इषिरस्य-પ્રેરક પરમાત્માનાં हरी-દુઃખનાશક સુખદાયક સાધન ભૂત ઋક્ સામ વાણીથી

સ્તવન અને મનથી ઉપાસકને गाथया-વેદવાક્-મંત્રથી वचोयुजा-પ્રાર્થના વચનથી જે યુક્ત છે इन्द्रवाहा-પરમાત્માને લઈ આવનાર स्वर्विदा-મોક્ષ પ્રાપ્ત કરાવનાર છે તે સ્તવન ઉપાસનને-उरुयुगे-उरौ रथे-મહાન યોગભૂમિવાળા મહાન રસરૂપ ધ્યાનયજ્ઞમાં युञ्जन्ति-ઉપાસકજન યુક્ત-પ્રયુક્ત કરે છે.

*ભાવાર્થ : વેદમંત્રને અનુરૂપ પ્રાર્થના પ્રયુક્ત, પ્રેરક પરમાત્માની સ્તુતિ, ઉપાસના કરો, જે પરમાત્માને આમંત્રિત કરનાર, મોક્ષ પ્રાપ્ત કરાવનાર, મહાન ઉપાય, મહાન યોગભૂમિવાળા રસરૂપ ધ્યાનમાં ઉપાસક પ્રયુક્ત કરે છે. અમારે પણ કરવા જોઈએ. (૩)*

इति प्रथमोऽध्यायः

इति प्रथम प्रपाठकस्य प्रथमोऽर्धः



# अथ द्वितीयोऽध्यायः

## प्रथम प्रपाठकस्य द्वितीयोऽर्धः

### ખંડ-૧

### સૂક્ત-૧

**૭૧૩. पान्तमा वो अन्धस इन्द्रमभि प्र गायत ।**
**विश्वासाहं शतक्रतुं मंहिष्ठं चर्षणीनाम् ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૫૫

**૭૧૪. पुरुहूतं पुरुष्टुतं गाथान्यां३ सनश्रुतम् । इन्द्र इति ब्रवीतन ॥ २ ॥**

પદાર્થ : पुरुहूतं पुरुष्टुतम्-અનેક આસ્તિકો દ્વારા આમંત્રણીય અને અનેક આસ્તિકો દ્વારા સ્તુતિ કરવામાં આવે છે गाथान्यम्-ગાન કરનારી ઋચાઓથી ગાવા યોગ્ય सनश्रुतम्-ભજન સ્તુતિવાળાને इन्द्रः-इति ब्रवीतन-ઐશ્વર્યવાન પરમાત્મા કહો-જાણો. (૨)

*ભાવાર્થ : અનેક આસ્તિકજનોનાં આમંત્રણીય તથા અનેક આસ્તિકજનોનાં સ્તુતિ યોગ્ય વેદમંત્રોથી ગાવા-જાણવા યોગ્ય ભજન, સ્તુતિવાળાને ઈન્દ્ર પરમાત્મા કહો-જાણો. (૨)*

**૭૧૫. इन्द्र इन्नो महोनां दाता वाजानां नृतुः । महाँ अभिज्ञ्वा यमत् ॥ ३ ॥**

પદાર્થ : इन्द्रः-इत्-ઈન્દ્ર-ઐશ્વર્યવાન પરમાત્મા જ नः-અમારે માટે महोनां वाजानां दाता-બહુ મૂલ્યવાન મહત્ત્વપૂર્ણ અમૃતભોગોનો પ્રદાન કર્તા છે તથા महान्-अभिज्ञु नृतुः-आ यमत्-મહાન કૃપાળુ નેતા બનીને અમારા પર શાસન કરે છે. (૩)

*ભાવાર્થ : પરમાત્મા અમારે માટે મહાન, મહત્ત્વપૂર્ણ અમૃત ભોગોને આપનાર તથા મહાન કૃપાળુ નેતા બનીને શાસન કરે છે.-નિયમમાં રાખે છે. (૩)*

### સૂક્ત-૨

**૭૧૬. प्र व इन्द्राय मादनं हर्यश्वाय गायत । सखायः सोमपाव्ने ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૫૬

**૭૧૭. शंसेदुक्थं सुदानव उत द्युक्षं यथा नरः । चकृमा सत्यराधसे ॥ २ ॥**

પદાર્થ : नरः-મુમુક્ષુજન यथा-જેવી રીતે सुदानवे-ઉત્તમ દાન કરનાર उत-અને सत्यराधसे-સત્ય-સ્થાયી મોક્ષૈશ્વર્યવાળા-અવિનાશી ધનવાળા પરમાત્માને માટે उक्थं शंसेत्-વક્તવ્ય-પ્રશંસાવચન-સ્તવન

બોલે છે चकृम-અમે પણ તેમજ આચરણ કરીએ. (૨)

*ભાવાર્થ : મુમુક્ષુજન જેમ શ્રેષ્ઠ દાનદાતા, સ્થિર મોક્ષૈશ્વર્યવાળા પરમાત્માની સ્તુતિ કર્યા કરે છે, તેમ અમે ઉપાસકોએ પણ કરવી જોઈએ. (૨)*

### ૭૧૮. त्वं न इन्द्र वाजयुस्त्वं गव्युः शतक्रतो। त्वं हिरण्ययुर्वसो॥ ३॥

પદાર્થ : शतक्रतो-इन्द्र-હે અનંત જ્ઞાન કર્મવાળા પરમાત્મન્ ! त्वम्-તું नः-અમારે માટે वाजयुः-અમૃત અન્ન-મોક્ષને ચાહનાર છે त्वम्-તું गव्युः-સરસ્વતી-જ્ઞાનશક્તિને ચાહનાર છે वसो-હે અમને વસાવનાર ! त्वम्-તું हिरण्ययुः-આયુ-દીર્ઘ જીવનને ચાહનાર છે (૩)

*ભાવાર્થ : પરમાત્મા ઉપાસકોના આયુષ્કામ, વિદ્યાકામ અને મોક્ષકામ છે. તે અનન્ત જ્ઞાન કર્મવાળો અને વસાવનાર છે. (૩)*

## સૂક્ત-3

### ૭૧૯. वयमु त्वा तदिदर्था इन्द्र त्वायन्तः सखायः। कण्वा उक्थेभिर्जरन्ते॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૫૭

### ૭૨૦. न घेमन्यदा पपन वज्रिन्नपसो नविष्टौ। तवेदु स्तोमैश्चिकेत॥ २॥

પદાર્થ : वज्रिन्-હે ઓજસ્વી તેજસ્વી પરમાત્મન્ ! अपसः-તારી વ્યાપક શક્તિમાનની नविष्टौ-સ્તુતિયજ્ઞમાં अन्यत्-न घ-ईम्-आपपन-અન્યની સ્તુતિ કદી પણ કરતો નથી तव-इत्-उ-તને જ સ્તુતિ વચનોમાં चिकेत-ઈષ્ટદેવ જાણું છું-માનું છું. (૨)

*ભાવાર્થ : પરમાત્માના સ્તુતિયાગ-યજ્ઞમાં અન્ય કોઈની સ્તુતિ ન કરવી જોઈએ, પરમાત્માનાં સ્થાનમાં કોઈ જડ અને ચેતન સ્તુતિ યોગ્ય નથી, તેથી સમસ્ત સ્તુતિ પ્રસંગોમાં પરમાત્માને જ ઈષ્ટદેવ માનવો જોઈએ. (૨)*

### ૭૨૧. इच्छन्ति देवाः सुन्वन्तं न स्वप्नाय स्पृहयन्ति। यन्ति प्रमादमतन्द्राः॥ ३॥

પદાર્થ : देवाः-ઈન્દ્ર-ઐશ્વર્યવાન પરમાત્મા सुन्वन्तम्-इच्छन्ति-ઉપાસનારસ નિષ્પાદકને ચાહે છે-અપનાવે છે स्वप्नाय न स्पृहयन्ति-અસાવધાન-આળસુ-નાસ્તિકને સ્નેહ કરતો નથી अतन्द्राः-प्रमादं यन्ति-સાવધાન-આળસ રહિત આસ્તિકજન પ્રકૃષ્ટ હર્ષ-બ્રહ્માનંદને પ્રાપ્ત કરે છે-પામે છે. (૩)

*ભાવાર્થ : ઉપાસનારસ નિષ્પાદક ઉપાસકને પરમાત્મા સ્નેહ કરે છે. અસાવધાન, નાસ્તિક ને નહીં, સાવધાન આસ્તિકજન બ્રહ્માનંદને પ્રાપ્ત કરે છે. (૩)*

## સૂક્ત-૪

**૭૨૨. इन्द्राय मद्वने सुतं परि ष्टोभन्तु नो गिरः। अर्कमर्चन्तु कारवः॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૫૮

**૭૨૩. यस्मिन् विश्वा अधि श्रियो रणन्ति सप्त संसदः। इन्द्रं सुते हवामहे॥ २॥**

પદાર્થ : यस्मिन्-જે ઐશ્વર્યવાન પરમાત્મામાં विश्वाः-श्रियः-સમસ્ત ઐશ્વર્ય શક્તિઓ અથવા પ્રકૃતિઓ સૂક્ષ્મ સત્તાઓ જગત નિર્માણ ધારણ માટે अधि-અધિષ્ઠિત છે-વિદ્યમાન છે તથા सप्त संसदः-સાત છંદોમય સ્તોમ-મંત્ર-જ્ઞાનધારાઓ અથવા સપ્ત-સમવેત થનારા ચેતન આત્માઓ रणन्ति-રમણ કરે છે इन्द्रं-सुते हवामहे-તે ઐશ્વર્યવાન પરમાત્માને ઉપાસનારસને માટે આમંત્રિત કરીએ છીએ. (૨)

*ભાવાર્થ : જે ઐશ્વર્યવાન પરમાત્મામાં સમસ્ત ઐશ્વર્ય-શક્તિઓ અથવા સૂક્ષ્મ પ્રકૃતિ સત્તાઓ રહેલી છે. જેમાં સાત ગાયત્રી આદિ છંદોમય મંત્ર જ્ઞાનધારાઓ અથવા તેમાં સાથે રહેનારી ચેતન સત્તાઓ છે, તે પરમાત્માને ઉપાસના-સમયે આમંત્રિત કરવો જોઈએ, અન્યને નહિ. (૨)*

**૭૨૪. त्रिकद्रुकेषु चेतनं देवासो यज्ञमत्नत। तमिद्वर्धन्तु नो गिरः॥ ३॥**

પદાર્થ : देवासः-મુમુક્ષુજન त्रिकद्रुकेषु-ત્રણ યોગભૂમિઓ-ધારણા-ધ્યાન-સમાધિઓમાં चेतनं यज्ञम्-અધ્યાત્મયજ્ઞ યોગાભ્યાસને अत्नत-વિસ્તૃત કરે છે-સંપાદન કરે છે तम् इत्-તેને અવશ્ય नः-गिरः અમારી સ્તુતિઓ वर्धन्तु-આગળ વધે-વધારે છે, ગુણગાન કરે છે. (૩)

*ભાવાર્થ : મુમુક્ષુજન અધ્યાત્મયજ્ઞને ધારણા, ધ્યાન, સમાધિ રૂપ ત્રણ યોગભૂમિઓમાં વિસ્તૃત કરે છે, તેથી અમારે અધ્યાત્મયજ્ઞ કરવો જોઈએ, તેના દ્વારા અમારી સ્તુતિઓ ઉન્નત કરીએ, અમે સ્તુતિઓમાં* ओ३म् *પરમાત્માને ધારણા, ધ્યાન, સમાધિનું અવલંબન બનાવીએ.* तज्जपस्तदर्थभावनम्-
*( ય । ગ .*
*૧ : ૨૮) કરીએ. (૩)*

## ખંડ-૨

### સૂક્ત-૧

**૭૨૫. अयं त इन्द्र सोमो निपूतो अधि बर्हिषि ।**
**एहीमस्य द्रवा पिब ॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૫૯

**૭૨૬. शाचिगो शाचिपूजनायं रणाय ते सुतः ।**

आखण्डल प्र हूयसे ॥ २ ॥

પદાર્થ : शाचिगो-હે પ્રજ્ઞામાં-પ્રજ્ઞાનુરૂપ ગૌ = વેદવાક્ જેની એવી પ્રજ્ઞાનુરૂપ-પ્રજ્ઞાવૃદ્ધિકર હે વેદ વાક્ના સ્વામી ! શચી =પ્રજ્ઞામાં સંપન્ન शाचिपूजन-પ્રજ્ઞાનુરૂપ પૂજન ઉપાસન જેનું થાય છે એવા પરમાત્મા અંધવિશ્વાસથી એવા પરમાત્માનું નહિ. अयं सुतः-એ ઉપાસનારસ ते रणाय-તારા રમણને માટે-તારું રમણ અમારી અંદર થાય એટલા માટે आखण्डल प्र हूयसे-હે પાપ દોષોને છિન્ન-ભિન્ન કરનાર તને પ્રકૃષ્ટરૂપમાં નિમંત્રિત કરવામાં આવે છે. (૨)

*ભાવાર્થ : પ્રજ્ઞાનુરૂપ, વેદજ્ઞાનવાળા તથા પ્રજ્ઞાનુરૂપ ઉપાસનાવાળા પરમાત્મા છે, તેમાં રમણ કરાવવા માટે ઉપાસનારસ તૈયાર કરવો જોઈએ, તે સદા પાપ દોષોનો નિવારક છે. (૨)*

७२७. यस्ते शृङ्गवृषो णपात् प्रणपात् कुण्डपाय्यः ।
न्यस्मिन् दध्र आ मनः ॥ ३ ॥

પદાર્થ : ते श्रृङ्गवृषः-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તારા અજ્ઞાન-અંધકાર નાશક જ્ઞાન-પ્રકાશ વર્ષકના नपात्-ન પાડનાર પરંતુ ધારણ કરનાર તથા प्रणपात्-આત્માને પણ પ્રકૃષ્ટરૂપ ન પાડનાર-ઉત્કર્ષ કરનાર कुण्डपाय्यः-કુંડથી જેમ પાન કરવા યોગ્ય ભરપૂર આનંદરસનું પાન કરવાનું હોય છે તે જે અધ્યાત્મયજ્ઞ છે अस्मिन्-એ-તેમાં मनः-नि-आ दधे-ઉપાસકજન પોતાનાં મનને નિરંતર નિયમમાં રાખે છે-સમર્પિત કરે છે. (૩)

*ભાવાર્થ : અધ્યાત્મયજ્ઞ જે અજ્ઞાન-અંધકાર નાશક, જ્ઞાન-પ્રકાશ સુખ વરસાવનાર પરમાત્માનો ન પાડનાર-સાક્ષાત્ કરાવનાર આત્માનો પણ ઉત્કર્ષ કરાવનાર છે, તેમાં ઉપાસકજન પોતાનું મન નિરંતર લગાવ્યા કરે છે. (૩)*

## સૂક્ત-૨

७२८. आ तू न इन्द्र क्षुमन्तं चित्रं ग्राभं सं गृभाय।
महाहस्ती दक्षिणेन ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૫૭

७२९. विद्मा हि त्वा तुविकूर्मिं तुविदेष्णं तुवीमघम्।
तुविमात्रमवोभिः ॥ २ ॥

પદાર્થ : त्वा-હે ઈન્દ્ર-પરમાત્મન્ ! તને तुविकूर्मिम्-બહુજ પ્રાણશક્તિમાન-મહાન બળવાન तुविदेष्णम्-મહાન પ્રેરણાદાતા तुवीमघम-મહાન ઐશ્વર્યવાન-અનેક રીતે ધનદાતા तुविमात्रम्-અનેક પ્રમાણવાળા-મહાન વ્યાપક અનંતને अवोभिः-विद्म हि-અમારા માટે વિવિધ રક્ષણો કૃપાભાવો દ્વારા તને જ અમે

નિતાંત જાણીએ છીએ. (૨)

*ભાવાર્થ : પરમાત્માની અમારે માટે વિવિધ પ્રકારની રક્ષાઓ, કૃપાઓ છે, જેથી અમે તેને મહાન પ્રાણશક્તિમાન, મહાન પ્રેરણાદાતા, મહાન ધન સાધનદાતા અને સર્વવ્યાપક અનંત જાણીએ છીએ, જાણીએ, માનીએ. (૨)*

**૭૩૦. न हि त्वा शूर देवा न मर्तासो दित्सन्तम् ।**
**भीमं न गां वारयन्ते ॥ ३ ॥**

પદાર્થ : शूर-હે સમર્થ પરમાત્મન્ ! त्वा दित्सन्तम्-તારી યથા-યોગ્ય કર્મફળ આપવાની ઈચ્છાને न हि देवाः-ન દેવો न मर्त्तासः-ન મનુષ્ય वारयन्ते-અટકાવી શકે છે. भीमं गां न-ભયંકર વૃષભ-સાંઢને જેમ તેના બળકાર્યથી કોઈ અટકાવી-હટાવી શકતા નથી. (૩)

*ભાવાર્થ : જેમ ભયંકર વૃષભને તેના બળના કાર્યથી કોઈ હટાવી-રોકી શકતાં નથી, તેમ પરમાત્માને તેના બળકાર્ય કરતાં કર્મફળ આપતાં કોઈ રોકી શકતાં નથી. (૩)*

## सूक्त-3

**૭૩૧. अभि त्वा वृषभा सुते सुतं सृजामि पीतये ।**
**तृम्पा व्यश्नुही मदम् ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૬૧

**૭૩૨. मा त्वा मूरा अविष्यवो मोपहस्वान आ दभन् ।**
**मा कीं ब्रह्मद्विषं वनः ॥ २ ॥**

પદાર્થ : હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! त्वा-તને मूराः-મૂઢ લોકો अविष्यवः-ભોગની ઈચ્છાવાળા मा आदभन्-દબાવી શકતા નથી તથા उपहस्वानः-मा-ઉપહાસ કરનારા નાસ્તિકો તને દબાવી શકતા નથી. ब्रह्मद्विषम्-તારા પ્રત્યે દ્વેષ કરનારા એવા ભોગી અને નાસ્તિકોને माकीं वनः-તું કદી સંભજન કરતો નથી, તેનો પક્ષ લેતો નથી, અપનાવતો નથી. (૨)

*ભાવાર્થ : ભોગ-વિલાસી તથા નાસ્તિક, મૂઢજન પરમાત્માના દંડથી બચી શકતા નથી. એવા બ્રહ્મદ્વેષી ઈશ્વરીય નિયમ અને ઉપકારના દ્વેષી જનોને પરમાત્મા કદી પણ અપનાવતો નથી. (૨)*

**૭૩૩. इह त्वा गोपरीणसं महे मन्दन्तु राधसे ।**
**सरो गौरो यथा पिब ॥ ३ ॥**

પદાર્થ : त्वा गोपरीणसम्-હે પરમાત્મન્ ! તારી સ્તુતિ વાણીઓથી પ્રાપ્ત થનારા અધ્યાત્મ અન્નને महे राधसे-મહાન મોક્ષૈશ્વર્યની પ્રાપ્તિને માટે मन्दन्तु-ઉપાસકજનો સ્તુત કરે-અર્ચિત કરે गौरः-यथा सरः पिब-ગોરવર્ણનું હરણ જેમ સરોવર-જળનું તૃપ્તિથી પાન કરે છે, તેમ ઉપાસકના ઉપાસનારસનું પાન કર. (૩)

*ભાવાર્થ : સ્તુતિઓથી પ્રાપ્ત થવાને પાત્ર મોક્ષ ભોગવાળા તારા પરમાત્માની મૌક્ષૈશ્વર્યને માટે ઉપાસક અર્ચન કરે છે, તું એમનું અર્ચનારૂપ આર્દ્રરસનું પૂર્ણરૂપે પાન કર. (૩)*

## સૂક્ત-૪

**७३४. इदं वसो सुतमन्धः पिबा सुपूर्णमुदरम् ।**
**अनाभयिन् ररिमा ते ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૨૪

**७३५. नृभिर्धौतः सुतो अश्नैरव्या वारैः परिपूतः ।**
**अश्वो न निक्तो नदीषु ॥ २ ॥**

પદાર્થ : नृभिः-મુમુક્ષુજનો દ્વારા सुतः-નિષ્પાદિત द्यौतः-પ્રાપ્ત अव्याः-अश्नैः-वारैः-યોગભૂમિ-યોગસ્થલીના દોષ આવરણ સાધનો-અભ્યાસોથી परिपूतः-સર્વ તરફથી પરમાત્મા રક્ષિત થાય છે. अश्वः-नदीभिः-निक्तः-જેમ ખુલી જળધારાઓ દ્વારા ઘોડાને કાન્ત બનાવવામાં આવે છે તેમ. (૨)

*ભાવાર્થ : જેમ જળધારાઓમાં ઘોડાને નવડાવીને નિર્મળ કાન્તરૂપમાં જોવામાં આવે છે, તેમ મુમુક્ષુજનો પરમાત્માને પોતાની અંદર શ્રદ્ધાભરી યોગભૂમિ રૂપ અભ્યાસો દ્વારા નિર્મળ સાક્ષાત્ કરે છે. (૨)*

**७३६. तं ते यवं यथा गोभिः स्वादुमकर्म श्रीणन्तः।**
**इन्द्र त्वास्मिन्त्सधमादे ॥ ३ ॥**

પદાર્થ : इन्द्र-હે પરમાત્મન્ ! ते-તારા માટે तं गोभिः-તે ઉપાસનારસને પોતાની વાણીઓથી यथा यवं श्रीणन्तः-જેમ જવ આદિ અન્નપાનને ગાયનાં દૂધથી મેળવીને स्वादु-अकर्म-મધુર રૂપમાં તૈયાર કરે છે, તેમ મેળવીને તૈયાર કરે છે, તેથી त्वा-તને अस्मिन्-सधमादे-એ મારા આત્માની સાથે અથવા મને આત્માની સાથે પોતાના હર્ષ-આનંદ સ્થાન હૃદયમાં આમંત્રિત કરે છે.

*ભાવાર્થ : જેમ મનુષ્ય પોતાને માટે અન્ન ભોજનને દૂધ ઘી વગેરે સાથે મિશ્ર કરીને સ્વાદિષ્ઠ બનાવે છે, તેમ ઉપાસનારસને શ્રદ્ધાપૂર્ણ વચનોથી મધુર બનાવીને હૃદયસ્થાનમાં પરમાત્માને આમંત્રિત કરે. (૩)*

## ખંડ-૩

## સૂક્ત-૧

૭૩૭. इदं ह्यन्वोजसा सुतं राधानां पते ।
पिबा त्वा३स्य गिर्वणः ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૬૫

૭૩૮. यस्ते अनु स्वधामसत् सुते नि यच्छ तन्वम् ।
स त्वा ममत्तु सोम्य ॥ २ ॥

પદાર્થ : ते-હે ઈન્દ્ર પરમાત્મન્ ! તારા यः-જે ઉપાસક सुते-ઉપાસનારસ નિષ્પન્ન થતાં स्वधाम्-अनु-असत्-પોતાની આત્મ સમર્પણ ક્રિયાને અનુસરણ થઈ રહેલ છે तन्वं नियच्छ-સ્વકીય આત્મા-સ્વરૂપને તેને માટે પ્રદાન કર-પ્રદાન કરે છે सोम्य सः-त्वा ममत्तु-હે ઉપાસનારસને યોગ્ય પરમાત્મન્ ! તે ઉપાસક તને ઉપાસનારસથી નિરંતર આનંદિત કરતો રહે. (૨)

*ભાવાર્થ : પરમાત્મન્ ! ઉપાસક ઉપાસના સમયે પોતાના આત્માને તારા પ્રત્યે સમર્પણ કરે છે, તું પણ તારા સ્વરૂપ દર્શનનો પ્રસાદ તેને પ્રદાન કરે છે, પુનઃ તે ઉપાસક ઉપાસનારસ દ્વારા તને તૃપ્ત અને આનંદિત કરતો રહે છે. (૨)*

૭૩૯. प्र ते अश्नोतु कुक्ष्योः प्रेन्द्र ब्रह्मणा शिरः ।
प्र बाहू शूर राधसा ॥ ३ ॥

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! ઉપાસક ते कुक्ष्योः-अश्नोतु-તારા બન્ને પડખામાં રહેલા અભ્યુદય અને નિઃશ્રેયસને-સંસાર સુખ અને મોક્ષાનંદને પ્રાપ્ત કરે-કરે છે. ब्रह्मणा शिरः प्र-તારા વેદજ્ઞાનથી પોતાના મસ્તિષ્કને પ્રવૃદ્ધ કરે છે शूर-હે મહા બળવાન પરમાત્મન્ ! राधसा बाहू प्र-संसिद्धि-સંયમ રૂપ આરાધનાથી શરીરાત્મબળોને પ્રાપ્ત કરે છે. (૩)

*ભાવાર્થ : પરમાત્મા દ્વારા ઉપાસક મોક્ષ આનંદ અને સંસાર સુખને પ્રાપ્ત કરે જ છે, પરંતુ સાથે જ તેના જ્ઞાનથી મસ્તિષ્કને વિકસિત કરે છે અને સંયમપૂર્વક આરાધનાથી આત્મબળ તથા જીવનબળને પણ પ્રાપ્ત કર્યા કરે છે. (૩)*

## सूक्त-२

૭૪૦. आ त्वेता नि षीदतेन्द्रमभि प्र गायत ।
सखाय स्तोमवाहसः ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૬૪

**૭૪૧. पुरूतमं पुरूणामीशानं वार्याणाम् ।**
**इन्द्रं सोमे सचा सुते ॥ २ ॥**

પદાર્થ : સોમે-પરમાત્માના ઉપાસનારસ સંપાદનને માટે ઉપાસકો ! પુરુતમમ્-અનેક પ્રસંગોમાં કાંક્ષીય-વાંછનીય પુરૂણાં વાર્યાણામ્-ઈશાનમ્-બહુજ-અનેક વરણીય સુભ કામનાઓ કમનીય વસ્તુઓના સ્વામી इन्द्रम्-પરમાત્માનું सचा-એકાગ્ર મનથી ગાન કરો-સ્તુત કરો. (૨)

*ભાવાર્થ : ઉપાસનારસ નિષ્પાદન માટે હે ઉપાસકો ! બહુજ વાંછનીય, અનેક વરણીય કામના અને કમનીય વસ્તુઓના સ્વામી પરમાત્માની એકાગ્ર મનથી સ્તુતિ ગાન કરવું જોઈએ. (૨)*

**૭૪૨. स घा नो योग आ भुवत् स राये स पुरन्ध्या।**
**गमद् वाजेभिरा स नः ॥ ३ ॥**

પદાર્થ : सः-घ-તે જ ઈન્દ્ર-પરમાત્મા नः-અમારા योगे-અધ્યાત્માનંદને માટે सः-તે राये-લૌકિક ઐશ્વર્યને માટે सः-पुरन्ध्या-તે પુર-શરીર ધારણ સ્થિતિને માટે आभुवत्-સ્વામીરૂપમાં વિદ્યમાન છે. सः-તે नः-અમારે માટે वाजेभिः-પોતાના અમૃતભોગોની સાથે आगमत्-આવે-પ્રાપ્ત થાય. (૩)

## સૂક્ત-3

**૭૪૩. योगेयोगे तवस्तरं वाजेवाजे हवामहे ।**
**सखाय इन्द्रमूतये ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૬૩

**૭૪૪. अनु प्रत्नस्यौकसो हुवे तुविप्रतिं नरम् ।**
**यं ते पूर्वं पिता हुवे ॥ २ ॥**

પદાર્થ : प्रत्नस्य-ओकसः-દિવ્ સ્થાન મોક્ષ સ્થાનના अनु-ઉપર વિદ્યમાન तुविप्रतिम्-અનેકોના પ્રતિપાલક-અનેક મોક્ષ આત્માઓને પોતાના આનંદથી પૂરણ કરનાર, नरम्-નેતા-સ્વામી પરમાત્માને हुवे-હું આમંત્રિત કરું છું यं ते पूर्वं पिता हुवे-જે તને પરમાત્માને પહેલાં પણ મારા પિતા આમંત્રિત કરતાં રહ્યાં છે. (૨)

*ભાવાર્થ : મોક્ષધામની ઉપર શાસક પરમાત્મા જે અનેક મુક્ત આત્માઓને પોતાના આનંદથી પૂરણ*

*કરનાર, તે નેતાને ઉપાસક પોતાના હૃદયમાં આમંત્રિત કરે અને પરંપરાથી પોતાના પૂર્વજો બ્રહ્મા આદિ પણ આમંત્રિત કરતાં રહ્યાં છે. પરંપરાનું આદર્શ આચરણ અથવા હેતુ ગ્રાહ્ય છે. (૨)*

**૭૪૫. आ घा गमद्यदि श्रवत्सहस्त्रिणीभिरूतिभिः ।**
**वाजेभिरुप नो हवम् ॥ ३ ॥**

પદાર્થ : नः-हवं यदि श्रवत्-અમારા નમ્ર સ્તુતિ વચન અર્થાત્ આમંત્રણને તે ઈન્દ્ર-પરમાત્મા જો સાંભળે-સ્વીકાર કરે, તો घ-નિશ્ચય-અવશ્ય सहस्त्रिणीभिः ऊतिभिः-આયુષ્યમતી-દીર્ઘ જીવન આપનારી રક્ષા પદ્ધતિઓની સાથે आगमत्-આવી જાય તથા वाजेभिः उप-અમૃત અન્ન ભોગો દ્વારા ઉપકૃત કરે. (૩)

*ભાવાર્થ : જો ઉપાસક પરમાત્માની નમ્ર સ્તુતિ અથવા આમંત્રણ કરે, તો પરમાત્મા તેને અવશ્ય-સાંભળી-સ્વીકાર કરીને દીર્ઘ જીવન આપનારી રક્ષા વિધિઓની સાથે તેના હૃદયમાં પ્રાપ્ત થાય છે-સાક્ષાત્ થાય છે; તેમજ એ ઉપાસકને અમૃત ભોગોથી પણ ઉપકૃત કરી દે છે. (૩)*

## સૂક્ત-૪

**૭૪૬. इन्द्र सुतेषु सोमेषु क्रतुं पुनीष उक्थ्यम् ।**
**विदे वृधस्य दक्षस्य महाँ हि षः ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૩૮૧

**૭૪૭. स प्रथमे व्योमनि देवानां सदने वृधः ।**
**सुपारः सुश्रवस्तमः समप्सुजित् ॥ २ ॥**

પદાર્થ : सः-प्रथमे-તે પરમાત્મા પ્રમુખ देवानां सदने व्योमनि-મુક્તોના સ્થાન વિશેષ રક્ષણ સ્થાન મોક્ષરૂપમાં वृधः-જે ઉપાસકોના વર્ધક सुपारः-સંસાર સાગરથી શોભન પારકર્તા सुश्रवस्तमः-શોભન યશોજીવનના અત્યંત નિમિત્ત सम्-अप्सुजित्-હૃદય અવકાશમાં કામાદિના સારી રીતે નાશક ઉપાસનીય છે. (૨)

*ભાવાર્થ : મુક્તોનાં ગૃહ વિશેષ રક્ષણ સ્થાન પ્રમુખ મોક્ષધામમાં આનંદ વર્ધક, સંસારથી પારકર્તા, શ્રેષ્ઠ યશના નિમિત્ત, હૃદયમાંના કામ આદિના નાશક પરમાત્મા ઉપાસનીય છે. (૨)*

**૭૪૮. तमु हुवे वाजसातय इन्द्रं भराय शुष्मिणम् ।**
**भवा नः सुम्ने अन्तमः सखा वृधे ॥ ३ ॥**

પદાર્થ : तं शुष्मिणम्-इन्द्रम्-उ-તે સમસ્ત બળવાળા પરમાત્માને અવશ્ય वाजसातये भराय हुवे-

અમૃત ભોગ-મોક્ષ આનંદ માટે તથા સાંસારિક ભરણ-પોષણ માટે-સાંસારિક શ્રેષ્ઠ સુખ ભોગ માટે આમંત્રિત કરું છું, તેથી હે પરમાત્મન્ ! તું नः-અમારા सुम्ने-સમસ્ત સુખને માટે અને वृधे-વૃદ્ધિને માટે-જીવન વિકાસને માટે अन्तमः सखा भव-અન્તિકતમ-અત્યંત નજીકના સાથી હૃદયસ્થ બની જા. (૩)

*ભાવાર્થ : સમસ્ત બળધારક પરમાત્માને હૃદયમાં આમંત્રિત કરવો જોઈએ, તે જ મોક્ષનો અમૃતભોગ અને સાંસારિક ભરણ-પોષણ રૂપ સુખ અને સમસ્ત સુખોને પ્રદાન કરે છે; તથા અમારા જીવન વિકાસમાં અત્યંત નજીક સાથી હૃદયવાસી છે. (૩)*

## ખંડ-૪

### સૂક્ત-૧

**૭૪૯. एना वो अग्निं नमसोर्जो नपातमा हुवे ।**
**प्रियं चेतिष्ठमरतिं स्वध्वरं विश्वस्य दूतममृतम् ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૫

**૭૫૦. स योजते अरुषा विश्वभोजसा स दुद्रवत् स्वाहुतः ।**
**सुब्रह्मा यज्ञः सुशमी वसूनां देवं राधो जनानाम् ॥ २ ॥**

પદાર્થ : सः-विश्वभोजसा-अस्मा योजते-તે જ્ઞાન-પ્રકાશસ્વરૂપ પરમાત્મા વિશ્વનું પાલન કરનાર તેજથી યુક્ત છે सः-स्वाहुतः-दुद्रवत्-તે સારી રીતે આમંત્રિત કરેલ ઉપાસકની અંદર શોભન-શ્રેષ્ઠરૂપમાં પ્રાપ્ત થાય છે सु ब्रह्मायज्ञः-શોભન મંત્ર યથાર્થ પવિત્ર સ્તવનવાળા યજનીય છે. सुशमी-શોભન શાન્તિપ્રદ છે वसूनां जनानां देवं राधः-તેના શરણમાં વસનાર જનોને તે દિવ્યધન પ્રદાન કરે છે. (૨)

*ભાવાર્થ : જ્ઞાન-પ્રકાશ સ્વરૂપ પરમાત્મા વિશ્વનું પાલન કરનાર તેજથી યુક્ત છે, તેનું તેજ દાહક નહિ પરંતુ સર્વપાલક છે, તે ઉપાસક દ્વારા હૃદયથી આમંત્રિત થતાં શોભનરૂપમાં-શ્રેષ્ઠરૂપમાં પ્રાપ્ત થાય છે; તથા સુંદર, પવિત્ર, સ્તુતિપાત્ર, યજનીય અને સંગનીય છે, તેના શરણમાં વસનારા ઉપાસકોનું દિવ્ય ધન છે અથવા દિવ્યધન પ્રદાતા છે. (૨)*

### સૂક્ત-૨

**૭૫૧. प्रत्यु अदर्श्यायत्यू३च्छन्ती दुहिता दिवः ।**
**अपो मही वृणुते चक्षुषा तमो ज्योतिष्कृणोति सूनरी ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૩૦૩

७५२. उदुस्त्रियाः सृजते सूर्यः सचा उद्यन्नक्षत्रमर्चिवत् ।
तवेदुषो व्युषि सूर्यस्य च सं भक्तेन गमेमहि ॥ २ ॥

પદાર્થ : सूर्यः-સૂર્ય उस्त्रियाः-उत्सृजते-કિરણોને ફેલાવે છે सचा-સાથે જ उद्यत्-नक्षत्रम्-अर्चिवत्-ઉદય થનારાં નક્ષત્રોને પણ પોતાની જ્યોતિથી જ્યોતિમાન કરે છે એ ઠીક છે, પરંતુ उषः-હે પરમાત્માની આત્મા तव-इत्-व्युषि-તારા સંસારમાં પ્રકાશમાન થતાં सूर्यस्य च भक्तेन-संगमेमहि-સૂર્યના ઉદય ભાગની સાથે જ સૂર્યનો ઉદય થતાં તને સંગત કરીએ. (૨)

*ભાવાર્થ : એ ઠીક છે કે, જે ભૌતિક સૂર્ય પ્રકાશ કિરણોને ફેલાવે છે, પ્રત્યેક નક્ષત્રને પ્રકાશમાન બનાવે છે, પરંતુ પરમાત્માની આભા-પ્રકાશ કે ચમક સંસારમાં આવતાં સૂર્ય પ્રકાશને પ્રાપ્ત કરે છે, ઉદય થાય છે. તેના ઉદય થવાનાં લક્ષ્યથી પરમાત્માની આભાથી અમે સમાગમ કરી શકીએ છીએ. (૨)*

## સૂક્ત-3

७५३. इमा उ वां दिविष्टय उस्त्रा हवन्ते अश्विना ।
अयं वामह्वेऽवसे शचीवसू विशंविशं हि गच्छथः ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૩૦૪

७५४. युवं चित्रं ददथुर्भोजनं नरा चोदेथां सूनृतावते ।
अर्वाग्रथं समनसा नि यच्छतं पिबतं सोम्यं मधु ॥ २ ॥

પદાર્થ : नरा-હે અશ્વિનૌ-નરૌ-હે વ્યાપનશીલ પ્રકાશ સ્વરૂપ અને આનંદ સ્વરૂપ પરમાત્મન્ ! युवम्-તમે सूनृतावते-સ્તુતિ વાણીવાળા ઉપાસકને માટે चित्रं भोजनम्-ચાયનીય-ગ્રાહ્ય અદ્‌ભુત સુખ ભોગને ददथुः-આપો છો चोदेथाम्-અને તેને પોતાની તરફ પ્રેરિત કરો છો समनसा-સમાન મનથી-સમાન ભાવથી रथम्-अर्वाक्-नियच्छतम्-રમણીય સુખ ભોગને અહીં આ લોકમાં નિયત કરો છો; અને सोम्यं मधु पिबतम्-શાન્ત મધુર ઉપાસનારસનું પાન કરો-સ્વીકાર કરો અથવા તમારા મધુર દર્શનરસનું ઉપાસકોને પાન કરાવો. (૨)

*ભાવાર્થ : સ્તુતિ કરનાર ઉપાસકોને માટે જ્યોતિ સ્વરૂપ, આનંદરસરૂપ પરમાત્મા અદ્‌ભુત-શ્રેષ્ઠ ભોગ કરાવે છે, પોતાની તરફ પ્રેરિત કરે છે, સમાનભાવથી રમણીય સુખને આ લોકમાં આપે છે, પોતાના મધુર દર્શનામૃતનું પાન કરાવે છે. (૨)*

## ખંડ-૫

## સૂક્ત-૧

**૭૫૫. अस्य प्रत्नामनु द्युतं शुक्रं दुदुह्रे अह्रयः। पयः सहस्त्रसामृषिम्॥ १ ॥**

પદાર્થ : अस्य-એ જ્ઞાનપ્રકાશ સ્વરૂપ પરમાત્મા प्रत्नां द्युतम्-શાશ્વતી અમર જ્યોતિને તથા सहस्त्रसाम्-ऋषिं पदः-હજારો લાભ પ્રાપ્ત કરાવનારા નિર્મળ નિર્ભ્રાન્ત દૂધરૂપ મંત્રો-વેદને अह्रयः-दुदुह्रे-અહૃત પ્રજ્ઞાવાળા-સર્વ ગુણ સંપન્ન આદિ વિદ્વાનો દોહન કરે છે-સાક્ષાત્ કરે છે. (૧)

*ભાવાર્થ : જ્ઞાનપ્રકાશ સ્વરૂપ પરમાત્માની શાશ્વત અમર જ્યોતિને તથા અનેક લાભ આપનારા નિર્ભ્રાન્ત દૂધરૂપ મંત્ર જ્ઞાનને, સર્વગુણ સંપન્ન આદિ વિદ્વાનો દોહન કરે છે. (૧)*

**૭૫૬. अयं सूर्यइवोपदृगयं सरांसि धावति। सप्त प्रवत आ दिवम्॥ २ ॥**

પદાર્થ : अयम्-એ જ્ઞાન-પ્રકાશ સ્વરૂપ પરમાત્મા ! सूर्यः-इव-उपदृक्-સૂર્યની સમાન સ્પષ્ટ પ્રકાશક છે-સાક્ષાત્ પ્રકાશમાન છે. ઉપાસકોની સામે અર્થાત્ હૃદયમાં अयम्-એ પરમાત્મા सरांसि धावति-ઉપાસકોનાં પ્રાર્થના વચનોને પ્રાપ્ત કરે છે. सप्त प्रवतः-आ दिवम्-પરિચરણશીલ-ઉપાસનાશીલ નમ્ર સ્તુતિકર્તાઓને અમૃતધામ-મોક્ષ સુધી પહોંચાડે છે. (૨)

*ભાવાર્થ : પ્રકાશ સ્વરૂપ પરમાત્મા ઉપાસકોની સામે સૂર્યની સમાન પ્રકાશમાન થાય છે, તેનાં પ્રાર્થના વચનોનો સ્વીકાર કરે છે અને હૃદયમાં નમ્ર સ્તુતિ કરનારા તે ઉપાસકોને મોક્ષધામ સુધી પહોંચાડે છે, અપનાવે છે. (૨)*

**૭૫૭. अयं विश्वानि तिष्ठति पुनानो भुवनोपरि। सोमो देवो न सूर्यः॥ ३ ॥**

પદાર્થ : अयं सोमः-देवः-એ શાન્ત પરમાત્મા विश्वानि भुवना पुनानः-સમસ્ત લોક-લોકાન્તરોને શુદ્ધ-પવિત્ર કરવા માટે તથા ગતિ આપવા માટે उपरि तिष्ठति-તેની ઉપર અધિષ્ઠાતા રૂપમાં વિરાજમાન છે-બિરાજે છે. देवः-न सूर्यः-સૂર્ય દિવ્યલોકની જેમ.(૩)

*ભાવાર્થ : સૂર્ય દિવ્ય પદાર્થની સમાન શાન્ત પરમાત્મા સમસ્ત લોક-લોકાન્તરોને પવિત્ર કરવા અને ગતિ આપવાના કારણે તેના ઉપર વિરાજમાન છે. (૩)*

## સૂક્ત-૨

**૭૫૮. एष प्रत्नेन जन्मना देवो देवेभ्यः सुतः। हरिः पवित्रे अर्षति॥ १ ॥**

પદાર્થ : एषः हरिः-देवः-એ દુઃખહર્તા સુખદાતા સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મદેવ प्रत्नेन जन्मना-પુરાતન-શાશ્વત પ્રસિદ્ધિથી देवेभ्यः-જીવનમુક્તોનાં पवित्रे सुतः अर्षति-હૃદયાકાશમાં સાક્ષાત્ થાય છે, પ્રાપ્ત થાય છે. (૧)

*ભાવાર્થ : દુઃખહર્તા, સુખદાતા પરમાત્મા શાશ્વત પ્રસિદ્ધિથી જીવન્મુક્તોનાં હૃદયાકાશમાં સાક્ષાત્ થઈને પ્રાપ્ત થાય છે. (૧)*

## ૭૫૯. एष प्रत्नेन मन्मना देवो देवेभ्यस्परि। कविर्विप्रेण वावृधे॥ २॥

પદાર્થ : एषः-देवः-એ સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા प्रत्नेन मन्मना-શાશ્વત માનનીય મંત્રોના દ્વારા देवेभ्यः-परि-આદિ-સનાતન વિદ્વાનોથી-તેના ઉપદેશોથી પરિપ્રાપ્ત થાય છે-અન્તઃકરણમાં સમજી શકાય છે कविः-તે સર્વમાં કાન્ત-પહોંચેલો પરમાત્મા विप्रेण वावृधे-મેધાવી વિદ્વાન બ્રહ્મા જેવાના દ્વારા વૃદ્ધિ પામે છે-પ્રચારિત કરવામાં આવે છે. (૨)

*ભાવાર્થ : શાન્ત સ્વરૂપ પરમાત્મા શાશ્વત મંત્રો વેદ દ્વારા આદિ-સનાતન વિદ્વાનોથી તેના ઉપદેશથી જાણી શકાય છે, તે સર્વત્ર પ્રાપ્ત પરમાત્મા મેધાવી ઉપાસકના દ્વારા અન્તઃકરણમાં વૃદ્ધિ પામતો રહે છે, સાક્ષાત્ થતો જાય છે. (૨)*

## ૭૬૦. दुहानः प्रत्नमित्पयः पवित्रे परि षिच्यसे। क्रन्दं देवाँ अजीजनः॥ ३॥

પદાર્થ : दुहानः-વેદજ્ઞાનથી દોહન થનાર સોમ-શાન્ત પરમાત્મન્ ! प्रत्नम्-इत् पयः-શાશ્વત દૂધરૂપ જ पवित्रे परिषिच्यसे-પવિત્ર-હૃદયમાં પરિષિક્ત કરવામાં આવે છે-બેસાડવામાં આવે છે क्रन्दन् देवान्-अजीजनः-તું ઉપદેશ કરતાં મારા અંદર દિવ્ય ગુણોને ઉત્પન્ન કરે છે. (૩)

*ભાવાર્થ : શાન્ત સ્વરૂપ પરમાત્મા વેદજ્ઞાનથી પ્રાપ્ત કરેલ શાશ્વત દૂધ રૂપ હૃદયમાં બેસી જાય છે, ત્યાં ઉપદેશ કરતાં દિવ્ય-ગુણોને પ્રકટ કરે છે. (૩)*

### સૂક્ત-3

## ૭૬૧. उप शिक्षापतस्थुषो भियसमा धेहि शत्रवे। पवमान विदा रयिम्॥ १॥

પદાર્થ : पवमान-હે આનંદધારામાં આવનાર પરમાત્મન્ ! તું अपतस्थुषः-મારી અંદર વિપરીત રહેલાં દોષોના પ્રત્યે उपशिक्ष-ઘૃણા કરાવે છે शत्रवे भियसम् आधेहि-મારા અન્તઃસ્થળને નષ્ટ કરનારા કામ આદિ શત્રુને માટે અંદર ભય બેસાડ. रयिं विदा-તારું સ્વરૂપ ઐશ્વર્ય અનુભવ કરાવ. (૧)

*ભાવાર્થ : આનંદધારામાં આવનાર પરમાત્મા ઉપાસકની અંદર વિપરીત રહેલાં દોષો પ્રત્યે ઘૃણા કરાવે છે, કામ આદિ શત્રુઓ સમાન ભાવોને પ્રત્યે ભય બતાવે છે તથા (અમારા ગુણો પ્રત્યે) તારા સ્વરૂપૈશ્વર્યનો અનુભવ કરાવ. (૧)*

## ૭૬૨. उपो षु जातमप्तुरं गोभिर्भङ्गं परिष्कृतम्। इन्दुं देवा अयासिषुः॥ २॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૮૭

७६३. उपास्मै गायता नरः पवमानायेन्दवे। अभि देवाँ इयक्षते॥ ३॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૬૫૧

## ખંડ-૬

### સૂક્ત-૧

७६४. प्र सोमासो विपश्चितोऽ पो नयन्त ऊर्मयः। वनानि महिषाइव॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૭૮

७६५. अभि द्रोणानि बभ्रवः शुक्रा ऋतस्य धारया। वाजं गोमन्तमक्षरन्॥ २॥

પદાર્થ : शुक्रां-बभ्रवः-તેજસ્વી-સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા ऋतस्य धारया-ઋત-અમૃતની ધારા દ્વારા-ધારા રૂપમાં वाजं गोमन्तम्-સ્તુતિવાળા-સ્તુતિથી પ્રાપ્ત અમૃતભોગને द्रोणानि-હૃદયપાત્રમાં अभि-अक्षरन्-ટપકાવે છે. (૨)

*ભાવાર્થ : તેજસ્વી શાન્ત પરમાત્મા સ્તુતિ સંપન્ન અમૃતભોગ-મોક્ષાનંદને ઉપાસકના હૃદયપાત્રમાં અમૃતધારારૂપમાં ટપકાવે છે-ઝરે છે. (૨)*

७६६. सुता इन्द्राय वायवे वरुणाय मरुद्भ्यः। सोमा अर्षन्तु विष्णवे॥ ३॥

પદાર્થ : सुताः सोमाः-ઉપાસિત શાન્ત પરમાત્મા इन्द्राय-વાણીને માટે वायवे-મનને માટે वरुणाय-પ્રાણને માટે मरुद्भ्यः-ઓજ-આત્મ તેજને માટે विष्णवे-વીર્યને માટે अर्षन्तु-પ્રાપ્ત થાય. (૨)

*ભાવાર્થ : ઉપાસિત શાન્ત સ્વરૂપ પરમાત્મા ઉપાસકનાં વાક્-વાણી, મન, પ્રાણ, ઓજ-આત્મતેજ, વીર્ય-શારીરિક બળને પ્રાપ્ત થાય, એને યથોચિત ઉન્નત કરે. (૩)*

### સૂક્ત-૨

७६७. प्र सोम देववीतये सिन्धुर्न पिप्ये अर्णसा ।
अंशोः पयसा मदिरो न जागृविरच्छा कोशं मधुश्चुतम्॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૧૪

७६८. आ हर्यतो अर्जुनो अत्के अव्यत प्रियः सूनुर्न मर्ज्यः ।
तमीं हिन्वन्त्यपसो यथा रथं नदीष्वा गभस्त्योः ॥ २॥

પદાર્થ : हर्यतः-કમનીય-કાન્તકર્મા अर्जुनः-જીવનમાં કમાણી કરવા યોગ્ય અથવા નિર્મળ-શ્વેત सूनुः-न प्रियः-પુત્રની સમાન સ્નેહપાત્ર मर्ज्यः-તથા અલંકરણીય નિજ અર્ચના સ્તુતિથી પ્રશંસનીય સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા अत्के-आ-अव्यत-નિરંતર ફરી-ફરી જેમાં પ્રાપ્ત થાય છે તે હૃદય પ્રદેશમાં આવી જાય છે तम्-इम्-તેને અવશ્ય अपसः-કર્મવાળા અભ્યાસી યોગી-યોગાભ્યાસીજન हिन्वन्ति-પ્રાપ્ત કરે છે અનુભવ કરે છે यथा नदीषु रथं गभस्त्योः-आ-જેમ નદીઓ-જલધારાઓમાં नौका-નાવને બન્ને હલેસારૂપ ભુજાઓમાં બળવાન નાવિક 'આપનુવન્તિ' પ્રાપ્ત કરીને-સંભાળી રાખે છે. (૨)

*ભાવાર્થ : કમનીય સ્વાત્મામાં અર્જિત-કમાણી કરવા યોગ્ય અથવા નિર્મળ પુત્રની સમાન સ્નેહ પાત્ર તથા અર્ચનાઓથી આભૂષિત કરવા, પ્રશંસિત કરવા યોગ્ય શાન્ત સ્વરૂપ પરમાત્મા હૃદયમાં આવે છે, પ્રાપ્ત થાય છે. તેનો અભ્યાસી ઉપાસક જન અનુભવ કરે છે, પ્રાપ્ત કરે છે; જેમ જલધારાઓમાં નાવને બળવાન નાવિક હલેસાં સહિત બન્ને ભુજાઓમાં સંભાળી રાખે છે. (૨)*

## સૂક્ત-3

**૭૬૯. प्र सोमासो मदच्युतः श्रवसे नो मघोनाम्। सुता विदथे अक्रमुः ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૭૭

**૭૭૦. आदीं हंसो यथा गणं विश्वस्यावीवशन्मतिम्।**
**अत्यो न गोभिरज्यते ॥ २ ॥**

પદાર્થ : आत्-ईम्-તો નિશ્ચયથી यथा हंसः-गणम्-अवीवशत्-જેમ હંસ અન્ય પક્ષીગણને પોતાની શ્વેત સુંદરતા આદિ ગુણોથી વશ કરે છે અપેક્ષાથી પ્રશંસાપાત્ર બને છે. विश्वस्य-मतिम्-તેમ એ સોમ-પરમાત્મા પોતાના ન્યાય દયા આનંદ આદિ ગુણોમાં સંસારભરનાં મતિમાન-બુદ્ધિમાનજનને વશ કરે છે. પોતાના પ્રભાવમાં લઈ આવે છે તથા अत्यः-न गोभिः-अज्यते-જેમ ગતિશીલ ઘોડાને અન્ન દાણા-ચારા આદિથી વ્યક્ત-પુષ્ટ પ્રસન્ન કરવામાં આવે છે, તેમ સોમ પરમાત્મા પણ સ્તુતિઓ દ્વારા હૃદયમાં સાક્ષાત્ કરી શકાય છે. (૨)

*ભાવાર્થ : જેમ હંસ પક્ષીગણને પોતાના ગુણથી અભિભૂત કરે છે, મોહિત કરે છે, તેમ પરમાત્મા સંસારનાં મતિમાન માત્રને પ્રભાવિત કરે છે. જેમ ગતિશીલ ઘોડાને દાણા-ચારા આદિથી પ્રસન્ન, પુષ્ટ કરવામાં આવે છે, તેમ પરમાત્માને સ્તુતિઓથી હૃદયમાં સાક્ષાત્ કરી શકાય છે. (૨)*

**૭૭૧. आदीं त्रितस्य योषणो हरिं हिन्वन्त्यद्रिभिः। इन्दुमिन्द्राय पीतये ॥ ३ ॥**

પદાર્થ : आत्-इम्-પુનશ્ચ त्रितस्य-મેધાથી તીર્ણતમ-ઉત્કૃષ્ટ ઉપાસકની योषणः-મળનારી-સમાગમ કરાવનારી સ્તુતિઓ हरिम्-દુઃખહર્તા સુખદાતા સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માને अद्रिभिः-આદરણીય શ્રદ્ધા નમ્રતા આસ્તિક ભાવનાઓથી हिन्वन्ति-પ્રાપ્ત કરે છે-પ્રાપ્ત કરાવે છે इन्द्राय-इन्दुं पीतये-આત્માને માટે

આનંદપૂર્ણ પરમાત્માનું પાન કરાવવા માટે. (૩)

*ભાવાર્થ : મેધાથી ઉત્કૃષ્ટ બનેલ ઉપાસકની સ્તુતિઓ દુઃખહરણ અને સુખ આહરણકર્તા પરમાત્માને શ્રદ્ધા, નમ્રતા, આસ્તિક ભાવનાઓની સાથે આત્માને માટે આનંદરસ પૂર્ણ પરમાત્માનું પાન-જ્ઞાન કરાવે છે. (૩)*

## સૂક્ત-૪

**૭૭૨. अया पवस्व देवयू रेभन् पवित्रं पर्येषि विश्वतः।**
**मधोर्धारा असृक्षत॥ १ ॥**

પદાર્થ : હે સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું देवयुः-મુમુક્ષુઓને ચાહનાર તેની હિતકામના કરનાર अया-એ ઉપાસનાથી पवस्व-પ્રાપ્ત થા. पवित्रे-रेभन् विश्वतः पर्येषि-ઉપાસકનાં હૃદયમાં પ્રવચન શબ્દ કરતાં તેને સર્વ રીતે પ્રાપ્ત થઈ રહ્યો છે मधोः-धाराः-असृक्षत-તારા દ્વારા મધુર રસની ધારાઓ છોડવામાં આવી રહી છે. (૧)

*ભાવાર્થ : શાન્ત સ્વરૂપ પરમાત્મા ઉપાસકનાં હૃદયમાં પ્રવચન કરનાર, મુમુક્ષુજનોને ચાહનાર તેઓની ચારેય બાજુ રહે છે અને મધુર ધારાઓની સમાન પોતાનું અમૃતદર્શન કરાવે છે. (૧)*

**૭૭૩. पवते हर्यतो हरिरति ह्वरांसि रंह्या। अभ्यर्ष स्तोतृभ्यो वीरवद्यशः ॥ २ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૭૬

**૭૭૪. प्र सुन्वानायान्धसो मर्त्तो न वष्ट तद्वचः ।**
**अप श्वानमराधसं हता मखं न भृगवः ॥ ३ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૫૩

इति द्वितीयोऽध्यायः

॥ इति प्रथम प्रपाठकः समाप्तः ॥

★ ★ ★

# अथ तृतीयोऽध्यायः

## द्वितीय प्रपाठकस्य प्रथमोऽर्ध

### ખંડ-૧

### સૂક્ત-૧

**૭૭૫. पवस्व वाचो अग्रियः सोम चित्राभिरूतिभिः।**
**अभि विश्वानि%काव्या॥ १ ॥**

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું अग्रियः-અમારો અગ્રણી બનીને चित्राभिः-ऊतिभिः-ચાયનીય-મંહનીય-પ્રશંસનીય બલિષ્ઠ રક્ષાઓ-રક્ષણ ક્રિયાઓનાં દ્વારા वाचः અમારી વાણીઓને તથા विश्वानि काव्या-અમારા સમસ્ત જ્ઞાન કૃત્યો આચરણોને अभि-पवस्व-સ્વાભિમુખ તારા તરફ પ્રેરિત કર. (૧)

*ભાવાર્થ : હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું અગ્રણી બનીને તારી પ્રશંસનીય-બળવાન રક્ષાઓ-રક્ષણ ક્રિયાઓનાં દ્વારા અમારી વાણીઓને તથા અમારા સમસ્ત કર્મ વ્યવહારો-આચરણોને તારા તરફ પ્રેરિત કર. અમારી વાણીઓ તારા ગુણગાન ગાતી રહે. અમારા સમસ્ત આચરણ તારી પ્રાપ્તિને માટે થતાં રહે. (૧)*

**૭૭૬. त्वं समुद्रिया अपोऽग्रियो वाच ईरयन्। पवस्व विश्वचर्षणे॥ २ ॥**

પદાર્થ : विश्वचर्षणे-હે સર્વદ્રષ્ટા શાન્ત પરમાત્મન્ ! त्वम्-તું अग्रियः-અગ્રણી બનીને આગળ ગતિ આપતાં समुद्रियाः-अपः-મનની સાથે સંબંધ રાખનારી-મનમાં થતી કામ-કામનાઓને वाचः-ईरयन्-સ્તુતિઓની તરફ પ્રેરિત કરવા માટે पवस्व-પવિત્ર કર. (૨)

*ભાવાર્થ : હે સર્વ દ્રષ્ટા અન્તર્યામી શાન્ત પરમાત્મન્ ! તું અગ્રણી બનીને અમારી માનસિક-મનમાં રહેલી કામનાઓને તારી સ્તુતિઓની તરફ પ્રેરિત કરવા માટે પવિત્ર કર. અમારી કામનાઓ સંસાર તરફ વળે નહિ. સંસારમાં ફસાવે નહિ, પરંતુ તારી સ્તુતિમાં સંલગ્ન રહે. (૨)*

**૭૭૭. तुभ्येमा भुवना कवे महिम्ने सोम तस्थिरे। तुभ्यं धावन्ति धेनवः॥ ३ ॥**

પદાર્થ : कवे सोम-હે ક્રાન્તદર્શી-સમસ્ત અંદર બહારના દ્રષ્ટા શાન્ત પરમાત્મન્ ! इमा भुवना-બહારના લોક-લોકાન્તર તથા અંદરના ઈન્દ્રિય સંસ્થાન तुभ्यम्-તારા महिम्ने-મહિમાને દર્શાવવા માટે तस्थिरे-રહેલાં છે અને નિયત છે तुभ्यं धेनवः-धावन्ति-તારો મહિમા બતાવવા અને ગાન કરવા માટે બહારની વાક્ વિદ્યુત્ શક્તિઓ અને અંદરની વાણીઓ પ્રગતિ કરી રહી છે, પ્રવૃત્ત થઈ રહી છે. (૩)

*ભાવાર્થ : હે વ્યષ્ટિ અને સમષ્ટિના દ્રષ્ટા શાન્ત પરમાત્મન્ ! સમસ્ત લોક-લોકાન્તર અને ઈન્દ્રિય*

*સંસ્થાન તારો મહિમા દર્શાવવા રહેલ છે, સ્થિર છે, દર્શાવી રહેલ છે અને વિદ્યુત્-શક્તિઓ તથા વાણીઓ તારા મહિમાનું ગાન કરી રહી છે. (૩)*

## સૂક્ત-૨

१ २ ३ १ २ ३ २ ३ १ २ ३ २ ३ १ २
**૭૭૮. पवस्वेन्दो वृषा सुतः कृधी नो यशसो जने।**
२ ३ २ ३ १ २
**विश्वा अप द्विषो जहि॥ १ ॥**

પદાર્થ : इन्दो-હે આનંદરસ ભરેલ આનંદધારાવાળા પરમાત્મન્ ! તું सुतः-હૃદયમાં સાક્ષાત્ કરેલ वृषा-કામનાવર્ષક બનીને नः-અમને जने-જનસમુદાયમાં यशसः-યશવાન कृधि-બનાવ विश्वाः-द्विषः-अपजहि-સમસ્ત દ્વેષ ભાવનાઓને અમારાથી દૂર કરી દે. (૧)

*ભાવાર્થ : હે આનંદરસ ભરેલ પરમાત્મન્ ! તું હૃદયમાં સાક્ષાત્ થઈને કામનાપૂરક બન. જનસમુદાય-જનસમાજમાં યશસ્વી કરી દે અને કામ-ક્રોધ આદિ શત્રુ ભાવનાઓને દૂર કરી દે. (૧)*

१ २ ३ २ ३ १ २ ३ १ २ ३ २ १ २ ३ १ २ ३ २
**૭૭૯. यस्य ते सख्ये वयं सासह्याम पृतन्यतः। तवेन्दो द्युम्न उत्तमे॥ २ ॥**

પદાર્થ : यस्य ते-જે તારા શાન્ત સ્વરૂપ પરમાત્માની सख्ये-મિત્રતામાં वयम्-અમે पृतन्यतः-સંઘર્ષ કરતાં-પ્રહાર કરતાં કામ આદિ દોષોને सासह्याम-નિરંતર સહન કરીએ-દબાવી શકીએ इन्दो-હે રસવાન પરમાત્મન્ ! तव-उत्तमे द्युम्ने-તારા ઉત્તમ પ્રકાશમાન યશોબળમાં અમે સ્થિર રહીએ. (૨)

*ભાવાર્થ : પરમાત્માના મિત્રભાવમાં અમે કામ આદિ પ્રહારક દોષોને દબાવી-સામનો કરી શકીએ છીએ. તેના ઉત્તમ યશોબળમાં અમે સ્થિર રહીએ. (૨)*

१ २ ३ १ २र ३ २ ३ २ ३ १ २ १ २ ३ २
**૭૮૦. या ते भीमान्यायुधा तिग्मानि सन्ति धूर्वणे। रक्षा समस्य नो निदः॥ ३ ॥**

પદાર્થ : धूर्वणे-હે ધૂર્વણિ ! કામ આદિ શત્રુઓના નાશક ते-તારા या-જે भीमानि-ભયંકર-ભયકારી तिग्मानि-તીક્ષ્ણ आयुधा-ઉપદેશશસ્ત્ર सन्ति-છે समस्य निदः-સમસ્ત નિંદકનાં દબાણથી नः-रक्षा-અમારી રક્ષા કર. (૩)

*ભાવાર્થ : હે શાન્ત સ્વરૂપ કામ આદિના વિનાશક પરમાત્મન્ ! તારું જે ભયંકર, તીક્ષ્ણ, ઉપદેશ શાસ્ત્ર છે, તેના દ્વારા સમસ્ત કામ આદિના પીડનથી અમારી રક્ષા કર. (૩)*

## સૂક્ત-3

१ २ ३ १ २ ३ १ २ ३ १ २
**૭૮૧. वृषा सोम द्युमाँ असि वृषा देव वृषव्रतः ।**
२ ३ १ २
**वृषा धर्माणि दध्रिषे ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૦૪

७८२. वृष्णस्ते वृष्ण्यं शवो वृषा वनं वृषा सुतः ।
स त्वं वृषन्वृषेदसि ॥ २ ॥

પદાર્થ : वृषन्-હે સુખવર્ષક શાન્ત પરમાત્મન્ ! ते वृष्णः-તારું વૃષા-સુખવર્ષકનું शवः-वृष्ण्यम्-બળ સુખની વર્ષા માટે છે वनं वृषा-સંભજન બળરૂપ છે सुतः-वृषा-ઉપાસિત થઈને સુખવર્ષક છે सः-त्वम्-તે તું वृषा-इत्-असि-સુખવર્ષક જ છે. (૨)

*ભાવાર્થ : હે સુખવર્ષક પરમાત્મન્ ! તારું બળ સુખવર્ષક છે, તારું ભજન-ગાન પણ સુખવર્ષક છે, તું સાક્ષાત્ થઈને પણ સુખવર્ષક છે, તું ખરેખર-સાચેસાચ સુખવર્ષક જ છે. (૨)*

७८३ .अश्वो न चक्रदो वृषा सं गा इन्दो समर्वतः।
वि नो राये दुरो वृधि ॥ ३ ॥

પદાર્થ : इन्दो-હે રસવાન શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! अश्वः-न सं चक्रदः-ઘોડાની સમાન સંક્રદન કરે છે, સર્વત્ર વ્યાપે છે, વ્યાપી રહ્યો છે. वृषा-સુખવર્ષક બનીને गाः-सं.-અમારી ઈન્દ્રિયોમાં પણ વ્યાપી રહ્યો છે, ઈન્દ્રિયો દ્વારા તારું પ્રત્યક્ષ થઈ રહેલ છે अर्वतः सं.-અમારા મન આદિ ગતિશીલને પણ વ્યાપી રહ્યો છે, મન આદિ દ્વારા તારું ભાન-ચિંતન થઈ રહ્યું છે. नः-અમારી અભીષ્ટ राये-મોક્ષ ઐશ્વર્યની પ્રાપ્તિને માટે दुरः-विवृधि-દ્વારો-દરવાજાઓ ખોલી દે-બાધક અજ્ઞાન પાપ આદિને હટાવી દે-દૂર કરી દે. (૩)

*ભાવાર્થ : હે આનંદરસપૂર્ણ પરમાત્મન્ ! જેમ ઘોડો માર્ગને વ્યાપે છે, તેમ તું વિશ્વમાં વ્યાપી રહ્યો છે, અમારી ઈન્દ્રિયોમાં વ્યાપી રહ્યો છે. તેનાથી પ્રત્યક્ષ થઈને અમારા મન આદિમાં વ્યાપી રહ્યો છે-ચિંતન, ધ્યાનમાં આવી રહ્યો છે. અમારા મોક્ષૈશ્વર્યને માટે અજ્ઞાન પાપને દૂર કરી દે-ધકેલી દે. (૩)*

## સૂક્ત-૪

७८४. वृषा ह्यसि भानुना द्युमन्तं त्वा हवामहे। पवमान स्वर्दृशम्॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૮૦

७८५. यदद्भिः परिषिच्यसे मर्मृज्यमान आयुभिः। द्रोणे सधस्थमश्नुषे॥ २ ॥

પદાર્થ : यत्-आयुभिः-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! જ્યારે તું ઉપાસકજનો દ્વારા मर्मृज्यमानः-વારંવાર સાક્ષાત્ કરવા માટે अभ्दिः-શ્રદ્ધા ભાવોથી परिषिच्यसे-પરિષિક્ત કરવામાં આવે છે, દ્રવિત કરવામાં આવે છે, અપનાવવામાં આવે છે, ત્યારે તું द्रोणे-હૃદયમાં सधस्थम्-अश्नुषे-સમાન સ્થાનને પ્રાપ્ત કરે છે. (૨)

*ભાવાર્થ : ઉપાસકો દ્વારા જ્યારે પરમાત્મા વારંવાર સાક્ષાત્ કરવા માટે શ્રદ્ધાભાવોથી દ્રવિત કરવામાં આવે છે-અપનાવવામાં આવે છે, ત્યારે હૃદયમાં સમાન સ્થાનત્વને પ્રાપ્ત કરે છે. (૨)*

**૭૮૬. आ पवस्व सुवीर्यं मन्दमानः स्वायुध। इहो ष्विन्दवा गहि॥ ३ ॥**

પદાર્થ : **स्वायुध इन्दो**-હે શોભન-શ્રેષ્ઠ આયુધવાળા-કામ આદિ દોષોને સરળતાથી નાશ કરનાર ગુણરૂપ શસ્ત્રોવાળા **मन्दमानः**-સ્તુત કરાતાં **सुवीर्यम्-आपवस्व**-શોભન-શ્રેષ્ઠ બળને પ્રેરિત કર **इह-उ**-અહીં હૃદયમાં અવશ્ય **सु-आगहि**-સારી રીતે આવ-પ્રાપ્ત થા. (૩)

*ભાવાર્થ : કામ આદિને નષ્ટ કરવાને માટે શાંતાદિ ગુણ પ્રભાવવાળા પરમાત્મા અર્ચિત ઉપાસિત થયેલ હૃદયમાં સાક્ષાત્ આત્મબળને પ્રેરિત કરે છે. (૩)*

## સૂક્ત-૫

**૭૮૭. पवमानस्य ते वयं पवित्रमभ्युन्दतः। सखित्वमा वृणीमहे॥ १ ॥**

પદાર્થ : **पवित्रम्-अभ्युन्दतः**-પવિત્રકારક આનંદરસનું ક્ષરણ કરતાં-વહાવતાં **ते पवमानस्य**-તારી આનંદધારામાં પ્રાપ્ત થતાં પરમાત્માના **सखित्वम्-आवृणीमहे**-મિત્રભાવને અમે સમગ્રરૂપથી વરીએ છીએ-અપનાવીએ છીએ. (૧)

*ભાવાર્થ : આત્માને પવિત્ર કરનાર આનંદરસનું ક્ષરણ કરતાં આનંદધારામાં પ્રાપ્ત થનાર પરમાત્માની મિત્રતાને અવશ્ય-નિશ્ચિત અપનાવવી જોઈએ. (૧)*

**૭૮૮. ये ते पवित्रमूर्मयोऽभिक्षरन्ति धारया। तेभिर्नः सोम मृडय॥ २ ॥**

પદાર્થ : **सोम**-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! **ये ते**-જે તારી **ऊर्मयः**-આનંદ તરંગો **धारया**-ધારા પ્રવાહથી નિરંતર **पवित्रम्-अभिक्षरन्ति**-પવિત્રરૂપમાં વહી રહ્યાં છે. **तेभिः**-તેના દ્વારા **नः**-અમને **मृळय**-સુખી કર. (૨)

*ભાવાર્થ : શાંત સ્વરૂપ પરમાત્માના આનંદ તરંગો દ્વારા પ્રવાહમાં નિરંતર પવિત્ર વહી રહ્યા છે. તેના દ્વારા અમને-ઉપાસકોને સુખી કરે છે. (૨)*

**૭૮૯. स नः पुनान आ भर रयिं वीरवतीमिषम्। ईशानः सोम विश्वतः॥ ३ ॥**

પદાર્થ : **सोम**-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! **सः**-તે તું **पुनानः**-શાન્તરૂપ પ્રાપ્ત થતાં **नः**-અમારે માટે **रयिम्**-મોક્ષૈશ્વર્યરૂપ ધનને તથા **वीरवतीम्-इषम्**-બલવતી એ લોક સ્થિતિને **आ भर**-ભરપૂર કરી દે **विश्वतः-ईशानः**-તું વિશ્વનો સ્વામી છે. (૩)

*ભાવાર્થ : હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું વિશ્વનો સ્વામી છે, તારી આનંદધારામાં પ્રાપ્ત થઈને, અમારે માટે મોક્ષૈશ્વર્યને તથા આ લોક ગુણવતી સ્થિતિને આભરિત-ભરપૂર કરી દે. (૩)*

## ખંડ-૨

### સૂક્ત-૧

**૭૯૦. अग्निं दूतं वृणीमहे होतारं विश्ववेदसम्। अस्य यज्ञस्य सुक्रतुम्॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૩

**૭૯૧. अग्निमग्निं हवीमभिः सदा हवन्त विश्पतिम्। हव्यवाहं पुरुप्रियम्॥ २॥**

પદાર્થ : हवीमभिः-આહ્વાન સાધન મંત્રોથી पुरुप्रियम्-અનેકોના પ્રિય અથવા બહુજ પ્રિય हव्यवाहम्-હૃદયના ભાવથી સ્તુતિરૂપ ભેટને પ્રાપ્ત કરનાર-સ્વીકાર કરનાર विश्पतिम्-જયેષ્ઠ-સર્વશ્રેષ્ઠ अग्निम्-अग्निम्-જ્ઞાન પ્રકાશ સ્વરૂપ પરમાત્મા હાં, જ્ઞાન પ્રકાશ સ્વરૂપ પરમાત્માને सदा-નિત્ય हवन्ते-ઉપાસકજનો આમંત્રિત કરે છે. (૨)

*ભાવાર્થ : આહ્વાન સાધનમંત્રો-મનનીય વચનોથી બહુજ પ્રિય સ્તુતિ ભેટનો સ્વીકાર કરનાર જ્યેષ્ઠ-સર્વ શ્રેષ્ઠ, અગ્રણી, જ્ઞાન-પ્રકાશ સ્વરૂપ પરમાત્માને નિત્ય-સર્વદા ઉપાસકજનો આહૂત કરે છે-આમંત્રિત કરે છે. (૨)*

**૭૯૨. अग्ने देवाँ इहा वह जज्ञानो वृक्त बर्हिषे। असि होता न ईड्यः॥ ३॥**

પદાર્થ : अग्ने-હે જ્ઞાન-પ્રકાશ સ્વરૂપ પરમાત્મન્ ! તું वृक्तवर्हिषे-છિન્ન પ્રજા-સંબંધ અથવા ત્યક્ત પ્રજા-સંબંધ-પૂર્ણ બ્રહ્મચારી અથવા સંન્યાસી ઉપાસકને માટે जज्ञानः-સાક્ષાત્ થઈને इह-આ જીવનમાં देवान्-आवह-દિવ્ય ગુણોને લઈ આવ-લઈ આવે છે. नः-અમારા ईड्यः-होता-असि-સ્તુત્ય-ઉપાસનીય ગ્રહણ કરનાર-સ્વીકાર કરનાર છે. (૩)

*ભાવાર્થ : ગૃહસ્થના સંબંધનો ત્યાગ કરેલ પૂર્ણ બ્રહ્મચારી અથવા સંન્યાસી ઉપાસકને માટે આ જીવનમાં પરમાત્મા દિવ્યગુણો, દિવ્ય સુખોને પ્રાપ્ત કરાવે છે કારણ કે તે ઉપાસકને સ્તુતિ યોગ્ય, તથા અપનાવનાર ઉપાસ્યદેવ છે. (૩)*

### સૂક્ત-૨

**૭૯૩. मित्रं वयं हवामहे वरुणं सोमपीतये। या जाता पूतदक्षसा॥ १॥**

પદાર્થ : वयम्-અમે सोमपीतये-મોક્ષાનંદ-રસપાનને માટે मित्रं वरुणम्-સંસારમાં શુભ કર્મ આચરણ માટે પ્રેરક શુભ કર્મફળ ભોગ માટે પોતાની તરફ વરનાર પરમાત્માનું हवामहे-સ્મરણ કરીએ છીએ. ઉપાસિત કરીએ છીએ. या पूतदक्षसा जाता-જે અમારા બે ધર્મવાળા મિત્રરૂપમાં અને વરુણરૂપમાં પવિત્ર બળવાળા પ્રસિદ્ધ સ્વતઃ સિદ્ધ છે. (૧)

*ભાવાર્થ : અમે મોક્ષાનંદ રસપાનને માટે તે પરમાત્માનું સ્મરણ કરીએ, તેની ઉપાસના કરીએ, જે બે ધર્મવાળા એક શુભકર્મ કરવા માટે સંસારમાં અમને પ્રેરિત કરે છે. પુનઃ શુભ કર્મોના મોક્ષફળના ભોગ માટે પોતાની તરફ વરણ કરનાર છે. ઉક્ત બન્ને ધર્મ તેના પવિત્ર-નિર્દોષ-નિતાન્ત પ્રશંસનીય અને સ્વતઃ સિદ્ધ પ્રસિદ્ધ છે. (૧)*

### ૭૯૪. ऋतेन यावृतावृधावृतस्य ज्योतिषस्पती। ता मित्रावरुणा हुवे॥ २॥

પદાર્થ : यौ-જેઓ मित्रावरुणौ-મિત્ર અને વરુણ પરમાત્મા तौ-તેઓ ऋतेन-યથાર્થ જ્ઞાનથી વિદ્યમાન છે ऋतावृधौ-યથાર્થ જ્ઞાનના વર્ધક છે ऋतस्य ज्योतिषः-યથાર્થ જ્ઞાન જ્યોતિના पती-પાલક છે-પાલન કરનાર છે ता-તેઓને हुवे-હું આમંત્રિત કરું છું. (૨)

*ભાવાર્થ : સંસારમાં કર્મ કરવા માટે પ્રેરક અને મોક્ષ કર્મફળ ભોગ માટે અંગીકારકર્તા પરમાત્મા યથાર્થજ્ઞાનથી વિદ્યમાન છે, યથાર્થ જ્ઞાનના વર્ધક છે. યથાર્થ જ્ઞાન જ્યોતિનું પાલન કરનાર છે, તેના દ્વારા જીવન ધારણ કરવું જોઈએ. (૨)*

### ૭૯૫. वरुणः प्राविता भुवन्मित्रो विश्वाभिरूतिभिः। करतां नः सुराधसः॥ ३॥

પદાર્થ : वरुणः-मित्रः-મોક્ષકર્મફળ ભોગ માટે વરનાર તથા સંસારમાં કર્મ કરવા માટે પ્રેરિત કરનાર પરમાત્મા विश्वाभिः-ऊतिभिः-સમસ્ત રક્ષણ વિધિઓ દ્વારા अविता प्रभुवत्-રક્ષક પ્રભૂત છે-રક્ષણ કરવામાં સમર્થ છે नः सुराधसः करताम्-અમને શ્રેષ્ઠ ધનવાન-શ્રેષ્ઠ સિદ્ધિવાન બનાવી દે. (૩)

*ભાવાર્થ : મિત્રરૂપ અને વરુણરૂપ પરમાત્મા સમસ્ત રક્ષા વિધિઓથી રક્ષણ કરવામાં સમર્થ છે. અમને શ્રેષ્ઠ ધનવાન અને શ્રેષ્ઠ સિદ્ધિવાન કરી દે છે, જ્યારે અમે તેના ઉપાસક બની જઈએ. (૩)*

## સૂક્ત-3

### ૭૯૬. इन्द्रमिद्‌गाथिनो बृहदिन्द्रमर्केभिरर्किणः। इन्द्रं वाणीरनूषत॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૯૮

### ૭૯૭. इन्द्र इद्धर्योः सचा सम्मिश्ल आ वचोयुजा। इन्द्रो वज्री हिरण्ययः॥ २॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૧૭

### ૭૯૮. इन्द्र वाजेषु नोऽव सहस्रप्रधनेषु च। उग्र उग्राभिरूतिभिः॥ ३॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૧૮

**૭૯૯. इन्द्रो दीर्घाय चक्षस आ सूर्यं रोहयद्दिवि। वि गोभिरद्रिमैरयत्॥ ४॥**

પદાર્થ : इन्द्रः-ઐશ્વર્યવાન પરમાત્મા दीर्घाय चक्षसे-દીર્ઘ દર્શન-દીર્ઘકાલ સુધી તથા બહુજ દૂર દર્શનને માટે सूर्यं दिवि-आरोहयत्-સૂર્યને દ્યુલોકમાં આરોપિત કર્યો-આ સ્થાપિત કર્યો; તથા गोभिः-अद्रिम्-वि-ऐरयत्-જે સૂર્ય કિરણો દ્વારા મેઘને જળ વરસાવવા માટે નીચે ફેલાવી દે છે. (૪)

ભાવાર્થ : ઐશ્વર્યવાન પરમાત્માએ દીર્ઘકાળ સુધી તથા દૂર સુધી જોવા માટે સૂર્ય દર્શન સાધન દ્યુલોકમાં ઉપર સ્થાપિત કરેલ છે; તથા તે જળવૃષ્ટિ માટે મેઘ-વાદળાંઓને નીચે વિખેરે છે. (૪)

## સૂક્ત-૪

**૮૦૦. इन्द्रे अग्ना नमो बृहत् सुवृक्ति मेरयामहे। धिया धेना अवस्यवः॥ १॥**

પદાર્થ : अवस्यवः-અમે રક્ષણ ચાહનાર ઉપાસકજનો इन्द्रे-अग्ना-ઐશ્વર્યવાન તથા પ્રકાશ સ્વરૂપ અગ્રણી પરમાત્માને માટે ब्रहत्-नमः-અત્યંત નમ્રભાવ-આત્મ સ્નેહ અનુરાગ તથા सुविक्तिम्-શ્રેષ્ઠ વર્જન-મનથી વાસના ત્યાગને एरयामहे-ભેટ આપીએ છીએ धिया धेनाः-કર્મની સાથે વાણીઓ-ગુણ કીર્તનની પણ ભેટ આપીએ છીએ. (૧)

*ભાવાર્થ : રક્ષણ ચાહનારા ઉપાસકો ઐશ્વર્યવાન અગ્રણી પરમાત્માને માટે અત્યંત આત્મ સ્નેહ તથા વાસના રહિત મન-પવિત્ર મનોભાવ તથા વાણી દ્વારા ગુણ કીર્તન અને શ્રેષ્ઠકર્મ-શ્રેષ્ઠ આચરણની ભેટ આપે, ત્યારે તે અવશ્ય રક્ષા કરે છે. (૧)*

**૮૦૧. ता हि शश्वन्त ईडत इत्था विप्रास ऊतये। सबाधो वाजसातये॥ २॥**

પદાર્થ : इत्था-ખરેખર शश्वन्तः-विप्रासः-ખૂબજ વિપ્ર-મેધાવી વિદ્વાન ऊतये-રક્ષાને માટે ता हि ईडते-તે ઐશ્વર્યવાન અને અગ્રણી પરમાત્માને જ સ્તુત કરે છે वाजसातये-અમૃત અન્નભોગ પ્રાપ્તિને માટે सबाधः-સમાન બાધા-પીડા વાળા બનીને. (૨)

*ભાવાર્થ : એ સત્ય છે કે ઉપાસકજનો એક સાથે બાધા, પીડા અથવા સંકટ આવી જાય છતાં સર્વ સ્થિતિમાં પરમાત્માનું શરણ લે છે. (૨)*

**૮૦૨. ता वां गीर्भिर्विपन्युवः प्रयस्वन्तो हवामहे। मेधसाता सनिष्यवः॥ ३॥**

પદાર્થ : विपन्यवः-અમે સ્તુતિ કરનારા प्रयस्वन्तः-સ્તુતિરૂપ ભેટવાળા सनिष्यवः-સંભજન-સારી રીતે ભજન કરનારા-ઉપાસકજન ता वाम्-તે તને मेधसाता-અધ્યાત્મયજ્ઞમાં સેવન કરવા યોગ્ય પરમાત્માને हवामहे-આમંત્રિત કરીએ છીએ. (૩)

*ભાવાર્થ : અમે સ્તોતા ભેટ આપનારા ઉપાસકજનો અધ્યાત્મયજ્ઞમાં સેવનીય, તે ઐશ્વર્યવાન તથા જ્ઞાન પ્રકાશવાન અગ્રણી પરમાત્માને આમંત્રિત કરીએ. (૩)*

## ખંડ-3

### સૂક્ત-૧

**८०३. वृषा पवस्व धारया मरुत्वते च मत्सरः। विश्वा दधान ओजसा॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૬૯

**८०४. तं त्वा धर्त्तारमोण्योः पवमान स्वर्दृशम्। हिन्वे वाजेषु वाजिनम्॥ २॥**

પદાર્થ : पवमान-આનંદધારામાં આવનાર પરમાત્મન્ ! तं त्वा स्वर्दृशम्-તે તું સુખદર્શક ओण्योः-धर्त्तारम्-દ્યુલોક પૃથિવીલોકના ધર્તાને वाजेषु-અમૃત અન્ન ભોગોને માટે वाजिनम्-અમૃત અન્નવાળા પરમાત્માને हिन्वे-પ્રાપ્ત કરું. (૨)

*ભાવાર્થ : હે આનંદધારામાં આવનાર પરમાત્મન્ ! તે તું દ્યુલોક અને પૃથિવીલોકનો કર્તા, ધર્તા, અમૃતઅન્નભોગોને માટે અમૃતઅન્નભોગોના સ્વામીને પ્રાપ્ત કરું-થાઉં. (૨)*

**८०५. अया चित्तो विपानया हरिः पवस्व धारया। युजं वाजेषु चोदय॥ ३॥**

પદાર્થ : अया-अनया-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! આ પ્રગતિમય, विपा धारया-સ્તુતિરૂપ વાણી દ્વારા चित्तः-સંચેતિત થઈને-પ્રસન્ન થઈને અમારી તરફ કૃપાવાન બનીને हरिः-દુઃખ અપહરણકર્તા સુખ આહરણકર્તા બનીને युजम्-યુક્ત-મને તારાથી યુક્ત બનેલાને वाजेषु-અમૃતઅન્ન ભોગોને માટે चोदय-પ્રેરિત કર. (૩)

*ભાવાર્થ : પરમાત્મા પ્રગતિમય સ્તુતિરૂપ વાણી દ્વારા કૃપાવાન બનીને દુઃખનાશન કર્તા, સુખદાયક કર્તા બનીને પોતાની સાથે યુક્ત-યોગી ઉપાસકને અમૃત ભોગોને માટે પ્રેરિત કરે છે. (૩)*

### સૂક્ત-૨

**८०६. वृषा शोणो अभिकनिक्रदद् गा नदयन्नेषि पृथिवीमुत द्याम्।
इन्द्रस्येव वग्नुरा शृण्व आजौ प्रचोदयन्नर्षसि वाचमेमाम्॥ १॥**

પદાર્થ : गाः-अभिक्रन्दत्-ઉપાસક આત્મા જ્યારે સૃષ્ટિના આરંભમાં પરમાત્મન્ ! તારી સ્તુતિ કરે છે, ત્યારે હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું वृषा शोणः-સુખવર્ષક-કામના પૂરક સ્વજ્ઞાનથી પ્રકાશમાન થઈને पृथिवीम्-उत द्यां नदयन्-एषि-જ્ઞાનનું પ્રવચન કરતાં પ્રાણ અને ઉદાનને હૃદયને પ્રાપ્ત થાય છે, ત્યારે इन्द्रस्य वग्नुः-इव-વિદ્યુત્‌ની કડાકા સાથે મેઘગર્જનાની સમાન आश्रृण्वे-તે ઉપાસક સાંભળે છે.

હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું જે इमां वाचम्-आजौ प्रचोदयन-आ-अर्षसि-એવી વાણી-કલ્યાણી વાણી-વેદને પ્રેરિત પ્રકાશિત કરવા માટે જીવન સંગ્રામ સ્થાન સંસાર અથવા આજવન અર્થાત્ મહત્ત્વપૂર્ણ હૃદયસ્થાનમાં સમગ્રરૂપથી પ્રાપ્ત થાય છે. (૧)

*ભાવાર્થ : આરંભ સૃષ્ટિના ઉપાસકો જ્યારે પરમાત્માની સ્તુતિ કરે છે, ત્યારે શાન્તસ્વરૂપ પરમાત્મા સુખવર્ષક સ્વજ્ઞાન પ્રકાશ સ્વરૂપ બનીને તેઓના પ્રાણ અને ઉદાનને તેથી પૂરિત હૃદયદેશમાં પ્રત્યેક શ્વાસ પ્રશ્વાસની સાથે આવે છે, પ્રવચન કરે છે. તેને ઉપાસક સાંભળે છે. તે કલ્યાણી વાણી વેદને પ્રેરિત કરવાને માટે તું સમગ્ર રૂપમાં જીવન સંગ્રામ સ્થાન સંસારમાં અથવા આજવન અર્થાત્ મહત્ત્વપૂર્ણ હૃદયસ્થાનમાં સમગ્રરૂપથી પ્રાપ્ત થાય છે. (૧)*

**૮૦૭. रसाय्यः पयसा पिन्वमान ईरयन्नेषि मधुमन्तमंशुम् ।**
**पवमान सन्तनिमेषि कृण्वन्निन्द्राय सोम परिषिच्यमानः ॥ २ ॥**

પદાર્થ : पवमान सोम-હે આનંદધારામાં પ્રાપ્ત થનાર શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! रसाय्यः-ઉપાસનારસ યોગ્ય पयसा-ઉપાસનારસ દ્વારા पिन्वमानः-સેવન થતાં मधुमन्तम्-अंशुम्-ईरयन्-एषि-કામભાવવાળા કામનાવાળા મનને ઉત્કૃષ્ટ કરતાં ઉપાસકને પ્રાપ્ત થાય છે તથા परिषिच्यमानः-ઉપાસનારસને પરિતૃપ્ત કરતાં इन्द्राय-ઉપાસક આત્માને માટે सन्तनिं कृण्वन्-एषि-પ્રાણ-પ્રાણશક્તિનો-જીવનને પણ સારી રીતે સંપન્ન કરતાં આવે છે. (૨)

*ભાવાર્થ : આનંદધારામાં આવનાર શાન્ત સ્વરૂપ પરમાત્મા ઉપાસનારસ પ્રાપ્ત કરવા યોગ્ય પાત્ર ઉપાસનારસના દ્વારા સેવન થતાં, કામના વિષયવાળા મનને ઉત્કૃષ્ટ કરતાં, ઉપાસકને પ્રાપ્ત થાય છે; તથા ઉપાસનારસથી તૃપ્ત થઈને, પ્રસન્ન બનીને પરમાત્મા ઉપાસક આત્માને માટે પ્રાણશક્તિ-જીવનને પણ સુસંપન્ન બનાવીને પ્રાપ્ત થાય છે. (૨)*

**૮૦૮. एवा पवस्व मदिरो मदायोदग्राभस्य नमयन् वधस्नुम् ।**
**परि वर्णं भरमाणो रुशन्तं गव्युर्नो अर्ष परि सोम सिक्तः ॥ ३ ॥**

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું मदिरः-હર્ષકર બનીને उदग्राभस्य मदाय-ઉપાસકરસ ગ્રહણ કરાવનાર ઉપાસકના હર્ષ-આનંદને માટે वधस्नुं नमयन् पवस्व एव-પ્રહાર-પ્રસારક કામભાવને નમાવીને-ઝુકાવીને નિર્મળ બનાવીને અવશ્ય આનંદધારામાં પ્રાપ્ત થા सिक्तः-ઉપાસનારસથી પરિપૂર્ણ-તૃપ્ત થયેલ रुशन्तं वर्णं भरमाणः-પ્રકાશમાન સ્વરૂપને ધારણ કરીને परिअर्ष-સારી રીતે પ્રાપ્ત થા नः-गव्युः परि-અમારી સ્તુતિઓને ચાહીને સારી રીતે પ્રાપ્ત થા.

*ભાવાર્થ : હર્ષ-આનંદપ્રદ શાન્ત સ્વરૂપ પરમાત્મા ઉપાસનારસ પ્રદાન કરનાર ઉપાસકના હર્ષ-આનંદને માટે તે નાશકારી કામ આદિ શત્રુને વિલીન કરીને પ્રાપ્ત થાય છે; તથા ઉપાસનારસથી દિપ્ત-*

*પ્રસન્ન બનીને પ્રકાશમાન સ્વરૂપને ધારણ કરીને પ્રાપ્ત થાય છે. અમારી ઉપાસકોની સ્તુતિઓને ચાહનાર સારી રીતે પ્રાપ્ત થાય છે. (૩)*

## ખંડ-૪

### સૂક્ત-૧

८०९. त्वामिद्धि हवामहे सातौ वाजस्य कारवः ।
त्वां वृत्रेष्विन्द्र सत्पतिं नरस्त्वां काष्ठास्वर्वतः ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૩૪

८१०. स त्वं नश्चित्र वज्रहस्त धृष्णुया मह स्तवानो अद्रिवः।
गामश्वं रथ्यमिन्द्र सं किर सत्रा वाजं न जिग्युषे ॥ २ ॥

પદાર્થ : चित्र वज्रहस्त धुष्णुया महः-अद्रिवः-હે ચાયનીય-દર્શનીય, પ્રાણોથી વર્જિત કરાવનાર ઓજ જેનો હાથ છે ધર્ષણશીલ મહાન વિભુ આનંદ ધનવાન પરમાત્મન્ ! सः-त्वं स्तवानः-સ્તુત કરવામાં આવતાં नः-અમારે માટે रथ्यं गाम्-अश्वम्-દેહરથ-સંબંધી ગો-ઋષભ પ્રાણને અને વીર્યને सत्रा-સાથે वाजम्-બળને न सङ्किर-વર્તમાનમાં ભરપૂર આપ जिग्युषे-સંસાર સંઘર્ષને જીતવા માટે. (૨)

*ભાવાર્થ : હે દર્શનીય, પાપનિવારક, ઓજરૂપ હાથોવાળા, ધર્ષણશીલ પરમાત્મન્ ! તને સ્તુતિમાં લાવ-વામાં આવેલ અમારા દેહમાં પ્રાણ, વીર્ય, બળને પણ સંપ્રતિ સંસાર સંઘર્ષમાં જીતનાર ભરપૂર પ્રદાન કર. (૨)*

### સૂક્ત-૨

८११. अभि प्र वः सुराधसमिन्द्रमर्च यथा विदे ।
यो जरितृभ्यो मघवा पुरूवसुः सहस्रेणेव शिक्षति ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૩૫

८१२. शतानीकेव प्र जिगाति धृष्णुया हन्ति वृत्राणि दाशुषे ।
गिरेरिव प्र रसा अस्य पिन्विरे दत्राणि पुरुभोजसः ॥ २ ॥

પદાર્થ : धृष्णुया-ધર્ષણશીલ-પરમાત્મા दाशुषे-સ્વાત્મ સમર્પણ કર્તા ઉપાસકના वृत्राणि-પાપોને हन्ति-નષ્ટ કરી દે છે शतानीका-इव प्रजिगाति-જેમ સેંકડો સૈનિકોના બળોને સેનાનાયક પૂર્ણરૂપથી જીતી લે છે. તથા अस्य पुरुभोजसः-એવા અત્યંત પાલનકર્તા પરમાત્માનું दत्राणि-સુખદ ભોગ્ય દાન गिरेः रसाः-

इव प्रपिन्वरे-જેમ પર્વતમાંથી નદી વહીને ભૂમિને સિંચે છે, તૃપ્ત કરે છે, તેમ ઉપાસકને તૃપ્ત કરે છે. (૨)

*ભાવાર્થ : જેમ સેનાનાયક શત્રુ સૈનિક બળોને જીતીને નષ્ટ કરી દે છે, તેમ આત્મસમર્પણકર્તા ઉપાસકનાં પાપોનો નાશ પરમાત્મા કરી દે છે. પુનઃ જેમ પર્વતમાંથી વહીને નદી ભૂમિને સિંચે છે, તેમ અત્યંત પાલનકર્તા પરમાત્મા વિવિધ સુખ દાનથી ઉપાસકને તૃપ્ત કરે છે. (૨)*

## સૂક્ત-3

८१३. त्वामिदा ह्यो नरोऽपीप्यन् वज्रिन् भूर्णयः ।
स इन्द्र स्तोमवाहस इह श्रुध्युप स्वसरमा गहि ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૩૦૨

८१४. मत्स्वा सुशिप्रिन् हरिवस्तमीमहे त्वया भूषन्ति वेधसः ।
तव श्रवांस्युपमान्युक्थ्य सुतेष्विन्द्र गिर्वणः ॥ २ ॥

પદાર્થ : सुशिप्रिन् हरिवः-उक्थ्य-गिर्वणः-इन्द्र-હે સુંદર વિભુગતિવાળા દુઃખાપહરણ સુખાહરણ શક્તિવાળા સ્તુતિઓથી સેવનીય પ્રશંસનીય ઐશ્વર્યવાન પરમાત્મન્ ! मत्स्व-અમારી સ્તુતિઓથી પ્રસન્ન થા. तम् ईमहे-તે તને અમે ચાહીએ છીએ. त्वया वेधसः-भूषन्ति-તારા આશ્રયથી મેધાવી ઉપાસક ઐશ્વર્યવાન બની જાય છે सुतेषु-સમસ્ત ઉપાસનારસ પ્રસંગોમાં तव-તારા उपमानि श्रवांसि-ઉપર માન કરનારા શ્રવણોને સાંભળતા રહીએ. (૨)

*ભાવાર્થ : વિભુ-વ્યાપક ગતિમાન દુઃખહારક, સુખકારક તથા સ્તુતિઓ દ્વારા સેવનીય, પ્રશંસનીય, ઐશ્વર્યવાન પરમાત્મા અમારી સ્તુતિઓથી પ્રસન્ન થાય છે, જ્યારે અમે તેને ચાહીએ છીએ, તેની સ્તુતિઓ કરીએ છીએ. પરમાત્માના આશ્રયથી મેધાવી ઉપાસકજનો મોક્ષૈશ્વર્યના ભાગી બની જાય છે, તેથી આ રીતે ઉપર માન કરાવનાર, જીવન્મુક્ત બનાવનાર પરમાત્મા વિષયક શ્રવણો-ઉપદેશોને અમે સાંભળતા રહીએ. (૨)*

## ખંડ-૫

## સૂક્ત-૧

८१५. यस्ते मदो वरेण्यस्तेना पवस्वान्धसा। देवावीरघशंसहा॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૭૦

## ૮૧૬. जघ्निर्वृत्रममित्रियं सस्निर्वाजं दिवेदिवे। गोषातिरश्वसा असि॥ २॥

પદાર્થ : अमित्रियं वृत्रं जघ्निः-અમિત્ર-શત્રુની સમાન આચરણ કરનારા પાપનો નાશ કરે છે दिवे दिवे वाजं सस्निः-પ્રતિદિન અધ્યાત્મબળનો દાતા છે गोषातिः-अश्वसाः-असि-વાણી-સ્તુતિનું સેવન-સ્વીકાર કરનાર શીઘ્ર વ્યાપી મન-મનોભાવનું સેવન કરનાર-સ્વીકાર કરનાર છે. (૨)

*ભાવાર્થ : શત્રુની સમાન આચરણ કરનારા પાપનો પરમાત્મા તું નષ્ટ કરે છે. અધ્યાત્મબળને પ્રદાન કરે છે. પશ્ચાત્ અમારી સ્તુતિઓ સ્વીકાર કરે છે અને મનોભાવને પણ અપનાવે છે. (૨)*

## ૮૧૭. सम्मिश्लो अरुषो भुवः सूपस्थाभिर्न धेनुभिः। सीदं च्छ्येनो न योनिमा॥ ३॥

પદાર્થ : सूपस्थाभिः-धेनुभिः-न-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું સુવ્યવસ્થિત સ્તુતિ વાણીઓથી સંપ્રતિ सम्मिश्लः-अरुषः-भुवः-સંયુક્ત સમભાવને પ્રાપ્ત થઈને પ્રકાશમાન હૃદયમાં સાક્ષાત્ થઈ જાય છે श्येनः न योनिम्-आसीदन्-બાજ પક્ષીની સમાન પ્રશંસનીય ગતિમાન બનીને પોતાના ઘરમાં વિરાજમાન થઈ જાય છે. (૩)

*ભાવાર્થ : પરમાત્મા ઉત્તમ સ્તુતિઓથી સ્તુત થઈને હૃદયમાં સાક્ષાત્ પ્રકાશમાન થાય છે, જેમ પ્રશંસનીય ગતિમાન બાજ પક્ષી પોતાના ઘરમાં આવીને બિરાજે છે. (૩)*

### सूक्त-२

## ૮૧૮. अयं पूषा रयिर्भगः सोमः पुनानो अर्षति । पतिर्विश्वस्य भूमनो व्यख्यद्रोदसी उभे ॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૪૬

## ૮૧૯. समु प्रिया अनूषत गावो मदाय घृष्वयः । सोमासः कृण्वते पथः पवमानास इन्दवः ॥ २॥

પદાર્થ : प्रियाः-घृष्वयः-गावः-હે પ્યારી પરસ્પર સંઘર્ષ કરતી એકબીજીથી ચડિયાતી સ્તુતિ વાણીઓ ! તમે સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માના હર્ષ-આનંદ પ્રાપ્તિને માટે उ सम्-अनुषत-અવશ્ય સમ્યક્ તે સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માને સ્તુત કરો જેથી इन्दवः पवमानासः सोमासः-આનંદરસ ભરેલ ધારારૂપમાં પ્રાપ્ત થઈને સોમ-શાન્ત પરમાત્મા અમે સ્તોતાઓ ઉપાસકોને માટે पथ कृण्वते-જીવન માર્ગોને સંપન્ન કરે છે. (૨)

*ભાવાર્થ : હે એક બીજીથી ચડિયાતી સ્તુતિ કરનારી પ્રિય વાણીઓ ! તમે મને હર્ષ-આનંદ પ્રાપ્ત*

*કરાવવા માટે શાન્ત સ્વરૂપ પરમાત્માની સ્તુતિ કરો, તે આનંદરસ ભરેલ ધારારૂપમાં પ્રાપ્ત થનાર શાન્ત સ્વરૂપ પરમાત્મા અમે સ્તોતાઓ-ઉપાસકોને માટે જીવનમાર્ગોને સંપન્ન કરે છે. (૨)*

**૮૨૦. य ओजिष्ठस्तमा भर पवमान श्रवाय्यम् ।**
**यः पञ्च चर्षणीरभि रयिं येन वनामहे ॥ ३ ॥**

પદાર્થ : पवमान-હે ધારારૂપમાં પ્રાપ્ત થનાર પરમાત્મન્ ! यः-ओजिष्ठः-જે તારો સર્વોત્તમ રસ-આનંદરસ છે तं श्रवाय्यम्-आभर-તે શ્રવણીય-અપનાવવા યોગ્ય-પોતાની અંદર સમાવવા યોગ્યને અમારી અંદર આભરિત કર यः-पञ्च चर्षणीः अभिः-જે પાંચ મનુષ્યો-બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અને નિષાદ-વનવાસી જનો-મનુષ્ય માત્રને अभि = અભિ પ્રાપ્ત-કરવા યોગ્ય અધ્યાત્મરસ છે येन-જેના દ્વારા रयिं वनामहे-અમે પુષ્ટ-મુક્ત જીવન સેવન કરી શકીએ. (૩)

*ભાવાર્થ : હે મારા પ્રિય શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તારો જે સર્વોત્તમ આનંદરસ છે, પોતાની અંદર સમાવેશ કરવા યોગ્યને અમારી અંદર ભરપૂર કરી દે, જે મનુષ્યમાત્રને ધારણ કરવા યોગ્ય છે. પરમાત્મદર્શન અથવા પરમાત્મશ્રવણ કરવાનો અધિકાર મનુષ્યમાત્રને-વનવાસીને પણ છે, જેથી મુક્ત જીવન બનાવી શકે. (૩)*

## सूक्त-3

**૮૨૧. वृषा मतीनां पवते विचक्षणः सोमो अह्नां प्रतरीतोषसां दिवः।**
**प्राणा सिन्धूनां कलशाँ अचिक्रददिन्द्रस्य हार्द्याविशन्मनीषिभिः ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૫૯

**૮૨૨. मनीषिभिः पवते पूर्व्यः कविर्नृभिर्यतः परि कोशाँ असिष्यदत्।**
**त्रितस्य नाम जनयन्मधु क्षरन्निन्द्रस्य वायुं सख्याय वर्धयन्॥ २ ॥**

પદાર્થ : मनीषिभिः-नृभिः-यतः-મનનશીલ મુમુક્ષુઓના દ્વારા સિદ્ધ કરેલ-ધ્યાન કરેલ पूर्व्यः कविः-શાશ્વત સર્વજ્ઞ શાન્ત સ્વરૂપ પરમાત્મા कोशान् परि-असिष्यदत्-હૃદય અવકાશોને પૂરિત કરે છે त्रिकस्य-इन्द्रस्य मधु नाम जनयन्-સ્થૂળ અને સૂક્ષ્મ શરીરમાં રહેલ જીવાત્મા અર્થાત્ સ્તુતિ, પ્રાર્થના, ઉપાસનામાં પ્રવૃત્ત ઉપાસકને નમાવનાર મધુર આનંદરસને ઉત્પન્ન કરતાં ઝરાવતાં सख्याय वायुं वर्धयन् पवते-પોતાની સાથે મિત્રતાને માટે તથા આયુ-પરમ આયુની વૃદ્ધિને માટે પ્રાપ્ત થાય છે. (૨)

*ભાવાર્થ : મનનશીલ મુમુક્ષુઓએ ધ્યાન કરેલ, શાશ્વત, સર્વજ્ઞ, શાન્ત સ્વરૂપ પરમાત્મા તેઓના હૃદયોમાં સમાવેશ કરે છે, વસી જાય છે. ત્રણ-સ્થૂળ, સૂક્ષ્મ, કારણ શરીરોમાં રહેનાર અથવા સ્તુતિ,*

*પ્રાર્થના, ઉપાસનામાં પ્રવૃત્ત ઉપાસક આત્માને ઝુકાવનાર મધુરરસને પ્રકટ કરતાં તથા ટપકાવતાં પોતાની સાથે મિત્રતા કરાવનારને માટે અને પરમ આયુ-મોક્ષવાળાની વૃદ્ધિ માટે પ્રાપ્ત થાય છે. (૨)*

**૮૨૩. अयं पुनान उषसो अरोचयदयं सिन्धुभ्यो अभवदु लोककृत्।**
**अयं त्रिः सप्त दुदुहान आशिरं सोमो हृदे पवते चारु मत्सरः॥ ३॥**

પદાર્થ : अयं सोमः-એ શાન્તસ્વરૂપ પરમાત્મા पुनानः-उषसः-अरोचयत्-અધ્યેષિત બનીને ધ્યાન કરેલા જ્ઞાન-પ્રકાશ ધારાઓને ચમકાવી દે છે सिन्धुभ्यः लोककृत्-अभवत्-પ્રાણોને માટે પ્રતિષ્ઠા કરનાર છે अयं त्रिः-सप्त-आशिरं दुदुहानः-એ પરમાત્મા સ્તુતિ, પ્રાર્થના ઉપાસનામાં સૃપ્ત ચાલતાં આનંદ આશ્રયનું દોહન કરતાં हृदे मत्सरः-चारु पवते-હૃદયને માટે હર્ષ-આનંદદાયક બનીને સુંદર રૂપમાં પ્રાપ્ત થાય છે. (૩)

*ભાવાર્થ : શાન્ત સ્વરૂપ પરમાત્મા ધ્યાન કરેલાં જ્ઞાન જ્યોતિઓને પ્રકાશિત કરે છે. પ્રાણોને યથાવત્ પ્રતિષ્ઠિત કરે છે. સ્તુતિ, પ્રાર્થના, ઉપાસનામાં ચલાવેલા, આનંદ આશ્રયને દોહન કરતાં, હૃદયને માટે હર્ષકર-સુંદર રૂપમાં પ્રાપ્ત થાય છે. (૩)*

## સૂક્ત-૪

**૮૨૪. एवा ह्यसि वीरयुरेवा शूर उत स्थिरः। एवा ते राध्यं मनः॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૩૭

**૮૨૫. एवा रातिस्तुवीमघ विश्वेभिर्धायि धातृभिः।**
**अधा चिदिन्द्र नः सचा॥ २॥**

પદાર્થ : तुविमघ इन्द्र-હે અનેક રીતે ધન સ્વામિન્ ઐશ્વર્યવન્ પરમાત્મન્ ! તારાથી विश्वेभिः-धातृभिः-સમસ્ત ધારણા-ધ્યાન કરનારા ઉપાસકજનો रातिः-धायि-અધ્યાત્મ સંપત્તિ-અમરતાને ધારણ કરે છે अध-एव चित्-नः-सच-એમ અમારો પણ સહાયક બન. (૨)

ભાવાર્થ : અનેકવિધ ધનસ્વામિન્ ઐશ્વર્યવન્ પરમાત્મન્ ! જેમ ધારણા, ધ્યાન કરનારા ઉપાસકજનો તને અમરતા રૂપ સંપત્તિ ધારણ-પ્રાપ્ત કરે છે, તેમ હવે અમને પણ તે અમરતારૂપ સંપત્તિ પ્રદાન કરવામાં અમારો સહાયક બન. (૨)

**૮૨૬. मो षु ब्रह्मेव तन्द्रयुर्भुवो वाजानां पते। मत्स्वा सुतस्य गोमतः॥ ३॥**

પદાર્થ : वाजानां पते-હે અમૃત અન્નભોગોના સ્વામિન્ ! તું ब्रह्मा-इव-બ્રહ્મજ્ઞાની બ્રાહ્મણને માટે-પોતાના ઉપાસકને માટે જેમ તું तन्द्रयुः-તન્દ્રા પ્રાપ્ત-ઉપેક્ષાયુક્ત सु-मा-उ भुवः-સુનિશ્ચિત કદી થતો નથી

તેથી गोमतः सुतस्य मत्स्व-સ્તુતિ વાળો નિષ્પાદિત ઉપાસનારસનો ઉપહાર પ્રાપ્ત કરીને પ્રસન્ન થા. (૩)

*ભાવાર્થ : હે અમૃતભોગોના સ્વામિન પરમાત્મન્ ! તું બ્રહ્મજ્ઞાની બ્રાહ્મણને માટે જેમ અમૃતભોગ આપવામાં કદી પણ નિશ્ચય તન્દ્રાયુક્ત-ઉપેક્ષાકારી થતો નથી તેવી જ રીતે નમ્ર વાણીઓથી ઉપાસનારસનો સ્વીકાર કરવામાં પણ ઉપેક્ષાકારી થતો નથી. (૩)*

## સૂક્ત-૫

**૮૨૭. इन्द्रं विश्वा अवीवृधन्त्समुद्रव्यचसं गिरः ।**
**रथीतमं रथीनां वाजानां सत्पतिं पतिम् ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૩૪૩

**૮૨૮. सख्ये त इन्द्र वाजिनो मा भेम शवसस्पते ।**
**त्वामभि प्र नोनुमो जेतारमपराजितम् ॥ २ ॥**

પદાર્થ : शवसस्पते-इन्द्र-હે બલના સ્વામિન્ ! ઐશ્વર્યવાન પરમાત્મન્ ! ते सख्ये-તારા મિત્રભાવમાં वाजिनः-બલવાન થઈને-આત્મબળવાળા થઈને અમે मा भेम-ભય પામતા નથી. त्वाम्-अपराजितं जेतारम्-તું પરાજિત ન થનાર જૈતા-વિજેતા-સમર્થને અમે प्र नोनुमः-વારંવાર પ્રણામ કરીએ છીએ-તારી તરફ નમીએ છીએ-તારી ઉપાસના કરીએ છીએ. (૨)

*ભાવાર્થ : સર્વ બળવાન ઐશ્વર્યવાન્ પરમાત્માની મિત્રતામાં ઉપાસકજન બળવાન થઈને નિર્ભય થઈ જાય છે, તેથી તે અભયશરણ સમર્થ અપરાજિતની પુનઃ પુનઃ ઉપાસના કરવી જોઈએ. (૨)*

**૮૨૯. पूर्वीरिन्द्रस्य रातयो न वि दस्यन्त्यूतयः ।**
**यदा वाजस्य गोमत स्तोतृभ्यो मंहते मघम् ॥ ३ ॥**

પદાર્થ : यदा स्तोतृभ्यः-જ્યારે સ્તોતા-ઉપાસકોને માટે गोमतः-वाजस्य मघं मंहते-સ્તુતિવાળા સ્તુતિ વિષયક અધ્યાત્મબળના બદલામાં-પુરસ્કાર રૂપ ધન-આનંદપ્રદ ધનને ઈન્દ્ર-ઐશ્વર્યવાન પરમાત્મા આપે છે, ત્યારે इन्द्रस्य पूर्वीः-તે ઐશ્વર્યવાન પરમાત્માનું સનાતન શાશ્વત रातयः-ऊतयः-દાન તથા રક્ષણ न विदस्यन्ति-ક્ષીણ થતું નથી. (૩)

*ભાવાર્થ : જ્યારે ઐશ્વર્યવાન પરમાત્મા પોતાના સ્તોતાઓ-ઉપાસકોને માટે સ્તુતિવિષયક અધ્યાત્મ બળના બદલામાં પુરસ્કારરૂપે આનંદપ્રદ ધનને આપે છે, ત્યારે તે પરમાત્માની શાશ્વતિક દાનભાવનો અને રક્ષણ ક્રિયાઓનો અન્ત હોતો નથી, નિરંતર ચાલતી રહે છે. (૩)*

# अथ चतुर्थोऽध्यायः

## द्वितीय प्रपाठकस्य द्वितीयोऽर्धः

### ખંડ-૧

### સૂક્ત-૧

**૮૩૦. एत असृग्रमिन्दवस्तिरः पवित्रमाशवः। विश्वान्यभि सौभगा॥ १॥**

પદાર્થ : एते-आशवः इन्दवः-એ વ્યાપનશીલ આનંદરસ ભરેલ સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા तिरः पवित्रम्-असृग्रम्-અન્તર્હિત-અંદર પવિત્ર હૃદયમાં સજાવાય છે-પ્રકટ-પ્રત્યક્ષ કરવામાં આવે છે. જે ધ્યાની ઉપાસકો દ્વારા विश्वानि सौभगा-अभि-સમસ્ત સુભગ ધર્મોને પ્રાપ્ત કરવા માટે. (૧)

*ભાવાર્થ : ઉપાસક આનંદરસપૂર્ણ વ્યાપનશીલ શાન્ત પરમાત્માનો અંદર હૃદયમાં સાક્ષાત્ કરે છે. સમસ્ત સૌભાગ્ય પ્રાપ્તિનો લક્ષ્ય કરીને. (૧)*

**૮૩૧. विघ्नन्तो दुरिता पुरु सुगा तोकाय वाजिनः।**
**त्मना कृण्वन्तो अर्वतः॥ २॥**

પદાર્થ : वाजिनः-અમૃત અન્ન ભોગોવાળા સોમ-શાન્ત પરમાત્મા दुरिता विघ्नन्तः-દુઃખ અજ્ઞાન પાપોને નષ્ટ કરતાં तोकाय पुरु सुगा-નિકેતન-શરીર સ્થાનને માટે અનેક સુગતિઓ સુખ સાધનોને તથા त्मना-अर्वतः कृण्वन्तः-આત્માઓને પૌરુષવાન-બળવાન કરીને પ્રાપ્ત થાય છે.

*ભાવાર્થ : અમૃતભોગોવાળા સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા મનના અજ્ઞાન, પાપ, દુઃખનો નાશ કરતાં શરીર સ્થાનનાં સુગમન-સુખસાધનોને સ્થિર કરીને, આત્માને બળવાન-આત્મબળવાન બનાવીને પ્રાપ્ત થાય છે. (૨)*

**૮૩૨. कृण्वन्तो वरिवो गवेऽभ्यर्षन्ति सुष्टुतिम्। इडामस्मभ्यं संयतम्॥ ३॥**

પદાર્થ : गवे वरिवः सुष्टुतिम्-વાણીને માટે બોલવાનો અવકાશ તથા ઉત્તમ સ્તુતિ કરવાનો ગુણ અને अस्मभ्यम्-મારા ઉપાસકના આત્માને માટે इडां संयतम्-શ્રદ્ધાને તથા સંયમ શક્તિને कृण्वन्तः-સંપાદન કરતાં શાન્ત સ્વરૂપ પરમાત્મા अभ्यर्षन्ति-પ્રાપ્ત થાય છે. (૩)

*ભાવાર્થ : શાન્તસ્વરૂપ પરમાત્મા પોતાના ઉપાસક આત્મામાં પોતાના પ્રત્યે શ્રદ્ધા અને સંયમશક્તિ તથા તેની વાણીમાં ભાષણાવકાશ અને પોતાની સ્તુતિ પ્રવૃત્તિનું સંપાદન કરતાં પ્રાપ્ત થાય છે. (૩)*

### સૂક્ત-૨

**૮૩૩. राजा मेधाभिरीयते पवमानो मनावधि। अन्तरिक्षेण यातवे॥ १ ॥**

પદાર્થ : पवमानः-राजा-આનંદધારામાં પ્રાપ્ત થનાર સર્વત્ર રાજમાન-વિરાજમાન તથા દીપ્યમાન-પ્રકાશમાન પરમાત્મા मनौ-अधि-મનનશીલ ઉપાસકમાં मेधाभिः-મેધા-બુદ્ધિ-વિવિધ બુદ્ધિઓ-વિવિધ મનન ક્રિયાઓ દ્વારા મતિમાં રહેનારી મનન પ્રક્રિયાઓથી अन्तरिक्षेण यातवे-હૃદયાકાશમાં પ્રાપ્ત થવા ईयते-ધારવામાં આવે છે-માનવામાં આવે છે. (૧)

*ભાવાર્થ : આનંદધારારૂપમાં પ્રાપ્ત થનાર પ્રકાશમાન પરમાત્મા હૃદયાકાશમાં સિદ્ધ પ્રાપ્ત થવા માટે મનનશીલ ઉપાસકમાં મનન ક્રિયાઓથી માનવામાં-જાણવામાં આવે છે. (૧)*

**૮૩૪. आ नः सोम सहो जुवो रूपं न वर्चसे भर। सुष्वाणो देववीतये॥ २ ॥**

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું सुष्वाणः-ઉપાસના દ્વારા સાક્ષાત્ થઈને नः-અમારી जुवः सहः-रूपं न-વાણીનાં બળને નિરુપણ પ્રકાર ભાવનામયને પણ वर्चसे-આત્મતેજને સંપન્ન કરવા માટે देववीतये-તુજ દેવની પ્રાપ્તિને માટે आभर-આભરિત કર-પૂર્ણરૂપથી ભરી દે. (૨)

*ભાવાર્થ : પરમાત્મા ઉપાસકને પોતાના સાક્ષાત્કારને માટે તેની વાણીમાં બોલવાની શક્તિ અને ભાવપૂર્ણ સ્તવન પ્રકારને આત્મતેજને માટે તથા પોતાની પ્રાપ્તિ માટે ભરપૂર કરી દે છે. (૨)*

**૮૩૫. आ न इन्दो शतग्विनं गवां पोषं स्वश्व्यम्। वहा भगत्तिमूतये॥ ३ ॥**

પદાર્થ : इन्दो-હે દીપ્તિમન્ આનંદ રસવન્ પરમાત્મન્ ! नः-અમારે માટે गवां पोषम्-વાણીઓ-સ્તુતિઓનાં ફળને शतग्विनम्-સેંકડો સ્તુતિઓથી નિષ્પન્નને स्वश्व्यम्-સુંદર વિષય વ્યાપ્તિશીલ મનોભાવને भगत्तिम्-મૌક્ષૈશ્વર્યદાન પ્રવૃત્તિની ऊतये-રક્ષાને માટે आवह-સમગ્ર રૂપથી પ્રવાહિત કર. (૩)

*ભાવાર્થ : દીપ્તિમન્ આનંદરસવન્ પરમાત્મન્ ! તું અમારા સેંકડો વખતના સ્તુતિફળ તથા સુંદર મનના ભાવને અને પોતાની મોક્ષદાન પ્રવૃત્તિને પ્રાપ્ત કરાવ જેથી અમે સુરક્ષિત રહીએ. (૩)*

## સૂક્ત-3

**૮૩૬. तं त्वा नृम्णानि बिभ्रतं सधस्थेषु महो दिवः। चारुं सुकृत्ययेमहे॥ १ ॥**

પદાર્થ : तं त्वा-હે સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તે તને नृम्णानि बिभ्रतम्-ઉપાસક નરોને નમાવનાર સુખ સાધનોને ધારણ કરનારને महः दिवः-મહાન મોક્ષધામનાં સમાન સ્થાનો-સુખ સ્થાનોમાં चारुंसुकृत्यया-ईमहे-ચરણશીલ વ્યાપનાર સુંદરને અમે ઉપાસનાથી ચાહીએ છીએ. સંગતિમાં ચાહીએ છીએ. (૧)

*ભાવાર્થ : મહાન મોક્ષધામમાં સમાન સ્થાનોમાં ઉપાસકજનોને ઝુકાવનાર, ધનોને ધારણ કરનાર તે તું વ્યાપનશીલ સુંદર પરમાત્માને ઉપાસનાથી પ્રાપ્ત કરવા ઈચ્છે છે. (૧)*

**૮૩૭. संवृक्तधृष्णुमुक्थ्यं महामहिव्रतं मदम्। शतं पुरो रुरुक्षणिम्॥ २ ॥**

પદાર્થ : संवृक्त धुष्णुम्-જેનાથી ધર્ષણશીલ કામ આદિ સમ્યક્ પૃથક્ થઈ જાય છે એવા, महामहिव्रतम्-મહાન-જેના અનેક મહત્ત્વપૂર્ણ કર્મ છે એવા, उक्थ्यं-मदम्-પ્રશંસનીય-હર્ષકર-આનંદપ્રદ शतं पुरः-रूरुक्षणिम्-બહુજ-અસંખ્ય ઉપાસકો-આત્માઓને રોહણ-આરોહણ-મોક્ષમાં આરૂઢ કરાવનાર શાન્ત સ્વરૂપ પરમાત્માને અમે પ્રાપ્ત કરીએ. (૨)

*ભાવાર્થ : જે શાન્ત સ્વરૂપ પરમાત્મા અમારી-ઉપાસકોની અંદરથી કામ આદિને પૃથક્ કરી દે છે; તથા જે મહાન, પ્રશંસનીય કર્મ કરનાર આનંદપ્રદ છે; અને જે અસંખ્ય ઉપાસક આત્માઓને મોક્ષમાં સ્થાપિત કરે છે, તેને અમે ઉપાસકો પ્રાપ્ત કરીએ છીએ. (૨)*

## ૮૩૮. अतस्त्वा रयिरभ्ययद्राजानं सुक्रतो दिवः। सुपर्णो अव्यथी भरत्॥ ३॥

પદાર્થ : सुक्रतो-अतः-रयि-त्वा राजानम्-अभ्ययत्-હે ઉત્તમ પ્રજ્ઞાનવાન પરમાત્મન્ ! એ કારણ કે મોક્ષૈશ્વર્ય તુજ પ્રકાશમાનને પ્રાપ્ત છે-તારા આધીન છે सुपर्णः-अव्यथी दिवः भरत्-સમ્યક્ ધર્મપાલક ઉપાસક પુરુષ વ્યથા રહિત રહે-કષ્ટ વિના મોક્ષધામને ધારણ કરી લે છે-પ્રાપ્ત કરી લે છે. (૩)

*ભાવાર્થ : હે સુપ્રજ્ઞાનવન પરમાત્મન્ ! તું રાજમાન સ્વામીને મોક્ષૈશ્વર્ય પ્રાપ્ત છે-આધીન છે, તેથી તારા ઉપાસક મનુષ્યો વ્યથા વિના-અનાયાસ મોક્ષધામથી મોક્ષૈશ્વર્યને પ્રાપ્ત કરી લે છે. (૩)*

## ૮૩૯. अधा हिन्वान इन्द्रियं ज्यायो महित्वमानशे। अभिष्टिकृद्विचर्षणिः॥ ४॥

પદાર્થ : अध-પુનઃ ज्यायः-इन्द्रियं हिन्वानः-જ્યેષ્ઠ ઇન્દ્રિય અર્થાત્ મનને પ્રેરિત કરતાં महित्वम्-आनशे-મારા દ્વારા પૂજન સત્કારને પ્રાપ્ત થાય છે अभिष्टिकृत्-विचर्षणिः-તું કામના પૂર્ણ કરનાર વિશેષ કૃપા દૃષ્ટિ રાખનાર છે. (૪)

*ભાવાર્થ : શાન્ત સ્વરૂપ પરમાત્મા ઉપાસકનાં મન અર્થાત્ અન્તઃકરણને પ્રેરિત કરતાં-કામનાપૂરક અને કૃપાદૃષ્ટિ કરનાર હોવાથી અમારા દ્વારા પૂજા પાત્રતાને પ્રાપ્ત છે. (૪)*

## ૮૪૦. विश्वस्मा इत्स्वर्दृशे साधारणं रजस्तुरम्। गोपामृतस्य विर्भरत्॥ ५॥

પદાર્થ : विश्वस्मै-इत् स्वर्दृशे-સર્વને માટે નિશ્ચય સુખ નિહાળવા માટે साधारणं रजस्तुरम्-સમાનરૂપી દોષનાશક ऋतस्य गोपाम्-અમૃતના રક્ષક પરમાત્માને विः-भरत्-જ્ઞાનવાન ઉપાસક પોતાની અંદર ધારણ કરે છે. (૫)

*ભાવાર્થ : સમસ્ત મનુષ્યોને સુખ દેખાડવા માટે જે સમાનરૂપ, દોષનાશક, અમૃતના રક્ષક પરમાત્મા છે, તેને જ્ઞાનવાન ઉપાસક પોતાની અંદર ધારણ કરે છે. (૫)*

## સૂક્ત-૪

## ૮૪૧. इषे पवस्व धारया मृज्यमानो मनीषिभिः। इन्दो रुचाभि गा इहि॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૦૫

## ૮૪૨. पुनानो वरिवस्कृध्यूर्जं जनाय गिर्वणः। हरे सृजान आशिरम्॥ २ ॥

પદાર્થ : गिर्वणः-हरे-હે સ્તુતિ વાણીઓના વનનીય-સેવનીય દુઃખનાશક સુખદાતા પરમાત્મન્ ! जनाय-ઉપાસકજનને માટે पुनानः-ઉપાસકનાં હૃદયમાં પ્રાપ્ત થવા માટે वरिवः-ऊर्जं कृधि-ભોગધન અને અમૃતરસ-મોક્ષાનંદને સંપાદન કર आशिरं सृजान-મને તારા આશ્રયમાં આનંદ પ્રાપ્ત કરાવ. (૨)

*ભાવાર્થ : સ્તુતિઓને પ્રાપ્ત થનાર, દુઃખહરણકર્તા અને સુખઆહરણકર્તા પરમાત્મન્ ! તું ઉપાસકજનને માટે તેનાં હૃદયમાં પ્રાપ્ત થવા માટે ભોગધન તથા અમૃતરસ મને પ્રાપ્ત કરાવ. (૨)*

## ૮૪૩. पुनानो देववीतय इन्द्रस्य याहि निष्कृतम्। द्युतानो वाजिभिर्हितः॥ ३ ॥

પદાર્થ : वाजिभिः-हितः-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું વાજી =છંદી =છંદ-અર્જન સ્તુતિ કરનારા ઉપાસકો દ્વારા હિત-ધ્યાન કરેલ द्युतानः पुनानः-ઉપાસકને પ્રકાશમાન અને પવિત્ર કરતાં देववीतये-દેવો-જીવન્મુક્તોની ગતિ-ગમનસ્થાન-મુક્તિ છે તેને માટે इन्द्रस्य निष्कृतं याहि-અધ્યાત્મયજ્ઞના યજમાન આત્માનાં સુસંસ્કૃત-સુપાત્ર હૃદયને પ્રાપ્ત થા. (૩)

*ભાવાર્થ : હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું અર્ચના કરનારા, ઉપાસના કરનારા ઉપાસકોના દ્વારા ધ્યાન પામેલ, ઉપાસકોની અંદર પ્રકાશિત થઈને, તેને પવિત્ર કરીને, મુક્તિ પ્રાપ્તિને માટે આત્માને સુસજ્જિત અન્તઃપાત્રને પ્રાપ્ત થાય છે. (૩)*

### ખંડ-૨

### સૂક્ત-૧

## ૮૪૪. अग्निनाग्निः समिध्यते कविर्गृहपतिर्युवा। हव्यवाड् जुह्वास्यः॥ १ ॥

પદાર્થ : अग्निना-અગ્નિ દ્વારા-આત્મસમર્પણ દ્વારા अग्निः-समिध्यते-સર્વપ્રકાશક પરમાત્મા સ્વાત્માની અંદર પ્રકાશિત થાય છે જે कविः-ક્રાન્તદર્શી-સર્વજ્ઞ गृहपतिः-બ્રહ્માંડના સ્વામી પરમાત્મા युवा-સદા યુવા સંપન્ન हव्यवाट्-સ્તુતિરૂપ ભેટને વહન કરનાર जुह्वास्यः-જુહૂ =વાણી સ્તુતિ ફેંકવા-પ્રેરિત કરવાનું સાધન જેના માટે છે તે એવો પરમાત્મા છે. (૧)

*ભાવાર્થ : ઉપાસકના આત્મા દ્વારા-આત્મ સમર્પણથી ઉપાસકની અંદર પરમાત્મા અગ્નિ પ્રકાશિત થઈ જાય છે; જે ક્રાન્તદર્શી, સર્વજ્ઞ, બ્રહ્માંડના સ્વામી, સદા યુવા, સ્તુતિ ભેટનો સ્વીકાર કરનાર અને વાણી જેના માટે સ્તુતિ પ્રેરિત કરવાનું સાધન છે. (૧)*

## ૮૪૫. यस्त्वामग्ने हविष्पतिर्दूतं देव सपर्यति। तस्य स्म प्राविता भव॥ २ ॥

પદાર્થ : अग्ने देव-હે જ્ઞાન પ્રકાશ સ્વરૂપ પરમાત્મ દેવ ! यः-જે हविष्पतिः-પોતાના મનનો સ્વામી-મનને નિરુદ્ધ કરી ચૂકેલ ઉપાસક त्वां दूरं सपर्यति-તુજ પ્રેરકને સેવિત કરે છે-તારી ઉપાસના કરે છે तस्य स्म-તેનો નિશ્ચય प्र-अविता भव-તું પ્રબલ રક્ષક છે. (૨)

*ભાવાર્થ : હે જ્ઞાનપ્રકાશસ્વરૂપ પરમાત્મન્ ! જે મનને નિરુદ્ધ કરી તારી ઉપાસના કરે છે તેની તું પૂર્ણરૂપે રક્ષા કરે છે. (૨)*

### ૮૪૬. यो अग्निं देववीतये हविष्माँ आविवासति। तस्मै पावक मृडय॥ ३ ॥

પદાર્થ : पावक-હે શોધક-પવિત્ર કરનાર પરમાત્મન્ ! यः-हविष्मान्-જે મનસ્વી ઉપાસક देववीतये-દેવસ્થલી-મુક્તિ પ્રાપ્તિને માટે अग्निम्-आविवासति-તારી-અગ્નિ પરમાત્માની સમગ્રરૂપથી ઉપાસના કરે છે. तस्मै मृळय-તેને માટે પ્રદાન કરે છે. (૩)

*ભાવાર્થ : હે પવિત્ર કરનાર પરમાત્મન્ ! જે મનસ્વી ઉપાસક મુક્તિધામ પ્રાપ્તિને માટે તારી ઉપાસના કરે છે, તેને માટે તું અવશ્ય મુક્તિ પ્રદાન કરે છે. (૩)*

## સૂક્ત-૨

### ૮૪૭. मित्रं हुवे पूतदक्षं वरुणं च रिशादसम्। धियं घृताचीं साधन्ता॥ १ ॥

પદાર્થ : पूतदक्षं मित्रं रिशादसं वरुणं च हुवे-પવિત્ર બળવાળા પ્રેરક પરમાત્માને તથા હિંસકના ભક્ષણકર્તા અથવા હિંસકોના ક્ષયકર્તા પોતાની તરફ વરણકર્તા પરમાત્માને જે धियं घृताचीम्-પ્રજ્ઞા-મનોભાવનાને વાણી-સ્તુતિ વાણીને साधन्ता-સાધવા-સફળ બનાવનાર છે हुवे-તેને આમંત્રિત કરું છું-સ્મરણ કરું છું. (૧)

*ભાવાર્થ : હું સંસારમાં કર્મ માટે પ્રેરક મનોભાવનાને સિદ્ધ-સફળ કરવાવાળા તથા પોતાની તરફ વરવાવાળા, સ્તુતિવાણીને સફળ બનાવનાર પરમાત્માને નિરંતર પોતાની અંદર આમંત્રિત કરું-સ્મરણ કરું. (૧)*

### ૮૪૮. ऋतेन मित्रावरुणावृतावृधावृतस्पृशा। क्रतुं बृहन्तमाशाथे॥ २ ॥

પદાર્થ : ऋतावृधा-સત્ય-સત્યાચરણ કરનારના વર્ધક ऋतस्पृशा-સત્ય-સત્યાચરણકર્તાના સ્પર્શી-સંગતિકર્તા मित्रावरुणौ-પ્રેરક તથા વરનાર-અંગીકાર કરનાર પરમાત્મા बृहन्तं क्रतुम्-મહાન જ્ઞાનયજ્ઞને અથવા અધ્યાત્મયજ્ઞને ऋतेन-आशाथे-પોતાના અમૃતરસને પ્રાપ્ત થાય છે. (૨)

*ભાવાર્થ : સત્યાચરણકર્તા-સત્યમાની, સત્યવાદી, સત્યકારીના વર્ધક તથા સત્યમાની, સત્યવાદી, સત્યકારીના સ્પર્શકર્તા-સંગી, પ્રેરક અને અંગીકાર કરનાર પરમાત્મા મહાન અધ્યાત્મયજ્ઞને પોતાનાં અમૃત સ્વરૂપથી પ્રાપ્ત થાય છે. (૨)*

### ૮૪૯. कवी नो मित्रावरुणा तुविजाता उरुक्षया। दक्षं दधाते अपसम्॥ ३ ॥

પદાર્થ : **कवी**-ક્રાન્તદર્શી-સર્વજ્ઞ **तुविजातौ**-અનેક પ્રકારથી સાક્ષાત્ થનાર **उरुक्षया**-મહાનથી મહાન પદાર્થોનો નિવાસ જ્યાં હોય એવા પરમાત્મા **मित्रावरुणा**-પ્રેરક અને અંગીકારકર્તા **नः-दक्षम्-अपसं दधाते**-અમને-ઉપાસકોને માટે આત્મબળ અને કર્મશક્તિને ધારણ કરાવે છે. (૩)

*ભાવાર્થ : અન્તર્યામી, સર્વજ્ઞ તથા અનેક પ્રકારથી સાક્ષાત્ થનાર, મહાનથી મહાન પદાર્થોના નિવાસ સ્થાન પરમાત્મા અમને-ઉપાસકોને માટે આત્મબળ અને કર્મશક્તિને ધારણ કરાવે છે. (૩)*

## સૂક્ત-3

१ २ ३ १ २र ३ १ २र ३ १ २ ३ १ २
**૮૫૦. इन्द्रेण सं हि दृक्षसे संजग्मानो अबिभ्युषा। मन्दू समानवर्चसा॥ १ ॥**

પદાર્થ : **अबिभ्युषा-इन्द्रेण सञ्जग्मानः-हि सं दृक्षसे**-ભયરહિત કરનાર ઐશ્વર્યવાન પરમાત્માની સાથે ઉપાસના દ્વારા સંગત થઈને તું હે જીવન્મુક્ત ઉપાસકગણ સમાન-તેના જેવો થઈ રહ્યો છે. **मन्दू समान वर्चसा**-જે હવે બન્ને સમાન તેજવાળા અને આનંદવાન આનંદપ્રદ બની રહ્યાં છે.

*ભાવાર્થ : ભયરહિત કરનાર પરમાત્માની સાથે ઉપાસના દ્વારા જીવન્મુક્ત ઉપાસકગણ સંગત થઈને સમાન પ્રતીત થાય છે, કારણ કે બન્ને સમાન તેજવાળા અને આનંદપૂર્ણ, આનંદમય બની જાય છે. (૧)*

१ २र ३ २उ ३ १ २ ३ १ २ ३ २ १ २ ३ १ २ ३ १ २
**૮૫૧. आदह स्वधामनु पुनर्गर्भत्वमेरिरे। दधाना नाम यज्ञियम्॥ २ ॥**

પદાર્થ : **आत्-अह**-બસ, અન્તર પરમાત્મા સમાન ગુણ પ્રાપ્ત કરીને મુક્તગણ **स्वधाम्-अनु**-પોતાની ધૃતિ-સ્થિતિ અનુસાર **पुनः-गर्भत्वम्-एरिरे**-પુનઃ પરમાત્માના ગર્ભભાવને પ્રાપ્ત થઈ જાય છે તેની અંદર વિરાજમાન થાય છે **यज्ञियं नाम दधानाः**-સંગમનીય આત્મસમર્પણ નમ્ર ભાવને ધારણ કરતાં. (૨)

*ભાવાર્થ : ઉપાસનાથી ઉપાસકજન ઉપાસ્ય પરમાત્માના ગુણ ધારણ કરીને, પોતાની ધૃતિ સ્થિતિ-સ્વજ્ઞાન ગતિને અનુસાર પરમાત્માની અંદર પુનઃ પ્રાપ્તિ અનુભવ કરે છે; જેમ સંસારમાં આવવા પૂર્વે મોક્ષમાં રહેતો હતો સંગમનીય આત્મસમર્પણરૂપ નમ્ર ભાવને ધારણ કરતા રહેતો હતો. (૨)*

३ १ २ ३ २ ३ १ २ ३ १ २ १ २ ३ २ ३ १ २
**૮૫૨. वीडु चिदारुजत्नुभिर्गुहा चिदिन्द्र वह्निभिः। अविन्द उस्त्रिया अनु॥ ३ ॥**

પદાર્થ : **इन्द्र**-ઐશ્વર્યવાન પરમાત્મન્! **वीडु चित्-आरुजत्नुभिः**-બળવાળા-આત્મબળવાળા સમગ્રરૂપથી અજ્ઞાનનું ભંજન કરનારા **वह्निभिः**-પોતાના જ્ઞાનસંદેશ-વાહકો મરુતો-આરંભ સૃષ્ટિમાં ઉત્પન્ન મુક્તાત્મા અગ્નિ આદિ પરમ ઋષિઓના દ્વારા **गुहा चित्**-તેના હૃદયમાં નિશ્ચય **उस्त्रियाः-अनु-अविन्द**-જ્ઞાન રશ્મિઓ-વેદવાણીઓને સંસારી જનોને પ્રાપ્ત કરાવી છે. (૩)

*ભાવાર્થ : ઐશ્વર્યવાન પરમાત્માએ આરંભ સૃષ્ટિમાં અધ્યાત્મ બળશાલી, અજ્ઞાનનાશક, ઉપાસક મુક્તો અગ્નિ આદિ ઋષિઓ દ્વારા-તેઓનાં હૃદયમાં જ્ઞાનરશ્મિઓ-મંત્રવાણીઓને સંસારીજનો માટે પહોંચાડેલ છે. (૩)*

## સૂક્ત-૪

**૮૫૩. ता हुवे ययोरिदं पप्ने विश्वं पुरा कृतम्। इन्द्राग्नी न मर्धतः॥ १॥**

**પદાર્થ :** ता इन्द्राग्नी हुवे-હું તે બન્ને નામોથી કહેવામાં આવતા ઐશ્વર્યવાન બળશાલી અને જ્ઞાન પ્રકાશવાન અગ્રણી પરમાત્માને આમંત્રિત કરું છું ययोः पुरा कृतं विश्वं पप्ने-જેને પ્રથમ કરેલ-રચેલ વિશ્વ-સંસાર પ્રશંસિત કરવામાં આવે છે न मर्द्धतः-જે પીડા આપતો નથી. (૧)

*ભાવાર્થ : ઐશ્વર્યવાન અને જ્ઞાનપ્રકાશ સ્વરૂપ પરમાત્માનો રચેલ પ્રવાહથી અનાદિ સંસાર પ્રશંસિત કરવામાં આવે છે. તે પરમાત્મા ઉપાસ્ય દેવ છે, જે ઉપાસકોને પીડિત કરતો નથી. (૧)*

**૮૫૪. उग्रा विघनिना मृध इन्द्राग्नी हवामहे। ता नो मृडात ईदृशे॥ २॥**

**પદાર્થ :** उग्रा-ઉગ્ર બળવાળા मृधः-विघनिना-સંગ્રામ કરનારા કામ આદિને વિશેષ રૂપથી મારનારા इन्द्राग्नी-ઐશ્વર્યવાન જ્ઞાન પ્રકાશવાન પરમાત્માને हवामहे-અમે પોતાની અંદર આમંત્રિત કરીએ છીએ ता नः ईदृशे-मृडातः-તે એવા સંગ્રામ સંકટમાં અમારી રક્ષા કરે છે.

*ભાવાર્થ : ઐશ્વર્યવાન અને જ્ઞાનપ્રકાશ સ્વરૂપ પરમાત્મા ઉપાસકની અંદર સંગ્રામ મચાવનાર કામ આદિ શત્રુઓનો સર્વથા નાશ કરે છે અને અમારી રક્ષા કરે છે. (૨)*

**૮૫૫. हथो वृत्राण्यार्या हथो दासानि सत्पती। हथो विश्वा अप द्विषः॥ ३॥**

**પદાર્થ :** सत्पती-સત્પુરુષ-ઉપાસકના રક્ષક ઐશ્વર્યવાન જ્ઞાનપ્રકાશવાન પરમાત્મન્! आर्या वृत्राणि-અરિ = અમિત્ર-શત્રુની અંદર થનારા પાપોને अपहथः-હટાવી દો-દૂર કરી દો दासानि-अपहथः-દાસ-નિષ્કર્મ જન અથવા કર્મ વિનાશક જનની અંદર થનારા પાપોને હટાવી દો-દૂર કરી દો विश्वाः-द्विषः-अपहथः-સમસ્ત દ્વેષ ભાવનાઓને હટાવી દો-દૂર કરી દો. (૩)

*ભાવાર્થ : ઉપાસકના રક્ષક પરમાત્મા ઉપાસકની સામે શત્રુની હિંસાવૃત્તિ, કર્મવિનાશક પ્રવૃત્તિ અને દ્વેષ ભાવનાઓને દૂર કરી દે છે; તથા ઉપાસકની અંદર કોઈના પણ પ્રત્યે શત્રુ જેવી વેરવૃત્તિ, દાસ જેવી હાનિ કરવાની પ્રવૃત્તિ અને દ્વેષ ભાવનાઓને ઉત્પન્ન થવા દેતો નથી. (૩)*

## ખંડ-૩

### સૂક્ત-૧

**૮૫૬. अभि सोमास आयवः पवन्ते मद्यं मदम्।**
**समुद्रस्याधि विष्टपे मनीषिणो मत्सरासो मदच्युतः॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૧૮

**૮૫૭. तरत्समुद्रं पवमान ऊर्मिणा राजा देव ऋतं बृहत् ।**
**अर्षा मित्रस्य वरुणस्य धर्मणा प्र हिन्वान ऋतं बृहत्॥ २॥**

પદાર્થ : देवः पवमानः-राजा-સુખદાતા પ્રાપ્ત થનાર સોમ રાજા શાન્ત સ્વરૂપ સર્વત્ર રાજમાન પરમાત્મા बृहत्-ऋतम्-મહાન અમૃતરૂપ समुद्रम्-ऊर्मिणा तरत्-હૃદયાકાશમાં પોતાના જ્યોતિ-તરંગથી પ્રાપ્ત થાય છે मित्रस्य वरुणस्य-પ્રાણ અપાનના धर्मणा-ધર્મથી-પ્રાણસમાન અપાન સમાન બનીને ऋतं बृहत् हिन्वानः-મહાન અમૃત-મોક્ષની તરફ ઉપાસકને પ્રેરિત કરીને-ઉન્નત કરીને प्रार्ष-સાક્ષાત્ થાય છે. (૨)

*ભાવાર્થ : સુખદાતા, પ્રાપ્ત થનાર, શાન્ત સ્વરૂપ, સર્વત્ર રાજમાન, મહાન અમૃત પરમાત્મા હૃદયાકાશમાં પોતાના જ્યોતિ તરંગ દ્વારા પ્રાપ્ત થાય છે. પ્રાણ અને અપાનની સમાન બનીને ઉપાસકને મહાન અમૃતમોક્ષની તરફ પ્રેરિત કરવા માટે સાક્ષાત્ થાય છે. (૨)*

**૮૫૮. नृभिर्येमाणो हर्यतो विचक्षणो राजा देवः समुद्र्यः॥ ३॥**

પદાર્થ : नृभिः-येमाणः-મુમુક્ષુઓ દ્વારા યમ આદિ સાધનામાં આવતા हर्यतः-કમનીય विचक्षणः-વિશેષ દ્રષ્ટા राजा-સર્વત્ર રાજમાન देवः-સુખદાતા પરમાત્મા समुद्र्यः-હૃદયાવકાશમાં સાક્ષાત્ થવા યોગ્ય છે. સાક્ષાત્ કરી શકાય છે. (૩)

*ભાવાર્થ : કમનીય, સર્વદ્રષ્ટા, સર્વત્ર રાજમાન, સુખદાતા પરમાત્મા મુમુક્ષુઓ દ્વારા સાધનામાં લાવતાં હૃદયાવકાશમાં સાક્ષાત્ થાય છે. (૩)*

## સૂક્ત-૨

**૮૫૯. तिस्रो वाच ईरयति प्र वह्निर्ऋतस्य धीतिं ब्रह्मणो मनीषाम् ।**
**गावो यन्ति गोपतिं पृच्छमानाः सोमं यन्ति मतयो वावशानाः॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૨૫

**૮૬૦. सोमं गावो धेनवो वावशानाः सोमं विप्रा मतिभिः पृच्छमानाः।**
**सोमः सुत ऋच्यते पूयमानः सोमे अर्कास्त्रिष्टुभः सं नवन्ते॥ २॥**

પદાર્થ : गावः-धेनवः-ગાન કરતી વેદવાણીઓ सोमं वावशानाः-સોમ સ્વરૂપ પરમાત્માને પુનઃ પુનઃ ચાહતી विप्राः-મેધાવી વિદ્વાને मतिभिः-સ્તુતિ વાણીઓથી पृच्छमानाः-અર્ચિત કરતાં संनवन्ते-સારી રીતે પ્રાપ્ત થાય છે सोमः सुतः पूयमानः-ऋच्यते-શાન્ત પરમાત્મા સાક્ષાત્ થતાં અન્તરાત્માને શોધતાં

પ્રશંસિત થાય છે सोमे-अर्काः-त्रिष्टुभः-संनवन्ते-શાન્ત પરમાત્મામાં અર્ચના કરનારા મન, વાણી, કર્મથી ત્રણ પ્રકારની સ્તુતિ કરનારા સંગત થાય છે. (૨)

*ભાવાર્થ : જનારી સ્તુતિ વાણીઓ પુનઃ પુનઃ ચાહતી શાન્ત પરમાત્માને પ્રાપ્ત થાય છે, મેધાવી ઉપાસક સ્તુતિ વાણીઓથી અર્ચના કરતાં શાંત પરમાત્માને પ્રાપ્ત થાય છે, સાક્ષાત્ થતાં પરમાત્મા ઉપાસકના આત્માને શોધતાં પ્રશંસિત કરવામાં આવે છે, મન, વાણી, કર્મથી સ્તુતિ કરનારા અર્ચકજનો પરમાત્માનો સંગ પામે છે. (૨)*

८६१. एवा नः सोम परिषिच्यमान आ पवस्व पूयमानः स्वस्ति।
इन्द्रमा विश बृहता मदेन वर्धया वाचं जनया पुरन्धिम्॥ ३॥

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું परिषिच्यमानः-સર્વભાવથી ધારિત નિદિધ્યાસનમાં આવીને पूयमानः-તથા સાક્ષાત્ થઈને नः स्वस्ति-અમારી સુ-અસ્તિ-સ્વરૂપાપત્તિ-મુક્તિને एव-અવશ્ય आपवस्व-પ્રાપ્ત કરાવ बृहता मदेन-મહાન હર્ષક સ્વરૂપ વા હર્ષ નિમિત્તથી इन्द्रम्-आविश-ઉપાસક આત્માને આવિષ્ટ થા તેની અંદર આવેશ કર वाचं वर्धय-તેની સ્તુતિ વાણીને સમૃદ્ધ કર-સફળ કર-કરે છે. पुरन्धि-जनय-ઉપાસક આત્માને બહુજ ધી = બુદ્ધિવાળો સંપન્ન કરી દે. (૩)

*ભાવાર્થ : મારા પ્યારા શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું સર્વભાવ ધારિત-નિદિધ્યાસનમાં લાવેલ ઉપાસના દ્વારા ધ્યાયા તથા સાક્ષાત્ કરેલા મારી સ્વરૂપ પ્રાપ્તિ-મુક્તિને અવશ્ય પ્રાપ્ત કરાવ-કરાવે છે, મારા ઉપાસક આત્માને મહાન તારા હર્ષપ્રદ સ્વરૂપમાં અથવા હર્ષ માટે બનીને પ્રાપ્ત થા-થાય છે, મારી સ્તુતિ વાણીને સફળ કર-કરે છે, મને બહુજ બુદ્ધિમાન કુશળ બુદ્ધિમાન બનાવ-બનાવે છે. (૩)*

## ખંડ-૪

## સૂક્ત-૧

८६२. यद् द्याव इन्द्र ते शतंशतं भूमीरुत स्युः ।
न त्वा वज्रिन्त्सहस्रं सूर्या अनु न जातमष्ट रोदसी ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૭૮

८६३. आ पप्राथ महिना वृष्ण्या वृषन् विश्वा शविष्ठ शवसा।
अस्माँ अव मघवन् गोमति व्रजे वज्रिञ्चित्राभिरूतिभिः॥ २ ॥

પદાર્થ : शविष्ठ वृषन्-હે અત્યંત બળવાન-સુખવર્ષક પરમાત્મન્ ! તું शवसा-તારા બળથી विश्वा

महिना वृष्ण्या-સમસ્ત બળથી સુખની વર્ષા કરવામાં યોગ્ય તત્ત્વો વસ્તુઓમાં आपप्राथ-વ્યાપ્ત થઈ રહેલો છે वज्रिन मघवन्-હે ઓજસ્વી ઐશ્વર્યવાન પરમાત્મન્ गोमति-व्रजे-સ્તુતિ વાણીઓવાળા મંત્ર સમૂહમાં चित्राभिः ऊतिभिः-ચાયનીય-પ્રશંસનીય રક્ષા સાધનો દ્વારા अस्मान्-अव-અમને સુરક્ષિત કર-અમારી રક્ષા કર. (૨)

*ભાવાર્થ : હે અત્યંત બળવાન, સુખવર્ષક પરમાત્મન્ ! તું પોતાનાં બળથી સમસ્ત સુખ વર્ષા કરવા યોગ્ય તત્ત્વો વસ્તુઓને પૂરીને-વ્યાપ્ત થયેલ છે. તે સુખ વરસાવનારા યોગ્ય તત્ત્વો તારાથી પ્રેરિત થઈને જ સુખની વર્ષા કરે છે.*

*હે ઓજસ્વી ઐશ્વર્યવાન પરમાત્મન્ ! સ્તુતિ વાણીઓવાળા મંત્ર સમૂહમાં-તેના ધારણમાં-આચરણમાં તારી પ્રશંસનીય રક્ષાઓના દ્વારા અમારી ઉપાસકોની રક્ષા કર-કરે છે. (૨)*

## સૂક્ત-૨

૮૬૪. वयं घ त्वा सुतावन्त आपो न वृक्त बर्हिषः ।
पवित्रस्य प्रस्रवणेषु वृत्रहन् परि स्तोतार आसते ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૬૧

૮૬૫. स्वरन्ति त्वा सुते नरो वसो निरेक उक्थिनः ।
कदा सुतं तृषाण ओक आ गम इन्द्र स्वब्दीव वंसगः ॥ २ ॥

પદાર્થ : वसो इन्द्र-હે સર્વત્ર વસેલ ઐશ્વર્યવાન પરમાત્મન્ ! एके-उक्थिनः-नरः-વિરલ ભાગ્યશાળી સ્તુતિ વાણીવાળા મુમુક્ષુજન सुते-ઉપાસનારસ સંપન્ન થતાં त्वा निः स्वरन्ति-તારું સારી રીતે ગાન કરે છે તારું સમ્યક્ ભજન ગાન કરે છે કે ओकः-तृषाणः-ક્યારે, જળાશયની તરફ તૃષાતુર હરણની સમાન कदासुतम्-आगमः-ક્યારે-ક્યારેક તો સંપન્ન ઉપાસનારસની તરફ આવે છે स्वब्दी-इव वंसगः-સુ-નિશ્ચિત અબ્દી-અબ્દ-સંવત્સર-સમયવાળા વનનીય સ્થાનને પ્રાપ્ત થનાર અતિથિની સમાન.

*ભાવાર્થ : હે સર્વત્ર વસનાર ઐશ્વર્યવાન પરમાત્મન્ ! કોઈ વિરલો, ભાગ્યશાળી, સ્તુતિકર્તા મુમુક્ષુજન ઉપાસનારસ સંપન્ન થઈ ગયા પછી તારું સારી રીતે ગાન કરે છે અને પ્રતીક્ષા કરે છે. જળાશય પર જળપાન કરવા માટે તૃષાતુર હરણની સમાન તું ઉપાસ્ય ક્યારે આવે છે-ક્યારેક તો આવીશ જ. જેમ વર્ષ અથવા પોતાના વિશેષ સમય પર વિશિષ્ટ પૂજનીય અતિથિ વનનીય સ્થાન પર આવે જ છે. (૨)*

૮૬૬. कण्वेभिर्धृष्णवा धृषद्वाजं दर्षि सहस्त्रिणम् ।
पिशङ्गरूपं मघवन्विचर्षणे मक्षू गोमन्तमीमहे ॥ ३ ॥

પદાર્થ : धृष्णो विचर्षणे मघवन्-હે દોષ-નિવારક વિશેષ દ્રષ્ટા ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું कण्वेभिः-મેધાવી ઉપાસકોને सहस्त्रिणं वाजं धृषत्-अर्दषि-હજારોમાં ગણનારા હજારોની સમાન ખૂબજ દબાવનાર સતાવનાર વિરોધી બળ વાસનાબળને ચકનાચૂર છિન્ન-ભિન્ન કરી દે, પુનઃ पिशङ्गरूपं-गोमन्तं मक्षु ईमहे-સ્તુતિ વાણીઓ વાળા-સ્તુતિઓનાં ફળભૂત તારા સોનેરી રૂપ જ્ઞાનાનંદ રૂપને શીઘ્ર ચાહે છે. (૩)

*ભાવાર્થ : દોષ નિવારક, અન્તર્દ્રષ્ટા, ઐશ્વર્યવાન પરમાત્મા મેધાવી ઉપાસકોની અંદરથી હજારોમાં વધેલાં વિરોધી કામવાસના બળને છિન્ન-ભિન્ન કરી દે છે અને સ્તુતિઓનાં ફળભૂત પોતાનાં સોનેરી જ્ઞાનાનંદરૂપને પ્રદાન કરે છે. જેની ઉપાસક શીઘ્ર પ્રાર્થના કરે છે. (૩)*

## સૂક્ત-3

૮૬૭. तरणिरित्सिषासति वाजं पुरन्ध्या युजा ।
आ व इन्द्रं पुरुहूतं नमे गिरा नेमिं तष्टेव सुद्रुवम् ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૩૮

૮૬૮. न दुष्टुतिर्द्रविणोदेषु शस्यते न स्त्रेधन्तं रयिर्नशत् ।
सुशक्तिरिन् मघवन् तुभ्यं मावते देष्णं यत्पार्ये दिवि ॥ २ ॥

પદાર્થ : द्रविणोदेषु-ભૌતિક અથવા આધ્યાત્મિક ધનદાતાઓમાં दुष्टुतिः-न शस्यते-નિંદા સ્તુતિ-વિપરીત સ્તુતિ-મનમાં જુદુ, આચરણમાં જુદુ, એવી અપવિત્ર મિથ્યા સ્તુતિ તે સારી નથી વિહિત નથી અને स्त्रेधन्तं रयिः-न नशत्-હિંસા કરનારને-ઉપકારને ન માનનાર કૃતઘ્નને ધનાદિ પણ વ્યાપ્ત થતાં નથી-સફળ થતાં નથી मघवन-तुभ्यं सुशक्तिः-इत्-ઐશ્વર્યવાન તારા માટે તો સુગમતા જ છે मावते देष्णाम्-મારા જેવા ઉપાસકને માટે જે આપવા યોગ્ય આધ્યાત્મિક ધન તું આપવા ઈચ્છે यत् पार्ये दिवि-જે ધન પાર-દ્યુલોક-મોક્ષધામનું ધન છે. (૨)

*ભાવાર્થ : ધનદાતાઓને માટે તેની નિંદા સ્તુતિ, અપવિત્ર સ્તુતિ પ્રશસ્ત-સારી નથી-પસંદ નથી વા વિહિત નથી અને કૃતઘ્નને ધન વ્યાપ્ત થતું નથી-ફળદાયી બનતું નથી. ઐશ્વર્યવાન પરમાત્મન્ તારા માટે તો સરળ છે. મારા જેવા ઉપાસકને માટે અભીષ્ટ ધન આપવા ઈચ્છે તો તે અધ્યાત્મધન અત્યંત દૂર મોક્ષધામમાં પણ આપે છે. (૨)*

## ખંડ-૫

## સૂક્ત-૧

८६९. तिस्रो वाच उदीरते गावो मिमन्ति धेनवः। हरिरेति कनिक्रदत्॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૭૧

८७०. अभि ब्रह्मीरनूषत यह्वीर्ऋतस्य मातरः। मर्जयन्तीर्दिवः शिशुम्॥ २॥

પદાર્થ : यह्वीः-મહત્ત્વપૂર્ણ ब्राह्मीः-બ્રહ્મ-વેદ સંબંધી ऋतस्य मातरः-સત્યનું સ્વરૂપ પ્રકટ કરનારી दिवः शिशुं मर्जयन्तीः-અમૃતધામમાં શયન કરનાર પરમાત્માને પ્રાપ્ત કરવા માટે अभि-अनूषत-અભિમુખતાથી સ્તુતિ કરે છે. (૨)

*ભાવાર્થ : વેદમાં સર્વ સત્યનું સ્વરૂપ દર્શાવનારી મહત્ત્વપૂર્ણ વાણીઓ અમૃતધામમાં રહેલ પરમાત્માને પ્રાપ્ત કરવા માટે તેની પૂર્ણ સ્તુતિ કરે છે, તેનું સેવન કરવું જોઈએ. (૨)*

८७१. रायः समुद्रांश्चतुरोऽस्मभ्यं सोम विश्वतः। आ पवस्व सहस्त्रिणः॥ ३॥

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું अस्मभ्यम्-અમે ઉપાસકોને માટે विश्वतः-સર્વ પ્રકારથી-સર્વતોભાવથી सहस्त्रिणः-હજારોની સમાન-અત્યંત મહામૂલ્ય रायः-ધનરૂપ चतुरः समुद्रान्-ચારેય વાણીઓ-તારા રચેલાં વેદવચનો-સ્તુતિ, પ્રાર્થના, ઉપાસના અને જપોને आपवस्व-ચરિતાર્થ કર. (૩)

*ભાવાર્થ : શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! કૃપા કરીને અમે ઉપાસકોની અંદર સર્વ ભાવથી તારા ઉપદેશેલાં સર્વ મહાન ધનરૂપ ચાર વાણીઓ સ્તુતિ, પ્રાર્થના, ઉપાસના અને જપ ચરિતાર્થ કર. એના સેવનમાં રત બનીને તારા દર્શન સમાગમ પ્રાપ્ત કરવામાં સફળ બનીએ. (૩)*

## સૂક્ત-૨

८७२. सुतासो मधुमत्तमाः सोमा इन्द्राय मन्दिनः।
पवित्रवन्तो अक्षरं देवान् गच्छन्तु वो मदाः॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૪૭

८७३. इन्दुरिन्द्राय पवत इति देवासो अब्रुवन्।
वाचस्पतिर्मखस्यते विश्वस्येशान ओजसः॥ २॥

પદાર્થ : इन्दुः-આનંદરસ પૂર્ણ પરમાત્મા इन्द्राय पवते-ઉપાસક આત્માને માટે આનંદધારા રૂપમાં પ્રાપ્ત થાય છે इति देवासः-अब्रुवन्-એમ વિદ્વાનો કહે છે वाचस्पतिः-બ્રહ્માત્મા પરમાત્મા विश्वस्य-સંસારના ओजसः-ईशानः-બળવાન અધિકારકર્તા સ્વામી मखस्यते-જ્યારે અધ્યાત્મયજ્ઞરૂપમાં સેવિત થાય છે, ત્યારે ઉપાસક આત્માને માટે આનંદધારા રૂપમાં પ્રાપ્ત થાય છે, એમ ઋષિઓ કહે છે. (૨)

*ભાવાર્થ : અમે 'ઈન્દુ' બનીને ઈન્દ્રની તરફ નિરન્તર ચાલનાર યયાતિ થઈએ. અમે યજ્ઞમય જીવન બનાવીને સર્વના હિતમાં અમારું હિત સમજનાર 'નાહુષ' પોતાને અન્યોથી બાંધીને ચાલનાર થઈએ. (૨)*

**૮૭૪. सहस्त्रधारः पवते समुद्रो वाचमीङ्खयः ।**
**सोमस्पती रयीणां सखेन्द्रस्य दिवेदिवे ॥ ३ ॥**

પદાર્થ : वाचमीङ्खयः-સ્તુતિ વાણીઓને પ્રાપ્ત થનાર-સ્તુતિ વાણીઓનો સ્વીકાર કરનાર सहस्त्रधारः समुद्रः-અનેક આનંદ ધારાઓ વાળા ઉભરાવાવાળા આનંદ સાગર પરમાત્મા रयीणां पतिः-વિવિધ ઐશ્વર્યોના સ્વામી इन्द्रस्य सखा-ઉપાસક આત્માના સાથી મિત્ર दिवे दिवे पवते-પ્રત્યેક દિવસ વધીને ઉપાસક આત્માની અંદર પ્રાપ્ત થાય છે. (૩)

*ભાવાર્થ : સ્તુતિ વાણીઓનો સ્વીકાર કરનાર, અનેક આનંદ ધારાઓમાં પ્રાપ્ત થનાર, આનંદ સાગર પરમાત્મા વિવિધ ઐશ્વર્યોના સ્વામી, ઉપાસક આત્માના સાથી મિત્ર પ્રતિદિન-રોજેરોજ વધીને તેની અંદર પ્રાપ્ત થાય છે. (૩)*

## સૂક્ત-3

**૮૭૫. पवित्रं ते विततं ब्रह्मणस्पते प्रभुर्गात्राणि पर्येषि विश्वतः।**
**अतप्ततनूर्न तदामो अश्नुते शृतास इद्वहन्तः सं तदाशत॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૬૫

**૮૭૬. तपोष्पवित्रं विततं दिवस्पदेऽर्चन्तो अस्य तन्तवो व्यस्थिरन्।**
**अवन्त्यस्य पवितारमाशवो दिवः पृष्ठमधि रोहन्ति तेजसा॥ २ ॥**

પદાર્થ : तपोः-पवित्रं विततम्-કામ આદિને તથા દુષ્ટોને તપાવનાર પરમાત્માનું પવિત્ર તથા ઉપાસકને પવિત્ર કરનાર સ્વરૂપ સંસારમાં વ્યાપ્ત થયેલું છે अस्य तन्तवः-એનો પોતાની અંદર વિસ્તાર કરનાર अर्चन्तः-એની અર્ચના સ્તુતિ કરનાર दिवस्पदे-અમૃતધામ મોક્ષપદમાં व्यस्थिरन्-વિશેષ રૂપથી સ્થિર બની જાય છે-વિરાજમાન થઈ જાય છે. अस्य-आशवः-એની અંદર ઉપાસના દ્વારા સમગ્રરૂપથી શયન કરનારા ઉપાસકો पवितारम्-अवन्ति-તે પવિત્રકર્તા પરમાત્માને ભેટે છે. પુનઃ तेजसा दिवः पृष्ठम्-अधिरोहन्ति-અધ્યાત્મતેજથી અમૃતધામ મોક્ષના પ્રાપ્ત કરવા યોગ્ય પદ પર અધિષ્ઠિત થઈ જાય છે. (૨)

*ભાવાર્થ : કામ આદિ દોષો અને દુષ્ટોના દાહક, ઉપાસકોના પવિત્રકારક પરમાત્માનું સ્વરૂપ સંસારમાં વિસ્તારથી વ્યાપી રહ્યું છે, પરંતુ તેનો પોતાની અંદર વિસ્તાર કરનારા મનનશીલ ઉપાસકો એની અર્ચના, સ્તુતિ કરતાં અમૃતધામ મોક્ષપદમાં વિશેષરૂપ વિરાજમાન થઈ જાય છે; તથા એની અંદર ઉપાસના દ્વારા સમગ્રરૂપથી શયન કરનારા ઉપાસકો પવિત્રકર્તા પરમાત્મા નું આલિંગન કરે છે-ભેટે છે. પુનઃ*

*અધ્યાત્મતેજથી અમૃતધામ મોક્ષમાં પ્રાપ્તવ્ય પદ પર અધિષ્ઠિત થાય છે. (૨)*

८७७. अरूरुचदुषसः पृश्निरग्रियः उक्षा मिमेति भुवनेषु वाजयुः ।
मायाविनो ममिरे अस्य मायया नृचक्षसः पितरो गर्भमा दधुः ॥ ३ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૯૬

## ખંડ-૬

### સૂક્ત-૧

८७८. प्र मंहिष्ठाय गायत ऋताव्ने बृहते शुक्रशोचिषे । उपस्तुतासो अग्नये ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૦૭

८७९. आ वंसते मघवा वीरवद्यशः समिद्धो द्युम्न्याहुतः ।
कुविन्नो अस्य सुमतिर्भवीयस्यच्छा वाजेभिरागमत् ॥ २ ॥

પદાર્થ : मघवा द्युम्नी-आहुतः समिद्धः-વિવિધ ધનવાન યશસ્વી-યશ આપનાર સ્વાત્મામાં ઉપાસના દ્વારા સમગ્ર રૂપથી ગૃહિત તથા પ્રકાશિત થયેલ પરમાત્મા वीरवत्-यशः-आवंसते-આત્મબળ રૂપ યશ સમગ્ર રૂપથી આપે છે अस्य सुमतिः-એની કલ્યાણકારી મતિ-માન્યતા नः-અમારે માટે कुवित्-બહુ-જ भवीयसी-વધેલી છે अस्य वाजेभिः-अच्छा-आगमत्-એનો જે અમૃત અન્નભોગ છે તેના દ્વારા તે સારી રીતે આવે-પ્રાપ્ત થાય. (૨)

*ભાવાર્થ : વિવિધ ધનવાળા, પોતાની અંદર ધારણ કરેલાં, યશસ્વી પરમાત્મા આત્મબળયુક્ત યશને સમગ્ર રૂપથી પ્રદાન કરે છે. તેની કલ્યાણકારી મતિ-માન્યતા પણ અમારે માટે ખૂબજ વધેલી પ્રાપ્ત થાય છે. એ પોતાના અમૃતભોગોની સાથે પ્રાપ્ત થાય. (૨)*

### સૂક્ત-૨

८८०. तं ते मदं गृणीमसि वृषणं पृक्षु सासहिम् ।
उ लोककृत्नुमद्रिवो हरिश्रियम् ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૩૮૭

८८१. येन ज्योतींष्यायवे मनवे च विवेदिथ ।
मन्दानो अस्य बर्हिषो वि राजसि ॥ २ ॥

પદાર્થ : येन च-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! અને તું જે હર્ષપ્રદ સ્વરૂપથી मनवे-आयवे-મનનશીલ મનુષ્યને માટે ज्योतींषि विवेदिथ-જ્ઞાન જ્યોતિઓને જણાવે છે मन्दानः-સ્તુત કરવામાં આવતાં अस्य बर्हिषः-विराजसि-એ ઉપાસકનાં હૃદયાકાશમાં વિરાજમાન થાય છે. (૨)

*ભાવાર્થ : પરમાત્મા તું જે તારા હર્ષપ્રદ સ્વરૂપથી મનનશીલ મનુષ્યને જ્ઞાન જ્યોતિઓ જણાવે છે, જે હર્ષપ્રદ સ્વરૂપનાં કારણે સ્તુતિપાત્ર બનેલ એ મનનશીલ ઉપાસકનાં હૃદયાવકાશમાં સ્થાન પામે છે, તે હર્ષપ્રદ સ્વરૂપ પ્રશંસનીય છે. (૨)*

८८२. तदद्या चित्त उक्थिनोऽनु ष्टुवन्ति पूर्वथा ।
वृषपत्नीरपो जया दिवेदिवे ॥ ३ ॥

પદાર્થ : अद्य चित्-આજે પણ पूर्वथा-પૂર્વની માફક પૂર્વ-સનાતનકાળથી પરંપરાગત ते-उक्थिनः-अनुष्टुवन्ति-તારા સ્તોતા નિરંતર સ્તુતિ કરે છે, તેથી તું હે ઐશ્વર્યવાન્ પરમાત્મન્ ! दिवे दिवे-પ્રતિદિન वृषपत्नीः-મન છે પતિ-પાલક જેનું अपः-કામનાઓને-પર जय-વિજય પ્રાપ્ત કરાવ. (૩)

*ભાવાર્થ : હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! પૂર્વકાળની સમાન પરંપરાગત આજે પણ તારા સ્તુતિકર્તા ઉપાસકો તારી નિરંતર પ્રતિદિન સ્તુતિ કરતાં આવ્યા છે, તું ઉપાસકોનાં મનમાં રહેનારી કામનાઓને જીત-તેને અસત્ થી સત્ તરફ લઈ જા. (૩)*

## સૂક્ત-3

८८३. श्रुधी हवं तिरश्च्या इन्द्र यस्त्वा सपर्यति ।
सुवीर्यस्य गोमतो रायस्पूर्धि महाँ असि ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૩૪૬

८८४. यस्त इन्द्र नवीयसीं गिरं मन्द्रामजीजनत् ।
चिकित्विन्मनसं धियं प्रत्नामृतस्य पिप्युषीम् ॥ २ ॥

પદાર્થ : इन्द्र-ઐશ્વર્યવાન પરમાત્મન્ ! ते-તારા માટે यः-જે ઉપાસક नवीयसीं मन्द्रां गिरम्-अजीजनत्-અપૂર્વ પવિત્ર નમ્ર આનંદદાયક સ્તુતિ વાણીને પ્રસ્તુત કરે છે चिकित्विन्मनसम्-જ્ઞાન પ્રેરક મનથી યુક્ત प्रत्नाम्-શાશ્વત-નિર્મળ ऋतस्य पिप्युषीम्-સત્યથી પૂર્ણ-સત્ય પ્રસારિકા धियम्-બુદ્ધિને એના

માટે તું अजीजनः-ઉત્પન્ન કરે છે. (૨)

*ભાવાર્થ : પરમાત્માને માટે જે ઉપાસક અપૂર્વ, પવિત્ર, હર્ષકારી-આનંદદાયક સ્તુતિ રજુ કરે છે, તે ઉપાસકને માટે પરમાત્મા જ્ઞાનપ્રેરક મનથી યુક્ત શાશ્વત, સત્યપૂર્ણ બુદ્ધિ પ્રદાન કરે છે. (૨)*

**૮૮૫. तमु ष्टवाम यं गिर इन्द्रमुक्थ्यानि वावृधुः ।**
**पुरूण्यस्य पौंस्या सिषासन्तो वनामहे ॥ ३ ॥**

પદાર્થ : तम्-उ स्तवाम्-અમે ઉપાસકો એ ઇષ્ટદેવની સ્તુતિ કરીએ છીએ यम्-इन्द्रं गिरः-उक्थ्यानि वावृधुः-જે ઐશ્વર્યવાન પરમાત્માને સ્તુતિ પરક વાણીઓ વક્તવ્ય પ્રશસ્ત મંત્રવચન વધી-વધીને કથન કરે છે. अस्य-એના पुरूणि पौंस्या-અનેક પૌરુષકર્મો-સૃષ્ટિ રચના, ધારણ, જીવોનાં કર્મફળ પ્રદાન, મુમુક્ષુઓને મોક્ષપ્રદાન ઉપકાર કાર્યોને सिषासन्तः-ધારણ પાલન કરતાં ભજન बनामहे-કરીએ. (૩)

*ભાવાર્થ : અમે ઉપાસકો તે ઈષ્ટદેવ ઐશ્વર્યવાન્ પરમાત્માની સ્તુતિ કરીએ છીએ જેને સ્તુતિવાણીઓ અને પ્રશસ્ત વેદ વચન વધી-વધીને કથન કરે છે. એના અનેક પૌરુષકર્મો-સૃષ્ટિ રચના, ધારણ જીવોના કર્મફળ પ્રદાન, મુમુક્ષુઓને મોક્ષ પ્રદાન ઉપકાર કાર્યોને ધારણ પાલન કરતાં ભજન કરીએ. (૩)*

॥ इति चतुर्थोऽध्यायः, द्वितीयप्रपाठकश्च समाप्तः ॥

વિજ્ઞપ્તિ : પાંચમા અધ્યાયથી પ્રમાણભાગ ભાષ્યકારે ટિપ્પણીમાં આપેલ છે. આ અનુવાદમાં તે સંસ્કૃત પ્રમાણભાગ પ્રથમથી લીધેલા નથી જેથી તે ટિપ્પણીનો સમાવેશ કરેલ નથી.

બીજું પાંચમા અધ્યાયથી ભાવાર્થનો સમાવેશ ભાષ્યકાર દ્વારા પદાર્થમાં જ કરવામાં આવેલ હોવાથી ફરી પુનરુક્ત ન કરતાં ભાવાર્થ જુદો આપેલ નથી.

★ ★ ★

# अथ पञ्चमोऽध्यायः

## तृतीय प्रपाठकस्य प्रथमोऽर्धः

### ખંડ-૧

### સૂક્ત-૧

**८८६. प्र त आश्विनीः पवमान धेनवो दिव्या असृग्रन् पयसा धरीमणि।**
**प्रान्तरिक्षात् स्थाविरीस्ते असृक्षत ये त्वा मृजन्त्यृषिषाण वेधसः॥ १॥**

પદાર્થ : ऋषिषाण पवमान-હે ઋષિઓનાં સમ્યક્ ભજનયોગ્ય આનંદધારામાં પ્રાપ્ત થનાર પરમાત્મન્ ! ते-તારી आश्विनीः-શ્રોત્રો-કાનોથી સંબંધિત અને વ્યાપન ધર્મવાળી दिव्याः-અમાનુષી-દિવ્ય વિષયક धेनवः-સ્તુતિવાણીઓ धरीमणि-ધરા-ધરતી પર पयसा प्रासृग्रन्-પોતાના આનંદરસની પ્રાપ્તિને માટે તે છોડી-રચી-પ્રચારિત કરી છે. अन्तरिक्षात्-હૃદયાવકાશમાં स्थाविरीः-સ્થિર થનારી ते-તારી તે વાણીઓને प्रासृक्षत-પ્રકૃષ્ટરૂપમાં બેસાડી લઈએ છીએ ये वेधसः-त्वा मृजन्ति-જે આદિ સૃષ્ટિના મેધાવી વિધાતા ઋષિઓ તને પ્રાપ્ત થાય છે-સાક્ષાત્ કરે છે. (૧)

**८८७. उभयतः पवमानस्य रश्मयो ध्रुवस्य सतः परि यन्ति केतवः।**
**यदी पवित्रे अधि मृज्यते हरिः सत्ता नि योनौ कलशेषु सीदति॥ २॥**

પદાર્થ : ध्रुवस्य सतः पवमानस्य-એકરસ રહેલ આનંદધારામાં પ્રાપ્ત થનાર પરમાત્માના रश्मयः केतवः-વ્યાપનશીલ પ્રજ્ઞાન-ગુણ उभयन्तः-परियन्ति-સ્થાવર અને જંગમ સંસાર પરિપ્રાપ્ત થઈ રહ્યા છે यदि 'यत्-इ'-જ્યારે પણ हरिः पवित्रे-अधि मृज्यते-દુઃખાપહરણકર્તા સુખાહરણકર્તા પરમાત્મા પ્રાપ્તિસ્થાન પવિત્ર ઉપાસકની અંદર પ્રાપ્ત કરી શકાય છે-સાક્ષાત્ કરી શકાય છે. सत्ता योनौ कलशेषु नि-सीदति-બેસવાનું તે મિલન સ્થાન હૃદયમાં અને તેના સમસ્ત કલાસ્થાનો મન ઇન્દ્રિયોમાં વસી જાય છે-તેના હૃદયમાં ધ્યાન, મનમાં મનન, કાનોમાં શ્રવણ અને વાણીમાં સ્તવન વગેરે થતાં રહે છે. (૨)

**८८८. विश्वा धामानि विश्वचक्ष ऋभ्वसः प्रभोष्टे सतः परि यन्ति केतवः।**
**व्यानशी पवसे सोम धर्मणा पतिर्विश्वस्य भुवनस्य राजसि॥ ३॥**

પદાર્થ : सोम-શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું विश्वचक्षः-સર્વદ્રષ્ટા છે. ते प्रभोः सतः-તું પ્રભુ સત્ય સ્વરૂપના ऋभ्वसः केतवः-બહુજ-અસંખ્ય પ્રજ્ઞાપક ગુણ विश्वा धामानि परियन्ति-સમસ્ત લોક લોકાન્તરો પર પરિપ્રાપ્ત થઈ રહ્યો છે. व्यानशी पवसे-વિશેષ વ્યાપનાર સર્વત્ર પ્રાપ્ત છે. धर्मणा-સ્વરૂપથી विश्वस्य

भुवनस्य पतिः-राजसि-સમસ્ત સંસારના સ્વામી રૂપમાં રાજમાન-પ્રકાશમાન થઈ રહેલ છે. (૩)

## સૂક્ત-૨

१ २ ३ २ ३ १ २र ३ २ १ २ ३२ ३२
**૮૮૯. पवमानो अजीजनद्दिवश्चित्रं न तन्यतुम्। ज्योतिर्वैश्वानरं बृहत्॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૮૪

१ २ ३ २ ३ २ ३ १ २ ३ २ २उ ३ १ २
**૮૯૦. पवमान रसस्तव मदो राजन्नदुच्छुनः। वि वारमव्यमर्षति॥ २ ॥**

પદાર્થ : पवमान राजन-હે ધારારૂપમાં પ્રાપ્ત થનાર પ્રકાશમાન પરમાત્મન્ ! तव अदुच्छुनः-मदः-रसः-તારો વિઘ્નનાશક, પાપરહિત, હર્ષકરરસ અર્થાત્ રસવાન હર્ષ-આનંદ अव्यं वारं वि-अर्षति-પાર્થિવ શરીર આવરકને લાંધીને-ટપીને અન્તરાત્માને પ્રાપ્ત થાય છે, સાંસારિક રસ વિઘ્નથી, ક્ષયથી અને પાપથી રહિત હોતો નથી. પરમાત્મન્ તારો રસ વિઘ્ન-બાધાથી, ક્ષયથી, પ્રાપ્તથી રહિત અને આનંદપ્રદ છે, તેને તું ઉપાસકને પ્રદાન કર-કરે છે. (૨)

१ २ ३ २ ३ २ ३ १ २ ३ २ २ ३ २ ३क २र ३ २
**૮૯૧. पवमानस्य ते रसो दक्षो वि राजति द्युमान्। ज्योतिर्विश्वं स्वर्दृशे॥ ३ ॥**

પદાર્થ : पवमानस्य ते-તું ધારારૂપમાં પ્રાપ્ત થનાર પરમાત્માનો रसः-दक्षः-द्युमान्-રસ પ્રબળ-મહાન અને દીપ્તિમાન-જ્યોતિવાળો विराजति-ઉપાસકની અંદર વિશેષ પ્રકાશિત થઈ રહ્યો છે. ज्योतिः-विश्वं स्वः-दृशे-જે જ્યોતિ સમસ્ત સુખોમાં સર્વોપરિ સુખની દર્શક છે.

## સૂક્ત-3

२उ ३ १ २र ३ २ ३ २ ३ १ २
**૮૯૨. प्र यद्गावो न भूर्णयस्त्वेषा अयासो अक्रमुः ।**
१ २ ३ २उ ३ १ २
**घ्नन्तः कृष्णामप त्वचम् ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૯૧

३ १ २ ३ २ ३ १ २ ३क २र ३ २ ३ १ २ ३ २
**૮૯૩. सुवितस्य वनामहेऽति सेतुं दुराय्यम्। साह्याम दस्युमव्रतम्॥ २ ॥**

પદાર્થ : सुवितस्य 'सु-इत'-સમ્યક્ સુલભ પ્રાપ્ત શાન્ત સ્વરૂપ પરમાત્માનાં दुराय्यम्-अतिसेतुं वनामहे-મુશ્કેલીથી પ્રાપ્ત થવા યોગ્ય, બંધન રહિત કરનાર આનંદરૂપનું સેવન કરીએ, તેથી अव्रतं दस्युं साह्याम-વ્રતહીન કરનારા-શિવ સંકલ્પ તોડનારા, આત્મબળને ક્ષીણ કરનારા અજ્ઞાન, વાસના, પાપનો તિરસ્કાર કરે-દૂર કરે. શિવ સંકલ્પને તોડનારા, આત્મબળને ક્ષીણ કરનારા અને અજ્ઞાન, વાસના તથા પાપને દૂર કરવાથી પરમાત્માનું આનંદમય સ્વરૂપ, બંધન રહિત કરનાર પ્રાપ્ત થાય છે. (૨)

**૮૯૪. शृण्वे वृष्टेरिव स्वनः पवमानस्य शुष्मिणः। चरन्ति विद्युतो दिवि॥ ३॥**

પદાર્થ : शुष्मिणः पवमानस्य-બળવાન, ધારારૂપમાં પ્રાપ્ત થનાર પરમાત્માના स्वनः-અમૃત વચનો वृष्टेः-इव श्रृण्वे-ધારારૂપમાં પ્રાપ્ત થઈ રહેલ વર્ષાની સમાન સાંભળું છું दिवि विद्युतः-चरन्ति-તથા જેમ આકાશમાં વીજળી થતી હોય છે-ચમકતી હોય છે, તેમ પરમાત્માની આનંદ ધારાઓ થતી હોય છે-ચમકતી હોય છે. [અર્થાત્ જેમ આકાશમાં વીજળીના ચમકારા તથા મેઘ ગર્જના થતી હોય તેમ બળવાન પરમાત્માનાં અમૃતવચનો ઉપાસકનાં હૃદયમાં સંભળાય છે-અનુવાદક.]

**૮૯૫. आ पवस्व महीमिषं गोमदिन्दो हिरण्यवत्। अश्ववत् सोम वीरवत्॥ ४॥**

પદાર્થ : इन्दो सोम-હે આનંદપૂર્ણ શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું महीम्-इषम्-મારી મહાન એષણા-ઈચ્છાને જે પુત્રૈષણા નહિ, લોકૈષણા નહિ અને વિત્તૈષણા પણ નહિ, પરંતુ તારા સ્વરૂપ પ્રાપ્તિની ઈચ્છા છે; તેને आपवस्व-સમગ્રરૂપથી પૂરી કર-સારી રીતે પૂરી કર. गोमत्-એ જ-પૂરી થતાં ઉપાસકની દ્રષ્ટિમાં ગાયોવાળી, अश्ववत्-ઘોડાઓ વાળી वीरवत्-પુત્રોવાળી हिरण्यवत्-સુવર્ણ-સંપત્તિવાળી જે સાંસારિક સમસ્ત એષણાઓ છે તે પૂરી થઈ જાય છે. (૪)

**૮૯૬. पवस्व विश्वचर्षण आ मही रोदसी पृण। उषाः सूर्यो न रश्मिभिः॥ ५॥**

પદાર્થ : विश्वचर्षणे-વિશ્વદ્રષ્ટા પરમાત્મન્ ! તું पवस्व-મારામાં-ઉપાસકમાં આવ-પ્રાપ્ત થા. मही रोदसी आपृण-મારા મહત્ત્વપૂર્ણ બન્ને કિનારાઓ-આલોક જીવન અને પરલોક જીવન અર્થાત્ ભોગ પાર્શ્વ અને અપવર્ગ પાર્શ્વને તારી આનંદરસ ધારાઓથી આપૃણ-ભરપૂર કરી દે-ભરી દે. उषाः सूर्यः-न रश्मिभिः-જેમ સૂર્ય પ્રકાશધારાઓથી ઉષાવેળાઓને ભરી દે છે, તેમ. (૫)

**૮૯૭. परि नः शर्मयन्त्या धारया सोम विश्वतः। सरा रसेव विष्टपम्॥ ६॥**

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું नः-અમારી તરફ शर्मयन्त्या धारया-સુખકારી ધારાઓ દ્વારા विश्वतः-સર્વ રીતે परि सर-પરિ પ્રાપ્ત થા-વહેણ રૂપમાં પ્રાપ્ત થા रसा इव विष्टपम्-જેમ નદી નીચાણવાળી જમીન પરથી વહેતી પોતાના પ્રવેશ સ્થાન સમુદ્રની તરફ ચાલી જાય છે, તેમ. (૬)

## ખંડ-૨

### સૂક્ત-૧

**૮૯૮. आशुरर्ष बृहन्मते परि प्रियेण धाम्ना। यत्रा देवा इति ब्रुवन्॥ १॥**

પદાર્થ : बृहन्मते-હે મહાન માન્યતાવાળા-સર્વાધિક માનવા યોગ્ય શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું

आशुः-વ્યાપનશીલ થઈને प्रियेण धाम्ना-તારું પ્રિય ધામ છે એ માટે परि-अर्ष-પરિ પ્રાપ્ત થા. यत्र देवाः-જ્યાં દેવ-દિવ્ય ધર્મવાળા છે, તે સ્થાન હૃદય છે, હૃદયમાં પાંચેય જ્ઞાનેન્દ્રિયોની વિષયગતિ મન, બુદ્ધિ, ચિત્ત, અહંકારની સ્થિતિ, સત્ત્વ, રજ, તમોગુણ અને આત્મા પણ રહેલ છે તથા તારી પ્રાપ્તિ પણ ત્યાં જ થયા કરે છે. इति ब्रुवन्-એમ બ્રહ્મવેત્તાઓ પરંપરાથી કહેતા આવ્યા છે-માને છે. (૧)

## ८९९. परिष्कृण्वन्ननिष्कृतं जनाय यातयन्निषः । वृष्टिं दिवः परि स्रव ॥ २ ॥

પદાર્થ : अनिष्कृतं परिष्कृण्वन्-સંસ્કૃત હૃદયને તારા આગમનથી સુશોભિત કરીને તું પરમાત્મન્ ! जनाय-इषः-यातयन्-ઉપાસક જનને માટે તારા દર્શન, જ્ઞાન, આનંદરૂપ ઈચ્છાઓને પ્રાપ્ત કરાવવા માટે दिवः-वर्ष्टि परिस्त्रव-તારા અમૃતધામથી રસ-અમૃતરસને સર્વત્રથી સ્રવિત કર-ધારારૂપમાં ટપકાવી દે. (૨)

## ९००. अयं स यो दिवस्परि रघुयामा पवित्र आ । सिन्धोरूर्मा व्यक्षरत् ॥ ३ ॥

પદાર્થ : अयं सः-यः-એ તે જે પરમાત્મા रघुयामा-મધુર ગતિવાળા दिवः परि-અમૃતધામ-મોક્ષધામનો અધ્યક્ષ છે. पवित्रे-आ-પવિત્ર આત્મા ઉપાસકની અંદર આરક્ષિત થાય છે-આવી જાય છે. सिन्धोः-ऊर्मा-સ્પંદમાન મહાન જળાશયના તરંગ જેમ વિવિધ રૂપથી ક્ષરિત થઈ જાય છે. (૩)

## ९०१. सुत एति पवित्र आ त्विषिं दधान ओजसा । विचक्षाणो विरोचयन् ॥ ४ ॥

પદાર્થ : सुतः-અભ્યાસ દ્વારા નિષ્પાદિત त्विषिं दधानः-જ્યોતિને પ્રાપ્ત કરાવવા માટે विचक्षाणः-વિશેષ જ્ઞાનદાતા विरोचयन्-ચમકતા-પ્રકાશમાન થઈને पवित्रे-હૃદયમાં ओजसा-आ-एति-શીઘ્રતાથી પ્રાપ્ત થાય છે-સાક્ષાત્ થાય છે. (૪)

## ९०२. आविवासन् परावतो अथो अर्वावतः सुतः । इन्द्राय सिच्यते मधु ॥ ५ ॥

પદાર્થ : सुतः-સાક્ષાત્ કરેલા શાન્ત સ્વરૂપ પરમાત્મા इन्द्राय-ઉપાસક આત્માને માટે परावतः-अथ-उ-अर्वावतः-સંપ્રજ્ઞાત સમાધિજન્ય દિવ્ય અતીન્દ્રિય વિષયોને તથા ઈન્દ્રિયજન્ય વિષયોને आविवासन्-સમગ્ર રૂપમાં સ્વરૂપ દ્વાર વિવાસિત કરતાં તેના मधु सिच्यते-સાર-શ્રેષ્ઠ આનંદનું સિંચન કરે છે વર્ષા કરે છે. તેના સાચા સુખનું કારણ પરમાત્મા જ છે. (૫)

## ९०३. समीचीना अनूषत हरिं हिन्वन्त्यद्रिभिः । इन्दुमिन्द्राय पीतये ॥ ६ ॥

પદાર્થ : समीचीनाः-हरिम्-इन्दुम्-अनुषत-હે સમ્યક્ ગુણ-આચાર સંપન્ન ઉપાસકજનો ! તમે દુઃખનાશક, સુખદાતા અને આનંદરસપૂર્ણ પરમાત્માની સ્તુતિ કરો. इन्द्राय पीतये-પોતાના અન્તરાત્માનાં પાન-આધાનને માટે अद्रिभिः-हिन्वन्ति-જેને શ્લોકકર્તા-સ્તુતિકર્તા, મંત્રપાઠક ઋષિઓ દ્વારા પ્રાપ્ત કરે છે-શ્રવણ કરે છે. (૬)

## સૂક્ત-૨

**૯૦૪. हिन्वन्ति सूरमुस्रयः स्वसारो जामयस्पतिम्। महामिन्दुं महीयुवः॥ १॥**

પદાર્થ : उस्रयः-પરમાત્મામાં વસવાવાળી-તેના સુધી પહોંચનારી, स्वसारः-સ્વસરણશીલ-સ્વાધારગતિ-શીલ, जामयः-પરસ્પર વધી-વધીને પ્રવૃત્ત થનારી, महीयुवः-વાણીની સાથે ગમન કરનારી સ્તુતિઓ महां सूरं पतिम्-इन्दुम्-મહાન, પ્રેરક, પાલક, આનંદપૂર્ણ પરમાત્માને हिन्वन्ति-પ્રસન્ન કરે છે. ઉપાસકની સ્તુતિઓ જ પરમાત્મા સુધી જઈને પ્રસન્ન કરે છે. (૧)

**૯૦૫. पवमान रुचारुचा देव देवेभ्यः सुतः। विश्वा वसून्या विश॥ २॥**

પદાર્થ : पवमान देव-હે ધારારૂપમાં પ્રાપ્ત થનાર પરમાત્મદેવ ! તું देवेभ्यः-દેવો-મુમુક્ષુજનોની અંદર सुतः-સાક્ષાત્ થઈને रुचा रुचा-પોતાની પ્રત્યેક દીપ્તધારા અથવા પ્રત્યેક રુચિર ધારાથી અથવા અમૃતધારાથી विश्वा वसूनि-आविश-મુક્ત ઉપાસકનાં સમસ્ત વાસસ્થાનોના હૃદય, મન, ઇન્દ્રિયોને આવિષ્ટ થઈ જા-એમાં તારું આધાન, ધ્યાન, ચર્ચા, ભાન થાય. (૨)

**૯૦૬. आ पवमान सुष्टुतिं वृष्टिं देवेभ्यो दुवः। इषे पवस्व संयतम्॥ ३॥**

પદાર્થ : पवामान-હે ધારારૂપમાં પ્રાપ્ત થનાર પરમાત્મન્ ! તું देवेभ्यः-મુમુક્ષુ ઉપાસકોને માટે सुष्टुतिं वृष्टिम्-आदुवः-ઉત્તમ સ્તુતિવાળી જેના માટે શ્રદ્ધા પવિત્રભાવથી સ્તુતિ કરી, તે સુખવૃષ્ટિને આરાધિત કર, સિદ્ધ કર. इषे संयतं पवस्व-તારા દર્શન સમાગમની ઇચ્છાને માટે સ્વયંને સમ્યક્ નિયત-સ્થિર કર. (૩)

## ખંડ-૩

## સૂક્ત-૧

**૯૦૭. जनस्य गोपा अजनिष्ट जागृविरग्निः सुदक्षः सुविताय नव्यसे ।**
**घृतप्रतीको बृहता दिविस्पृशा द्युमद्वि भाति भरतेभ्यः शुचिः ॥ १॥**

પદાર્થ : भरतेभ्यः-नव्यसे सुविताय-પરમાત્માને અન્તરાત્મામાં ધારણ કરનારાઓને માટે અત્યંત નવીન અપૂર્વ કલ્યાણ માટે जनस्य गोपाः-જાયમાન =ઉત્પન્ન સ્થાવર જંગમ સંસારના ગોપયિતા-રક્ષક ધારક जागृविः-જાગરુક સદા સાવધાન सुदक्षः-પ્રશંસનીય બળવાળા-યથાવત્ બળ પ્રયોક્તા સંસાર સંચાલન, દુષ્ટ તાડન કરવા યોગ્ય બળ રાખનાર घृत प्रतीकः-જેની તેજથી પ્રીતિ છે એવા તેજઃ સ્વરૂપ शुचिः-અત્યંત નિર્મળ अग्निः-ઉપાસકના અગ્રણી પરમાત્મા अजनिष्ट-પ્રકટ થાય છે, જે दिविस्पृशा महता द्युमत्-विभाति-મોક્ષ-અમૃતધામને સ્પર્શ કરનાર મહાન દીપ્તિમાન ધર્મથી વિશેષ પ્રકાશમાન થઈ રહેલ

છે. (૧)

९०८. त्वामग्ने अङ्गिरसो गुहा हितमन्वविन्दच्छिश्रियाणं वनेवने ।
स जायसे मथ्यमानः सहो महत्त्वामाहुः सहसस्पुत्रमङ्गिरः ॥ २ ॥

પદાર્થ : अग्ने-અગ્રણી પરમાત્મન્ ! त्वाम्-તને अङ्गिरसः-તારા સંબંધમાં ભણવા ભણાવવાવાળા તારો અધ્યાત્મયજ્ઞ કરાવનારા વિદ્વાન ઋષિજનો गुहाहितम्-अन्वविन्दन्-હૃદયમાં અનુભવ કરી લે છે. वने वने शिश्रियाणम्-સંભજન-સંભજન-સ્તુતિ, પ્રાર્થના, ઉપાસનામાં આશ્રયણીય દેવને सः-मथ्यमानः-जायसे-તે તું અભ્યાસ અને વૈરાગ્ય દ્વારા મન્થન વડે હૃદયમાં પ્રકાશિત થાય છે. सहः-महत्-अङ्गिरः-હે બળરૂપ મહત્ત્વરૂપ અગ્નિ પરમાત્મન્ ! त्वां सहसः पुत्रम्-आहुः-તને મહાન યોગબળનો પુત્ર-યોગબળથી પ્રાપ્ત થનાર કહેવામાં આવે છે. (૨)

९०९. यज्ञस्य केतुं प्रथमं पुरोहितमग्निं नरस्त्रिषधस्थे समिन्धते ।
इन्द्रेण देवैः सरथं स बर्हिषि सीदन् नि होता यजथाय सुक्रतुः ॥ ३ ॥

પદાર્થ : नरः-મુમુક્ષુ ઉપાસકજન ! यज्ञस्य-केतुम्-અધ્યાત્મયજ્ઞના પ્રજ્ઞાપક-સાધનાધાર प्रथमं पुरोहितम्-अग्निम्-પ્રથમ પુરોહિત રૂપ-પ્રથમથી ધારણ કરનાર જ્ઞાન પ્રકાશ સ્વરૂપ પરમાત્માને त्रिषधस्थे समिन्धते-ત્રણ સહયોગ-સમાગમ-સ્થાન-વિષય પ્રસંગ સ્તુતિ, પ્રાર્થના, ઉપાસનામાં સમ્યક્ પ્રદીપ્ત કરે છે. इन्द्रेण देवैः-આત્મા અને ઈન્દ્રિયોની સાથે આત્મા દ્વારા સમર્પણ, મનથી મનન, ઈન્દ્રિયોથી શ્રવણ, સ્તવન આદિ કરીને यजथाय-અધ્યાત્મયજ્ઞ કરવાને માટે सुक्रतुः-होता सः-યથાર્થ યજન ક્રિયા કરનાર ઋત્વિક બનેલ તે પરમાત્મા सरथं बर्हिषि निषीदत्-સમાન રમણસ્થાન હૃદયાવકાશમાં બેસી જાય છે. (૨)

## સૂક્ત-૨

९१०. अयं वां मित्रावरुणा सुतः सोम ऋतावृधा। ममेदिह श्रुतं हवम्॥ १ ॥

પદાર્થ : ऋतावृधा मित्रावरुणा-હે મારી અંદર સાચું સુખ અને અમૃતના વર્ધક, સંસારમાં પ્રેરક અને મોક્ષમાં વરણકર્તા બન્ને ધર્મયુક્ત પરમાત્મન્ ! वाम्-તમારા-તારા માટે अयं सोमः सुतः-એ ઉપાસનારસ તૈયાર છે इह-એ અધ્યાત્મયજ્ઞમાં मम हवम्-મારી ભેટ-ઉપાસનારસને इत्-श्रुतम्-અવશ્ય સાંભળો-સ્વીકાર કરો-કરો છો. (૧)

९११. राजानावनभिद्रुहा ध्रुवे सदस्युत्तमे। सहस्रस्थूण आशाते॥ २ ॥

પદાર્થ : अनभिद्रुहा राजानौ-હે અભિદ્રોહ ન કરનાર પરંતુ સ્નેહ કરનાર સર્વત્ર રાજમાન પરમાત્મન્ ! उत्तमे सहस्रस्थूणे ध्रुवे सदसि-સર્વોત્તમ અવિનાશી હજારો થાંભલા-ખુલ્લા વિચરણ ગૃહ મોક્ષધામમાં आशाते-બિરાજો છો, ત્યાં અમને પણ લઈ જાઓ. (૨)

२ ३ १ २ ३ १ २ ३ १ २र ३ १ २ १ २ ३ १ २
**११२. ता सम्राजा घृतासुती आदित्या दानुनस्पती। सचेते अनवह्वरम्॥ ३॥**

પદાર્થ : ता-તેઓ सम्राजा-સમ્રાટ-વિશ્વ સમ્રાટ घृतासुती-તેજને ફેલાવનાર અદિતિ-અખંડ સુખસંપત્તિ મુક્તિના સ્વામી दानुनः-पती-દાનપતિ-ભોગ પ્રદાન અને અપવર્ગ-મોક્ષપ્રદાનના પતિ સદા ભોગ અને અપવર્ગ પ્રદાન કરનાર अनवह्वरं सचेते-અકુટિલ-પવિત્ર અન્તઃસ્થળવાળાને અપનાવે છે. (૩)

## સૂક્ત-3

१ २ ३ २ ३ १ २ ३ १ २र
**११३. इन्द्रो दधीचो अस्थभिर्वृत्राण्यप्रतिष्कुतः।**
३ १ २ ३ १ २र
**जघान नवतीर्नव ॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૭૯

३ १ २र ३ २उ ३ १ २ ३ १ २ १ २ ३ १ २
**११४. इच्छन्नश्वस्य यच्छिरः पर्वतेष्वपश्रितम्। तद्विदच्छर्यणावति ॥ २॥**

પદાર્થ : अश्वस्य-ગતિશીલ સંસાર અથવા જગતના यत्-शिरः-જે શિર-ઊર્ધ્વસ્થાન-આધાર-ઈન્દ્ર ઐશ્વર્યવાન પરમાત્માને इच्छन्-ઉપાસક ઈચ્છા કરીને पर्वतेषु अपश्रितम्-પર્વવાળા યોગના અંગોમાં યોગ-ભૂમિઓમાં પહોંચીને तत्-તેને शर्यणावति-विदित्-ઉપાસકે શર્યણાવત્ =ધનુષ્ય પર પ્રાપ્ત કરેલ છે-કરે છે. તે ધનુષ્ય પ્રણવ-ओ३म् છે. ओ३म्-ધનુષ્ય પર પોતાનો આત્મા શર = બાણને ચડાવી દે છે. બ્રહ્મને પ્રણવ-ઓમ્ નો વાચ્ય છે, તેને પ્રાપ્ત કરે છે. (૨)

२उ ३ १२ ३ २ ३ १ २ ३क २र ३ २ ३ १ २ ३ २
**११५. अत्राह गोरमन्वत नाम त्वष्टुरपीच्यम्। इत्था चन्द्रमसो गृहे ॥ ३॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૪૭

## સૂક્ત-૪

३ १ २ ३ १ २र ३ १ २ ३ १ २ ३ २ ३ १ २
**११६. इयं वामस्य मन्मन इन्द्राग्नी पूर्व्यस्तुतिः। अभ्राद् वृष्टिरिवाजनि॥ १॥**

પદાર્થ : इन्द्राग्नी-હે ઐશ્વર્યવાન તથા જ્ઞાન-પ્રકાશવાન પરમાત્મન્ ! त्वाम्-તમે બન્ને ધર્મવાળા પરમાત્માને માટે अस्य मन्मनः-એ મનનશીલ ઉપાસકની इयं पूर्व्य स्तुतिः-એ શ્રેષ્ઠ સ્તુતિ अभ्रात्-वृष्टिः-इव-अजनि-મેઘ-વાદળાંઓથી વર્ષાની સમાન નિરંતર વરસી રહી છે, તેનો સ્વીકાર કર. (૧)

३ १ २ ३ २उ ३ १ २ ३ १ २ ३ १२ ३ १ २ ३ १ २
**११७. शृणुतं जरितुर्हवमिन्द्राग्नी वनतं गिरः। ईशाना पिप्यतं धियः॥ २॥**

પદાર્થ : इन्द्राग्नी-હે ઐશ્વર્યવાન તથા જ્ઞાન-પ્રકાશવાન પરમાત્મન્ ! जरितुः-हवं श्रृणुतम्-સ્તુતિકર્તાને, આમંત્રણને, અભિપ્રાયને સાંભળો. गिरः-वनतम्-સ્તુતિ વાણીઓનો સ્વીકાર કરો. ईशान-હે જગતના સ્વામી ! धियः पिप्यतम्-કર્મોની-અધ્યાત્મ કર્મોની વૃદ્ધિ કરો. (૨)

**૯૧૮. मा पापत्वाय नो नरेन्द्राग्नी माभिशस्तये। मा नो रीरधतं निदे॥ ३॥**

પદાર્થ : इन्द्राग्नी नरा-હે ઐશ્વર્યવાન જ્ઞાનપ્રકાશવાન પરમાત્મન્ ! મારા જીવનનેતા ! नः-અમને पापत्वाय मा रीरधतम्-માનસ પાપને માટે પાપવશ ન કર, आभिशस्तये मा-હિંસા કરવાને માટે શારીરિક પાપને વશ ન કર, नः-मा निदे-અમને નિંદાને માટે વાણી વિષયક પાપ વશ ન થવા દે-ન કર. (૩)

## ખંડ-૪

### સૂક્ત-૧

**૯૧૯. पवस्व दक्षसाधनो देवेभ्यः पीतये हरे। मरुद्‌भ्यो वायवे मदः॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૭૪

**૯૨૦. सं देवैः शोभते वृषा कविर्योनावधि प्रियः। पवमानो अदाभ्यः॥ २॥**

પદાર્થ : वृषा-સુખવર્ષક, कविः-ક્રાન્તદર્શી, प्रियः-સ્નેહી, पवमानः-ધારારૂપમાં પ્રાપ્ત થનાર તથા अदाभ्यः-ન દબાનાર, ન હિંસિત થનાર-નિત્ય પરમાત્મા देवैः-योनौ अधि संशोभते-મુમુક્ષુ ઉપાસકો દ્વારા સ્તુતિથી તેઓના योनौ अधि-હૃદયમાં પ્રકાશિત થાય છે-દીપ્ત થાય છે. (૨)

**૯૨૧. पवमान धिया हितो३ऽभि योनिं कनिक्रदत्। धर्मणा वायुमारुहः॥ ३॥**

પદાર્થ : पवमान-હે આનંદધારામાં પ્રાપ્ત થનાર પરમાત્મન્ ! धिया हितः-ધારણા, ધ્યાન દ્વારા ધારેલ, ધ્યાન કરેલ योनिं कनिक्रदत्-મળનાર-મળવા-સમાગમને પાત્ર ઉપાસકને કલ્યાણ પ્રવચન કરતાં धर्मणा वायुम्-आरुहः-મોક્ષધર્મને માટે આયુને ઉપર આરોપિત કર. (૩)

### સૂક્ત-૨

**૯૨૨. तवाहं सोम रारण सख्य इन्दो दिवेदिवे।**
**पुरूणि बभ्रो नि चरन्ति मामव परिधीँरति ताँ इहि॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૧૬

**૯૨૩. तवाहं नक्तमुत सोम ते दिवा दुहानो बभ्र ऊधनि।**
**घृणा तपन्तमति सूर्यं परः शकुनाइव पप्तिम॥ २॥**

પદાર્થ : बभ्रो सोम-હે ભરણ-પોષણ કરનાર શાન્ત પરમાત્મન્ ! तव-ऊधनि-તારા ઊધસ =આનંદ રસાધાન સ્વરૂપને नक्तम्-उत दिवा-अहं दुहानः-રાતે, સાંજે અને દિવસે-પ્રાતઃ હું દોહન કરીને घृणा तपन्तं सूर्यम्-अति-દીપ્તિ-પ્રકાશથી તપતા ચમકતા સૂર્યનો અતિક્રમ કરીને-જ્યારે તપીને સૂર્ય આથમવાને નજીક આવે, ત્યારે परः शकुनाः-इव पप्तिम-દૂર સ્થાનથી પક્ષી જેમ માળાની તરફ ગમન કરે છે, એમ અમે ઉપાસકો તારા આશ્રયને પ્રાપ્ત કરીએ છીએ. (૨)

## સૂક્ત-3

९२४. पुनानो अक्रमीदभि विश्वा मृधो विचर्षणिः।
शुम्भन्ति विप्रं धीतिभिः॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૮૮

९२५. आ योनिमरुणो रुहद्गमदिन्द्रो वृषा सुतम्। ध्रुवे सदसि सीदतु॥ २ ॥

પદાર્થ : अस्रगः-આરોચન =સમગ્ર પ્રકાશમાન સોમ =શાન્ત સ્વરૂપ પરમાત્મા योनिम्-आरुहत्-મળવાવાળા-મળવાને ઇચ્છુક ઉપાસકમાં આવીને બેઠો-આવીને બેસે છે, ત્યારે वृषा-इन्द्रः सुतम्-आगमत्-ઇન્દ્રિયોનો પ્રેરક આત્મા સ્વયં સોમની તરફ તેની સાક્ષાત્ થયેલાની તરફ ઝૂકી-નમી જાય છે. પુનઃ ધ્રુવસ્થાન-મોક્ષધામમાં વિરાજમાન થાય છે. (૨)

९२६. नू नो रयिं महामिन्दोऽस्मभ्यं सोम विश्वतः। आ पवस्व सहस्त्रिणम्॥ ३ ॥

પદાર્થ : इन्दो सोम-હે આનંદરસ રસીલા શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! अस्मभ्यम्-અમારે માટે नु-નિશ્ચય नः-અમારા महाम्-મહાન सहस्त्रिणः-બહુમૂલ્ય रयिम्-ધનને आपवस्व-પ્રાપ્ત કરાવ. (૩)

## ખંડ-૫

## સૂક્ત-૧

९२७. पिबा सोममिन्द्र मन्दतु त्वा यं ते सुषाव हर्यश्वाद्रिः।
सोतुर्बाहुभ्यां सुयतो नार्वा ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૩૯૮

९२८. यस्ते मदो युज्यश्चारुरस्ति येन वृत्राणि हर्यश्व हंसि ।

स त्वामिन्द्र प्रभूवसो ममत्तु ॥ २ ॥

પદાર્થ : हर्यश्व प्रभूवसो-इन्द्र-ઋક્ સામ-સ્તુતિ ઉપાસના જેના ઘોડાઓ છે, જે અધ્યાત્મવાહનમાં જોડાનાર જેવા છે; તથા પ્રભૂત ધન-મહાન મોક્ષધનવાળા છે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! ते-તારા માટે यः-જે मदः-युज्यः-चारु-अस्ति-હર્ષકર સોમ ઉપાસનારસ છે, તારી સાથે યોગના સાધન સુંદર છે. येन वृत्राणि हंसि-જેના દ્વારા તું ઉપાસકના પાપ-અનુદાર ભાવને નષ્ટ કરે છે. सः-त्वाम्-તે તને ममत्तु-ઉપાસક પર પ્રસન્ન કરે. (૨)

९२९. बोधा सु मे मघवन् वाचमेमां यां ते वसिष्ठो अर्चति प्रशस्तिम्।
इमा ब्रह्म सधमादे जुषस्व ॥ ३ ॥

પદાર્થ : मघवन्-હે ધનવાન ઈન્દ્ર-ઐશ્વર્યવાન પરમાત્મન્ ! ये इमां वाचम्-आसुबोध-મારી એ વાણીને સમગ્રરૂપથી સારી રીતે સમજ-સમજે છે-જાણે છે. સર્વત્ર અન્તઃસાક્ષી હોવાથી. यां प्रशस्तिं वसिष्ठः-अर्चति-જે પ્રશંસારૂપ સ્તુતિવાણીને હું જે તારો ઉપાસક બોલું છું તથા इमा ब्रह्म सधमादे जुषस्व-એ પ્રવચનોને-ઓમ્ ના જપોને હર્ષપ્રદ સ્થાનમાં-મારા હૃદયમાં સેવન કર. (૩)

## સૂક્ત-૨

९३०. विश्वाः पृतना अभिभूतरं नरः सजूस्ततक्षुरिन्द्रं जजनुश्च राजसे।
क्रत्वे वरे स्थेमन्यामुरीमुतोग्रमोजिष्ठं तरसं तरस्विनम् ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૩૭૦

९३१. नेमिं नमन्ति चक्षसा मेषं विप्रा अभिस्वरे ।
सुदीतयो वो अद्रुहोऽपि कर्णे तरस्विनः समृक्वभिः ॥ २ ॥

પદાર્થ : विप्राः-ઋષિજનો चक्षसा-દર્શન માટે अभिस्वरे-ઊંચ સ્વર અને સ્નેહમય સ્વરને માટે नेमिं मेषं नमन्ति-સુખનું સિંચન કરનાર ઐશ્વર્યવાન પરમાત્માને નમસ્કાર કરે છે-સ્વ આત્મ સમર્પણ કરે છે. वः-તમે सुदीतयः-तरस्विनः-अद्रुहः-શોભન ગતિવાળા-સમ્યક્ જ્ઞાની તથા પ્રશસ્ત બળવાન કોઈથી વેર ન કરનારા ऋक्वभिः-સ્તુતિ મંત્રો દ્વારા अपि कर्णे सम्-ચાહે કોઈ કાનમાં પણ સાંભળવામાં આવે, એવી સમ્યક્ સ્તુતિ કરે છે. (૨)

९३२. समु रेभासो अस्वरन्निन्द्रं सोमस्य पीतये ।
स्वःपतिर्यदी वृधे धृतव्रतो ह्योजसा समूतिभिः ॥ ३ ॥

પદાર્થ : रेभासः-इन्द्रं समस्वरन्-उ-સ્તુતિ કરનારા ઉપાસકજનો ઐશ્વર્યવાન પરમાત્માની સમ્યક્ અર્ચના કરે છે. सोमस्य पीतये-તેના ઉપાસનારસનું પાન કરવા-સ્વીકાર કરવાને માટે यत्-ई-કે જેથી धृतव्रतः-स्वः-पतिः-સ્થિર કર્મોવાળા સુખોનો સ્વામી પરમાત્મા ओजसा-ऊतिभिः-हि संवृधे-ઓજથી અનેક રક્ષા ક્રિયાઓ દ્વારા સમ્યક્ વૃદ્ધિને માટે બને છે. (૩)

## સૂક્ત-3

९३३. यो राजा चर्षणीनां याता रथेभिरध्रिगुः ।
विश्वासां तरुता पृतनानां ज्येष्ठं यो वृत्रहा गृणे ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૭૩

९३४. इन्द्रं तं शुम्भ पुरुहन्मन्नवसे यस्य द्विता विधर्त्तरि ।
हस्तेन वज्रः प्रति धायि दर्शतो महान्देवो न सूर्यः ॥ २ ॥

પદાર્થ : पुरुहन्मन्-હે દોષોના અત્યંત નાશક ઉપાસક ! તું तम्-इन्द्रम्-अवसे शुम्भ-તે ઐશ્વર્યવાન પરમાત્માને પોતાનાં રક્ષણને માટે બોલ-પ્રાર્થિત કર. यस्य विधर्त्तरि द्विता-જે વિશેષધર્તા ઇન્દ્ર-ઐશ્વર્યવાન પરમાત્મામાં બે ધર્મ છે, ભોગ અને અપવર્ગ પ્રદાન કરવા અથવા દંડ અને પુરસ્કાર આપવા. हस्तेन वज्रः-प्रतिधायि-હસ્તથી વજ્ર પ્રતિધાન કરવું महान् दर्शतः ज्रः- देवः-न सूर्यः-દર્શનીય મહાન દેવ સૂર્યની સમાન છે. સૂર્ય અંધકારનો નાશ કરે છે અને પ્રકાશ ફેલાવે છે, એવો પરમાત્મા ઉપાસકની વાસનાને મટાડે છે અને શાન્તિની વૃદ્ધિ કરે છે. (૨)

## ખંડ-૬

## સૂક્ત-૧

९३५. परि प्रिया दिवः कविर्वयांसि नप्त्योर्हितः। स्वानैर्याति कविक्रतुः ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૭૬

९३६. स सूनुर्मातरा शुचिर्जातो जाते अरोचयत्। महान्मही ऋतावृधा॥ २ ॥

પદાર્થ : सः-महान् सूनुः-शुचिः-जातः-તે મહાન શાન્ત સ્વરૂપ પરમાત્મા ઉત્પત્તિકર્તા પ્રકાશમાન પ્રસિદ્ધ થઈને मही ऋतावृधा मातरा जाते-अरोचयत्-મહતી સત્ય નિયમના પ્રસારક જગતના માતાપિતાની સમાન ઉત્પન્ન કરીને દ્યુલોક અને પૃથિવીલોકને પ્રકાશમાન કરી રહેલ છે. (૨)

९३७. प्रप्र क्षयाय पन्यसे जनाय जुष्टो अद्रुहः। वीत्यर्ष पनिष्टये॥ ३॥

પદાર્થ : प्र प्र क्षयाय-ઉત્તરોત્તર પ્રકૃષ્ટ નિવાસ મોક્ષધામની પ્રાપ્તિને માટે अद्रुहः पन्यसे जनाय-દ્રોહ ન કરનાર પરંતુ સ્તુતિકર્તા જનને માટે पनिष्टये जुष्टः-સ્તુતિને માટે સેવિત થઈને-ઉપાસિત થઈને वीति-आर्ष-પ્રાપ્તિને માટે અર્થાત્ અભીષ્ટ પ્રાપ્તિને માટે પ્રાપ્ત થાય છે. (૩)

## સૂક્ત-૨

९३८. त्वं ह्या३ङ्ग दैव्य पवमान जनिमानि द्युमत्तमः। अमृतत्वाय घोषयन्॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૮૩

९३९. येना नवग्वा दध्यङ्ङपोर्णुते येन विप्रास आपिरे ।
देवानां सुम्ने अमृतस्य चारुणो येन श्रवांस्याशत ॥ २॥

પદાર્થ : येन-જે શાન્ત સ્વરૂપ પરમાત્મા દ્વારા नवग्वाः-दध्यङ्-अप-ऊर्णुते-નવગતિ અધ્યાત્મ પ્રવૃત્તિ જેની અથવા નવપ્રાપ્ત ગતિ અધ્યાત્મ પ્રવેશમાં જેની છે. એવા પૂર્ણ ખોજથી અધ્યાત્મ પ્રવેશવાળા તથા ધ્યાનને પ્રાપ્ત જનો અધ્યાત્મ આવરક પટને ખોલી નાખે છે. येन विप्रासः-आपिरे-જે પરમાત્માના આશ્રયથી ઉપાસકજનો અધ્યાત્મફળ મોક્ષને પ્રાપ્ત કરે છે. देवानां सुम्ने-જીવન મુક્તોનાં સુખમાં अमृतस्य च-મુક્તના સુખોમાં अस्पृगः-આરોચન-પ્રકાશમાન પરમાત્મા સાક્ષાત્ થાય છે. येन श्रवांसि-आशत-જે પરમાત્માના આશ્રયથી ઉપાસકજનો વિવિધ યશ પ્રાપ્ત કરે છે. (૨)

## સૂક્ત-3

९४०. सोमः पुनान ऊर्मिणाव्यं वारं वि धावति ।
अग्रे वाचः पवमानः कनिक्रदत् ॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૭૨

९४१. धीभिर्मृजन्ति वाजिनं वने क्रीडन्तमत्यविम् ।
अभि त्रिपृष्ठं मतयः समस्वरन् ॥ २॥

પદાર્થ : मतयः-અર્ચના-સ્તુતિ કરનારા મેધાવી ઉપાસકો अत्यविम्-અવિ =પૃથિવી પાર્થિવ શરીરને અતિક્રાન્ત કરીને-શરીર બંધનથી રહિત वने क्रीडन्तम्-સેવનીય સંસારમાં ક્રીડા કરતાં જેમ वाजिनम्-અમૃત અન્નભોગવાળા સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માને धीभिः-मृजन्ति-ધ્યાન ક્રિયાઓ દ્વારા પ્રાપ્ત કરે છે. त्रिपृष्ठम्-अभि समस्वरन्-ત્રણ દિશાઓ સ્તુતિ, પ્રાર્થના, ઉપાસનાને અથવા 'अ उ म्' ને સન્મુખ રાખીને સમ્યક્ અર્ચના કરે છે. (૨)

**९४२. असर्जि कलशाँ अभि मीढ्वान्त्सप्तिर्न वाजयुः।**
**पुनानो वाचं जनयन्नसिष्यदत् ॥ ३ ॥**

પદાર્થ : वाजयुः-ઉપાસકોને માટે અમૃત અન્નભોગને ચાહતાં मीढ्वान्-सप्तिः-न-વીર્ય સિંચનમાં સમર્થ ઘોડાની સમાન-ઉછળતાં સમાન कलशान्-अभि-असर्जि-ઉપાસકોનાં કલકલ શબ્દવાળા હૃદયના પ્રત્યે હૃદયમાં નિષ્પન્ન સાક્ષાત્ કરવામાં આવે છે. पुनानः-ઉપાસકોને પવિત્ર કરીને वाचं जनयन्-असिष्यदत्-આશીર્વચન બોલીને આનંદધારામાં વહન કરે છે. (૩)

## સૂક્ત-૪

**९४३. सोमः पवते जनिता मतीनां जनिता दिवो जनिता पृथिव्याः।**
**जनिताग्नेर्जनिता सूर्यस्य जनितेन्द्रस्य जनितोत विष्णोः॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૨૭

**९४४. ब्रह्मा देवानां पदवीः कवीनामृषिर्विप्राणां महिषो मृगाणाम्।**
**श्येनो गृध्राणां स्वधितिर्वनानां सोमः पवित्रमत्येति रेभन्॥ २ ॥**

પદાર્થ : देवानां ब्रह्मा-એ સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માનું અમારા ઉપાસકોમાં એવું માનસ્થાન છે, જેમ વિદ્વાનોમાં બ્રહ્મા જ્ઞાનવૃદ્ધ માન્ય હોય છે कवीनां पदवीः-ક્રાન્તદર્શીજનોમાં પદવેત્તા છે, विप्राणाम् ऋषिः-મેધાવી જનો શિક્ષકોમાં ઋષિ છે मृगाणां महिषः-જંગલી પશુઓમાં મહિષ-પાડો પશુ છે. गृध्राणां श्येनः-પક્ષીઓમાં બાજ પક્ષી છે. वनानां स्वधितिः-શબ્દ કરનારા પદાર્થોમાં વજ્ર-વીજળીનો નિર્ઘોષ છે सोमः-रेभन पवित्रम्-अत्येति-એ રીતે શાન્ત સ્વરૂપ પરમાત્મા ઉપાસકોને આર્શીવાદ આપીને હૃદયાવકાશમાં પ્રશસ્ત રૂપમાં પ્રાપ્ત થાય છે. (૨)

**९४५. प्रावीविपद्वाच ऊर्मिं न सिन्धुर्गिर स्तोमान् पवमानो मनीषाः।**
**अन्तः पश्यन् वृजनेमावराण्या तिष्ठति वृषभो गोषु जानन्॥ ३ ॥**

પદાર્થ : पवमानः-मनीषाः-वाचः प्रावीविपत्-ધારારૂપમાં પ્રાપ્ત થતાં અન્તર્યામી પરમાત્મા ઉપાસકોની

વાણીઓને પ્રેરિત કરે છે. सिन्धुः-ऊर्मि न-સમુદ્ર તરંગને પ્રેરિત કરે છે. गिरः स्तोमान्-સ્તુતિઓ સ્તોમોમાં-સ્તુતિ સમૂહોને પણ પોતાના દર્શનને અનુરૂપ કરે છે. इमा-अवराणि वृजना-अन्तः पश्यन्-ઉપાસકોના એ અલ્પબળોને અંદર જોઈને वृषभः-जानन् गोषु-आतिष्ठति-સુખની વર્ષા કરનાર ઈન્દ્રિયોમાં-ઈન્દ્રિયોને સમર્થ બનાવીને સાક્ષાત્ થાય છે. (૩)

## ખંડ-૭

### સૂક્ત-૧

**९४६. अग्निं वो वृधन्तमध्वराणां पुरूतमम्। अच्छा नप्त्रे सहस्वते॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૧

**९४७. अयं यथा न आभुवत् त्वष्टा रूपेव तक्ष्या। अस्य क्रत्वा यशस्वतः॥ २॥**

પદાર્થ : अयम्-એ અગ્રણી જ્ઞાનપ્રકાશ સ્વરૂપ પરમાત્મા नः-आभुवत्-અમારા પર અધિકાર રાખે છે. यथा त्वष्टा-જેમ સુથાર तक्ष्या रूपा-इव-લાકડાની ઘડવા યોગ્ય વસ્તુઓ પર અધિકાર રાખે છે. अस्य यशस्वतः-એ યશસ્વી પરમાત્માના क्रत्वा-પ્રજ્ઞાન-આદેશ અનુસાર અમે ચાલીએ. (૨)

**९४८. अयं विश्वा अभि श्रियोऽग्निर्देवेषु पत्यते। आ वाजैरुप नो गमत्॥ ३॥**

પદાર્થ : अयम्-अग्निः-એ અગ્રણી પરમાત્મા विश्वाः-श्रियः-સમસ્ત શ્રી-લક્ષ્મી-શોભાઓનું देवेषु-દેવો-મુમુક્ષુઓ ને માટે अभिपत्यते-સ્વામિત્વ કરે છે, તે પરમાત્મા नः-वाजैः-उपागमत्-અમને અમૃત અન્ન ભોગોની સાથે પાસે આવે-પ્રાપ્ત થાય. (૩)

### સૂક્ત-૨

**९४९. इममिन्द्र सुतं पिब ज्येष्ठममर्त्यं मदम् ।**
**शुक्रस्य त्वाभ्यक्षरन् धारा ऋतस्य सादने ॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૩૪૪

**९५०. न किष्ट्वद्रथीतरो हरी यदिन्द्र यच्छसे ।**
**न किष्ट्वानु मज्मना न किः स्वश्व आनशे ॥ २॥**

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! त्वत्-रथीतरः-न किः-તારાથી ભિન્ન બીજો કોઈ મોક્ષરથ-રમણસ્થાનનો સ્વામી નથી. हरी यत्-यच्छसे-ઋક્-સામ સ્તુતિ-ઉપાસનાને તું જ પોતાનામાં સ્થાન આપે

છે. मज्मना त्वा-अनु न किः-બળમાં પણ તારા સમાન બીજો કોઈ શક્તિમાન નથી. स्वश्वः-न किः-आनशे-શોભન વ્યાપક ધર્મવાળો પણ તારા જેવો આ સંસારમાં બીજો કોઈ નથી. (૨)

**૯૫૧. इन्द्राय नूनमर्चतोक्थानि च ब्रवीतन ।**
**सुता अमत्सुरिन्दवो ज्येष्ठं नमस्यता सहः ॥ ३ ॥**

પદાર્થ : इन्द्राय नूनम्-अर्चत-હે ઉપાસકો ! તમે ઐશ્વર્યવાન પરમાત્માને માટે નિશ્ચય અર્ચના કરો; च-અને उक्थानि ब्रवीतन-પ્રશંસા વચન બોલો. ज्येष्ठं सहः-नमस्यत-અતિ મહાન તથા બળવાનને નમસ્કાર કરો-નમ્ર ભાવથી આત્મામાં લાવો. सुताः-इन्दवः-अमत्सुः-આ રીતે તમારા દ્વારા નિષ્પાદિત અર્થાત્ સંપન્ન કરેલ ઉપાસનારસ તમને આનંદિત કરે.

## સૂક્ત-3

**૯૫૨. इन्द्र जुषस्व प्र वहा याहि शूर हरिह ।**
**पिबा सुतस्य मतिर्न मधोश्चकानश्चारुर्मदाय ॥ १ ॥**

પદાર્થ : शूर हरिह-इन्द्र-હે શક્તિમાન સ્તુતિ-ઉપાસના દ્વારા ઉપાસકને પ્રાપ્ત થનાર ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું जुषस्व-અમારાથી પ્રીતિ કર. प्रवह-અમને આગળ લઈ જા. आयाहि-અમારી પાસે આવ. मतिः-न सुतस्य पिब-માન કરનારાની સમાન નિષ્પન્ન ઉપાસનારસનું પાન કર-સ્વીકાર કર. मधोः-चकानः-અમારા માટે મધુની કામના કરતાં मदाय चारु-આનંદ પ્રાપ્તિને માટે સુંદર બન. (૧)

**૯૫૩. इन्द्र जठरं नव्यं न पृणस्व मधोर्दिवो न ।**
**अस्य सुतस्य स्वा३र्नोप त्वा मदाः सुवाचो अस्थुः ॥ २ ॥**

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું नव्यं जठरं न पृणस्व-સ્તુત્ય-સમર્થ જઠર-ઉદરની સમાન મને ઉપાસકને દર્શનામૃતથી તૃપ્ત કર, તથા दिवः-मधोः-न-જેમ આકાશમાં જળથી તું પ્રાણીઓને તૃપ્ત કરે છે. अस्य सूतस्य-એ અમારા દ્વારા નિષ્પન્ન ઉપાસનારસના मदाः स्वः-न-હર્ષ તરંગ તારા આપેલ સુખની સમાન सुवाचः-સુંદર વાણીઓ વાળા त्वा-उपस्थुः-તને-તારા માટે ઉપસ્થિત છે. (૨)

**૯૫૪. इन्द्रस्तुराषाण्मित्रो न जघान वृत्रं यतिर्न ।**
**बिभेद बलं भृगुर्न ससाहे शत्रून् मदे सोमस्य ॥ ३ ॥**

પદાર્થ : इन्द्रः-तृषाट्-मित्रः-न-જેમ સૂર્ય પ્રકાશિત થતાં અંધકારને દબાવી દે છે, તેમ પરમાત્મા

ઉપાસિત થયેલા ઉપાસકના કામ આદિને દબાવી દેનાર છે. वृत्रं जघान यतिः-न-જેમ યતિ = બ્રહ્મચારી પાપનો નાશ કરે છે, તેમ પરમાત્મા ઉપાસકના ભવિષ્યના થનારા પાપોનો નાશ કરી દે છે. (૩)

इति पञ्चमोऽध्यायः, तृतीय प्रपाठकस्य प्रथमोऽर्धः ॥

★ ★ ★

# अथ षष्ठोऽध्यायः

## तृतीय प्रपाठकस्य द्वितीयोऽर्धः

### ખંડ-૧

### સૂક્ત-૧

९५५. गोवित्पवस्व वसुविद्धिरण्यविद्रेतोधा इन्दो भुवनेष्वर्पितः ।
त्वं सुवीरो असि सोम विश्ववित्तं त्वा नर उप गिरेम आसते॥ १ ॥

પદાર્થ : इन्दो सोम-હે આનંદરસપૂર્ણ શાન્ત પરમાત્મન્ ! તું गोवित्-વાણી-વેદવાણીને પ્રાપ્ત કરાવનાર, वसुवित्-મોક્ષવાસ પ્રાપ્ત કરાવનાર, हिरण्यवित्-અમૃતને પ્રાપ્ત કરાવનાર, रेतोधा-પ્રાણોને ધારણ કરાવનાર, भुवनेषु-अर्पितः-સર્વ લોકો-પિંડોમાં પ્રાપ્ત છે. त्वम्-તું सुवीरः-असि-જેના આશ્રયથી ઉપાસકજન ઉત્તમ વીર બની જાય છે એવો છે. विश्ववित्-સર્વજ્ઞ છે. इमे नरः-तं त्वा गिरा-उपासते-એ મુમુક્ષુજન સ્તુતિ દ્વારા તે તને ઉપાસિત કરે છે, તારી ઉપાસના કરે છે. (૧)

९५६. त्वं नृचक्षा असि सोम विश्वतः पवमान वृषभ ता वि धावसि।
स नः पवस्व वसुमद्धिरण्यवद्वयं स्याम भुवनेषु जीवसे॥ २ ॥

પદાર્થ : पवमान सोम-ધારારૂપમાં પ્રાપ્ત થનાર શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું वृषभ-સુખવર્ષક नृचक्षाः असि-મુમુક્ષુજનોને દેખે છે-જાણે છે. કોણ છે એ ता त्वं विश्वतः-विधावसि-તું તે સુખોને પ્રાપ્ત કરાવવા સર્વત્ર વિવિધ ગુણોથી જાય છે-પ્રાપ્ત થાય છે. सः-તે તું वसुवित्-हिरण्यवित् पवस्व-મોક્ષવાસ પ્રાપ્ત કરાવનાર, અમૃત પ્રાપ્ત કરાવનાર અમને પ્રાપ્ત થા. वयं भुवनेषु जीवसे स्याम-અમે લોકોમાં જીવવા માટે સમર્થ બનીએ. (૨)

९५७. ईशान इमा भुवनानि ईयसे युजान इन्दो हरितः सुपर्ण्यः ।
तास्ते क्षरन्तु मधुमद् घृतं पयस्तव व्रते सोम तिष्ठन्तु कृष्टयः॥ ३ ॥

પદાર્થ : इन्दो सोम-હે આનંદરસ રસીલા શાન્ત પરમાત્મન્ ! તું इमा भुवनानि-ईशानः-ईयसे-એ લોકોનું સ્વામીત્વ કરવા માટે તેને પ્રાપ્ત છે-એમાં વ્યાપ્ત છે. हरितः सुपर्ण्यः-युजानः-આનંદની હરણશીલ સ્તુતિ વાણીઓથી યુક્ત થઈને રહે. ताः-તે मधुमत्-घृतं पयः क्षरन्तु-તે તારા મધુર તેજને અને રસને લઈ લે છે तव व्रते कृष्टयः-तिष्ठन्तु-તારા વ્રતમાં-વરણીય આદેશમાં ઉપાસકજનો રહે છે. (૩)

## સૂક્ત-૨

### ९५८. पवमानस्य विश्वविद् प्र ते सर्गा असृक्षत। सूर्यस्येव न रश्मयः॥ १॥

પદાર્થ : विश्ववित-હે વિશ્વવેત્તા સર્વજ્ઞ પરમાત્મન્ ! ते पवमानस्य सर्गाः-તારો ધારારૂપમાં પ્રાપ્ત થતો આનંદ પ્રવાહ प्रासृक्षत-પ્રવાહિત થઈ રહ્યો છે. सूर्यस्य-इव न रश्मयः-જેમ સૂર્યનાં કિરણો સૂર્યથી ચાલ્યા આવે છે, તેમ પ્રવાહિત થઈ રહ્યો છે.

### ९५९. केतुं कृण्वन्दिवस्परि विश्वा रूपाभ्यर्षसि। समुद्रः सोम पिन्वसे॥ २॥

પદાર્થ : सोम-શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું दिवः-परि-તારા પ્રકાશાત્મક સ્વરૂપમાં થઈને केतुं कृण्वन्-ઉપાસકોમાં નિજ પ્રજ્ઞાન-જ્ઞાનધારા-વહાવતાં विश्वा रूपा-अभ्यर्षसि-સમસ્ત નિરૂપણીય વસ્તુઓને પ્રકાશિત કરે છે. समुद्रः पिन्वसे-તું આનંદનો સાગર બનીને ઉપાસકોને તૃપ્ત કરે છે. (૨)

### ९६०. जज्ञानो वाचमिष्यसि पवमान विधर्मणि। क्रन्दन् देवो न सूर्यः॥ ३॥

પદાર્થ : पवमान-હે ધારારૂપમાં પ્રાપ્ત થનાર પરમાત્મન્ ! તું विधर्मणि जज्ञानः-વિશેષ ઉપાસનાધર્મી ઉપાસકનાં હૃદયમાં પ્રકટ થઈને वाचम्-इष्यसि-સ્તુતિ વાણીને પ્રાપ્ત થાય છે. क्रन्दन् देवः-न सूर्यः-જેમ સૂર્ય પોતાના પ્રકાશને ઘોષિત કરતો આવે છે, તેમ તું પણ આનંદધારા દ્વારા ઘોષિત કરતો આવે છે. (૩)

## સૂક્ત-૩

### ९६१. प्र सोमासो अधन्विषुः पवमानास इन्दवः। श्रीणाना अप्सु वृञ्जते॥ १॥

પદાર્થ : पवमानासः-इन्दवः सोमासः-ધારારૂપમાં પ્રાપ્ત થતાં આનંદરસપૂર્ણ પરમાત્મા प्राधन्विषुः-ઉપાસકનાં હૃદયમાં પ્રગતિ કરી રહ્યો છે-પ્રવાહિત થઈ રહ્યો છે. श्रीणानाः-આત્માથી મળી સંયુક્ત થા. अप्सु वृञ्जते-પ્રાણોની અંદર પોતાના આનંદરસને છોડે છે, તે ઉપાસકના આત્મા, હૃદય અને પ્રાણ પરમાત્માના આનંદરસથી પૂર્ણ બની જાય છે. (૧)

### ९६२. अभि गावो अधन्विषुरापो न प्रवता यतीः। पुनाना इन्द्रमाशत॥ २॥

પદાર્થ : गावः-अभि-अधन्विषुः-એ રીતે ગતિશીલ શાન્ત સ્વરૂપ પરમાત્મા સર્વત્ર ગતિ કરે છે. यतीः-आपः-न प्रवताः-જેમ ગતિ કરતું-વહેતું જલ નીચે-નીચે ચાલ્યું જાય છે. पुनानाः-इन्द्रम्-आशत-પવિત્રતા કરતાં-કામ આદિ મલોની શુદ્ધિ-પવિત્ર કરતાં આત્માને પ્રાપ્ત થાય છે. (૨)

### ९६३. प्र पवमान धन्वसि सोमेन्द्राय मादनः। नृभिर्यतो वि नीयते॥ ३॥

પદાર્થ : पवमान सोम-ધારારૂપમાં પ્રાપ્ત થનાર શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! मादनः-હર્ષિત-આનંદિત કરતાં इन्द्राय प्रधन्वसि-ઉપાસક આત્માને માટે પ્રકૃષ્ટ રૂપથી પ્રાપ્ત થાય છે. नृभिः-यतः-મુમુક્ષુજનોથી સંયત-યોગસાધનો દ્વારા અભ્યાસ પામેલ विनीयसे-પોતાની તરફ પ્રાપ્ત કરી શકાય છે-સાક્ષાત્ ધારણ કરી શકાય છે. (૩)

९६४. इन्दो यदद्रिभिः सुतः पवित्रं परिदीयसे। अरमिन्द्रस्य धाम्ने॥ ४॥

પદાર્થ : इन्दो-હે આનંદરસપૂર્ણ પરમાત્મન્ ! તું अद्रिभिः-सुतः-શ્લોકકર્તાઓ સ્તુતિકર્તા જનોથી ઉપાસિત કરેલ पवित्रं परिदीयसे-નિર્વાસન હૃદયોમાં પરિ પ્રાપ્ત થાય છે. इन्द्रस्य धाम्ने-अरम्-ઉપાસક આત્માને અભીષ્ટ ધામ-મોક્ષધામ પ્રાપ્તિને માટે સમર્થ છે. (૪)

९६५. त्वं सोम नृमादनः पवस्व चर्षणीधृतिः। सस्निर्यो अनुमाद्यः॥ ५॥

પદાર્થ : सोम-હે શાન્તસ્વરૂપ પરમાત્મન્ ! त्वम्-તું नृमादनः-મુમુક્ષુજનોનો હર્ષ-આનંદદાતા चर्षणीधृतः-સાક્ષાત્ કરનાર ઉપાસકો દ્વારા ધારણ કરવા યોગ્ય यः-सस्निः-अनुमाद्यः-જે પવિત્ર અથવા ઉપાસકોનો સ્નાનાધાર અર્ચનીય ઉપાસનીય છે. (૫)

९६६. पवस्व वृत्रहन्तम उक्थेभिरनुमाद्यः। शुचिः पावको अद्भुतः॥ ६॥

પદાર્થ : वृत्रहन्तमः-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું મારા અંદરનાં પાપોનો અત્યંત હનનકર્તા उक्थेभिः-अनुमाद्यः-પ્રશસ્ત વચનો દ્વારા નિરંતર સ્તુતિ યોગ शुचिः-સ્વયં પવિત્ર पावकः-ઉપાસકને પવિત્ર કરનાર अद्भुतः-વિરલ-અપૂર્વ છે. (૬)

९६७. शुचिः पावक उच्यते सोमः सुतः स मधुमान्। देवावीरघशंसहा॥ ७॥

પદાર્થ : सोमः सुतः-શાન્ત સ્વરૂપ પરમાત્મા ઉપાસના દ્વારા નિષ્પન્ન કરેલ-સાક્ષાત્ કરેલ शुचिः-पावकः-નિર્મળ, નિસંગ, કેવળ દોષશોધક, मधुमान्-મધુરરસવાળો उच्यते-કહેવામાં આવે છે. देवावीः-મુમુક્ષુઓનો રક્ષક अघशंसहा-પાપપ્રશંસક વિચારોનો નાશક છે. (૭)

## ખંડ-૨

### સૂક્ત-૧

९६८. प्र कविर्देववीतयेऽव्या वारेभिरव्यत। साह्वान्विश्वा अभि स्पृधः॥ १॥

પદાર્થ : कविः-કાન્તદર્શી-સર્વજ્ઞ સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા देव वीतये-દેવો-મુમુક્ષુજનોની ઇચ્છનીય મુક્તિને માટે अव्याः वारेभिः-अव्यत-દેવો-મુમુક્ષુ ઉપાસકોને અવિ =પૃથિવી-પાર્થિવ દેહનાં વરણીય મન, શ્રોત્ર, નેત્ર, વાણી આદિ સાધનો-અંગોના દ્વારા-મનન, શ્રવણ, દર્શન, સ્તવન કરાવીને પ્રેરિત કરે છે.

विश्वाः स्पृधः-अभि-ઉપાસકની સમસ્ત સ્પર્ધા-સંઘર્ષ કરનારી વાસનાઓને અભિભૂત કરીને-દબાવીને साह्वान्-સહન કરાવનાર-સહન કરવામાં પ્રતિરોધ કરાવવામાં સમર્થ બનાવનાર છે. (૧)

**९६९. स हि ष्मा जरितृभ्य आ वाजं गोमन्तमिन्वति।**
**पवमानः सहस्त्रिणम्॥ २॥**

પદાર્થ : सः-पवमानः-हि स्म-જે ધારારૂપમાં પ્રાપ્ત થનાર શાન્ત સ્વરૂપ પરમાત્મા જ जरितृभ्यः-સ્તુતિ કરનારા માટે सहस्त्रिणम्-હજારોમાં શ્રેષ્ઠ गोमन्तम्-સ્તુતિવાળો-સ્તુતિ પ્રતિફળ वाजम्-અમૃત અન્નભોગને आ-इन्वति-પ્રાપ્ત કરાવે છે. (૨)

**९७०. परि विश्वानि चेतसा मृज्यसे पवसे मती। स नः सोम श्रवो विदः॥ ३॥**

પદાર્થ : सोम-શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! चेतसा-ચિત્તને લક્ષ્ય કરીને-ચિત્તની પવિત્રતા તથા ચિંતનશીલતાને લક્ષ્ય કરીને અથવા ચિત્ત દ્વારા કરેલાં विश्वानि परिमृज्यसे-સમસ્ત ચિંતનોને પરિપ્રાપ્ત થાય છે; તથા मती पवसे-વાણીથી કરવામાં આવેલી સ્તુતિને લક્ષ્ય કરીને અથવા દ્વારા અમારા સુધી પહોંચાડે છે, ત્યારે તો सः-તે તું नः-श्रवः-विदः-અમારે માટે તારા યશોરૂપને પ્રાપ્ત કરાવે છે. (૩)

**९७१. अभ्यर्ष बृहद्यशो मघवद्भ्यो ध्रुवं रयिम्। इषं स्तोतृभ्य आ भर॥ ४॥**

પદાર્થ : मघवद्भ्यः-स्तोतृभ्यः-અધ્યાત્મયજ્ઞ અનુષ્ઠાની સ્તોતાઓને માટે बृहद् यशः-ध्रुवं रयिम्-તારા મહાન યશોરૂપને તથા મોક્ષૈશ્વર્યને अभ्यर्ष-પ્રાપ્ત કરાવ; અને इषम्-आभर-તેની અનુકૂળ કામનાઓને ભરી દે-પૂરી કર. (૪)

**९७२. त्वं राजेव सुव्रतो गिरः सोमा विवेशिथ। पुनानो वह्ने अद्भुत॥ ५॥**

પદાર્થ : अद्भुत वह्ने सोम-હે વિરલ અપૂર્વ ઉપાસકોના નિર્વાહક શાન્ત સ્વરૂપ પરમાત્મદેવ ! त्वम्-તું राजा-इव सुव्रतः-રાજાની સમાન શ્રેષ્ઠ સંકલ્પ તથા કર્મ કરનાર છે, જેમ રાજા પ્રજાનું હિતકર ચિંતન અને કર્મ કરે છે, તેમ તું पुनानः-गिरः-आयिवेशिथ-પવિત્ર કરતાં અમારામાં ઉપાસક પ્રજાઓમાં આવેશ કરે છે-પ્રાપ્ત થાય છે. (૫)

**९७३. स वह्निरप्सु दुष्टरो मृज्यमानो गभस्त्योः। सोमश्चमूषु सीदति॥ ६॥**

પદાર્થ : सः-वह्निः-सोमः-તે ઉપાસકોના નિર્વાહક સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા अप्सु दुष्टरः-કામનાઓમાં ફસાયેલા રહેનારને તો દુષ્પ્રાપ્ય છે-અપ્રાપ્ય છે. गभस्त्यो-मृज्यमानः-ગભ = પ્રજા-સંતતિ ભાવને ફેંકી દેનાર, હટાવનાર, મટાડનાર અભ્યાસ અને વૈરાગ્યમાં પ્રાપ્ત થઈને चमूषु सीदति-વિષય વાસનાઓનાં ચમનો-ભક્ષણો-મન, બુદ્ધિ, ચિત્ત, અહંકારરૂપ પાત્રોમાં બેસી જાય છે. એમાં જ પરમાત્માનાં

મનન, વિવેચન, સ્મરણ અને મમત્વ થતાં રહે છે. (૬)

९७४. क्रीडुर्मखो न मंहयुः पवित्रं सोम गच्छसि। दधत् स्तोत्रे सुवीर्यम्॥७॥

પદાર્થ : सोम क्रीडुः-मखः-न मंहयुः-શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! યજ્ઞની સમાન રમવા સમાન-જેવા-ચાલતાં મહત્ત્વને પ્રાપ્ત થનાર ઉપાસકની અંદર મહિમાને પ્રાપ્ત થઈને पवित्रं गच्छसि-હૃદયને પ્રાપ્ત થાય છે. स्तोत्रे सुवीर्यं दधत्-સ્તુતિકર્તાની અંદર શ્રેષ્ઠ જ્ઞાનબળને ધારણ કરે છે. (૭)

## સૂક્ત-૨

९७५. यवंयवं नो अन्धसा पुष्टंपुष्टं परि स्रव। विश्वा च सोम सौभगा॥१॥

પદાર્થ : सोम-શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું अन्धसा-તારા આધ્યાનીય સ્વરૂપથી नः-અમારા માટે यवं यवम्-પાપ અને દ્વેષને અમારાથી દૂર કરનારા તથા पुष्टं पुष्टम्-સદ્ગુણ પોષણ કરનારા આનંદ સ્વરૂપને નિત્ય परिस्रव-વહાવી દે च-અને विश्वा सौभगा-સમસ્ત સૌભાગ્યકારક ગુણોને પ્રાપ્ત કરાવ. (૧)

९७६. इन्दो यथा तव स्तवो यथा ते जातमन्धसः। नि बर्हिषि प्रिये सदः॥२॥

પદાર્થ : इन्दो-હે આનંદરસપૂર્ણ પરમાત્મન્ ! यथा तव स्तवः-જેમ તારું સ્તુતિ યોગ્ય સ્વરૂપ यथा ते-अन्धसः-जातम्-જેમ તું ધ્યાન કરનારનો પ્રત્યક્ષ આનંદરસ છે. प्रिये बर्हिषि नि-सदाः-તેમ તું હૃદયાવકાશમાં વિરાજમાન થા. (૨)

९७७. उत नो गोविदश्ववित् पवस्व सोमान्धसा। मक्षूतमेभिरहभिः॥३॥

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! नः-અમારે માટે उत-અવશ્ય अन्धसा-તારા ધ્યાનનાં સ્વરૂપથી गोवित्-અમારી સ્તુતિ વાણીને જાણનાર अश्ववित्-વ્યાપનશીલ મનન કરનાર મનને જાણનાર मक्षूतमेभिः-अहभिः-અત્યંત શીઘ્ર સાધક દિવસોના દ્વારા पवस्व-આનંદધારામાં પ્રવાહિત થા. (૩)

९७८. यो जिनाति न जीयते हन्ति शत्रुमभीत्य। स पवस्व सहस्रजित्॥४॥

પદાર્થ : यः-जनाति-જે સમસ્ત સંસારને અભિભૂત કરે છે-સ્વાયત્ત કરે છે. न जीयते-અન્ય કોઈથી પણ અભિભૂત થતો નથી-પરાજિત થતો નથી. शत्रुम्-अभीत्य-हन्ति-અન્ય શાતયિયા-તેના આદેશોનો ભંગ કરનારને સ્વાધીન કરીને નષ્ટ કરે છે. सः-सहस्रजित् पवस्व-તે સર્વજિત-સર્વને સ્વાધીન-પોતાને વશ કરનાર તું આનંદધારામાં પ્રાપ્ત થા. (૪)

## સૂક્ત-3

९७९. यास्ते धारा मधुश्चुतोऽसृग्रमिन्द ऊतये। ताभिः पवित्रमासदः॥ १॥

પદાર્થ : इन्दो-આનંદરસપૂર્ણ પરમાત્મન્! ते-તારી याः-मधुश्चुतः-धाराः-જે મધુર આનંદરસ વહાવનારી ધારાઓ ऊतये-असृगन्-રક્ષાને માટે-સ્વાત્મા રક્ષાને માટે છૂટી રહી છે-વહી રહી છે. ताभिः-पवित्रम्-आसदः-તેની સાથે પવિત્ર હૃદયને પ્રાપ્ત થા-હૃદયમાં બિરાજ. (૧)

९८०. सो अर्षेन्द्राय पीतये तिरो वाराण्यव्यया। सीदन्नृतस्य योनिमा॥ २॥

પદાર્થ : सः-તે તું હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! इन्द्राय-ઉપાસક આત્માને માટે पीतये-પાન કરવા માટે अव्यया वाराणि तिरः-પાર્થિવ દેહનાં આવરક સ્થાનો-અંગોને પાર કરીને अर्ष-પ્રાપ્ત થા. ऋतस्य योनिम्-आसीदन्-અધ્યાત્મયજ્ઞમાં વિરાજમાન થવા માટે-પ્રાપ્ત થા. (૨)

९८१. त्वं सोम परि स्रव स्वादिष्ठो अङ्गिरोभ्यः। वरिवोविद् घृतं पयः॥ ३॥

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! त्वम्-તું स्वादिष्ठः-અત્યંત મધુરરસવાળા अङ्गिरोभ्यः-અંગી-પરમાત્માને ઉપાસના દ્વારા જે મનાવે-રિઝાવે છે, તે અધ્યાત્મવીર ઉપાસક મુમુક્ષુજનોને માટે वरिवोवित्-તેના અભીષ્ટ અધ્યાત્મ ધનને જાણનાર घृतं पयः परिस्रव-તેજસ્વી રસને વહાવ. (૩)

## ખંડ-૩

### સૂક્ત-૧

९८२. तव श्रियो वर्ष्यस्येव विद्युतोऽग्नेश्चिकित्र उषसामिवेतयः।
यदोषधीरभिसृष्टो वनानि च परि स्वयं चिनुषे अन्नमासनि॥ १॥

પદાર્થ : तव-अग्नेः श्रियः-તારા જ્ઞાનપ્રકાશ સ્વરૂપ અગ્રણી પરમાત્માના ધર્મ-ગુણ વા જ્ઞાનરશ્મિઓ वर्ष्यस्य-इव विद्युतः-પર્જન્ય-મેઘની વીજળીની સમાન उषसाम्-इव-इतयः-પ્રાતઃકાળની ઊષાઓની ગતિધારાઓ જેવી चिकित्र-જાણવામાં આવે છે-પ્રત્યક્ષ થઈ રહી છે. यत्-જ્યારે તું ओषधीः-જગતી ધરતીની સમસ્ત ચર-અચર વસ્તુઓને च-અને वनानि-અન્તરિક્ષનાં જળ આદિને તથા દ્યુલોકની રશ્મિ આદિને स्वयम्-आसनि-अन्नं परि चिनुषेः-પોતાનાં મુખમાં અથવા મુખસમાન મૃત્યુમાં અન્નરૂપમાં સમેટી લે છે. અનન્તર अभिसृष्टः-તેને અભિસૃષ્ટ કરતાં ઉત્પન્ન કરે છે, ત્યારે તે તારા પરમાત્માના ધર્મ ગુણ વિભૂતિઓ પ્રલય પછી એવા જ પ્રતીત થાય છે, જેમ વાદળાંઓના અંધકારમાં વીજળીઓ અને રાતના અંધકારમાં ઊષાનો ગતિ પ્રવાહ પ્રતીત થઈ રહે છે. (૧)

९८३. वातोपजूत इषितो वशाँ अनु तृषु यदन्ना वेविषद्वितिष्ठसे ।

आ ते यतन्ते रथ्यो३ यथा पृथक् शर्धांस्यग्ने अजरस्य धक्षतः ॥ २ ॥

પદાર્થ : अग्ने-હે જ્ઞાનપ્રકાશ સ્વરૂપ અગ્રણી પરમાત્મન્ ! वातोपजूतः-મનથી પ્રીત-ચાહેલ इषितः-સ્તુતિ વાણીથી પ્રેરિત वशान्-अनु-વશવર્તી ઉપાસકોને અનુકૂળ तृषु-શીઘ્ર यत्-अन्ना वेविषत्-वितिष्ठसे-જે જડ જંગમ પ્રજાઓને વ્યાપ કરીને વિશેષરૂપ વિરાજમાન છે. ते अजरस्य धक्षतः-તારો જરા-વૃદ્ધત્વ રહિત પાપદગ્ધ કરનારના સમાગમ માટે आयतन्ते-ઉપાસક જનો પૂર્ણ યત્ન કરે છે અથવા પોતાની અંદર સ્થાન બનાવે છે. यथा रथ्यः पृथक् शर्धांसि-જેમ રથના સ્વામી-યાત્રી પોત-પોતાની ગન્તવ્ય પ્રાપ્તિને માટે બળોનો પ્રયોગ કરે છે. (૨)

૯૮૪. मेधाकारं विदथस्य प्रसाधनमग्निं होतारं परिभूतरं मतिम् ।
त्वामर्भस्य हविषः समानमित् त्वां महो वृणते नान्यं त्वत् ॥ ३ ॥

પદાર્થ : मेधाकारम्-મેધાજનક विदथस्य प्रसाधनम्-વેદન-અધ્યાત્મ આનંદ લાભનું પ્રધાન સાધન होतारम्-દિવ્યગુણોને લાવનાર સમસ્ત પર સ્વામીત્વ કરનાર मतिम्-ઉપાસકોના માનકર્તા अग्निम्-જ્ઞાનપ્રકાશ સ્વરૂપ त्वाम्-તુજ પરમાત્માની अर्भस्य हविषः-નાની ભક્તિની ભેટ કરવા માટે महः-મોટી ભેટ કરવા માટે समानम्-इत्-સમાન રૂપમાં त्वा वृणते-તને વરે છે-સ્વીકારે છે त्वत्-अन्यं न-તારા સિવાય બીજા કોઈને જ નહિ. (૩)

## સૂક્ત-૨

૯૮૫. पुरूरुणा चिद्ध्यस्त्यवो नूनं वां वरुण । मित्र वंसि वां सुमतिम् ॥ १ ॥

પદાર્થ : वरुण मित्र-મને પોતાની તરફ વરણ કરનાર મુક્તિ પ્રાપ્તિને માટે મને સંસારમાં એટલા માટે કર્મ કરવા ભુક્તિ-ભોગ પ્રાપ્ત કરવા માટે પ્રેરિત કરનાર પરમાત્મન્ ! नः-અમારે માટે पुरु उरुणा-અત્યંત अवः-नूनं चित् हि वाम्-अस्ति-જે રક્ષણ છે તે નિશ્ચિત તારું જ છે सुमतिं वंसि-મને ઉપાસનાવાળાને ચાહે છે. (૧)

૯૮૬. ता वां सम्यगद्रुह्वाणेषमश्याम धाम च । वयं वां मित्रा स्याम ॥ २ ॥

પદાર્થ : अद्रुहाणा-દ્રોહ ન કરનાર ता वाम्-તે इसम्-મનોભાવને કામનાને च-અને धाम-ધામ-મોક્ષધામને अश्याम-પ્રાપ્ત કરું. वयम्-અમે मित्रा स्याम-મિત્રો બનીએ. (૨)

૯૮૭. पातं नो मित्रा पायुभिरुत त्रायेथां सुत्रात्रा । साह्याम दस्यून् तनूभिः ॥ ३ ॥

પદાર્થ : मित्रा-હે મિત્ર-પ્રેરક તથા વરુણ-વરનાર પરમાત્મન્ ! नः-અમને पायुभिः-રક્ષાનાં સાધનોથી

पातम्-દોષોથી બચાવો. उत सुत्रात्रा-શ્રેષ્ઠ રક્ષાનાં સાધનોથી त्रायेथाम्-રક્ષા કરો तनूभिः-પોતાનાં અંગોથી दस्यून्-ક્ષય કરનારા દોષોને साह्याम-સહન કરીએ-સામનો-તિરસ્કાર કરીએ. (૩)

## સૂક્ત-3

९८८. उत्तिष्ठन्नोजसा सह पीत्वा शिप्रे अवेपयः। सोममिन्द्र चमूसुतम्॥ १ ॥

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું चमूसुतं सोमं पीत्वा-યોગની ભૂમિ અને ઊંચ અભ્યાસ તથા વૈરાગ્યના આધાર પર સંપન્ન ઉપાસનારસનું પાન કર-સ્વીકાર કર. ओजसा सह-उत्तिष्ठन्-પોતાના ઓજ તેજની સાથે ઉઠાવતાં शिप्रे-अवेपयः-નાકના બન્ને છિદ્રો-પ્રાણ ઉદાનને ચલાવી દે-પ્રશસ્ત રૂપમાં ચલાવી દે. અમારા ઉપાસકરસનું પાન કર. અમને જીવનરસ-દીર્ઘજીવનરસ-સ્થિર જીવનરસ મોક્ષ પ્રદાન કર. (૧)

९८९. अनु त्वा रोदसी उभे स्पर्धमानमददेताम्। इन्द्र यद्दस्युहाभवः॥ २ ॥

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું यत्-दस्युहा-अभवः-જ્યારે અમારો ક્ષય કરનારા કામ આદિ દોષોનો હનનકર્તા છે તેથી त्वा स्पर्धमान-अनु अददेताम्-તારા સ્પર્ધમાન-સંઘર્ષ દ્વારા પરાજીત કરાતા જોઈને उभे-रोदसी-જાણે બન્ને આકાશ અને પૃથિવી આનંદિત થાય છે. આકાશચારી પક્ષી અને પૃથિવીવાસી પ્રાણી આનંદિત થાય છે. (૨)

९९०. वाचमष्टापदीमहं नवस्त्रक्तिमृतावृधम्। इन्द्रात् परि तन्वं ममे॥ ३ ॥

પદાર્થ : ऋतावृधम्-અમૃત વર્ષક अष्टापदीम्-સ્તુતિ, પ્રાર્થના, ઉપાસના, જપ એ ચાર પાદ તથા મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર સાધનરૂપ પાદ એ આઠેય પાદવાળી नवस्रक्तिम्-નવ દિશાઓ-પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ એ ચાર, ખૂણાની ચાર દિશાઓ તથા ઊર્ધ્વ દિશામાં વ્યાપનારી वाचम्-વાણીને इन्द्रात्-ઐશ્વર્યવાન પરમાત્માના આશ્રયથી तन्वं परिममे-સૂક્ષ્મ પરિષ્કૃત કરું-બનાવું. (૩)

## સૂક્ત-૪

९९१. इन्द्राग्नी युवामिमे३ऽभि स्तोमा अनूषत। पिबतं शम्भुवा सुतम्॥ १ ॥

પદાર્થ : सम्भुवा-इन्द्राग्नी युवाम्-હે કલ્યાણને ભાવિત કરનાર ઐશ્વર્યવાન તથા પ્રકાશ સ્વરૂપ પરમાત્મન્ ! તમને इमे स्तोताः-अभि-अनूषत-એ સ્તુતિ સમૂહ અનેક રૂપમાં પ્રસ્તુત છે. सुतं पिबतम्-નિષ્પન્ન ઉપાસનારસનું પાન કરો-સ્વીકાર કરો. (૧)

९९२. या वां सन्ति पुरुस्पृहो नियुतो दाशुषे नरा। इन्द्राग्नी ताभिरा गतम्॥ २ ॥

પદાર્થ : नरा इन्द्राग्नी-હે નેતા ઐશ્વર્યવાન અને જ્ઞાનપ્રકાશવાન પરમાત્મન્ ! वाम्-તમારી याः-જે पुरूस्पृहः-અનેક સ્પૃહણીય नियुतः सन्ति-નિયમનીય-નિરંતર અથવા અંદર ધારણ કરવા યોગ્ય અધ્યાત્મ સંપદાઓ અને જ્ઞાનપ્રકાશધારાઓ છે. दाशुषे-સ્વયંને-પોતાનું સમર્પણ કરનારાઓને માટે ताभिः-आगतम्-તેની સાથે આવો. (૨)

९९३. ताभिरा गच्छतं नरोपेदं सवनं सुतम्। इन्द्राग्नी सोमपीतये॥ ३ ॥

ભાવાર્થ : नरा इन्द्राग्नी-હે જીવનનેતા ઐશ્વર્યવાન અને જ્ઞાનપ્રકાશ સ્વરૂપ પરમાત્મન્ ! इदं सवनं सुतम्-उप-એ નિષ્પાદન સ્થાન હૃદય તથા જ્ઞાનપ્રકાશ ધારાઓની તરફ ताभिः-आगच्छतम्-તે પોતાની અધ્યાત્મ સંપદાઓ અને જ્ઞાનપ્રકાશ ધારાઓની સાથે આવો सोमपीतये-ઉપાસનારસ પાન કરવા-સ્વીકાર કરવા માટે-આવો. (૩)

## ખંડ-૪

### સૂક્ત-૧

९९४. अर्षा सोम द्युमत्तमोऽभि द्रोणानि रोरुवत्। सीदन्योनौ वनेष्वा॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૦૩

९९५. अप्सा इन्द्राय वायवे वरुणाय मरुद्भ्यः। सोमा अर्षन्तु विष्णवे॥ २ ॥

પદાર્થ : अप्साः सोमाः-વ્યાપક શાન્ત પરમાત્મા इन्द्राय-આત્માને માટે वायवे-મનને માટે वरुणाय-પ્રાણને માટે मरुद्भ्यः-ઓજ વીર્યને માટે विष्णवे-શ્રોત્રને માટે अर्षन्तु-પ્રાપ્ત થાય, એ બધાની અંદર શાન્તિનો પ્રવાહ ચાલે. (૨)

९९६. इषं तोकाय नो दधदस्मभ्यं सोम विश्वतः। आ पवस्व सहस्त्रिणम्॥ ३ ॥

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! नः-तोकाय-इषं दधत्-અમારા સંતાનો માટે લૌકિક ઈચ્છનીય-સુંદર વસ્તુઓને ધારણ કરાવતાં अस्मभ्यं सहस्त्रिणं विश्वतः-आपवस्व-અમને ઉપાસકોને માટે હજાર ગુણી-હજારો પણ શ્રેષ્ઠતમ સુંદર વસ્તુ મોક્ષ-ઐશ્વર્ય સર્વ પ્રકારથી સમસ્ત ક્રિયાકલાપના ફળરૂપ પ્રાપ્ત કરાવ. મોક્ષ-સુખ અથવા અધ્યાત્મ સંપદા ત્યારે જ પ્રાપ્ત થાય છે, જ્યારે પુત્રની લૌકિક શ્રેષ્ઠ ઈચ્છનીય નિર્વાહક વસ્તુ પિતા પ્રદાન કરી જાય. તેને માટે પ્રાર્થના છે. (૩)

### સૂક્ત-૨

९९७. सोम उ ष्वाणः सोतृभिरधि ष्णुभिरवीनाम्।

अश्वयेव हरिता याति धारया मन्द्रया याति धारया ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૧૫

९९८. अनूपे गोमान् गोभिरक्षाः सोमो दुग्धाभिरक्षाः ।
समुद्रं न संवरणान्यग्मन् मन्दी मदाय तोशते ॥ २ ॥

પદાર્થ : गोमान् गोभिः-अनूपे-अक्षाः-ગાયોવાળો ગોપાલ-ગોવાળ જેમ ગાયોની સાથે અનૂપદેશ-જલપ્રધાન દેશ-સ્થાન તરફ પ્રસ્થાન કરે છે, તેમ सोमः-दुग्धाभिः-अक्षाः-શાન્ત સ્વરૂપ પરમાત્મા ઉપાસકો દ્વારા પ્રપૂરિત કરેલી ઉપાસનારસ ધારાઓની સાથે વ્યાપ્ત થાય છે-પ્રાપ્ત થાય છે. संवरणानि समुद्रं न-अग्मन्-જેમ ખાલી સ્થાનને ભરનાર જળ અન્તમાં સમુદ્રની તરફ ચાલ્યું જાય છે, તેમ मन्दी मदाय तोशते-હર્ષ-આનંદદાતા પરમાત્મા હર્ષ-આનંદ પ્રવાહ પહોંચાડવા માટે સંતોષી ઉપાસકની અંદર પ્રાપ્ત થાય છે. (૨)

## સૂક્ત-3

९९९. यत्सोम चित्रमुक्थ्यं दिव्यं पार्थिवं वसु । तन्नः पुनान आ भर ॥ १ ॥

પદાર્થ : सोम-શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! यत्-જે चित्रम्-અનેક પ્રકારનું જીવનમાં અથવા અન્તરાત્મામાં ધારણ કરવા યોગ્ય उक्थ्यम्-પ્રશંસનીય दिव्यं पार्थिवं वसु-દિવ્ય પણ છે, પાર્થિવ પણ છે, મોક્ષમાં પ્રાપ્ત થવા યોગ્ય અમૃતધન તથા પાર્થિવ આ પૃથિવીથી ઉત્પન્ન શરીરમાં પ્રાપ્ત થનાર અધ્યાત્મધન ધ્યાનથી પ્રાપ્ત થવા યોગ્ય છે. तत्-नः-તેને અમારે માટે पुनानः-आभर-પવિત્ર કરીને ભરપૂર કરી દે. (૧)

१०००. वृषा पुनान आयूंषि स्तनयन्नधि बर्हिषि । हरिः सन्योनिमासदः ॥ २ ॥

પદાર્થ : वृषा हरिः पुनानः सन्-હે સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું કામના વર્ષક, દુઃખહારી, સુખકારી, પવિત્ર કરનાર बर्हिष-अधि-आयूंषि स्तनयन्-આયુઓ-જીવનના દિવસો સંપૂર્ણ દિવસોમાં અધ્યાત્મ પ્રવચન કરતાં પ્રવૃદ્ધ અન્તઃસ્થળમાં योनिम् आसदः-હૃદય ગૃહમાં આવ-બિરાજ. (૨)

१००१. युवं हि स्थः स्वःपती इन्द्रश्च सोम गोपती । ईशाना पिप्यतं धियः ॥ ३ ॥

પદાર્થ : सोम-इन्द्रः च-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ તથા ઈન્દ્ર ઐશ્વર્યવાન પણ युवं हि-તમે બન્ને નામોથી પણ स्वः पती-સુખના સ્વામી गोपती-સ્તુતિ વાણીના પાત્ર ईशाना-અને સ્વામી स्थः-છો . धियः पिप्यतम्-કર્મો-અધ્યાત્મકર્મોનો વિસ્તાર કરો. (૩)

## ખંડ-૫

## સૂક્ત-૧

१००२. इन्द्रो मदाय वावृधे शवसे वृत्रहा नृभिः ।
तमिन्महत्स्वाजिषूतिमर्भे हवामहे स वाजेषु प्र नोऽविषत् ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૧૧

१००३. असि हि वीर सेन्योऽसि भूरि पराददिः ।
असि दभ्रस्य चिद् वृधो यजमानाय शिक्षसि सुन्वते भूरि ते वसु ॥ २ ॥

પદાર્થ : वीर-હે વીર્યવાન સ્વાધારબળ સંપન્ન પરમાત્મન્ ! તું सेन्यः हि-असि-એકલો જ સેના જેટલો બળવાન છે અથવા કામ આદિ વિરોધી સેનાનો વિજય કરવામાં સમર્થ છે. भूरि-थराददिः-અત્યંત પર-અભીષ્ટ અનુકૂળ ગુણોનું આદાન કરનાર-અપનાવનાર છે, તેથી दभ्रस्य चित्-वृधः-असि-અલ્પ-થોડા અભીષ્ટ ગુણોને પણ વધારનાર છે. सुन्वते यजमानाय-ઉપાસનારસ નિષ્પન્ન કરનારા ઉપાસકોના આત્માને માટે ते भूरि वसु-તારું જે મહાન ધન મોક્ષૈશ્વર્ય છે, તેને પણ शिक्षसि-આપી દે છે. (૨)

१००४. यदुदीरत आजयो धृष्णवे धीयते धनम् ।
युङ्क्ष्वा मदच्युता हरी कं हनः कं वसौ दधोऽस्माँ इन्द्र वसौ दधः ॥ ३ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૧૪

## સૂક્ત-૨

१००५. स्वादोरित्था विषूवतो मधोः पिबन्ति गौर्यः ।
या इन्द्रेण सयावरीर्वृष्णा मदन्ति शोभथा वस्वीरनु स्वराज्यम् ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક ૪૦૯

१००६. ता अस्य पृशनायुवः सोमं श्रीणन्ति पृश्नयः ।
प्रिया इन्द्रस्य धेनवो वज्रं हिन्वन्ति सायकं वस्वीरनु स्वराज्यम् ॥ २ ॥

પદાર્થ : अस्य इन्द्रस्य-એ ઐશ્વર્યવાન પરમાત્માની તેના સંબંધી ताः पृशनायुवः पृश्नयः-તે સ્પર્શને ચાહનારી વાણીઓ सोमं श्रृणन्ति-ઉપાસનારસને પકવ કરતી-સંપન્ન કરે છે, કારણ કે प्रियाः-धेनवः-પ્રિય ગાય છે તેનું દોહન કરનારી છે. જે वज्रं सायकं हिन्वन्ति-ઉપાસકને માટે વજ્ર, દોષ વર્જિત, ભોગનો અન્ત કરનારી અધ્યાત્મ માર્ગની તરફ લઈ જનારી છે. वस्वीः-अनु स्वराज्यम्-ઉપાસક આત્માના

સ્વરાજ્યને અનુકૂળ બને છે. (૨)

१००७. ता अस्य नमसा सहः सपर्यन्ति प्रचेतसः ।
व्रतान्यस्य सश्चिरे पुरूणि पूर्वचित्तये वस्वीरनु स्वराज्यम् ॥ ३ ॥

પદાર્થ : अस्य-એ ઈન્દ્ર-ઐશ્વર્યવાન પરમાત્માની ताः प्रचेतसः-તે પ્રગતિ કરાવનારી વાણીઓ नमसा सह सपर्यन्ति-પરમાત્માનું નમ્ર ભાવથી સ્તવનરૂપ સેવન કરનારી છે. अस्य पुरूणि व्रतानि पूर्वचित्तये सश्चिरे-એ પરમાત્માના અનેક પ્રકારના નિયમોને પૂર્વકર્મને માટે-પ્રથમથી જ શ્રેષ્ઠ કર્મ કરવા માટે પ્રાપ્ત કરનારી છે-સેવન કરનારી છે. वस्वीः-अनुस्वराज्यम्-વસાવનારી છે આત્માના સ્વરાજ્યને અનુકૂળ બને છે. (૩)

## ખંડ-૬

### સૂક્ત-૧

१००८. असाव्यंशुर्मदायाप्सु दक्षो गिरिष्ठाः। श्येनो न योनिमासदत्॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૭૩

१००९. शुभ्रमन्धो देववातमप्सु धौतं नृभिः सुतम्।
स्वदन्ति गावः पयोभिः॥ २ ॥

પદાર્થ : नृभिः-सुतम्-મુમુક્ષુજનો દ્વારા સોતવ્ય ઉપાસના દ્વારા નિષ્પન્ન કરવા યોગ્ય शुभ्रम्-પ્રકાશમાન अन्धः-આધ્યાનીય-ચિંતનયોગ્ય देववातम्-વિદ્વાનો ઉપાસકોથી પ્રાપ્ત થવા યોગ્ય अप्सु धौतम्-શ્રદ્ધાથી નિર્મળ બનાવેલ સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માને गावः-સ્તોતા-ઉપાસકજનો पयोभिः स्वदन्ति-આન્તરિક સાધનો-મન, બુદ્ધિ, ચિત્ત, અહંકારથી સ્વાદ લે છે. (૨)

१०१०. आदीमश्वं न हेतारमशूशुभन्नमृताय। मधो रसं सधमादे॥ ३ ॥

પદાર્થ : आत्-અનન્તર-પુનઃ सधमादे-સાથે થઈને-પરમાત્માની સાથે થઈને જ્યાં માદ =હર્ષ આનંદ અનુભવ કરવામાં આવે છે, તે હૃદય પ્રદેશમાં मधोः-મધુમય-સોમ-શાન્ત પરમાત્માના रसम्-अश्वं हेतारं न-વ્યાપનશીલ તથા પ્રેરણા આપનાર આનંદરસને સંપ્રતિ अमृताय-અમૃત-મોક્ષ પ્રાપ્ત કરવા માટે अशूशुभन्-પ્રાપ્ત કરીને પ્રશંસિત કરે છે-સ્તુત કરે છે. (૩)

### સૂક્ત-૨

१०११. अभि द्युम्नं बृहद्यश इषस्पते दिदीहि देव देवयुम् ।

वि कोशं मध्यमं युव ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૭૯

१०१२. आ वच्यस्व सुदक्ष चम्वोः सुतो विशां वह्निर्न विश्पतिः।
वृष्टिं दिवः पवस्व रीतिमपो जिन्वन् गविष्टये धियः॥ २॥

પદાર્થ : सुदक्ष-હે શ્રેષ્ઠ બળવાળા શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! चम्वोः सुतः-યોગની ભૂમિરૂપ અભ્યાસ અને દ્યૌઃ-મૂર્ધારૂપ વૈરાગ્યમાં સંપન્ન થયેલ-સાક્ષાત થયેલ विशां वह्निः-न विश्पतिः-ઉપાસકરૂપ પ્રજાઓના નિર્વાહક પ્રજાપાલક રાજાની સમાન બનીને आवच्यस्व-આવી જા, પ્રાપ્ત થા. दिवः-वृष्टिं पवस्व-તારા અમૃતધામથી આનંદવૃષ્ટિને પ્રેરિત કર अपः-रीतिं जिन्वन्-કામનાઓની ગતિને પ્રેરિત કરીને गविष्टये धियः-સ્તોતાની ઈષ્ટિ-ઇચ્છા પૂર્તિને માટે ધારણાને સાધિત કર. (૨)

## સૂક્ત-3

१०१३. प्राणा शिशुर्महीनां हिन्वन्नृतस्य दीधितिम् ।
विश्वा परि प्रिया भुवदध द्विता ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૭૦

१०१४. उप त्रितस्य पाष्यो३रभक्त यद् गुहा पदम् ।
यज्ञस्य सप्त धामभिरध प्रियम् ॥ २ ॥

પદાર્થ : यत् पदं गुहा-જે સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માનું પ્રાપ્ત કરવા યોગ્ય પદ હૃદયગુહામાં છે. त्रितस्य पाष्योः-સ્તુતિ, પ્રાર્થના, ઉપાસના ત્રણેયનો વિસ્તાર કરનારા યોગના ગતિક્રમો અભ્યાસ અને વૈરાગ્યમાં उप-अभक्त-સેવન કરે છે. यज्ञस्य सप्तधामभिः-જ્ઞાન યજ્ઞના સાત ધામો-સાત છંદો દ્વારા अध प्रियम्-અનન્તર પ્રિય પરમાત્માને પ્રાપ્ત થાય છે. (૨)

१०१५. त्रीणि त्रितस्य धारया पृष्ठेष्वैरयद्रयिम् ।
मिमीते अस्य योजना वि सुक्रतुः ॥ ३ ॥

પદાર્થ : त्रितस्य-સ્તુતિ, પ્રાર્થના, ઉપાસનાને વિસ્તૃત કરનાર ઉપાસકનાં त्रीणि-ત્રણ કર્મોને धारय-ધારણ કરીને पृष्ठेषु रयिम्-ऐरयत्-સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા ઈન્દ્રિયોની અંદર વીર્ય-સંયમ બળને

પ્રેરિત કરે છે. सुक्रतुः-સમ્યક્કર્તા ઉપાસક अस्य-એ પરમાત્માના योजना-યોગ સાધનોને विमिमीते-જ્યારે વિશેષ સંપાદન કરે છે. (૩)

## સૂક્ત-૪

१०१६. पवस्व वाजसातये पवित्रे धारया सुतः ।
इन्द्राय सोम विष्णवे देवेभ्यो मधुमत्तरः ॥ १ ॥

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું वाजसातये-અમૃત અન્નભોગ સંભક્તિ પ્રાપ્તિને માટે पवित्रे-હૃદયસ્થાનમાં धारया सुतः-ધારણા, ધ્યાનથી નિષ્પન્ન સાક્ષાત્ इन्द्राय विष्णवे देवेभ्यः-આત્માને માટે, વ્યાપનશીલ મનને માટે અને ઇન્દ્રિયોને માટે मधुमत्तरः पवस्व-અત્યંત મધુમય બનીને પ્રાપ્ત થા. (૧)

१०१७. त्वां रिहन्ति धीतयो हरिं पवित्रे अद्रुहः ।
वत्सं जातं न मातरः पवमान विधर्मणि ॥ २ ॥

પદાર્થ : पवमान त्वां हरिम्-હે સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તુજ દુઃખહર્તા સુખદાતાને धीतयः-પ્રજ્ઞાઓ-ઉપાસના-પ્રજ્ઞાઓ अद्रुहः-સર્વ દ્રોહ રહિત સંગ કરી ને पवित्रे-હૃદયની અંદર रिहन्ति-અર્ચિત કરે છે-પૂજે છે-સન્માનિત કરે છે. जातं वत्सं न मातरः-विधर्मणि-નવજાત બાળક-પુત્રને જેમ માતાઓ આદિ વિવિધ ધર્મમાં વિદ્યમાન રહેલ માતા, કાકી, ફઈ, ફુવા, માસી, મામી આદિ ભિન્ન-ભિન્ન બહારની વસ્તુઓથી તથા સ્નેહથી સ્વાગત કરે છે. (૨)

१०१८. त्वं द्यां च महिव्रत पृथिवीं चाति जभ्रिषे ।
प्रति द्रापिममुञ्चथाः पवमान महित्वना ॥ ३ ॥

પદાર્થ : महिव्रत पवमान-હે મહાન કર્મશીલ પરમાત્મન્ ! त्वम्-તું द्यां च पृथिवीं-च-દ્યુલોક અને પૃથિવીલોકને अति जभ्रिषे-અત્યંત ધારણ કરે છે. महित्वना-પોતાના મહિમાથી द्रापिम्-अपि-अमुञ्चथाः-સમસ્ત સંસારની રક્ષા માટે પરિમંડળરૂપ-કવચ-દૃઢ ઘેરાવને પણ ધારણ કરેલ છે. (૩)

## સૂક્ત-૫

१०१९. इन्दुर्वाजी पवते गोन्योघा इन्द्रे सोमः सह इन्वन्मदाय ।
हन्ति रक्षो बाधते पर्यरातिं वरिवस्कृण्वन् वृजनस्य राजा ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૪૦

१०२०. अध धारया मध्वा पृचानस्तिरो रोम पवते अद्रिदुग्धः।
इन्दुरिन्द्रस्य सख्यं जुषाणो देवो देवस्य मत्सरो मदाय॥ २॥

પદાર્થ : इन्दुः-આનંદરસપૂર્ણ પરમાત્મન્ ! अध-અનન્તર मध्वा धारया-મધુર ધ્યાન, ધારણાથી पृचानः-સંપર્ક કરીને अद्रिदुग्धः-સ્તુતિકર્તા ઉપાસકનાં હૃદયમાં નિષ્પાદિત तिरः-रोम पवते-હૃદયનાં સૂક્ષ્મ તંતુઓને પાર કરીને હૃદય-આકાશમાં પ્રાપ્ત થાય છે. इन्द्रस्य देवस्य सख्यं जुषाणः-देवः-દિવ્યગુણવાળા આત્માથી મિત્રભાવને પ્રિય કરીને-ચાહીને પરમાત્મદેવ मत्सरः-मदाय-હર્ષપ્રદ હર્ષ-આનંદ પ્રદાન કરવા માટે પ્રાપ્ત થાય છે. (૨)

१०२१. अभि व्रतानि पवते पुनानो देवो देवान्त्स्वेन रसेन पृञ्चन्।
इन्दुर्धर्माण्यृतुथा वसानो दश क्षिपो अव्यत सानो अव्ये॥ ३॥

પદાર્થ : इन्दुं-આનંદરસ પૂર્ણ પરમાત્મા व्रतानि-अभि पवते-પોતાના નિયમ કર્મોને અભિપ્રાપ્ત થાય છે-પૂર્ણ કરે છે. पुनानः देवः-પ્રાપ્ત થઈને પરમાત્મદેવ देवान्-स्वेन रसेन पृञ्चन्-ઇન્દ્રિયોને પોતાના આનંદરસથી સંપૃક્ત-તરબોળ કરીને-સંયુક્ત કરીને ऋतुथा धर्माणि वसानः-સમય-સમય પર ધારણ સામર્થ્યોને આચ્છાદિત કરવા-ઢાંકવા માટે થઈને दश क्षिपः-વિષયોમાં ક્ષિપ્ત-જનારી દશ ઇન્દ્રિયોના સંભજન સ્થાન મનમાં પહોંચી જાય છે. (૩)

## ખંડ-૭

## સૂક્ત-૧

१०२२. आ ते अग्न इधीमहि द्युमन्तं देवाजरम्।
यद्ध स्या ते पनीयसी समिद्दीदयति द्यवीषं स्तोतृभ्य आ भर॥ १॥

પદાર્થ : अग्ने देव-હે જ્ઞાનપ્રકાશ સ્વરૂપ પરમાત્મદેવ ! ते द्युमन्तम्-अजरम्-आ-इधीमहि-તુજ પ્રકાશમાન અજર દેવને અમે અમારી અંદર પ્રકાશિત કરીએ-સાક્ષાત્ કરીએ. यत्-ह ते स्या पनीयसी समित्-પુનઃ તારી જે સ્તુત્ય દીપ્તિ છે. द्यवि दीदयति-દ્યુલોક મોક્ષધામમાં પ્રકાશિત છે-ચમકે છે. इषं स्तोतृभ्यः-आभर-તે ચાહવા યોગ્યને સ્તુતિકર્તા ઉપાસકને માટે આભરિત કરી દે-પરિપૂર્ણ કરી દે. (૧)

१०२३. आ ते अग्न ऋचा हविः शुक्रस्य ज्योतिषस्पते ।
सुश्चन्द्र दस्म विश्पते हव्यवाट् तुभ्यं हूयत इषं स्तोतृभ्य आ भर॥ २ ॥

પદાર્થ : ज्योतिषः-पते-હે જ્યોતિના સ્વામિન્ ! सुश्चन्द्र-ઉત્તમ આહ્લાદક-હર્ષ-આનંદકારી दस्म-દર્શનીય विश्पते-સમસ્ત પ્રાણી પ્રજાના પાલક हव्यवाट्-અમારી ભેટને પ્રાપ્ત કરનાર-સ્વીકાર કરનાર ते शुक्रस्य-તારી નિર્મળની ऋचा हविः-સ્તુતિની સાથે સ્વાત્મા तुभ्यं हूयते-તારા માટે આપવામાં આવે છે-સમર્પિત કરવામાં આવે છે. स्तोतृभ्यः-इषम्-आभर-અમને સ્તુતિકર્તાઓને માટે સુંદર સ્વરૂપને આભરિત કર-પ્રાપ્ત કરાવ. (૨)

१०२४. ओंभे सुश्चन्द्र विश्पते दर्वी श्रीणीष आसनि ।
उतो न उत्पुपूर्या उक्थेषु शवसस्पत इषं स्तोतृभ्य आ भर॥ ३ ॥

પદાર્થ : सुश्चन्द्र विश्पते-હે ઉત્તમ આહ્લાદક જડ અને જંગમ પ્રજાઓના સ્વામી જ્ઞાન પ્રકાશ સ્વરૂપ પરમાત્મન્ ! તું उभे दर्वी-બન્ને દર્વિઓ-દારણ કરનારી, નષ્ટ કરનારી ઇન્દ્રિય યુક્તિ અને મનોવાસનાને જે ચક્કીના બે પડની સમાન ચકનાચૂર-દળી નાખનારી છે, તેને आसनि-आ श्रीणीषे-પોતાનાં સ્વરૂપમાં પકાવી નાખતાં, ઓગાળી નાખતાં અથવા આશ્રય આપી દે છે. उत-उ અને शवसः पते-હે બળના સ્વામિન્ ! उक्थेषु-પ્રશંસા વચનોમાં-સ્તુતિઓના બદલામાં-પુરસ્કારમાં नः-स्तोतृम्यः-અમે સ્તોતાઓને માટે इषम्-आभर-કમનીય મુક્તિ શાન્તિને આભરિત કર-ભરી દે-પ્રાપ્ત કરાવ. (૩)

## સૂક્ત-૨

१०२५. इन्द्राय साम गायत विप्राय बृहते बृहत्।
ब्रह्मकृते विपश्चिते पनस्यवे॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૩૮૮

१०२६. त्वमिन्द्राभिभूरसि त्वं सूर्यमरोचयः।
विश्वकर्मा विश्वदेवो महाँ असि॥ २ ॥

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! अभिभूः-असि-તું સંસાર અથવા સૌની ઉપર અધિકારકર્તા છે. त्वं सूर्यम्-अरोचयः-તું સૂર્ય-જગત પ્રકાશક પિંડને ચમકાવે છે-પ્રકાશિત કરે છે. विश्वकर्मा-વિશ્વ-

સંસારને રચનાર-ઘડનાર છે. विश्वदेवः-સર્વનો ઈષ્ટદેવ महान्-असि-તું મહાન સર્વ મહાન છે. (૨)

१०२७. विभ्राजं ज्योतिषा स्वा३रगच्छो रोचनं दिवः ।
देवास्त इन्द्र सख्याय येमिरे ॥ ३ ॥

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું ज्योतिषा विभ्राजन्-પોતાના પ્રકાશથી પ્રકાશિત થઈને दिवः-रोचनम्-દ્યુલોકનો રોચન-પ્રકાશક થઈને स्वः-आगच्छः-મોક્ષધામને પ્રાપ્ત છે, ત્યાં તારો જ પ્રકાશ છે देवाः-મુમુક્ષુજન ते सख्याय येमिरे-તારી મિત્રતાને માટે પોતાને સંયમમાં ઢાળે છે-જીવનને સંયત બનાવે છે. (૩)

## સૂક્ત-3

१०२८. असावि सोम इन्द्र ते शविष्ठ धृष्णवा गहि ।
आ त्वा पृणक्त्विन्द्रियं रजः सूर्यो न रश्मिभिः॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૩૪૭

१०२९. आ तिष्ठ वृत्रहन् रथं युक्ता ते ब्रह्मणा हरी ।
अर्वाचीनं सु ते मनो ग्रावा कृणोतु वग्नुना ॥ २ ॥

પદાર્થ : वृत्रहन्-હે પાપનાશક ઐશ્વર્યવાન પરમાત્મન્ ! रथम्-आतिष्ठ-રમણીય નિષ્પાપ મનમાં આવ. બિરાજ, ते हरी ब्रह्मणा युक्ता-તારા પ્રિય તને લાવવાવાળા ઋક્ અને સામ, સ્તુતિ અને ઉપાસના વેદ દ્વારા જોડેલી છે. ते मनः-તારા મનને ग्रावा-સ્તુતિ કરનારા વિદ્વાનો वग्नुना-સ્તુતિ વાણીથી अर्वाचीनं-सुकृणोतु-મારી ઉપાસકની તરફ સારી રીતે કરી દે. (૨)

१०३०. इन्द्रमिद्धरी वहतोऽप्रतिधृष्टशवसम् ।
ऋषीणां सुष्टुतीरुप यज्ञं च मानुषाणाम् ॥ ३ ॥

પદાર્થ : अप्रतिधृष्टशवसम्-इन्द्रम्-અન્યથી પ્રતિઘાત ન પામનાર યોગ્ય બળવાળા પરમાત્માને हरी-इत्-હરિયોની-ઋક્ સામ-સ્તુતિ ઉપાસના જ उप वहतः-વહન કરે છે. ऋषीणां स्तुतीः-ઋષિઓ-મંત્રદષ્ટાઓની મંત્ર સ્તુતિઓને च-તથા मानुषाणां यज्ञम्-મનુષ્યોના અધ્યાત્મયજ્ઞને લક્ષ્ય કરીને પરમાત્મા પ્રાપ્ત થાય છે. (૩)

इति षष्ठोऽध्यायः, तृतीयप्रपाठकश्च समाप्तः ॥

# अथ सप्तमोऽध्यायः

## चतुर्थ प्रपाठकस्य प्रथमोऽर्धः

### ખંડ-૧

### સૂક્ત-૧

**१०३१. ज्योतिर्यज्ञस्य पवते मधु प्रियं पिता देवानां जनिता विभूवसुः।**
**दधाति रत्नं स्वधयोरपीच्यं मदिन्तमो मत्सर इन्द्रियो रसः॥ १॥**

પદાર્થ : मदिन्तमः-અત્યંત હર્ષ સ્વરૂપ-અત્યાનંદ સ્વરૂપ मत्सरः-હર્ષપ્રદ સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા यज्ञस्य ज्तोतिः-અધ્યાત્મયજ્ઞના પ્રકાશક प्रियं मधु पवते-ઉપાસકને પ્રિય મધુરમય રૂપમાં પ્રાપ્ત થાય છે. देवानां पिता जनिता-દિવ્ય ગુણના રક્ષક અને ઉત્પન્ન કરનાર विभूवसुः-સર્વત્ર વાસ કરનાર મહાવ્યાપક છે. स्वधयोः-अपीच्यं रत्नं दधाति-દ્યુલોક અને પૃથિવીલોકની અંદર-અન્તર્હિત પોતાની વિભૂતિરૂપ રમણીય ધનને ધારણ કરાવે છે. इन्द्रियः-रसः-તે એવો પરમાત્મા ઇન્દ્ર-ઉપાસક આત્માનો હિતકર રસ છે. (૧)

**१०३२. अभिक्रन्दन् कलशं वाज्यर्षति पतिर्दिवः शतधारो विचक्षणः।**
**हरिर्मित्रस्य सदनेषु सीदति मर्मृजानोऽविभिः सिन्धुभिर्वृषा॥ २॥**

પદાર્થ : वाजी-અમૃત અન્નભોગવાળા दिवः पतिः-અમૃતધામ મોક્ષના સ્વામી शतधारः-અસંખ્ય આનંદધારાવાળા विचक्षणः-વિશેષ દ્રષ્ટા-સર્વ દ્રષ્ટા સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા अभिक्रन्दन् कलशम्-अर्षति-સાક્ષાત્ ઉપદેશ દેતાં મધુર સંવાદ કરીને પાત્ર ઉપાસકને પ્રાપ્ત થાય છે, પુનઃ हरिः-તે દુઃખહર્તા સુખદાતા मित्रस्य सदनेषु-મિત્રભૂત ઉપાસક આદિ આત્માના શક્તિ સ્થાનોમાં-મન આદિમાં सीदति-બેસી જાય છે એવા તે वृषा-કામનાવર્ષક सिन्धुभिः-अविभिः-સ્યંન્દનશીલ-આગળ વધતી યોગ ભૂમિઓની સાથે નિરંતર ગતિ કરીને પ્રાપ્ત થાય છે. (૨)

**१०३३. अग्रे सिन्धूनां पवमानो अर्षस्यग्रे वाचो अग्रियो गोषु गच्छसि।**
**अग्रे वाजस्य भजसे महद् धनं स्वायुधः सोतृभिः सोम सूयसे॥ ३॥**

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું पवमानः-આનંદધારામાં પ્રાપ્ત થનાર सिन्धूनाम्-अग्रे-अर्षसि-મારા શરીરમાં સ્યન્દમાન થઈને અથવા શરીરને બાંધીને સંભાળનારી પ્રાણ નાડીઓના પૂર્વ આત્મામાં પ્રાપ્ત છે. वाचः-अग्रे-अग्रियः-गोषु गच्छसि-તું વાણીની પહેલાં જ અગ્રીય-પ્રથમથી જ

સ્તોતાને માટે પ્રાપ્ત થાય છે. જે હું તને કહેવા ઇચ્છું છું તે તું પ્રથમથી જ સમજી જાય છે. वाजस्य अग्रे महद् धनं भजसे-અમૃત અન્ન ભોગનો પ્રથમ જ મને ઉત્કૃષ્ટ ધનનો ભાગી બનાવે છે. स्वायुधः-सोतृभिः-सूयसे-શ્રેષ્ઠ આયુ-મોક્ષના જીવનને ધારણ કરાવનાર તું ઉપાસના દ્વારા નિષ્પાદન કરનારા ઉપાસકો દ્વારા સાક્ષાત્ થાય છે. (૩)

## સૂક્ત-૨

**१०३४. असृक्षत प्र वाजिनो गव्या सोमासो अश्वया।**
**शुक्रासो वीरयाशवः॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૮૨

**१०३५. शुम्भमाना ऋतायुभिर्मृज्यमाना गभस्त्योः। पवन्ते वारे अव्यये॥ २ ॥**

પદાર્થ : ऋतायुभिः-અમૃતધામને ચાહનારા ઉપાસકો દ્વારા गभस्त्योः-પૂજા-સંતતિકર્મ ત્યાગવાળા અભ્યાસ અને વૈરાગ્યની અંદર मृज्यमानाः-પ્રાપ્ત થનાર સાક્ષાત્ કરવામાં આવતા शुम्भमानाः-શોભમાન પરમાત્મા वारे-अव्यये पवन्ते-વરણીય રક્ષણીય હૃદયમાં પ્રાપ્ત થાય છે. (૨)

**१०३६. ते विश्वा दाशुषे वसु सोमा दिव्यानि पार्थिवा। पवन्तामान्तरिक्ष्या॥ ३ ॥**

પદાર્થ : ते सोमाः-તે શાન્ત સ્વરૂપ પરમાત્મા दाशुषे-સ્વાત્માને આપનાર સમર્પિત કરનાર ઉપાસકને માટે विश्वा-સમસ્ત दिव्यानि-आन्तरिक्ष्या पार्थिवा वसु पवन्ताम्-દ્યુલોક, અન્તરિક્ષલોકવાળા, પૃથિવીલોક-વાળા, જ્ઞાનધનો અથવા નિવાસ સાધનો પ્રાણોને પ્રેરિત કરે છે. (૩)

## સૂક્ત-3

**१०३७. पवस्व देववीरति पवित्रं सोम रंह्या। इन्द्रमिन्दो वृषा विश॥ १ ॥**

પદાર્થ : सोम इन्दो-હે શાન્ત સ્વરૂપ આનંદરસપૂર્ણ પરમાત્મન્ ! તું देववीः-દેવો-મુમુક્ષુજનોને પ્રાપ્ત થનાર रंह्या-વેગથી पवित्रम्-अतिपवस्व-પવિત્ર હૃદયમાં સુંદર રૂપથી પ્રાપ્ત થા. वृषा-કામવર્ષક इन्द्रं विश-ઉપાસકના આત્મામાં પ્રવેશ કર. (૧)

**१०३८. आ वच्यस्व महि प्सरो वृषेन्दो द्युम्नवत्तमः।**
**आ योनिं धर्णसिः सदः॥ २ ॥**

પદાર્થ : હે इन्दो-આનંદરસપૂર્ણ પરમાત્મન્ ! તું वृषा-સુખવર્ષક द्युम्नवत्तमः-અત્યંત યશસ્વી

प्सरः-ભોગપ્રદ महि-आ वच्यस्व-મહત્ત્વ આદેશ આપ धर्णसिः-બળવાન योनिम्-आसदः-હૃદય ગૃહમાં આવ, બિરાજ. (૨)

**૧૦૩૯. अधुक्षत प्रियं मधु धारा सुतस्य वेधसः। अपो वसिष्ट सुक्रतुः॥ ३॥**

પદાર્થ : सुतस्य वेधसः-ઉપાસક અન્તરાત્મામાં નિષ્પાદિત-સાક્ષાત્ કરેલ જગત્ વિધાતા પરમાત્માનું धारा-ધારણા, ધ્યાનથી प्रियं मधु-अधुक्षत-પ્રિય અમૃતનું દોહન કરે છે. सुक्रतुः-अपः-वसिष्ट-જે સુપ્રજ્ઞાનવાળા શ્રદ્ધામાં વસી જાય છે. (૩)

**૧૦૪૦. महान्तं त्वा महीरन्वापो अर्षन्ति सिन्धवः। यद्गोभिर्वासयिष्यसे॥ ४॥**

પદાર્થ : त्वा महान्तम्-अनु-તું મહાન શાન્ત સ્વરૂપ પરમાત્માની તરફ महीः-आपः-सिन्धवः-अर्षन्ति-ખૂબ જ સંખ્યામાં અનેક ઉપાસક જનો સ્યંદમાન-દોડીને પ્રાપ્ત થાય છે. यद्-જ્યારે તું गोभिः-वासयिष्यसे-વાણીઓના ઉપદેશ વચનો દ્વારા અથવા સ્તુતિ વાણીઓ દ્વારા-તેના પ્રતિફળ આનંદ દ્વારા વાસિત કરી દે છે. (૪)

**૧૦૪૧. समुद्रो अप्सु मामृजे विष्टम्भो धरुणो दिवः।**
**सोमः पवित्रे अस्मयुः॥ ५॥**

પદાર્થ : सोमः-શાન્ત સ્વરૂપ પરમાત્મા विष्टम्भः-જગત્‌ને સંભાળનાર; તથા दिवः-धरुणः-મોક્ષધામનો પ્રતિષ્ઠા-પ્રતિષ્ઠાન છે. अस्मयुः-અમને ઉપાસકોને ચાહનાર समुद्रः-આનંદરસ ભરેલ-આનંદને ઉછાળનાર, વિખેરનાર તે પરમાત્મા अप्सु मामृजे-ઉપાસક જનોમાં પ્રાપ્ત થાય છે. (૫)

**૧૦૪૨. अचिक्रदद् वृषा हरिर्महान्मित्रो न दर्शतः। सं सूर्येण दिद्युते॥ ६॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૯૭

**૧૦૪૩. गिरस्त इन्द ओजसा मर्मृज्यन्ते अपस्युवः। याभिर्मदाय शुम्भसे॥ ७॥**

પદાર્થ : इन्दो-હે આનંદરસ પૂર્ણ પરમાત્મન્ ! अपस्युवः-गिरः-કર્મ-વૈદિક કર્મને ચાહનારી વિધાન અનુસાર ચાલનારી વાણીઓ-સ્તુતિ વાણીઓ ते-તારા માટે ओजसा-આત્મીય બળથી અમારા દ્વારા मर्मृज्यन्ते-પ્રેરિત કરવામાં આવે છે याभिः-જેનાથી પ્રેરિત થઈને અથવા જેના દ્વારા मदाय शुम्भसे-અમારા હર્ષ-આનંદ આપવા માટે તું શોભિત થઈ રહ્યો છે-સત્કૃત થઈ રહ્યો છે. (૭)

**૧૦૪૪. तं त्वा मदाय घृष्वय उ लोककृत्नुमीमहे। तव प्रशस्तये महे॥ ८॥**

પદાર્થ : घृष्वये मदाय-उ-કામ આદિ દોષોને ધર્ષિત કરનાર-દબાવી દેનાર આનંદ પામવા માટે तं त्वा लोककृत्नुम्-ईमहे-એ તું લોકોના કર્તા-રચયિતાને પ્રાર્થના કરીએ છીએ તથા तव-તારી महे प्रशस्तये-મહાન પ્રશંસા-સ્તુતિને માટે તારાથી બળવાન આનંદ પામવા અને તારી સ્તુતિ કરવી એ લક્ષ્ય અમારું ઉપાસકોનું છે; અને હોવું જોઈએ. (૮)

१०४५. गोषा इन्दो नृषा अस्यश्वसा वाजसा उत ।
आत्मा यज्ञस्य पूर्व्यः ॥ ९ ॥

પદાર્થ : इन्दो-હે આનંદરસપૂર્ણ પરમાત્મન્ ! તું गोषाः-વાણી-વેદવાણીનું સેવન કરાવનાર नृषाः જીવનમુક્તોને સેવન કરાવનાર अश्वसाः-વ્યાપનશીલ મનનું સેવન કરાવનાર उत-અને वाजसाः-અમૃત અન્નભોગનો સેવન કરનાર असि-છે. यज्ञस्य पूर्व्यः-आत्मा-અધ્યાત્મયજ્ઞ-દેવપૂજાનો શાશ્વતિક આત્મા આધાર છે. (૯)

१०४६. अस्मभ्यमिन्दविन्द्रियं मधोः पवस्व धारया।
पर्जन्यो वृष्टिमाँइव॥ १० ॥

પદાર્થ : इन्दो-હે આનંદરસપૂર્ણ પરમાત્મન્ ! તું मधोः-धारया-આનંદરસની ધારાથી अस्मभ्यम्-અમારાં इन्द्रियं पवस्व-પ્રાણને પ્રાપ્ત થા-તૃપ્ત કર वृष्टिमान् पर्जन्यः इव-જળવૃષ્ટિ કરનાર મેઘની સમાન-જેમ મેઘ જળની વૃષ્ટિ કરીને પ્રાણને તૃપ્ત કરે છે, તેમ તું આનંદની વૃષ્ટિ કરીને તૃપ્ત કર. (૧૦)

## ખંડ-૨

### સૂક્ત-૧

१०४७. सना च सोम जेषि च पवमान महि श्रवः।
अथा नो वस्यसस्कृधि॥ १ ॥

પદાર્થ : पवमान सोम-આનંદધારામાં પ્રાપ્ત થનાર સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું महि श्रवः-મહાન યશનું सन-સેવન કરાવ-પ્રાપ્ત કરાવ च-અને जेषि-વિરોધી ભાવ પર વિજય કરાવ. अथ-અનન્તર नः-वस्यसः-कृधि-અમને શ્રેષ્ઠ કરો-બનાવો. (૧)

१०४८. सना ज्योतिः सना स्वा३र्विश्वा च सोम सौभगा।
अथा नो वस्यसस्कृधि॥ २ ॥

પદાર્થ : सोम-શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું ज्योतिः सन-તારી જ્યોતિનું સેવન કરાવ-પ્રાપ્ત કરાવ

स्वः सन-તારા મોક્ષનું સેવન કરાવ-પ્રદાન કર च-અને विश्वा सौभगा-સમસ્ત સૌભાગ્ય-આલોક અને પરલોકનું સૌભાગ્ય પણ અમને સેવન કરાવ अथ नः वस्यसः-कृधि-શેષ પૂર્વવત્ [ઉપરના મંત્ર અનુસાર અર્થ જુઓ.] (૨)

१०४९. सना दक्षमुत क्रतुमप सोम मृधो जहि।
अथा नो वस्यसस्कृधि॥ ३॥

પદાર્થ : सोम-શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું दक्षम्-उत क्रतुं सन-આત્મબળને માનસ સંકલ્પને પ્રદાન કર मृधः-अपजहि-કામ આદિ ઘાતકોનો નાશ કર. શેષ પૂર્વવત. (૩)

१०५०. पवीतारः पुनीतन सोममिन्द्राय पातवे।
अथा नो वस्यसस्कृधि॥ ४॥

પદાર્થ : पवीतारः-હે મનન, વિવેચન, સ્મરણ, આત્મભાવ દ્વારા સામે લાવનાર મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર ! તમે सोमं पुनीतन-શાન્ત સ્વરૂપ પરમાત્માને વિશુદ્ધ કેવલરૂપમાં લાવો. इन्द्राय पातवे-આત્માને માટે રસરૂપમાં પાન કરવા માટે લાવો. શેષ પૂર્વવત્. (૪)

१०५१. त्वं सूर्ये न आ भज तव क्रत्वा तवोतिभिः।
अथा नो वस्यसस्कृधि॥ ५॥

પદાર્થ : त्वम्-હે સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું तव क्रत्वा-તારા-પોતાનાં પ્રજ્ઞાનથી तव ऊतिभिः-તારી-પોતાની રક્ષાઓથી नः-અમને ઉપાસકોને सूर्ये-आभज-તારા સૂર્યસ્વરૂપ સ્વર્ગ-મોક્ષધામમાં અપનાવી લે, પહોંચાડી દે. શેષ પૂર્વવત્. (૫)

१०५२. तव क्रत्वा तवोतिभिर्ज्योक् पश्येम सूर्यम्।
अथा नो वस्यसस्कृधि॥ ६॥

પદાર્થ : तव क्रत्वा-હે સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તારા-પોતાનાં પ્રજ્ઞાનથી तव ऊतिभिः-તારી-પોતાની રક્ષાઓથી सूर्यं ज्योक् पश्येम-ઉક્ત તારા-પોતાનાં સૂર્ય સ્વરૂપ-સ્વર્ગ મોક્ષધામને ચિરકાળ પર્યન્ત નિહાળતા રહીએ. મોક્ષમાં ચિરકાળ સુધી રહેવાની આકાંક્ષા છે. શેષ પૂર્વવત્. (૬)

१०५३. अभ्यर्ष स्वायुध सोम द्विबर्हसं रयिम्। अथा नो वस्यसस्कृधि॥ ७॥

પદાર્થ : स्वायुध सोम-હે સુ-શોભન-સર્વોત્તમ આયુ-મોક્ષની આયુને ધારણ કરાવનાર શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું ઉપાસકોને માટે द्विबर्हसं रयिम्-બન્ને લોકોમાં વૃદ્ધિ કરનાર ઐશ્વર્ય-અભ્યુદય અને નિઃશ્રેયસને अभ्यर्ष-પ્રેરિત કર-પ્રાપ્ત કરાવ. શેષ પૂર્વવત્. (૭)

१०५४. अभ्या३र्षानपच्युतो वाजिन्त्समत्सु सासहिः।
अथा नो वस्यसस्कृधि॥ ८ ॥

પદાર્થ : वाजिन्-હે અમૃત અન્નભોગના સ્વામિન્-દાતા अनपच्युतः-એકરસ રહેનાર તથા જેથી ઉપાસક અપચ્યુત થતો નથી તથા सासहिः-સ્વયં સહનશીલ તથા ઉપાસકોને સહનશીલ બનાવનાર समत्सु-તું અમને કામ આદિની સાથે સંઘર્ષ સમયે તથા અધ્યાત્મ હર્ષ-આનંદ પ્રસંગોમાં सभ्यर्ष-પ્રાપ્ત થા. શેષ પૂર્વવત્. (૮)

१०५५. त्वां यज्ञैरवीवृधन् पवमान विधर्मणि। अथा नो वस्यसस्कृधि॥ ९ ॥

પદાર્થ : पवमान-હે આનંદધારામાં પ્રાપ્ત થનાર પરમાત્મન્ ! विधर्मणि-વિશેષ ધર્મ-અધ્યાત્મગુણ લાભને માટે यज्ञैः-અધ્યાત્મયજ્ઞના યમ, નિયમ આદિ અંગો દ્વારા त्वाम्-अवीवृधन्-તને ઉપાસકજનો પોતાની અંદર પ્રવૃદ્ધ કરે છે. શેષ પૂર્વવત્. (૯)

१०५६. रयिं नश्चित्रमश्विनमिन्दो विश्वायुमा भर।
अथा नो वस्यसस्कृधि॥ १० ॥

પદાર્થ : इन्दो-હે આનંદરસપૂર્ણ પરમાત્મન્ ! તું नः-અમારે માટે चित्रम्-અદ્ભુત સન્માનીય અપૂર્વ સર્વોત્તમ अश्विनम्-અચલ विश्वायुं रयिम्-પૂર્ણ આયુવાળા પોષ-પુષ્ટિને आभर-આભરિત કરી દે-પૂર્ણ ભરી દે. શેષ પૂર્વવત્. (૧૦)

## सूक्त-२

१०५७. तरत्स मन्दी धावति धारा सुतस्यान्धसः। तरत्स मन्दी धावति॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૦૦

१०५८. उस्रा वेद वसूनां मर्तस्य देव्यवसः। तरत्स मन्दी धावति॥ २ ॥

પદાર્થ : देवी-उस्रा-સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માની દિવ્ય આનંદધારા શ્રેષ્ઠ પ્રેરિત કરનારી ઉન્નતિ પથ પર લઈ જનારી मर्तस्य वसूनाम्-ઉપાસક મનુષ્યોના પ્રાણોના अवसः-રક્ષણને वेद-પ્રાપ્ત કરાવે

છે, તેથી मन्दी-પરમાત્માની તે આનંદધારાનું પાન કરનાર सः-તે સ્તુતિકર્તા तरत्-પાપોથી તરીને धावति-પ્રગતિ કરે છે. (૨)

**१०५९. ध्वस्रयोः पुरुषन्त्योरा सहस्राणि दद्महे। तरत्स मन्दी धावति॥ ३॥**

પદાર્થ : હે સોમ-શાન્તસ્વરૂપ પરમાત્મન્ ! તારા ध्वस्रयोः--પાપ વિધ્વંસકો पुरुषन्त्योः-તું પુરુષ-પરમાત્માની સમીપ લઈ જનાર જપ અને અર્થભાવનની सहस्राणि-आदद्महे-હજારો આવૃત્તિઓ કરું. એમ કરનાર સંસારને તરીને, દોડતો જઈ રહ્યો છે. (૩)

**१०६०. आ ययोस्त्रिंशतं तना सहस्राणि च दद्महे। तरत्स मन्दी धावति॥ ४॥**

પદાર્થ : ययोः त्रिंशतम्-જેના ત્રીસ-ત્રીસેય દિવસ-રાત तना-ધનોની सहस्राणि आदद्महे-હજારો આવૃત્તિઓ કરું છું. શેષ પૂર્વવત્. (૪)

## સૂક્ત-3

**१०६१. एते सोमा असृक्षत गृणानाः शवसे महे। मदिन्तमस्य धारया॥ १॥**

પદાર્થ : एते सोमाः-गृणानाः-असृक्षत-એ સ્તુતિ કરવામાં આવતા શાન્ત સ્વરૂપ પરમાત્મા સાક્ષાત્ કરવામાં આવે છે. महे शवसे-મહાન આત્મબળ પ્રાપ્તિને માટે मदिन्तमस्य-धारया-અત્યંત હર્ષપ્રદ પરમાત્માની ધારણા દ્વારા અથવા સ્તુતિવાણી દ્વારા [સાક્ષાત્ કરવામાં આવે છે.](૧)

**१०६२. अभि गव्यानि वीतये नृम्णा पुनानो अर्षसि। सनद्वाजः परि स्रव॥ २॥**

પદાર્થ : पुनानः-હે સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું ઉપાસકોને પવિત્ર કરીને सनद्वाजः-શાશ્વતિક અમૃત અન્નભોગવાળા वीतये-તૃપ્તિને માટે गव्यानि-સ્તુતિવાણીથી સિદ્ધિવાળા नृम्णा-યશોભોગ अभि-अर्षसि-પ્રેરિત કરે છે, તેથી તું परिस्रव-અમારી તરફ પ્રાપ્ત થા. (૨)

**१०६३. उत नो गोमतीरिषो विश्वा अर्ष परिष्टुभः। गृणानो जमदग्निना॥ ३॥**

પદાર્થ : उत-અપિ ચ =અને नः-હે સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું મારા માટે ष्टुभः-गोमतीः विश्वाः-इषः-સ્તુત્ય-પ્રશંસનીય પ્રાર્થનાવાળી મારી કામનાઓ जमदग्निना गृणानः-મારા-પ્રજ્વલિત જ્ઞાનાગ્નિવાળા ઉપાસક દ્વારા સ્તુત કરવામાં આવતા-સ્તુતિને પ્રાપ્ત કરીને परि-अर्ष-પરિપૂર્ણ કર. (૩)

## ખંડ-3

## સૂક્ત-૧

**१०६४. इमं स्तोममर्हते जातवेदसे रथमिव सं महेमा मनीषया।**
**भद्रा हि नः प्रमतिरस्य संसद्यग्ने सख्ये मा रिषामा वयं तव॥ १ ॥**

પદાર્થ : इमं स्तोमम्-अर्हते जातवेदसे-એ સ્તુતિ સમૂહને પ્રાપ્ત કરવાને યોગ્ય ઉત્પન્ન માત્રને જાણનાર સર્વજ્ઞ પરમાત્માને रथम्-इव-રમણ સ્થાન રથની સમાન मनीषया सम्महेम-હાર્દિક ભાવનાથી સત્કૃત કરે છે. अस्य संसदि प्रभतिः-नः-भद्रा हि-તેની સંગતિમાં પ્રકૃષ્ટ મતિ-સ્થિર બુદ્ધિ કલ્યાણકારી બની જાય છે. તેથી अग्ने तव सख्ये वयं मा रिषाम-હે જ્ઞાન પ્રકાશ સ્વરૂપ પરમાત્મન્ ! તારી મિત્રતામાં અમે હિંસિત ન બની શકીએ. (૧)

**१०६५. भरामेध्मं कृणवामा हवींषि ते चितयन्तः पर्वणापर्वणा वयम्।**
**जीवातवे प्रतरां साधया धियोऽग्ने सख्ये मा रिषामा वयं तव॥ २ ॥**

પદાર્થ : अग्ने-હે જ્ઞાનપ્રકાશ સ્વરૂપ પરમાત્મન્ ! पर्वणा पर्वणा-પ્રતિ પર્વ પ્રત્યેક પ્રાતઃ સાયમ્ वयम्-અમે चितयन्तः-સાવધાન રહીને ते-તારી અંદર इध्मं भराम-અમારા આત્માને સમર્પિત કરીએ. हवींषि कृणवाम-મનઃ કામનાઓને તારા પ્રત્યે નમાવી દે जीवातवे-દીર્ઘજીવન-અમર જીવન-મોક્ષને માટે धियं प्रतरां साधय-અધ્યાત્મ કર્મોને પ્રકૃષ્ટ બનાવી દે તે सख्ये वयं मा रिषाम-તારી મિત્રતામાં રહીને કદી હિંસિત ન બનીએ. (૨)

**१०६६. शकेम त्वा समिधं साधया धियस्त्वे देवा हविरदन्त्याहुतम्।**
**त्वमादित्याँ आ वह तान् ह्यू३श्मस्यग्ने सख्ये मा रिषामा वयं तव॥ ३ ॥**

પદાર્થ : अग्ने त्वा समिधं शकेम-હે જ્ઞાનપ્રકાશ સ્વરૂપ પરમાત્મન્ ! અમારી અંદર તારો સમ્યક્ દીપ્ત-સમ્યક્ પ્રકાશમાન થયેલને ધારણ કરવામાં અમે સમર્થ છીએ. त्वे धियः साधय-તું અમારા અધ્યાત્મ કર્મોને સિદ્ધ કર. देवाः-आहुतं हविः-अदन्ति-જીવન મુક્ત અથવા મુક્ત આત્માઓ તને હોમેલી આત્મ હવિને-તેના પ્રતિફળને મુક્તિમાં આરોગે છે. ભોગવે છે. त्वम्-आदित्यान्-आवह-તું અમને અદિતિ-અખંડ સુખ સંપત્તિ મુક્તિમાં રહેનાર અધિકારી સંપાદન કર-બનાવ. तान् उश्मसि-અમે તે અમારાં મુક્ત રૂપોને ચાહીએ-ઇચ્છીએ છીએ. શેષ પૂર્વવત્. (૩)

## सूक्त-२

**१०६७. प्रति वां सूर उदिते मित्रं गृणीषे वरुणम्। अर्यमणं रिशादसम्॥ १ ॥**

પદાર્થ : सूरे उदिते-સૂર્ય ઉદય થતાં वां प्रति-તારા પ્રત્યેક નામ કહેવામાં આવતાં मित्रम्-સંસારમાં પ્રેરક वरुणम्-અમારી તરફ વરનાર-વરણ કરનાર रिशादसम्-अर्यमणम्-હિંસક-ઘાતકોને ફેંકનાર-ભગાડનાર, હિંસકોને ક્ષીણ કરનાર, હિંસકોને ખાઈ જનાર સર્વ સ્વામી આદિત્યની गृणीषे-સ્તુતિ કરું-

સ્તુતિ પાત્ર બનાવું. (૧)

१०६८. राया हिरण्यया मतिरियमवृकाय शवसे। इयं विप्रा मेधसातये॥ २॥

પદાર્થ : विप्राः-હે વિશેષ કામના પૂરક મિત્ર, વરુણ, અર્યમા, 'આદિત્ય', પ્રેરક, વરણ કરનાર, અખંડ સુખ સંપત્તિના સ્વામી પરમાત્મન્ ! इयं मतिः-આ તારી સ્તુતિ हिरण्यया राया-સોનેરી ધન-અધ્યાત્મધનની સાથે अवृकाय शवसे-અહિંસક બળ-શાન્તિ પ્રસારક બળ-અધ્યાત્મબળને માટે इयं मेधसातये-આ સ્તુતિ અધ્યાત્મયજ્ઞની સંપન્નતાને માટે સિદ્ધ થાય. (૨)

१०६९. ते स्याम देव वरुण ते मित्र सूरिभिः सह। इषं स्वश्च धीमहि॥ ३॥

પદાર્થ : देव वरुण ते स्याम-હે અમારી તરફ વરણ કરનાર પરમાત્મન્ ! અમે તારા બનીએ-તારાથી અલગ ન થઈએ. मित्र ते-હે પ્રેરક પરમાત્મન્ ! અમે તારા બનીએ-તારાથી અલગ ન થઈએ. सूरिभिः सह-સ્તુતિકર્તાઓની સાથે અમારાથી પૂર્વ સ્તુતિકર્તા જેમ તારા બની ગયા, તેમ અમે પણ તારા બની જઈએ. એની શ્રેણીમાં આવીને તારા બની જઈએ. (૩)

## સૂક્ત-3

१०७०. भिन्धि विश्वा अप द्विषः परि बाधो जही मृधः।
वसु स्पार्हं तदा भर॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૩૪

१०७१. यस्य ते विश्वमानुषग्भूरेर्दत्तस्य वेदति।
वसु स्पार्हं तदा भर॥ २॥

પદાર્થ : ते-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તારા यस्य भूरेः-दत्तस्य-જે બહુજ દાતવ્ય-દેવા યોગ્ય 'ધન'ને विश्वम्-आनुषक् वेदति-સર્વ મનુષ્યો આનુપૂર્વ્યથી-પરંપરાથી જાણે છે. तत् स्पार्हं वसु-आभर-તે સ્પૃહણીય સ્વ સમીપમાં વસાવનાર ધનને અમારા માટે આભરિત કર-દઈ દે-પ્રદાન કર. (૨)

१०७२. यद्वीडाविन्द्र यत् स्थिरे यत् पर्शाने पराभृतम्।
वसु स्पार्हं तदा भर॥ ३॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૦૭

## સૂક્ત-૪

**१०७३. यज्ञस्य हि स्थ ऋत्विजा सस्नी वाजेषु कर्मसु।**
**इन्द्राग्नी तस्य बोधतम्॥ १ ॥**

પદાર્થ : इन्द्राग्नी-હે ઐશ્વર્યવાન તથા જ્ઞાન-પ્રકાશ સ્વરૂપ પરમાત્મન્ ! તું यज्ञस्य-અધ્યાત્મયજ્ઞનો सस्नी-વિશુદ્ધ ऋत्विजा-યાજક-યજ્ઞ કરાવનાર स्थः-છે वाजेषु-कर्मसु-વાજ = અમૃત અન્નભોગવાળા અધ્યાત્મકર્મોમાં વિદ્યમાન तस्य बोधतम्-તે અધ્યાત્મયજ્ઞને જાણ-અપનાવ. (૧)

**१०७४. तोशासा रथयावाना वृत्रहणापराजिता। इन्द्राग्नी तस्य बोधतम्॥ २ ॥**

પદાર્થ : तोशासा-હે તુષ્ટ કરનાર रथयावाना-સંસારરથ પર આરૂઢ-સંસારના સ્વામી-સંસાર રથના ચાલક वृत्रहणा-પાપનાશક अपराजिता-કોઈથી નહિ હારનાર इन्द्राग्नी-ઐશ્વર્યવાન તથા જ્ઞાનપ્રકાશ સ્વરૂપ પરમાત્મન્ ! તું तस्य बोधतम्-તે અધ્યાત્મયજ્ઞને જાણ-અપનાવ. (૨)

**१०७५. इदं वां मदिरं मध्वधुक्षन्नद्रिभिर्नरः। इन्द्राग्नी तस्य बोधतम्॥ ३ ॥**

પદાર્થ : अद्रिभिः-नरः-પ્રશંસા કરનારા સ્તુતિ કરનારા મુમુક્ષુજનો वाम्-તારા માટે इदं मदिरं मधु अधुक्षन्-એ હર્ષકર-આનંદદાયક મધુર ઉપાસનારસનું દોહન કરે છે-પ્રસ્તુત કરે છે. इन्द्राग्नी तस्य बोधतम्-હે ઐશ્વર્યવાન જ્ઞાનપ્રકાશ સ્વરૂપ પરમાત્મન્ ! તે અધ્યાત્મયજ્ઞને જાણ-અપનાવ. (૩)

## ખંડ-૪

## સૂક્ત-૧

**१०७६. इन्द्रायेन्दो मरुत्वते पवस्व मधुमत्तमः।**
**अर्कस्य योनिमासदम्॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૭૨

**१०७७. तं त्वा विप्रा वचोविदः परिष्कृण्वन्ति धर्णसिम्।**
**सं त्वा मृजन्त्यायवः॥ २ ॥**

પદાર્થ : तं त्वा धर्णसिम्-તે તારો બળવાન સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માનો वचोविदः-विप्राः-સ્તુતિ પ્રકાર વેત્તા વિશેષ પ્રીતિ પ્રદર્શિત કરનારા વિદ્વાનો परिष्कृण्वन्ति-સાક્ષાત્ કરે છે. त्वा-તારો आयवः सं मृजन्ति-સાધારણ મનુષ્ય અલંકૃત-સત્કૃત કરે છે, તેથી સર્વનો ઉપાસ્ય છે. (૨)

**१०७८. रसं ते मित्रो अर्यमा पिबन्तु वरुणः कवे।**
**पवमानस्य मरुतः॥ ३॥**

પદાર્થ : કવે-ક્રાન્તદર્શી સર્વજ્ઞ સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મન્! તે-પવમાનસ્ય રસમ્-તારી આનંદધારામાં પ્રાપ્ત થનારના રસને મિત્રઃ અર્યમા વરુણ-મરુતઃ-પિબન્તુ-મિત્ર = સર્વથી સ્નેહ કરનાર વિશેષતઃ તારાથી સ્નેહ કરનાર, અર્યમા = તને સ્વામી માનનાર પોતાને તને આપનાર-સમર્પણ કરનાર, વરુણઃ-તને પૂર્ણ રૂપથી વરનાર, અન્યથી રાગ છોડનાર તથા મુમુક્ષુજનો પીએ-પાન કરે છે. પીવાના અધિકારી છે, અમે અધિકારી બનીએ. (૩)

## સૂક્ત-૨

**१०७९. मृज्यमानः सुहस्त्या समुद्रे वाचमिन्वसि।**
**रयिं पिशङ्गं बहुलं पुरुस्पृहं पवमानाभ्यर्षसि॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૧૭

**१०८०. पुनानो वारे पवमानो अव्यये वृषो अचिक्रदद्वने।**
**देवानां सोम पवमान निष्कृतं गोभिरञ्जानो अर्षसि॥ २॥**

પદાર્થ : પવમાન સોમ-હે આનંદધારામાં પ્રાપ્ત થનાર શાન્ત સ્વરૂપ પરમાત્મન્! તું ગોભિઃ-અઞ્જાનઃ-સ્તુતિ વાણીઓની સામે અલંકૃત થતાં-ઝલકતાં દેવાનાં નિષ્કૃતમ્-અર્ષસિ-ઉપાસકોનાં નિર્મળ હૃદયસ્થાનને પ્રાપ્ત થાય છે. પવમાનઃ પુનાનઃ-વૃષા-ઉ-ધારારૂપમાં આવીને પવિત્રકારક સુખવર્ષક બનીને અવ્યયે વારે વને અચિક્રદત્-અનશ્વર, વરનાર, સંભજન કરનારા આત્મામાં પ્રાપ્ત થાય છે. (૨)

## સૂક્ત-૩

**१०८१. एतमु त्यं दश क्षिपो मृजन्ति सिन्धुमातरम्। समादित्येभिरख्यत॥ १॥**

પદાર્થ : ઉ-એતં ત્યમ્-નિશ્ચય એ તે સિન્ધુમાતરમ્-સ્યંદનશીલ પૃથિવી, અન્તરિક્ષ, દ્યુલોકની પદાર્થ શક્તિઓની માતારૂપ અર્થાત્ નિર્માતાને દશ ક્ષિપઃ-મૃજન્તિ-દશ ફેંકેલી-ફેલાયેલી દિશાઓ પ્રાપ્ત છે તે એવો પરમાત્મા આદિત્યેભિઃ-અખ્યત-અદિતિ-અખંડિત મુક્તિના સાધનો શમ, દમ, યોગાભ્યાસ આદિ દ્વારા અન્તગત્મામાં દ્રષ્ટ થાય છે-સાક્ષાત્ થાય છે. (૧)

**१०८२. समिन्द्रेणोत वायुना सुत एति पवित्र आ। सं सूर्यस्य रश्मिभिः॥ २॥**

પદાર્થ : સુતઃ-ઉપાસના દ્વારા નિષ્પન્ન-સાક્ષાત્ થઈને સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા પવિત્રે-પ્રાપ્તિ

સ્થાન હૃદયમાં इन्द्रेण-उत वायुना सम्-आ एति-આત્માથી સમાગમ કરે છે. પુનઃ આયુની સાથે પણ सूर्यस्य रश्मिभिः सम् आ एति-હૃદયના પ્રાણોની સાથે સમાગમ કરે છે. આત્મામાં પરમાત્માનો સમાગમ લાભ થવાથી આત્માની અમર આયુ-મુક્તિની આયુ અને સાંસારિક જીવનની પ્રાપ્તિ થાય છે. (૨)

**१०८३. स नो भगाय वायवे पूष्णे पवस्व मधुमान्।**
**चारुर्मित्रे वरुणे च॥ ३॥**

પદાર્થ : सः-તે સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા नः-અમારા भगाय-આધ્યાત્મિક ઐશ્વર્ય અથવા આત્મિક તેજને માટે वायवे-મન અર્થાત્ મનોવિકાસને માટે पूष्णे-શારીરિક પુષ્ટિને માટે मधुमान् पवस्व-મધુરરૂપ બનીને પ્રાપ્ત થા. मित्रे वरुणे च चारुः-પ્રાણ-શ્વાસ અને અપાન-ઉચ્છ્વાસને માટે પણ અનુકૂળ રૂપ બન-પ્રાપ્ત થા. (૩)

## ખંડ-૫

## સૂક્ત-૧

**१०८४. रेवतीर्नः सधमाद इन्द्रे सन्तु तुविवाजाः। क्षुमन्तो याभिर्मदेम॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૫૩

**१०८५. आ घ त्वावान् त्मना युक्त स्तोतृभ्यो धृष्णवीयानः।**
**ऋणोरक्षं न चक्र्योः॥ २॥**

પદાર્થ : धृष्णो-હે કામ આદિ દોષોના ધર્ષક-ધકેલનાર ઈન્દ્ર-ઐશ્વર્યવાન પરમાત્મન્ ! त्वावानघ-તારા જેવો અનુપમ-તું જ છે. स्तोतृभ्यः-ईयानः-સ્તુતિકર્તાઓ દ્વારા પ્રાર્થ્યમાન-પ્રાર્થના કરવામાં આવતાં તેના માટે તેની સાથે त्मना युक्तः-પોતાના સ્વરૂપથી યુક્ત થઈને चक्र्योः-अक्षं न-રથના પૈડાંમાં ધરાની સમાન आ ऋणोः-સમગ્ર રૂપથી ગતિ આપ, મોક્ષની તરફ લઈ જા. (૨)

**१०८६. आ यद् दुवः शतक्रतवा कामं जरितॄणाम्।**
**ऋणोरक्षं न शचीभिः॥ ३॥**

પદાર્થ : शतक्रतो-હે બહુ જ-અનન્ત જ્ઞાન કર્મવાન પરમાત્માન્ ! તું जरितॄणाम्-સ્તુતિકર્તાઓનું यत्-दुवः कामम्-आ-ऋणोः-જે પરિચરણીય સેવનીય સુખ છે તેને કામનાનુસાર પ્રાપ્ત કરાવ शचीभिः-अक्षं न-आ-કર્મો દ્વારા ગતિવિધિઓથી જેમ અક્ષ-રથસ્વામીના ગન્તવ્ય-પ્રાપ્તવ્યને પ્રાપ્ત કરાવે છે. (૩)

## સૂક્ત-૨

१०८७. सुरूपकृत्नुमूतये सुदुघामिव गोदुहे। जुहूमसि द्यविद्यवि॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૬૦

१०८८. उप नः सवना गहि सोमस्य सोमपाः पिब। गोदा इद्रेवतो मदः ॥ २ ॥

પદાર્થ : सोमपाः-હે સોમ-ઉપાસનારસનું પાન કરનાર-સ્વીકાર કરનાર ઈન્દ્ર-ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું नः-અમારા सवना-उप-आगहि-ઉપાસના અવસરોમાં ઉપગત થા-પ્રાપ્ત થા. सोमस्य पिब-ઉપાસનારસનું પાન કરી-સ્વીકારી रेवतः-मदः-गोदाः-इत्-તુજ રેવાન્ ઐશ્વર્યવાન પરમાત્માને માટે સમર્પિત ઉપાસનારસ મને ઉપાસકને માટે જ્ઞાનપ્રદ અને આનંદયદાયક બને-બને છે. (૨)

१०८९. अथा ते अन्तमानां विद्याम सुमतीनाम्।
मा नो अति ख्य आ गहि॥ ३ ॥

પદાર્થ : अथ ते-તથા હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તારા अन्तमानाम्-અત્યંત સમીપ રહેલાં सुमतीनाम्-ઉત્તમ બુદ્ધિવાળા-સુમેધાવીઓ-જીવન મુક્તોની સમાન विद्याम-અમે તને જાણીએ मा नः-अतिख्य-અમને દર્શનથી વંચિત કર નહિ, તેથી आ गहि-તું અમારા સુધી આવ-તેવી ખૂબજ આકાંક્ષા છે. (૩)

## સૂક્ત-3

१०९०. उभे यदिन्द्र रोदसी आपप्राथोषाइव।
महान्तं त्वा महीनां सम्राजं चर्षणीनाम्।
देवी जनित्र्यजीजनद्भद्रा जनित्र्यजीजनत्॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૩૭૯

१०९१. दीर्घं ह्यङ्कुशं यथा शक्तिं बिभर्षि मन्तुमः।
पूर्वेण मघवन् पदा वयामजो यथा यमः।
देवी जनित्र्यजीजनद्भद्रा जनित्र्यजीजनत्॥ २ ॥

પદાર્થ : मन्तुमः-मघवन्-હે જ્ઞાનવાન્-સર્વથા જ્ઞાનવાન ઐશ્વર્યવાન પરમાત્મન્ ! दीर्घम्-अंकुशं-यथा-મોટા અંકુશની સમાન शक्तिं बिभर्षि-શક્તિને તું ધારણ કરે છે. पूर्वेण पदा वयाम्-अजः-यथा यमः-જેમ પોતાના આગળના પગો વડે બકરાં-બોકડો ઝાડઝાંખરાની ડાળીને સ્વાયત્ત કરે છે-સરળતાથી પકડી રાખે છે, તેમ તું પ્રકૃતિને સ્વાયત્ત કરે છે. તે जनित्री देवी-अजीजनत्-ઉત્પાદિકા દેવી સંસારને ઉત્પન્ન કરે છે. भद्रा जनित्री-अजीजनत्-કલ્યાણકારિણી ઉત્પાદિકા ઉત્પન્ન કરે છે. (૨)

१०९२. अव स्म दुर्हणायतो मर्तस्य तनुहि स्थिरम्।
अधस्पदं तमीं कृधि यो अस्माँ अभिदासति।
देवी जनित्र्यजीजनद्भद्रा जनित्र्यजीजनत्॥ ३ ॥

પદાર્થ : मर्तस्य-મનુષ્યને दूर्हणायतः स्थिरम्-દુરાધર્ષ-ખૂબજ દબાવનારા કામ આદિ દોષના બળને-સ્થિરતાને अव तनुहि स्म-હે ઇન્દ્ર-ઐશ્વર્યવાન પરમાત્મન્-નિર્બળ કરી દે. तम् इम् अधस्पदं कृधि-તેને અવશ્ય નીચે કરીને દબાવી દે. यः-अस्मान्-अभिदासति-જે અમને ક્ષીણ કરે છે અથવા દબાવવા માગે છે. આગળ પૂર્વવત્. (૩)

## ખંડ-૬

### સૂક્ત-૧

१०९३. परि स्वानो गिरिष्ठाः पवित्रे सोमो अक्षरत्। मदेषु सर्वधा असि॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૭૫

१०९४. त्वं विप्रस्त्वं कविर्मधु प्र जातमन्धसः। मदेषु सर्वधा असि॥ २ ॥

પદાર્થ : त्वं विप्रः-હે સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું વિશેષ રૂપથી તૃપ્ત કરનાર, त्वं कविः-ક્રાન્તદર્શી-સર્વજ્ઞ, अन्धसः-તારો અધ્યાનીય ઉપાસનીયનો मधु प्रजातम्-મધુરરસ પ્રસિદ્ધ છે. मदेषु सर्वधा-असि-હર્ષ-આનંદ આપનારમાં-આપનારનો સર્વધારક આધાર છે. (૨)

१०९५. त्वे विश्वे सजोषसो देवासः पीतिमाशत। मदेषु सर्वधा असि॥ ३ ॥

પદાર્થ : विश्वे देवासः सजोषसः-સમસ્ત મુમુક્ષુ વિદ્વાન તારી સમાન પ્રીતિ રાખનારા त्वे पीतिम्-आशत-તારા આધારથી અમૃતપાનનો સ્વાદ લે છે. मदेषु... આગળ પૂર્વવત્. (૩)

### સૂક્ત-૨

१०९६. स सुन्वे यो वसूनां यो रायामानेता य इडानाम्।
सोमो यः सुक्षितीनाम्॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૮૨

१०९७. यस्य त इन्द्रः पिबाद्यस्य मरुतो यस्य वार्यमणा भगः।

१ २र ३ १ २र ३ १ २ ३ २ ३ १ २ ३ २
आ येन मित्रावरुणा करामह एन्द्रमवसे महे॥ २॥

પદાર્થ : यस्य ते-હે સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! જે તારા આનંદરસનો इन्द्रः पिबात्-ઉપાસક આત્મા પાન કરે છે, यस्य मरुतः-જે તારા આનંદરસનું મુમુક્ષુજનો પાન કરે છે वा-અને अर्यमणा-भगः-આત્મસમર્પણકર્તા જનો તથા સાથે જ ભાગ્યશાળી આત્મ તેજવાળા પાન કરે છે. महे-अवसे येन मित्रावरुणा आकरामहे-મહાન રક્ષાને માટે જે તારા પરમાત્મા દ્વારા પ્રાણ અપાનને સ્વચ્છ પ્રબળ બનાવે. इन्द्रम्-आ-જે તારા-પરમાત્મા દ્વારા સ્વાત્માને પણ સ્વચ્છ પ્રબળ બનાવે-બનાવે છે. તેનો = તારો સમાગમ સ્તવન કરે છે. (૨)

## સૂક્ત-3

१ २ ३ १ २ ३ २ ३ १ २
१०९८. तं वः सखायो मदाय पुनानमभि गायत।
२ ३ २ ३ १ २ ३ १ २
शिशुं न हव्यैः स्वदयन्त गूर्तिभिः॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૬૯

२ ३ १२ ३ २ ३ १ २ ३ १ २
१०९९. सं वत्सइव मातृभिरिन्दुर्हिन्वानो अज्यते।
३ १ २र ३ २ ३ १ २
देवावीर्मदो मतिभिः परिष्कृतः॥ २॥

પદાર્થ : इन्दुः-આનંદરસપૂર્ણ શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! देवावीः-મુમુક્ષુ ઉપાસકોના રક્ષક, मदः-હર્ષકારી-આનંદદાયક, मतिभिः परिष्कृतः सम् अज्यते-સ્તુતિ વાણીઓ દ્વારા પરિપુષ્ટ થઈને સામે આવે છે-સાક્ષાત્ થાય છે. मातृभिः-हिन्वानः वत्सः-इव-દૂધ પાનારી માતાઓના દ્વારા વર્ધિત પોષિત બાળકની સમાન [તૃપ્ત કરે છે.](૨)

३ १ २र ३ १ २ ३ १ २र ३ १ २
११००. अयं दक्षाय साधनोऽयं शर्धाय वीतये।
३ २ ३ २ ३ १ २ ३ २
अयं देवेभ्यो मधुमत्तरः सुतः॥ ३॥

પદાર્થ : अयं सुतः-એ સાક્ષાત્ થઈને શાન્ત સ્વરૂપ પરમાત્મા देवेभ्यः-मधुमत्तरः-મુમુક્ષુજનોને માટે અત્યંત મધુરરસ રૂપ છે, अयं दक्षाय साधनः-એ સમૃદ્ધિને સાધનાર છે, अयं शर्धाय वीतये-એ બળ-આત્મબળને સાધનાર અને કામપૂર્તિને સાધનાર છે. [પરમ સાધન છે.] (૩)

## સૂક્ત-૪

१ २ ३ १ २ ३ १ २ ३ १ २
११०१. सोमाः पवन्त इन्दवोऽस्मभ्यं गातुवित्तमाः।

मित्राः स्वाना अरेपसः स्वाध्यः स्वर्विदः॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૪૮

१९०२. ते पूतासो विपश्चितः सोमासो दध्याशिरः।
सूरासो न दर्शतासो जिगत्नवो ध्रुवा घृते॥ २॥

પદાર્થ : ते सोमासः-તે સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા विपश्चितः-મેધાવીજનોને જાગૃત કરનાર મહા મેધાવી, दध्याशिरः-ધ્યાનથી મિશ્રણ કરનારા ઉપાસકોને ધ્યાનથી મેળ કરાવનાર, सूरासः-न दर्शतासः-સૂર્યની સમાન દર્શનીય, जिगत्नवः-સર્વત્ર ગતિમાન, घृते ध्रुवा-પોતાના તેજમાં સ્થિર-કદીપણ તેજ હીન થતો નથી. તેની ઉપાસના કરવી જોઈએ. (૨)

१९०३. सुष्वाणासो व्यद्रिभिश्चिताना गोरधि त्वचि।
इषमस्मभ्यमभितः समस्वरन् वसुविदः॥ ३॥

પદાર્થ : गोः-अधित्वचि-સ્તુતિ વાણીના પ્રસ્તાવમાં-પ્રબળ સ્તુતિ પ્રસંગમાં अद्रिभिः-શ્લોક-પ્રશંસા-સ્તુતિ કરનારા દ્વારા सुष्वाणासः-સમ્યક્ ઉપાસિત કરેલ विचितानः-વિશેષ જાગૃત કરનાર वसुविदः-ઐશ્વર્ય પ્રાપ્ત-સમસ્ત ઐશ્વર્યવાન પરમાત્મા ! अस्मभ्यम्-અમને-ઉપાસકોને માટે अभितः-સર્વત્રથી इषं समस्वरन्-કામનાને સંપ્રેરિત કર-પ્રદાન કર. (૩)

## સૂક્ત-૫

१९०४. अया पवा पवस्वैना वसूनि मांश्चत्व इन्दो सरसि प्र धन्व।
ब्रध्नश्चिद्यस्य वातो न जूतिं पुरुमेधाश्चित्तकवे नरं धात्॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૪૧

१९०५. उत न एना पवया पवस्वाधि श्रुते श्रवाय्यस्य तीर्थे।
षष्टिं सहस्रा नैगुतो वसूनि वृक्षं न पक्वं धूनवद्रणाय॥ २॥

પદાર્થ : श्रवाय्यस्य श्रुते-अधि तीर्थे-હે સોમ-ધારારૂપમાં પ્રાપ્ત થનાર પરમાત્મન્ ! તું શ્રવણીયના પ્રસિદ્ધ તારનાર સાધનસ્થાનમાં-અધ્યાત્મસ્થળ હૃદયમાં उत-અને અવશ્ય नः-અમારે માટે एना पवया-એ પાવનધારાથી पवस्व-પ્રાપ્ત થા. नैगुत-પોતાની અંદર આમંત્રણ શબ્દ કરનારના ઈષ્ટદેવ તું સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા षष्टिं सहस्रा वसूनि-સાઠ હજાર અસંખ્યવાળા વસાવનાર અધ્યાત્મસુખ ઐશ્વર્યોને रणाय-

રમણને માટે પ્રદાન કર. वृक्षं न पक्वं धूनवत्-જેમ વૃક્ષ પાકા ફળને ખેરવીને નીચે પાડી દે છે. (૨)

**१११०६. महीमे अस्य वृष नाम शूषे मांश्चत्वे वा पृशने वा वधत्रे।**
**अस्वापयन् निगुतः स्नेहयच्चापामित्राँ अपाचितो अचेतः॥ ३॥**

પદાર્થ : अस्य-એ સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માના इमे मही वृष नाम-મહાન કામ વર્ષણ-ઉપાસકોને માટે શ્રેષ્ઠ પદાર્થોની વૃષ્ટિ કરવી અને નાસ્તિકોને નમાવવા-દબાવવા દંડ આપવો એ બે ધર્મ शूषे-સુખરૂપ-સુખકર અને બળરૂપ છે. मांश्चत्वे-મનનીય वा-તથા पृशने-સ્પર્શનીય-સ્મરણીય અને वधत्रे-વધથી ત્રાણ-રક્ષા કરનાર છે. निगुतः-આન્તરિક ભાવથી તને આમંત્રિત કરનારાઓને अस्वापयत्-च-અને શાન્તિની નિદ્રામાં સુવડાવે છે. स्नेहयत्-સ્નેહ કરે છે. अमित्रान्-अप-अचेतः-શત્રુઓ-નાસ્તિકોને મૂઢ બનાવે છે. अचितः-अप-ધર્મ-કર્મ રહિતોને મૂઢ બનાવે છે.

## ખંડ-૭

### સૂક્ત-૧

**११०७. अग्ने त्वं नो अन्तम उत त्राता शिवो भुवो वरूथ्यः॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૪૮

**११०८. वसुरग्निर्वसुश्रवा अच्छा नक्षि द्युमत्तमो रयिं दाः॥ २॥**

પદાર્થ : अग्निः-અગ્રણી પરમાત્મા वसुः-ઉપાસકને પોતાનામાં વસાવનાર वसुश्रबाः-જેની પાસે વસાવનાર ધન છે. द्युमत्तमः-અત્યંત પ્રકાશમાન-સર્વ પ્રકાશક अच्छ नक्षि-તું સારી રીતે વ્યાપ્ત છે रयिं दाः-મોક્ષ ઐશ્વર્યને પ્રદાન કર. (૨)

**११०९. तं त्वा शोचिष्ठ दीदिवः सुम्नाय नूनमीमहे सखिभ्यः॥ ३॥**

પદાર્થ : शोचिष्ठ-હે અત્યંત દીપ્તિમાન ! दीदिवः-તેજસ્વી પરમાત્મન્ ! तं त्वा-તે તને सखिभ्यः-અમે તારા મિત્ર ઉપાસક सुम्नाय-સુખને માટે नूनम्-ईमहे-નિશ્ચિત પ્રાર્થિત કરીએ છીએ-પ્રાર્થનામાં લાવીએ છીએ. (૩)

### સૂક્ત-૨

**१११०. इमा नु कं भुवना सीषधेमेन्द्रश्च विश्वे च देवाः॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૫૨

**११११. यज्ञं च नस्तन्वं च प्रजां चादित्यैरिन्द्रः सह सीषधातु॥ २॥**

પદાર્થ : नः-અમારા यज्ञं च-આત્માને તથા तन्वं च-શરીરને प्रजां च-તથા પ્રજા, પુત્ર, શિષ્યને इन्द्रः-ઐશ્વર્યવાન પરમાત્મા अदित्यैः-सह सीषधातु-અદિતિ-મુક્તિના અધિકારી મુમુક્ષુ જીવન મુક્તો દ્વારા સિદ્ધ બનાવે. (૨)

**१११२. आदित्यैरिन्द्रः सगणो मरुद्भिरस्मभ्यं भेषजा करत्॥ ३॥**

પદાર્થ : इन्द्रः-પરમૈશ્વર્યવાન પરમાત્મા आदित्यैः-અદિતિ-અખંડ સુખસંપત્તિ મુક્તિના અધિકારી જીવન મુક્તો मरुद्भिः-મુમુક્ષુજનોની સાથે सगणः-ગુણવાન બનીને अस्मभ्यम्-અમારે માટે भेषजा करत्-સુખોને પ્રદાન કરે. (૩)

प्रर्वोर्चोप- ॥ ४ ॥

પદાર્થ : वः-હે ઉપાસક જનો ! તમે જે પરમાત્માની જ્યોતિ સર્વ જ્યોતિની જ્યોતિ છે, તે પરમાત્માની प्र-પ્રાર્થના કરો अर्च-અર્ચના-સ્તુતિ કરો उप-ઉપાસના કરો.

આ સાયણ મતમાં એક મંત્ર છે. પરંતુ માધવે તેને પોતાનાં વિવરણમાં પૂર્વાર્ચિકમાં આવેલા ત્રણ મંત્રોનાં પ્રતીક રૂપ માનેલ છે. જે મંત્રો નિમ્ન છે.

**१११३. प्र व इन्द्राय वृत्रहन्तमाय विप्राय गाथं गायत यं जुजोषते॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૪૬

**१११४. अर्चन्त्यर्कं मरुतः स्वर्का आ स्तोभति श्रुतो युवा स इन्द्रः॥ २॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૪૫

**१११५. उप प्रक्षे मधुमति क्षियन्तः पुष्येम रयिं धीमहे त इन्द्र॥ ३॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૪૪

इति सप्तमोऽध्यायः, चतुर्थप्रपाठकस्य प्रथमोऽर्धः ॥

★ ★ ★

# अथ अष्टमोऽध्यायः

## चतुर्थप्रपाठकस्य द्वितीयोऽर्धः

### ખંડ-૧

### સૂક્ત-૧

૧૧૧૬. प्र काव्यमुशनेव ब्रुवाणो देवो देवानां जनिमा विवक्ति।
महिव्रतः शुचिबन्धुः पावकः पदा वराहो अभ्येति रेभन्॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૨૪

૧૧૧૭. प्र हंसासस्तृपला वग्नुमच्छामादस्तं वृषगणा अयासुः।
अङ्गोषिणं पवमानं सखायो दुर्मर्षं वाणं प्र वदन्ति साकम्॥ २ ॥

પદાર્થ : हंसासः-तृपला वृषगणाः-વાસનાઓનું હનન કરેલ બ્રાહ્મણ તૃપ્ત-આપ્તકામ-સુખવર્ષક સોમ-પરમાત્માના ઉપાસકજનો वग्नुम्-अच्छ-સ્તુતિ વાણીને લક્ષ્ય કરીને-સ્તુતિ કરવાને अमात्-अस्तं प्र-अयासुः-રાગ ભયથી બચવા માટે ધ્યાન સ્થાન પર પ્રાપ્ત થાય છે-પહોંચે છે. सखायः-તે પરમાત્માના મિત્ર ઉપાસક अङ्गोषिणम्-આંગુષ-સ્તોમ સ્તુતિસમૂહ જેનો છે જેના માટે છે તે આંગૂષી दुर्मर्षम्-દુઃખનાશક वाणम्-આશ્રયરૂપ पवमानम्-આનંદધારામાં પ્રાપ્ત થનાર પરમાત્માને साकं प्रवदन्ति-સંગ કરીને-પાસે જઈને પ્રાર્થના પ્રસ્તવન-પ્રકૃષ્ટ સ્તવન-અત્યંત સ્તુતિ કરે છે. (૨)

૧૧૧૮. स योजत उरुगायस्य जूतिं वृथा क्रीडन्तं मिमते न गावः।
परीणसं कृणुते तिग्मशृङ्गो दिवा हरिर्ददृशे नक्तमृज्रः॥ ३ ॥

પદાર્થ : सः-તે સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા उरुगायस्य-અત્યંત સ્તુતિકર્તાની जूतिम्-પ્રીતિને योजत-યુક્ત થાય છે-અપનાવે છે. गावः-સ્તોતા-સ્તુતિ કરનારા वृथा क्रीडन्तम्-નિષ્કામ જગત રચનારૂપ ક્રીડા કરતાં પરમાત્માને मिमते न-માપી શકતા નથી પરિમિત કરી શકતા નથી. परीणसं कृणुते-કારણ કે અનેકવિધ અન્નભોગ્ય અર્થાત્ જગતને રચે છે. તેથી તે પરિમિત થતો નથી. तिग्मश्रृङ्ग-ઉત્સાહક શ્રૃંગ-જ્ઞાનજ્વલને જેની જ્વાળાઓ રશ્મિઓ વેદરૂપ છે. दिवा नक्तम्-દિવસ-રાત हरिः ऋज्रः-ददृशे-તે દુઃખહર્તા, સુખદાતા અને પ્રેરક સરળ માર્ગ નાયક ઉપાસકને સાક્ષાત્ થાય છે. (૩)

૧૧૧૯. प्र स्वानासो रथाइवार्वन्तो न श्रवस्यवः। सोमासो राये अक्रमुः ॥ ४॥

પદાર્થ : स्वानासः-નિષ્પદ્યમાન-ઉપાસિત થયેલ ઉપાસનામાં લાવેલ श्रवस्यवः-ઉપાસકને સાંભળવા ચાહતા सोमासः-શાન્ત સ્વરૂપ પરમાત્મા राये-ઉપાસકને મોક્ષૈશ્વર્ય પ્રદાન કરવા માટે रथाः-इव-રથની સમાન अर्वन्तः न-ઘોડાઓની સમાન प्र-अक्रमुः-પ્રગતિ-પ્રયત્નોથી પ્રાપ્ત થાય છે. (૪)

१ १२०. हिन्वानासो रथाइव दधन्विरे गभस्त्योः। भरासः कारिणामिव॥ ५॥

પદાર્થ : हिन्वानासः-रथाः-इव-આગળ વધતાં રથવાળા ઘોડાઓની સમાન અથવા कारिणां भरासः-इवः-શિલ્પકારી કારીગરોનું ભરણ કરનારા ચાલતાં કલા ભાગોની સમાન गभस्त्योः-दधन्विरे-સંતાન ત્યાગ-ગૃહસ્થ ત્યાગ ભાવના કરનારા અથવા અજ્ઞાન અંધકારને દૂર કરનારા અભ્યાસ અને વૈરાગ્યમાં સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા પ્રાપ્ત થાય છે.

१ १२१. राजानो न प्रशस्तिभिः सोमासो गोभिरञ्जते।
यज्ञो न सप्त धातृभिः॥ ६॥

પદાર્થ : प्रशस्तिभिः-राजानः-न-પ્રશસ્ત વાણીઓ-પ્રશંસાઓથી રાજાઓ જેમ પ્રસન્ન થાય છે सप्तधातृभिः-यज्ञः-न-સાત હોતાઓ ઋત્વિજો દ્વારા જેમ યજ્ઞ સંપન્ન અર્થાત્ સુસિદ્ધ થાય છે, તેમ गोभिः सोमासः-अञ्जते-સ્તુતિઓ દ્વારા શાન્ત સ્વરૂપ પરમાત્મા પ્રસન્ન-સાક્ષાત્ થાય છે. (૬)

१ १२२. परि स्वानास इन्दवो मदाय बर्हणा गिरा। मधो अर्षन्ति धारया॥ ७॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૮૫

१ १२३. आपानासो विवस्वतो जिन्वन्त उषसो भगम्।
सूरा अण्वं वि तन्वते॥ ८॥

પદાર્થ : आपानासः-સર્વત્ર વ્યાપક-સર્વને પ્રાપ્ત થઈને સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા विवस्वतः-उषसः-भगं जिन्वन्तः-સૂર્યનાં અને ઊષાનાં તેજ અને શોભાને પ્રેરિત કરીને-સૂર્યમાં તેજ અને ઊષામાં શોભા આપીને सूराः-ઉપાસના દ્વારા નિષ્પન્ન-સાક્ષાત્ થઈને પરમાત્મા अण्वं वितन्वते-અણુ પરિમાણ-માપવાળા ઉપાસકના આત્માને વિશેષ ઉપકૃત કરે છે. (૮)

१ १२४. अप द्वारा मतीनां प्रत्ना ऋण्वन्ति कारवः। वृष्णो हरसः आयवः॥ ९॥

પદાર્થ : प्रत्नाः-कारवः-મુમુક્ષુ સ્તુતિ કરનારા वृष्णः हरसः-आयवः-સુખવર્ષક સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માને પોતાની અંદર ગ્રહણ કરનારા જનો मतीनां द्वारा-अप-ऋण्वन्ति-પોતાની મતિઓ-બુદ્ધિઓનાં

દ્વાર હટાવી દે છે-બારણાં ખોલી નાખે છે. (૯)

**११२५. समीचीनास आशत होतारः सप्तजानयः। पदमेकस्य पिप्रतः॥ १०॥**

પદાર્થ : सप्त जानयः-સાત જાયા-પત્નીઓ-પત્નીની સમાન રક્ષણીય તથા હિત સાધનારા-મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, શ્રોત, નેત્ર અને વાણી. પરમાત્માનું મનથી મન, બુદ્ધિથી વિવેચન, ચિત્તથી સ્મરણ, અહંકારથી અપનાવવું, શ્રોતથી શ્રવણ, નેત્રથી વિભૂતિદર્શન અને વાણીથી સ્તવન હિતકર બને છે, તેમ समीचीनासः-પરમાત્માને સમ્યક્ પ્રાપ્ત કરનારા યોગયુક્ત होतारः-પરમાત્માને આમંત્રિત કરનારા મુમુક્ષુ ઉપાસકજનો पिप्रतः-एकस्य-વિશ્વને પૂર્ણ કરનાર મહાન એકલા સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માનું पदम्-आशत-સ્વરૂપ અથવા પ્રાપ્ત કરવા યોગ્ય મોક્ષને પ્રાપ્ત કરે છે. (૧૦)

**११२६. नाभा नाभिं न आ ददे चक्षुषा सूर्यं दृशे। कवेरपत्यमा दुहे॥ ११॥**

પદાર્થ : नाभिं नः-नाभा-आददे-વિશ્વને પોતાની સાથે બાંધનાર વિવેક કેન્દ્રભૂત તથા વિશ્વના મધ્યરૂપ સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માને અમારી પોતાની મધ્યમાં-અંદર ગ્રહણ કરીને અપનાવીએ અથવા આધાન કરીએ. चक्षुषा सूर्यम्-आदृशे-પુનઃ જ્ઞાન નેત્ર દ્વારા સરણશીલ સર્વત્ર વ્યાપનશીલ સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માને સમગ્ર રૂપથી નિહાળી શકું-સાક્ષાત્ કરી શકું, कवेः-अपत्थम्-आदुहे-સ્તુતિકર્તા ઉપાસકનું પતન ન થવા દેનાર-રક્ષક સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માનું સમગ્ર રૂપથી દોહન કરું-પોતાની અંદર સમાવી લઉં. અર્થાત્ ક્રાન્તદર્શી પરમાત્માને અપત્યરૂપ-તેનાથી ઉત્પન્ન આનંદરસનું દોહન કરું. (૧૧)

**११२७. अभि प्रियं दिवस्पदमध्वर्युभिर्गुहा हितम्। सूरः पश्यति चक्षसा॥ १२॥**

પદાર્થ : दिवः पदं प्रियम्-દ્યૌ-જેનાથી મોક્ષ પ્રાપ્ત કરવામાં આવે છે. તેની પ્રાપ્તિ માટે સોમ-શાન્તસ્વરૂપ પરમાત્માને अध्वर्युभिः-મનોભાવનાઓથી गुहाहितम्-ગુહા નિહિત કરેલ જેમ सूरः-चक्षसा-अभि पश्यति-સેવન કરનાર ઉપાસક પોતાની જ્ઞાન દ્રષ્ટિથી સન્મુખ નિહાળે છે-સાક્ષાત્ કરે છે. (૧૨)

## ખંડ-૨

## સૂક્ત-૧

**११२८. असृग्रमिन्दवः पथा धर्मन्नृतस्य सुश्रियः। विदाना अस्य योजना॥ १॥**

પદાર્થ : सुश्रियः-શ્રેષ્ઠ શોભિત કરનાર इन्दवः-આનંદરસપૂર્ણ પરમાત્મા ऋतस्य धर्मन्-અધ્યાત્મ-યજ્ઞના ધર્મમાં-આચરણમાં पथा-असृग्रम्-યોગાભ્યાસ માર્ગથી પ્રાપ્ત થાય છે. अस्य योजना विदानाः-એ અધ્યાત્મમાર્ગના યુક્તિક્રમોને જણાવતાં. [પ્રાપ્ત થાય છે.] (૧)

**૧૧૨૯. प्र धारा मधो अग्रियो महीरपो वि गाहते। हविर्हविःषु वन्द्यः ॥ २ ॥**

પદાર્થ : मधोः-अग्रियः-धारा-મધુર સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માની શ્રેષ્ઠ આનંદધારાઓ महिः-अपः-विगाहते-મહાન આપ્તજનોની તરફ વિગાહન કરે છે-પ્રાપ્ત થાય છે. हविः षु हविः-वन्द्यः-સર્વ હવિઓમાં તે હવિ સ્તુતિ યોગ્ય છે. (૨)

**૧૧૩૦. प्र युजा वाचो अग्रियो वृषो अचिक्रदद्वने। सद्माभि सत्यो अध्वरः ॥ ३ ॥**

પદાર્થ : वृषा-उ-કામવર્ષક सत्यः-अध्वरः-સત્ય સ્વરૂપ અને સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા अग्रियः-युजाः-वाचः-અગ્ર-સૃષ્ટિના આરંભથી યુક્ત-આનુપૂર્વીરૂપ મંત્રવાણીઓને वने सद्म-સંભજન સ્થાન ઋષિઓનાં અન્તઃકરણમાં अभि प्र-अचिक्रदत्-સાક્ષાત્ થઈને પ્રવચન કરે છે. (૩)

**૧૧૩૧. परि यत्काव्या कविर्नृम्णा पुनानो अर्षति। स्वर्वाजी सिषासति ॥ ४ ॥**

પદાર્થ : कविः-ક્રાન્તદર્શી સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા यत्-જ્યારે नृम्णा पुनानः-મંત્રરૂપ જ્ઞાનધનોને વહાવવા માટે परि अर्षति-સંભજન સ્થાન-ઋષિઓનાં અન્તઃકરણને પરિપ્રાપ્ત થાય છે, ત્યારે स्वर्वाजी काव्या सिषासति-સ્વઃ-મોક્ષ ભાગવાળો મોક્ષ ચાહનાર ઉપાસક આત્મા તે કાવ્યધનો મંત્ર જ્ઞાનોને સંભજન કરવા ચાહે છે. (૪)

**૧૧૩૨. पवमानो अभि स्पृधो विशो राजेव सीदति। यदीमृण्वन्ति वेधसः ॥ ५ ॥**

પદાર્થ : वेधसः-यत्-ईम्-ऋण्वन्ति-ઉપાસક મેધાવી આત્માઓ જ્યારે એ સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માને પ્રાપ્ત કરે છે, ત્યારે पवमानः-स्पृधः-अभि सीदति-જ્ઞાનધારામાં આવીને પરમાત્મા તેની સાથે સંઘર્ષ કરનારા પાપ, કામ આદિ દોષોને દબાવી દે છે-દમન કરે છે. राजा-इव विशः-જેમ રાજા પ્રજા પર અધિકાર કરે છે, તેના ઉપદ્રવોને દબાવી દે છે. (૪)

**૧૧૩૩. अव्या वारे परि प्रियो हरिर्वनेषु सीदति। रेभो वनुष्यते मती ॥ ६ ॥**

પદાર્થ : प्रियः-हरिः-પ્રિય દુઃખહર્તા, સુખદાતા પરમાત્મા वनेषु-વનન-સંભજન સ્થાનો મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર અન્તઃસ્થાનોમાં अव्याः-वारे परि-પૃથિવીનું વારણ-પાર્થિવ શરીરથી પર-તેની સામે પાર सीदति-પ્રાપ્ત થાય છે, ત્યારે मती रेभः-वनुष्यते-સ્તુતિ દ્વારા સ્તુતિકર્તા સેવન કરે છે-પ્રાપ્ત કરે છે. (૬)

**૧૧૩૪. स वायुमिन्द्रमश्विना साकं मदेन गच्छति। रणा यो अस्य धर्मणा ॥ ७ ॥**

પદાર્થ : यः-જે ઉપાસક अस्य धर्मणा-એ સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માના ધર્મ-મદ-હર્ષાનંદ પ્રાપ્ત કરવાથી 'अस्मिन्'-એ જ સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મામાં रण-રમણ કરે છે. सः-તે એવો ઉપાસક वायुम्-

આયુને इन्द्रम्-વાણીને अश्विना-શ્રોત્રોને मदेन-તે હર્ષાનંદને લઈને गच्छति-પ્રાપ્ત થાય છે, તેના જીવનમાં હર્ષ-આનંદ, વાણીમાં હર્ષ અને શ્રવણમાં પણ હર્ષ રહે છે. (૭)

**११३५. आ मित्रे वरुणे भगे मधोः पवन्त ऊर्मयः।**
**विदाना अस्य शक्मभिः॥ ८॥**

પદાર્થ : शक्मभिः-યમ, નિયમ, આસન, પ્રાણાયામ આદિ, શમ, દમ આદિ અધ્યાત્મ કર્મો દ્વારા अस्य-એ સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માને विदानाः-જાણનારા છે, તે ઉપાસકોના मित्रे-પ્રાણમાં वरुणे-અપાનમાં भगे-મસ્તિષ્કસ્થ ઓજમાં मधोः-મધુમય પરમાત્માના ऊर्मयः-આનંદ તરંગો-ધારાઓ आ पवन्ते-સમગ્રરૂપથી પહોંચી જાય છે. વસી જાય છે. (૮)

**११३६. अस्मभ्यं रोदसी रयिं मध्वो वाजस्य सातये।**
**श्रवो वसूनि सञ्जितम्॥ ९॥**

ભાવાર્થ : रोदसी-હે વિશ્વના રોધ-તટ સમાન દ્યુલોક અને પૃથિવીલોક તમે તમારા વ્યાપક રચયિતા मध्वः-वाजस्य सातये-મધુર સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માની પ્રાપ્તિને માટે अस्मभ्यम्-અમારે-ઉપાસકોને માટે रयिं श्रवः-वसूनि-પોષ-પોષણ કરવા યોગ્ય આહાર, શ્રવણીય જ્ઞાન અને વસાવનાર-જીવનોપયોગી સાધનોને सञ्जितम्-અમારી અંદર સંપન્ન કરો-આપો. (૯)

**११३७. आ ते दक्षं मयोभुवं वह्निमद्या वृणीमहे। पान्तमा पुरुस्पृहम्॥ १०॥**

પદાર્થ : ते-હે સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મન! તારા मयोभुवम्-સુખને ભાવિત કરનારા वह्निम्-નિર્વાહક पान्तम्-પાલન, રક્ષણ કરનારા पुरुस्पृहम्-બહુજ સ્પૃહ કરવા યોગ્ય, ચાહવા યોગ્ય दक्षम्-બળ સ્વરૂપને अद्य-આજ-અત્યારે, તુરતજ आवृणीमहे-અમારી અંદર સમગ્રરૂપથી વરીએ છીએ-ધારણ કરીએ છીએ. (૧૦)

**११३८. आ मन्द्रमा वरेण्यमा विप्रमा मनीषिणम्। पान्तमा पुरुस्पृहम्॥ ११॥**

ભાવાર્થ : मन्द्रम्-आ-હે સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મન્! તારા હર્ષકર-આનંદપ્રદને અમે સમગ્રરૂપથી વરીએ છીએ-અમારી અંદર ધારણ કરીએ છીએ. वरेण्यम्-आ-વરવા યોગ્ય-અવશ્ય વરણીયને અમારી અંદર સમસ્ત રૂપથી ધારણ કરીએ છીએ. विप्रम्-आ-વિશેષ કામનાપૂરકને અમારી અંદર ધારણ કરીએ છીએ. मनीषिणम्-आ-સ્વતઃ જ્ઞાનવાનને અપનાવીએ છીએ. पान्तम्-आ पुरुस्पृहम्-રક્ષકને તથા અત્યંત ચાહવા યોગ્યને અપનાવીએ છીએ. (૧૧)

**११३९. आ रयिमा सुचेतुनमा सुक्रतो तनूष्वा। पान्तमा पुरुस्पृहम्॥ १२॥**

પદાર્થ : સુક્રતો-હે ઉત્તમ પ્રજ્ઞાન કર્મવાળા સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! રયિમ્-આ-તને ધનરૂપને અપનાવીએ છીએ. સુચેતુનમ્-આ-તને-સમ્યક્ ચેતવનારને અપનાવીએ છીએ. તનૂષુ-આ-અમારા અંગો-અંગોમાં અપનાવીએ છીએ. પાન્તં પુરુસ્પૃહમ્-આ-તને રક્ષકને, અત્યંત સ્પૃહણીયને અપનાવીએ છીએ. (૧૨)

## ખંડ-૩

## સૂક્ત-૧

**११४०. मूर्धानं दिवो अरतिं पृथिव्या वैश्वानरमृत आ जातमग्निम्।**
**कविं सम्राजमतिथिं जनानामासन्नः पात्रं जनयन्त देवाः॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૬૭

**११४१. त्वां विश्वे अमृत जायमानं शिशुं न देवा अभि सं नवन्ते।**
**तव क्रतुभिरमृतत्वमायन् वैश्वानर यत्पित्रोरदीदेः॥ २॥**

પદાર્થ : અમૃત વૈશ્વાનર-હે અમૃત સ્વરૂપ અથવા મરણ રહિત એકરસ વિશ્વનાયક પરમાત્મન્ ! વિશ્વે દેવાઃ-બ્રાહ્મણ-બ્રહ્મજ્ઞાની-મુમુક્ષુજન ત્વાં જાયમાનમ્-અભિ સં નવન્તે-તને હૃદયમાં પ્રસિદ્ધ થયેલ-સાક્ષાત્ થયેલ પરમાત્માને અભિસંગત બનીએ છીએ-આલિંગન કરીએ છીએ. શિશું ન-જેમ ઉત્પન્ન બાળકને લોકો આલિંગન કરે છે. તવ ક્રતુભિઃ-તારા પ્રજ્ઞાનો-મંત્રજ્ઞાનો દ્વારા અમૃતત્વમ્-આયન્-અમરત્વ-અમરતાને પ્રાપ્ત થાય છે. યત્-જે પિત્રોઃ-અદીદેઃ-મનોમાં-મન અને બુદ્ધિમાં પ્રકાશમાન થઈ જાય છે. (૨)

**११४२. नाभिं यज्ञानां सदनं रयीणां महामाहावमभि सं नवन्त।**
**वैश्वानरं रथ्यमध्वराणां यज्ञस्य केतुं जनयन्त देवाः॥ ३॥**

પદાર્થ : યજ્ઞાનાં નાભિમ્-શ્રેષ્ઠતમ કર્મોનું કેન્દ્ર-જેને લક્ષ્ય કરીને શ્રેષ્ઠકર્મ કરવામાં આવે છે તેને રયીણાં સદનમ્-વિવિધ ઐશ્વર્યના સ્થાનોને મહામ્-આહાવમ્-મહાન અધ્યાત્મરસપાન આનંદ સરોવરરૂપ પરમાત્માને અભિ સં નવન્તે-મુમુક્ષુ ઉપાસકજનો ભેટે છે. તથા અધ્વરાણાં રથ્યં યજ્ઞસ્ય કેતું વૈશ્વાનરમ્-પ્રાણોના, ઇન્દ્રિયોના વિષયરસ વાહક, અધ્યાત્મ જ્ઞાપક, વિશ્વનાયક પરમાત્માને દેવાઃ-જનયન્ત-મુમુક્ષુ ઉપાસક પ્રસિદ્ધ કરે છે-પોતાની અંદર સાક્ષાત્ કરે છે. (૩)

## સૂક્ત-૨

**११४३. प्र वो मित्राय गायत वरुणाय विपा गिरा। महिक्षत्रावृतं बृहत्॥ १॥**

ભાવાર્થ : वः-હે ઉપાસકો તમે मित्राय-અભ્યુદય કાર્યમાં પ્રેરક પરમાત્માને માટે वरुणाय-મોક્ષ પ્રાપ્તિને માટે પોતાની તરફ વરણીય પરમાત્માને માટે विपा गिरा-વિશેષ સ્તુતિ કરનારી વાણી દ્વારા ऋतं बृहत्-प्रगायत-સત્ય અને મહાન-સુંદર ગાન કરો, વખાણ કરો. महिक्षत्रौ-જે મહાન ધનવાળા છે. (૧)

**११४४. सम्राजा या घृतयोनी मित्रश्चोभा वरुणश्च। देवा देवेषु प्रशस्ता॥ २॥**

પદાર્થ : या-જે सम्राजा-સમ્યક્ રાજમાન-પ્રકાશમાન घृतयोनी-તેજનો આશ્રય-મહા તેજસ્વી मित्रः च वरुणः च-મિત્ર અને વરુણ च उभा-એ બન્ને ધર્મવાળા देवाः-દેવ देवेषु प्रशस्ता-મુમુક્ષુ ઉપાસકોમાં પ્રશંસનીય છે. (૨)

**११४५. ता नः शक्तं पार्थिवस्य महो रायो दिव्यस्य। महि वां क्षत्रं देवेषु॥ ३॥**

પદાર્થ : ता-તે અભ્યુદયના પ્રેરક મોક્ષ માટે પોતાની તરફ વરણીય પરમાત્મા नः-અમારે-ઉપાસકોને માટે पार्थिवस्य महः रायः-પૃથિવી સંબંધી મહાન પોષ અભ્યુદય સાધનના दिव्यस्य-મોક્ષધામ સંબંધી મહાન આનંદધન નિઃશ્રેયસ-મોક્ષ રૂપના પ્રદાન કરવામાં शक्तम्-સમર્થ છે. वाम्-તમારું क्षत्रं देवेषु-महि-એ ધનદાન અથવા બળ મુમુક્ષુ ઉપાસકોમાં મહનીય-પ્રશંસનીય છે. (૩)

## સૂક્ત-3

**११४६. इन्द्रा याहि चित्रभानो सुता इमे त्वायवः। अण्वीभिस्तना पूतासः॥ १॥**

પદાર્થ : चित्रभानो-इन्द्र-હે અદ્ભુત દીપ્તિવાળા ઈન્દ્ર પરમાત્મન્ ! તું आयाहि-આવ-પ્રાપ્ત થા. त्वायवः-इमे सुताः-તું જેને ચાહે છે એવો એ નિષ્પન્ન ઉપાસનારસ अण्वीभि-तना-સૂક્ષ્મ ગંભીર આન્તરિક શ્રદ્ધાઓ દ્વારા पूतासः-અધ્યેષિત-પ્રસ્તુત છે તેનો સ્વીકાર કર. (૧)

**११४७. इन्द्रा याहि धियेषितो विप्रजूतः सुतावतः। उप ब्रह्माणि वाघतः॥ २॥**

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું धिया-इषितः-ધ્યાનની સાધનભૂત સ્તુતિવાણીથી પ્રાપ્ત થનાર विप्रजूतः-બ્રાહ્મણ-બ્રહ્મનું ચિંતન કરનાર દ્વારા પ્રીત-પ્રસન્ન થનાર सुतावतः-वाघतः-ઉપાસના રસવાળા મેધાવી ઉપાસકોના ब्रह्माणि-उप आ याहि-મંત્ર સ્તવનોથી ઉપેત થા-પ્રાપ્ત થા. (૨)

**११४८. इन्द्रा याहि तूतुजान उप ब्रह्माणि हरिवः। सुते दधिष्व नश्चनः॥ ३॥**

પદાર્થ : हरिवः इन्द्र-હે ઋક્ સામ-સ્તુતિ ઉપાસનાવાળા ઐશ્વર્યવાન પરમાત્મન્ ! तूतुजानः-શીઘ્રતા

કરીને ब्रह्माणि-उप-आयाहि-મંત્ર સ્તોત્રોની તરફ सुते नः-चनः-दधिस्व-ઉપાસનારસ સિદ્ધ થતાં અમારે માટે અમૃત-આનંદરૂપ અન્ન ધારણ કરાવ. (૩)

## સૂક્ત-૪

**૧૧૪૯. तमीडिष्व यो अर्चिषा वना विश्वा परिष्वजत्।**
**कृष्णा कृणोति जिह्वया॥ १॥**

પદાર્થ : तम् ईडिष्व-હે ઉપાસક જન ! તું તે પ્રકાશ સ્વરૂપ પરમાત્માની સ્તુતિ કર. यः-જે अर्चिषा-પોતાની પ્રકાશ શક્તિથી विश्वा वना परिष्वजत्-સમસ્ત રશ્મિમાન-જ્યોતિષ્માન સૂર્ય આદિને परितः-પ્રાપ્ત થાય છે.-તેને જ્યોતિ આપે છે-પ્રકાશિત કરે છે. जिह्वया कृष्णा कृणोति-પુનઃ પોતાની અંદર ગ્રહણ શક્તિથી અંધકાર બનાવી દે છે-પ્રલય સમયમાં એવો જગત રચયિતા પ્રલયકર્તા પરમાત્મા છે, તે ઉપાસ્ય છે. (૧)

**૧૧૫૦. य इद्ध आविवासति सुम्नमिन्द्रस्य मर्त्यः। द्युम्नाय सुतरा अपः॥ २॥**

પદાર્થ : यः-मर्त्यः-જે મનુષ્ય इद्धे-इन्द्रस्य 'इन्द्रे'-દીપ્ત ઐશ્વર્યવાન પરમાત્મા માટે सुम्नम्-आविवासति-પોતાને સાધુ-સુંદર હવિરૂપમાં સમર્પિત કરે છે. द्युम्नाय-પ્રકાશમાન-યશોરૂપ-યશસ્વી બનેલ મનુષ્યને માટે अपः सुतराः-પ્રાણ સાગરને સુખથી તરાવનાર બની જાય છે. (૨)

**૧૧૫૧. ता नो वाजवतीरिष आशून् पिपृतमर्वतः।**
**एन्द्रमग्निं च वोढवे॥ ३॥**

પદાર્થ : ता-તે તું જ્ઞાનપ્રકાશ સ્વરૂપ બળૈશ્વર્યવાન પરમાત્મન્ ! वाजवतीः-इषः-અમૃત અન્નભોગવાળી એષણાઓ-કામનાઓને आशून्-अर्वतः-વ્યાપનશીલ ઈરણવાળા-પ્રેરણા કરનારા મન, બુદ્ધિ, ચિત્ત, અહંકારને पिपृतम्-પોતાના વિચારોથી પૂરણ કર-ભરી દે, જેથી इन्द्रम्-अग्निं च वोढवे-તને આત્મબળૈશ્વર્યવાન પ્રકાશમાન પરમાત્માને પ્રાપ્ત કરવા માટે. (૩)

## ખંડ-૪

## સૂક્ત-૧

**૧૧૫૨. प्रो अयासीदिन्दुरिन्द्रस्य निष्कृतं सखा सख्युर्न प्र मिनाति सङ्गिरम्।**
**मर्यइव युवतिभिः समर्षति सोमः कलशे शतयामना पथा॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૫૭

**११५३. प्र वो धियो मन्द्रयुवो विपन्युवः पनस्युवः संवरणेष्वक्रमुः।**
**हरिं क्रीडन्तमभ्यनूषत स्तुभोऽभि धेनवः पयसेदशिश्रयुः॥ २॥**

પદાર્થ : वः-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તને मन्द्रयुवः-હર્ષપ્રદને ચાહનારા पनस्युवः-સ્તુતિ ચાહનારા विपन्युवः-મેધાવી ઉપાસકો संवरणेषु-ગુપ્તસ્થાનો-હૃદય આદિ પ્રદેશોમાં धियः-प्र-अक्रमुः-ધારણા આદિ યોગ અંગોનો પ્રારંભ-અનુષ્ઠાન કરે છે. स्तुभः-સ્તુતિકર્તાજનો क्रीडन्तं हरिम्-अनूषत-સંસાર રચનારૂપ ક્રીડા-રમત સમાન કરતા, દુઃખહર્તા, સુખદાતા પરમાત્માની સ્તુતિ કરો. धेनवः-તમારી સ્તુતિ વાણીઓ पयसा-इत्-अभि-अशिश्रयुः-અન્તર્હિત શ્રદ્ધારસથી જ આશ્રિત બને. (૨)

**११५४. आ नः सोम संयतं पिप्युषीमिषमिन्दो पवस्व पवमान ऊर्मिणा।**
**या नो दोहते त्रिरहन्नसश्चुषी क्षुमद्वाजवन्मधुमत्सुवीर्यम्॥ ३॥**

પદાર્થ : इन्दो सोम-હે આનંદરસપૂર્ણ શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું ऊर्मिणा पवमानः-તું ધારારૂપ થઈને नः-અમારે માટે संयतं पिप्युषीम्-इषम्-आ पवस्व-સ્થાયી સમૃદ્ધ કરનારી એષણીય-ઇચ્છનીય સ્વસંગતિને પ્રાપ્ત કરાવ. या-જે अह न-त्रिः-પ્રતિદિન ત્રણ ક્રમવાળી સ્તુતિ, પ્રાર્થના, ઉપાસનાવાળી असश्चुषी-અચલ-અવિનાશી-પ્રતિબંધ રહિત नः-અમારે માટે क्षुमत्-वाजवत्-मधुमत् सुवीर्यं दोहते-નિવાસવાળા, અમૃત અન્નવાળા, મધુર શોભન આત્મબળનું દોહન કરે છે-પ્રાપ્ત કરે છે. (૩)

## સૂક્ત-૨

**११५५. न किष्टं कर्मणा नशद्यश्चकार सदावृधम्।**
**इन्द्रं न यज्ञैर्विश्वगूर्तमृभ्वसमधृष्टं धृष्णुमोजसा॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૪૩

**११५६. अषाढमुग्रं पृतनासु सासहिं यस्मिन्महीरुरुज्रयः।**
**सं धेनवो जायमाने अनोनवुर्द्यावः क्षामीरनोनवुः॥ २॥**

પદાર્થ : अषाढम्-उग्रम्-સહન ન થનાર શ્રેષ્ઠ બળવાળા पृतनासु-સંઘર્ષો-વિષયોમાં सासहिम्-અત્યંત સહજ સ્વભાવની સ્તુતિ કરો. यस्मिन् जायमाने महीः-उरूज्रयः-धेनवः-જે અન્તઃસ્થલ હૃદયમાં પ્રસિદ્ધ-પ્રકટ થઈ જતાં મહતી બહુજ વેગવાન વાણીઓ अनोनवुः-સ્તુતિકર્તા છે. द्यावः क्षामीः-अनोनवुः-દ્યુલોક અને પૃથિવીલોકની પ્રજાઓ પણ તેની સ્તુતિ કરે છે. (૨)

## ખંડ-૫

### સૂક્ત-૧

**૧૧૫૭. सखाय आ नि षीदत पुनानाय प्र गायत।**
**शिशुं न यज्ञैः परि भूषत श्रिये॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૬૮

**૧૧૫૮. समी वत्सं न मातृभिः सृजता गयसाधनम्।**
**देवाव्यां३ मदमभि द्विशवसम्॥ २ ॥**

પદાર્થ : गयसाधनम्-પ્રાણોને સાધનારા-ઉન્નત કરનારા, देव्याव्यम्-મુમુક્ષુજનો દ્વારા કમનીય, मदम्-હર્ષ-આનંદને આપનારા, द्विशवसम्-બે બળવાળા સૃષ્ટિ રચન અને જીવોને કર્મફળ આપવાનો બળ રાખનાર એવા तम्-તે સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માને वत्सं न मातृभिः-अभि सं सृजत-જેમ વાછરડાઓને માતાઓ-ગાયો સાથે રાખવામાં આવે છે-જોડાય છે, તેમ માન કરનારી દેવવૃત્તિઓથી મેળવો-જોડો. (૨)

**૧૧૫૯. पुनाता दक्षसाधनं यथा शर्धाय वीतये।**
**यथा मित्राय वरुणाय शन्तमम्॥ ३ ॥**

પદાર્થ : दक्षसाधनं पुनात-તે આત્મબળના સાધન શાન્ત સ્વરૂપ પરમાત્માને પોતાની અંદર પ્રાપ્ત કરો-ધારણ કરો. यथा शर्धाय-જેમ આત્મબળને માટે वीतये-તૃપ્તિને માટે यथा मित्राय-वरुणाय-જેમ પ્રાણને માટે, અપાનને માટે शन्तमम्-અત્યંત કલ્યાણકારક બની શકે. (૩)

### સૂક્ત-૨

**૧૧૬૦. प्र वाज्यक्षाः सहस्रधारस्तिरः पवित्रं वि वारमव्यम्॥ १ ॥**

પદાર્થ : वाजी सहस्रधारः-બળવાન સોમ-પરમાત્મા અનેક આનંદધારાવાળા पवित्रं तिरः-પવિત્ર આત્માની અંદર प्र-अक्षाः-પ્રક્ષરિત થાય છે-પહોંચે છે-પ્રાપ્ત થાય છે. अव्ययं वार वि-પૃથિવીનો બનેલ-પાર્થિવ દેહ આવરકને દૂર કરીને-હટાવીને [પહોંચે છે] (૧)

**૧૧૬૧. स वाज्यक्षाः सहस्ररेता अद्भिर्मृजानो गोभिः श्रीणानः॥ २ ॥**

પદાર્થ : सः-वाजी-તે તેજવાન સોમ-પરમાત્મા सहस्ररेताः-બહુજ શક્તિમાન अद्भिः-मृजानः-

આપ્તજનો મનસ્વી ઉપાસકો દ્વારા ચિંત્યમાન થઈને, તથા गोभिः-श्रीणानः-સ્તુતિ વાણીઓથી સંયુક્ત થઈને अक्षाः-હૃદયમાં પ્રાપ્ત થાય છે. (૨)

**११६२. प्र सोम याहीन्द्रस्य कुक्षा नृभिर्येमानो अद्रिभिः सुतः ॥ ३ ॥**

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તને नृभिः-येमाणः-મુમુક્ષુજનો દ્વારા સાધનામાં-ઉપાસનામાં લાવીને अद्रिभिः सुतः-શ્લોકકર્તા-સ્તુતિકર્તાઓ દ્વારા સાક્ષાત્ થઈને इन्द्रस्य कुक्षा-ઉપાસક આત્માના હૃદયમાં प्र याहि-પ્રાપ્ત થા. (૩)

## સૂક્ત-3

**११६३. ये सोमासः परावति ये अर्वावति सुन्विरे। ये वादः शर्यणावति ॥ १ ॥**

**११६४. य आर्जीकेषु कृत्वसु ये मध्ये पस्त्यानाम्। ये वा जनेषु पञ्चसु ॥ २ ॥**

**११६५. ते नो वृष्टिं दिवस्परि पवन्तामा सुवीर्यम्। स्वाना देवास इन्दवः ॥ ३ ॥**

આ ત્રણેય મંત્રોની એકવાક્યતા છે તેથી એક વાક્યતારૂપમાં અર્થ આપવામાં આવે છે.

પદાર્થ : ये सोमासः-परावति-જે સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા દૂર પરે-મોક્ષધામમાં ये अर्वावति-જે સમીપ-સ્વાત્મામાં वा-અને अदः शर्यणावति-તે પ્રણવ-ધનુષ્ય પર सुन्विरे-સાક્ષાત્ થાય છે. ये आर्जिकेषु-જે ઋજુગામી-સરળ-પરમાણુઓમાં સૂક્ષ્મ ભૂતોમાં कृत्वसु-કાર્યદ્રવ્યો-પૃથિવી આદિ સ્થૂળ ભૂતોમાં ये पस्त्यानां मध्ये-જે પરમાત્મા પશુ, પક્ષી, વનસ્પતિઓની અંદર वा-અને ये-જે पञ्चसु जनेषु-બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, નિષાદ-વનવાસી મનુષ્યોમાં સાક્ષાત્ થાય છે. રચના સૃષ્ટિથી ते स्वानाः इन्दवः देवासः-તે સાક્ષાત્ થઈને રસપૂર્ણ દેવ नः-અમારે માટે दिवः-પોતાના અમૃતલોકથી वृष्टिं सुवीर्यम्-आ-સુખ વૃષ્ટિ અને શોભન આત્મબળને परि पवन्ताम्-પરિસ્રાવિત કર-વરસાવી દે. (૧-૩)

## ખંડ-૬

## સૂક્ત-૧

**११६६. आ ते वत्सो मनो यमत् परमाच्चित् सधस्थात्।**
**अग्ने त्वां कामये गिरा ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૮

१२१६७. पुरुत्रा हि सदृङ्ङसि दिशो विश्वा अनु प्रभुः।
समत्सु त्वा हवामहे॥ २॥

પદાર્થ : पुरुत्राः-हि सदृङ्-असि-હે અગ્રણી પરમાત્મન્ ! તું અનેક રીતે ત્રાણ-રક્ષા કરનાર છે, નિશ્ચય સમાન દ્રષ્ટા છે-રક્ષા કરવામાં તું સમદર્શી છે. विश्वाः-दिशः अनु प्रभुः-સમસ્ત દિશાઓ પ્રત્યે પ્રભુ સર્વ દિશાઓનો સ્વામી છે. त्वा समत्सु हवामहे-તને સમ્યક્ મોદ-આનંદ પ્રસંગોને માટે આમંત્રિત કરીએ છીએ-બોલાવીએ છીએ. તું પ્રમોદ-આનંદનો આપનાર છે. (૨)

१२१६८. समत्स्वग्निमवसे वाजयन्तो हवामहे। वाजेषु चित्रराधसम्॥ ३॥

પદાર્થ : समत्सु-સમ્યક્ હર્ષ આનંદ પ્રસંગોને માટે अवसे-તૃપ્તિને માટે वाजेषु चित्रराधसम्-સંગ્રામો આન્તરિક સંગ્રામોના માટે અદ્‌ભુત સિદ્ધિપ્રદ-अग्निं हवामहे-તને-અગ્રણીને આમંત્રિત કરીએ છીએ. (૩)

## સૂક્ત-૨

१२१६९. त्वं न इन्द्रा भर ओजो नृम्णं शतक्रतो विचर्षणे।
आ वीरं पृतनासहम्॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૦૫

१२१७०. त्वं हि नः पिता वसो त्वं माता शतक्रतो बभूविथ।
अथा ते सुम्नमीमहे॥ २॥

પદાર્થ : वसो त्वं हि नः पिता-હે વસાવનાર પરમાત્મન્ ! તું જ અમારો પિતા છે-તારા આશ્રયમાં તારી અંદર વસાવનાર હોવાથી शतक्रतो त्वं माता बभूविथ-હે અનેક પ્રકારથી હૃદયમાં મનને પ્રેરિત કરનાર પરમાત્મન્ ! તું માતા છે-સંકલ્પોને પ્રેરિત કરનાર જીવન નિર્માતા છે. अथ ते सुम्नम्-ईमहे-અધિકારની સાથે તારા-તારાથી પ્રાપ્ત થનાર સાધુભાવ અને સુખને અમે ચાહીએ છીએ. (૨)

१२१७१. त्वां शुष्मिन् पुरुहूत वाजयन्तमुप ब्रुवे सहस्कृत।
स नो रास्व सुवीर्यम्॥ ३॥

પદાર્થ : शुष्मिन् पुरुहूत सहस्कृत-હે બળવાન અનેક રીતે આમંત્રણ કરવા યોગ્ય ઓજ-આત્મતેજ દ્વારા સાક્ષાત્કરણીય वाजयन्तं त्वाम्-उपब्रुवे-તું અમારે માટે અમૃત અન્નભોગ ચાહનારની ઉપસ્તુતિ-

ઉપાસના કરું છું. સઃ-નઃ સુવીર્યં રાસ્વ-તે તું અમારે માટે ઉત્તમ બળ-અધ્યાત્મ બળને પ્રદાન કર. (૩)

१९७२. यदिन्द्र चित्र म इह नास्ति त्वादातमद्रिवः।
राधस्तन्नो विदद्वस उभयाहस्त्या भर॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૩૪૫

१९७३. यन्मन्यसे वरेण्यमिन्द्र द्युक्षं तदा भर।
विद्याम तस्य ते वयमकूपारस्य दावनः॥ २॥

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! यत्-वरेण्यं द्युक्षं मन्यसे-જેનું વરણ કરવા યોગ્ય દીપ્તનું નિવાસ-પ્રકાશમાન ધન છે तत्-आभर-તેને આભરિત કર-ભરી દે-ते-તારા तस्य-अकूपार स्व दावनः-विद्याम-તે અપાર ધનદાતાનાં દાનને અમે પ્રાપ્ત કરીએ. (૨)

१९७४. यत्ते दिक्षु प्रराध्यं मनो अस्ति श्रुतं बृहत्।
तेन दृढा चिदद्रिव आ वाजं दर्षि सातये॥ ३॥

પદાર્થ : अद्रिवः-હે આનંદઘનવાળા પરમાત્મન્ ! दिक्षु-સર્વ દિશાઓમાં, પ્રત્યેક વસ્તુઓમાં ते-તારું यत् प्रराध्यं श्रुतं बृहत् मनः-अस्ति-જે પ્રશંસનીય પ્રસિદ્ધ અથવા શ્રવણ કરવા યોગ્ય, મહાન મનન કરવા યોગ્ય સ્વરૂપ છે, तेन-તે પોતાનાં સ્વરૂપ દર્શનથી दृढाचित्-वाजम्-आदर्षि-સ્થિર અન્નભોગને પણ અમારી અંદર વિખેરી દે છે-પ્રદાન કરે છે. सातये-અમારા લાભને માટે, જેથી તું સ્તુતિ યોગ્ય છે. (૩)

इति अष्टमोऽध्यायः, चतुर्थप्रपाठकश्च समाप्तः ॥

★ ★ ★

# अथ नवमोऽध्यायः

## पञ्चमप्रपाठकस्य प्रथमोऽर्धः

### ખંડ-૧

### સૂક્ત-૧

**११७५. शिशुं जज्ञानं हर्यतं मृजन्ति शुम्भन्ति विप्रं मरुतो गणेन।**
**कविर्गीर्भिः काव्येन कविः सन्त्सोमः पवित्रमत्येति रेभन्॥ १ ॥**

પદાર્થ : मरुतः-મુમુક્ષુજન गणेन-સ્તુતિ વચનથી विप्रम्-વિવિધ કામનાઓને પૂર્ણ કરનારા, हर्यतम्-કમનીય-ચાહવા યોગ્ય जज्ञानं-शिशुम्-ઉત્પન્ન થયેલાં-જન્મેલાં બાળક સમાન સાક્ષાત્ થયેલ સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માને मृजन्ति-शुम्भन्ति-પ્રાપ્ત કરીને પ્રાર્થના વચન કહે છે. कविः-गोभिः-ક્રાન્તદર્શી પરમાત્મા સ્તુતિઓ દ્વારા તથા सोमः कविः सन्-काव्येन-શાન્ત સ્વરૂપ પરમાત્મા કવિ બનીને કલાત્મક વ્યવહારથી रेभन् पवित्रम्-अत्येति-પ્રવચન કરીને-આશીર્વાદ આપીને પવિત્ર ઉપાસકને અત્યંત-આશિષ દ્વારા પ્રાપ્ત થાય છે. (૧)

**११७६. ऋषिमना य ऋषिकृत् स्वर्षाः सहस्रनीथः पदवीः कवीनाम्।**
**तृतीयं धाम महिषः सिषासन्त्सोमो विराजमनु राजति ष्टुप्॥ २ ॥**

પદાર્થ : यः-જે શાન્ત સ્વરૂપ પરમાત્મા ऋषिमनाः-ઋષિઓ-દ્રષ્ટા ઉપાસકોનાં મન જેમાં છે એવા ऋषिकृत्-નિજદર્શનથી ઋષિઓને બનાવનાર स्वर्षा-મોક્ષના સહભાગી બનાવનાર सहस्रनीथः-સર્વના નેતા कवीनां पदवीः-ઋષિઓના પદવેત્તા-સ્વરૂપજ્ઞાતા महिषः-મહાન तृतीयंधाम-પોતાના મોક્ષધામને सिषासन्-ઉપયુક્ત કરવા-પ્રાપ્ત કરાવવાની ઈચ્છા રાખતાં विराजम्-अनु-સ્તુતિ વાણીને લક્ષ્ય કરીને તેની સાથે स्तुप् सोमः-विराजति-સ્તુતિ યોગ્ય શાન્ત સ્વરૂપ પરમાત્મા ઉપાસકના આત્માની અંદર વિરાજમાન થાય છે. (૨)

**११७७. चमूषच्छ्येनः शकुनो विभृत्वा गोविन्दुर्द्रप्स आयुधानि बिभ्रत्।**
**अपामूर्मिं सचमानः समुद्रं तुरीयं धाम महिषो विवक्ति॥ ३ ॥**

પદાર્થ : चमूषत्-દ્યુલોક અને પૃથિવીલોકમાં દ્યાવા પૃથિવીમય સમસ્ત જગતમાં રહેનાર સર્વત્ર વ્યાપક श्येनः शकुनः-શંસનીય-ગતિમાન પ્રશંસનીય પ્રાપ્તિવાળા કલ્યાણકારી विभृत्वा-વિશેષ ભરણ, પોષણ કરનારો गोविन्दुः-વાણી વિદ્યા વિષયને પ્રાપ્ત થઈને द्रप्सः-પોતાની અંદર ભરણીય અને ભક્ષણીય સાત્મ

કરવા યોગ્ય શાન્ત સ્વરૂપ પરમાત્મા आयुधानि-बिभ्रत्-જલોને ધારણ કરે છે. अपाम्-ऊर्मिं सचमानः-આપ્ત જનોની ભાવના-સ્તુતિ-પ્રાર્થનાનું સેવન કરતાં महिषः-મહાન ઉપકારક સોમ-પરમાત્મા तुरीयं-धाम समुद्रं विवक्ति-ચાર-કાર્ય, કારણ, જીવલોકથી ઉપર મોક્ષ-આનંદ સાગરનું વિવેચન કરે છે-પ્રાપ્ત કરાવીને સ્વીકાર કરે છે. (૩)

## સૂક્ત-૨

**૧૧૭૮. एते सोमा अभि प्रियमिन्द्रस्य काममक्षरन्।**
**वर्धन्तो अस्य वीर्यम्॥ १॥**

પદાર્થ : एते सोमाः-એ સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા अस्य इन्द्रस्य वीर्यं वर्धन्तः-એ ઉપાસક આત્માના ઉત્સાહની વૃદ્ધિ માટે प्रियं कामम्-अभि-अक्षरन्-પ્રિય મનોહર પોતાનું દર્શન પ્રાપ્ત કરાવે છે. (૧)

**૧૧૭૯. पुनानासश्चमूषदो गच्छन्तो वायुमश्विना।**
**ते नो धत्त सुवीर्यम्॥ २॥**

પદાર્થ : ते चमूषदः पुनानासः-તે દ્યુલોક અને પૃથિવીલોક-દ્યાવા પૃથિવીમય જગતમાં વ્યાપક શાન્ત સ્વરૂપ પરમાત્મા સાક્ષાત્ થઈને वायुम्-अश्विना गच्छन्तः-પ્રાણવાયુને તથા બન્ને કાનોને પ્રેરિત કરીને પોતાના આનંદરસમાં અને અમૃતવચનથી તૃપ્ત કરીને नः सुवीर्यं धत्त-અમારા માટે આત્મબળ ઉત્તમ ઉત્સાહને ધારણ કરાવે. (૨)

**૧૧૮૦. इन्द्रस्य सोम राधसे पुनानो हार्दि चोदय। देवानां योनिमासदम्॥ ३॥**

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું राधसे-પોતાની આરાધના, ઉપાસના કરાવવા માટે, देवानाम्-आसदं इन्द्रस्य योनिं पुनानः हार्दि चोदय-દેવવૃત્તિઓ-સદ્ વૃત્તિઓને સમગ્રરૂપથી બેસવા યોગ્ય મારા આત્માનું સ્થાન હૃદયગૃહને પવિત્ર કરતાં પ્રેરિત કર. જેથી હું તારી ઉપાસના કરી શકું, હૃદયની ગંધ આદિ વૃત્તિ નહીં, ઇન્દ્રિયોની અસુરવૃત્તિઓ અને દેવવૃત્તિઓ પર્યાયથી આવતી રહે છે. (૩)

**૧૧૮૧. मृजन्ति त्वा दश क्षिपो हिन्वन्ति सप्त धीतयः।**
**अनु विप्रा अमादिषुः॥ ४॥**

પદાર્થ : त्वा-હે સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! दश क्षिपः-જે વિષયો તરફ ફેંકનારી ઇન્દ્રિય શક્તિઓ વૃત્તિઓ मृजन्ति-પ્રાપ્ત થઈ રહી છે તે વિષયોમાં ન જતાં તારી તરફ પ્રવૃત્ત થઈ રહી છે.

सप्त-धीतयः हिन्वन्ति-સાત પ્રજ્ઞાઓ યોગભૂમિઓ-હેય દુઃખ જાણી લીધું, હેય હેતુ ક્ષીણ થઈ ગયા, જ્ઞાનનો ઉપાય વિવેક દર્શન પ્રાપ્ત કરી લીધું, સત્ત્વ આદિ ગુણોના અધિકારથી બુદ્ધિ નિવૃત્ત થઈ ગઈ, ગુણો-સત્ત્વાદિ-પોતાના કારણમાં લીન થઈ ગયા, પ્રયોજનના અભાવથી ફરી તેની ઉત્પત્તિ નહીં, તને આપ્ત થઈ રહી છે-સમગ્રરૂપથી પ્રાપ્ત થઈ રહી છે-તારા દ્વારા ચરિત થઈ રહી છે, આ રીતે अनु- 'त्वाम्-अनु' विप्राः-अमादिषुः-તને લક્ષ્ય કરીને ઉપાસક બ્રાહ્મણ હર્ષિત-આનંદિત બની જાય છે. (૪)

**११८२. देवेभ्यस्त्वा मदाय कं सृजानमति मेष्यः। सं गोभिर्वासयामसि॥ ५॥**

પદાર્થ : त्वा-હે પરમાત્મન્ ! તારા શાન્ત સ્વરૂપને देवेभ्यः-मदाय-મુમુક્ષુજનોના હર્ષ આનંદ પ્રાપ્તિને માટે कं सृजानम्-સુખ સર્જન કરનારને मेष्यः-गोभिः-જાણે સિંચન કરતી સ્તુતિ વાણીઓ દ્વારા अति वासयामसि-અમે ઉપાસકો બહુજ સુવાસિત બનાવીએ છીએ. (૫)

**११८३. पुनानः कलशेष्वा वस्त्राण्यरुषो हरिः। परि गव्यान्यव्यत॥ ६॥**

પદાર્થ : अरुषः-हरिः-પ્રકાશમાન, દુઃખહર્તા, સુખદાતા પરમાત્મા कलशेषु-કલાસ્થાનોમાં-જ્યાં પરમાત્માની કલા પ્રકાશે છે, ત્યાં સ્તુતિ કરવામાં આવતાં-ચિંતન કરવામાં આવતાં वस्त्राणि गव्यानि-વસ્ત્રરૂપ સ્તુતિ વાણીઓને परि-अव्यत-ઓઢે છે-તે હૃદય સ્થાનમાં આવીને [ધારણ કરે છે.] (૬)

**११८४. मघोन आ पवस्व नो जहि विश्वा अप द्विषः।**
**इन्दो सखायमा विश॥ ७॥**

ભાવાર્થ : इन्दो-હે આનંદરસપૂર્ણ પરમાત્મન્ ! તું नः-मघोनः-આપવા યોગ્ય ધનરૂપ સ્તવન-સ્તુતિવચનવાળા અમને ઉપાસક આત્માઓને आपवस्व-સમગ્રરૂપથી પ્રાપ્ત થા. विश्वाः-द्विषः-अपजहि-સમસ્ત દ્વેષ ભાવનાઓને નષ્ટ કર. सखायम्-आविश-મારી-મિત્રરૂપ ઉપાસક આત્માની અંદર આવિષ્ટ થા-સમાઈ જા. (૭)

**११८५. नृचक्षसं त्वा वयमिन्द्रपीतं स्वर्विदम्। भक्षीमहि प्रजामिषम्॥ ८॥**

પદાર્થ : त्वा-હે સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું नृचक्षसम्-મનુષ્યના દ્રષ્ટા-કર્મફળ પ્રદાન માટે અન્તઃસાક્ષી, इन्द्रपीतम्-આત્માનું પાન-ધારણ કરવા યોગ્ય, स्वर्विदम्-સુખ પ્રાપ્ત કરાવનાર, प्रजाम्-इषम्-પ્રજારૂપ અને અન્નરૂપ છે. भक्षीमहि-ભજં-સેવન કરીએ-સ્તુતિમાં લાવીએ-તું જ પ્રજા છે, તું જ અન્ન છે, તું જ અમારું સર્વસ્વ છે. (૮)

**११८६. वृष्टिं दिवः परि स्रव द्युम्नं पृथिव्या अधि।**
**सहो नः सोम पृत्सु धाः॥ ९॥**

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! नः-અમારા-ઉપાસકોને માટે दिवः-वृष्टिं परिस्त्रव-મોક્ષધામથી સ્વધા-અમૃતધારાને વહાવી દે पृथिव्या-अधि द्युम्नम्-પૃથિવીની અંદર-પાર્થિવ દેહમાં પ્રકાશમાન યશને સ્થાપિત કર. पुत्सु सहः-धाः-કામ આદિથી સંઘર્ષના અવસરો પર સાહસ-સહનબળ દબાવનાર બળને ધારણ કરાવ. (૯)

## ખંડ-૨

## સૂક્ત-૧

**११८७. सोमः पुनानो अर्षति सहस्त्रधारो अत्यविः। वायोरिन्द्रस्य निष्कृतम्॥ १ ॥**

પદાર્થ : सोमः सहस्त्रधारः पुनानः-શાન્ત સ્વરૂપ પરમાત્મા બહુજ આનંદધારાઓવાળા અધ્યેષ્યમાણ-સ્તુતિ પ્રાર્થનામાં લાવેલા इन्द्रस्य-ઉપાસક આત્માને निष्कृतं वायोः-સંસ્કૃત વાયુમ્ =મનને अत्यविः-પાર્થિવ દેહને પાર કરીને अर्षति-પ્રાપ્ત થાય છે. (૧)

**११८८. पवमानमवस्यवो विप्रमभि प्र गायत। सुष्वाणं देववीतये॥ २ ॥**

પદાર્થ : अवस्यवः-હે રક્ષણ ચાહનારાઓ ! તમે सुष्वाणं विप्रं पवमानम्-નિષ્પન્ન-સાક્ષાત્ થયેલ વિવિધ રૂપથી કામનાપૂરક આનંદધારામાં પ્રાપ્ત થઈને શાન્ત સ્વરૂપ પરમાત્માને देववीतये-દેવો-મુમુક્ષુજનો દ્વારા પ્રાપ્ત કરવા યોગ્ય મુક્તિને માટે अभि प्र गायत-નિરંતર અર્થાત્ વારંવાર સ્તુતિગાન કરો. (૨)

**११८९. पवन्ते वाजसातये सोमाः सहस्त्रपाजसः। गृणाना देववीतये॥ ३ ॥**

પદાર્થ : सहस्त्रपाजसः-અનેક પ્રકારનાં ધનબળવાળા सोमाः-શાન્ત સ્વરૂપ પરમાત્મા गृणानाः-સ્તૂયમાન-સ્તુતિમાં લાવવામાં આવેલ वाजसातये-અમૃત અન્નભોગ પ્રાપ્તિને માટે देववीतये-જીવન મુક્તોની મુક્તિને માટે पवन्ते-ધારારૂપમાં પ્રાપ્ત થાય છે. (૩)

**११९०. उत नो वाजसातये पवस्व बृहतीरिषः। द्युमदिन्दो सुवीर्यम्॥ ४॥**

પદાર્થ : इन्दो-હે આનંદરસપૂર્ણ પરમાત્મન્ ! તું उत नः-वाजसातये-હાં, અમારી અમૃત અન્ન ભોગ પ્રાપ્તિ છે તેમાં તે મુક્તિને માટે बृहतीः-इषः-મહાન ઊંચી-શ્રેષ્ઠ કામનાઓ-શમ, દમ આદિ ભાવનાઓ, द्युमन्तं सुवीर्यम्-તેજસ્વી શોભનવીર્ય-આત્મબળ-આધ્યાત્મિક આત્મબળને पवस्व-પ્રાપ્ત કરાવ-આપ. (૪)

**११९१. अत्या हियाना न हेतृभिरसृग्रं वाजसातये। वि वारमव्यमाशवः॥ ५॥**

પદાર્થ : हेतृभिः-हियानाः-अत्याः-न-असृग्रन्-જેમ પ્રેરકો દ્વારા પ્રેરિત ઘોડાઓ શીઘ્ર ગતિમાન થાય છે, તેમ જ સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા वाजसातये-સદા અમૃત અન્ન ભોગની પ્રાપ્તિ કરાવવા માટે ઉપાસકો દ્વારા ઉપાસિત થઈને आशवः-આશુકારી શીઘ્ર પ્રવૃત્તિવાળા સોમ પરમાત્મા अव्या वारं वि-પાર્થિવ આવરણ કરનાર આવરક દેહને દૂર કરીને ઉપાસક આત્મામાં પ્રાપ્ત થાય છે. (૫)

**१११२. ते नः सहस्त्रिणं रयिं पवन्तामा सुवीर्यम्। स्वाना देवास इन्दवः॥ ६॥**

પદાર્થ : ते स्वानाः-इन्दवः-देवासः-તે ઉપાસના દ્વારા સાક્ષાત્ થઈને આનંદરસપૂર્ણ સોમ-પ્રકાશમાન પરમાત્મા नः-અમારે માટે सहस्त्रिणं सुवीर्यं रयिम्-હજાર ગણા-હજારોમાં શ્રેષ્ઠ અધ્યાત્મ બળરૂપ ધનને आपवन्ताम्-સમગ્રરૂપથી પ્રાપ્ત કરાવે. (૬)

**१११३. वाश्रा अर्षन्तीन्दवोऽभि वत्सं न मातरः। दधन्विरे गभस्त्योः॥ ७॥**

પદાર્થ : वत्सं न मातरः-જેમ ગાય પોતાનાં વાછરડાં પાસે ભાંભરતી વેગપૂર્વક જાય છે, તેની સમાન वाश्राः इन्दवः-अभि-अर्षन्ति-સ્નેહ વચન બોલતાં પરમાત્મા ઉપાસક પાસે પ્રાપ્ત થાય છે-જાય છે, જ્યારે गभस्त्योः-दधन्विरे-અભ્યાસ અને વૈરાગ્યથી સ્વાયત્ત બની જાય છે, આવી જાય છે. (૭)

**१११४. जुष्ट इन्द्राय मत्सरः पवमानः कनिक्रदत्।**
**विश्वा अप द्विषो जहि॥ ८॥**

પદાર્થ : जुष्टः-ઉપાસના દ્વારા પ્રીત-પ્રસન્ન કરવામાં આવેલ मत्सरः-તૃપ્તિ કરનાર पवमानः-ધારારૂપમાં આવનાર સોમ-પરમાત્મા कनिक्रदत्-મધુર પ્રવચન કરતાં विश्वां-द्विषः-अपजहि-સમસ્ત દ્વેષ ભાવનાઓને દૂર કરે-નષ્ટ કરે. (૮)

**१११५. अपघ्नन्तो अराव्णः पवमानाः स्वर्दृशः। योनावृतस्य सीदत॥ ९॥**

પદાર્થ : पवमानाः-હે આનંદધારામાં પ્રાપ્ત થનાર સોમ-પરમાત્મન્ ! તું अराव्णः-अपघ्नन्तः-પોતાને તારા માટે ન આપનાર-સમર્પિત ન થનાર, અસત્યની પ્રશંસા કરનાર-અસત્ય બોલનારને પોતાનાથી અલગ કરીને-તેને ન અપનાવીને स्वर्द्दशः-મોક્ષ સુખને દર્શાવનાર-પ્રાપ્ત કરાવનાર ऋतस्य योनौ सीदत-સત્યના સ્થાન સત્યમાની, સત્યભાષી, સત્યકારી ઉપાસકના આત્મામાં પ્રાપ્ત થા. (૯)

## ખંડ-3

## સૂક્ત-૧

**१११६. सोमा असृग्रमिन्दवः सुता ऋतस्य धारया। इन्द्राय मधुमत्तमाः॥ १॥**

પદાર્થ : इन्दवः सोमाः सुताः-આનંદરસપૂર્ણ શાન્ત સ્વરૂપ પરમાત્મા હૃદય દ્વારા સાક્ષાત્ થઈને ऋतस्य धारया-અમૃતની ધારાથી ધારા પ્રવાહથી असृग्रम्-'न'-છૂટી રહ્યો છે-પ્રાપ્ત થઈ રહ્યો છે. इन्द्राय मधुमत्तमाः-ઉપાસક આત્માને માટે અત્યંત મધુર બનીને. [પ્રાપ્ત થઈ રહ્યો છે.](૧)

## ૧૧૯૭. अभि विप्रा अनूषत गावो वत्सं न धेनवः। इन्द्रं सोमस्य पीतये॥ २॥

પદાર્થ : विप्राः-अभि-अनूषत-હે બ્રાહ્મણો-બ્રહ્મના ઉપાસકજનો ! તમે સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માની સ્તુતિ-ઉપાસના કરો. धेनवः-गावः वत्सं न-જેમ દૂઝણી ગાયો પોતાનાં વાછરડાને દૂધ પીવડાવવા જાય છે. इन्द्रं ( इन्द्राय ) सोम पीतये-આત્માને સોમ શાન્ત સ્વરૂપ પરમાત્માનું પાન-અનુભવ કરાવવા માટે. [જાય છે.] (૨)

## ૧૧૯૮. मदच्युत्क्षेति सादने सिन्धोरूर्मा विपश्चित्।
## सोमो गौरी अधि श्रितः॥ ३॥

પદાર્થ : मदच्युत्-विपश्चित्-सोमः-હર્ષ ટપકાવનાર-રેલાવનાર-પ્રાપ્ત કરાવનાર સર્વજ્ઞ, સર્વદ્રષ્ટા, શાન્ત સ્વરૂપ પરમાત્મા सिन्धोः-ऊर्मा सादने क्षेति-સમસ્ત શરીરના નાડી જાળાઓને બાંધનાર, હૃદયની જ્યોતિ, તરંગરૂપ, સ્થાનમાં પ્રાપ્ત થાય છે. गौरी अधिश्रितः-સ્તુતિ વાણીમાં અધિશ્રિત થઈને સ્તુતિ કરતાં રહેવાથી. [પ્રાપ્ત થાય છે.](૩)

## ૧૧૯૯. दिवो नाभा विचक्षणोऽव्या वारे महीयते।
## सोमो यः सुक्रतुः कविः॥ ४॥

પદાર્થ : यः-જે विचक्षणः-વિશેષ દ્રષ્ટા, અન્તર્યામી सुक्रतुः-ઉત્તમકર્તા-વિશ્વરચયિતા कविः-ક્રાન્તદર્શી-સર્વજ્ઞ सोमः-શાન્ત સ્વરૂપ પરમાત્મા છે, તે दिवः नाभा-દ્યુલોકના-મોક્ષના-મધ્યમાં अव्याः-वारे-પૃથિવીનાં આવરણનાં-અન્તસ્તરમાં-પાર્થિવ શરીરમાં વરણીયનાં આધાર હૃદયમાં महीयते-મહાન રૂપમાં વિરાજમાન છે. તે જ પરમાત્મા દ્યુલોકનાં મધ્યમાં છે, તે જ પૃથિવીના ગર્ભમાં છે, તે જ મોક્ષધામમાં છે, તે જ શરીરસ્થ હૃદયમાં છે. હૃદયમાં શોધો તો મોક્ષમાં મેળવો, મોક્ષમાં મેળવવા ચાહો તો હૃદયમાં જુઓ. (૪)

## ૧૨૦૦. यः सोमः कलशेष्वा अन्तः पवित्र आहितः। तमिन्दुः परि षस्वजे॥ ५॥

પદાર્થ : यः-જે सोमः-શાન્ત સ્વરૂપ પરમાત્મા कलशेषु-કલા-રચના કલાઓ જ્યાં હોય, એવા આકાશીય ચંદ્ર આદિ પિંડોમાં आ-અને पवित्रे-अन्तः-आहितः-પવિત્ર હૃદયની અંદર સમગ્રરૂપથી વિરાજિત છે. तम-इन्दुः- 'इन्दुम्' परिषस्वजे-તે આનંદરસપૂર્ણ પરમાત્માને હું ઉપાસક ભેટું છું-મળું છું. (૫)

१२०१. प्र वाचमिन्दुरिष्यति समुद्रस्याधि विष्टपि।
जिन्वन् कोशं मधुश्चुतम्॥ ६ ॥

પદાર્થ : समुद्रस्य-अधि विष्टपि-દિવ-મોક્ષધામની અંદર બ્રહ્મલોક-બ્રહ્મદર્શક પદમાં બ્રહ્મદર્શન સ્થિતિમાં वाचं प्रेष्यति-વક્તાને, સ્તુતિકર્તાને પ્રેષિત કરે છે-પહોંચાડે છે. मधुश्चुतं कोशं जिन्वन्-મધુરરસની વર્ષા કરનાર કોશ-મધુર ભંડારને પ્રાપ્ત કરાવવા માટે સ્તુતિકર્તાને પરમાત્મા મોક્ષધામમાં પોતાના સ્વરૂપ દર્શન પદમાં સ્થાપિત કરે છે. મધુર ભંડારના રસના સ્વાદન માટે. [સ્થાપિત કરે છે.] (૬)

१२०२. नित्यस्तोत्रो वनस्पतिर्धेनामन्तः सबर्दुघाम्। हिन्वानो मानुषा युजा॥ ७ ॥

પદાર્થ : नित्य स्तोत्रः-નિત્ય સ્તુતિ યોગ્ય वनस्पतिः-વરન સંભજન સ્તુતિ સ્તવન કરનારા ઉપાસકોના પાલક-રક્ષક શાન્ત સ્વરૂપ પરમાત્મા सबर्दुघां-धेनाम्-સર્વ-સમસ્ત કામનાઓનું દોહન કરનારી અથવા સબેર-સંવરણીય વસ્તુઓને દોહનારી વાણી-વેદવાણીને युजा मानुषा-अन्तः-તારી અંદર યુક્ત થયેલા મનુષ્યોમાં શ્રેષ્ઠ મનુષ્યો-ઋષિઓની અંદર हिन्वानः-પ્રેરણા કરતાં સાક્ષાત્ થાય છે. (૭)

१२०३. आ पवमान धारय रयिं सहस्रवर्चसम्। अस्मे इन्दो स्वाभुवम्॥ ८ ॥

પદાર્થ : इन्दो पवमान-હે આનંદરસપૂર્ણ ધારારૂપમાં પ્રાપ્ત થનાર પરમાત્મન્ ! તું सहस्रवर्चसम्-અત્યંત તેજસ્વી स्वाभुवम्-શોભન સત્તાવાળા रयिम्-ઐશ્વર્ય-મોક્ષૈશ્વર્યને अस्मे आधारय-અમારે માટે-અમારી અંદર આધાન કર.-ધારણ કરાવ. (૮)

१२०४. अभि प्रिया दिवः कविर्विप्रः स धारया सुतः।
सोमो हिन्वे परावति॥ ९ ॥

પદાર્થ : सः कविः-તે ક્રાન્તદર્શી-સર્વજ્ઞ विप्रः-વિવિધ રીતે તૃપ્ત કરનાર सोमः-શાન્ત સ્વરૂપ પરમાત્મા धारया सुतः-સ્તુતિ વાણી દ્વારા સાક્ષાત્ કરેલ दिवः-મોક્ષધામનાં प्रिया-પ્રિય-મનોહર સુખોને परावति-દૂર સ્થાનમાં अभि-ક્યાંય પણ જ્યાં સ્તુતિ કરી હોય તેને લક્ષ્ય કરીને हिन्वे-પ્રેરિત કરે છે. (૯)

## ખંડ-૪

### સૂક્ત-૧

१२०५. उत्ते शुष्मास ईरते सिन्धोरूर्मेरिव स्वनः।
वाणस्य चोदया पविम्॥ १ ॥

પદાર્થ : ते-હે ધારારૂપમાં પ્રાપ્ત થનાર શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તારો शुष्मासः-રચના સંબંધી બળપ્રભાવ उदीरते-ઊઠી રહ્યો છે-સંસારમાં પ્રવૃત્ત થઈ રહ્યો છે. सिन्धोः-ऊर्मेः इव स्वनः-સ્યંદનશીલ સમુદ્રના તરંગોના પ્રભાવક શબ્દ સમાન, આ તારું એક શિલ્પ કલાત્મક કાર્ય છે, બીજું જ્ઞાનાત્મક કાર્ય છે. वाणस्य-તારા શબ્દ ભંડાર વેદરૂપ વાદ્ય-વાજાની पविं चोदय-વાણી-મંત્રવાણી સ્તુતિ મધુરવાણીને પ્રેરિત કર-કરે છે-ઉપાસકોની અંદર સફળ રૂપમાં પ્રેરિત કરી રહેલ છે. (૧)

१२०६. प्रसवे त उदीरते तिस्रो वाचो मखस्युवः। यदव्य ऐषि सानवि॥ २॥

પદાર્થ : प्रसवे-સૃષ્ટિની ઉત્પત્તિ સમયે ते-તારી तिस्रः-वाचः-ઋગ્, યજુ, સામરૂપ અથવા સ્તુતિ, પ્રાર્થના, ઉપાસનારૂપ ત્રણ વાણીઓ मखस्युवः-અધ્યાત્મયજ્ઞને ચાહતી उदीरते-ઉદ્‌ભૂત થાય છે. यद्-જ્યારે તું પરમાત્મન્ अव्यः सानवि-પૃથિવીના ઉચ્ચ સ્થાન-તિબેટ પર તથા પાર્થિવ દેહનાં સંભજનીય હૃદય અથવા અન્તઃકરણમાં પ્રાપ્ત થાય છે. (૨)

१२०७. अव्या वारैः परि प्रियं हरिं हिन्वन्त्यद्रिभिः। पवमानं मधुश्चुतम्॥ ३॥

પદાર્થ : अद्रिभिः-'अद्रयः'-શ્લોકકર્તા-સ્તુતિ-કર્તાજન प्रियं हरिम्-પ્રિય દુઃખહર્તા, સુખદાતા સોમ-શાન્ત એકરૂપ પરમાત્માને अव्याः-वारैः पृथिवी-પાર્થિવ દેહનાં વરણીય શુદ્ધ સાધનો-મન, વાણી આદિ દ્વારા સ્તુતિ કરીને परिहिन्वन्ति-પરિવૃદ્ધ કરે છે-સાક્ષાત્ કરે છે. (૩)

१२०८. आ पवस्व मदिन्तम पवित्रं धारया कवे। अर्कस्य योनिमासदम्॥ ४॥

પદાર્થ : मन्दितम कवे-હે અત્યંત હર્ષકર ક્રાન્તદર્શી સોમ શાન્ત સ્વરૂપ પરમાત્મન્-તું अर्कस्य पवित्रं योनिम्-आसदम्-પ્રાણનાં પવિત્ર ઘરમાં અથવા અર્ચનીયનાં પોતાના પવિત્ર ઘરમાં બેસવાને धारया-आपवस्व-ધારા-આનંદધારારૂપમાં પ્રાપ્ત થા. (૪)

१२०९. स पवस्व मदिन्तम गोभिरञ्जानो अक्तु भिः। एन्द्रस्य जठरं विश॥ ५॥

પદાર્થ : मन्दितम-હે અત્યંત હર્ષપ્રદ સોમ-પરમાત્મન્ ! તું सः-તે अक्तुभिः-गोभिः-મનોહર સુંદર વાણીઓથી अञ्ज्ञानः-પ્રસિદ્ધ થઈને इन्द्रस्य जठरम्-आविश-ઉપાસકના આત્માની અંદર આવિષ્ટ થા-પ્રાપ્ત થા.

## ખંડ-૫

## સૂક્ત-૧

१२१०. अया वीती परि स्रव यस्त इन्दो मदेष्वा। अवाहन्नवतीर्नव॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૯૫

१२११. पुरः सद्य इत्थाधिये दिवोदासाय शंबरम्। अध त्यं तुर्वशं यदुम्॥ २ ॥

પદાર્થ : पुरः सद्यः-પ્રથમ તુરત इत्थाधिये-પૂર્વોક્ત સત્ય પ્રજ્ઞાવાળા दिवोदासाय-મોક્ષદર્શક ઉપાસકને માટે त्यं शम्बरम्-તે વિરોધી કલ્યાણના વારકને રોકનાર અજ્ઞાનાન્ધકારને तुर्वशम्-હિંસામાં શમન કરનાર દ્વેષને अध-અને यदुम्-જે પણ હોય તેને પોતાનામાં ભરીને એવા કામભાવને आवहन्-સોમ પરમાત્મા નષ્ટ કરે છે. (૨)

१२१२. परि णो अश्वमश्वविद्गोमदिन्दो हिरण्यवत्। क्षरा सहस्रिणीरिषः ॥ ३ ॥

પદાર્થ : इन्दो-હે આનંદરસપૂર્ણ પરમાત્મન્! તું अश्ववित्-વ્યાપનશીલ મનને મનોભાવને જાણવાવાળો છે नः-અમારા માટે अश्वम्-વ્યાપનશીલ મનને गोमत्-સ્તુતિ વાણીવાળા, हिरण्यवत्-યશવાળા યશસ્વી તથા सहस्रिणीः-इषः-હજારોમાં શ્રેષ્ઠ કામનાઓને પણ परिक्षर-સંપન્ન કર-પ્રાપ્ત કરાવ. (૩)

## સૂક્ત-3

१२१३. अपघ्नन् पवते मृधोऽप सोमो अराव्णः। गच्छन्निन्द्रस्य निष्कृतम्॥ १ ॥

પદાર્થ : सोमः-શાન્તસ્વરૂપ પરમાત્મા मृधः-अपघ्नन्-પાપોને દૂર કરીને अराव्णः-અસત્ય પ્રશંસાઓને अप-अपघ्नन्-દૂર કરીને इन्द्रस्य निष्कृतम्-गच्छन्-ઉપાસક આત્માનાં સંસ્કૃત પવિત્ર હૃદયને ગતિ આપીને पवते-ધારારૂપમાં પ્રાપ્ત થાય છે. (૧)

१२१४. महो नो राय आ भर पवमान जही मृधः। रास्वेन्दो वीरवद्यशः ॥ २ ॥

પદાર્થ : इन्दो पवमान-હે આનંદરસપૂર્ણ ધારારૂપમાં પ્રાપ્ત થનાર પરમાત્મન્! તું नः-અમારે માટે महः-रायः-મહાન શ્રેષ્ઠ સંપત્તિઓ જીવન મુક્તોવાળો आभर-આભરિત કર-પ્રાપ્ત કરાવ. मृधः-जहि-અમારા પ્રત્યેની પાપી મનોવૃત્તિને નષ્ટ કર वीरवत्-यशः-रास्व-સ્વ આત્માધાર બળવાળા યશને પ્રદાન કર. (૨)

१२१५. न त्वा शतं च न ह्रुतो राधो दित्सन्तमा मिनन्।
यत्पुनानो मखस्यसे॥ ३ ॥

પદાર્થ : त्वा राधः-दित्सन्तम्-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્! તું ધન આપનારને शतञ्चन-સેંકડો પણ ह्रुतः-કુટિલ-હરણ કરનાર જન न-आमिनन्-હિંસિત કરી શકતા નથી. ટક્કર લઈ શકતા નથી.

यत्-पुनानः-मखस्यते-જેમ કે દોષ શોધન કરતાં અધ્યાત્મયજ્ઞ નિર્વિઘ્ન કરવા ચાહે છે. (૩)

## સૂક્ત-3

१२१६. अया पवस्व धारया यया सूर्यमरोचयः। हिन्वानो मानुषीरपः॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૯૩

१२१७. अयुक्त सूर एतशं पवमानो मनावधि। अन्तरिक्षेण यातवे॥ २॥

પદાર્થ : सूरः-સરણશીલ-વ્યાપનશીલ पवमानः-આનંદધારારૂપમાં આવનાર પરમાત્મા मनौ-अधि-વિદ્વાન ઉપાસકની અંદર एतशम्-अयुक्त-મનરૂપી ઘોડાને જોડી દે-લગાવી દે अन्तरिक्षेण यातवे-આત્મા-અધ્યાત્મમાર્ગ દ્વારા જવા માટે. [જોડી દે.] (૨)

१२१८. उत त्या हरितो रथे सूरो अयुक्त यातवे। इन्दुरिन्द्र इति ब्रुवन्॥ ३॥

પદાર્થ : उत-હાં, सूरः-સરણશીલ-વ્યાપનશીલ પરમાત્મા त्याः-हरितः-તે હરણશીલ-ઉપાસકોને હરનાર આકર્ષિત કરનાર આનંદ પ્રવાહોને रथे-अयुक्त-રમણીય અધ્યાત્મયજ્ઞમાં જોડે છે. इन्दुः-इन्द्रः-इति ब्रुवन्-તું ઈન્દ્ર છે-ઉપાસક આત્મા છે, હું ઈન્દુ છું-ઉપાસ્ય છું. હું આવી ગયો છું એ રીતે બોલે છે. (૩)

## ખંડ-૬

## સૂક્ત-૧

१२१९. अग्निं वो देवमग्निभिः सजोषा यजिष्ठं दूतमध्वरे कृणुध्वम्।
यो मर्त्येषु निध्रुविर्ऋतावा तपुर्मूर्धा घृतान्नः पावकः॥ १॥

પદાર્થ : वः 'यूयम्'-अग्निभिः 'अग्नयः'-તમે જ્ઞાની ઉપાસકો ! सजोषाः-સમાન સાથી-જ્ઞાન ચેતનામાં સમાનરૂપ यजिष्ठम्-અત્યંત યાજક અધ્યાત્મયજ્ઞના સંપાદક પ્રસારક दूतम्-પ્રેરક अग्निम्-પરમાત્માને अध्वरे कृणुध्वम्-અધ્યાત્મયજ્ઞમાં પ્રકાશિત કરો. यः-જે मृर्त्येषु-તમે જ્ઞાની મનુષ્યોમાં निध्रुविः-નિત્ય રહેનાર તમારી અંદર વ્યાપક ऋतावा-અધ્યાત્મયજ્ઞનો આધાર तपुः-તેજસ્વી मूर्धा-મૂર્ધારૂપ-શિરરૂપ घृतान्नः-તેજસ્વરૂપ पावकः-શોધક છો. (૧)

१२२०. प्रोथदश्वो न यवसेऽविष्यन् यदा महः संवरणाद्व्यस्थात्।
आदस्य वातो अनु वाति शोचिरध स्म ते व्रजनं कृष्णमस्ति॥ २॥

પદાર્થ : अश्वः-न यवसे प्रोथत्-જેમ ઘોડાને જ્યાં-ત્યાં ઘાસ ભોજન પરિપ્રાપ્ત થાય છે. यदा-જ્યારે अविष्मन्-પરમાત્મા ઉપાસકની રક્ષા કરવા માટે महः संवरणात्-व्यवस्थात्-મહાન મોક્ષસ્થાનથી

પોતાના કૃપાપાત્ર ઉપાસક આત્માની અંદર વ્યવસ્થિત-સાક્ષાત્ થઈ જાય છે. आत्-અનન્તર वातः अस्य-अनुवाति-જ્યારે ઉપાસક આત્મા એ પરમાત્માને અનુકૂળ બની જાય છે, अधस्म-ત્યારે જ ते शोचिः-कृष्णं-वृजनम्-अस्ति-તારી જ્યોતિ આકર્ષક બળ છે. (૨)

१२२१. उद्यस्य ते नवजातस्य वृष्णोऽग्ने चरन्त्यजरा इधानाः ।
अच्छा द्यामरुषो धूम एषि सं दूतो अग्न ईयसे हि देवान्॥ ३॥

પદાર્થ : अग्ने-હે અગ્રણી પરમાત્મન્ ! ते यस्य नवजातस्य वृष्णः-જે તારા સાક્ષાત્ સુખવર્ષકની अजराः-ईधानाः-उच्चरन्ति-અજર જ્ઞાન જ્યોતિઓ ઉપાસકની ઉપર-ઉપાસકની અંદર અદ્ભુત હોય છે. अरुषः-धूमः-अच्छद्याम्-एषि-પ્રકાશમાન કામ આદિને કંપાવનાર છે. ઉપાસકને અમૃત મોક્ષધામની તરફ લઈ જાય છે. दूतः-देवान् हि समीयसे પ્રેરક બનેલ મુમુક્ષુ ઉપાસકોને પ્રાપ્ત થઈ જાય છે. (૩)

## સૂક્ત-૨

१२२२. तमिन्द्रं वाजयामसि महे वृत्राय हन्तवे। स वृषा वृषभो भुवत्॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૧૯

१२२३. इन्द्रः स दामने कृत ओजिष्ठः स बले हितः।
द्युम्नी श्लोकी स सोम्यः॥ २॥

પદાર્થ : सः-इन्द्रः-તે ઐશ્વર્યવાન પરમાત્મા, તેથી दामनेकृतः-કર્મફળ પ્રદાન કરવામાં સમર્થ, सः-ओजिष्ठः-તે અત્યંત બળવાન તેથી बले हितः-સૃષ્ટિની રચના, ધારણરૂપ બળકાર્ય કરવા માટે યોગ્ય, सः-द्युम्नी श्लोकी सोम्यः-તે યશસ્વી પ્રશંસનીય ઉપાસનારસ પ્રાપ્ત કરવા યોગ્ય છે. (૨)

१२२४. गिरा वज्रो न सम्भृतः सबलो अनपच्युतः। ववक्ष उग्रो अस्तृतः॥ ३॥

પદાર્થ : गिरा-તે સ્તુતિ વાણીથી वज्रः-न सम्भृतः-વજ્ર સમાન દુઃખોથી વર્જિતવાળા સમ્યક્ ધારણ કરવા યોગ્ય, सः-बलः-તે બળવાન अनपच्युतः-અપચ્યુત ન કરવા યોગ્ય, उग्रः-अस्तृतः-તેજસ્વી અહિંસનીય ववक्ष-પ્રાપ્ત થાય છે. (૩)

## ખંડ-૭

## સૂક્ત-૧

१२२५. अध्वर्यो अद्रिभिः सुतं सोमं पवित्र आ नय। पुनाहीन्द्राय पातवे॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૯૯

**१२२६. तव त्य इन्दो अन्धसो देवा मधोर्व्याशत। पवमानस्य मरुतः॥ २॥**

પદાર્થ : इन्दो-હે આનંદરસ પૂર્ણ પરમાત્મન્ ! तव पवमानस्य-अन्धसः-मधोः-તું આધ્યાનીય ઉપાસનીય ધારારૂપમાં પ્રાપ્ત થઈને મધુમયને त्ये मरुतः-देवाः-व्याशत-તે મુમુક્ષુઓ-દેવો-ઉપાસકો વિશેષ રૂપથી પ્રાપ્ત થાય છે. (૨)

**१२२७. दिवः पीयूषमुत्तमं सोममिन्द्राय वज्रिणे। सुनोता मधुमत्तमम्॥ ३॥**

પદાર્થ : दिवः-उत्तमं पीयूषं मधुमत्तमं सोमम्-મોક્ષધામના સ્વત્વરૂપ ઉત્તમ અમૃત અત્યંત મધુર શાન્ત સ્વરૂપ પરમાત્માને वज्रिणे-इन्द्राय-ઓજસ્વી આત્માને માટે सुनोत-હે ઉપાસકો સાક્ષાત્ કરો. (૩)

## સૂક્ત-૨

**१२२८. धर्ता दिवः पवते कृत्व्यो रसो दक्षो देवानामनुमाद्यो नृभिः।**
**हरिः सृजानो अत्यो न सत्वभिर्वृथा पाजांसि कृणुषे नदीष्वा॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૫૮

**१२२९. शूरो न धत्त आयुधा गभस्त्योः स्वा३ः सिषासन् रथिरो गविष्टिषु।**
**इन्द्रस्य शुष्ममीरयन्नपस्युभिरिन्दुर्हिन्वानो अज्यते मनीषिभिः॥ २॥**

પદાર્થ : गभस्त्योः-शूरः-न आयुधा धत्ते-જેમ શૂરવીર પરાક્રમી હાથોમાં હથિયાર ધારણ કરે છે, તેમ रथिरः-इन्दुः-स्वः-गविष्टिषु-सिषासन्-વિશ્વરથના સ્વામી પરમાત્મા સ્તુતિ વાણીઓની ઈષ્ટિ-અધ્યાત્મ યજ્ઞ જેનો છે, તે ઉપાસકો માટે મોક્ષાનંદ આપવાની ઈચ્છા રાખીને इन्द्रस्य-शुष्मम्-ईरयन्-ઉપાસક આત્માનાં બળને પ્રેરિત કરીને अपस्युभिः-मनीषिभिः-અધ્યાત્મકર્મ યોગાભ્યાસ ચાહનાર ચિંતકો ઉપાસકોના દ્વારા हिन्वानः-अज्यते-પ્રેરિત થઈને સાક્ષાત્ થાય છે. (૨)

**१२३०. इन्द्रस्य सोम पवमान ऊर्मिणा तविष्यमाणो जठरेष्वा विश।**
**प्र नः पिन्व विद्युदभ्रेव रोदसी धिया नो वाजाँ उप माहि शश्वतः॥ ३॥**

પદાર્થ : पवमान सोम-હે આનંદ ધારા રૂપમાં પ્રાપ્ત થનાર શાન્ત પરમાત્મન્ ! તું ऊर्मिणा तविष्यमाणः-પોતાની આનંદ ધારાથી ગતિ કરતાં વહીને इन्द्रस्य-આત્માનાં जठरेषु-મધ્યે મન, બુદ્ધિ, ચિત્ત, અહંકારમાં आविश-આવિષ્ટ થા, વસી જા. नः प्र पिन्व-અમને તારી આનંદ ધારાઓથી સિંચ-ભરપૂર કર. विद्युद्-

अभ्रा-इव रोदसी-જેમ વીજળી મેઘોને-મેઘ વર્ષાઓને ભૂમિ આકાશમાં સિંચી દે છે. नः शश्वतः-वाजान् धिया उपमाहि-અમારા માટે નિત્ય અમૃત અન્ન ભોગોને પ્રજ્ઞા દ્વારા ભેટ કર-પ્રદાન કર. (૩)

## સૂક્ત-3

१२३१. यदिन्द्र प्रागपागुदङ्न्यग्वा हूयसे नृभिः।
सिमा पुरू नृषूतो अस्यानवेऽसि प्रशर्ध तुर्वशे॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૭૯

१२३२. यद्वा रुमे रुशमे श्यावके कृप इन्द्र मादयसे सचा।
कण्वासस्त्वा स्तोमेभिर्ब्रह्मवाहस इन्द्रा यच्छन्त्या गहि॥ २ ॥

પદાર્થ : इन्द्र-પરમાત્મન્ ! यत्-वा-અને જે रुमे-સ્તુતિકર્તા रुशमे-જ્ઞાનજ્વલિત श्यावके-અધ્યાત્મમાર્ગમાં ચાલનાર कृपे-સમર્થ-આત્મબળવાળા ઉપાસકોને માટે सचा-मादयसे-સમકાલ અથવા સમભાવથી તેને હર્ષિત કરે છે કારણ કે ब्रह्म वाहसः कण्वासः स्तोतेभिः-બ્રહ્મસ્તોત્ર સમર્પિત કરનારા મેધાવી ઉપાસકો સ્તુતિ વચનોથી त्वा आयच्छन्ति-તને પોતાની તરફ આકર્ષિત કરે છે. તેથી इन्द्र- आयाहि-પરમાત્મા તું ઉપાસકનાં હૃદયમાં આવ-સાક્ષાત્ થા. (૨)

## સૂક્ત-૪

१२३३. उभयं शृणवच्च न इन्द्रो अर्वागिदं वचः।
सत्राच्या मघवान्त्सोमपीतये धिया शविष्ठ आ गमत्॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૯૦

१२३४. तं हि स्वराजं वृषभं तमोजसा धिषणे निष्टतक्षतुः।
उतोपमानां प्रथमो नि षीदसि सोमकामं हि ते मनः॥ २ ॥

પદાર્થ : तम्-તે તારા ओजसा स्वेराजं वृषभं हि-બળથી સ્વયં પ્રકાશમાન કામવર્ષક ઈન્દ્ર-ઐશ્વર્યવાન પરમાત્માને धिषणे-સ્તુતિ અને વિદ્યા निष्टतक्षतुः-નિષ્પન્ન કરે છે-સાક્ષાત્ કરાવે છે उत-અને उपमानां प्रथमः-निषदसि-ઉપાસના યોગ્યોમાં પ્રમુખ-સર્વોપરિ તું નિશ્ચિત ઈચ્છિત પ્રસિદ્ધ થાય છે ते मनः सोम कामं हि-તારું મન સોમની-ઉપાસનારસની કામના કરનાર છે. (૨)

## ખંડ-૮

## સૂક્ત-૧

१२३५. पवस्व देव आयुषगिन्द्रं गच्छतु ते मदः। वायुमा रोह धर्मणा॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૮૩

१२३६. पवमान नि तोशसे रयिं सोम श्रवाय्यम्। इन्दो समुद्रमा विश॥ २॥

પદાર્થ : पवमान-सोम इन्दो-હે આનંદધારારૂપમાં પ્રાપ્ત થનાર શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું श्रवाय्यं रयिं नितोशसे-શ્રવણીય-યશોધનને પોતાની અંદર રાખ-રાખે છે, તું समुद्रम्-आविश-મારા ઉપાસકનાં મનમાં પણ આવિષ્ટ થા-પ્રાપ્ત થા. (૨)

१२३७. अपघ्नन् पवसे मृधः क्रतुवित्सोम मत्सरः। नुदस्वादेवयुं जनम्॥ ३॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૯૨

## સૂક્ત-૨

१२३८. अभी नो वाजसातमं रयिमर्ष शतस्पृहम्।
इन्दो सहस्त्रभर्णसं तुविद्युम्नं विभासहम्॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૪૯

१२३९. वयं ते अस्य राधसो वसोर्वसो पुरुस्पृहः।
नि नेदिष्ठतमा इषः स्याम सुम्ने ते अध्रिगो॥ २॥

પદાર્થ : आध्रिगो वसो-હે અમૃત ગમન નિર્બાધ વ્યાપ્ત ગતિવાળા વાસાધાર પરમાત્મન્ ! अस्य ते वसो पुरूस्पृहः-राधसः-એ તું વસાવનાર બહુજ કામના કરવા યોગ્ય સિદ્ધિપ્રદના सुम्ने-સુખ શાન્તિને માટે वयम्-इषः-नेदिष्ठतमाः-निस्याम-અમે પ્રાર્થી નિરંતર અત્યંત નિકટ રહીએ. (૨)

१२४०. परि स्य स्वानो अक्षरदिन्दुरव्ये मदच्युतः।
धारा य ऊर्ध्वो अध्वरे भ्राजा न याति गव्ययुः॥ ३॥

પદાર્થ : स्यः स्वानः-मदच्युतः-તે નિષ્પન્ન-સાક્ષાત્ થઈને હર્ષ આનંદરસ જેનાથી ઝરી રહ્યો છે એવા गव्ययुः-સ્તુતિ સ્નેહને ચાહનાર इन्दुः-રસીલા સોમ પરમાત્મા अव्ये परि-अक्षरत्-રક્ષણીય હૃદયમાં પરિપૂર્ણ રૂપમાં પ્રાપ્ત થાય છે. भ्राजा-न धारा-ચમકતાં વિદ્યુત્ તરંગની સમાન પોતાની અમૃત ધારાથી ऊर्ध्वः-ઉછળવા સમાન अध्वरे याति-ધ્યાનયજ્ઞમાં પ્રાપ્ત થાય છે. (૩)

## સૂક્ત-3

१२४१. पवस्व सोम महान्त्समुद्रः पिता देवानां विश्वाभि धाम॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૨૯

१२४२. शुक्रः पवस्व देवेभ्यः सोम दिवे पृथिव्यै शं च प्रजाभ्यः॥ २ ॥

પદાર્થ : सोम-શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું शुक्रः-શુભ્ર-પ્રકાશમાન થઈને देवेभ्यः-ઉપાસનાજનોને માટે તેઓના दिवे पृथिव्यै-પ્રાણને માટે-શરીરને માટે च અને प्रजाभ्यः-ઇન્દ્રિયોને માટે शं पवस्व-કલ્યાણકારી બનીને પ્રાપ્ત થા. (૨)

१२४३. दिवो धर्तासि शुक्रः पीयूषः सत्ये विधर्मन् वाजी पवस्व॥ ३ ॥

પદાર્થ : शुक्रः-पीयूषः-वाजी-હે સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું શુભ્ર તેજસ્વી અમૃતરૂપ અમૃત અન્નભોગ વાળો दिवः-धर्ता-असि-મોક્ષધામનો ધારક છે. सत्ये विधर्मन् पवस्व-સત્ય સ્વરૂપ વિશેષ ધર્મ સંપન્ન ઉપાસક આત્મામાં પ્રાપ્ત થા. (૩)

## ખંડ-૯

## સૂક્ત-૧

१२४४. प्रेष्ठं वो अतिथिं स्तुषे मित्रमिव प्रियम्। अग्ने रथं न वेद्यम्॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫

१२४५. कविमिव प्रशंस्यं यं देवास इति द्विता। नि मर्त्येष्वादधुः॥ २ ॥

પદાર્થ : यं प्रशंस्यं कविम्-इव-જે પરમાત્મારૂપ અગ્નિને પ્રશંસા યોગ્ય કવિ-ઉપદ્રષ્ટા જ્ઞાનદાતાની સમાન પણ इति द्विता-એ બે પ્રકારથી-પ્રિય મિત્ર જેવો અને પ્રશંસા યોગ્ય ઉપદ્રષ્ટા રૂપથી આત્માની અંદર સાથી અને જગન્નિયંતા વિરાટ રૂપમાં मर्त्येषु-देवासः-नि-आदधुः-મનુષ્યોમાં વિદ્વાનજનો અથવા જીવન મુક્તો ઋષિજનો પ્રકાશિત કરે છે.-વર્ણિત કરે છે. (૨)

१२४६. त्वं यविष्ठ दाशुषो नॄंः पाहि शृणुही गिरः। रक्षा तोकमुत त्मना॥ ३ ॥

પદાર્થ : यविष्ठ-હે અત્યંત મળનાર આત્મભાવી અપનાવનાર પરમાત્મન્ ! તું त्वं दाशुषः-नॄन्-याहि-સ્વ આત્મદાન કરનારા મુમુક્ષુજનોનું પાલન કર. गिरः श्रृणुधि-સ્તુતિને સાંભળ-સ્વીકાર કર. उत-અને त्मना तोकं रक्ष-તારા પુત્રરૂપ આત્માની રક્ષા કર. સત્સંગ પ્રદાન કરીને.-[રક્ષા કર.](૩)

## સૂક્ત-૨

१२४७. एन्द्र नो गधि प्रिय सत्राजिदगोह्य।
गिरिर्न विश्वतः पृथुः पतिर्दिवः॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૩૯૩

१२४८. अभि हि सत्य सोमपा उभे बभूथ रोदसी।
इन्द्रासि सुन्वतो वृधः पतिर्दिवः॥ २॥

પદાર્થ : सत्य सोमपाः-इन्द्र-હે સત્ય સ્વરૂપ ઉપાસનારસનું પાન કરનાર-સ્વીકાર કરનાર ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું उभे रोदसी-अभि बभूविथ हि-બન્ને દ્યુલોક અને પૃથિવીલોકને અભિભૂત કરીને તેનો સ્વામી બનેલ છે. दिवः पतिः-મોક્ષધામનો પતિ છે. सुन्वतः-वृधः-ઉપાસનારસ સંપાદન કરનારાનો વર્ધક છે.-વૃદ્ધિ કરનાર છે. (૨)

१२४९. त्वं हि शश्वतीनामिन्द्र धर्ता पुरामसि।
हन्ता दस्योर्मनोर्वृधः पतिर्दिवः॥ ३॥

પદાર્થ : इन्द्र त्वं हि-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું જ शश्वतीनां पुरां धर्ता-असि-શાશ્વતિક અર્થાત્ શ્રેષ્ઠ આત્માઓ મુમુક્ષુઓ-જીવન મુક્તોનો ધારણકર્તા છે. दस्योः-हन्ता-ક્ષયકર્તા-કામાદિ વિઘ્નોનો હનનકર્તા, मनोः-वृधः-મનનશીલ જનોનો વર્ધક, दिवः पतिः-મોક્ષધામનો પતિ છે. (૩)

## સૂક્ત-3

१२५०. पुरां भिन्दुर्युवा कविरमितौजा अजायत।
इन्द्रो विश्वस्य कर्मणो धर्ता वज्री पुरुष्टुतः॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૩૫૯

१२५१. त्वं बलस्य गोमतोऽपावरद्रिवो बिलम्।
त्वां देवा अबिभ्युषस्तुज्यमानास आविषुः॥ २॥

પદાર્થ : अद्रिवः-त्वम्-હે અદીર્ણ શક્તિવાળા પરમાત્મન્ ! તું गोमतः-बलस्य बिलम्-સ્તુતિવાણીવાળા સંવૃત સ્થાન-અન્તઃકરણ-મનના પ્રાણ દ્વારને अपावः-ખોલી દે જેથી देवाः-મુમુક્ષુજનો અથવા દેવવૃત્તિઓ-સદ્ વૃત્તિઓ तुज्यमानासः-કામાદિ પાપો અથવા પાપવૃત્તિઓથી પીડિત થયેલ अबिभ्युषः-નીડર બનેલ त्वाम्-आविषुः-તને પ્રાપ્ત કરી શકીએ. (૨)

१२५२. इन्द्रमीशानमोजसाभि स्तोमैरनूषत।
सहस्त्रं यस्य रातय उत वा सन्ति भूयसीः॥ ३॥

પદાર્થ : ईशानम्-इन्द्रम्-હે ઉપાસકો ! વિશ્વનું સ્વામિત્વ કરનાર ઐશ્વર્યવાન પરમાત્માની ओजसा-આત્મબળની સાથે स्तोमैः-अभि-अनूषत-સ્તુતિ સમૂહો દ્વારા નિરંતર સ્તુતિ કરો. यस्य रातयः-सहस्रं सन्ति-જેનું ધન-તૃપ્તિકારક સાધનો હજારો છે. उत वा-અને પણ भूयसीः-વધારે લાખો પ્રકારની દાન પ્રવૃત્તિઓ-કૃપા દ્રષ્ટિઓ છે. (૩)

इति नवमोऽध्यायः, पञ्चमप्रपाठकस्य प्रथमोऽर्धः ॥

★ ★ ★

# अथ दशमोऽध्यायः

## पञ्चमप्रपाठकस्य द्वितीयोऽर्धः

### ખંડ-૧

### સૂક્ત-૧

१२५३. अक्रान्त्समुद्रः प्रथमे विधर्मन् जनयन् प्रजा भुवनस्य गोपाः।
वृषा पवित्रे अधि सानो अव्ये बृहत्सोमो वावृधे स्वानो अद्रिः॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૨૯

१२५४. मत्सि वायुमिष्टये राधसे नो मत्सि मित्रावरुणा पूयमानः।
मत्सि शर्धो मारुतं मत्सि देवान् मत्सि द्यावापृथिवी देव सोम॥ २ ॥

પદાર્થ : सोमदेव-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! पूयमानः-તું યોગાભ્યાસ દ્વારા સાક્ષાત્ થઈને नः-इष्टये राधसे-અમારી આભ્યુદયિક કામનાને માટે તથા નિઃશ્રેયસિક-મોક્ષસિદ્ધિને માટે वायुं मत्सि-આયુને હર્ષ આપનાર બનાવ, मित्रावरुणा मत्सि-પ્રાણ-અપાનનાં શ્વાસ-ઉચ્છ્‌વાસને હર્ષ દેનાર કરી દે, मारुतं शर्धः-मत्सि-પ્રાણોનાં બળને-જીવન શક્તિ હર્ષ આપનાર બનાવ, देवान् मत्सि-ઈન્દ્રિયોને હર્ષપ્રદ બનાવ અને द्यावापृथिवी मत्सि-જ્ઞાનના આધાર મનને તથા રસાધાર શરીરને હર્ષ-આનંદ આપનાર બનાવી દે. (૨)

१२५५. महत्तत्सोमो महिषश्चकारापां यद्गर्भोऽवृणीत देवान्।
अदधादिन्द्रे पवमान ओजोऽजनयत् सूर्ये ज्योतिरिन्दुः॥ ३ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૪૨

### સૂક્ત-૨

१२५६. एष देवो अमर्त्यः पर्णवीरिव दीयते। अभि द्रोणान्यासदम्॥ १ ॥

પદાર્થ : एषः-अमर्त्यः-देवः-એ અમર શાન્ત સ્વરૂપ પરમાત્મદેવ पर्णवीः-इव-પાંખોથી ગતિ કરનારા પક્ષીઓની સમાન द्रोणानि-अभि-आसदं दीयते-દ્રવ્યસ્થાનો-ઉપાસક પાત્રો પ્રત્યે પ્રાપ્ત થવા માટે ગતિ કરે છે, પ્રાપ્ત થાય છે. (૧)

१२५७. एष विप्रैरभिष्टुतोऽपो देवो वि गाहते। दधद्रत्नानि दाशुषे॥ २॥

પદાર્થ : एषः-देवः-એ પ્રકાશમાન સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા विप्रैः-अभिष्टुतः-મેધાવી ઉપાસકો દ્વારા અભીષ્ટ સ્તુતિમાં લાવીને अपः-विगाहते-તેઓની શ્રદ્ધાઓમાં વિગાહન-પ્રવેશ કરે છે. दाशुषे रत्नानि दधत्-આત્મ સમર્પી-શ્રદ્ધાવાનને માટે રમણીય અધ્યાત્મ સુખ ઐશ્વર્યોને ધારણ કરાવે છે. (૨)

१२५८. एष विश्वानि वार्या शूरो यन्निव सत्वभिः। पवमानः सिषासति॥ ३॥

પદાર્થ : एषः-शूरः-એ પ્રગતિશીલ પરમાત્મા सत्त्वभिः-यन्-इव-ગુણ બળો દ્વારા પ્રાપ્ત થવા સમાન-विश्वानि वार्या-સર્વ સુંદર સુખોને पवमानः-સાક્ષાત્ થઈને ઉપાસકને આપવા ઈચ્છે છે-આપે છે. [કર્મફળ પ્રમાણે તેની વહેંચણી કરે છે.](૩)

१२५९. एष देवो रथर्यति पवमानो दिशस्यति। आविष्कृणोति वग्वनुम्॥ ४॥

પદાર્થ : एषः-पवमानः-देवः-એ આનંદધારામાં આવીને પ્રકાશમાન પરમાત્મા रथर्यति-ઉપાસકને રથ-રમણ સ્થાન બનાવે છે. दिशस्यति તેને પોતાનો આનંદરસ આપવા ઈચ્છે છે. वग्वनुम्-आविष्कृणोति-મધુરવાણી આશીર્વાદ રૂપને પ્રકટ કરે છે અથવા ઉપાસકની સ્તુતિ વાણીને સફળ બનાવે છે. (૪)

१२६०. एष देवो विपन्युभिः पवमान ऋतायुभिः। हरिर्वाजाय मृज्यते॥ ५॥

પદાર્થ : एषः-हरिः-पवमानः-देवः-એ દુઃખહર્તા, સુખદાતા ધારારૂપમાં પ્રાપ્ત થતાં પ્રકાશમાન પરમાત્મા विपन्युभिः-ऋतायुभिः-સ્તુતિકર્તા મેધાવી સત્યકામી ઉપાસકોનાં દ્વારા वाजाय मृज्यते-અમૃત અન્ન-ભોગને માટે પ્રાપ્ત કરવામાં આવે છે. (૫)

१२६१. एष देवो विपा कृतोऽति ह्वरांसि धावति। पवमानो अदाभ्यः॥ ६॥

પદાર્થ : एषः-पवमानः-अदाभ्यः-देवः-એ આનંદધારારૂપમાં પ્રાપ્ત થનાર અબાધ્ય સોમ-શાન્તરૂપ પરમાત્મદેવ विपा कृतः-સ્તુતિ વાણી દ્વારા સાક્ષાત્ કરીને અથવા પ્રસન્ન કરીને ह्वरांसि-अतिधावति-ક્રોધો-કુટિલ ભાવો-સંકલ્પો દૂર કરીને પ્રાપ્ત થાય છે. (૬)

१२६२. एष दिवं वि धावति तिरो रजांसि धारया। पवमानः कनिक्रदत्॥ ७॥

પદાર્થ : एषः-पवमानः-એ પવિત્રકર્તા સોમ પરમાત્મા धारया-સ્તુતિવાણીથી कनिक्रदत्-ઉપદેશ કરીને रजांसि तिरः-ભોગલોકોને તિરસ્કૃત કરીને-તેને છોડીને તેનાથી અલગ કરીને दिवं विधावति-ઉપાસકને મોક્ષધામમાં પહોંચાડે છે. (૭)

१२६३. एष दिवं व्यासरत्तिरो रजांस्यस्तृतः। पवमानः स्वध्वरः॥ ८॥

પદાર્થ : एषः-पवमानः-એ પવિત્રકર્તા સોમ પરમાત્મા अस्तृतः-અહિંસિત અપ્રતિબદ્ધ-અવરોધ રહિત रजांसि तिरः-ભોગલોકોનો તિરસ્કાર કરીને સ્વયં ભોગલોકોથી પર છે. स्वध्वरः-ઉત્તમ અધ્યાત્મયજ્ઞ આશ્રય दिवं व्यासरत्-મોક્ષધામમાં વિશેષ પ્રાપ્ત છે. (૮)

## १२६४. एष प्रत्नेन जन्मना देवो देवेभ्यः सुतः। हरिः पवित्रे अर्षति॥ ९॥

પદાર્થ : एषः-हरिः-देवः-એ દુઃખહર્તા, સુખદાતા સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મદેવ प्रत्नेन जन्मना-દેવ જન્મ-દિવ્ય જીવન હોવાથી देवेभ्यः सुतः-જીવન મુક્તો માટે સાક્ષાત્ થઈને पवित्रे अर्षति-પવિત્ર મોક્ષધામમાં પ્રાપ્ત થાય છે. (૯)

## १२६५. एष उ स्य पुरुव्रतो जज्ञानो जनयन्निषः। धारया पवते सुतः॥ १०॥

પદાર્થ : एषः स्य-उ-એ તે જ पुरुव्रतः-અનેક કર્મ-આનંદકર્મ શક્તિવાળી जज्ञानः-ઉપાસકની અંદર પ્રત્યક્ષ થઈને इषः-जनयन्-ઈચ્છાઓને અથવા ઈચ્છિત મનોહર વસ્તુઓને પ્રસિદ્ધ કરીને धारया-सुतः-पवते-સ્તુતિ ધારાપ્રવાહ સાક્ષાત્ કર્તાઓને પ્રાપ્ત થાય છે. (૧૦)

## ખંડ-૨

## સૂક્ત-૧

## १२६६. एष धिया यात्यण्व्या शूरो रथेभिराशुभिः। गच्छन्निन्द्रस्य निष्कृतम्॥ १॥

પદાર્થ : एषः-शूरः-એ પરાક્રમી સોમ-પરમાત્મા अण्व्या धिया-સૂક્ષ્મ સ્તુતિથી-આત્મ સ્તુતિથી आशुभिः-रथेभिः-શીઘ્રગામી અથવા વ્યાપનાર રમણીય તથા રમમાણ ગુણોથી इन्द्रस्य निष्कृतं गच्छन् याति-ઉપાસક આત્માનાં સંસ્કૃત અન્તઃકરણને अवगच्छन्-જાણીને પ્રાપ્ત થાય છે. (૧)

## १२६७. एष पुरू धियायते बृहते देवतातये। यत्रामृतास आशत॥ २॥

પદાર્થ : एषः-એ શાન્ત સ્વરૂપ પરમાત્મા बृहते देवतातये-મહાન મુક્તિ આપવા માટે पुरुधियायते-તે સ્તુતિ ચાહે છે. यत्र-अमृतासः आशत-જ્યાં મુક્ત આત્માઓ આનંદભોગને પ્રાપ્ત છે. (૨)

## १२६८. एतं मृजन्ति मर्ज्यमुप द्रोणेष्वायवः प्रचक्राणं महीरिषः॥ ३॥

પદાર્થ : महीः-इषः-चक्राणम्મહાન કામનાઓને પૂર્ણ કરનાર एतं मर्ज्यम्-એ પ્રાપ્ત કરવા યોગ્ય आयवः-ઉપાસકજનો द्रोणेषु-મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર પાત્રોમાં उपमृजन्ति-ઉપગત બને છે-મનન આદિ કરીને અપનાવે છે. (૩)

**१२६९. एष हितो वि नीयतेऽन्तः शुन्ध्यावता पथा । यदी तुञ्जन्ति भूर्णयः ॥ ४ ॥**

પદાર્થ : यद्-इ-જ્યારે પણ एषः-हितः-એ હિતકર સોમ-શાન્ત પરમાત્મા शुन्ध्यावता पथा-શુદ્ધિ-આત્મ પરિશુદ્ધિ વાળા યમ; નિયમ આદિ માર્ગ-યોગમાર્ગ દ્વારા अन्तः-विनीयते-અંદર બેસાડવામાં આવે છે-બેસી જાય છે, ત્યારે भूर्णयः-तुञ्जन्ति-ધારણ કરનારા ઉપાસકજનો તેને ગ્રહણ કરી લે છે-અપનાવી લે છે. (૪)

**१२७०. एष रुक्मिभिरीयते वाजी शुभ्रेभिरंशुभिः । पतिः सिन्धूनां भवन् ॥ ५ ॥**

પદાર્થ : एषः-वाजी-એ અમૃત અન્નભોગવાળો પરમાત્મા सिन्धूनां पतिः-भवन्-સ્યંદમાન-શરીરમાં વહનારા પ્રાણોનો પાલક બનીને रुक्मिभिः-शुभ्रेभिः-अंशुभिः-તેજસ્વી શુભ્ર-શોભન આનંદ પ્રવાહોથી ईयते-ઉપાસકની અંદર પ્રાપ્ત થાય છે. (૫)

**१२७१. एष शृङ्गाणि दोधुवच्छिशीते यूथ्यो ३ वृषा । नृम्णा दधानओजसा ॥ ६ ॥**

પદાર્થ : एषः-એ પરમાત્મા ओजसा-જ્ઞાનબળથી श्रृङ्गाणि दोधुवत्-પોતાના આનંદ તરંગોને ઉપાસકની અંદર તરંગિત કરી દે છે. यूथ्यः-वृषा शिशीते-જેમ ગાયના સમૂહ-ધણનો સાંઢ પોતાના શિંગડાઓને ભૂમિમાં ઘસીને તીક્ષ્ણ કરે છે. नृम्णा दधानः-ઉપાસકોને માટે અધ્યાત્મ અન્ન અમૃતભોગને ધારણ કરવા માટે. [તીક્ષ્ણ બનાવે છે.](૬)

**१२७२. एष वसूनि पिब्दनः परुषा ययिवाँ अति । अव शादेषु गच्छति ॥ ७ ॥**

પદાર્થ : एषः-એ સોમ-પરમાત્મા परुषा वसूनि-કઠોર આચ્છાદક અધ્યાત્મ સદ્‌ભાવોનાં આવરક કામ આદિ દુર્વ્રતોને पिब्दनः-નાશક अतिययिवान्-દૂર કરી જાય છે-ભગાવી દે છે. शादेषु अवगच्छति-તે ઉપાસકોની અંદર રહેનારા-શાદો-શાતનીયો-નાશનીયો-છૂપાયેલાને જાણે છે. (૭)

**१२७३. एतमु त्यं दश क्षिपो हरिं हिन्वन्ति यातवे । स्वायुधं मदिन्तमम् ॥ ८ ॥**

પદાર્થ : एतं त्यम्-उ-એ તેની જ स्वायुधं मदिन्तमं हरिम्-શ્રેષ્ઠ આયુ ધારણ કરાવનાર; અતિ હર્ષ-આનંદકારક, દુઃખહર્તા, સુખદાતા, સોમ-પરમાત્માને दश क्षियः-हिन्वन्ति-આત્માને પોતાના વિષયમાં પ્રેરિત કરનારા મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર અને પાંચ જ્ઞાનેન્દ્રિયો તથા વાણી સદુપયુક્ત બનીને પરમાત્માને પ્રાપ્ત કરાવે છે. (૮)

## ખંડ-૩

## સૂક્ત-૧

१२७४. एष उ स्य वृषा रथोऽव्या वारेभिरव्यत। गच्छन्वाजं सहस्रिणम्॥ १॥

પદાર્થ : एषः-स्यः-उ-એ તે જ वृषा रथः-કામનાવર્ષક રમણીય રસરૂપ સ્તોમ-પરમાત્મા अव्याः-वारेभिः-अज्यते-પૃથિવી-પાર્થિવદેહનાં સાધનો દ્વારો-શ્રોત્ર, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકારથી શ્રવણ, મનન આદિ કરવાથી વ્યક્ત-સાક્ષાત્ કરવામાં આવે છે. सहस्रिणं वाजं गच्छन्-હજારોથી ઉપર-સર્વોચ્ચ અમૃત અન્નભોગને પ્રાપ્ત કરાવવા માટે. [સાક્ષાત્ કરવામાં આવે છે.] (૧)

१२७५. एतं त्रितस्य योषणो हरिं हिन्वन्त्यद्रिभिः। इन्दुमिन्द्राय पीतये॥ २॥

પદાર્થ : एतं हरिम्-इन्दुम्-એ દુઃખહર્તા, સુખદાતા, આનંદરસપૂર્ણ પરમાત્માને त्रितस्य-સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ શરીરગત-ઈન્દ્ર-આત્માની योषणः-अद्रिभिः-પ્રીતિ સાધનારા મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, વાણી, ઈન્દ્રિયો, શ્લોક પ્રશંસા સ્તુતિ કરનારા इन्द्राय पीतये-આત્માને પાન કરવા માટે हिन्वन्ति-આત્મા તરફ પ્રેરિત કરે છે. (૨)

१२७६. एष स्य मानुषीष्वा श्येनो न विक्षु सीदति। गच्छं जारो न योषितम्॥ ३॥

પદાર્થ : एषः-स्यः-એ તે સોમ-પરમાત્મા श्येनः-न-પ્રશંસનીય ગતિમાન બાજ પક્ષી સમાન मानुषीषु-विक्षु-आसीदति-મનનશીલ પ્રજાઓમાં સમગ્રરૂપથી આવી જાય છે जारः-न-योषितम् गच्छन्-અર્ચનીય સ્વામી જેમ સેવકને સેવા માટે પ્રાપ્ત થાય છે. (૩)

१२७७. एष स्य मद्यो रसोऽव चष्टे दिवः शिशुः। य इन्दुर्वारमाविशत्॥ ४॥

પદાર્થ : एषः-स्यः-એ તે मद्यः-रसः-હર્ષકર રસરૂપ રસીલા यः-इन्दुः-જે પ્રકાશમાન પરમાત્મા दिवः-शिशुः-મોક્ષધામના પ્રશંસનીય ઉપદ્રષ્ટા અથવા પ્રદાતા वारम्-आविशत्-વરણીય હૃદયને અથવા આત્માને આવિષ્ટ થઈ જાય છે. (૪)

१२७८. एष स्य पीतये सुतो हरिरर्षति धर्णसिः। क्रन्दन्योनिमभि प्रियम्॥ ५॥

પદાર્થ : एषः-स्यः-धर्णसिः-हरिः-सुतः-એ તે ધારણકર્તા, દુઃખહર્તા, સુખદાતા પરમાત્મા ઉપાસના દ્વારા ઉપાસિત સાધિત થઈને प्रियं क्रन्दन्-હિતકર વચન બોલીને योनिम्-अभि-अर्षति-હૃદયના પ્રતિ હૃદયમાં પ્રાપ્ત થાય છે. (૫)

१२७९. एतं त्यं हरितो दश मर्मृज्यन्ते अपस्युवः। याभिर्मदाय शुम्भते॥ ६॥

પદાર્થ : एतं त्यम्-એ તે સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માને अपस्युवः-કર્મમાં વ્યાપ્ત થનારા दश

हरितः-દશ હરણશીલ-મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેન્દ્રિયો અને વાણીનું પોતાનાં મનન, વિવેચન, સ્મરણ-ચિંતન, મમત્વ, શ્રવણ અને સ્તવન આદિ કર્મ પ્રવૃત્તિઓ मर्मृज्यन्ते-પુનઃ પુનઃ પ્રાપ્ત કરે છે. याभिः-मदाय शुम्भते-જેના દ્વારા હર્ષ-આનંદકર સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા શોભિત-આત્મામાં પ્રકાશિત થાય છે. (६)

## ખંડ-૪

## સૂક્ત-૧

### १२८०. एष वाजी हितो नृभिर्विश्वविन्मनसस्पतिः। अव्यं वारं वि धावति॥ १॥

પદાર્થ : एषः-वाजी-એ અમૃત અન્નભોગ આપનાર विश्ववित्-વિશ્વજ્ઞાતા मनसः-पतिः-મનના સ્વામી नृभिः-हितः-મુમુક્ષુજનોથી ધારિત-ધારણ કરેલ अव्यं वारं विधावति-પાર્થિવ દેહ વિગત-દૂર કરીને વરણીય મન-મુમુક્ષુ ઉપાસકનાં મનને પ્રાપ્ત થાય છે. (૧)

### १२८१. एष पवित्रे अक्षरत् सोमो देवेभ्यः सुतः। विश्वा धामान्याविशन्॥ २॥

પદાર્થ : एषः-सोमः-એ સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા देवेभ्यः सुतः-મુમુક્ષુ ઉપાસકો દ્વારા સાક્ષાત્ કરીને विश्वा धामानि-आविशन्-સમસ્ત મન, બુદ્ધિ, શ્રોત્ર, નેત્ર આદિ અંગોમાં આવિષ્ટ થવા માટે पवित्रे अक्षरत्-પવિત્ર સ્થાન હૃદયમાં પ્રાપ્ત થાય છે. (૨)

### १२८२. एष देवः शुभायतेऽधि योनावमर्त्यः। वृत्रहा देववीतमः॥ ३॥

પદાર્થ : एषः-એ वृत्रहा-પાપનાશક देववीतमः-મુમુક્ષુજનોના અત્યંત ઇચ્છનીય अमर्त्यः-અમર देवः-પ્રકાશમાન સોમ પરમાત્મા योनौ-अधि शुम्भते-હૃદય સ્થાનમાં પ્રકાશિત થાય છે.-ચમકે છે. (૩)

### १२८३. एष वृषा कनिक्रदद्दशभिर्जामिभिर्यतः। अभि द्रोणानि धावति॥ ४॥

પદાર્થ : एषः-वृषा-એ કામનાવર્ષક સોમ-પરમાત્મા दशभिः-जामिभिः-यतः-દશ ગતિ કરનારી પ્રવૃદ્ધ સ્તુતિઓ-મનથી મનન, બુદ્ધિથી વિવેચન, ચિત્તથી સ્મરણ, અહંકારથી મમત્વ તથા પાંચ જ્ઞાનેન્દ્રિયોના શ્રવણ આદિ તથા વાક્-વાણી ઇન્દ્રિયના પ્રકથન રૂપ સ્તુતિઓ દ્વારા વશીકૃત-વશ કરેલ कनिक्रदत्-સુંદર ઉપદેશ કરીને द्रोणानि-अभि धावति-અધિકારી ઉપાસક પાત્રોની તરફ ગતિ કરે છે-તેને પ્રાપ્ત થાય છે. (૪)

### १२८४. एष सूर्यमरोचयत् पवमानो अधि द्यवि। पवित्रे मत्सरो मदः॥ ५॥

પદાર્થ : एषः-पवमानः-એ આનંદ ધારામાં પ્રાપ્ત થનાર પરમાત્મા द्यवि-अधि सूर्यम्-अरोचयत्-જેમ દ્યુલોકમાં સૂર્ય ચમકે છે, તેમ मत्सरः-मदः पवित्रे-તૃપ્તિ કરાવનાર, આનંદદાયક, વિકસિત કરનાર

પવિત્ર હૃદયમાં ઉપાસક આત્માને ચમકાવે છે.-પ્રકાશિત કરે છે. (૫)

**१२८५. एष सूर्येण हासते संवसानो विवस्वता। पतिर्वाचो अदाभ्यः॥ ६॥**

પદાર્થ : एषः-એ वाचः-पतिः-સ્તુતિ વાણી તથા વેદવાણીનો સ્વામી अदाभ्यः-કોઈથી દબાય નહિ એવો પરમાત્મા संवसानः-પોતાના આનંદમય રસીલા સ્વરૂપથી ઉપાસકોને સમ્યક્ આવરીને विवस्वता-सूर्येण-ખુલતા કિરણોને ફેંકતા સૂર્યની સમાન हासते 'हासयते'-હસતાં-હર્ષિત કરતાં-જ્ઞાન પ્રકાશ અને અમૃત આનંદરસથી હર્ષિત-આનંદિત કરે છે. (૬)

## ખંડ-૫

## સૂક્ત-૧

**१२८६. एष कविरभिष्टुतः पवित्रे अधि तोशते। पुनानो घ्नन्नप द्विषः॥ १॥**

પદાર્થ : एषः-कविः-એ ક્રાન્તદર્શી સર્વજ્ઞ अभिष्टुतः-સ્તુતિમાં લાવીને पुनानः-પવિત્ર કરીને द्विषः-अपघ्नन्-દ્વેષ ભાવનાઓને દૂર હટાવીને पवित्रे-अधितोशते-હૃદયમાં પ્રાપ્ત થાય છે. (૧)

**१२८७. एष इन्द्राय वायवे स्वर्जित् परि षिच्यते। पवित्रे दक्षसाधनः॥ २॥**

પદાર્થ : एषः-स्वर्जित्-दक्षसाधनः-એ મોક્ષ આદિ પર અધિકાર રાખનાર આત્મ-બળસાધક वायवे-इन्द्राय-આયુવાળા ઉપાસક આત્માને માટે पवित्रे परिषिच्यते-પવિત્ર હૃદયમાં પરિપૂર્ણરૂપથી પ્રાપ્ત થાય છે. (૨)

**१२८८. एष नृभिर्वि नीयते दिवो मूर्धा वृषा सुतः। सोमो वनेषु विश्ववित्॥ ३॥**

પદાર્થ : एषः-એ दिवः-मूर्धा-મોક્ષધામના મૂર્ધા-શિરરૂપ-મોક્ષધામમાં શિરની સમાન રહેલ वृषा-સુખવર્ષક विश्ववित्-વિશ્વમાં પ્રાપ્ત-સર્વત્ર વ્યાપક सोमः-શાન્ત સ્વરૂપ પરમાત્મા नृभिः-सुतः-મુમુક્ષુ જનોથી સાધિત-ઉપાસિત થઈને वनेषु विनीयते-સંભજન-સારી રીતે ભજનના સાધનો-મન, બુદ્ધિ, ચિત્ત, અહંકારમાં આવી જાય છે. (૩)

**१२८९. एष गव्युरचिक्रदत् पवमानो हिरण्ययुः। इन्दुः सत्राजिदस्तृतः॥ ४॥**

પદાર્થ : एषः-पवमानः-એ આનંદધારામાં પ્રાપ્ત થનાર इन्दुः-રસીલા પરમાત્મા अस्तृतः-અહિંસિત सत्राजित्-સર્વને સમગ્ર રીતે જીતનાર-સ્વાધિકારમાં રાખનાર गव्युः-અમારે માટે વાણીનો ઈચ્છુક हिरण्ययुः-અમૃતનો ઈચ્છુક अचिक्रदत्-સુંદર વચન બોલતાં પ્રાપ્ત થાય છે. (૪)

**१२९०. एष शुष्म्यसिष्यददन्तरिक्षे वृषा हरिः। पुनान इन्दुरिन्द्रमा॥ ५॥**

પદાર્થ : एषः-એ शुष्मी-બળવાન वृषा-કામનાવર્ષક हरिः-દોષ હર્તા पुनानः-પવિત્ર કરીને इन्दुः-રસીલા પરમાત્મા इन्द्रम्-आ-ઉપાસક આત્માને પ્રાપ્ત થઈને अन्तरिक्षे-હૃદયાવકાશમાં असिष्यदत्-સંચાર કરે છે. (૫)

१२९१. एष शुष्म्यदाभ्यः सोमः पुनानो अर्षति। देवावीरघशंसहा॥ ६॥

પદાર્થ : एषः-એ शुष्मी-બળવાન अदाभ्यः-ન દબાનાર पुनानः-પવિત્ર કરનાર देवावीः-મુમુક્ષુ ઉપાસકોનો રક્ષક अघशंसहा-પાપ પ્રશંસક વિચારોનો નાશક सोमः-શાન્ત-સ્વરૂપ પરમાત્મા अर्षति-પ્રાપ્ત થાય છે. (૬)

## ખંડ-૬

## સૂક્ત-૧

१२९२. स सुतः पीतये वृषा सोमः पवित्रे अर्षति। विघ्नन् रक्षांसि देवयुः॥ १॥

પદાર્થ : सः-તે वृषा-કામનાવર્ષક रक्षांसि-विघ्नन्-જેનાથી રક્ષા કરવી જોઈએ એવા વિઘ્ન બાધાઓનો નાશ કરીને देवयुः-મુમુક્ષુ ઉપાસકોને ચાહનાર सुतः-ઉપાસિત થયેલ-ઉપાસનામાં આવીને पीतये-સ્વાનંદરસપાન કરાવવા માટે पवित्रे-अर्षति-પવિત્ર હૃદયમાં પ્રાપ્ત થાય છે. (૧)

१२९३. स पवित्रे विचक्षणो हरिरर्षति धर्णसिः। अभि योनिं कनिक्रदत्॥ २॥

પદાર્થ : सः-તે विचक्षणः-દ્રષ્ટા धर्णसिः-ધારણકર્તા हरिः-દોષ હરણકર્તા સોમ-પરમાત્મા योनिम्-अभि-સ્વસ્થાન ઉપાસક આત્માને અભિપ્રાપ્ત થવા લક્ષ્ય કરીને पवित्रे कनिक्रदत्-अर्षति-હૃદયમાં સુંદર પ્રવચન કરતાં પ્રાપ્ત થાય છે. (૨)

१२९४. स वाजी रोचनं दिवः पवमानो वि धावति। रक्षोहा वारमव्ययम्॥ ३॥

પદાર્થ : सः-वाजी-તે અમૃત અન્નભોગવાળો दिवः-रोचनम्-મોક્ષધામનો પ્રકાશક रक्षोहा-વિઘ્ન દોષ વિનાશક वारम्-अव्ययम्-विधावति-વરણ-ચાહનાર અવિનાશી આત્માને વિશેષરૂપથી પ્રાપ્ત થાય છે. (૨)

१२९५. स त्रितस्याधि सानवि पवमानो अरोचयत्। जामिभिः सूर्यं सह॥ ४॥

પદાર્થ : सः-पवमानः-તે સોમ-પરમાત્મા जामिभिः सह-વૃદ્ધિ પામતી સ્તુતિઓ દ્વારા त्रितस्य-સ્થૂલ, સૂક્ષ્મ, કારણ શરીરધારી આત્માનાં सानवि-अधि-સંભજનીય સર્વોચ્ચ સાધન અન્તઃકરણમાં તે ઉપાસક આત્માને सूर्यम्-સૂર્યની સમાન अरोचयत्-તેજસ્વી બનાવી દે છે.-પ્રકાશિત કરે છે. (૪)

**१२९६. स वृत्रहा वृषा सुतो वरिवोविददाभ्यः। सोमो वाजमिवासरत्॥ ५॥**

પદાર્થ : સઃ-તે વૃત્રહા-પાપનાશક વૃષા-કામનાવર્ષક વરિવોવિત્-મોક્ષૈશ્વર્યને પ્રાપ્ત કરાવનાર અદાભ્યઃ-અહિંસનીય સોમઃ-શાન્ત પરમાત્મા સુતઃ-ઉપાસક દ્વારા સાક્ષાત્ થઈને વાજમ્-ઇવ-અસરત્-જેમ યજ્ઞને બ્રહ્મા પ્રાપ્ત થાય છે, તેમ ઉપાસકને તે પ્રાપ્ત થાય છે. (૫)

**१२९७. स देवः कविनेषितो ३ऽभि द्रोणानि धावति। इन्दुरिन्द्राय मंहयन्॥ ६॥**

પદાર્થ : સઃ-તે દેવઃ-પ્રકાશમાન ઇન્દુઃ-આનંદરસપૂર્ણ સોમ-પરમાત્મા કવિના-ઇષિતઃ-સ્તુતિકર્મા-મેધાવીથી પ્રેરિત-સ્તુતિ લાવીને ઇન્દ્રાય મંહયન્-આત્માને માટે પોતાનો આનંદ આપવા માટે દ્રોણાનિ-અભિધાવતિ-મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર આદિ પાત્રોમાં પ્રાપ્ત થાય છે. (૬)

## ખંડ-૭

### સૂક્ત-૧

**१२९८. यः पावमानीरध्येत्यृषिभिः संभृतं रसम्।**
**सर्वं स पूतमश्नाति स्वदितं मातरिश्वना॥ १॥**

પદાર્થ : યઃ-જે ઉપાસક પાવમાનીઃ-અધ્યેતિ-આનંદધારારૂપમાં પ્રાપ્ત થનાર પરમાત્માની સ્તુતિઓને પોતાની અંદર અધિગત કરે છે-આત્મામાં સમાવી લે છે. ઋષિભિઃ-સમ્ભૃતં રસમ્-જે સ્તુતિઓનાં કવિઓ-સ્તુતિકર્તાજનોને રસ-આનંદરસ પવમાન પરમાત્મરસને પોતાની અંદર પરંપરાથી સમ્યક્ ભરી-ધારા ભરીને-ધારણ કરેલ છે. સઃ-વહ પાવમાની સ્તુતિઓને પોતાની અંદર બેસાડનાર સર્વં પૂતમ્-સમગ્ર પ્રાપ્ત રસને માતરિશ્વના સ્વદિતમ્-માતા-અન્તરિક્ષ-હૃદયાકાશમાં પ્રાપ્ત મનથી સ્વદિત-મન આદિથી અનુભવ કરેલને અશ્નાતિ-ભોગવે છે. (૧)

**१२९९. पावमानीर्यो अध्येत्यृषिभिः संभृतं रसम्।**
**तस्मै सरस्वती दुहे क्षीरं सर्पिर्मधूदकम्॥ २॥**

[પૂર્વાર્ધનો અર્થ ઉપરોક્ત અનુસાર જાણવો.]

પદાર્થ : તસ્મૈ સરસ્વતી-તે ઉપાસકને માટે સ્તુતિ વાણી ક્ષીરં સર્પિઃ-મધૂદકં દુહે-દૂધ, ઘી, મધુર જળનું દોહન કરે છે. (૨)

**१३००. पावमानीः स्वस्त्ययनीः सुदुघा हि घृतश्चुतः।**
**ऋषिभिः संभृतो रसो ब्राह्मणेष्वमृतं हितम्॥ ३॥**

પદાર્થ : पावमानीः-પવમાન-સોમ-પરમાત્માની સ્તુતિઓ स्वस्ति-अयनीः-કલ્યાણ પ્રાપ્ત કરાવનારી सुदुधाः-સુંદર કામનાનું દોહન કરનારી हि-અવશ્ય घृतश्चुतः-જ્ઞાન દીપ્તિને ઝરાવનારી-વરસાવનારી છે. ऋषिभिः-रसः-सम्भृतः-જેને પોતાની અંદર ધારણ કરીને ઉપાસક મેધાવીજનોએ રસરૂપ પરમાત્માને પરંપરાથી સારી રીતે ધારણ કરેલ છે ब्राह्मणेषु-अमृतं हितम्-બ્રહ્મવેત્તા વિદ્વાનોને માટે અમૃત-મોક્ષ કહેવામાં આવેલ છે. (૩)

१३०१. पावमानीर्दधन्तु न इमं लोकमथो अमुम्।
कामान्त्समर्धयन्तु नो देवीर्देवैः समाहृताः॥ ४॥

પદાર્થ : पावमानीः-પવમાન-સોમ-પરમાત્માની સ્તુતિઓ नः-અમારે માટે इमं लोकम्-अथ-उ-अमुम्-આ પૃથિવીલોક અર્થાત્ આભ્યદયિક જીવનને અને તે લોક-મોક્ષધામ અર્થાત્ નિઃ શ્રેયસ-અધ્યાત્મ જીવનને दधन्तु-ધારણ કરાવે देवीः-દિવ્યગુણવાળી તે સ્તુતિઓ देवैः-समाहृताः-જીવન મુક્તો દ્વારા સંપાદિત-સમજાવેલી-શીખવેલી नः-અમારી कामान् समर्धयन्तु-કામનાઓને સમૃદ્ધ કરે-સફળ કરે. (૪)

१३०२. येन देवाः पवित्रेणात्मानं पुनते सदा।
तेन सहस्रधारेण पावमानीः पुनन्तु नः॥ ५॥

પદાર્થ : देवाः-મુમુક્ષુ ઉપાસકજન येन पवित्रेण-જે પવિત્રકારક પરમાત્માથી-'તેનું ધ્યાન દર્શન થઈ જતાં' आत्मानं सदा पुनते-પોતાને સદા પવિત્ર કરે છે तेन सहस्रधारेण-તે હજારો આનંદધારાવાળા પવમાન-પરમાત્માના ધ્યાન દર્શનથી नः-અમને पावमानीः पुनन्तु-સ્તુતિઓ પવિત્ર કરે. (૫)

१३०३. पावमानीः स्वस्त्ययनीस्ताभिर्गच्छति नान्दनम्।
पुण्यांश्च भक्षान् भक्षयत्यमृतत्वं च गच्छति॥ ६॥

પદાર્થ : पावमानीः-स्वस्त्यनीः-પવમાન-સોમ-પરમાત્માની સ્તુતિઓ કલ્યાણ પ્રાપ્ત કરાવનારી છે. ताभिः-તેના દ્વારા-તેના સેવનથી ઉપાસક नान्दनं-गच्छति-કેવલ સુખ-મોક્ષસુખને પ્રાપ્ત કરે છે. च-તથા पुण्यान् भक्षान् भक्षयति-ત્યાં મોક્ષમાં પુણ્ય ભોગોને ભોગવે છે. अमृतत्वं च गच्छति-તથા અમરત્વને પામે છે. (૬)

## ખંડ-૮

## સૂક્ત-૧

१३०४. अगन्म महा नमसा यविष्ठं यो दीदाय समिद्धः स्वे दुरोणे।

चित्रभानुं रोदसी अन्तरुर्वी स्वाहुतं विश्वतः प्रत्यञ्चम्॥ १ ॥

પદાર્થ : यः-જે અગ્નિ-અગ્રણી જ્ઞાનપ્રકાશક પરમાત્મા स्वे-दुरोणे-પોતાના ઘર મોક્ષધામમાં समिद्धः-સમ્યક્ દીપ્ત, સ્વપ્રકાશથી પ્રકાશિત दीदाय-જે વિશ્વને પ્રકાશિત કરે છે, તે यविष्ठम्-અત્યંત યુવાન-સદા અજર उर्वी रोदसी-अन्तः-મહાન દ્યુલોક પૃથિવીલોક-વિશ્વની સીમા-છેડા સુધી રહેલ चित्रभानुम्-સન્માનીય, મહાનીય-પ્રશંસનીય જ્યોતિવાળા विश्वतः-प्रत्यञ्चम्-સર્વત્ર પ્રતિગત-વ્યાપ્ત જ્ઞાનદ્રષ્ટિથી પ્રાપ્ત स्वाहुतम्-હૃદયમાં સમ્યક્ ગૃહીત-ધારણ કરેલ ને महा नमसा-अगन्म-મહાન નમ્ર-ભાવ-સ્તવનથી અમે પ્રાપ્ત કરીએ. (૧)

१३०५. स मह्ना विश्वा दुरितानि साह्वानग्नि ष्टवे दम आ जातवेदाः।
स नो रक्षिषद् दुरितादवद्यादस्मान् गृणत उत नो मघोनः॥ २ ॥

પદાર્થ : सः-તે जातवेदाः-अग्निः-ઉત્પન્ન માત્ર અને પ્રસિદ્ધ-પ્રકટ માત્રને જાણનાર અગ્રણી જ્ઞાનપ્રકાશક પરમાત્મા मह्ना-પોતાના મહત્ત્વથી विश्वा दुरितानि साह्वान्-અમારા સમસ્ત કષ્ટો, દુઃખોને દબાવી દૂર કરનાર છે. दमे आष्टवे-તેની પ્રાપ્ત ઘરમાં સમગ્રરૂપથી સ્તુતિ કરવામાં આવે છે. सः-તે नः-અમારી रक्षिषत्-રક્ષા કરે. अस्मान्-गृणतः-दुरितात्-અમે સ્તુતિ કરનારાઓની દુઃખોથી રક્ષા કરે. उत-અને नः-मघोनः--अवद्यात्-અમે અધ્યાત્મ યજ્ઞવાળા અથવા અધ્યાત્મ-ધનવાળાની નિંદનીયરૂપ પાપથી રક્ષા કરે. (૨)

१३०६. त्वं वरुण उत मित्रो अग्ने त्वां वर्धन्ति मतिभिर्वसिष्ठाः।
त्वे वसु सुषणनानि सन्तु यूयं पात स्वस्तिभिः सदा नः॥ ३ ॥

પદાર્થ : अग्ने-અગ્રણી જ્ઞાનપ્રકાશક પરમાત્મન્ ! त्वं वरुणः-उत मित्रः-તું વરનાર-પોતાની તરફ મોક્ષ માટે વરણ કરનાર અને સંસારમાં શ્રેષ્ઠકર્મ કરવા માટે પ્રેરિત કરનાર છે. वसिष्ठाः-તારામાં અત્યંત નિવાસ કરનારા ઉપાસકજનો मतिभिः-સ્તુતિ વાણીઓથી त्वां वर्धन्ति-તને પોતાની અંદર વિરસિત કરે છે.-અધિકાધિક સાક્ષાત્ કરે છે. त्वे-તારો થઈ ગયા પછી सुषणानि वसु सन्तु-સુખ સંભાજક ધન-અધ્યાત્મ ધન બને. यूयं स्वस्तिभिः-नः सदा पात-તમે કલ્યાણ સાધનોથી અમારી રક્ષા કરો. (૩)

## સૂક્ત-૨

१३०७. महाँ इन्द्रो य ओजसा पर्जन्यो वृष्टिमाँ इव। स्तोमैर्वत्सस्य वावृधे॥ १ ॥

પદાર્થ : यः-જે इन्द्रः-ઐશ્વર્યવાન પરમાત્મા ओजसा महान्-નિજ ઐશ્વર્યબળથી મહાન वृष्टिमान् पर्जन्यः-इव-વૃષ્ટિ કરનાર મેઘની સમાન સુખ વૃષ્ટિ કરનાર वत्सस्य स्तोमैः-वावृधे-વક્તા-સ્તુતિકર્તાનાં

સ્તુતિ વચનોથી અધિકાધિક સાક્ષાત્ થઈ જાય છે, તે ઉપાસનીય છે. (૧)

१३०८. कण्वा इन्द्रं यदक्रत स्तोमैर्यज्ञस्य साधनम्। जामि ब्रुवत आयुधा॥ २॥

પદાર્થ : कण्वाः-સ્તુતિ વક્તા મેધાવીજનો स्तोमैः-સ્તુતિ સમૂહોથી इन्द्रं यज्ञस्य साधनम्-अक्रत-ઐશ્વર્યવાન પરમાત્માને અધ્યાત્મયજ્ઞનાં સાધન કરે છે-બનાવે છે. आयुधा जामि ब्रुवत्-આયોધ-આક્રમણ કરનારા કામ આદિ દોષોને અજ્ઞાન, તુચ્છ અકિંચિત્કર કહે છે-માને છે. (૨)

१३०९. प्रजामृतस्य पिप्रतः प्र यद्भरन्त वह्नयः। विप्रा ऋतस्य वाहसा॥ ३॥

પદાર્થ : पिप्रतः-ऋतस्य-વિશ્વને પૂરણ કરવા-વિશ્વમાં વ્યાપનાર અમૃતરૂપ પરમાત્મા ના प्रजाम्-પ્રજાયમાન પ્રસિદ્ધ મધ આનંદને यद् 'यदा'-જ્યારે प्रभरन्तः-वह्नयः-પોતાની અત્યંત રૂપમાં ધારણ કરવા માટે સ્તુતિ દ્વારા પહોંચાડનાર સ્તોતા ઉપાસક विप्राः-મેધાવીજન ऋतस्य वाहसा-અમૃતરૂપ પરમાત્માના વાહક સ્તુતિ સમૂહથી પરમાત્માનું વહન કરે છે. (૩)

## ખંડ-૯

## સૂક્ત-૧

१३१०. पवमानस्य जिघ्नतो हरेश्चन्द्रा असृक्षत। जीरा अजिरशोचिषः॥ १॥

પદાર્થ : जिघ्नतः-દુઃખ દોષોને નષ્ટ કરતાં अजिर-शोचिषः-ગમન વ્યાપનશીલ તેજવાળા हरेः-સુખદાતા पवमानस्य-ધારારૂપમાં પ્રાપ્ત થનાર શાન્ત સ્વરૂપ પરમાત્માની जीराः-चन्द्राः-असृक्षत-શીઘ્રગતિવાળી આહ્‌લાદકારી આનંદધારાઓ અમારી-ઉપાસકોની ઉપર વરસી રહી છે. (૧)

१३११. पवमानो रथीतमः शुभ्रेभिः शुभ्रशस्तमः। हरिश्चन्द्रो मरुद्गणः॥ २॥

१३१२. पवमान व्यश्नुहि रश्मिभिर्वाजसातमः। दधत्स्तोत्रे सुवीर्यम्॥ ३॥

આ બન્ને મંત્રોની એકવાક્યતા-સમાનતા છે.

પદાર્થ : पवमान-હે ધારારૂપમાં પ્રાપ્ત થનાર પરમાત્મન્ ! તું रथीतमः-અત્યંત રસવાળા शुभ्रेभिः-शुभ्रशस्तमः-તેજોથી અતિ તેજસ્વી हरिः-અજ્ઞાનહર્તા चन्द्रः-આહ્‌લાદક मरुद्गणः-મુમુક્ષુઓની સ્તુતિવાણી જેના માટે એવું वाजसातमः-આત્મબળને આપનાર पवमानः-અધ્યેષ્યમાણ પ્રાર્થનામાં લાવેલ रश्मिभिः-પોતાની આનંદ રશ્મિઓ-ધારાઓથી स्तोत्रैः-તું સ્તોતા ઉપાસકને માટે सुवीर्यं दधत्-શોભન બળ ધારણ કરાવીને व्यश्नुहि-વ્યાપ્ત થા. (૨-૩)

## સૂક્ત-૨

१३१३. परीतो षिञ्चता सुतं सोमो य उत्तमं हविः।
दधन्वाँ यो नर्यो अपस्वा३ऽन्तरा सुषाव सोममद्रिभिः॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૧૨

१३१४. नूनं पुनानोऽविभिः परि स्रवादब्धः सुरभिन्तरः।
सुते चित्वाप्सु मदामो अन्धसा श्रीणन्तो गोभिरुत्तरम्॥ २॥

પદાર્થ : अदब्धः-હે સોમ-પરમાત્મન્ ! તું અબાધિત सुरभिन्तरः-અતિશોભન જીવન નિર્માણકર્તા પ્રાણોનો પ્રાણ पुनानः-પ્રાર્થના કરેલ अविभिः परिस्रव-પ્રાપ્તિ સાધનો-યોગાભ્યાસોના દ્વારા હૃદયમાં પરિપ્રાપ્ત થા. सुतेचित्-તારો સાક્ષાત્ થયા પછી अन्धसा-अप्सु त्वा-આધ્યાન, સ્મરણ, ચિંતનથી તને પ્રાણોમાં उत्तरम्-પશ્ચાત્ गोभिः श्रीणन्तः-ઇન્દ્રિયોમાં મેળવતાં नूनं मदामः-નિશ્ચય અમે હર્ષિત-આનંદિત થઈએ છીએ. હૃદયમાં સાક્ષાત્ પરમાત્મા પ્રાણો ઇન્દ્રિયોમાં સુખ સંચાર કરે છે. (૨)

१३१५. परि स्वानश्चक्षसे देवमादनः क्रतुरिन्दुर्विचक्षणः॥ ३॥

પદાર્થ : इन्दुः-આનંદરસપૂર્ણ પરમાત્મા देवमादनः-મુમુક્ષુ ઉપાસકોને આનંદ આપનાર विचक्षणः-સર્વજ્ઞ क्रतुः-જગત રચયિતા स्वानः-ઉપાસિત થઈને चक्षसे-ઉપાસકનાં દર્શન માટે परि-પરિપ્રાપ્ત થાય છે. (૩)

## સૂક્ત-3

१३१६. असावि सोमो अरुषो वृषा हरी राजेव दस्मो अभि गा अचिक्रदत्।
पुनानो वारमत्येष्यव्ययं श्येनो न योनिं घृतवन्तमासदत्॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૬૨

१३१७. पर्जन्यः पिता महिषस्य पर्णिनो नाभा पृथिव्या गिरिषु क्षयं दधे।
स्वसार आपो अभि गा उदासरन्त्सं ग्रावभिर्वसते वीते अध्वरे॥ २॥

પદાર્થ : महिषस्य पर्णिनः-મહાન પર્ણી-પર્ણ-પાલન-પ્રશસ્ત પાલન ધર્મવાળા पर्जन्यः-તૃપ્તિકર્તા पिता-પાલક સોમ-શાન્ત પરમાત્મા पृथिव्या-नाभा-પાર્થિવ શરીરનાં મધ્યમાં गिरिषु क्षयं दधे-સ્તુતિ સાધનો-મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર અને વાણીમાં સ્થાન બનાવે છે. स्वसारः-आपः-अधि गाः-उदासरन्-

સ્તુતિ વાણીઓને અધિકૃત કરીને સ્વસરણશીલ ઉપાસકજનો ઊર્ધ્વ ગતિવાળા બને છે. वीते अध्वरे-પ્રાપ્ત અધ્યાત્મયજ્ઞમાં અવસર પર ग्रावभिः 'ग्रावाणः'-તે સ્તુતિ કરનારા વિદ્વાનજનો संवसते-આવરણ-રક્ષણ પ્રાપ્ત કરે છે. (૨)

१३१८. कविर्वेधस्या पर्येषि माहिनमत्यो न मृष्टो अभि वाजमर्षसि।
अपसेधन् दुरिता सोम नो मृड घृता वसानः परि यासि निर्णिजम्॥ ३॥

પદાર્થ : सोमः-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું कविः-ક્રાન્તદર્શી સર્વજ્ઞ वेधस्या-નિર્માણની-ભાવનાથી माहिनम्-વિસ્તૃત સંસારને पर्येषि-સર્વત્રથી પ્રાપ્ત થઈ રહ્યો છે. अत्यः-नः-मृष्टः-वाजम्-अभि-अर्षसि-ઘોડાની સમાન સ્તુતિ દ્વારા પ્રેરિત અધ્યાત્મ અર્થાત્ ધ્યાનયજ્ઞને પ્રાપ્ત થાય છે. दुरिता-अपसेधन्-દુઃખોને દૂર કરતાં नः-मृड-અમને સુખી કર. घृतावसानः-તેજને આચ્છાદિત કરીને-તેના પર અધિકાર કરીને निर्णिजं परियासि-પવિત્ર ઉપાસક પરિપ્રાપ્ત થાય છે. (૩)

## ખંડ-૧૦

### સૂક્ત-૧

१३१९. श्रायन्तइव सूर्यं विश्वेदिन्द्रस्य भक्षत।
वसूनि जातो जनिमान्योजसा प्रति भागं न दीधिमः॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૬૭

१३२०. अलर्षिरातिं वसुदामुप स्तुहि भद्रा इन्द्रस्य रातयः।
यो अस्य कामं विधतो न रोषति मनो दानाय चोदयन्॥ २॥

પદાર્થ : इन्द्रस्य रातिम्-अलर्षि-હે ઉપાસક ! તું ઐશ્વર્યવાન પરમાત્માનાં દાનને પ્રાપ્તકર્તા છે. वसुदाम्-उपस्तुहि-તે ધનદાતાની ઉપાસના કર. भद्राः-रातयः-તેનું દાન કલ્યાણકારી છે. अस्य विदधतः-તે તારું પરિચરણ કરનાર-ઉપાસના કરનારની कामं यः-न रोषति-કામના નષ્ટ કરતો નથી. मनः दानाय चोदयन्-તારા મનને દાનના માટે-આત્મદાન-આત્મસમર્પણને માટે. [કામના પૂર્ણ કરે છે.](૨)

### સૂક્ત-૨

१३२१. यत इन्द्र भयामहे ततो नो अभयं कृधि।
मघवञ्छग्धि तव तन्न ऊतये वि द्विषो वि मृधो जहि॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૭૪

**१३२२. त्वं हि राधसस्पते राधसो महः क्षयस्यासि विधर्ता।**
**तं त्वा वयं मघवन्निन्द्र गिर्वणः सुतावन्तो हवामहे॥ २॥**

પદાર્થ : राधसः-पते गिर्वणः-मघवन्-इन्द्र-હે અમારે માટે ધનના પાલક, રક્ષક, સ્તુતિઓથી શ્રેષ્ઠ સંભજનીય, અધ્યાત્મયજ્ઞના આધાર, ઐશ્વર્યવાન પરમાત્મન્ ! त्वं हि महः-राधसः-क्षयस्य विधर्ता-असि-તું જ મહાન ધન-મોક્ષૈશ્વર્ય અને મહાન નિવાસ મોક્ષધામનો વિધાનકર્તા-પ્રદાતા અને આધાર છે. तं त्वा-તે તને वयं सुतावन्तः-हवामहे-અમે ઉપાસનારસવાળા આમંત્રિત કરીએ છીએ. (૨)

## ખંડ-૧૧

### સૂક્ત-૧

**१३२३. त्वं सोमासि धारयुर्मन्द्र ओजिष्ठो अध्वरे। पवस्व मंहयद्रयिः॥ १॥**

પદાર્થ : सोमः-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! त्वम्-તું अध्वरे-મારા અધ્યાત્મયજ્ઞ ધ્યાન સમાધિમાં धारयुः-ધારા પ્રવાહવાળા-ધારા પ્રવાહમાં આવતાં मन्द्रः-હર્ષકારી અત્યંત ઓજસ્વી-આત્મબળદાતા मंहयद्रयिः-દેનાર ધનવાળા पवस्व-પ્રાપ્ત થા. (૧)

**१३२४. त्वं सुतो मदिन्तमो दधन्वान्मत्सरिन्तमः। इन्दुः सत्राजिदस्तृतः॥ २॥**

પદાર્થ : त्वम्-હે પરમાત્મન્ ! सुतः-સાક્ષાત્ થઈને मदिन्तमः-અતિ આનંદદાયક दधन्वान्-ઉપાસકના ધારણકર્તા मत्सरिन्तमः-અધિક તૃપ્ત કર इन्दुः-રસીલા सत्राजित्-સર્વને જીતનાર अस्तृतः-અવિચલિત છે તેથી ઉપાસ્ય છે. (૨)

**१३२५. त्वं सुष्वाणो अद्रिभिरभ्यर्ष कनिक्रदत्। द्युमन्तं शुष्ममा भर॥ ३॥**

પદાર્થ : त्वम्-હે સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું अद्रिभिः सुष्वाणः-સ્તુતિકર્તા ઉપાસકો દ્વારા ઉપાસિત कनिक्रदत्-સુંદર પ્રવચન કરતાં अभि-अर्ष-પ્રાપ્ત થા. द्युमन्तं शुष्मम्-आभर-પ્રકાશમાન બળને અમારી અંદર આભરિત કર.-ભરી દે. (૩)

### સૂક્ત-૨

**१३२६. पवस्व देववीतय इन्दो धाराभिरोजसा।**
**आ कलशं मधुमान्त्सोम नः सदः॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૭૧

१३२७. तव द्रप्सा उदप्रुत इन्द्रं मदाय वावृधुः।
त्वां देवासो अमृताय कं पपुः॥ २॥

પદાર્થ : तव द्रप्साः-उदप्रुतः-હે ઇન્દો સોમ-રસપૂર્ણ પરમાત્મા તારા આનંદબિંદુરસ ભરેલ રસીલા मदाय-હર્ષથી इन्द्रं वावृधुः-આત્માને આગળ વધારે છે. देवासः-મુમુક્ષુ अमृताय-અમર બનવા માટે त्वां कं पपुः-તારું-સુખ સ્વરૂપનું પાન કરે છે. (૨)

१३२८. आ नः सुतास इन्दवः पुनाना धावता रयिम्।
वृष्टिद्यावो रीत्यापः स्वर्विदः॥ ३॥

પદાર્થ : सुतासः-ઉપાસિત पुनानाः-પવિત્ર કરનાર इन्दवः-આનંદરસપૂર્ણ પરમાત્મન્ ! रयिम्-પોષ-અધ્યાત્મપોષ-ઉત્કર્ષને नः-અમારે માટે आधावत-પ્રાપ્ત કરાવ वृष्टिद्यावः-પ્રકાશ વૃષ્ટિવાળા તેજવર્ષક-જ્યોતિપ્રેરક रीत्यापः-શ્રવણ પ્રવાહવાળા स्वविदः-મોક્ષ પ્રાપ્ત કરાવનાર પરમાત્મા છે. (૩)

## સૂક્ત-3

१३२९. परि त्यं हर्यतं हरिं बभ्रुं पुनन्ति वारेण।
यो देवान्विश्वा इत्परि मदेन सह गच्छति॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૫૨

१३३०. द्विर्यं पञ्च स्वयशसं सखायो अद्रिसंहतम्।
प्रियमिन्द्रस्य काम्यं प्रस्नापयन्त ऊर्मयः॥ २॥

પદાર્થ : त्यं अद्रिसंहतम्-જે શ્લોકકૃત્ સ્તુતિકર્તાઓથી સંગત-સ્તુતિકર્તાઓને પ્રાપ્ત થનાર स्वयशसम्-સ્વ આધાર યશોરૂપને इन्द्रस्य प्रियं काम्यं-આત્માને પ્રિય કમનીય સોમ-શાંત સ્વરૂપ પરમાત્માને द्विः पञ्च सखायः-દશ પ્રાણ, ઇન્દ્રિય શક્તિઓ, મનન, શ્રવણ, સ્તવન આદિ ऊर्मयः-ઊર્મિરૂપ ઉન્નત બનીને प्रस्नापयन्त-પ્રખ્યાત કરાવે છે-સાક્ષાત્ કરાવે છે. (૨)

१३३१. इन्द्राय सोम पातवे वृत्रघ्ने परि षिच्यसे।

नरे च दक्षिणावते वीराय सदनासदे॥ ३॥

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું वृत्रघ्ने-પાપ નષ્ટ ચૂકેલ જે તે નિષ્પાપ दक्षिणावते-કામવાન્-કામનાવાળા वीराय-કર્મશીલ-સ્વતંત્ર કર્મ કરનારા सदनासदे-શરીર અર્થાત્ હૃદયગૃહમાં બેસનાર नरे-મુમુક્ષુ इन्द्राय-આત્માને पातवे-પાન-ધારણ કરવા માટે परिषिच्यसे-પ્રાર્થિત કરવામાં આવે છે. (૩)

## સૂક્ત-૪

१३३२. पवस्व सोम महे दक्षायाश्वो न निक्तो वाजी धनाय॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૩૦

१३३३. प्र ते सोतारो रसं मदाय पुनन्ति सोमं महे द्युम्नाय॥ २॥

પદાર્થ : ते सोतारः-તે નિષ્પન્ન કરનારા સાધકજનો मदाय-હર્ષ-આનંદ પામવા માટે महे द्युम्नाय-મહાન યશ માટે सोमं रसं प्रपुनन्ति-રસરૂપ સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માને અધ્યેષિત કરે છે-સત્કૃત કરે છે-પૂજે છે. (૨)

१३३४. शिशुं जज्ञानं हरिं मृजन्ति पवित्रे सोमं देवेभ्य इन्दुम्॥ ३॥

પદાર્થ : शिशुम्-પ્રશંસનીય, हरिम्-દુઃખહર્તા, इन्दुम्-પ્રકાશમાન सोमम्-શાન્ત સ્વરૂપ પરમાત્માને मृजन्ति-પ્રાપ્ત કરે છે. (૩)

## સૂક્ત-૫

१३३५. उपो षु जातमप्तुरं गोभिर्भङ्गं परिष्कृतम्। इन्दुं देवा अयासिषुः॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૮૭, ૭૬૨

१३३६. तमिद्वर्धन्तु नो गिरो वत्सं संशिश्वरीरिव। य इन्द्रस्य हृदं सनिः॥ २॥

પદાર્થ : तम्-इत्-તે સોમ-પરમાત્માને જ नः-गिरः संवर्धन्तु-અમારી સ્તુતિઓને વધારી દે-અમારી તરફ આવવા માટે ઉત્સાહિત કરે. वत्सं शिश्वरीः-इव-જેમ બાળકોની માતાઓ દૂધપાન કરાવવા પોતાની તરફ આવવા માટે બાળકોને ઉત્સાહિત કરે છે. यः-इन्द्रस्य हृदं सनिः-જે ઉપાસક આત્માનાં હૃદયનો સંભક્ત-હૃદયમાં રહેનાર અથવા હૃદયગ્રાહી હોય. (૨)

१३३७. अर्षा नः सोम शं गवे धुक्षस्व पिप्युषीमिषम्। वर्धा समुद्रमुक्थ्य॥ ३॥

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું नः-गवे शम्-अर्ष-અમારી વાણીને માટે સુખ પ્રેરિત

કર. पिप्युषीम्-इषं धुक्षस्व-અત્યંત વધેલી કામનાને પ્રપૂર્ણ કર. उक्थ्यं समुद्रं वर्ध-અમારા પ્રશંસનીય મનને વિકસિત કર. (૨)

## ખંડ-૧૨

### સૂક્ત-૧

१३३८. आ घा ये अग्निमिन्धते स्तृणन्ति बर्हिरानुषक्।
येषामिन्द्रो युवा सखा॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૩૩

१३३९. बृहन्निदिध्म एषां भूरि शस्त्रं पृथुः स्वरुः।
येषामिन्द्रो युवा सखा॥ २ ॥

પદાર્થ : येषां युवासखा-इन्द्रः-જે ઉપાસકોનો સદા અજર-બળવાન ઐશ્વર્યવાન પરમાત્મા સાથી બની ગયો एषाम्-તેનું बृहन्-इत्-इध्मः-મહાન તેજ भूरि शस्त्रम्-બહુજ સ્તુતિવાણી पृथुः स्वरु-વિસ્તૃત અર્ચનાકર્મ બને છે. (૨)

१३४०. अयुद्ध इद्युधा वृतं शूर आजति सत्वभिः। येषामिन्द्रो युवा सखा॥ ३ ॥

પદાર્થ : युधा वृतम्-યુદ્ધ કરનારા કામ, ક્રોધ આદિથી ઢંકાયેલા-ઘેરાયેલા પોતાને आ-अजति 'आजयाति'-આગળથી બચાવી લે છે. येषाम् इन्द्रः युवा सखा-જેના અજર બળવાન પરમાત્મા સદા સાથે રહેલ હોય છે. (૩)

### સૂક્ત-૨

१३४१. य एक इद्विदयते वसु मर्ताय दाशुषे।
ईशानो अप्रतिष्कुत इन्द्रो अङ्ग॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૩૮૯

१३४२. यश्चिद्धि त्वा बहुभ्य आ सुतावाँ आविवासति।
उग्रं तत् पत्यते शव इन्द्रो अङ्ग॥ २ ॥

પદાર્થ : इन्द्रः-ઐશ્વર્યવાન પરમાત્મા बहुभ्यः-મોટા ભાગના મનુષ્યોમાંથી यः कः-चित्-જે કોઈ

વિરલ જ सुतावत्-ઉપાસનારસવાળો त्वा अविवासति-તારી સમગ્ર રૂપમાં પરિચર્યા ઉપાસના કરે છે. अङ्ग-શીઘ્ર જ તે उग्रं शवः-તેજસ્વી બળને पत्यते-પ્રાપ્ત કરે છે. (૨)

१३४३. कदा मर्तमराधसं पदा क्षुम्पमिव स्फुरत्।
कदा नः शुश्रवद् गिर इन्द्रो अङ्ग॥ ३॥

પદાર્થ : कदा-કોઈ સમયે अराधसं मर्तम्-આરાધના-ઉપાસના ન કરનારા-નાસ્તિકજનોને पदा क्षुम्यम्-इव स्फुरत्-પગથી બિલાડીનો ટોપ-વર્ષા ઋતુમાં ઉત્પન્ન એ બિલાડીના ટોપને નાશ કરવા સમાન નષ્ટ કરી દે છે. कदा-કોઈ પણ સમયે इन्द्रः-ઐશ્વર્યવાન પરમાત્મા नः-गिरः-અમારી ઉપાસકોની સ્તુતિઓ-પ્રાર્થનાઓને अङ्ग शुश्रवत्-શીઘ્ર સાંભળે-પૂરી કરી શકે. (૩)

## સૂક્ત-3

१३४४. गायन्ति त्वा गायत्रिणोऽर्चन्त्यर्कमर्किणः।
ब्रह्माणस्त्वा शतक्रत उद्वंशमिव येमिरे॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૩૪૨

१३४५. यत्सानोः सान्वारुहो भूर्यस्पष्ट कर्त्वम्।
तदिन्द्रो अर्थं चेतति यूथेन वृष्णिरेजति॥ २॥

પદાર્થ : यत्-જ્યારે ઉપાસક सानोः सानुः-आरुहः-એક ઊંચ યોગભૂમિથી બીજી યોગભૂમિ પર આરૂઢ થતો જાય છે, ત્યારે भूरि कर्त्वम्-अस्पष्ट-બહુજ કર્મ અભ્યાસ કર્મને સ્પર્શ-સેવન અર્થાત્ પાર કરી લે છે. तत्-ત્યારે તે इन्द्रः-अर्थं-चेतति-પરમાત્મા અભીષ્ટને સમજે છે, પુનઃ वृष्णिः-यूथेन रेजति-સુખવર્ષક પરમાત્મા પ્રાપ્ત થવા યોગ્ય સર્વ અર્થમાત્ર પ્રદાનને માટે પ્રાપ્ત થાય છે. (૨)

१३४६. युङ्क्ष्वा हि केशिना हरी वृषणा कक्ष्यप्रा।
अथा न इन्द्र सोमपा गिरामुपश्रुतिं चर॥ ३॥

પદાર્થ : सोमपाः-इन्द्र-હે ઉપાસનારસનું પાનકર્તા-સ્વીકારકર્તા તું वृषणा कक्ष्यप्रा-સુખવર્ષક કક્ષગત-પાર્શ્વવાન તારી સમીપવર્તી આત્માને તૃપ્ત કરનારા केशिना-રશ્મિવાન વ્યાપક પ્રભાવવાળા हरी-તને અમારા સુધી લઈ આવનાર અને અમને તારા સુધી લઈ જનાર ઋક્, સામ-જ્યોતિ, શાન્તિ ગુણોને युङ्क्ष्व हि-અવશ્ય યુક્ત કર अथ-ત્યાર પછી-ફરી नः-અમારી गिरां श्रुतिम्-उपचर-વાણીઓની શ્રુતિ-શ્રવણીય પ્રાર્થનાને ઉપયુક્ત કર-સ્વીકાર-પૂરી કર. (૩)

# अथ एकादशोऽध्यायः

## अथ षष्ठप्रपाठकस्य प्रथमोऽर्धः

### ખંડ-૧

### સૂક્ત-૧

**૧૩૪૭. सुषमिद्धो न आ वह देवाँ अग्ने हविष्मते।**
**होतः पावक यक्षि च॥ १ ॥**

પદાર્થ : पावक-હે દીપ્ત પવિત્રકર્તા પરમાત્મન્ ! તું हविष्मते-હું સ્વ આત્મ હવિ આપનાર સમર્પિત કરનાર ઉપાસકને માટે होता-હોતા-ઋત્વિક બન च-અને यक्षि-અધ્યાત્મયજ્ઞ કરાવ, તથા अग्ने-હે અગ્રણી પરમાત્મન્ ! તું सुसमिद्धः-સમ્યક્ પ્રકાશ યુક્ત થઈને नः-'माम्'-મને देवान्-आवह-અમર મુક્ત આત્માઓ પ્રત્યે પ્રાપ્ત કરાવ-લઈ જા, મોક્ષમાં પહોંચાડ. (૧)

**૧૩૪૮. मधुमन्तं तनूनपाद्यज्ञं देवेषु नः कवे। अद्या कृणुह्यूतये॥ २ ॥**

પદાર્થ : तनूनपात् कवे-હે તારા દેહરૂપ આત્માનું પતન ન કરાવનાર-અમર બનાવનાર ક્રાન્તદર્શી પરમાત્મન્ ! તું नः-મને આત્મયાજી-યજ્ઞ કરનારના मधुमन्तं यज्ञम्-આત્માવાળા સ્વાત્મ સમર્પણવાળા યજ્ઞને अद्य-આજ-આ જીવનમાં જ ऊतये-આત્મ રક્ષાને માટે-અમરતાને માટે देवेषु कृणुहि-અમર-મુક્ત આત્માઓમાં કર-મુક્ત આત્મા થવામાં સફળ બનાવ. (૨)

**૧૩૪૯. नराशंसमिह प्रियमस्मिन्यज्ञ उप ह्वये। मधुजिह्वं हविष्कृतम्॥ ३ ॥**

પદાર્થ : इह अस्मिन् यज्ञे-આ જીવનમાં આ આત્મયજનકર્મ અધ્યાત્મયજ્ઞમાં प्रियम्-પ્રિય मधुजिह्वम्-મધુરવાણી મધુર પ્રવચન જેનું છે અથવા મધુર સ્તુતિવાણી જેના માટે છે, તે हविष्कृतम्-આત્મહવિને સંસ્કૃત કરનારા नराशंसम्-નરો-મુમુક્ષુઓથી પ્રશંસનીય-અત્યંત સ્તુતિ યોગ્ય પરમાત્માને उपह्वये-ઉપહૂત કરું છું-અપનાવું છું-ઉપાસનામાં લાવું છું. (૩)

**૧૩૫૦. अग्ने सुखतमे रथे देवाँ ईडित आ वह। असि होता मनुर्हितः॥ ४॥**

પદાર્થ : अग्ने-હે અગ્રણી પરમાત્મન્ ! તું ईडितः-સ્તુતિને પ્રાપ્ત થઈને सुखतमे रथे-અત્યંત સુખરૂપ રમણસ્થાનમાં-મોક્ષમાં देवान्-आवह-દિવ્ય અભૌતિક સંકલ્પાત્મક મન આદિ શક્તિઓને સમગ્રરૂપથી પ્રાપ્ત કરાવ मनुर्हितः-होता-असि-કારણ કે તું અમારો ઉપાસક મનુષ્યોનો હિતકર હોતા-બોલાવનાર

છે. (૪)

## सूक्त-२

**१३५१. यदद्य सूर उदितेऽनागा मित्रो अर्यमा। सुवाति सविता भगः॥ १॥**

પદાર્થ : यत्-જો अद्य-આજ-આ જીવનમાં જ सूरे-उदिते-સૂર્ય ઉદય થતાં જ अनागाः-પાપરહિત જેનાથી થઈ જાય છે તે એવા मित्रः-સંસારના કર્મ કરવા માટે अर्यमा-મુક્તિદાતા सविता-ઉત્પાદક भगः-ઐશ્વર્યવાન પરમાત્મા सुवाति-અમને અધ્યાત્મયજ્ઞમાં સંપન્ન કરે. (૧)

**१३५२. सुप्रावीरस्तु स क्षयः प्र नु यामन्त्सुदानवः। ये नो अंहोऽतिपिप्रति॥ २॥**

પદાર્થ : सः-क्षयः-તે નિવાસસ્થાન શરીરરૂપ सुप्रावीः-अस्तु-ઉત્તમ રક્ષાવાળું હોય-સુરક્ષિત રહે यामन् सुदानवः-नु प्र-જીવન યાત્રામાં-દાનકર્તા ઉક્ત મિત્ર-પ્રેરક; અર્યમા-મુક્તિદાતા, સવિતા-ઉત્પાદક, ભગ-ઐશ્વર્યવાન પરમાત્મા દાનકર્તા થાય-શીઘ્ર પ્રવર્તમાન રહે. ये नः-अंहः-अति पिप्रति-જે અમારા પાપને અત્યંત પાર-દૂર કરી દે છે. (૨)

**१३५३. उत स्वराजो अदितिरदब्धस्य व्रतस्य ये। महो राजान ईशते॥ ३॥**

પદાર્થ : अदितिः-અખંડ સુખ સંપત્તિ-મુક્તિનો ये स्वराजः-જે સ્વયં રાજા उत-અને अदब्धस्य व्रतस्य-અહિંસનીય-અબાધ્યકર્મનો महः राजान् ईशते-મહાન રાજા બનીને શાસન કરે છે. (૩)

## सूक्त-3

**१३५४. उ त्वा मदन्तु सोमाः कृणुष्व राधो अद्रिवः। अव ब्रह्मद्विषो जहि॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૯૪

**१३५५. पदा पणीनराधसो नि बाधस्व महाँ असि। न हि त्वा कश्चन प्रति॥ २॥**

પદાર્થ : अराधसः पणीन्-રાધનારહિત-ઉપાસનારહિત સ્તુતિકર્તાઓ-ઉપરથી ઉપાસનાનું પ્રદર્શન કરનારાઓને पदा निबाधस्व-પગોથી ઠુકરાવે છે. એવી રીતે ઠુકરાવી દે-ઠુકરાવે છે. महान्-असि-તું મહાન છે त्वा प्रति-તારા પ્રતિપક્ષી-પ્રતિરોધી અથવા તારા પ્રતિમાન-તારા સમાન ઉપાસ્યદેવ न हि कश्चन-કોઈ પણ નથી. (૨)

**१३५६. त्वमीशिषे सुतानामिन्द्र त्वमसुतानाम्। त्वं राजा जनानाम्॥ ३॥**

પદાર્થ : इन्द्र त्वम्-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું सुतानाम्-ईशिषे-ઉપાસનારસ સંપાદકોનો સ્વામી બની રહ્યો છે. त्वं असुतानाम्-તું ઉપાસનારસ રહિતો-નાસ્તિકોનો પણ સ્વામી બની રહ્યો છે. त्वं राजा जनानाम्-તું રાજા છે. જન્મનાર પ્રાણીઓને ભોગ પ્રદાન માટે ભોગ યથાયોગ્ય સર્વ આપે છે, તે તારી મહાન દયા છે. (૩)

## ખંડ-૨

## સૂક્ત-૧

**१३५७. आ जागृविर्विप्र ऋतं मतीनां सोमः पुनानो असदच्चमूषु।**
**सपन्ति यं मिथुनासो निकामा अध्वर्यवो रथिरासः सुहस्ताः॥ १॥**

પદાર્થ : जागृविः-જાગરુક-જાગરણશીલ-સદા સાવધાન જ્ઞાનપૂર્ણ विप्रः-વિશેષ કામનાપૂરક सोमः-શાન્ત સ્વરૂપ પરમાત્મા मतीनाम्-ऋतं पुनानः-મેધાવી પ્રાર્થના-કર્તાને સત્ય પ્રાર્થનીય વિષયને પ્રાપ્ત કરાવવા માટે चमूषु-आसदत्-અદન-સ્વાદન પાત્રો-મન, બુદ્ધિ, ચિત્ત, અહંકારોમાં આવીને બેસે છે. यम्-જેને मिथुनासः-મળેલા निकामाः-બાહ્ય-કામનાઓને છોડીને નિહિત-અધ્યાત્મ કામનાઓવાળા रथिरासः-રમણીય મોક્ષના અધિકારી सुहस्ताः-શોભન હસ્ત-યશોભાગી अध्वर्यवः सपन्ति-અધ્યાત્મયજ્ઞકર્તા ઉપાસકજનો સ્પર્શ કરે છે અથવા સારી રીતે પ્રાપ્ત કરે છે. (૧)

**१३५८. स पुनान उप सूरे दधान ओभे अप्रा रोदसी वी ष आवः।**
**प्रिया चिद्यस्य प्रियसास ऊती सतो धनं कारिणे न प्र यंसत्॥ २॥**

પદાર્થ : सः-તે સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા पुनानः-વ્યાપ્ત થઈને-વિભુ ગતિ કરતાં सूरे-उपदधानः-સંસારમાં જન્મ પામનાર આત્માને માટે કૃપા કરીને उभे रोदसी-आ-अप्राः-બન્ને દ્યુલોક અને પૃથિવીલોકને પોતાની વ્યાપન ગતિ શક્તિથી ભરે છે. અને सः-તે वि-आवः-એને ખોલી દે છે-એને પ્રકટ કરી દે છે-ઉત્પન્ન કરે છે. यस्य सतः प्रिया चित्-જે નિત્ય પ્રિય ઉપાસક આત્માને માટે प्रियासः-પરમાત્માને પ્રિય આનંદધારા પ્રવાહ ऊती-રક્ષાને માટે છે, તેને प्रयंसत्-धनं कारिणे न-પ્રદાન કરે છે. કર્મચારીને માટે જેમ ધન પ્રદાન કરે છે. (૨)

**१३५९. स वर्धिता वर्धनः पूयमानः सोमो मीढ्वाँ अभि नो ज्योतिषावित्।**
**यत्र नः पूर्वे पितरः पदज्ञाः स्वर्विदो अभि गा अद्रिमिष्णन्॥ ३॥**

પદાર્થ : सः सोमः-તે શાન્ત સ્વરૂપ પરમાત્મા वर्धिता वर्धनः-વર્ધક સ્વયં સમૃદ્ધ मीढ्वान्-સુખવર્ષક पुनानः-પ્રાપ્ત થઈને नः-અમારી ज्योतिषा-પોતાની જ્યોતિથી आवीत्-રક્ષા કરે છે; તથા यत्र-જ્યાં नः-

અમારા पूर्वे पितरः-પૂર્વ ગુરુ આદિ ઉપાસકો पदज्ञाः-स्वर्विदः-પરમપદ પરમાત્માને જાણનારા મોક્ષને પ્રાપ્ત કરી ચૂકેલાં गाः-अभि-अद्रिम्-इष्णन्-સ્તુતિ વાણીઓથી અભિગત કર-જીવનમાં સેવન કર. અખંડ મોક્ષની ચાહના કરે છે. (૩)

## સૂક્ત-૨

१३६०. मा चिदन्यद्वि शंसत सखायो मा रिषण्यत।
इन्द्रमित् स्तोता वृषणं सचा सुते मुहुरुक्था च शंसत॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૪૨

१३६१. अवक्रक्षिणं वृषभं यथा जुवं गां न चर्षणीसहम्।
विद्वेषणं संवननमुभयङ्करं मंहिष्ठमुभयाविनम्॥ २ ॥

પદાર્થ : अवक्रक्षिणम्-કામ-ક્રોધ આદિને છિન્ન-ભિન્ન કરનાર वृषभं यथा-બળદની સમાન जुवं गां न-પ્રાપ્ત પૃથિવીની સમાન चर्षणीसहम्-દેખનાર જ્ઞાનવાન ઉપાસકનો તૃપ્તિકર્તા ઇન્દ્ર-ઐશ્વર્યવાન પરમાત્માને, તથા विद्वेषणं संवननम्-उभयङ्करम्-પાપીઓ-નાસ્તિકોથી દ્વેષકર્તા, ઉપાસકોને સંભાગી બનાવનાર-અપનાવનાર બન્ને દ્વેષ કરનાર તથા પ્રસાદ આપનાર मंहिष्ठम्-उभयाविनम्-દાતા અને બન્નેના રક્ષક પરમાત્માને 'શંસત' પ્રશંસિત કરો. (૨)

## સૂક્ત-3

१३६२. उदु त्ये मधुमत्तमा गिरः स्तोमास ईरते।
सत्राजितो धनसा अक्षितोतयो वाजयन्तो रथाइव॥ १ ॥

પદાર્થ : त्ये स्तोमासः-હે ઇન્દ્ર-પરમાત્મન્ ! તે ઉપાસક આત્માઓ मधुमत्तमाः-गिरः-उ-उदीरते-અત્યંત મધુર-નમ્ર સ્તુતિઓ તારા માટે પ્રેરિત કરે છે. सत्राजितः-કામ આદિ સર્વ દોષોને જીતનાર धनसाः-ધનના ભાગી-ધનપાત્ર अक्षितोतयः-તારી સ્થિર રક્ષાવાળા रथाः-इव-તારા માટે રમણ સ્થાન જેમ અથવા રથ સમાન છે. (૧)

१३६३. कण्वाइव भृगवः सूर्याइव विश्वमिद्धीतमाशत।
इन्द्रं स्तोमेभिर्महयन्त आयवः प्रियमेधासो अस्वरन्॥ २ ॥

પદાર્થ : कण्वाः-इव-મેધાવી भृगवः-તેજસ્વી सूर्याः-इव-યોગ્ય પરમાત્માની તરફ સરણ-ગમન

કરનારા ઉપાસકો धीतं विश्वमित् आशत-ધ્યાન કરવામાં ધ્યાનમાં આવવા યોગ્ય વિશ્વ વ્યાપકને પ્રાપ્ત થાય છે. प्रियमेधासः-आयवः-પ્રિય બુદ્ધિવાળા જનો स्तोमेभिः-સ્તુતિ સમૂહોથી इन्द्रं महयन्तः-ઐશ્વર્યવાન પરમાત્માને પ્રશંસિત કરીને अस्वरन्-અર્ચિત કરે છે-શ્રદ્ધાપૂર્વક અંદર બેસાડે છે. (૨)

## સૂક્ત-૪

१३६४. पर्यू षु प्र धन्व वाजसातये परि वृत्राणि सक्षणिः।
द्विषस्तरध्या ऋणया न ईरसे॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૨૮

१३६५. अजीजनो हि पवमान सूर्यं विधारे शक्मना पयः।
गोजीरया रंहमाणः पुरन्ध्या॥ २ ॥

પદાર્થ : पवमान-હે ધારારૂપમાં પ્રાપ્ત થનાર પરમાત્મન્ ! તું विधारे-વિશેષ ધારા-સ્તુતિવાણી જેની અંદર છે એવા ઉપાસક આત્મામાં शक्मना-કર્મશક્તિથી सूर्यं पयः-સૂર્ય સમાન જ્ઞાનપ્રકાશ अजीजनः-हि-નિશ્ચિત ઉત્પન્ન કરે છે. गोजीरया पुरन्ध्या रंहमाणः-સ્તુતિ વાણીથી પ્રેરિત-અતિશય બુદ્ધિથી ઉપકારક બુદ્ધિથી ઉપાસકની અંદર પ્રાપ્ત થાય છે. (૨)

१३६६. अनु हि त्वा सुतं सोम मदामसि महे समर्यराज्ये।
वाजाँ अभि पवमान प्र गाहसे॥ ३ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૩૨

## સૂક્ત-૫

१३६७. परि प्र धन्वेन्द्राय सोम स्वादुर्मित्राय पूष्णे भगाय॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૨૭

१३६८. एवामृताय महे क्षयाय स शुक्रो अर्ष दिव्यः पीयूषः॥ २ ॥

પદાર્થ : सः-તે તું-સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! शुक्रः-दिव्यः पीयूषः-શુભ્ર દિવ્ય પાન કરવા યોગ્ય આનંદરસ રૂપ एव-અવશ્ય अमृताय-અમરત્વને માટે महे क्षयाय-મહાન સર્વ શ્રેષ્ઠ નિવાસ-મોક્ષને માટે अर्ष-પ્રાપ્ત થાય. (૨)

**१३६९. इन्द्रस्ते सोम सुतस्य पेयात् क्रत्वे दक्षाय विश्वे च देवाः॥ ३॥**

પદાર્થ : સોમ-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તે સુતસ્ય-તને સાક્ષાત્ કરીને આનંદરસ સ્વરૂપને इन्द्रः पेयात्-ઉપાસક આત્મા પાન કરે. क्रत्वे दक्षाय-પ્રજ્ઞાન અને કર્મબળ પ્રાપ્ત કરવા માટે विश्वे देवाः-च-પ્રાણ, મન, ઇન્દ્રિયો પણ પાન કરે-બાહ્ય વસ્તુઓમાં તારું મનન, શ્રવણ, દર્શન આદિ કરે. (૩)

## ખંડ-૩

## સૂક્ત-૧

**१३७०. सूर्यस्येव रश्मयो द्रावयित्नवो मत्सरासः प्रसुतः साकमीरते।**
**तन्तुं ततं परि सर्गास आशवो नेन्द्रादृते पवते धाम किं चन॥ १॥**

પદાર્થ : सूर्यस्य-इव रश्मयः-સૂર્યની રશ્મિઓ-કિરણોની સમાન સોમ-પરમાત્માની द्रावयित्नवः-દ્રવણશીલ-ઉપાસકોને પોતાની તરફ દ્રવિત કરનાર मत्सरासः-હર્ષિત કરનાર-આનંદ આપનાર प्रसुतः-પ્રકૃષ્ટરૂપથી ઉપાસિત થયેલ सर्गासः-વેગવાન-તીવ્ર ગતિમાન आशवः-વ્યાપનશીલ, સોમ-પરમાત્મા ततं तन्तुं साकं परि-ईरते-શ્રદ્ધાગત શ્રદ્ધાળુ પ્રજારૂપ-પુત્રરૂપ ઉપાસક આત્માને એક સાથે-તુરત જ પરિપ્રાપ્ત થાય છે. इन्द्रात्-ऋते-શ્રદ્ધાળુ ઉપાસક આત્મારહિત किञ्चन धाम न पवते-કાંઈ પણ ધામ-વસ્તુ અથવા આશ્રય અશ્રદ્ધાળુ પ્રાપ્ત થતો નથી. (૧)

**१३७१. उपो मतिः पृच्यते सिच्यते मधु मन्द्राजनी चोदते अन्तरासनि।**
**पवमानः सन्तनिः सुन्वतामिव मधुमान् द्रप्सः परि वारमर्षति॥ २॥**

પદાર્થ : मतिः-उपपृच्यते-उ-જ્યારે ઉપાસક દ્વારા કરવામાં આવેલી સ્તુતિવાણી સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મામાં જઈને સંપ્રક્ત બની જાય છે તથા मधु सिच्यते-આત્મા-સ્વાત્મા-ઉપાસકનો પોતાનો આત્મા પરમાત્મામાં સિંચી દેવામાં આવે છે-સમર્પિત કરી દેવામાં આવે છે, ત્યારે मन्द्राजनी-अन्तः-आसनि चोदते-સોમ-પરમાત્માની આનંદ પ્રેરિત કરનારી ધારાને ઉપાસકનાં અન્તર્મુખ-અન્તઃકરણમાં પ્રેરિત કરે છે; અને पवमानः सन्तनिः-પ્રાપ્ત થનાર સોમ સમ્યક્ વ્યાપક मधुमान् द्रप्सः-મધુર દ્રવણશીલ કૃપાળુ પરમાત્મા सुन्वताम्-इव-ઉપાસના દ્વારા સાક્ષાત્ કરનારા-ઉપાસકોનાં वारं परि-अर्षति-વરણીય દ્વાર હૃદયને પરિપ્રાપ્ત થાય છે. (૨)

**१३७२. उक्षा मिमेति प्रति यन्ति धेनवो देवस्य देवीरुप यन्ति निष्कृतम्।**
**अत्यक्रमीदर्जुनं वारमव्ययमत्कं न निक्तं परि सोमो अव्यत॥ ३॥**

પદાર્થ : उक्षा मिमेति-જેમ સાંઢ શબ્દ કરે છે धेनवः प्रतियन्ति-ગાયો તેની તરફ જાય છે, તેમ देवस्य देवीः-સોમ-પરમાત્મદેવની સ્તુતિવાણીઓ निष्कृतम्-उपयन्ति-તે ઉપાસિત અથવા ઉપાસકો દ્વારા ઉપાસનીય સોમ-પરમાત્માની પાસે ચાલી જાય છે. सोमः-શાન્ત સ્વરૂપ પરમાત્મા अर्जुनं-अव्ययं वारं-अत्यक्रमीत्-નિત્ય વરણીય શુદ્ધ-નિર્મળ આત્માને અત્યંત પ્રાપ્ત થાય છે. अत्कं न नित्कं परि-अव्यत-જેમ નિર્મળ કવચને યોદ્ધાઓ પરિપ્રાપ્ત થાય છે. (૩)

## સૂક્ત-૨

१३७३. अग्निं नरो दीधितिभिररण्योर्हस्तच्युतं जनयत प्रशस्तम्।
दूरेदृशं गृहपतिमथव्युम्॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૭૨

१३७४. तमग्निमस्ते वसवो न्यृण्वन्त्सुप्रतिचक्षमवसे कुतश्चित्।
दक्षाय्यो यो दम आस नित्यः॥ २ ॥

પદાર્થ : यः-જે અગ્નિ પરમાત્મા नित्यः-નિત્ય दक्षाय्यः-સ્તુતિઓથી સંવર્ધનીય સાક્ષાત્ કરવા યોગ્ય दमे आस-સ્વગૃહ મોક્ષધામમાં છે. तम्-सुप्रति-સુપ્રતિ-चक्षम्-अग्निम्-તે સમ્યક્ પ્રકાશમાન પરમાત્માને वसवः-પરમાત્મા માં વસનાર ઉપાસક कुतः-चित्-अवसे-अस्ते न्यृण्वन्-કોઈ પણ ભયથી રક્ષા માટે હૃદય ઘરમાં પ્રાપ્ત કરે છે. (૨)

१३७५. प्रेद्धो अग्ने दीदिहि पुरो नोऽजस्त्रया सूर्म्या यविष्ठ।
त्वां शश्वन्त उप यन्ति वाजाः॥ ३ ॥

પદાર્થ : यविष्ठ अग्ने-હે અજર પરમાત્મન્ ! તું प्रेद्धः-પ્રસિદ્ધ-સાક્ષાત્ થઈને नः-पुरः-અમારી સન્મુખ अजस्त्रया सूर्म्या-નિરંતર શોભાયમાન-જ્ઞાન તરંગો દ્વારા दीदिहि-જ્ઞાનપ્રકાશ કર. त्वाम्-તને शश्वन्तः-वाजाः-શ્રેષ્ઠ પ્રજાઓ-ઉપાસક આત્માઓ પ્રાપ્ત થાય છે. અથવા ઘણા બધા वाजाः-वाजवन्तः-અમૃત અન્ન પ્રાપ્ત કરવાવાળા પ્રાપ્ત થાય છે. (૩)

## સૂક્ત-3

१३७६. आयं गौः पृश्निरक्रमीदसदन्मातरं पुरः। पितरं च प्रयन्त्स्वः॥ १ ॥

१३७७. अन्तश्चरति रोचनास्य प्राणादपानती। व्यख्यन्महिषो दिवम्॥ २ ॥

१३७८. त्रिंशद्धाम वि राजति वाक्पतङ्गाय धीयते। प्रति वस्तोरह द्युभिः॥ ३॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ક્રમશઃ ૬૩૦, ૬૩૧ અને ૬૩૨

इति एकादशोऽध्यायः, षष्ठप्रपाठकस्य प्रथमोऽर्धः ॥

★ ★ ★

# अथ द्वादशोऽध्यायः

## षष्ठप्रपाठकस्य द्वितीयोऽर्धः

### ખંડ-૧

### સૂક્ત-૧

**१३७९. उपप्रयन्तो अध्वरं मन्त्रं वोचेमाग्नये। आरे अस्मे च शृण्वते॥ १॥**

પદાર્થ : अध्वरं उपप्रयन्तः-અમે ઉપાસકો અધ્યાત્મયજ્ઞોને उपप्रयन्त-પોતાની અંદર અનુષ્ઠાન કરવા માટે अस्मे-आरे च-અમારાથી દૂર અને પાસે પણ श्रृण्वते-વાત સાંભળનાર अग्नये-જ્ઞાનપ્રકાશસ્વરૂપ, સર્વજ્ઞ, અન્તર્યામી પરમાત્માને માટે मन्त्रं वोचेम-મનનીય સ્તુતિ વચન બોલીએ છીએ. (૧)

**१३८०. यः स्त्रीहितीषु पूर्व्यः संजग्मानासु कृष्टिषु। अरक्षद्दाशुषे गयम्॥ २॥**

પદાર્થ : यः पूर्व्यः-જે સનાતન અર્થાત્ પૂર્વ ઋષિઓથી પણ શ્રેષ્ઠ શાશ્વતિક પરમાત્મા दाशुषे-આત્મદાન-આત્મ સમર્પણ કરનારા ઉપાસકોને માટે स्त्रीहितीषु-સ્નેહ કરનારી, सञ्जग्मानासु-સંગઠન કરનારી, कृष्टिषु-મનુષ્ય પ્રજાઓમાં गयम्-अरक्षत्-ગૃહસ્થાન-નિવાસ-સંગમનીયની પરમાત્મા રક્ષા કરીને સ્તુતિઓ દ્વારા અપનાવે છે. (૨)

**१३८१. स नो वेदो अमात्यमग्नी रक्षतु शन्तमः। उतास्मान् पात्वंहसः॥ ३॥**

પદાર્થ : सः-शन्तमः-अग्निः-તે અત્યંત કલ્યાણકારી જ્ઞાનપ્રકાશક પરમાત્મા नः-અમારા ઉપાસકોના अमात्यं वेदः-रक्षतु-સહભૂત-સ્વાભાવિક જ્ઞાન ધનની રક્ષા કરે. उत-અને अस्मान्-अंहसः पातु-અમને પાપથી બચાવે. (૩)

**१३८२. उत ब्रुवन्तु जन्तव उदग्निर्वृत्रहाजनि। धनञ्जयो रणेरणे॥ ४॥**

પદાર્થ : रणे रणे-કામ આદિ શત્રુઓની સાથે પ્રત્યેક સંગ્રામ પ્રસંગમાં धनञ्जयः-તેના બળને જીતનાર वृत्रहा-પાપનો નાશ કરનાર अग्निः-પરમાત્મા उदजनि-હૃદયમાં ઉદ્‌ભૂત થઈને-સાક્ષાત્ થાય છે. जन्तवः-उत-ઉપાસકજનો હાં,-અવશ્ય ब्रुवन्तु-તે પરમાત્માની સ્તુતિ કરે. (૪)

### સૂક્ત-૨

**१३८३. अग्ने युङ्क्ष्वा हि ये तवाश्वासो देव साधवः। अरं वहन्त्याशवः॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૫

१ २ ३ १ २ ३ १ २र ३ १ २ २ ३ १ २र
**१३८४. अच्छा नो याह्या वहाभि प्रयांसि वीतये। आ देवान्त्सोमपीतये॥ २॥**

પદાર્થ : नः-अच्छ-आयाहि-હે જ્ઞાન પ્રકાશક પરમાત્મન્ ! તું અમારી તરફ સાક્ષાત્ આગમન કર-અમને સાક્ષાત્ પ્રાપ્ત થા वीतये-કામના પૂર્તિને માટે प्रयांसि-अभि वह-પ્રિયતમ-અત્યંત તૃપ્તિ કરાવનાર જ્ઞાન સુખ પ્રસંગોમાં પ્રેરિત કર. सोम पीतये देवान्-आ-અમૃતપાન સ્થાન મુક્તિધામ પ્રાપ્તિને માટે દેવધર્મો-સત્ય, વૈરાગ્ય, શમ, દમ આદિને પ્રાપ્ત કરાવ. (૨)

१ २ ३ १ २र ३ १ २ २ ३ १ २
**१३८५. उदग्ने भारत द्युमदजस्रेण दविद्युतत्। शोचा वि भाह्यजर॥ ३॥**

પદાર્થ : भारत-अजर-अग्ने-હે ભરણ-પોષણ કરનાર, જરારહિત-અમર પરમાત્મન્ ! તું अजस्रेण द्युमत्-નિરંતર વિદ્યમાન પ્રકાશવાન તેજથી दविद्युतत्-પ્રકાશિત થઈને उत्-शोच-विभाहि-ઉજ્જ્વલિત થા-સાક્ષાત્ થા અને અમને તેજયુક્ત કર-તેજસ્વી બનાવ. (૩)

## સૂક્ત-3

१ २ ३ १ २र ३ २ ३ १ २ ३ १ २र
**१३८६. प्र सुन्वानायान्धसो मर्तो न वष्ट तद्वचः।**
२ ३ १ २ ३ १ २ ३ २ ३ १ २र
**अप श्वानमराधसं हता मखं न भृगवः॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૫૩, ૭૭૪

२ ३ १ २र ३ २उ ३ २ ३क २र
**१३८७. आ जामिरत्के अव्यत भुजे न पुत्र ओण्योः।**
१ २ ३ १ २र ३ १ २र ३ १ २
**सरज्जारो न योषणां वरो न योनिमासदम्॥ २॥**

પદાર્થ : जामिः-આનંદ પ્રાપ્ત કરાવનાર સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મા अत्के-અદન-ભોગસ્થાન-અન્તઃકરણમાં अव्यते-પ્રાપ્ત થાય છે. ओण्योः-भुजे न पुत्रः-જેમ ભય દૂર કરનાર માતા-પિતાની ભુજામાં પુત્ર પ્રાપ્ત થાય છે, પુનઃ जारः-न योषणाम्-आसरत्-ઉપાસક આત્માની તરફ આવે છે, જેમ અર્ચનીય સ્વામી પોતાના સેવક વ્યક્તિને પુરસ્કાર અથવા ભૃતિ = સુખ સંપત્તિ આપવા પ્રાપ્ત થાય છે, અથવા वरः न योनिम्-आसदत्-જેમ આત્મા પોતાના હૃદયમાં બેસે છે. (૨)

२ ३ १ २ ३ १ २ ३ २उ ३ २ ३ १ २
**१३८८. स वीरो दक्षसाधनो वि यस्तस्तम्भ रोदसी।**
१ २ ३ १ २ ३ १ २र ३ १ २
**हरिः पवित्रे अव्यत वेधा न योनिमासदम्॥ ३॥**

પદાર્થ : सः-ते वीरः-સ્વયં પોતાનાં વીર્ય-ઓજ પર આશ્રિત दक्षसाधनः-સ્વાશ્રિત ઉપાસકના બળને સાધનાર यः-જે रोदसी-वितस्तम्भ-વિશ્વના બન્ને-રોધન કરનારા દ્યુલોક અને પૃથિવીલોકોને સંભાળી

રહ્યો છે, એવો हरिः-દુ:ખહર્તા, સુખદાતા પરમાત્મા पवित्रे-પવિત્ર ઉપાસક આત્મામાં अव्यत-પ્રાપ્ત થાય છે. वेधाः-न योनिम्-आसदम्-જેમ વિધાતા બેસવા માટે પોતાના ઘરમાં પ્રાપ્ત થાય છે. (૩)

## ખંડ-૨

### સૂક્ત-૧

**૧૩૮૯. अभ्रातृव्यो अना त्वमनापिरिन्द्र जनुषा सनादसि ।**
**युधेदापित्वमिच्छसे ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૩૯૯

**१३९०. न की रेवन्तं सख्याय विन्दसे पीयन्ति ते सुराश्वः ।**
**यदा कृणोषि नदनुं समूहस्यादित्पितेव हूयसे ॥ २ ॥**

પદાર્થ : रेवन्तं सख्या न किः-विन्दसे-કેવલ ધનવાન છે, તેમ જાણીને તું તેને મિત્રતાને માટે કદી પણ પ્રાપ્ત થતો નથી-સ્વીકાર કરતો નથી. ते सुराश्वः पीयन्ति-તે દારૂડિયો-દારૂ પીને મદમાં છકેલો છે. અન્યજનોને પીડિત કરે છે. यदा नदनुं कृणोषि-જ્યારે તું પોતાનો અર્ચક-સ્તુતિકર્તા બનાવી લે છે- તારા ઉપદેશથી અથવા પ્રભાવથી તારો સ્તુતિકર્તા બની જાય છે, समूहसि-ત્યારે તું સમ્યક્ વહન કરે છે, સમુન્નત કરે છે. आत्-इत्-ત્યાર પછી જ पिता-इव हूयसे-તું પિતા સમાન સ્મરણ કરવામાં આવે છે. (૩)

### સૂક્ત-૨

**१३९१. आ त्वा सहस्रमा शतं युक्ता रथे हिरण्यये ।**
**ब्रह्मयुजो हरय इन्द्र केशिनो वहन्तु सोमपीतये ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૪૫

**१३९२. आ त्वा रथे हिरण्यये हरी मयूरशेप्या ।**
**शितिपृष्ठा वहतां मध्वो अन्धसो विवक्षणस्य पीतये ॥ २ ॥**

પદાર્થ : हिरण्यये रथे-હે ઇન્દ્ર = પરમાત્મન્ ! અમૃતરૂપ રમણીય મોક્ષને માટે मयूरशेप्या-શ્રોત્રસ્પર્શી-બન્ને કાનોને સ્પર્શ કરનારા शितिपृष्ठा-શ્વેત-નિર્મળ સ્તરવાળા हरी-ઋક્ અને સામ-સ્તુતિ અને ઉપાસના त्वा-તને પરમાત્માને वहताम्-તારા ઉપાસકની તરફ લાવે विविक्षणस्य-વિશેષ પ્રશંસનીય,

अन्धसः-આધ્યાનીય ઉપાસનારસનું पीतये-પાન કરવા માટે. [લાવે.] (૨)

**१३९३. पिबा त्वा३स्य गिर्वणः सुतस्य पूर्वपाइव ।**
**परिष्कृतस्य रसिन इयमासुतिश्चारुर्मदाय पत्यते ॥ ३ ॥**

પદાર્થ : गिर्वणः-હે સ્તુતિ વાણીઓ દ્વારા મનોહર સંભજનીય પરમાત્મન્ ! अस्य सुतस्य-એ નિષ્પન્ન ઉપાસનારસનો पूर्वपाः-इव-પ્રથમ પાનકર્તા-પ્રમુખ પાન કરનાર બનીને જેમ પૂર્વથી જ પાન કરનાર સ્વીકાર કરનાર છે, તેથી तु पिब-તું પાન કર-સ્વીકાર કર परिष्कृतस्य रसिनः-યમ, નિયમ આદિ દ્વારા સંસ્કૃત ઉપાસનારસવાળા મારી-ઉપાસકની इयम्-आसुतिः-એ ઉપાસનારસ ધારા मदाय चारू पत्यते-મને હર્ષ-આનંદ પ્રાપ્તિને માટે સુંદર-સારી રીતે સમર્થ છે, તે જાણીને ભેટ કરી રહ્યો છું. (૩)

## સૂક્ત-3

**१३९४. आ सोता परि षिञ्चताश्वं न स्तोममप्तुरं रजस्तुरम्।**
**वनप्रक्षमुदप्रुतम्॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૮૦

**१३९५. सहस्त्रधारं वृषभं पयोदुहं प्रियं देवाय जन्मने ।**
**ऋतेन य ऋतजातो विवावृधे राजा देव ऋतं बृहत् ॥ २ ॥**

પદાર્થ : सहस्त्रधारम्-બહુજ જ્ઞાનવાણીઓવાળા वृषभम्-કામનાવર્ષક-મનોરથોને સફળ કરનાર, पयोदुहम्-આનંદરસનું દોહન કરનાર, प्रियम्-પ્રીતિ કરનાર-શાન્ત સ્વરૂપ પરમાત્માને देवाय जन्मने-દેવજન્મ મુક્ત જીવન બનવા માટે ઉપાસિત કરું છું. यः-જે ऋतेन-ऋतजातः-પોતાના સત્યસ્વરૂપથી પ્રસિદ્ધ સત્યજાત છે-સત્યનો જન્મદાતા ऋतं बृहत्-राजा-મહાન સત્ય સ્વામી રાજમાન છે. देवः-પ્રકાશમાન विवावृधे-ગુણ શક્તિઓથી વધારે છે, તે જ ઉપાસનીય છે. (૨)

## ખંડ-3

## સૂક્ત-૧

**१३९६. अग्निर्वृत्राणि जङ्घनद् द्रविणस्युर्विपन्यया। समिद्धः शुक्र आहुतः ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪

**१३९७. गर्भे मातुः पितुष्पिता विदिद्युतानो अक्षरे। सीदन्नृतस्य योनिमा॥ २ ॥**

પદાર્થ : मातुः-पितुः-अक्षरे गर्भे-પૃથિવીના દ્યુલોકના અવિનાશી ગર્ભ-ગર્ભરૂપ પ્રકૃતિ નામક અવ્યક્ત ઉપાદાન કારણમાં વ્યાપક पिता विदिद्युतानः-પાલક-ઉપાદાન કારણનો પાલક અને સર્વનો પાલક પરમાત્મા વિશેષ પ્રકાશમાન છે. ऋतस्य योनिम्-आसीदन्-સત્ય જ્ઞાનના આધાર વેદને આસ્થાપિત-પ્રકાશિત કરીને 'वृत्राणि जङ्घनत' અજ્ઞાન અંધકાર પાપને નષ્ટ કરે છે. (૨)

१३९८. ब्रह्म प्रजावदा भर जातवेदो विचर्षणे। अग्ने यद्दीदयद्दिवि॥ ३॥

પદાર્થ : विचर्षणे जातवेदः-अग्ने-હે વિશેષ દ્રષ્ટા-વિશ્વદ્રષ્ટા ઉત્પન્ન માત્રના જ્ઞાતા પ્રકાશમાન પરમાત્મન્ ! તું प्रजावत्-ब्रह्म आभर-મતિવાળા-બુદ્ધિવાળા મંત્રમય વેદને આભરિત કર-ભરી દે, यत्-दिवि दीदयत्-જે પ્રકાશાત્મક તારા સ્વરૂપમાં પ્રકાશિત થઈ રહેલ છે. (૩)

## સૂક્ત-૨

१३९९. अस्य प्रेषा हेमना पूयमानो देवो देवेभिः समपृक्त रसम्।
सुतः पवित्रं पर्येति रेभन् मितेव सद्म पशुमन्ति होता॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૨૬

१४००. भद्रा वस्त्रा समन्याऽऽ३ वसानो महान् कविर्निवचनानि शंसन्।
आ वच्यस्व चम्वोः पूयमानो विचक्षणो जागृविर्देववीतौ॥ २॥

પદાર્થ : समन्या भद्रा वस्त्रा वसानः-હે સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું ઉપાસકોને સમ્યક્ જીવન આપવા યોગ્ય તથા શાન્તિપ્રદ આવરણો-પોતાના આનંદ તરંગોને ઓઢીને महान् कविः-મહાન વક્તા, જ્ઞાની, સર્વજ્ઞ निवचनानि-शंसन्-રહસ્યમય વચનોનું-પ્રેમપૂર્ણ ઉપદેશોનું કથન કરતાં विचक्षणः-વિશેષ દર્શક जागृविः-જાગરુક-જાગૃતિપ્રદ देववीतौ-દેવો-મુમુક્ષુઓની કામપૂર્તિ સ્થાન મોક્ષના માટે चम्वोः पूयमानः-આનંદનું આચમન-આસ્વાદન કરાવનાર મારા મન અને અહંકાર પાત્રોમાં ધારારૂપથી પ્રાપ્ત થવા માટે आवच्यस्व-આગમન કર-આવ. (૨)

१४०१. समु प्रियो मृज्यते सानो अव्ये यशस्तरो यशसां क्षैतो अस्मे।
अभि स्वर धन्वा पूयमानो यूयं पात स्वस्तिभिः सदा नः॥ ३॥

પદાર્થ : प्रियः-તૃપ્તિકર્તા यशसां यशस्तः યશવાળાઓમાં અત્યંત યશવાળા, મહાન આત્માઓમાં પરમ મહાન, क्षैतः-મુક્તોની નિવાસ યોગ્ય મોક્ષભૂમિના સ્વામી अव्ये सानो-રક્ષણીય શ્રેષ્ઠ સંભજન સાધનમાં अस्मे सम्मृज्यते-उ-અમારા દ્વારા સમ્યક્ પ્રાપ્ત કરવામાં આવે છે. पूयमानः-તે તું પ્રાપ્ત થઈને

धन्व-अभिस्वर-હૃદય અવકાશમાં આશીર્વાદ વચન બોલ यूयं पात स्वस्तिभिः सदा नः-તું જ અમારી સદા કલ્યાણ ક્રિયાઓથી રક્ષા કર. (૩)

## સૂક્ત-૩

१४०२. एतो न्विन्द्रं स्तवाम शुद्धं शुद्धेन साम्ना ।
शुद्धैरुक्थैर्वावृध्वांसं शुद्धैराशीर्वान् ममत्तु ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૩૫૦

१४०३. इन्द्र शुद्धो न आ गहि शुद्धः शुद्धाभिरूतिभिः।
शुद्धो रयिं नि धारय शुद्धो ममद्धि सोम्य ॥ २ ॥

પદાર્થ : सोम्य-इन्द्र-હે ઉપાસનારસ સમર્પણ યોગ્ય પરમાત્મન્ ! તું शुद्धः-શુદ્ધ છે. नः आगहि-અમારી તરફ આવ. शुद्धः शुद्धाभिः-ऊतिभिः-શુદ્ધ છે, માટે શુદ્ધ રક્ષા વિધાનોની સાથે આવ. शुद्धः-रयिं विधारय-તું શુદ્ધ છે, બળ ધનને અમારી અંદર ધારણ કરાવ शुद्धः-ममद्धि-તું શુદ્ધ છે, માટે હર્ષ-આનંદ પ્રાપ્ત કરાવ. (૨)

१४०४. इन्द्र शुद्धो हि नो रयिं शुद्धो रत्नानि दाशुषे।
शुद्धो वृत्राणि जिघ्नसे शुद्धो वाजं सिषाससि॥ ३ ॥

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું शुद्धः-हि-શુદ્ધ જ नः-रयिं सिषाससि-અમને મોક્ષ ઐશ્વર્ય પ્રદાન કરવા ચાહે છે. शुद्धः-दाशुषे रत्नानि-શુદ્ધ છે, માટે આત્મદાની-આત્મસમર્પણકર્તાને માટે રમણીય વસ્તુઓ આપવા ઇચ્છે છે. शुद्ध-वृत्राणि जिघ्नसे-તું શુદ્ધ રૂપ છે, માટે પાપો અજ્ઞાનોનો નાશ કરવા ઇચ્છે છે. शुद्धः-वाजं सिषाससि-શુદ્ધ જ તું અમૃત અન્નભોગ સેવન કરાવવા ઇચ્છે છે. (૩)

## ખંડ-૪

## સૂક્ત-૧

१४०५. अग्ने स्तोमं मनामहे सिध्रमद्य दिविस्पृशः। देवस्य द्रविणस्यवः॥ १ ॥

પદાર્થ : अग्ने-હે જ્ઞાનપ્રકાશક અગ્રણી પરમાત્મન્ ! दिवि-स्पृशः देवस्य-મોક્ષધામમાં અમૃત સ્પર્શી તારા પરમાત્મદેવના सिध्रं स्तोमम्-અભીષ્ટસાધક સ્તુતિ વચનને द्रविणस्यवः-અમે આત્મબળને

ચાહનારા ઉપાસકો अद्य मनामहे-આજ-આ જીવનમાં જ નિરંતર વારંવાર ભણતાં, બોલતાં ધારણ કરીએ છીએ. (૧)

१४०६. अग्निर्जुषत नो गिरो होता यो मानुषेष्वा । स यक्षद् दैव्यं जनम् ॥ २ ॥

પદાર્થ : अग्निः-પરમાત્મા नः-गिरः-जुषत-અમારી સ્તુતિઓનું સેવન કરે-સ્વીકાર કરે यः-होता मानुषेषु-आ-જે અપનાવનારા, મનનશીલ ઉપાસકોની અંદર આભાસિત-સાક્ષાત્ થાય છે. सः-दैव्य जनं यक्षत्-તે મુમુક્ષુજનને પોતાની સંગતિમાં લાવે છે. (૨)

१४०७. त्वमग्ने सप्रथा असि जुष्टो होता वरेण्यः । त्वया यज्ञं वि तन्वते ॥ ३ ॥

પદાર્થ : अग्ने-હે જ્ઞાનપ્રકાશક અગ્રણી પરમાત્મન્ ! તું जुष्टः-અમને પ્રિય-પ્રીતિપાત્ર होता-અપનાવનાર वरेण्यः-વરણ કરવા યોગ્ય सप्रथाः-સર્વથી મહાન असि-છે. त्वया यज्ञं वितन्वते-તને લક્ષ્ય કરીને અધ્યાત્મયજ્ઞને ઉપાસકજનો વિસ્તૃત કરે છે-સમૃદ્ધ કરે છે. (૩)

## સૂક્ત-૨

१४०८. अभि त्रिपृष्ठं वृषणं वयोधामङ्गोषिणमवावशंत वाणीः ।
वना वसानो वरुणो न सिन्धुर्वि रत्नधा दयते वार्याणि ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૨૮

१४०९. शूरग्रामः सर्ववीरः सहावान् जेता पवस्व सनिता धनानि ।
तिग्मायुधः क्षिप्रधन्वा समत्स्वषाढः साह्वान् पृतनासु शत्रून् ॥ २ ॥

પદાર્થ : शूरग्रामः-હે સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું પ્રગતિશીલ-હર્ષ, સંતોષ અને શાન્તિગુણ સમૂહવાળો, सर्ववीरः-સર્વનો પ્રેરક-સર્વ રીતે પ્રેરણાદાતા, सहावान्-તર્પણ શક્તિવાળો-તૃપ્તિદાતા વા સહસ્વાન્-બળવાન, जेता-અભિભવ કરનાર-અધિકર્તા સ્વામી, धनानि सनिता-વિવિધ ધનોનું સંભજન કરનાર-દાન કરવાના સ્વભાવવાળો, तिग्मायुधः-કામ આદિના સંઘર્ષમાં ઉત્સાહવર્ધક સંપ્રહાર કરવાની શક્તિ જેમાં પ્રાપ્ત થાય-એવો અથવા ઉત્સાહવર્ધક આયુને ધારણ કરાવનાર, क्षिप्रधन्वा-શીઘ્રગતિ-શીઘ્રકારી, समत्सु अषाढः-સંમોદન-હર્ષ પ્રાપ્ત કરવામાં અસહ્ય-અત્યંત હર્ષમય હોવાથી પૂર્ણ, ન સહન થવા યોગ્ય, पृतनासु शत्रून्-साह्वान्-ઉપાસક મનુષ્યોની અંદર રહેલાં પાપોને દબાવી દેનાર पवस्व-અમને આનંદ-ધારામાં પ્રાપ્ત થાય.

१४१०. उरुगव्यूतिरभयानि कृण्वन्त्समीचीने आ पवस्वा पुरन्धी ।
अपः सिषासन्नुषसः स्वाऽ३र्गाः सं चिक्रदो महो अस्मभ्यं वाजान्॥ ३ ॥

પદાર્થ : उरुगव्यूतिः-હે સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું વિશાળ માર્ગવાળો-વિભુગતિવાળો થઈને अभयानि कृण्वन्-અભય કરવા માટે समीचीने पुरन्धी-आपवस्व-વિશ્વને સમાન રીતે સમતુલન કરનારા દ્યુલોક અને પૃથિવી લોકને સમગ્ર રૂપથી પ્રાપ્ત થા-એને સુખકારી બનાવ. अपः-उषसः-स्वः-गाः सिषासन्-જલો, ઉષાઓ-પ્રભાતો સૂર્ય ભૂભાગોને સુખમયરૂપમાં સેવન કરાવવા માટે अस्मभ्यं महः-वाजान् सञ्चिक्रदः-અમારે માટે મહાન સુખજ્ઞાન લાભોને બતાવે છે-સમજાવે છે. (૩)

## સૂક્ત-૩

१४११. त्वमिन्द्र यशा अस्यृजीषी शवसस्पतिः ।
त्वं वृत्राणि हंस्यप्रतीन्येक इत्पुर्वनुत्तश्चर्षणीधृतिः ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૪૮

१४१२. तमु त्वा नूनमसुर प्रचेतसं राधो भागमिवेमहे ।
महीव कृत्तिः शरणा त इन्द्र प्र ते सुम्ना नो अश्नवन्॥ २ ॥

પદાર્થ : असुर-इन्द्र-હે પ્રજ્ઞાના-પ્રજ્ઞાનના-પ્રકૃષ્ટ જ્ઞાનના આપનાર પરમાત્મન્ ! नूनम् तं त्वा प्रचेतसम्-उ-નિશ્ચય હવે તે તારા પ્રવૃદ્ધ જ્ઞાનવાળા, भागं राधः-इव-ईमहे-ભજનીય-સેવનીય ધન સમાનને અમે ઉપાસકો માગીએ છીએ-ઈચ્છીએ છીએ. ते शरणा-તારા શરણ-આશ્રય અમારે ઉપાસકોને માટે मही-कृत्तिः-इव-મહાન યશ, મહાન અન્ન, મહાન ઘરની સમાન છે. ते सुम्ना-તારા સુખ, જ્ઞાન, કૃપા આદિ ગુણ અથવા સાધુ વૃત-સારા ગુણ ધર્મ नः प्र-अश्नुवन्-અમને પ્રાપ્ત થાય. (૨)

## સૂક્ત-૪

१४१३. यजिष्ठं त्वा ववृमहे देवं देवत्रा होतारममर्त्यम् ।
अस्य यज्ञस्य सुक्रतुम् ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૧૨

१४१४. अपां नपातं सुभगं सुदीदितिमग्निमु श्रेष्ठशोचिषम् ।

**स नो मित्रस्य वरुणस्य सो अपामा सुम्नं यक्षते दिवि॥ २॥**

પદાર્થ : अपां नपातम्-આપ્તજનો ઉપાસક મુમુક્ષુઓને નીચે ન પાડનાર પરંતુ ઉન્નત કરનારા, सुभगम्-શોભન ઐશ્વર્યવાળા, सुदीदितिम्-સુંદર પ્રકાશમાન, श्रेष्ठ शोचिषम्-અત્યંત પ્રશંસિત જ્યોતિવાળા, अग्निम्-उ-અગ્રણી પરમાત્માને 'વવૃમહે' અમે વરીએ છીએ-સ્વીકાર કરીએ છીએ-અપનાવીએ છીએ. सः-તે પરમાત્મા नः-અમને मित्रस्य वरुणस्य-અધ્યાત્મમાં પ્રેરિત કરનારા, ઉપદેશકના અધ્યાત્મ શિક્ષણમાં વરવાવાળા-અપનાવવાવાળા અધ્યાપક ને सः-તે अपाम्-અમે અધ્યાત્મ વિદ્યા પ્રાપ્ત ઉપાસક જનોના सुम्नम्-સુખ અથવા સાધુ-સાધનીય લક્ષ્યને दिवि-પ્રકાશાત્મક અમૃતના ધામ મોક્ષમાં यक्षत-સંગત કરે છે. (૨)

## ખંડ-૫

## સૂક્ત-૧

**१४१५. यमग्ने पृत्सु मर्त्यमवा वाजेषु यं जुनाः। स यन्ता शश्वतीरिषः॥ १॥**

પદાર્થ : अग्ने-હે અગ્રણી પરમાત્મન્ ! यं मर्त्यम्-જે મનુષ્યને पृत्सु-अवाः-પ્રીતિ યોગ્ય-પ્રેય માર્ગીય વિષયભોગોમાં રક્ષિત રાખે છે-પતિત થવા દેતો નથી. ઉપાસના પ્રભાવથી તથા यं वाजेषु जुनाः-જેને અર્ચના સાધનો યોગાંગોમાં પ્રેરિત કરે છે, सः-તે મનુષ્ય शश्वतीः इषः-यन्ता-શાશ્વત-સ્થાયી કામનાઓનો સ્વામી બની જાય છે. (૧)

**१४१६. न किरस्य सहन्त्य पर्येता कयस्य चित्। वाजो अस्ति श्रवाय्यः॥ २॥**

પદાર્થ : सहन्त्य-હે સર્વનો સહન-પરાજ્ય કરનાર અધિપતિ પરમાત્મન્ ! अस्य-कयस्य चित्-તારા તે જ્ઞાની જેમ ઊંચ જ્ઞાની ઉપાસક મુમુક્ષુને पर्येता न किः-ઘેરાવ કરનાર-બંધનમાં લાવનાર રાગ આદિ કોઈ વિષય નથી, કારણ કે वाजः श्रवाय्यः-अस्ति-[તેની પાસે]શ્રવણ પ્રાપ્ત શ્રવણ ચતુષ્ટય પ્રાપ્ત-શ્રવણ, મનન, નિદિધ્યાસન અને સાક્ષાત્કાર દ્વારા પ્રાપ્ત આધ્યાત્મિક બળ છે. (૨)

**१४१७. स वाजं विश्वचर्षणिरर्वद्भिरस्तु तरुता। विप्रेभिरस्तु सनिता॥ ३॥**

પદાર્થ : सः તે અગ્રણી પરમાત્મા विश्वचर्षणिः-સર્વદ્રષ્ટા अर्वद्भिः-'अर्ववन्तः' तस्ता-अस्तु-પ્રેરણાવાળા સ્તુતિવાળા ઉપાસકોને સંસાર સાગરથી તારનાર છે. विप्रेभिः-वाजं सनिता-अस्तु-બ્રાહ્મણો-બ્રહ્મને જાણનારાઓને અમૃત અન્ન ભોગનું સંભાજન દેનાર છે. (૩)

## સૂક્ત-૨

१४१८. साकमुक्षो मर्जयन्त स्वसारो दश धीरस्य धीतयो धनुत्रीः।
हरिः पर्यद्रवज्जाः सूर्यस्य द्रोणं ननक्षे अत्यो न वाजी॥१॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૩૮

१४१९. सं मातृभिर्न शिशुर्वावशानो वृषा दधन्वे पुरुवारो अद्भिः।
मर्यो न योषामभि निष्कृतं यन्त्सं गच्छते कलश उस्त्रियाभिः॥२॥

પદાર્થ : पुरुवारः-वृषा-બહુજ વરણીય કામનાવર્ષક સોમ-શાંત સ્વરૂપ પરમાત્મા अद्भिः-संदधन्वे-મુમુક્ષુ ઉપાસકો દ્વારા આલિંગન-ભેટવામાં આવે છે, मातृभिः-वावशानः शिशु-न-જેમ બાળક માતાઓથી સ્નેહ ઈચ્છતાં ભેટે છે, તથા उस्त्रियाभिः-निष्कृतं यन्-ઉછાળા મારતી આનંદધારાઓ અથવા સ્તુતિ વાણીઓથી સંસ્કૃત-શુદ્ધ પાત્ર ઉપાસકને પ્રાપ્ત થવા માટે कलशे सङ्गच्छते-હૃદયકળશમાં-હૃદયઘટમાં સંગત થાય છે-સ્થાન લે છે. मर्यः-न योषाम् अभि-જેમ મનુષ્ય સ્નેહરત્ પત્નીને સમગ્ર રીતે પ્રાપ્ત થાય છે. (૨)

१४२०. उत प्र पिप्य ऊधरघ्न्याया इन्दुर्धाराभिः सचते सुमेधाः।
मूर्धानं गावः पयसा चमूष्वभि श्रीणन्ति वसुभिर्न निक्तैः॥३॥

પદાર્થ : इन्दुः-આનંદરસપૂર્ણ પરમાત્મા सुमेधाः-શોભન-મેધાવી-સર્વજ્ઞ उत्-अघ्न्यायाः ऊधः प्रपिप्य-જેમ ગાયનું આઉ = દૂધસ્થાન દૂધથી ભરાઈ જાય છે, તેમ धाराभिः-सचते-સ્તુતિ વાણીઓથી સમવેત બને છે. સંજ્ઞાત અર્થાત્ પ્રસિદ્ધ-સાક્ષાત્ થાય છે. गावः-સ્તુતિ વાણીઓ मूर्धानम्-શિરોધાર્ય સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્માને पयसा-અન્તર્હિત ભાવ-અનુરાગથી चमूषु-અન્તઃકરણ અવયવો-મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર રૂપ પાત્રોમાં अभि-श्रीणन्ति-આશ્રય આપી દે છે. वसुभिः-निक्तैः-न-જેમ શુદ્ધ વાસ આપનાર વસ્ત્રાદિથી વાસિત આશ્રિત કરે છે-આશ્રય આપી દે છે. (૩)

## સૂક્ત-3

१४२१. पिबा सुतस्य रसिनो मत्स्वा न इन्द्र गोमतः।
आपिर्नो बोधि सधमाद्ये वृधे३ऽस्माँ अवन्तु ते धियः॥१॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૩૯

१४२२. भूयाम ते सुमतौ वाजिनो वयं मा न स्तरभिमातये ।
अस्मां चित्राभिरवतादभिष्टिभिरा नः सुम्नेषु यामय ॥ २ ॥

પદાર્થ : वयं वाजिनः-હે ઈન્દ્ર-પરમાત્મન્ ! અમે અર્ચનાવાળા-સ્તુતિવાળા સ્તુતિ સમર્પિત કરનારા ઉપાસકો ते सुमतौ भूयाम-તારી કલ્યાણકારી મતિ-શિક્ષામાં થઈને-રહીને अभिमातये नः-मा स्तः-પાપને માટે પાપ કરવા માટે અમને પ્રેરિત કરતો નહિ, પરંતુ चित्राभिः-अभिष्टिभिः-અદ્ભુત-અલૌકિક અભિવેષ્ટનાઓ રક્ષણ રીતિઓના દ્વારા अवात्-અમારી રક્ષા કર. પાપથી બચાવજે. यः सुम्नेषु-आयामय-શ્રેષ્ઠ સુખ સરળ સદાચરણોમાં સમગ્રરૂપમાં રહીને-લગાવીને-લગાવે છે. (૨)

## સૂક્ત-૪

१४२३. त्रिरस्मै सप्त धेनवो दुदुह्रिरे सत्यामाशिरं परमे व्योमनि।
चत्वार्यन्या भुवनानि निर्णिजे चारूणि चक्रे यदृतैरवर्धत॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૬૦

१४२४. स भक्षमाणो अमृतस्य चारुण उभे द्यावा काव्येना वि शश्रथे।
तेजिष्ठा अपो मंहना परि व्यत यदी देवस्य श्रवसा सदो विदुः॥ २ ॥

પદાર્થ : सः-તે चारुणः-अमृतस्य भक्षमाणः-શોભન પ્રકાશમાન અમૃત-મોક્ષાનંદનું સેવન કરવા ઈચ્છતાં સોમ-પરમાત્મા उभे द्यावा 'द्यावा पृथिवी'-બન્ને દ્યુલોક અને પૃથિવીલોક તેનું સ્વરૂપ અથવા જ્ઞાનને काव्येन-વેદત્રયી વિદ્યાત્રયીના દ્વારા विशश्रये-વિધૃત કરે છે-ખોલે છે. तेजिष्ठाः-अपः-અત્યંત તેજસ્વી આપ્ત ઉપાસક જનોને मंहना परिव्यत-પોતાની સુખપ્રદાન પ્રવૃત્તિથી પરિપ્રાપ્ત થાય છે. यदि देवस्य सदः श्रवसा विदुः-જો તે ઉપાસકજનો તારા પ્રકાશમાન પરમાત્માનાં સદન-હૃદયઘરમાં શ્રવણ દ્વારા જાણી લે. (૨)

१४२५. ते अस्य सन्तु केतवोऽमृत्यवोऽदाभ्यासो जनुषी उभे अनु।
येभिर्नृम्णा च देव्या च पुनत आदिद्राजानं मनना अगृभ्णत॥ ३ ॥

પદાર્થ : अस्य-એ સોમ-શાન્ત પરમાત્માના ते केतवः-તે પૂર્વોક્ત પ્રજ્ઞાવાન મુમુક્ષુ ઉપાસકો अमृत्यवः-अदाभ्यः सन्तु-મૃત્યુરહિત, અમર, અહિંસનીય બની જાય उभे जनुषी अनु-બન્ને જન્મ-પ્રાદુર્ભાવ-

સંસારમાં આવવું આવીને 'અદાભ્ય' અહિંસનીય ફરી મોક્ષમાં જઈને 'અમૃત્યુ' મૃત્યુરહિત-અમર બની જાય છે. येभिः-જે લક્ષ્ય કરીને અર્થાત્ જેના માટે नृम्णा च देव्या च-સંસારમાં અન્ન આદિ ભોગ અને મોક્ષમાં 'દેવ્યા' દેવો-મુક્તોને યોગ્ય મોહ-આનંદ આદિ पुनते-પ્રાપ્ત કરાવે છે. आत्-इत्-ત્યાર પછી જ मननाः-राजानम्-अगृभ्णत-અર્ચના સ્તુતિ કરનારા ઉપાસકો પ્રકાશમાન પરમાત્માને પોતાના આત્મામાં ગ્રહણ કરે છે. (૩)

## ખંડ-૬

### સૂક્ત-૧

**१४२६. अभि वायुं वीत्यर्षा गृणानोऽ३भि मित्रावरुणा पूयमानः ।**
**अभी नरं धीजवनं रथेष्ठामभीन्द्रं वृषणं वज्रबाहुम् ॥ १ ॥**

પદાર્થ : गृणानः पूयमानः-હે સોમ-શાંત સ્વરૂપ પરમાત્મન્ ! તું સ્તૂયમાન-સ્તુતિમાં આવીને સાથે જ અધ્યેષ્યમાણ-પ્રેરિત આકર્ષિત કરીને वीती-વ્યાપ્તિ અથવા કામપૂર્તિને માટે वायुम्-अभि-अर्ष-ગતિશીલ મનને અભિપ્રાપ્ત થા-પહોંચીને મનન કરતો રહે. मित्रावरुणा-अभि-પ્રાણ અપાનોને અભિગત થા-પહોંચ તે શ્રેષ્ઠ ગતિ કરતા રહે. धीजवनं नरम्-अभि-બુદ્ધિ દ્વારા પોતાના વિષયમાં ગતિ કરનારા નેત્ર આદિ જ્ઞાનેન્દ્રિય ગ્રામ સમૂહને અભિપ્રાપ્ત થા-પહોંચ જેથી ઉચિત વિષયમાં ગમન કરે. रथेष्ठाम्-वृषणं वज्रबाहुम्-इन्द्रम्-अभि-શરીરરથમાં સ્થિત અંગોમાં શક્તિવર્ષક, ઓજરૂપ બળ વીર્ય જેના છે, એવા આત્માને અભિગત-પહોંચ પ્રાપ્ત થા, જેથી તારામાં રહ્યા કરે. (૧)

**१४२७. अभि वस्त्रा सुवसनान्यर्षाभि धेनूः सुदुघाः पूयमानः ।**
**अभि चन्द्रा भर्त्तवे नो हिरण्याभ्यश्वान् रथिनो देव सोम ॥ २ ॥**

પદાર્થ : देव सोम-હે પ્રકાશમાન સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું पूयमानः-અધ્યેષ્યમાણ-પ્રેરિત-આકર્ષિત થઈને नः-भर्तवे-અમને ભરણ કરવા માટે सुवसनानि वस्त्रा-अभि-अर्ष-જે શોભનવસન આચ્છાદન યોગ્ય વસ્ત્રોને અભિગત થા-વસ્ત્રોને વ્યસન રૂપમાં ન આપ-વર્તીએ પરંતુ તારો પ્રસાદ છે, એવી દ્રષ્ટિથી વર્તીએ. सुदुघाः-धेनूः-अभि-ઉત્તમ દૂઝણી ગાયોમાં અભિગત-પ્રાપ્ત થા તેને પણ તારો ઉપહાર માનીએ. चन्द्रा हिरण्या-अभि-આહ્‌લાદકારક સુવર્ણ આદિ ધનોને પણ અભિપ્રાપ્ત થા-તેને માત્ર આભૂષણ ન માનીએ પરંતુ તેમાં તારી ઝાંખી પ્રતીત કરીએ. रथिनः अश्वान्-अभि-રથવાન્ ઘોડાઓ ને પણ તારો પ્રસાદ માનીએ. (૨)

**१४२८. अभी नो अर्ष दिव्या वसून्यभि विश्वा पार्थिवा पूयमानः ।**

अभि येन द्रविणमश्नवामाभ्यार्षेयं जमदग्निवन्नः ॥ ३ ॥

પદાર્થ : पूयमानः-હે સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું અધ્યેષ્યમાણ થઈને-આકર્ષિત થઈને नः-અમને दिव्या वसूनि-अभि-अर्ष-દિવ્ય આકાશથી પ્રાપ્ત થનારા વાસ સાધનો-વૃષ્ટિ, જ્યોતિ, અવશ્યાય-ઝાકળ, રાત્રિ અને વાયુને અભિગત થા-પ્રાપ્ત થા, તેનું સેવન કરતાં અમે તારું સ્મરણ કરીએ. येन 'यद्' द्रविणम्-अश्नवाम्-अभि-જે ધનને અમે ભોગવીએ તેને તું અભિગત થા-પ્રાપ્ત થા, એ ભોગની સાથે તારો ધન્યવાદ કરીએ. आर्षेयं जमदग्निवत्-अभि-ઋષિઓથી શ્રુતજ્ઞાન નેત્રવાળા નેત્રદ્રષ્ટ સાક્ષાત્ છે, તેને અભિગત-પ્રાપ્ત થા, તેથી તારું મનન કરીએ. (૩)

## સૂક્ત-3

१४२९. यज्जायथा अपूर्व्य मघवन् वृत्रहत्याय ।
तत्पृथिवीमप्रथयस्तदस्तभ्ना उतो दिवम् ॥ १ ॥

પદાર્થ : अपूर्व्य मघवन्-હે અપૂર્વ ગુણ સંપન્ન મૌક્ષૈશ્વર્યવાન પરમાત્મન્ ! वृत्रहत्याय-આત્માને પ્રથમથી આવૃત કરનારા અજ્ઞાન અંધકારને નષ્ટ કરવા માટે यत् 'यद्'-जायथाः-જ્યારે તું સૃષ્ટિ રચનાની ભાવનાથી પ્રસિદ્ધ-પ્રકટ થાય છે, तत् 'तद्'-ત્યારે पृथिवीम्-अप्रथयः-તેને માટે શરીરને પ્રથિત-વિસ્તૃત કરે છે-નાડી તંતુઓ, માંસ, અસ્થિઓથી વિસ્તૃત કરે છે-કર્મ કરવા માટે उत-उ-અને પછી उत्-दिवम्-अस्तभ्नाः-ત્યારે અમૃતધામ મોક્ષને મોક્ષ પ્રાપ્ત કરાવવા માટે સંભાળે છે. (૧)

१४३०. तत्ते यज्ञो अजायत तदर्क उत हस्कृतिः ।
तद्विश्वमभिभूरसि यज्जातं यच्च जन्त्वम् ॥ २ ॥

પદાર્થ : तत् 'तद्' ते-હે પરમાત્મન્ ! ત્યારે તારા यज्ञः-अजायत्-ઉપાસક ઋષિઓ દ્વારા અધ્યાત્મયજ્ઞ પ્રસિદ્ધ થઈ જાય છે, तत् 'तद्' अर्कः-તે સમયે અધ્યાત્મયજ્ઞ માટે મંત્ર મંત્રમય-વેદ પ્રસિદ્ધ થાય છે. उत हस्कृतिः-અને ઉપાસકોની હાસ-હર્ષક્રિયા-પ્રસન્નતા પણ વ્યક્ત થઈ જાય છે. यत्-जातं यत्-च जन्वम्-જે ઉત્પન્ન-પ્રત્યક્ષ થયેલ જગત સુખ અને ઉત્પન્ન થનાર પરોક્ષ આનંદ तत्-विश्वमः-તે સર્વને अभिभूः-असि-અભિભૂત કરેલ છે-સ્વાધીન રાખે છે. (૨)

१४३१. आमासु पक्वमैरय आ सूर्यं रोहयो दिवि ।
घर्मं न सामं तपता सुवृक्ति भिर्जुष्टं गिर्वणसे बृहत् ॥ ३ ॥

પદાર્થ : आमासु-पक्वम्-ऐरय-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું અપક્વ-સાધારણ ઉપાસક પ્રજાઓમાં પરિપક્વ-ઉપાસનામાં સુસંપન્ન ઉપાસક મુમુક્ષુને ઊંચે પ્રેરિત કર आ, सूर्यं रोहयः-दिवि-જેમ સૂર્યને ઊંચા આકાશમાં ચઢાવ્યો છે धर्मं न सामन् तपत-તથા હે અપક્વ ઉપાસક પ્રજાઓ ! તમે પોતાને 'સામ'માં ઉપાસનામાં એવા તપાવો, જેમ પ્રકાશ લઈને યજ્ઞને તપાવીએ છીએ-પ્રજ્વલિત કરીએ છીએ. सुवृक्तिभिः-શોભન સ્તુતિઓથી बृहत्-'ब्रहन्तं' दुष्टं गिर्वणसे-મહાન સેવનીય અથવા પ્રીતિપાત્ર સ્તુતિ વાણીઓથી શ્રેષ્ઠ ઈન્દ્ર-પરમાત્માને સ્તુત કરો-સાક્ષાત્ કરો. (૩)

## સૂક્ત-૪

**१४३२. मत्स्यपायि ते महः पात्रस्येव हरिवो मत्सरो मदः।**
**वृषा ते वृष्ण इन्दुर्वाजी सहस्रसातमः ॥ १ ॥**

પદાર્થ : हरिवः-હે દુઃખહર્તા, સુખદાતા, જ્યોતિ અને શાન્તિથી યુક્ત પરમાત્મન્ ! ते महः पात्रस्य-इव-अपामि-તારા માટે જે મહાન પાત્ર જેટલો ઉપાસનારસ છે તેને તેં પીધો-સ્વીકાર કર્યો, તેથી मत्सि-તું અમારા પર હર્ષિત-આનંદિત થઈ રહ્યો છે-પ્રસન્ન થઈ રહ્યો છે. मत्सरः-मदः-એ ઉપાસનારસ હર્ષપ્રદ-પ્રસન્નતાકારક છે. ते वृष्णे-તારા સુખવર્ષકને માટે वृषा-इन्दुः-वाजी-વર્ષણશીલ આપ્ત ઉપાસનારસ બળવાન सहस्रसातमः-અમારો બહુ જ સુખ સંભાગી છે. (૧)

**१४३३. आ नस्ते गन्तु मत्सरो वृषा मदो वरेण्यः ।**
**सहावाँ इन्द्र सानसिः पृतनाषाडमर्त्यः ॥ २ ॥**

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! नः-અમારો वृषा मदः-वरेण्यः-मत्सरः વર્ષણશીલ નિરંતર ચાલનારો સૃષ્ટિ નિમિત્તક સ્વીકાર કરવા યોગ્ય સોમ-ઉપાસનારસ ते-તે તારા માટે-તારી તરફ आगन्तु-આવી રહ્યો છે, તું તેનો સ્વીકાર કર, सहावान्-તું 'સહસ્વાન્' બળવાન सानसिः-સુખ સંભાજક-સુખદાતા पृतनाषाट्-કામ આદિ વિરોધી દોષોનો તિરસ્કારકર્તા अमर्त्यः-અમર અવિનાશી એકરસ છે. (૨)

**१४३४. त्वं हि शूरः सनिता चोदयो मनुषो रथम् ।**
**सहावान् दस्युमव्रतमोषः पात्रं न शोचिषा ॥ ३ ॥**

પદાર્થ : त्वं हि शूरः-હે ઈન્દ્ર-પરમાત્મન્ ! તું જ પરાક્રમી-શૂરવીર સર્વપર અધિકારકર્તા, सनिता-સુખ સંભાજક-સુખદાતા मनुषः-रथं चोदयः-મનનશીલ ઉપાસકનો રથ-દેવરથ-અર્થાત્ મનન ધર્મનો રથ-દેવરથ-તારા-દેવની તરફ ચાલનારા રથ અધ્યાત્મયજ્ઞને પ્રેરિત કર. सहावान् सहस्वान्-બળવાન अव्रतं दस्युम्-ओषः-વ્રતરહિત-સદાચરણ કર્મરહિત-બીજાઓને ક્ષયકર્તાને બાળી નાખે છે, पात्रं न शोचिषा-

જેમ અગ્નિ ખાલી વાસણને દગ્ધ કરી દે છે. બાળી નાખે છે. (૩)

इति द्वादशोऽध्यायः, षष्ठप्रपाठकस्य द्वितीयोऽर्धः ॥

★ ★ ★

# अथ त्रयोदशोऽध्यायः

## षष्ठप्रपाठकस्य तृतीयोऽर्धः

### ખંડ-૧

### સૂક્ત-૧

**१४३५. पवस्व वृष्टिमा सु नोऽपामूर्मिं दिवस्परि। अयक्ष्मा बृहतीरिषः॥ १॥**

પદાર્થ : नः-હે સોમ-પરમાત્મન્ ! તું અમારા-ઉપાસકોને માટે वृष्टिम्-आपवस्व-સુખ વૃષ્ટિને લઈ આવ-સમગ્રરૂપથી પ્રાપ્ત કરાવ. अपाम्-ऊर्मिंदिवस्परि-सु-અમારા-મુમુક્ષુજનોનાં સ્તુતિ તરંગોને અમૃતધામમાં પહોંચાડ, આ રીતે बृहतीः-इषः-શ્રેષ્ઠ કામનાઓ-ઈચ્છનીય વસ્તુઓ अयक्ष्माः-રોગથી-ક્ષયથી રહિત બને. (૧)

**१४३६. तया पवस्व धारया यया गाव इहागमन्। जन्यास उप नो गृहम्॥ २॥**

પદાર્થ : तया धारया पवस्व-હે પરમાત્મન્ ! તું પોતાની ધારણા શક્તિથી પ્રાપ્ત થા, यया गावः-इह-आगमन्-જેથી તારી વાણીઓ-વેદવાણીઓ અહીં અન્તઃકરણમાં આવી જાય-સાત્મ્ય બની જાય. जन्यासः-नः-गृहम्-उप-એ વાણીઓથી જન્ય-ઉત્પન્ન સુખલાભ હૃદયને પ્રાપ્ત થાય.

**१४३७. घृतं पवस्व धारया यज्ञेषु देववीतमः। अस्मभ्यं वृष्टिमा पव॥ ३॥**

પદાર્થ : देववीतम्-હે સોમ-પરમાત્મન્ ! તું મુમુક્ષુજનોને અત્યંત ઈચ્છનીય બનીને, તેના यज्ञेषु-અધ્યાત્મયજ્ઞોમાં धारया घृतं पवस्व-પોતાની ધારણશક્તિથી તેજને પ્રેરિત કર. अस्मभ्यं वृष्टिम्-आपव-અમારા માટે-ઉપાસકોને માટે સુખવૃષ્ટિને વરસાવ. (૩)

**१४३८. स न ऊर्जे व्या३व्ययं पवित्रं धाव धारया। देवासः शृणवन्हिकम्॥ ४॥**

પદાર્થ : सः-તે તું સોમ-પરમાત્મન્ ! नः-ऊर्जे-અમારા આનંદરસને માટે अव्ययं पवित्रं धारया विधाव-અવિ = પૃથિવી-પૃથિવીમય પાર્થિવ હૃદય-પ્રાપ્તિસ્થાનના પ્રત્યે ધારણશક્તિથી વિશેષરૂપથી પ્રાપ્ત થા. देवासः-हि कम्-श्रृण्वन्-ઈન્દ્રિયો પણ તારા સુખનો અનુભવ કરે અર્થાત્ સ્વીકાર કરે-અપનાવે. (૪)

**१४३९. पवमानो असिष्यदद्रक्षांस्यपजङ्घनत्। प्रत्नवद्रोचयन् रुचः॥ ५॥**

પદાર્થ : पवमानः-ધારારૂપમાં પ્રાપ્ત થનાર પરમાત્મા रक्षांसि अपजङ्घनत्-જેનાથી રક્ષા કરવી જોઈએ એવા દુર્ગુણો, પાપોને નષ્ટ કરીને प्रत्नवत् 'प्रत्नवती' रुचः-रोचयन्-પરંપરાથી ચાલી આવતી દીપ્તિઓ-જ્ઞાનજ્યોતિઓને પ્રકાશિત કરીને असिष्यदत्-પ્રાપ્ત થાય છે. (૫)

## સૂક્ત-૨

**१४४०. प्रत्यस्मै पिपीषते विश्वानि विदुषे भर ।
अरङ्गमाय जग्मयेऽपश्चादध्वने नरः ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૩૫૨

**१४४१. एमेनं प्रत्येतन सोमेभिः सोमपातमम् ।
अमत्रेभिर्ऋजीषिणमिन्द्रं सुतेभिरिन्दुभिः ॥ २ ॥**

પદાર્થ : ईम्-एनं सोमपातमम्-હે ઉપાસકો ! તમે અવશ્ય એ ઉપાસનારસનું પાન કરનાર-સ્વીકાર કરનાર ऋजीषिणम्-इन्द्रम्-અધ્યાત્મયજ્ઞમાં અતિરિક્ત પ્રવૃદ્ધ ઉપાસકવાળા પરમાત્માને सुतेभिः-अमत्रेभिः-इन्दुभिः सोमेभिः-સંપન્ન થયેલ અમાપ-અત્યધિક પ્રકાશમાન ઉપાસનારસો દ્વારા आप्रत्येतन-સમગ્રરૂપથી પ્રાપ્ત થાઓ. (૨)

**१४४२. यदी सुतेभिरिन्दुभिः सोमेभिः प्रतिभूषथ ।
वेदा विश्वस्य मेधिरो धृषत्तन्तमिदेषते ॥ ३ ॥**

પદાર્થ : यदी-હે ઉપાસકો ! જો सुतेभिः-इन्दुभिः सोमेभिः-નિષ્પન્ન પ્રકાશમાન ઉપાસનારસોથી प्रति भूषथ-ઈન્દ્ર-પરમાત્માને તમે પ્રતિપ્રાપ્ત થઈ જાઓ, ત્યારે मेधिरः-धृषत्-પ્રશસ્ત મેધાવાળા અજ્ઞાનનાશક પરમાત્મા विश्वस्य वेद-સમસ્ત ઈચ્છનીયને જાણે છે तं तम्-इत्-एषते-તેને પ્રાપ્ત કરાવે છે. (૩)

**१४४३. अस्माअस्मा इदन्धसोऽध्वर्यो प्र भरा सुतम् ।
कुवित्समस्य जेन्यस्य शर्धतोऽभिशस्तेरवस्वरत् ॥ ४ ॥**

પદાર્થ : अध्वर्यो-હે અધ્યાત્મયજ્ઞના યાજક ઉપાસકજન ! તું अस्मै-अस्मै-इत्-એ જ એ ઈન્દ્ર-પરમાત્માને માટે सुतम्-अन्धसः-'अन्धः'-નિષ્પન્ન આધ્યાનીય-ઉપાસનારસને प्रभर-પ્રભરિત કર-સમર્પિત કર. समस्य-जेन्यस्य शर्धतः-अभिशस्तेः-સમસ્ત જીતવા યોગ્ય-નાશ કરવા યોગ્ય ઉત્સાહ કરીને-ઊઠીને ઊભરીને અભિશંસન-દબાવનાર સતાવનાર કામ આદિ દોષોને कुवित्-अवस्वरत्-બહુજ દબાવી દે છે-નાશ કરે છે. (૪)

## ખંડ-૨

## સૂક્ત-૧

**१४४४. बभ्रवे नु स्वतवसेऽरुणाय दिविस्पृशे। सोमाय गाथमर्चत॥ १॥**

પદાર્થ : बभ्रवे-હે ઉપાસકો ! તમે ભરણ-પોષણ કરનાર, स्वतवसे-સ્વયં બળવાળા, अरुणाय-તેજસ્વી, दिविस्पृशे-મોક્ષધામમાં પ્રાપ્તિવાળા सोमाय-શાન્ત સ્વરૂપ પરમાત્માને માટે गाथम्-अर्चत-સ્તુતિ સમૂહને અર્ચિત કરો-ભેટ કરો. (૧)

**१४४५. हस्तच्युतेभिरद्रिभिः सुतं सोमं पुनीतन। मधावा धावता मधु॥ २॥**

પદાર્થ : हस्तच्युतैः-अद्रिभिः-હે ઉપાસકો ! તમે હાથથી રહિત, અદીર્ણ, અનશ્વર ફળવાળા કર્મો-યોગાભ્યાસો-દ્વારા सुतं सोमम्-નિષ્પાદિત પરમાત્માનો पुनीतन-સાક્ષાત્ કરો. मधौ मधु-आधावत-મધુ-પોતાનાં જ્ઞાનવાન ચેતન સ્વરૂપ આત્મામાં મહામધુર-મધુરરૂપ પરમાત્માને સમગ્રરૂપથી પ્રાપ્ત કરો. (૨)

**१४४६. नमसेदुप सीदत दध्नेदभि श्रीणीतन। इन्दुमिन्द्रे दधातन॥ ३॥**

પદાર્થ : नमसा-इत्-નમ્ર સ્તુતિ દ્વારા उपसीदत-પરમાત્માને સમીપ-સાક્ષાત્ કરો. दध्ना-इत्-श्रीणीतन-ધ્યાન દ્વારા તેને પરિપકવ કરો-સિદ્ધ કરો-અભ્યસ્ત કરો. इन्दुम्-इन्द्रे-दधातन-પ્રકાશ સ્વરૂપ અથવા આનંદપૂર્ણ પરમાત્માને પોતાના આત્મામાં ધારણ કરો. (૩)

**१४४७. अमित्रहा विचर्षणिः पवस्व सोम शं गवे। देवेभ्यो अनुकामकृत्॥ ४॥**

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું अमित्रहा-જે તારો મિત્ર નથી, તારાથી સ્નેહ કરતો નથી તે નાસ્તિકભાવનો તું હનનકર્તા છે. विचर्षणिः-વિશેષ દ્રષ્ટા-આસ્તિક નાસ્તિકનો જ્ઞાતા છે, તેથી गवे शम्-સ્તુતિકર્તાને માટે કલ્યાણકારી છે. देवेभ्यः-अनुकामकृत्-મુમુક્ષુજનોને માટે અનુકૂળ કામના-પૂરક છે. (૪)

**१४४८. इन्द्राय सोम पातवे मदाय परि षिच्यसे। मनश्चिन्मनसस्पतिः॥ ५॥**

પદાર્થ : सोम-હે શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું इन्द्राय पातवे मदाय-આત્માને પાન-સેવન કરવા માટે, તેના હર્ષને માટે परिषिच्यसे-સ્તુતિઓ દ્વારા પરિષિક્ત કરવામાં આવે છે-રિઝાવવામાં આવે છે, मनश्चित्-તું મનનો, મનોવૃત્તિનો જ્ઞાતા અને मनसस्पतिः-મનનો પાલક છે. (૫)

**१४४९. पवमान सुवीर्यं रयिं सोम रिरीहि णः। इन्दविन्द्रेण नो युजा॥ ६॥**

પદાર્થ : પવમાન સોમ-હે ધારારૂપમાં પ્રાપ્ત થનાર શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું સુવીર્યં રયિં નઃ-રિરીહ-શોભન બળવાળા જ્ઞાન-ધન અમને આપ-પ્રદાન કર. નઃ-इन्दो-હે અમારા આનંદરસ પૂર્ણ ઈષ્ટદેવ युजा-इन्द्रेण-યુક્ત થનાર મારા-ઉપાસક આત્માની સાથે યુક્ત થા-સંગતિ કર. (૬)

## સૂક્ત-૨

**१४५०. उद् घेदभि श्रुतामघं वृषभं नर्यापसम्। अस्तारमेषि सूर्य॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૨૫

**१४५१. नव यो नवतिं पुरो बिभेद बाह्वोजसा। अहिं च वृत्रहावधीत्॥ २॥**

**१४५२. स न इन्द्रः शिवः सखाश्वावद्गोमद्यवमत्। उरुधारेव दोहते॥ ३॥**

આ બન્ને મંત્રોની એકવાક્યતા છે.

પદાર્થ : बाह्वोजसा-જે ઈન્દ્ર-ઐશ્વર્યવાન પરમાત્મા અનિષ્ટબાધક બળથી ઉપાસકને नव नवतिं 'नवतीः' पुरः-નવ ગતિઓ-મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર અને પાંચ જ્ઞાનેન્દ્રિયોની પ્રવૃત્તિઓ-જે આત્માને પૂરનારી-ઘેરનારી છે. તેને बिभेद-છિન્ન-ભિન્ન કરી નાખે છે. वृत्रहा-પાપનાશક પરમાત્મા अहिं च-अवधीत्-આત્માનાં અમરત્વને આઘાત પહોંચાડનાર મૃત્યુને અથવા આગળ થનારા જન્મને નષ્ટ કરી દે છે. सः-इन्द्रः-તે ઐશ્વર્યવાન પરમાત્મા પુનઃ नः-અમારો शिवः-કલ્યાણકારી सखा-મિત્ર-સાથી બનીને अश्वावत्-ઘોડાવાળા વિહરણને गोमत्-ગાયવાળું પેય यवमत्-અન્નવાળા ભક્ષ્ય ભોગોને જો અમે ઈચ્છીએ તો उरुधारा-इव दोहते-બહુજ દૂધધારાવાળી ગાયને દોહે છે-આપે છે. (૨-૩)

## ખંડ-૩

## સૂક્ત-૧

**१४५३. विभ्राड् बृहत् पिबतु सोम्यं मध्वायुर्दधद्यज्ञपतावविह्रुतम्।**
**वातजूतो यो अभिरक्षति त्मना प्रजाः पिपर्ति बहुधा वि राजति॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૬૨૮

**१४५४. विभ्राड् बृहत्सुभृतं वाजसातमं धर्मं दिवो धरुणे सत्यमर्पितम्।**
**अमित्रहा वृत्रहा दस्युहन्तमं ज्योतिर्जज्ञे असुरहा सपत्नहा॥ २॥**

પદાર્થ : विभ्राट्-વિશેષ દીપ્ત बृहत् મહાન सुभृतम्-સર્વમાં સરળતાથી રાખેલ वाजसातमम्-બળનો અત્યંત દાતા, दिवः-धरुणे धर्मन्-મોક્ષધામના ધારક મુમુક્ષુ દ્વારા ધારણ કરવા યોગ્ય, सत्यम्-સત્યસ્વરૂપ अर्पितम्-પ્રાપ્ત-સ્થિત પરમજ્યોતિ છે. अमित्रहा-ચેતનત્વ વિરોધી-જડત્વનો નાશક, वृत्रहा-પાપનાશક, दस्युहन्तमम्-ક્ષયકારક, અજ્ઞાનનો અત્યંત નાશક, असूरहा-સ્વાર્થભાવ વિઘાતક, सपत्नहा-વેરનાશક, ज्योतिः-પરમ જ્યોતિ ઉપાસકનું પાલન કરનાર છે. (૨)

१४५५. इदं श्रेष्ठं ज्योतिषां ज्योतिरुत्तमं विश्वजिद्धनजिदुच्यते बृहत्।
विश्वभ्राड् भ्राजो महि सूर्यो दृश उरु पप्रथे सह ओजो अच्युतम्॥ ३ ॥

પદાર્થ : इदं-श्रेष्ठम्-એ શ્રેષ્ઠ ज्योतिषां ज्योतिः श्रेष्ठतम्-उत्तमम्-જ્યોતિનો ઉત્તમ જ્યોતિ સ્વરૂપ बृहत्-विश्वजित्-उच्यते-મહાન વિશ્વપર અધિકાર રાખનાર, ધન-ભોગ્ય વસ્તુઓ પર અધિકાર રાખનાર કહેવામાં આવે છે. विश्वभ्राट्-વિશ્વપ્રકાશ महिभ्राजः-મહાન પ્રકાશમાન सूर्यः-સૂર્ય-પરમાત્મા दशे-દર્શનને માટે उरु पप्रथे-જગતને વિસ્તૃત કરે છે-ફેલાવે છે. अच्युतं सहः-ओजः-અનશ્વર બળરૂપ અને તેજોરૂપ છે. (૩)

## સૂક્ત-૨

१४५६. इन्द्र क्रतुं न आ भर पिता पुत्रेभ्यो यथा ।
शिक्षा णो अस्मिन् पूरुहूत यामनि जीवा ज्योतिरशीमहि ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૫૯

१४५७. मा नो अज्ञाता वृजना दुराध्यो३ माशिवासोऽव क्रमुः ।
त्वया वयं प्रवतः शश्वतीरपोऽति शूर तरामसि ॥ २ ॥

પદાર્થ : शूर-હે પરાક્રમશીલ પરમાત્મન્ ! अज्ञाताः-वृजनाः-दुराध्यः-અજ્ઞાત, પ્રાણવર્જક, દોષ દુષ્ટજન તથા દુર્વિચાર, અહિતચિંતન, ચોર, શત્રુજન અથવા 'વ્રજનાઃ-દુરાધ્યઃ'-બળવાન વિચાર અથવા ચોર, શત્રુજન नः-मा अवक्रमुः-અમને દબાવે નહિ. अशिवासः-मा-પાપ-પાપીજન પણ દબાવે નહિ. त्वया-તારી સાથે-તારી સહાયતાથી वयं प्रवतः शाश्वतीः-अपः-અમે રક્ષણ પ્રાપ્ત કરેલાં અથવા પ્રવણ થયેલી ગંભીર સનાતન ચાલી આવેલી કામનાઓ-વાસનાઓને અથવા પ્રવતઃ-શશ્વતીરપ-સંવત્સર-વર્ષ-જીવનના વર્ષોને अतितरामसि-પાર કરીએ. (૨)

## સૂક્ત-3

१४५८. अद्याद्या श्वःश्व इन्द्र त्रास्व परे च नः ।
विश्वा च नो जरितृन्त्सत्पते अहा दिवा नक्तं च रक्षिषः॥ १ ॥

પદાર્થ : सत्पते इन्द्र-હે સજ્જનોના પાલક ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું अद्य-अद्य આજ દિવસે-પ્રત્યેક આજ દિવસે श्वः श्वः-આવતી કાલે-પ્રતિ આગામી કાલ દિવસે परं च-અને તેનાથી આગળના પરશ્વ-આગામી પરમ દિવસે नः-त्रासव-અમારી રક્ષા કર તથા विश्वा-अहा-બધા દિવસોમાં-ક્ષણે ક્ષણે दिवा नक्तं च-દિવસ અને રાત नः-जरितृन्-रक्षिषः-અમારી સ્તોતાઓની-ઉપાસકોની રક્ષા કર-કરે છે. (૧)

१४५९. प्रभङ्गी शूरो मघवा तुवीमघः सम्मिश्लो वीर्याय कम्।
उभा ते बाहू वृषणा शतक्रतो नि या वज्रं मिमिक्षतुः॥ २॥

પદાર્થ : शतक्रतो-હે અનેક કર્મ કરનાર પરમાત્મન્ ! वीर्याय-વીર્ય પ્રદર્શનને માટે-પ્રદર્શનમાં તું ઈન્દ્ર-પરમાત્મા प्रभङ्गी-દુઃખભંજક शूरः-કામ આદિ શત્રુઓનો હિંસક मघवा-અધ્યાત્મયજ્ઞના સ્વામી सम्मिश्लः कम्-સમાગમ યોગ્ય છે. ते बाहु-તારી બન્ને કર્મબળ અને જ્ઞાનબળ રૂપી ભુજાઓ સંસાર અને મોક્ષમાં वृषणा-ભોગ અને અમૃતને વરસાવનાર છે. या-જે તે वज्रं नि मिमिक्षतुः-ઓજનું ઉપાસકમાં સિંચન કરે છે. (૨)

## ખંડ-૪

## સૂક્ત-૧

१४६०. जनीयन्तो न्वग्रवः पुत्रीयन्त सुदानवः। सरस्वन्तं हवामहे॥ १ ॥

પદાર્થ : जनीयन्तः-અમારી ઉપાસક મુમુક્ષુજનોની શક્તિઓને ઈચ્છતાં જેનામાં મુમુક્ષુ બનીએ છીએ पुत्रीयन्तः-અધ્યાત્મવરોને ઈચ્છતા જે મુમુક્ષુઓને ઈચ્છિત બને છે. अग्रवः-આગળ વધારનારા सुदानवः-શ્રેષ્ઠદાન-આત્મદાન આત્મસમર્પણ કરનારા सरस्वन्तं हवामहे-વેદવાણીવાળા પરમાત્માને આમંત્રિત કરીએ છીએ. (૧)

## સૂક્ત-૨

१४६१. उत नः प्रिया प्रियासु सप्तस्वसा सुजुष्टा। सरस्वती स्तोम्या भूत्॥ १ ॥

પદાર્થ : उत-અને नः-અમારી प्रियासु-પ્રિયાઓમાં-પ્રિય ચર્ચાઓમાં પ્રિયા-પ્રિયચર્ચા सप्तस्वसा सुजुष्टा-પોતાના ગાયત્રી આદિ સાત છંદોમાં બેસનારી સુંદર સેવનીયા सरस्वती स्तोम्या भूत्-વેદવાણી

સ્તુતિ કરવા યોગ્ય છે.

## સૂક્ત-૩

**१४६२. तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि ।**
**धियो यो नः प्रचोदयात् ॥ १ ॥**

પદાર્થ : देवस्य सवितुः-પ્રકાશમાન તથા પ્રેરક બ્રહ્માત્મા મહાન આત્મા પરમાત્માનું तत्-वरेण्यं-भर्गः-તે વરણીય-વરણ કરવા યોગ્ય તેજ-જ્ઞાનમય તેજ સ્વરૂપને धीमहि-અમે ધ્યાન-ધારણ કરીએ એ આકાંક્ષા છે. यः-नः-धियः प्रचोदयात्-જે પ્રેરક પરમાત્મા અમારા મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર એ ચારેયને પોતાની તરફ પ્રેરિત કરે, અમારું મન તેનું મનન કરે, બુદ્ધિ તેનું વિવેચન કરે, ચિત્ત તેનું સ્મરણ કરે અને અહંકાર તેનું મમત્વ કરે-તેને અપનાવે. (૧)

## સૂક્ત-૪

**१४६३. सोमानां स्वरणं कृणुहि ब्रह्मणस्पते । कक्षीवन्तं य औशिजः ॥ २ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૩૯

## સૂક્ત-૫

**१४६४. अग्न आयूंषि पवस आ सुवोर्जमिषं च नः ।**
**आरे बाधस्व दुच्छुनाम् ॥ ३ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૬૨૭

## સૂક્ત-૬

**१४६५. ता नः शक्तं पार्थिवस्य महो रायो दिव्यस्य । महि वां क्षत्रं देवेषु ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૧૪૫

**१४६६. ऋतमृतेन सपन्तेषिरं दक्षमाशाते । अद्रुहा देवौ वर्धेते ॥ २ ॥**

પદાર્થ : ऋतम्-અમૃત-ન મરનાર ઉપાસક આત્માને ऋतेन-અમૃતરૂપ મોક્ષની સાથે सपन्ता-સમવેત કરીને 'મિત્ર' સંસારમાં કર્મભોગને માટે પ્રેરક, 'વરુણ' પોતાની તરફ અપવર્ગ મોક્ષ માટે વરણ કરવા યોગ્ય પરમાત્મા इषिरं दक्षम्-એષણીય ભોગોને તથા સમૃદ્ધ સુખ અર્થાત્ પ્રજ્ઞાન-પ્રકૃષ્ટજ્ઞાન-અનુભૂત થનાર મોક્ષને आशाते-પ્રાપ્ત કરાવે છે. देवौ-अद्रुहा वर्धेते-બન્ને ધર્મોવાળા પરમાત્મા દ્રોહરહિત પરંતુ

ઉપાસક આત્માની વૃદ્ધિ કરે છે-ઉન્નત કરે છે. (૨)

**१४६७. वृष्टिद्यावा रीत्यापेषस्पती दानुमत्याः। बृहन्तं गर्तमाशाते॥ ३॥**

પદાર્થ : **वृष्टिद्यावा**-આનંદવૃષ્ટિ 'દિવ'-મોક્ષધામમાં કરનાર **रीत्यापा**-શ્રવણથી આપ્તિ-પ્રાપ્તિવાળા-પૂર્તિ કરનાર **दानुमत्याः-इषः-पती**-દાનવાળી ઇચ્છાના સ્વામી-સુખદાન ઇચ્છાવાળા **बृहन्तं गर्तम्-आशाते**-મહાન રથ જે સ્તુતિથી પ્રાપ્ત થવા યોગ્ય છે, તે શ્રેષ્ઠ મોક્ષધામને પ્રાપ્ત કરાવનાર છે. (૩)

## સૂક્ત-૭

**१४६८. युञ्जन्ति ब्रध्नमरुषं चरन्तं परि तस्थुषः। रोचन्ते रोचना दिवि॥ १॥**

પદાર્થ : **अरुषम्**-આરોચન-સમગ્રરૂપથી પ્રકાશમાન **परिचरन्तम्**-પરિપ્રાપ્ત-વ્યાપક **ब्रध्नम्**-મહાન પરમાત્માને **तस्थुषः**-ઉપાસકજન **युञ्जन्ति**-યુક્ત થાય છે-તેની સાથે યોગને પ્રાપ્ત થાય છે, પુનઃ તે યોગી ઉપાસક **दिवि-रोचना रोचन्ते**-પ્રકાશાત્મક મોક્ષધામમાં અધ્યાત્મજ્ઞાન-પ્રકાશયુક્ત થઈને શોભાયમાન બને છે. (૧)

**१४६९. युञ्जन्त्यस्य काम्या हरी विपक्षसा रथे। शोणा धृष्णू नृवाहसा॥ २॥**

પદાર્થ : **अस्य**-એ ઇન્દ્ર-પરમાત્માના **रथे**-રમણીય-સુંદર સ્વરૂપમાં **विपक्षसा**-વિરુદ્ધ પક્ષીય **शोणा**-શુભ્ર **धृष्णू**-ધર્ષણશીલ-પાપ-અજ્ઞાનનાશક **काम्या**-ઇચ્છનીય **नृवाहसा**-મુમુક્ષુજનોના વહનારા **हरी**-સ્તુતિ અને ઉપાસનાને **युञ्जन्ति**-ઉપાસકજન યુક્ત કરે છે. (૨)

**१४७०. केतुं कृण्वन्नकेतवे पेशो मर्या अपेशसे। समुषद्भिरजायथाः॥ ३॥**

પદાર્થ : **मर्याः**-હે ઉપાસકજનો ! તે ઇન્દ્ર-પરમાત્મા **अकेतवे केतुं कृण्वन्**-પ્રજ્ઞાનરહિતને પ્રજ્ઞાનવાન બનાવવા માટે-પોતાનું સ્વરૂપ જ્ઞાન આપવા માટે, **अपेशसे पेशः**-સ્વદર્શનરહિતને સ્વદર્શન આપવા માટે, **उषद्भिः-समजायथाः**-અજ્ઞાન અને જડતાને બાળવા માટે, જ્ઞાનાનંદ રસમય ધર્મો ગુણોની સાથે ઉપાસકોની અંદર તેની સ્તુતિ અને ઉપાસનાથી દયાવાન બનીને સાક્ષાત્ થાય છે. (૩)

## ખંડ-૫

## સૂક્ત-૧

**१४७१. अयं सोम इन्द्र तुभ्यं सुन्वे तुभ्यं पवते त्वमस्य पाहि।**
**त्वं ह यं चकृषे त्वं ववृष इन्दुं मदाय युज्याय सोमम्॥ १॥**

પદાર્થ : इन्द्र-હે પરમાત્મન્ ! तुभ्यम्-તારા માટે अयं सोमः सुन्वे-આ ઉપાસનારસ તૈયાર કરવામાં આવે છે. तुभ्यं पवते-તારા માટે પ્રેરિત છે. अस्य 'इमम्' पाहि-તું એનું પાન કર-સ્વીકાર કર. त्वं ह यम् इन्दुं चकृषे-તું જે આર્દ્ર ઉપાસનારસનો સ્વીકાર કર્યા કરે છે. त्वं सोमं ववृषे-તું જે ઉપાસનારસનું વરણ કરે છે-ચાહે છે, તેને मदाय युज्याय-ઉપાસકને હર્ષિત-આનંદિત કરવા માટે અને તેની સહાય માટે 'પાહિ' પાન કર-સ્વીકાર કર. (૧)

## १४७२. स ईं रथो न भुरिषाडयोजि महः पुरूणि सातये वसूनि।
## आदीं विश्वा नहूष्याणि जाता स्वर्षाता वन ऊर्ध्वा नवन्त॥ २॥

પદાર્થ : सः-ई भुरिषाट्-महः-તે એ અનેકો-અસંખ્યોને સહવાને તેના પર અધિકાર કરનાર મહાન ઐશ્વર્યવાન પરમાત્મા रथः-न-अयोजि-રથની સમાન ઉપાસકો દ્વારા આશ્રય માટે યુક્ત કરવામાં આવે છે. पुरूणि वसूनि सातये-બહુજ વસાવનારા સાધનો ગુણોની પ્રાપ્તિ માટે आत् ईम्-ત્યાર પછી विश्वा नहुष्याणि जाता-સમસ્ત રાગ બંધનોને બાળી નાખનાર જીવન મુક્ત મનુષ્યોના વૈરાગ્ય, યોગાંગ, શમ, દમ આદિ કર્મ પ્રસિદ્ધ થયેલ-સંપન્ન થયેલ स्वर्षाता-'स्वर्षातानि'-સ્વ-મોક્ષને પ્રાપ્ત કરાવનારા वने-વનનીય-સેવનીય મોક્ષમાં ऊर्ध्वा नवन्ते-ઉપર-ઉત્કૃષ્ટ થઈને પ્રેરિત કરે છે. (૨)

## १४७३. शुष्मी शर्धो न मारुतं पवस्वानभिशस्ता दिव्या यथा विट्।
## आपो न मक्षू सुमतिर्भवा नः सहस्राप्साः पृतनाषाड् न यज्ञः॥ ३॥

પદાર્થ : शुष्मी-હે ઈન્દ્ર-ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું બળવાન मारुतं शर्धं-न पवस्व-જીવન મુક્તોનાં ચરિત્ર, યોગાભ્યાસ, વૈરાગ્ય, શમ, દમ આદિ બળોને પ્રાપ્ત કરાવ. यथा-अनभिशस्ता दिव्याविट्-જેમ આનંદિત સમસ્ત સદ્‌ગુણ સંપન્ન દિવ્ય જીવન મુક્ત બની જાય. आपः-न मक्षु सुमतिः-भव-તું જલોની સમાન તુરત જ અમારા માટે सहस्राप्साः-બહુજ ગુણરૂપવાળો पृतनाषाट्-न यज्ञः-અમારા-ઉપાસક મનુષ્યોનાં તૃપ્તિકર્તા યજનીય-સંગમનીય બન. (૩)

### સૂક્ત-૨

## १४७४. त्वमग्ने यज्ञानां होता विश्वेषां हितः। देवेभिर्मानुषे जने॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨

## १४७५. स नो मन्द्राभिरध्वरे जिह्वाभिर्यजा महः। आ देवान्वक्षि यक्षि च॥ २॥

પદાર્થ : सः-महः-તે તું જ્ઞાનપ્રકાશક મહાન પરમાત્મન્ ! नः अध्वरे-અમારા અધ્યાત્મયજ્ઞમાં मन्द्राभिः-जिह्वाभिः-यज-હર્ષ-આનંદદાયક સ્તુતિ વાણીઓના દ્વારા તેને નિમિત્ત બનાવીને અમારી સાથે

સંગત કર. देवान्-आवक्षि-અમારા-મુક્તોની તરફ સમગ્રરૂપથી લઈ જા; च-અને आ यक्षि-તેની સાથે સમગ્રરૂપથી સંગતિ કરાવ. (૨)

१४७६. वेत्था हि वेधो अध्वनः पथश्च देवाञ्जसा। अग्ने यज्ञेषु सुक्रतो॥ ३॥

પદાર્થ : सुक्रतो वेधः-હે સુકર્મવાળા ભોગ અને અપવર્ગ-મોક્ષના વિધાતા देव-अग्ने-પ્રકાશમાન જ્ઞાનપ્રકાશક પરમાત્મન્ ! તું यज्ञेषु-અધ્યાત્મયજ્ઞ પ્રસંગોમાં-કે अध्वनः-च-पथः-अञ्जसा वेत्थहि-વિસ્તૃત માર્ગો અને ચાલવા યોગ્ય કેડીઓને તત્ત્વતઃ ઠીક રીતે જ જાણે છે, તેથી અમારો-ઉપાસકોનો સહાયક બનીને ચલાવ, અમારો અગ્રણી થા, અમારી આગળ થા. (૩)

## સૂક્ત-3

१४७७. होता देवो अमर्त्यः पुरस्तादेति मायया। विदथानि प्रचोदयन्॥ १॥

પદાર્થ : अमर्त्यः-મરણધર્મરહિત होता-અમારા અધ્યાત્મયજ્ઞના સાધક देवः-પ્રકાશમાન विदथानि प्रचोदयन्-તે બન્ને-અધ્યાત્મ અનુભવોને પ્રેરિત કરતાં मायया-પ્રજ્ઞાશક્તિથી पुरस्तात्-एति-સામે આવે છે-પ્રત્યક્ષ થાય છે. (૧)

१४७८. वाजी वाजेषु धीयतेऽध्वरेषु प्र णीयते। विप्रो यज्ञस्य साधनः॥ २॥

પદાર્થ : वाजी-અમૃત અન્નભોગના સ્વામી પરમાત્મા वाजेषु-અમૃત અન્નભોગોને માટે धीयते-ધ્યાન કરવામાં આવે છે. अध्वरेषु प्रणीयते-તેથી અધ્યાત્મયજ્ઞ પ્રસંગોમાં લક્ષિત કરવામાં આવે છે विप्रः-यज्ञस्य साधनः-કારણ કે તે અધ્યાત્મયજ્ઞનું વિશેષ પૂરક સાધન છે. (૨)

१४७९. धिया चक्रे वरेण्यो भूतानां गर्भमा दधे। दक्षस्य पितरं तना॥ ३॥

પદાર્થ : वरेण्यः-અવશ્ય વરણીય-ઉપાસનીય પરમાત્મા धिया चक्रे-પ્રજ્ઞાન શક્તિથી ઉપાસકોના અધ્યાત્મયજ્ઞને 'સંચકે' સંસ્કૃત કરે છે-સાધે છે. भूतानां गर्भम्-आदधे-ઉપાસક દેવો-મુમુક્ષુઓ જીવન મુક્તોના સ્તવન અથવા યાચનીય મોક્ષને સમગ્રરૂપથી ધારણ કરે છે. दक्षस्य पितरं तन 'तनय' તે પ્રજ્ઞાનના પિતા-પાલક પરમાત્માને 'तनय श्रधत्स्व'-શ્રદ્ધાપૂર્વક ઉપાસિત કર. (૩)

## ખંડ-૬

## સૂક્ત-૧

१४८०. आ सुते सिञ्चत श्रियं रोदस्योरभिश्रियम्।
रसा दधीत वृषभम्॥ १॥

પદાર્થ : सुते श्रियम्-आसिञ्चत-હે ઉપાસકો ! પ્રસિદ્ધ પ્રકાશ સ્વરૂપ પરમાત્માને માટે શ્રી સોમ-ઉપાસનારસ સિંચો-અર્પિત કરો. रोदस्योः-श्रियम्-अभि-'દ્યાવા પૃથિવી' પ્રાણ અને ઉદાનને શ્વાસ અને ઉચ્છ્વાસને ઉપાસનારસ પ્રેરિત કરો શ્વાસ ઉચ્છ્વાસની સાથે ઉપાસના પ્રવાહ ચાલે. वृषभं रसादधीत-સુખવર્ષક પરમાત્માને સ્તુતિવાણી દ્વારા પોતાની અંદર ધારણ કરો. (૧)

**१४८१. ते जानत स्वमोक्यां३ सं वत्सासो न मातृभिः।**
**मिथो नसन्त जामिभिः ॥ २ ॥**

પદાર્થ : ते स्वम्-ओक्यं संजानत-તે ઉપાસકો પરમાત્માની સાથે પોતાના સમવેતવ્ય-સંગમનીય સ્થાન-મોક્ષને સમ્યક્ જાણે છે. वत्सासः न मातृभिः-જેમ વાછરડાઓ માતાઓની-ગાયોની સાથે પોત-પોતાનાં આશ્રયણીય સ્થાનને જાણે છે. जामिभिः-मिथः-नसन्त-પુનઃ ત્યાં મોક્ષમાં અતિરિક્ત-અન્ય મુક્તોની સાથે મળે છે. (૨)

**१४८२. उप स्त्रक्वेषु बप्सतः कृण्वते धरुणं दिवि ।**
**इन्द्रे अग्ना नमः स्वः ॥ ३ ॥**

પદાર્થ : वप्सतः स्त्रक्वेषु-उपकृण्वते-જે ઉપાસક ભોગ કરાવનાર-ભોગના સાધનો પ્રાણો-ઈન્દ્રિયોને ભોગમાં જ ન લગાવીને-ભોગ વસ્તુઓની અંદર પરમાત્માના સર્જન ગુણોને ઉપયુક્ત કરે છે-લગાવે છે, धरुणं दिवि-ધારણા સાધન મનને અમૃતધામ મોક્ષમાં ઉપયુક્ત કરે છે-લગાવે છે; તથા इन्द्रे 'इन्द्रम्' अग्ना-પોતાના આત્માને જ્ઞાનપ્રકાશસ્વરૂપ પરમાત્મામાં ઉપયુક્ત કરે છે-લગાવે છે नमः स्वः-તેઓને લોકમાં અન્નભોગ લાભ અને મોક્ષધામમાં અમૃતસુખ પ્રાપ્ત થાય છે. (૩)

## સૂક્ત-૨

**१४८३. तदिदास भुवनेषु ज्येष्ठं यतो जज्ञ उग्रस्त्वेषनृम्णः।**
**सद्यो जज्ञानो नि रिणाति शत्रूनन यं विश्वे मदन्त्यूमाः॥ १ ॥**

પદાર્થ : भुवनेषु-પૃથિવી આદિ લોકોમાં રહેલ तत् इत् ज्येष्ठम्-आस-તેજ જ્યેષ્ઠ બ્રહ્મ-બ્રહ્માત્મા પરમાત્મા હતાં – છે. यतः-કારણ કે તે उग्रः-તીક્ષ્ણ સ્વભાવવાળા, त्वेषनृम्णः-જ્ઞાનનૃમ્ણ-જ્ઞાન બળવાળા, सद्यः-जज्ञानः-ઉપાસકની અંદર તુરત સાક્ષાત્ થઈને शत्रून् निरिणाति-ઉપાસકોને પીડનાર પાપોને ક્ષીણ કરી દે છે. यम्-अनु विश्वे ऊमाः-मदन्ति-જે પરમાત્માને અનુસાર બની-અનુભવ કરીને સંપૂર્ણ રક્ષણીય ઉપાસક આનંદિત થાય છે. (૧)

१४८४. वावृधानः शवसा भूर्योजाः शत्रुर्दासाय भियसं दधाति ।
अव्यनच्च व्यनच्च सस्नि सं ते नवन्त प्रभृता मदेषु ॥ २ ॥

પદાર્થ : शवसा-वावृधानः-બળથી વર્ધમાન भूर्योजाः-બહુજ તેજસ્વી ઈન્દ્ર-ઐશ્વર્યવાન પરમાત્મા दासाय शत्रुः-ઉપક્ષયકારી પાપ-પાપીને માટે શત્રુ-શાતયિતા શમયિતા-નામક સમાપ્ત કરનાર બનતાં भियसे दधाति-ભય ધારણ કરે છે. अव्यनत्-च व्यनत्-च सास्नि-પરમાત્માના આનંદમાં સ્નાત-સ્નાન કરેલ અથવા તેની રક્ષામાં વેષ્ટિત-વીંટળાઈને ગમે તે અવિશેષ ગતિશીલ સામાન્ય ઉપાસક હોય અને વિશેષ ગતિશીલ ઉપાસક મુમુક્ષુ જીવન મુક્ત જન હોય, ते प्रभृताः-તે સાધારણ ઉપાસક અને વિશેષ ઉપાસક मदेषु संनवन्ते-હર્ષોને માટે-સમ્યક્ સ્તુતિ કરે છે અથવા હર્ષોમાં સંગત બની જાય છે-લીન થઈ જાય છે. (૨)

१४८५. त्वे क्रतुमपि वृञ्जन्ति विश्वे द्विर्यदेते त्रिर्भवन्त्यूमाः ।
स्वादोः स्वादीयः स्वादुना सृजा समदः सु मधु मधुनाभि योधीः ॥ ३ ॥

પદાર્થ : विश्वे-ऊमाः-હે પરમાત્મન્ ! તારા દ્વારા સંપૂર્ણ રક્ષણ પ્રાપ્ત કરેલ મુમુક્ષુ ઉપાસક क्रतुं त्वे वृञ्जन्ति-કર્મ અથવા પ્રજ્ઞાનને તારી અંદર લીન કરી દે છે.-ત્યાગ કરી દે છે-નિષ્કામ બની જાય છે. यत् एते द्विः-त्रिः-अपि भवन्ति-ચાહે તે એકાશ્રમી-બ્રહ્મચારી હોય અથવા તેથી દ્વિતીયાશ્રમી-ગૃહસ્થી પણ હોય અથવા તૃતીયાશ્રમી-વાનપ્રસ્થી પણ હોય, કારણ કે તું स्वादोः स्वादीयः-પોતાનાં મધુર સ્વરૂપથી સંયુક્ત કરીને अदः-मधु-તે પોતાનાં મધુર સ્વરૂપને मधुना सु-अभि योधीः-મારી સાથે-ઉપાસક આત્માની સાથે સારી રીતે સંગત કરી મેળવી દે. (૩)

## સૂક્ત-3

१४८६. त्रिकद्रुकेषु महिषो यवाशिरं तुविशुष्मस्तृम्पत्
सोममपिबद्विष्णुना सुतं यथावशम् ।
स ईं ममाद महि कर्म कर्तवे महामुरुं सैनं
सश्चद्देवो देवं सत्य इन्दुः सत्यमिन्द्रम् ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૫૭

१४८७. साकं जातः क्रतुना साकमोजसा ववक्षिथ

साकं वृद्धो वीर्यैः सासहिर्मृधो विचर्षणिः ।
दाता राध स्तुवते काम्यं वसु प्रचेतन सैनं
सश्चद्देवो देवं सत्य इन्दुः सत्यमिन्द्रम् ॥ २ ॥

પદાર્થ : प्रचेतन-હે પ્રકૃષ્ટ ચેતવનાર ઈન્દ્ર-ઐશ્વર્યવાન પરમાત્મન્ ! क्रतुना-साकं जातः-પ્રજ્ઞાન-પ્રકૃષ્ટજ્ઞાન-સ્વતઃ જ્ઞાનરૂપ વેદની સાથે પ્રસિદ્ધ થઈને ओजसा साकं ववक्षिथ-આત્મીય બળની સાથે સંસારનું વહન-ધારણ કરી રહેલ છે, वीर्यैः साकं वृद्धः-પોતાના પરાક્રમથી વૃદ્ધ છે-મહાન છે, विचर्षणिः-मृधः सासहिः-તું વિશેષ દ્રષ્ટા છે, ઉપાસકોના પાપો-કામ, ક્રોધ આદિ પ્રતાડન કરનાર-દૂર કરનાર છે, स्तुवते काम्यं राधः-वसु दाता-સ્તુતિ કરનારા ઉપાસકોને માટે શ્રેષ્ઠ ધન અને મોક્ષવાસને આપનાર છે. एनं सत्यं देवम्-इन्द्रम्-તું એ સત્યસ્વરૂપ દેવ ઐશ્વર્યવાન પરમાત્માને सः-सत्यः-इन्द्रः-देवः-सश्चत्-તે સત્ય-નિત્ય, ઈન્દુમાન-ઉપાસનારસવાળા ઉપાસક પ્રાપ્ત કરે છે. (૨)

१४८८. अध त्विषीमाँ अभ्योजसा कृविं युधाभवदा
रोदसी अपृणदस्य मज्मना प्र वावृधे ।
अधत्तान्यं जठरे प्रेमरिच्यत प्र चेतय सैनं
सश्चद्देवो देवं सत्य इन्दुः सत्यमिन्द्रम् ॥ ३ ॥

પદાર્થ : अध-અને ओजसा त्विषीमान्-આત્મીય તેજથી પ્રકાશમાન ઈન્દ્ર-પરમાત્મા युधा कृविम्-अभवत्-ઉપાસકનાં હિંસક પાપને પોતાની સંપ્રહારક શક્તિથી અભિભૂત કરે છે-દબાવી દે છે. रोदसी-अपृणत्-પ્રાણ, અપાનોને તૃપ્ત કરે છે. मज्मना पृवावृधे-બળથી તેને પ્રવૃદ્ધ કરે છે. अन्यं जठरे अधत्त-અન્ય-જે ઉપાસક નથી તેને જન્મ આપનાર સંસારની મધ્ય-જન્મક્રમની અંદર રાખે છે ईम्-प्र-अरिच्यत-તે ઉપાસકને જન્મક્રમ સંસાર જઠરથી અતિરિક્ત કરી દે છે-અલગ કરી દે છે. प्रचेतय-હે ઉપાસક ! તું સાવધાન થા एनं सत्यं देवम्-इन्द्रम्-એ સત્ય સ્વરૂપ પરમાત્મદેવને सत्यः इन्दुं-सश्चत्-નિત્ય, ઉપાસના-રસવાન આત્મા પ્રાપ્ત કરે છે. (૩)

इति त्रयोदशोऽध्यायः, षष्ठप्रपाठकस्य समाप्तः ॥

★ ★ ★

# अथ चतुर्दशोऽध्यायः

## सप्तम प्रपाठकस्य प्रथमोऽर्धः

### ખંડ-૧

### સૂક્ત-૧

**१४८९. अभि प्र गोपतिं गिरेन्द्रमर्च यथा विदे। सूनुं सत्यस्य सत्पतिम्॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૬૮

**१४९०. आ हरयः ससृज्रिरेऽरुषीरधि बर्हिषि। यत्राभि संनवामहे॥ २॥**

પદાર્થ : बर्हिषि-अधि-હૃદયાકાશમાં अस्त्रीः हरयः-અરોચન-સમસ્ત શરીરમાં પ્રકાશમાન પ્રાણ आससृज्रिरे-પરમાત્માની તરફથી સમગ્રરૂપથી છોડવામાં આવેલ છે. यत्र-अभिसंनवामहे-જે હૃદયાકાશમાં અમે પરમાત્માની સ્તુતિ કરીએ-કરીએ છીએ. (૧)

**१४९१. इन्द्राय गाव आशिरं दुदुह्रे वज्रिणे मधु। यत्सीमुपह्वरे विदत्॥ ३॥**

પદાર્થ : वज्रिणे-इन्द्राय-ઓજસ્વી પરમાત્માને માટે गाव-ઉપાસકની સ્તુતિ વાણીઓ आशिरं मधु दुदुह्रे-આશ્રય લેનાર ઉપાસક પોતાના આત્માને સમર્પિત કરે છે. यत् सीम्-उपह्वरे विदत्-જે પરમાત્મા પોતાના આશ્રયમાં પ્રાપ્ત કરે છે-લઈ લે છે. (૩)

### સૂક્ત-૨

**१४९२. आ नो विश्वासु हव्यमिन्द्रं समत्सु भूषत।**
**उप ब्रह्माणि सवनानि वृत्रहन् परमज्या ऋचीषम ॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૬૯

**१४९३. त्वं दाता प्रथमो राधसामस्यसि सत्य ईशानकृत्।**
**तुविद्युम्नस्य युज्या वृणीमहे पुत्रस्य शवसो महः ॥ २॥**

પદાર્થ : त्वम्-હે ઈન્દ્ર-ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું राधसः प्रथमः-दाता-असि-ધન ઐશ્વર્યનો મુખ્ય દાતા-દાની છે, सत्यः-ईशानकृत-असि-સત્ય સમર્થ-સંપન્ન બનાવનાર છે, तु विद्युम्नस्य-બહુજ યશોરૂપ,

महः-शवस्यः पुत्रस्य-મહાન બળના પુત્ર અર્થાત્ અત્યંત બળવાન અથવા નરકથી ત્રાણ-રક્ષા કરનારના युज्या-आवृणीमहे-યોગો-સંબંધોને સમગ્રરૂપે વરણ કરે છે-ચાહે છે. (૨)

## સૂક્ત-3

१४९४. प्रत्नं पीयूषं पूर्व्यं यदुक्थ्यं महो गाहाद्दिव आ निरधुक्षत ।
इन्द्रमभि जायमानं समस्वरन् ॥ १ ॥

પદાર્થ : प्रत्नं पूर्व्यम्-उक्थ्यम्-पीयूषम्-શ્રેષ્ઠ શાશ્વતિક પ્રશંસનીય પાન કરવા યોગ્ય અમૃત શાન્ત સ્વરૂપ પરમાત્માને महः-गाहात्-दिवः-મહાન અને ગંભીર વલોવવા યોગ્ય પ્રકાશમાન હૃદયકૂપ દ્વારા आ निरधुक्षत-સમગ્રરૂપથી સાક્ષાત્ કરી લીધેલ છે. ઉપાસકને इन्द्रम् अभि-આત્માને લક્ષ્ય કરીને, जायमानं समस्वरन्-સાક્ષાત્ થઈ જવા માટે તેની સ્તુતિ કરીએ છીએ. (૧)

१४९५. आदीं के चित् पश्यमानास आप्यं वसुरुचो दिव्या अभ्यनूषत।
दिवो न वारं सविता व्यूर्णुते ॥ २ ॥

પદાર્થ : आत्-ईम्-પછી તે आप्यम्-પ્રાપ્તવ્ય પરમાત્માને केचित्-કિંચિત્ पश्यमानासः-જોવામાં આવનાર वसुरुचः-રાતે ચમકનાર તારાઓ જેમ दिव्या-પ્રકાશમાન अभ्यनूषत-સ્તુત કરે છે दिवः-न वारं सचिता व्यूर्णुते-જેમ સૂર્ય આકાશને ઘેરનાર અંધકારને પોતાના પ્રકાશથી દૂર કરી દે છે, તેમ પોતાના અજ્ઞાન અંધકારને દૂર કરી દે છે. (૨)

१४९६. अध यदिमे पवमान रोदसी इमा च विश्वा भुवनाभि मज्मना।
यूथे न निष्ठा वृषभो वि राजसि ॥ ३ ॥

પદાર્થ : अध-ત્યાર પછી पवमान-ધારારૂપમાં પ્રાપ્ત થનાર પરમાત્મન્ ! यद् 'यदा'-જ્યારે इमे रोदसी-એ દ્યાવાપૃથિવી પ્રાણ ઉદાનને-પ્રાણાયામ-યોગાભ્યાસની તરફ च-અને विश्वा भुवनानि-સમસ્ત અધ્યાત્મયજ્ઞો-સ્તુતિ, પ્રાર્થનાઓ, ઉપાસનાઓની તરફ પણ मज्मना-પવિત્ર બળથી यूथे न निष्ठा वृषभः-ગાયના ધણમાં વિશેષ રહેલ-વિશેષ લક્ષિત સાંઢની સમાન विराजसि-તું વિશેષ પ્રકાશમાન થઈ રહ્યો છે. (૩)

## સૂક્ત-૪

१४९७. इममू षु त्वमस्माकं सनिं गायत्रं नव्यांसम्। अग्ने देवेषु प्र वोचः ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૮

१४९८. विभक्तासि चित्रभानो सिन्धोरूर्मा उपाक आ। सद्यो दाशुषे क्षरसि॥ २॥

પદાર્થ : चित्रभानो-દર્શનીય પ્રકાશમાન પરમાત્મન્! તું सिन्धोः-उपाके-उर्मौ-आ-સ્યંદનશીલ નદીની સમીપ ઉર્મિ-તરંગ લહેરો-નહેરોની સમાન આનંદ જ્યોતિઓથી વિભાગ કરે છે. दाशुषे सद्यः क्षरसि-આત્મદાની ઉપાસકને માટે તો તુરંત આનંદ જ્યોતિને વરસાવે છે. (૨)

१४९९. आ नो भज परमेष्वा वाजेषु मध्यमेषु। शिक्षा वस्वो अन्तमस्य॥ ३॥

પદાર્થ : नः परमेषु वाजेषु-आभज-હે જ્ઞાનપ્રકાશક પરમાત્મન્ ! તું અમને પરમ-મોક્ષધામમાં થનારા અમૃત અન્નભોગોમાં સમગ્રરૂપથી ભાગી બનાવ. मध्यमेषु-ધ્યાનયજ્ઞ-શ્રવણયજ્ઞ, શમ, દમાદિ યજ્ઞમાં સમગ્રરૂપથી ભાગી બનાવ. अन्तमस्य वस्वः-शिक्ष-સમીપ અવરધન-સર્વથી નીચેના-સદ્ભોગને પ્રદાન કર. (૩)

## સૂક્ત-૫

१५००. अहमिद्धि पितुष्परि मेधामृतस्य जग्रह। अहं सूर्यइवाजनि॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૫૨

१५०१. अहं प्रत्नेन जन्मना गिरः शुम्भामि कण्ववत्। येनेन्द्रः शुष्ममिद्दधे॥ २॥

પદાર્થ : अहम्-હું ઉપાસક વક્તા प्रत्नेन जन्मना-પૂર્વ જન્મથી જ गिरः-સ્તુતિ વાણીઓને कण्ववत्-शुम्भामि-વર્તમાન સ્તુતિકર્તાઓની સમાન બોલી રહ્યો છું. येन-જેથી इन्द्रः-ઐશ્વર્યવાન પરમાત્મા शुष्मम्-इत्-दधे-મારી અંદર પાપશોષક આત્મબળને ધારણ કરાવે. (૨)

१५०२. ये त्वामिन्द्र न तुष्टुवुर्ऋषयो ये च तुष्टुवुः। ममेद् वर्धस्व सुष्टुतः॥ ३॥

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! ये त्वां न तुष्टुवुः-જે લોકો તારી સ્તુતિ પૂર્વ જન્મમાં ન કરી હોય પરંતુ વર્તમાનમાં ભલે કરતાં હોય, અથવા ये च-ऋषयः-तुष्टुवुः-અને જે ઋષિઓ પૂર્વજન્મમાં તારી સ્તુતિ કરતાં રહ્યાં હોય અને વર્તમાનમાં ભલે ન કરતાં હોય એ તો તું જાણે, પરંતુ सुष्टुतः-मम-इत् वर्धस्व-મારા દ્વારા પૂર્વ જન્મથી અને વર્તમાન જન્મથી સ્તુત કરેલ મને અવશ્ય ઉન્નત કર-કરે છે. (૩)

## ખંડ-૨

## સૂક્ત-૧

१५०३. अग्ने विश्वेभिरग्निभिर्जोषि ब्रह्म सहस्कृत।

**ये देवत्रा य आयुषु तेभिर्नो महया गिरः॥ १॥**

પદાર્થ : સહસ્કૃત-અગ્ને-ઓજ અધ્યાત્મ તપથી ઉપાસિત અથવા સાક્ષાત્ કરણીય જ્ઞાન પ્રકાશ સ્વરૂપ પરમાત્મન્ ! તું વિશ્વેભિઃ-અગ્નિભિઃ-સમસ્ત તાપસ-તપસ્વી ઋષિઓ દ્વારા કરવામાં આવેલ બ્રહ્મ જોષિ-સ્તોત્ર-સ્તુતિમંત્રોનું સેવન કરે છે. યે-દેવત્રા યે-આયુષુ-જે દેવોમાં, જીવન મુક્તોમાં, જીવન મુક્તોની શ્રેણીમાં હોય, જે મનુષ્યોમાં, મનુષ્ય શ્રેણીમાં હોય તેભિઃ-એમની સમાન નઃ-ગિરઃ-મહય-અમારી સ્તુતિ વાણીઓને પ્રશંસિત કર-સેવન કર. (૧)

**१५०४. प्र स विश्वेभिरग्निभिरग्निः स यस्य वाजिनः।**
**तनये तोके अस्मदा सम्यङ् वाजैः परीवृतः॥ २॥**

પદાર્થ : સઃ-અગ્નિઃ-તે જ્ઞાન પ્રકાશ સ્વરૂપ પરમાત્મા યસ્ય-વાજિનઃ-જેના અમૃત અન્નભોગભાગી ઉપાસક છે. વિશ્વેભિઃ અગ્નિભિઃ-તે સમસ્ત ઉપાસકો ઋષિઓની સમાન અસ્મત્-'અસ્માભિઃ-' તનયે 'તનયેભિઃ' તોકે 'તોકેભિઃ'-અમે તનયે-પુત્રો, તોકે-પૌત્રો દ્વારા પ્ર-પ્રાર્થિત થયેલા વાજૈઃ સમ્યક્ પરિવૃતઃ-અમૃતભોગથી ભરપૂર થઈને પ્રદાતા બની રહે. (૨)

**१५०५. त्वं नो अग्ने अग्निभिर्ब्रह्म यज्ञं च वर्धय।**
**त्वं नो देवतातये रायो दानाय चोदय॥ ३॥**

પદાર્થ : અગ્ને-હે જ્ઞાન પ્રકાશ સ્વરૂપ પરમાત્મન્ ! ત્વં તું અગ્નિભિઃ-અન્ય તપસ્વી ઉપાસકોની સમાન નઃ-અમારા બ્રહ્મયજ્ઞં ચ વર્ધય-જ્ઞાન, વૈરાગ્ય અને શ્રેષ્ઠતમ કર્મ યોગાભ્યાસને વધાર-વૃદ્ધિ કર. ત્વમ્ તું નઃ-અમને દેવતાતયે-દેવભાવ થવા માટે રયિઃ દાનાય ચોદય-જીવન મુક્ત સંબંધી ઐશ્વર્ય આપવા માટે પોતાની તરફ પ્રેરિત કર. (૩)

## सूक्त-२

**१५०६. त्वे सोम प्रथमा वृक्तबर्हिषो महे वाजाय श्रवसे धियं दधुः।**
**स त्वं नो वीर वीर्याय चोदय ॥ १॥**

પદાર્થ : વીર સોમ-હે પાપ-પાપીઓ પર વિજય પ્રાપ્ત કરનારા સોમ-પરમાત્મન્ ! પ્રથમાઃ-વૃક્તબર્હિષઃ-પ્રમુખ અથવા પૂર્વકાલીન ત્યક્ત-ત્યાગી દીધેલ છે પ્રજા-સંતતિ જેને એવા વાનપ્રસ્થી અથવા સંન્યાસી યોગીજન ત્વં-તારી અંદર મહે વાજાય શ્રવસે ધિયં દધુઃ-મહાન અમૃત અન્નભોગ શ્રવણીય યશને માટે પોતાની ધારણાને ધરે છે. યઃ-ત્વમ્-તે તું વીર્યાય-ચોદય-ઓજને માટે પ્રેરિત કર. (૧)

३क २र ३ १ २र ३ २ ३ २ ३ १ २र ३ २ ३ १ २
१५०७. अभ्यभि हि श्रवसा ततर्दिथोत्सं न कं चिज्जनपानमक्षितम्।
१ २ ३ १ २र ३ १ २
शर्याभिर्न भरमाणो गभस्त्योः ॥ २ ॥

પદાર્થ : शवसा हि-अभि ततर्दिथ-શ્રવણ-શ્રવણ ચતુષ્ટ્ય-શ્રવણ, મનન, નિદિધ્યાસન અને સાક્ષાત્કારથી સન્મુખ જોત જોતાંમાં ઉપાસનાને માટે કૂવાની સમાન ખોદી દે છે, ખોલી દે છે. कं चित् अक्षितं जनपानम्-उत्सं न-ક્ષયરહિત લોકોના પાનને गभस्त्योः शर्याभिः-न भरमाणः-ભુજાઓ-હાથોની આંગળીઓમાં-અંજલિમાં જળ ધારણ કરનાર-લેનારની સમાન. [ભરપૂર કરી દે.] (૨)

१ २ ३ १ २ ३ २ ३ २ ३ १ २ ३ १ २ ३ १ २
१५०८. अजीजनो अमृत मर्त्याय कमृतस्य धर्मन्नमृतस्य चारुणः।
१ २ ३ २ ३ २ ३ १ २
सदासरो वाजमच्छा सनिष्यदत् ॥ ३ ॥

પદાર્થ : अमृत-હે અમૃત-અવિનાશી સોમ-પરમાત્મન્ ! તું मर्त्याय-મરણધર્મી-જન્મ મરણમાં આવનાર ઉપાસકજનને માટે ऋतस्य कम्-अजीजनः-અમૃતનાં સુખને પ્રસિદ્ધ-ઉત્પન્ન કરે છે. चारुणः-ऋतस्य धर्मन् સુંદર-ઋત-અમૃત ધારણ કરનાર સરોવરમાં सदा-असदः-સદા વિચરી રહેલ છે. वाजम् अच्छ-सनिष्यदत्-અમૃત અન્નભોગને ભોગવવાને અભિમુખ થઈને વહાવીને. [વિચરી રહેલ છે.] (૩)

## સૂક્ત-3

२ ३ १ २ ३ १ २ ३ १ २र
१५०९. एन्दुमिन्द्राय सिञ्चत पिबाति सोम्यं मधु ।
१ २र ३ २
प्र राधांसि चोदयते महित्वना ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૩૮૬

२ ३ १ २ ३ २ ३ १ २ ३ १ २
१५१०. उपो हरीणां पतिं राधः पृञ्चन्तमब्रवम्।
३ १ २ ३ २ ३ १ २
नूनं श्रुधि स्तुवतो अश्व्यस्य॥ २ ॥

પદાર્થ : हरीणां पतीम्-પરમાત્માને પોતાની તરફ હરનાર-લાવનાર ઉપાસકોના પાલક राधः-पृचन्तम्-ઉપાસકોને રાધનીય-સાધનીય આનંદથી સંયુક્ત કરતાં ઈન્દ્ર-પરમાત્માને उप अब्रवम्-उ-ઉપાસિત-પ્રાર્થિત કરું છું नूनम्-નિશ્ચય अश्वयस्यः-स्तुवतः-श्रुधि-ઈન્દ્રિયરૂપી ઘોડાના અધિકર્તા સંયમી સ્તુતિ કરી રહેલાઓની સ્તુતિને સાંભળ-સ્વીકાર કર. (૨)

२ ३क २ ३ २ ३ २ ३ २ ३ १ २ ३ २
१५११. न ह्या ३ङ्ग पुरा च न जज्ञे वीरतरस्त्वत् ।
१ २ ३ २उ ३ २ ३ १ २
न की राया नैवथा न भन्दना ॥ ३ ॥

પદાર્થ : अङ्ग-હે પ્રિય-ઇન્દ્ર-પરમાત્મન્ ! त्वत्-वीरतरः-ઉપાસકોનો તારાથી ભિન્ન ઉપાસ્યદેવ અત્યંત વીર न हि पुरा च न जज्ञे-પૂર્વ કલ્પોમાં કોઈ થયો નથી-અને આ કલ્પમાં પણ થશે નહિ. न किः-राया-ન કોઈ ઐશ્વર્યવાન ધનદાતા, न भन्दना-ન ભંદનીય-સ્તુતિ યોગ્ય અથવા કલ્યાણકર્તા. [કોઈ તારા જેવો અથવા તારા કરતાં ચઢિયાતો થયો કે થશે નહિ.] (૩)

## સૂક્ત-૪

१५१२. नदं व ओदतीनां नदं योयुवतीनाम् ।
पतिं वो अघ्न्यानां धेनूनामिषुध्यसि ॥ १ ॥

પદાર્થ : वः-હે ઉપાસકજનો ! તમારી ओदतीनाम्-अघ्न्यानां नदं पतिम्-ઉન્દન કરવાવાળી-આર્દ્ર બનાવવાવાળી સ્તુતિ વાણીઓના નદનીય-પ્રવચનીય સ્તુતિ સ્વામી પરમાત્માની; તથા वः-તમારી योयुवतीनां धेनूनां नदम्-પરમાત્માથી મિલન કરાવનારી સ્તુતિ વાણીઓના નદનીય-સ્તુતિયોગ્ય સ્વામી પરમાત્માને इषुध्यसि-પ્રાર્થના કરો. (૧)

## ખંડ-૩

## સૂક્ત-૧

१५१३. देवो वो द्रविणोदाः पूर्णां विवष्ट्वासिचम् ।
उद्वा सिञ्चध्वमुप वा पृणध्वमादिद्वो देव ओहते॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૫

१५१४. तं होतारमध्वरस्य प्रचेतसं वह्निं देवा अकृण्वत।
दधाति रत्नं विधते सुवीर्यमग्निर्जनाय दाशुषे ॥ २ ॥

પદાર્થ : देवाः-મુમુક્ષુ ઉપાસકજન अध्वरस्य होतारं प्रचेतसम्-અધ્યાત્મયજ્ઞના આધાર પ્રકૃષ્ટ ચેતન-પ્રસિદ્ધ કરનારા, तं वह्निम्-તે વહનકર્તા પરમાત્માનો अकृण्वत-સાક્ષાત્ કરે છે, જે अग्निः-જ્ઞાન-પ્રકાશમાન પરમાત્મા विधते रत्नं दधाति-ઉપાસના કરી રહેલાંને માટે સુંદર વસ્તુ ધારણ કરાવે છે, दाशुषे जनाय सुवीर्यम्-આત્મ સમર્પણ કરનારને ઉત્તમ આત્મિકબળ પ્રદાન કરે છે. (૨)

## સૂક્ત-૨

१५१५. अदर्शि गातुवित्तमो यस्मिन् व्रतान्यादधुः ।
उपो षु जातमार्यस्य वर्धनमग्निं नक्षन्तु नो गिरः॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૭

१५१६. यस्माद्रेजन्त कृष्टयश्चर्कृत्यानि कृण्वतः ।
सहस्रसां मेधसाताविव त्मनाग्निं धीभिर्नमस्यत ॥ २ ॥

પદાર્થ : चर्कृत्यानि कृण्वतः-यस्मात्-સુંદર અથવા યથાયોગ્ય કર્મફળરૂપ પુરસ્કાર અથવા દંડ પ્રદાન કર્મો કરતાં જે પરમાત્માથી कृष्टयः-रेजन्त-મનુષ્ય ભય પામે છે. सहस्रसाम्-બહુજ સંભાજક-અનંત ઐશ્વર્યનો દાતા मेधसातौ-અધ્યાત્મયજ્ઞમાં त्मना-આત્મભાવથી પરમાત્માને धीभिः-ધ્યાન, ધારણા, સમાધિઓથી અથવા સ્તુતિ વાણીઓથી नमस्यत-નમસ્કાર કરો. (૨)

१५१७. प्र दैवोदासो अग्निर्देव इन्द्रो न मज्मना ।
अनु मातरं पृथिवीं वि वावृते तस्थौ नाकस्य शर्मणि ॥ ३ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૧

## સૂક્ત-3

१५१८. अग्न आयूंषि पवस आसुवोर्जमिषं च नः ।
आरे बाधस्व दुच्छुनाम् ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૬૨૭, ૧૪૬૪

१५१९. अग्निर्ऋषिः पवमानः पाञ्चजन्यः पुरोहितः । तमीमहे महागयम् ॥ २ ॥

પદાર્થ : अग्निः-ऋषिः-અગ્રણી પરમાત્મા સર્વ દ્રષ્ટા पवमानः-પવિત્ર કરનાર છે. पाञ्चजन्यः-પાંચ જનો-બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અને નિષાદ-વનવાસી જનોનાં ઉપાસ્ય-અને હિતકર पुरोहितः-પુરઃ-હિત-પૂર્વથી વર્તમાન [અનાદિ]હિતકર છે. तं महागयम्-ईमहे-તે મહાન ઘરવાળા-મોક્ષરૂપ મહાન ઘરવાળા પરમાત્માની માંગ કરીએ છીએ-ચાહીએ છીએ. (૨)

१५२०. अग्ने पवस्व स्वपा अस्मे वर्चः सुवीर्यम् । दधद्रयिं मयि पोषम् ॥ ३ ॥

પદાર્થ : अग्ने-હે જ્ઞાનપ્રેરક પરમાત્મન્ ! स्वपाः-ઉત્તમ કર્મવાળા-અબાધિત કર્મ કરવાવાળા अस्मे वर्चः सुवीर्यं पवस्व-અમારી અંદર તેજ-ઉત્તમ બળને પ્રેરિત કર. मयि-મારામાં पोषं रयिं दधत्-પોષક જ્ઞાનધનને ધારણ કરાવતાં ઉપાસ્ય દેવને [આપ]. (૩)

## સૂક્ત-૪

**१५२१. अग्ने पावक रोचिषा मन्द्रया देव जिह्वया ।**
**आ देवान् वक्षि यक्षि च ॥ १ ॥**

પદાર્થ : पावक-अग्ने देव-હે પવિત્ર પરમાત્મ દેવ ! તું रोचिषा मन्द्रया जिह्वया-રોચમાન-પ્રકાશિત, હર્ષિત કરનારી, સ્તુતિવાણીના દ્વારા देवान्-आवक्षि यक्षि च-અમને દેવો-મુમુક્ષુજનોની તરફ આહ્‌વાન કર સમગ્રરૂપથી લઈ જા અને તેની સાથે સમગ્રરૂપથી સંગત કર. (૧)

**१५२२. तं त्वा घृतस्नवीमहे चित्रभानो स्वर्दृशम् ।**
**देवाँ आ वीतये वह ॥ २ ॥**

પદાર્થ : घृतस्नो चित्रभानो-તેજને સ્રવિત કરનારા અદ્‌ભુત પ્રકાશમાન પરમાત્મન્ ! तं त्वा स्वर्दृशम्-ईमहे-તે તને સુખદર્શકને અમે ચાહીએ છીએ. देववीतये देवान्-आवह-અમને-ઉપાસકોને દેવો-મુમુક્ષુઓની ચાહવા યોગ્ય મુક્તિને માટે લઈ લે-લઈ જા. (૨)

**१५२३. वीतिहोत्रं त्वा कवे द्युमन्तं समिधीमहि। अग्ने बृहन्तमध्वरे॥ ३ ॥**

પદાર્થ : कवे-अग्ने-હે ક્રાન્તદર્શી પરમાત્મન્ ! त्वा वीतिहोत्रं-द्युमन्तं-बृहन्तम्-તું શ્રેષ્ઠ દાનદાતા-પ્રકાશમાન મહાન પરમાત્માને अध्वरे समिधीमहि-અધ્યાત્મયજ્ઞમાં અમે પ્રકાશિત કરીએ-સાક્ષાત્ કરીએ. (૩)

## ખંડ-૪

## સૂક્ત-૧

**१५२४. अवा नो अग्न ऊतिभिर्गायत्रस्य प्रभर्मणि। विश्वासु धीषु वन्द्य॥ १ ॥**

પદાર્થ : विश्वासु धीसु वन्द्य-સમસ્ત પ્રજ્ઞાઓમાં અધ્યાત્મ ધ્યાનોમાં વંદનીય દેવ अग्ने-હે અગ્રણી પરમાત્મન્ ! તું गायत्रस्य प्रभर्मणि-સ્તુતિ કર્મનાં પ્રકૃષ્ટ ભરણ, સમર્પણ અથવા અનુષ્ઠાનમાં ऊतिभिः-नः-अव-રક્ષા વિધિઓથી અમારી રક્ષા કર. (૧)

**१५२५. आ नो अग्ने रयिं भर सत्रासाहं वरेण्यम्। विश्वासु पृत्सु दुष्टरम्॥ २ ॥**

પદાર્થ : अग्ने-હે અગ્રણી પરમાત્મન્ ! તું नः-અમારે માટે सत्रासाहं वरेण्यं रयिम्-સર્વને સરળતાથી સહન કરનાર વરણીય અધ્યાત્મ ઐશ્વર્યને विश्वासु पृत्सु-સમસ્ત સંઘર્ષ અવસ્થાઓમાં आभर-આભરિત-

પરિપૂર્ણ કર. (૨)

**१५२६. आ नो अग्ने सुचेतुना रयिं विश्वायुपोषसम्। मार्डीकं धेहि जीवसे॥ ३॥**

પદાર્થ : अग्ने-હે અગ્રણી પરમાત્મન્ ! તું नः-અમારે માટે सुचेतुना-શ્રેષ્ઠ જ્ઞાનથી યુક્ત मार्डीकम्-સુખથી ભરેલ विश्वायुपोषकम्-સમસ્ત આયુ સુધી પોષણપ્રદ ઇચ્છનીય ઐશ્વર્યને जीवसे-જીવનને માટે आधेहि-આધાન કર-સ્થાપિત કર. (૩)

## સૂક્ત-૨

**१५२७. अग्निं हिन्वन्तु नो धियः सप्तिमाशुमिवाजिषु। तेन जेष्म धनंधनम्॥ १॥**

પદાર્થ : नः-धियः-અમારી સ્તુતિ વાણીઓ अग्निं हिन्वन्तु-અગ્રણી પરમાત્માને અમારી તરફ પ્રેરિત કરે. आजिषु-ગન્તવ્ય-પ્રાપ્તવ્ય સ્થાનોમાં જેમ ઘોડાઓને પ્રેરિત કરે છે. तेन-તેથી धनं धनं जेष्म-ધન ધન-પ્રત્યેક ધન-ધારણીય વસ્તુને અભિભૂત કરે-સ્વાયત્ કરે. (૧)

**१५२८. यया गा आकरामहै सेनयाग्ने तवोत्या। तां नो हिन्व मघत्तये॥ २॥**

પદાર્થ : अग्ने-હે અગ્રણી પરમાત્મન્ ! तव यथा-ऊत्या सेनया-તારી જે રક્ષારૂપી બંધની-રક્ષાબંધનીના દ્વારા गाः-आकरामहे-જ્ઞાનવાણીઓ-ઉપદેશ ઉક્તિઓને અમે અંગીકાર કરીએ છીએ-અપનાવીએ છીએ-જીવનમાં ઢાળીએ છીએ तां नः-मधत्तये हिन्व-તેને અમારા માટે ઐશ્વર્ય પ્રદાન કરવા પ્રેરિત કર. (૨)

**१५२९. आग्ने स्थूरं रयिं भर पृथुं गोमन्तमश्विनम्।**
**अङ्धि खं वर्तया पविम्॥ ३॥**

પદાર્થ : अग्ने-હે અગ્રણાયક પરમાત્મન્ ! તું स्थूरम्-સ્થિર અથવા સમાશ્રિતમાત્ર-સર્વ માત્રાઓવાળા-પૂર્ણ पृथुम्-પ્રયત્નશીલ ઉપકારમાં આવનારા गोमन्तम्-જેમાં ઇન્દ્રિયોનું હિત હોય તથા अश्विनम्-જેમાં મનનશીલતા હોય, એવા रयिम्-એવા આધ્યાત્મિક ધનને आभर-મારી અંદર સારી રીતે ભરી દે. त्वम् अङ्गधि-તું મારા હૃદયાવકાશને પોતાનાં સ્વરૂપથી પૂરિત કર पविंवर्तय-મારી સ્તુતિ વાણીઓને વર્તિત-પરિવર્તિત-પ્રતિફલિત કર અથવા તારા આનંદરથની ચક્રનેમિ-ચક્રના પરિધિને મારી તરફ ઘૂમાવી દે. (૩)

**१५३०. अग्ने नक्षत्रमजरमा सूर्यं रोहयो दिवि। दधज्ज्योतिर्जनेभ्यः॥ ४॥**

પદાર્થ : अग्ने-હે અગ્રણી પરમાત્મન્ ! अजरं नक्षत्रम्-અવિનાશી દેવગૃહ-જીવન મુક્તનાં ઘરરૂપ सूर्यम्-આનંદધનને जनेभ्यः-ज्योतिः दधत्-ઉપાસકજનોને માટે જ્ઞાનજ્યોતિને ધારણ કરવાને માટે दिवि

रोहय-મોક્ષધામમાં આરોહણ કરેલ છે-રાખેલ છે. (૪)

**१५३१. अग्ने केतुर्विशामसि प्रेष्ठः श्रेष्ठ उपस्थसत् ।**
**बोधा स्तोत्रे वयो दधत् ॥५॥**

પદાર્થ : अग्ने-હે અગ્રણાયક પરમાત્મન્ ! તું विशां केतुः-असि-ઉપાસક પ્રજાઓનો પ્રજ્ઞાપક-જ્ઞાન આપનાર છે-સાવધાન કરનાર છે. प्रेष्ठः-श्रेष्ठः-उपस्थसत्-તું અત્યંત પ્રિય અને અત્યંત પ્રશંસનીય ઉપસ્થાન-સમીપ સ્થાન-હૃદયમાં સ્થિત થનાર स्तोत्रे बोध-સ્તોતાને માટે બોધ-ઉપદેશ આપ; અને वयः-दधत्-જીવનને ધારણ કરાવ. (૫)

## સૂક્ત-3

**१५३२. अग्निर्मूर्धा दिवः ककुत्पतिः पृथिव्या अयम्।**
**अपां रेतांसि जिन्वति॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૭

**१५३३. ईशिषे वार्यस्य हि दात्रस्याग्ने स्वःपतिः।**
**स्तोता स्यां तव शर्मणि॥ २ ॥**

પદાર્થ : अग्ने-જ્ઞાન પ્રકાશ સ્વરૂપ પરમાત્મન્ ! તું स्वः-पतिः-મોક્ષ સુખનો સ્વામી, वार्यस्य-વરણીય-ઇચ્છનીય, दात्रस्य-આપવાના ધનનું ईशिषे-સ્વામીત્વ કરી રહ્યો છે. स्तोता तव शर्मणि स्याम्-હું સ્તુતિકર્તા-ઉપાસક તારા શરણમાં આવી જવું-તને પ્રાપ્ત કરી લવું. (૨)

**१५३४. उदग्ने शुचयस्तव शुक्रा भ्राजन्त ईरते। तव ज्योतींष्यर्चयः॥ ३ ॥**

પદાર્થ : उद्-अग्ने-હે જ્ઞાન પ્રકાશક પરમાત્મન્ ! तव शुचयः शुक्राः भ्राजन्ते-તારા વીર્યબળ શુભ્ર-પવિત્ર ચમકાવતાં ગુણબળ સન્મુખ પ્રાપ્ત થઈ રહ્યાં છે तव ज्योतींषि-अर्चय-અને તારી જ્ઞાન જ્યોતિઓ-પ્રકાશો તથા આનંદ તરંગો પણ અમને પ્રાપ્ત થઈ રહ્યાં છે. (૩)

इति चतुर्दशोऽध्यायः, सप्तमप्रपाठकस्य प्रथमोऽर्धः ॥

★ ★ ★

# अथ पञ्चदशोऽध्यायः

## सप्तम प्रपाठकस्य द्वितीयोऽर्धः

### ખંડ-૧

### સૂક્ત-૧

**१५३५. कस्ते जामिर्जनानामग्ने को दाश्वध्वरः। को ह कस्मिन्नसि श्रितः॥ १॥**

પદાર્થ : अग्ने-હે જ્ઞાન પ્રકાશ સ્વરૂપ પરમાત્મન્ ! जनानाम्-મનુષ્યોની મધ્યમાં ते जामिः कः-તારો બન્ધુ-સ્નેહી કોણ છે ?-કોઈ વિરલ ઉપાસક જીવન મુક્ત. दाश्वध्वरःकः-આવ્યું છે. અધ્યાત્મ યજ્ઞ આત્મ સમર્પી કોણ છે ? કોઈ વિરલ મુમુક્ષુ છે. कः-ह-તું કોણ છે ? એવું જાણનાર પણ કોઈ દુર્લભ યોગી જ છે અને कस्मिन् श्रितः-असि-તું કોનામાં આશ્રિત છે-વિરાજમાન છે ?-કોઈ વિરલા-દુર્લભ ધ્યાનીમાં વિરાજમાન છે.

**१५३६. त्वं जामिर्जनानामग्ने मित्रो असि प्रियः। सखा सखिभ्य ईड्यः॥ २॥**

પદાર્થ : अग्ने-હે જ્ઞાન પ્રકાશસ્વરૂપ પરમાત્મન્ ! त्वम्-તું जनानां जामिः-મનુષ્યોનો બંધુ-સ્નેહી છે. તું મહાન ઉદાર છે. मित्रः प्रियः-असि-મિત્ર છે, હિતસાધક તૃપ્તિકર્તા છે. सखिभ्यः-ईडयः-सखा-તું મિત્રોને માટે સ્તુતિ કરવા યોગ્ય મિત્ર છે-સાચો મિત્ર છે.

**१५३७. यजा नो मित्रावरुणा यजा देवाँ ऋतं बृहत्। अग्ने यक्षि स्वं दमम्॥ ३॥**

પદાર્થ : अग्ने-હે જ્ઞાન પ્રકાશક પરમાત્મન્ ! તું नः-मित्रावरुणौ यज-અમારા પ્રાણ, અપાનને સંગત કર देवान् यज-ઈન્દ્રિયોને સંગત કર. बृहत्-ऋतम्-તું મહાન સત્યને સંગત કર. स्वं दमं यक्षि-તારા ઘરને-હૃદયને સંગત કર. (૩)

### સૂક્ત-૨

**१५३८. ईडेन्यो नमस्यस्तिरस्तमांसि दर्शतः। समग्निरिध्यते वृषा॥ १॥**

પદાર્થ : दर्शतः-अग्निः-દર્શનીય જ્ઞાન પ્રકાશક પરમાત્મા ईडेन्यः-સ્તુતિ કરવા યોગ્ય नमस्य-નમ્રતાથી પ્રાર્થનીય तमांसितिरः-અજ્ઞાન અંધકારનો તિરસ્કાર કરે છે. वृषा-કામનાઓને પૂરી કરનાર समिध्यते-અન્તઃકરણમાં સમ્યક્ પ્રકાશિત થાય છે. (૧)

**१५३९. वृषो अग्निः समिध्यतेऽश्वो न देववाहनः। तं हविष्मन्त ईडते॥ २॥**

પદાર્થ : वृषा-उ-अग्निः-અવશ્ય કામના વર્ષક પરમાત્મા देव-वाहनः-अश्वः-न समिध्यते-દેવ પરમાત્મની તરફ લઈ જનાર અથવા હૃદયમાં પ્રકાશિત કરી શકાય છે. तं हविष्मन्तः ईडते-તેને આત્મ

સમર્પણ કરનારાઓ સ્તુત કરે છે. [સમાધિ દ્વારા ધ્યાન ધરનારા ઉપાસકો પૂજે છે.] (૨)

१५४०. वृषणं त्वा वयं वृषन् वृषणः समिधीमहि। अग्ने दीद्यतं बृहत्॥ ३॥

પદાર્થ : वृषन्-अग्ने-હે સુખની વર્ષા કરનાર જ્ઞાન પ્રકાશ સ્વરૂપ પરમાત્મન્ ! वयं वृषणः-અમે સ્તુતિ વર્ષક ઉપાસકો त्वा बृहत्-दीद्यतं समिधीमहि-તને મહાન ચમકતી સ્તુતિઓ દ્વારા પ્રદીપ્ત કરીએ છીએ. (૩)

## સૂક્ત-૩

१५४१. उत्ते बृहन्तो अर्चयः समिधानस्य दीदिवः। अग्ने शुक्रास ईरते॥ १॥

પદાર્થ : दीदिवः-अग्ने-હે પ્રકાશમાન પરમાત્મન્ ! ते समिधानस्य-તું સમિધ્યમાન-હૃદયમાં પ્રકાશિત-સાક્ષાત્ કરેલને बृहन्तः-शुक्रासः-अर्चयः-મહાન શીઘ્ર કાર્યકારી-તુરત જ સફળ થનારી-અર્ચનાઓ-સ્તુતિઓ उदीरते-ઊઠતી રહે છે-ઊઠતી રહે. (૧)

१५४२. उप त्वा जुह्वो ३ मम घृताचीर्यन्तु हर्यत। अग्ने हव्या जुषस्व नः॥ २॥

પદાર્થ : हर्यत-अग्ने-હે ઇચ્છનીય પરમાત્મન્ ! मम-મારી घृताचीः-સ્નિગ્ધ સ્તુતિ વાણીઓ તથા जुह्वः-આત્મભાવનાઓ त्वा-તને उपयन्तु-પ્રાપ્ત થાય; અને नः-અમારા हव्या जुषस्व-હવ્યો-આપવા યોગ્ય ઉપહારરૂપ શ્રવણ, મનન, નિદિધ્યાસનો શમ, દમ, સદાચરણ બન્નેનું સેવન કર-સ્વીકાર કર. (૨)

१५४३. मन्द्रं होतारमृत्विजं चित्रभानुं विभावसुम्। अग्निमीडे स उ श्रवत्॥ ३॥

પદાર્થ : मन्द्रम्-આનંદદાયક, होतारम्-સ્વીકાર કરનાર, ऋत्विजम्-ઋતુ સમય પર વસ્તુઓ દ્વારા યજન કર્તા-ઉત્પાદક, चित्रभानुम्-અદ્ભુત પ્રકાશવાળા, विभावसुम्-વિશેષ પ્રકાશવાળા अग्निम्-પરમાત્માની ईडे-સ્તુતિ કરું છું. सः-उ श्रवम्-તે જ અમારી પ્રાર્થનાને સાંભળે છે. (૩)

## સૂક્ત-૪

१५४४. पाहि नो अग्न एकया पाह्यू ३त द्वितीयया ।
पाहि गीर्भिस्तिसृभिरूर्जां पते पाहि चतसृभिर्वसो ॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૩૬

१५४५. पाहि विश्वस्माद्रक्षसो अराव्णः प्र स्म वाजेषु नोऽव ।
त्वामिद्धि नेदिष्ठं देवतातय आपिं नक्षामहे वृधे ॥ २॥

પદાર્થ : विश्वस्मात्-સમસ્ત, रक्षसः-જેનાથી રક્ષા કરવામાં આવે તેનાથી अराव्णः-અનૃત-અસત્યના પ્રશંસક, અસત્ય માનનાર, બોલનાર અને આચરણ કરનાર नः-અમારી वाजेषु प्र-अव स्म-કામાદિના સંઘર્ષમાં અમારી રક્ષા કર. देवतातये-દેવોની પ્રાપ્તિને માટે नेदिष्ठम्-અત્યંત નજીક દેવ त्वाम् इत्-हि-તને જ અમે आपिं वृधे नक्षामहे-ઉન્નતિ ને માટે સંબંધ રાખનાર માનીએ છીએ. (૨)

## ખંડ-૨

### સૂક્ત-૧

**१५४६. इनो राजन्नरतिः समिद्धो रौद्रो दक्षाय सुषुमाँ अदर्शि ।**
**चिकिद्वि भाति भासा बृहतासिक्नीमेति रुशतीमपाजन् ॥ १ ॥**

પદાર્થ : राजन्-હે સર્વત્ર રાજમાન પ્રકાશ સ્વરૂપ પરમાત્મન્ ! તું इनः-સંસારનો ઈશ્વર-સ્વામી છે. अरतिः-તેથી સર્વને પ્રાપ્ત છે. रौद्रः-સ્તોતા ઉપાસકનો અત્યંત સ્નેહી दक्षाय-બળ સમૃદ્ધિને માટે सुषुमान्-શોભનરૂપમાં સાક્ષાત્ કરનારા ઉપાસકના દ્વારા अदर्शि-જોવામાં આવે છે-સાક્ષાત્ કરવામાં આવે છે. बृहता भासा चिकित्-हि-भाति-મહાન પ્રકાશથી પ્રકાશિત કરનાર જ असिक्नीम्-अपाजन्-एति-ઉપાસકની અંધકારમય અવસ્થાને દૂર કરવા માટે પ્રાપ્ત થાય છે. (૧)

**१५४७. कृष्णां यदेनीमभि वर्पसाभूज्जनयन्योषां बृहतः पितुर्जाम् ।**
**ऊर्ध्वं भानुं सूर्यस्य स्तभायन् दिवो वसुभिररतिर्वि भाति ॥ २ ॥**

પદાર્થ : कृष्णाम् एनीं यत्-वर्पसा-अभिभूत्-જ્યારે પરમાત્મા ઉપાસકની અંદરની કાળા રંગની પાપ અજ્ઞાન અવસ્થાને પોતાના શુભ્ર પ્રકાશરૂપથી અભિભૂત કરી લે છે-દબાવી દે છે, बृहतः पितुः-जां योषाम्-जनयन्-ત્યારે મહાન પાલક સૂર્યની અપત્ય ઉષાની સમાન પોતાની વાણીની જ્ઞાન જ્યોતિને પ્રાદુર્ભૂત કરતાં सूर्यस्य भानुम्-ऊर्ध्वं स्तभायत्-જ્ઞાન સૂર્યનાં જ્ઞાનમય તેજને ઉપાસકની ઉપર મસ્તિષ્કમાં સ્તંભિત કરીને ધરીને-રાખીને પુનઃ दिवः-अरतिः-મોક્ષધામના વ્યાપક સ્વામી પરમાત્મા वसुभिः 'वसुषु' विभाति-પોતાના વસનારા જીવન મુક્તો ઉપાસકોમાં વિશેષ-ભાસિત-પ્રકાશિત થાય છે. (૨)

**१५४८. भद्रो भद्रया सचमान आगात् स्वसारं जारो अभ्येति पश्चात्।**
**सुप्रकेतैर्द्युभिरग्निर्वितिष्ठन् रुशद्भिर्वर्णैरभि राममस्थात् ॥ ३ ॥**

પદાર્થ : अग्निः-જ્ઞાન પ્રકાશ સ્વરૂપ પરમાત્મા भद्रः-ભંદનીય-અર્ચનીય भद्रया-અર્ચનાથી-સ્તુતિથી सचमानः-સમવેત-સંગત થતાં आगात्-ઉપાસકની અંદર આવે છે. जारः-જેમ અંધકારને જીર્ણ કરનાર સૂર્ય स्वसारम्-अभि पश्चात् एति-સુ-અસા =શોભન રીતિથી અંધકારને ફેંકી દેનારી ઉષાને લક્ષ્ય કરીને-

આગળ કરીને પાછળ આવે છે. सुप्रकेतैः-द्युभिः-સમ્યક પ્રકાશિત કરનારી આનંદ દીપ્તિઓ, उशद्भिः-वर्णैः-કમનીય વર્ણનો-જ્ઞાનોપદેશોની સાથે तिष्ठन्-હૃદયમાં સ્થિત થતાં रामम्-अभि-अस्थात्-રમણ યોગ્ય ઉપાસક આત્માને લક્ષ્ય કરીને-ઉપાસક આત્મામાં વિરાજમાન થાય છે. (૩)

## સૂક્ત-૨

**१५४९. कया ते अग्ने अङ्गिर ऊर्जो नपादुपस्तुतिम्। वराय देव मन्यवे ॥ १ ॥**

પદાર્થ : अङ्गिरः-હે અંગોમાં આનંદરસ ભરનાર અને અંગોના પ્રેરક ऊर्जः-नपात्-अग्ने देव-આત્મબળને ન પડવા દેનાર-રક્ષક પરમાત્મદેવ ! वराय मन्यवे-વરણ કરવા યોગ્ય મનન કરવા યોગ્ય જ્ઞાન પ્રકાશ સ્વરૂપ લાભને માટે कया-उपस्तुतिम्-કોઈ વિરલ શ્રેષ્ઠ યોગ પદ્ધતિથી કરેલી મારી ઉપાસનાનો સ્વીકાર કર. (૧)

**१५५०. दाशेम कस्य मनसा यज्ञस्य सहसो यहो। कदु वोच इदं नमः ॥ २ ॥**

પદાર્થ : कस्य यज्ञस्य-સુખ સ્વરૂપ યજનીય, सहसः-यहो-'यहोः'-બળવાન સર્વત્ર ગતિમાન સર્વત્ર પ્રાપ્ત પરમાત્માને માટે मनसा-इदं नमः-મનથી એ વિનમ્ર વચન-પ્રાર્થના વચન कद्-उ-वोचे-ક્યારેય પણ કહું-બોલું તેનો તે સ્વીકાર કરે છે. (૨)

**१५५१. अधा त्वं हि नस्करो विश्वा अस्मभ्यं सुक्षितीः।**
**वाजद्रविणसो गिरः ॥ ३ ॥**

પદાર્થ : अधः-અનન્તર-અને त्वं हि-તું જ अस्मभ्यम्-અમારે માટે नः-गिरः-અમારી સ્તુતિ વાણીઓને सुक्षितीः-શોભન ભૂમિ વાળી वाज-द्रविणसः-અમૃત અન્નભોગો ધન ફળ વાળી करः-કર-બનાવ. (૩)

## સૂક્ત-3

**१५५२. अग्न आ याह्यग्निभिर्होतारं त्वा वृणीमहे ।**
**आ त्वामनक्तु प्रयता हविष्मती यजिष्ठं बर्हिरासदे ॥ १ ॥**

પદાર્થ : अग्ने-आयाहि-હે જ્ઞાનપ્રકાશ સ્વરૂપ પરમાત્મન્ ! તું મારા હૃદયમાં આવ त्वा होतारम्-તને અધ્યાત્મયજ્ઞના ઋત્વિજને अग्निभिः-બ્રાહ્મણોની સમાન वृणीमहे-અમે વરણ કરીએ છીએ. त्वां-यजिष्ठम्-તને અત્યંત યાજકને प्रयता हविष्मती-સંયમ દ્વારા એકાગ્ર કરેલી આત્મ સમર્પણવાળી સ્તુતિ अनक्तु-સ્નિગ્ધ કરે-અમારી તરફ દ્રવિત કરે. बर्हिः-आसदे-હૃદયાકાશમાં બેસવા માટે. [પ્રાપ્ત થા.] (૧)

**१५५३. अच्छा हि त्वा सहसः सूनो अङ्गिरः स्त्रुचश्चरन्त्यध्वरे ।**

**ऊर्जो नपातं घृतकेशमीमहेऽग्निं यज्ञेषु पूर्व्यम् ॥ २॥**

પદાર્થ : सहसः सूनो-अङ्गिरः-હે બળના ઉત્પાદક અંગોના રસરૂપ રસયિતા પરમાત્મન્ ! त्वा-अच्छा हि-તને લક્ષ્ય કરીને अध्वरे-અધ્યાત્મયજ્ઞમાં स्रुचः-चरन्ति-સ્તુતિવાણીઓ ચાલે છે-થતી રહે છે. ऊर्जः-नपातम्-આત્મબળને ન પડવા દેનાર-રક્ષક, घृतकेशम्-દીપ્ત રશ્મિવાળા, पूर्व्यम्-શાશ્વત, अग्निम्-પ્રકાશ સ્વરૂપ પરમાત્માને ईमहे-ચાહીએ છીએ-પ્રાર્થિત કરીએ છીએ. (૨)

## સૂક્ત-૪

**१५५४. अच्छा नः शीरशोचिषं गिरो यन्तु दर्शतम् ।**
**अच्छा यज्ञासो नमसा पुरूवसुं पुरुप्रशस्तमूतये ॥ १ ॥**

પદાર્થ : शीरशोचिषम्-વ્યાપક જ્યોતિવાળા दर्शतम्-દર્શનીય પરમાત્માને नः-गिरः-અમારી સ્તુતિઓ अच्छ यन्तु-સારી રીતે પ્રાપ્ત થાઓ. पुरूवसुं पुरुप्रशस्तं-બહુજ વસાવનાર અને બહુજ પ્રશંસનીય પરમાત્માને नमसा यज्ञासः-નમ્ર ભાવથી અધ્યાત્મયજ્ઞ अच्छ-ऊतये-શ્રેષ્ઠ રક્ષા માટે પ્રાપ્ત થાઓ. (૧)

**१५५५. अग्निं सूनुं सहसो जातवेदसं दानाय वार्याणाम् ।**
**द्विता यो भूदमृतो मर्त्येष्वा होता मन्द्रतमो विशि ॥ २ ॥**

પદાર્થ : सहसः सूनुम्-યોગાભ્યાસ રૂપ બળથી સાક્ષાત્ થનાર जातवेदसम्-ઉત્પન્ન માત્રના જ્ઞાતા अग्निम्-પરમાત્માને वार्याणां दानाय-વરણ કરવા યોગ્ય પદાર્થોને આપવા માટે 'મંત્ર' અમારી સ્તુતિઓ પ્રાપ્ત થાઓ. यः-अमृतः-જે અમૃત પરમાત્મા द्विता-अभूत्-બે રૂપોમાં मर्त्येषु-आ-મરણધર્મી જનોમાં-સાધારણ મનુષ્યોમાં અને અમરજનો-મુમુક્ષુ ઉપાસકોમાં विशि-બન્ને પ્રકારની પ્રજાઓમાં રહેલ છે. होता-જીવન નિર્વાહક પદાર્થો આપનાર છે અને અમરજનો-મુમુક્ષુ ઉપાસકોને માટે मन्द्रतमः-અત્યંત હર્ષ-આનંદનો મોક્ષદાતા છે. (૨)

## ખંડ-૩

## સૂક્ત-૧

**१५५६. अदाभ्यः पुरएता विशामग्निर्मानुषीणाम् । तूर्णी रथः सदा नवः ॥ १ ॥**

પદાર્થ : अदाभ्यः-अग्नि-અદંભનીય-અબાધ્ય જ્ઞાન પ્રકાશ સ્વરૂપ પરમાત્મા मानुषीणाम् विशाम्-મનનશીલ પ્રજાઓ ઉપાસકોના पुरः-एता-અગ્રગામી-અગ્રણાયક છે. तूर्णिः-रथः-શીઘ્રગામી રથ સમાન અથવા ઉપાસકના પાપને છિન્ન-ભિન્ન કરનાર રમણીય-સુંદર સ્થાન सदा नवः-સદા અજર શરણ અથવા સદા સ્તુતિ યોગ્ય છે. (૧)

१५५७. अभि प्रयांसि वाहसा दाश्वाँ अश्नोति मर्त्यः । क्षयं पावकशोचिषः ॥ २ ॥

પદાર્થ : दाश्वान्-मर्त्यः-આત્મદાની-આત્મસમર્પી ઉપાસક वाहसा-સ્તુતિ પ્રાપણ-સ્તુતિ પ્રવાહથી प्रयांसि-અત્યંત પ્રિય ભોગોને अभि-अश्नोति-ભોગવે છે અથવા પ્રાપ્ત કરે છે. पावक शोचिषः-क्षयम्-પવિત્રકારક જ્ઞાનપ્રકાશમાન પરમાત્મા અમૃત નિવાસને અમૃત ભોગને પણ ભોગવે છે-પ્રાપ્ત કરાવે છે. (૨)

१५५८. साह्वान् विश्वा अभियुजः क्रतुर्देवानाममृक्तः ।
अग्निस्तुविश्रवस्तमः ॥ ३ ॥

પદાર્થ : अग्निः-જ્ઞાન પ્રકાશક પરમાત્મા देवानाम्-ઉપાસક મુમુક્ષુઓની विश्वाः-अभियुजः-સમસ્ત અભિયોગી વિરોધી પ્રવૃત્તિઓને साह्वान्-દબાવનાર अमृक्तः-क्रतुः-અમૃત પ્રજ્ઞાન પ્રેરક तुविश्रवस्तमः-બહુ જ શ્રવણીયતમ છે-અત્યધિક શ્રવણ, મનન આદિ કરવા યોગ્ય છે. (૩)

## સૂક્ત-૨

१५५९. भद्रो नो अग्निराहुतो भद्रा रातिः सुभग भद्रो अध्वरः ।
भद्रा उत प्रशस्तयः ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૧૧

१५६०. भद्रं मनः कृणुष्व वृत्रतूर्ये येना समत्सु सासहिः ।
अव स्थिरा तनुहि भूरि शर्धतां वनेमा ते अभिष्टये ॥ २ ॥

પદાર્થ : वृत्रतूर्ये-હે પરમાત્મન્ ! પાપનાશનમાં-પાપનાશ કરવામાં નિમિત્ત मनः-भदं कृणुष्व-અમારા મનને પવિત્ર અથવા સ્તુતિ કરવા યોગ્ય કર. येन समत्सु सासहिः-જેનાથી તેના સંઘર્ષોમાં અત્યંત સહનશીલ-સાહસી બની જઈએ. भूरि शर्धताम्-બહુજ પ્રબળ બનેલાં પાપોને स्थिरा अव तनुहि-સ્થિર જામેલાંને દુર્બળ બનાવી દે. ते वनेम-તારી સેવા ભક્તિ કરીએ. अभिष्टये-અમારી ઈચ્છા પૂરી કરવા માટે. [ભક્તિ કરીએ.] (૨)

## સૂક્ત-3

१५६१. अग्ने वाजस्य गोमत ईशानः सहसो यहो ।
अस्मे देहि जातवेदो महि श्रवः ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૯૯

१५६२. स इधानो वसुष्कविरग्निरीडेन्यो गिरा ।

रेवदस्मभ्यं पुर्वणीक दीदिहि ॥ २॥

પદાર્થ : सः-अग्निः-તે જ્ઞાન પ્રકાશ સ્વરૂપ પરમાત્મા इधानः-પ્રકાશિત થતાં-સાક્ષાત્ થતાં वसुः-વસાવનાર कविः-કાન્તદર્શી સર્વજ્ઞ गिरा-ईडेन्यः-સ્તુતિ વાણીથી સ્તુતિ કરવા યોગ્ય છે, તે એવો તું પરમાત્મન્ ! अस्मभ्यम्-અમારે માટે रेवत्-મોક્ષૈશ્વર્યવાળા पुर्वणीकम्-બહુજ કાલવાળું જીવન-મોક્ષના જીવનને दीदिहि-પ્રજ્વલિત કર-પ્રસિદ્ધ કર. (૨)

१५६३. क्षपो राजन्नुत त्मनाग्ने वस्तोरुतोषसः ।
स तिग्मजम्भ रक्षसो दह प्रति ॥ ३॥

પદાર્થ : राजन्-तिग्मजम्भ-अग्ने-હે સર્વત્ર રાજમાન-પ્રકાશમાન પાપીઓને માટે તીક્ષ્ણ નાશન શક્તિવાળા પરમાત્મન્ ! सः-તે તું त्मना-'आत्मनः'-ઉપાસક આત્માને रक्षसः-હાનિકર પાપોને उतवस्तोः-દિવસે પણ અને उत-उषसः-રાતે પણ क्षपः-તિરસ્કાર કર-દૂર કર प्रतिदह-બાળી નાખ. (૩)

## ખંડ-૪

### સૂક્ત-૧

१५६४. विशोविशो वो अतिथिं वाजयन्तः पुरुप्रियम् ।
अग्निं वो दुर्यं वच स्तुषे शूषस्य मन्मभिः ॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૮૭

१५६५. यं जनासो हविष्मन्तो मित्रं न सर्पिरासुतिम् । प्रशंसन्ति प्रशस्तिभिः ॥ २॥

પદાર્થ : हविष्यमन्तः-जनासः-પવિત્ર આત્મરૂપ ભેટવાળા ઉપાસકજનો सर्पिः-आसुतिं मित्रं न-પ્રાપ્ત થનાર સાક્ષાત્ મિત્ર સમાન यम्-જે પ્રકાશ સ્વરૂપ પરમાત્માને प्रशस्तिभिः-प्रशंसन्ति-પ્રશંસાઓથી-સ્તુતિઓ દ્વારા પ્રશંસિત કરે છે, તે સિદ્ધ ઉપાસ્ય છે. (૨)

१५६६. पन्यांसं जातवेदसं यो देवतात्युद्यता। हव्यान्यैरयद् दिवि॥ ३॥

પદાર્થ : यः-જે પરમાત્મા देवताति-उद्यता हव्यानि-'દેવતાતૌ'-અધ્યાત્મયજ્ઞમાં ઉત્તમ સંપન્ન આત્માઓને दिवि-ऐरयत्-મોક્ષધામમાં પ્રેરિત કરે છે-મોકલે છે. पन्यांसं जातवेदसम्-તે અત્યંત સ્તુતિ કરવા યોગ્ય ઉત્પન્ન માત્રના જ્ઞાતા પરમાત્માને પ્રશંસિત કરીએ છીએ. તે ઉપાસ્ય છે. (૩)

### સૂક્ત-૨

१५६७. समिद्धमग्निं समिधा गिरा गृणे शुचिं पावकं पुरो अध्वरे ध्रुवम्।

**विप्रं होतारं पुरुवारमद्रुहं कविं सुम्नैरीमहे जातवेदसम्॥ १ ॥**

પદાર્થ : गिरा समिधा-સ્તુતિ રૂપ સમિત્-'સમિધા'ના દ્વારા समिद्धम्-પ્રકાશમાન अध्वरे-અધ્યાત્મ-યજ્ઞમાં शुचिम्-દોષ શોધક ध्रुवम्-अग्निम्-નિત્ય પરમાત્માને पुरः-પ્રથમ गृणे-સ્તુતિ કરું-સ્તુતિમાં લાવું. विप्रं होतारम्-વિશેષ કામના પૂરક દાતા पुरुवारम्-બહુજ વરણીય कविम्-ક્રાન્તદર્શી जातवेदसम्-ઉત્પન્ન માત્રના જ્ઞાતા પરમાત્માને सुम्नैः-ईमहे-શ્રેષ્ઠ ભાવોથી માગીએ છીએ-ચાહીએ છીએ. (૧)

**१६६८. त्वां दूतमग्ने अमृतं युगेयुगे हव्यवाहं दधिरे पायुमीड्यम्।**
**देवासश्च मर्तासश्च जागृविं विभुं विश्पतिं नमसा नि षेदिरे॥ २ ॥**

પદાર્થ : अग्ने-હે જ્ઞાનપ્રકાશ સ્વરૂપ પરમાત્મન્ ! त्वां दूतं हव्यवाहम्-તું દોષ નિવારક દાતવ્ય સ્તુતિ સમૂહને વહન કરનાર-પ્રાપ્ત કરનાર पायुम्-अमृतम्-ईड्यम्-રક્ષક અમર કરનાર સ્તુતિ યોગ્ય પરમાત્માને युगे युगे दधिरे-ધ્યાનના પ્રત્યેક અવસરપર ઉપાસક ધારણ કરે છે. देवासः-च मर्तासः-च-દેવ-મુમુક્ષુ ઉપાસક પણ અને સાધારણ જન પણ जागृविं विभुं विश्पपतिम्-સ્વયં જાગરુક-સદા સાવધાન અને ઉપાસકોને જાગરુક કરનાર-સાવધાન કરનાર વ્યાપક જ્યેષ્ઠ સ્વામી પરમાત્માને नमसा निषेदिरे-નમસ્કાર નમ્ર પ્રાર્થના દ્વારા પોતાની અંદર બેસાડી લે છે. (૨)

**१५६९. विभूषन्नग्न उभयाँ अनु व्रता दूतो देवानां रजसी समीयसे।**
**यत्ते धीतिं सुमतिमावृणीमहेऽध स्मा नस्त्रिवरूथः शिवो भव॥ ३ ॥**

પદાર્થ : अग्ने-હે જ્ઞાન પ્રકાશ સ્વરૂપ પરમાત્મન્ ! उभयान्-બન્ને જીવન મુક્તો તથા સાધારણ ઉપાસકજનોને व्रता 'व्रतानि' अनु-કર્મને અનુસાર विभूषन्-'विभूषयन्'-વિવિધ રૂપથી પુરસ્કૃત કરે છે, પરંતુ देवानां दूतः-મુમુક્ષુઓ જીવન મુક્તોનો પ્રેરક-મોક્ષમાં પ્રેરિત કરનાર છે. रजसी समीयसे-તેઓને તું પ્રતિદિનમાં અથવા બન્ને લોકોમાં પ્રાપ્ત રહે છે. यत् ते-તારી धीतिं सुमतिम्-आवृणीमहे-ધારણા ધ્યાન ક્રિયાને કલ્યાણકારી મતિ-અર્ચનાને અમે અપનાવીએ છીએ, अध-અનન્તર-ત્યારે नः-અમારે માટે તું त्रिवरूथः शिवः-भव स्म-ત્રીજું ઘર મોક્ષધામવાળું કલ્યાણ સ્વરૂપ બને-બને છે. (૩)

## સૂક્ત-3

**१५७०. उप त्वा जामयो गिरो देदिशतीर्हविष्कृतः। वायोरनीके अस्थिरन्॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૩

**१५७१. यस्य त्रिधात्ववृतं बर्हिस्तस्थावसन्दिनम्। आपश्चिन्नि दधा पदम्॥ २ ॥**

પદાર્થ : यस्य-જે અગ્નિ-જ્ઞાન પ્રકાશસ્વરૂપ પરમાત્માને त्रिधातु-अवृतम्-असन्दितं पदम्-ત્રણેય ધારણાઓ-સ્તુતિ, પ્રાર્થના, ઉપાસનાઓવાળા અથવા શ્રવણ, મનન, નિદિધ્યાસન દ્વારા અવૃત-પ્રત્યક્ષ-સાક્ષાત્ 'અસન્દિત' સર્વથા અવિચલ એકરસ પદ-સ્વરૂપ बर्हिः-तस्थौ-હૃદય આકાશમાં સ્થિર છે તેને आपः-चित्-આપ્તજન શ્રેષ્ઠ ઉપાસક निदधा-પોતાની અંદર ધારણ કરે છે. (૨)

१५७२. पदं देवस्य मीढुषोऽनाधृष्टाभिरूतिभिः। भद्रा सूर्यइवोपदृक्॥ ३॥

પદાર્થ : मीढुषः-देवस्य-સુખનું સિંચન કરનાર પરમાત્મદેવનું पदम्-પરમ પદ સ્વરૂપ अनाधृष्टाभिः-ऊतिभिः-અબાધિત રક્ષાઓથી સુરક્ષિત છે. उपदृक्-भद्रा-તેના સાક્ષાત્ દર્શનની અનુભૂતિ કલ્યાણકારી છે, सूर्यः-इव-જેમ સૂર્યની આભા કલ્યાણકારી છે તેમ. (૩)

इति पञ्चदशोऽध्यायः, सप्तम प्रपाठकस्य द्वितीयोऽर्धः ॥

★ ★ ★

# अथ षोड़शोध्यायः

## सप्तम प्रपाठकस्य तृतीयोऽर्धः

### ખંડ-૧

### સૂક્ત-૧

**१५७३. अभि त्वा पूर्वपीतये इन्द्र स्तोमेभिरायवः।**
**समीचीनास ऋभवः समस्वरन् रुद्रा गृणन्त पूर्व्यम्॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૫૬

**१५७४. अस्येदिन्द्रो वावृधे वृष्ण्यं शवो मदे सुतस्य विष्णवि।**
**अद्या तमस्य महिमानमायवोऽनु ष्टुवन्ति पूर्वथा॥ २॥**

પદાર્થ : इन्दः-ઐશ્વર્યવાન પરમાત્મા अस्य सुतस्य विष्णवि मदे इत्-ઉપાસક દ્વારા પ્રસ્તુત કરેલ એ પૂર્વપાન નિષ્પન્ન મહાન ઉપાસનારસને વ્યાપનાર હર્ષમાં-હર્ષને માટે કૃપાળુ બની જતાં वृषणं शवः-वावृधे-ઉપાસકનાં સુખવર્ષણ યોગ્ય બળની વૃદ્ધિ કરે છે, તેથી अद्य-आयवः-આજ-અત્યારે ઉપાસકજન पूर्वथा-પૂર્વ-પૂર્વના ઉપાસકોની સમાન તેની પરંપરાથી अस्य-એ ઇન્દ્રની પરમાત્માની महिमानम्-મહિમાને अनुष्टुवन्ति-પરંપરાગત-પરાપૂર્વથી તેવીજ સ્તુતિ ગાન કરે છે. (૨)

### સૂક્ત-૨

**१५७५. प्र वामर्चन्त्युक्थिनो नीथाविदो जरितारः। इन्द्राग्नी इष आ वृणे॥ १॥**

પદાર્થ : इन्द्राग्नी-હે ઐશ્વર્યવાન અને જ્ઞાન પ્રકાશ સ્વરૂપ પરમાત્મન્ ! वाम्-તારા બન્ને રૂપોવાળાને उक्थिनः-સ્તુતિવાણી વાળા नीथाविदः-અધ્યાત્મ દૃષ્ટિના વિદ્વાનો जरितारः-સ્તોતા ઉપાસકજન प्र-अर्चन्ति-પ્રકૃષ્ટ રૂપે અર્ચન-સેવન કર્યા કરે છે, इषे-आवृणे-મારી કામના પૂર્તિને માટે સમગ્રરૂપથી તને વરણ કરું છું. (૧)

**१५७६. इन्द्राग्नी नवतिं पुरो दासपत्नीरधूनुतम्। साकमेकेन कर्मणा॥ २॥**

પદાર્થ : इन्द्राग्नी-હે ઐશ્વર્યવાન તથા જ્ઞાન પ્રકાશસ્વરૂપ પરમાત્મન્ ! તું दासपत्नीः-नवतिं-'नवतीः' पुरः-દાસ = શત્રુ પત્ની = પાલક અર્થાત્ જે કામ આદિ શત્રુઓ-ક્ષય કરનારા છે, તે શત્રુઓનું પાલન-

રક્ષણ આપીને વધારનારી ગતિશીલ દૂષિત મનોવૃત્તિઓને एकेन कर्मणा साकं-अधूनुतम्-એક કર્મ-સાક્ષાત્ દર્શનની સાથે જ કંપાયમાન કરીને-નષ્ટ કરી નાખે છે. (૩)

१५७७. इन्द्राग्नी अपसस्पर्युप प्र यन्ति धीतयः। ऋतस्य पथ्या ३ अनु॥ ३॥

પદાર્થ : इन्द्राग्नी-હે ઐશ્વર્યવાન તથા જ્ઞાનપ્રકાશસ્વરૂપ પરમાત્મન્ ! अपसः-परि-તારા દર્શન કર્મને અધિકૃત કરીને-લક્ષ્ય કરીને धीतयः-પ્રજ્ઞાઓ અર્થાત્ સ્તુતિઓ ऋतस्य पथ्याः-अनु-અધ્યાત્મ માર્ગોને અનુસાર उप प्रयन्ति-તારી તરફ અથવા તને અનેક પ્રકારે પ્રાપ્ત થાય છે. (૩)

१५७८. इन्द्राग्नी तविषाणि वां सधस्थानि प्रयांसि च। युवोरप्तूर्यं हितम्॥ ४॥

પદાર્થ : इन्द्राग्नी-હે ઐશ્વર્યવાન તથા જ્ઞાન પ્રકાશ સ્વરૂપ પરમાત્મન્ ! वाम्-તારા तविषाणि-મહાન-મહત્ત્વવાળા-મહત્ત્વ પૂર્ણ सधस्थानि-સહસ્થાન-સહયોગ સ્થાન प्रयांसि-અત્યંત પ્રિય મોક્ષ સુખ છે. युवोः-'युवयोः' તારી અંદર अप्तूर्यं-हितम्-તને પ્રાપ્ત કરીને શ્રેયાન બની જવું, મુક્ત બની જવું અર્થાત્ આપ્તગતિ પામવું નિહિત છે. (૪)

## સૂક્ત-૩

१५७९. शग्ध्यू ३ षु शचीपत इन्द्र विश्वाभिरूतिभिः।
भगं न हि त्वा यशसं वसुविदमनु शूर चरामसि॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૫૩

१५८०. पौरो अश्वस्य पुरुकृद्गवामस्युत्सो देव हिरण्ययः।
न किर्हि दानं परिमर्धिषत् त्वे यद्यद्यामि तदा भर॥ २॥

પદાર્થ : देव-હે ઐશ્વર્યવાન પરમાત્મદેવ ! તું ઉપાસકોના अश्वस्य पौरः-વ્યાપનશીલ મનોરૂપ પુર-પુરીનો વાસી-સ્વામી છે. गवां पुरस्कृत-असि-ઇન્દ્રિયોનો પુરસ્કર્તા-સદુપયોગદાતા છે. हिरण्ययः-उत्सः-અમૃત ભરેલ કૂવો છે. दानं न किः-हि परि मर्धिषत्-તારા દાનનો કોઈ નાશ કરી શકતું નથી અથવા પરિહત કરી શકતું નથી. त्वे यत्-यत्-यामि-તારામાં તારી પાસે જે જે દાન આપવા યોગ્ય છે તેને હું ઉપાસક માગું છું. तत्-आभर-તેને આભરિત કર-સમગ્રરૂપથી પ્રદાન કર. (૨)

## સૂક્ત-૪

१५८१. त्वं ह्येहि चेरवे विदा भगं वसुत्तये।
उद्वावृषस्व मघवन् गविष्टय उदिन्द्राश्वमिष्टये॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૪૦

१५८२. त्वं पुरू सहस्राणि शतानि च यूथा दानाय मंहसे ।
आ पुरन्दरं चकृम विप्रवचस इन्द्रं गायन्तोऽवसे ॥ २ ॥

પદાર્થ : त्वम्-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું दानाय-આત્મદાન-આત્મ સમર્પણ કરનારા ઉપાસકોને માટે शतानि-સેંકડો सहस्राणि-હજારો च-તેમજ यूथः 'यूथानि' સર્વ-સમસ્ત पुरू 'पुरूणि' કામના પૂર્તિઓને मंहसे-આપે છે. पुरन्दरम्-બંધન પુર-શરીરને પોતાના દયાદર્શનથી દીર્ણ-વિદીર્ણ-છિન્ન-ભિન્ન કરનારા, इन्द्रम्-તું ઐશ્વર્યવાન પરમાત્માને विप्रवचसः-વિશેષ પ્રકૃષ્ટ સ્તુતિ વચનો જેના છે એવા गायन्तः-ગુણગાન કરતાં અમે ઉપાસકો अवसे-આત્મતૃપ્તિને માટે आचक्रम्-અંગીકાર કરીએ-અપનાવીએ. અર્થાત્ સ્મરણ કરીએ. (૨)

## સૂક્ત-૫

१५८३. यो विश्वा दयते वसु होता मन्द्रो जनानाम् ।
मधोर्न पात्रा प्रथमान्यस्मै प्र स्तोमा यन्त्वग्नये ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૪

१५८४. अश्वं न गीर्भी रथ्यं सुदानवो मर्मृज्यन्ते देवयवः ।
उभे तोके तनये दस्म विश्पते पर्षि राधो मघोनाम् ॥ २ ॥

પદાર્થ : विश्पते दस्म-હે અમારા ઉપાસક પ્રજાઓના પાલક અને દર્શનીય रथ्यम्-अश्वं व-રથવહન યોગ્ય સમર્થ ઘોડાઓની સમાન તું સંસાર વાહકને गीर्भिः-સ્તુતિઓ દ્વારા देवयवः-सुदानवः-તને-દેવને ચાહનારા શોભનદાન-આત્મદાન-આત્મસમર્પણ કરનારા ઉપાસકો मर्मृज्यन्ते-સારી રીતે અલંકૃત પૂજિત અથવા પ્રાપ્ત કર્યા કરે છે. उभये तोके तनये બન્ને રૂપ તોકે =પુત્ર. તનય =પૌત્ર-પુરાતન અને નવીન ઉપાસકની અંદર मघोनां राधः पर्षि-જ્ઞાનધનવાળા અધ્યાત્મ ધનવાળા ઉપાસકોનું જે ધન રહેલું છે, તેને પૂરિત કરે છે-ભરે છે. (૨)

## ખંડ-૨

## સૂક્ત-૧

१५८५. इमं मे वरुण श्रुधी हवमद्या च मृडय। त्वामवस्युरा चके॥ १ ॥

પદાર્થ : वरुण-વરણ કરવા યોગ્ય પરમાત્મન્ ! मे-મારા इमं हवम्-એ આમંત્રણ અથવા પ્રાર્થનાને

श्रुधि-સાંભળ-સ્વીકાર કર. च-અને अद्य मृडय-આજ-તુરત આ જીવનમાં જ મને સુખી કર. अवस्युः-રક્ષા ચાહનાર હું त्वाम् आचके-તને ચાહું છું, તારી પ્રાપ્તિ અને દર્શનની કામના કરું છું. (૧)

## સૂક્ત-૨

१५८६. कया त्वं न ऊत्याभि प्र मन्दसे वृषन्। कया स्तोतृभ्य आ भर॥ १ ॥

પદાર્થ : वृषन्-હે સુખવર્ષક પરમાત્મન્ ! त्वम्-તું कया-ऊत्या-કોઈ પણ રક્ષા વિધિથી नः-अभिप्रमन्दसे-અમને પ્રાપ્ત થઈને આનંદિત કરે છે. कया स्तोतृभ्यः-आभर-કોઈ પણ કૃપાથી સ્તુતિ કરનારાઓમાં તારા દર્શનને ભરી દે છે. (૧)

## સૂક્ત-૩

१५८७. इन्द्रमिद्देवतातय इन्द्रं प्रयत्यध्वरे ।
इन्द्रं समीके वनिनो हवामह इन्द्रं धनस्य सातये ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૪૯

१५८८. इन्द्रो मह्ना रोदसी पप्रथच्छव इन्द्रः सूर्यमरोचयत् ।
इन्द्रे ह विश्वा भुवनानि येमिर इन्द्रे स्वानास इन्दवः ॥ २ ॥

પદાર્થ : इन्द्रः-ઐશ્વર્યવાન પરમાત્મા रोदसी-દ્યાવા પૃથિવીમય જગતને मह्ना-પોતાની મહિમા-મહાન શક્તિથી पप्रथत्-પ્રથિત કરે છે. વિવિધરૂપ વિસ્તૃત કરે છે-ફેલાવે છે. इन्द्रः-शवः सूर्यम्-अरोचयत्-પરમાત્મા પોતાના બળથી સૂર્યને પ્રકાશિત કરે છે. इन्दे ह विश्वा भुवनानि येमिरे-પરમાત્માની અંદર જ તેના શાસનમાં સમસ્ત લોક-લોકાન્તર નિયમિત ગતિ કરે છે. इन्द्रे स्वानासः-इन्दवः-પરમાત્માની અંદર પ્રથમ ઉત્પન્ન થઈને સૂક્ષ્મભૂત અર્થાત્ પરમાણુ પ્રકટ થઈને નિયમપૂર્વક રહે છે. અથવા ઉપાસનારસવાળા મુક્ત આત્માઓ વિદ્યમાન રહે છે. (૨)

## સૂક્ત-૪

१५८९. विश्वकर्मन् हविषा वावृधानः स्वयं यजस्व तन्वां३ स्वाहिते।
मुह्यन्त्वन्ये अभितो जनास इहास्माकं मघवा सूरिरस्तु॥ १ ॥

પદાર્થ : विश्वकर्मन्-હે વિશ્વના કર્તા-રચયિતા પરમાત્મન્ ! हविषा वावृधानः-મારા ઉપાસક આત્માના સમર્પણથી વધતાં અથવા વધવાને માટે स्वयं तन्वं यजस्व-સ્વયં પોતાનામાં આત્માને સંગત કર. स्वा

हि ते-એ આત્મા તારો જ તનુ-દેહ છે. अन्ये जनासः-અન્ય મનુષ્યો જે તારા તરફ પોતાનું સમર્પણ કરતાં નથી તેઓ अभितः-मुह्यान्तु-પ્રલયમાં તેઓ નિતાન્ત મુગ્ધ બની જાય છે. इह अस्माकं मघवा-सूरिः-अस्तु-એ અવસ્થામાં અમારો ઉપાસકોનો પરમાત્મા જ પ્રેરક બને છે. (૧)

## સૂક્ત-૫

१५९०. अया रुचा हरिण्या पुनानो विश्वा द्वेषांसि
तरति सयुग्वभिः सूरो न सयुग्वभिः ।
धारा पृष्ठस्य रोचते पुनानो अरुषो हरिः
विश्वा यद्रूपा परियास्यृक्वभिः सप्तास्येभिर्ऋक्वभिः ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૬૩

१५९१. प्राचीमनु प्रदिशं याति चेकितत्सं रश्मिभिर्यतते
दर्शतो रथो दैव्यो दर्शतो रथः ।
अग्मन्नुक्थानि पौंस्येन्द्रं जैत्राय हर्षयन्
वज्रश्च यद्भवथो अनपच्युता समत्स्वनपच्युता ॥ २ ॥

પદાર્થ : चेकितत् प्राचीं प्रदीशम्-अनुयाति-ધારારૂપમાં પ્રાપ્ત થનાર પરમાત્મા ઉપાસકને સદા ચેતનામાં રાખતાં તેની સામેની દિશામાં અનુગત થાય છે-તેનો સીધો સાક્ષાત્ થાય છે. रश्मिभिः-संयतते-પોતાની જ્ઞાન જ્યોતિઓ દ્વારા ઉપાસકમાં સંગત થાય છે-તેને મળે છે, તે दर्शतः-रथः-દર્શનીય અનુભવનીય રસરૂપ दैव्यः-दर्शतः-रथः-તે લૌકિક રસ નહિ પરંતુ દૈવ્ય-દેવો-મુક્તોનો અલૌકિક અનુભવીય રસ છે. पौंस्या-उक्थानिः-इन्द्रम्-अग्मन्-ઉપાસકનાં બળ પ્રબળ સ્તુતિવચન તે ઐશ્વર્યવાન સોમ-શાન્ત સ્વરૂપની તરફ પહોંચે છે. जैत्राय हर्षयन्-કામ આદિ પર વિજય પ્રાપ્ત કરવા માટે ઉપાસકને હર્ષિત કરતાં वज्रः-च-અને ઓજસ્વી यद्-भवथः-અને ઉપાસક બન્ને મળેલાં સમાન બની જાય છે. अनपच्युता-પૃથક્ થનાર समत्सु-अनपच्युता-કામ આદિની સામેના સંઘર્ષમાં સફળ બને છે. (૨)

१५९२. त्वं ह त्यत्पणीनां विदो वसु सं मातृभिर्मर्जयसि
स्व आ दम ऋतस्य धीतिभिर्दमे ।
परावतो न साम तद्यत्रा रणन्ति धीतयः

त्रिधातुभिररुषीभिर्वयो दधे रोचमानो वयो दधे ॥ ३ ॥

પદાર્થ : त्वं ह-હે સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું નિશ્ચય पणीनाम्-અર્ચના-સ્તુતિ કરનારાઓને યોગ્ય દાતવ્ય આપવા યોગ્ય त्यत्-वसु-તે અધ્યાત્મધનને विदः-'अविदः'-પ્રાપ્ત કરાવે છે. स्वे दमे मातृभिः-आ सम्मर्जयति-તેના પોતાના હૃદય સ્થાનમાં પ્રાપ્ત થઈને અધ્યાત્મજીવન નિર્માણ કરનારી આનંદ ધારાઓ દ્વારા અલંકૃત કરે છે. ऋतस्य धीतिभिः-दमे-અધ્યાત્મયજ્ઞની પ્રજ્ઞાઓથી તેના હૃદયગૃહમાં यत्र-જ્યાં धीतयः-પ્રજ્ઞાઓ परावतः न-ઉપાસકોથી પ્રેરણા પ્રાપ્ત કરેલી सामारणन्ति-સંતોષ-સાંત્વનાનું ગાન કરે છે. अरुषीभिः-त्रिधातुभिः-પ્રસિદ્ધ થયેલી ત્રણ-ધારણા, ધ્યાન, સમાધિઓ દ્વારા अरोचमानः-वयः-दधे-સાક્ષાત્ થતાં પરમાત્મા અધ્યાત્મ અવસ્થાને ધારણ કરે છે वयः-दधे-હાં, અધ્યાત્મજીવન-મુક્તજીવન ધારણ કરાવે છે. (૩)

## ખંડ-3

## સૂક્ત-૧

१५९३. उत नो गोषणिं धियमश्वसां वाजसामुत। नृवत्कृणुह्यूतये॥ १ ॥

પદાર્થ : उत-नः-ऊतये-હે પોષણકર્તા પરમાત્મા ! તું જ અમને ઉપાસકોની તૃપ્તિ શાન્તિને માટે नृवतः-જીવન મુક્તો જેવી गोषणिम्-સ્તુતિવાણીની સંભાજિકા-પરમાત્માની સ્તુતિ કરાવનારી अश्वसाम्-પરમાત્મામાં વ્યાપનશીલ મનની સંભાજિકા; उत वाजसाम्-અને મોક્ષામૃત અન્નભોગની સંભાજિકા-સેવન કરાવનારી, धियं कृणुहि-પ્રજ્ઞા પ્રકૃષ્ટ જ્ઞાન દ્રષ્ટિ બનાવી દે-પ્રદાન કર.

## સૂક્ત-૨

१५९४. शशमानस्य वा नरः स्वेदस्य सत्यशवसः। विदा कामस्य वेनतः॥ १ ॥

પદાર્થ : सत्यशवसः-नरः-હે સત્યબળવાળા નાયક, ઉન્નત માર્ગ પર લઈ જનારી વાસનાઓને મારનાર પરમાત્મન્ ! તું शशमानस्य-શંસમાન-પ્રશંસા કરનારા-સ્તુતિ કરનારાને वा-અને स्वेदस्य-તારાથી સ્નેહ કરનારા-અનુરક્ત શ્રદ્ધાવાનને वेनतः-તારા દર્શનની કામના કરનારા ઉપાસકોને कामस्य 'कामम्' विद-કામ-સુંદર સ્વદર્શન અને મોક્ષાનંદને પ્રાપ્ત કરાવ. (૧)

## સૂક્ત-3

१५९५. उप नः सूनवो गिरः शृण्वन्त्वमृतस्य ये। सुमृडीका भवन्तु नः॥ १ ॥

પદાર્થ : ये-જે अमृतस्य सूनवः-અમૃત સુખને ઉત્પન્ન કરનાર પરમાત્મા છે. नः-गिरः-અમારી ઉપાસકોની સ્તુતિઓને उप श्रृण्वन्तु-નિકટથી સાંભળે नः-અમારા માટે सुमृडीकाः-भवन्तु-સુખ આનંદ આપનાર બને. (૩)

## સૂક્ત-૪

**१५९६. प्र वां महि द्यवी अभ्युपस्तुतिं भरामहे। शुची उप प्रशस्तये॥ १॥**

પદાર્થ : द्यवी शुची वाम्-अभि-હે પ્રકાશમાન-અધ્યાત્મ દૃષ્ટિથી પ્રકાશમાન અને પવિત્ર પ્રજાપતિ-પિતા અને માતા પરમાત્મન્ ! તને લક્ષ્ય કરીને उपस्तुतिं प्र भरामहे-નિકટથી સ્તુતિ સમર્પિત કરીએ છીએ. प्रशस्तये-उप-ગુણગાન કરવા માટે પાસે જઈએ છીએ. (૧)

**१५९७. पुनाने तन्वा मिथः स्वेन दक्षेण राजथः। ऊह्याथे सनादृतम्॥ २॥**

પદાર્થ : तन्वा मिथः पुनाने-હે પરમાત્મન્ ! તું સંસારનો પ્રકાશક અને ધારક સાથે જ स्वेन दक्षेण राजथः-પોતાનાં બળથી સ્વામીત્વ કરે છે. सनात् ऋतम् ऊह्याथे-સદાથી બ્રાહ્મણ-ઉપાસકજનને મોક્ષની તરફ પહોંચાડે છે. (૨)

**१५९८. मही मित्रस्य साधथस्तरन्ती पिप्रती ऋतम्। परि यज्ञं नि षेदथुः॥ ३॥**

પદાર્થ : मही-હે પ્રકાશમાન અને આધારરૂપ પરમાત્મન્ ! તું मित्रस्य साधथः-સ્નેહી ઉપાસકનું અભીષ્ટ સાધે છે. ऋतं तरन्ती पिप्रती-બ્રાહ્મણ-ઉપાસકને સંસાર સાગરથી તારે છે અને પાલન કરે છે. यज्ञं परिनिषेदथुः-સંગ કરનાર ઉપાસકને સારી રીતે પ્રાપ્ત થાય છે. (૩)

## સૂક્ત-૫

**१५९९. अयमु ते समतसि कपोतइव गर्भधिम्। वचस्तच्चिन्न ओहसे॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૮૩

**१६००. स्तोत्रं राधानां पते गिर्वाहो वीर यस्य ते। विभूतिरस्तु सूनृता॥ २॥**

પદાર્થ : राधानां पते-હે સિદ્ધિઓના સ્વામીન્ ! ઐશ્વર્યવાન પરમાત્મન્ ! वीर-વિરોધી શક્તિઓ પર પરાક્રમ કરનાર गिर्वाहः-સ્તુતિ દ્વારા ઉપાસકને વહન કરનાર यस्य ते स्तोत्रम्-જે તારા સ્તુતિ વચન અમે કરીએ છીએ, અમારા માટે विभूतिः-सूनृता-अस्तु-તારી વિભૂતિ-વૈભવમય સત્તા કલ્યાણકારી છે. (૨)

**१६०१. ऊर्ध्वस्तिष्ठा न ऊतयेऽस्मिन् वाजे शतक्रतो। समन्येषु ब्रवावहै॥ ३॥**

પદાર્થ : शतक्रतो-હે બહુજ પ્રજ્ઞાન કર્મવાળા પરમાત્મન્ ! તું नः-ऊतये-અમારી રક્ષા માટે अस्मिन्-वाजे-એ કામ, ક્રોધ આદિના સંઘર્ષમાં ऊर्ध्वः-तिष्ठ-અમારા પર વિરાજમાન રહે समन्येषु ब्रवावहै-એવી સમ્યક્ પ્રાર્થના કરું છું. (૩)

## સૂક્ત-૬

**૧૬૦૨. गाव उप वदावटे मही यज्ञस्य रप्सुदा। उभा कर्णा हिरण्यया॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૧૭

**૧૬૦૩. अभ्यारमिदद्रयो निषिक्तं पुष्करे मधु। अवटस्य विसर्जने॥ २॥**

પદાર્થ : अद्रयः-'अद्रिभिः'-સ્તુતિ કર્તા ઉપાસકજનોને अभ्यारम्-इत्-સમગ્રરૂપથી રમણ સ્થાન લક્ષ્ય કરીને विसर्जने-अवटस्य-'अवटे' पुष्करे-સૃષ્ટિ વિસર્જન કરનાર, સૃષ્ટિ રચયિતા રક્ષણસ્થાન પૂજનીય પરમાત્મામાં मधु निषिक्तम्-પોતાના આત્માને નિયતરૂપથી સિંચી દીધો છે-સમર્પિત કરી દીધો છે. (૨)

**૧૬૦૪. सिञ्चन्ति नमसावटमुच्चाचक्रं परिज्मानम्। नीचीनवारमक्षितम्॥ ३॥**

પદાર્થ : अक्षितम्-ક્ષયરહિત-અવિનાશી उच्चाचक्रम्-ઊંચ સર્વોચ્ચ તૃપ્તિકર્તા परिज्मानम्-સર્વત્ર પરિપ્રાપ્ત-વ્યાપ્ત नीचीनवारम्-નીચે અમારા ઉપાસકોની તરફ દ્વારવાળા પ્રવૃત્તિ થવાવાળા આનંદ સ્રોત પરમાત્માને नमसा सिञ्चति-ઉપાસક જન નમસ્કારો-નમ્ર સ્તુતિઓ દ્વારા પોતાના આત્માને સમર્પિત કરે છે. (૩)

## ખંડ-૪

## સૂક્ત-૧

**૧૬૦૫. मा भेम मा श्रमिष्मोग्रस्य सख्ये तव ।**
**महत्ते वृष्णो अभिचक्ष्यं कृतं पश्येम तुर्वशं यदुम् ॥ १॥**

પદાર્થ : तव-उग्रस्य-वृष्णः-તારી પ્રતાપી, સુખવર્ષક, ઐશ્વર્યવાન પરમાત્માની सख्ये-મિત્રતામાં मा भेम-અમે ભય ન કરીએ-કોઈથી પણ ભયપ્રદ અથવા ભયાવહથી દુઃખ ન પામીએ. मा श्रमिष्म-અમે સ્વયં ખેદને પ્રાપ્ત ન થઈએ-ખિન્ન ન બનીએ તે નિશ્ચિત છે. ते-તારું कृतम्-સખિકાર્ય-મિત્રતાનું કાર્ય महत्-अभि चक्ष्यम्-મહાન સર્વથા પ્રશંસનીય-સ્તુત્ય છે. જેને અમે तुर्वशं यदुं पश्येम-નિકટથી નિહાળીએ છીએ-જેમ કે-સૂંઘવા માટે નાક, સ્વાદ લેવા માટે જિહ્વા, રૂપ દર્શન માટે નેત્ર, સ્પર્શ કરવા માટે ત્વચા, શબ્દ સાંભળવા માટે કાન-ભોગ સાધનો અને ભોગ આપેલ છે. તથા બીજું મિત્રતાનું કાર્ય અપવર્ગ છે-મોક્ષ પ્રદાન કરવાનું છે જે દૂરનું છે-આ લોકનું નથી. तुर्वश-નિકટ પાસે રહેલ કરતા દૂરનું કાર્ય અપવર્ગ છે-મોક્ષ પ્રદાન કાર્ય 'તુર્વશ'-તુરત વશમાં થનાર-મળનાર જે 'યદુમ્'-યજનીય સંગમનીય કહી શકાય છે. (૧)

१६०६. सव्यामनु स्फिग्यं वावसे वृषा न दानो अस्य रोषति।
मध्वा सम्पृक्ताः सारघेण धेनवस्तूयमेहि द्रवा पिब ॥ २ ॥

પદાર્થ : वृषा-સુખવર્ષક પરમાત્મા सव्यां स्फिग्यम्-अनु वावसे-ડાબી જાંઘની સાથે સમસ્ત સંસારને આચ્છાદિત કરે છે. પરમાત્માની વિભુતા-વ્યાપકતાની સામે એકદેશી તુચ્છ છે. પાદ માત્ર તે પણ ડાબો પગ માત્ર છે. दानः-अस्य न रोषति-તેનું ખંડન કરનાર નાસ્તિકજન તેને હિંસિત કરી શકતો નથી, પરંતુ પોતાની હિંસાથી વારંવાર જન્મ લઈને મૃત્યુનો કોળિયો બને છે. सारघेण-मध्वा सम्पृक्ताः-धेनवः-બ્રાહ્મણો-બ્રહ્મને જાણનારા ઉપાસકોના આત્માથી સંપૃક્ત-સંગત થયેલી સ્તુતિ વાણીઓ સમર્પિત કરવામાં આવી રહી છે તેના રસનું પાન કરવા तूयम्-एहि-તુરત જ આવ द्रव पिब-અમારા-ઉપાસકો પ્રત્યે દ્રવિત બન-પાસે આવ અને પાનનો સ્વીકાર કર. (૨)

## સૂક્ત-૨

१६०७. इमा उ त्वा पुरूवसो गिरो वर्धन्तु या मम ।
पावकवर्णाः शुचयो विपश्चितोऽभि स्तोमैरनूषत ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૫૦

१६०८. अयं सहस्रमृषिभिः सहस्कृतः समुद्रइव पप्रथे ।
सत्यः सो अस्य महिमा गृणे शवो यज्ञेषु विप्रराज्ये ॥ २ ॥

પદાર્થ : अयम्-એ ઈન્દ્ર-ઐશ્વર્યવાન પરમાત્મા सहस्रम्-ऋषिभिः-સમસ્ત ઋષિઓ અમૃત ઉપાસકો દ્વારા सहस्कृतः-આત્મબળથી સાક્ષાત્ કરેલ समुद्रः-इव-पप्रथे-તેઓની અંદર સમુદ્રની સમાન વિસ્તૃત થઈ ગયો अस्य सः-सत्यः-महिमा-એનું એ યથાર્થ સ્થિર મહત્ત્વ છે. विप्रराज्ये-સ્તુતિકર્તાજનોના ધર્મમાં રહેલ यज्ञेषु-અધ્યાત્મયજ્ઞમાં-યોગાંગોમાં તેના शवः-गृणे-બળ ગુણોની હું પ્રશંસા કરું-કરું છું. (૨)

## સૂક્ત-૩

१६०९. यस्यायं विश्व आर्यो दासः शेवधिपा अरिः ।
तिरश्चिदर्ये रुशमे पवीरवि तुभ्येत् सो अज्यते रयिः ॥ १ ॥

પદાર્થ : यस्य-જે ઐશ્વર્યવાન પરમાત્માના अयं विश्वः-એ સમસ્ત કર્મ કર્તા आर्यः-અર્ય =જગત સ્વામી-જગદીશ પરમાત્માના જ્ઞાતા બ્રાહ્મણ, दासः-સેવક-કર્મ કર્તા શૂદ્ર, शेवधिपाः-ધન કોષના રક્ષક વૈશ્ય, अरिः-શસ્ત્ર પ્રહારકર્તા-દંડદાતા ક્ષત્રિયજન અને तिरश्चित्-છુપાઈને વનમાં રહેનારા નિષાદ-વનવાસી

પણ स्त्रामे पविरवि तुभ्यं-'त्वयि' अर्थे इत्-પ્રકાશમાન શસ્ત્રધારી તું સર્વના સ્વામી પરમાત્માને માટે જ रयिः-अज्यते-આત્મદાન સ્તુતિ પ્રદાન સમર્પિત કરે છે, તે તું ઉપાસ્ય દેવ છે. (૧)

१६१०. तुरण्यवो मधुमन्तं घृतश्चुतं विप्रासो अर्कमानृचुः ।
अस्मे रयिः पप्रथे वृष्ण्यं शवोऽस्मे स्वानास इन्दवः ॥ २ ॥

પદાર્થ : तुरण्यवः-તીવ્ર સંવેગી विप्रासः-ઉપાસક વિદ્વાન मधुमन्तम्-આનંદ રસવાન, घृतश्चुतम्-તેજ પ્રસારક, अर्कम्-અર્ચનીય દેવ ઈન્દ્ર પરમાત્માને आनृचुः-અર્ચિત કરીએ છીએ अस्मे रयिः-वृष्ण्यं शवः पप्रथे-અમારી અંદર અધ્યાત્મ ધર્મસુખની વર્ષા કરવા યોગ્ય અને અધ્યાત્મ બળ વિસ્તૃત થાય અને अस्मे-स्वानासः-इन्दवः-અમારી અંદર પરમાત્મા પ્રત્યે ઉપાસનારસ વિસ્તાર પામો. (૨)

## સૂક્ત-૪

१६११. गोमन्न इन्दो अश्ववत् सुतः सुदक्ष धनिव ।
शुचिं च वर्णमधि गोषु धारय ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૭૪

१६१२. स नो हरीणां पत इन्दो देवप्सरस्तमः ।
सखेव सख्ये नर्यो रुचे भव ॥ २ ॥

પદાર્થ : इन्दो-હે આનંદરસપૂર્ણ સોમ-શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! सः-તે તું देवप्सरस्तमः-મુમુક્ષુઓનું અત્યંત દર્શનીયરૂપ नः-हरीणां पते-અમારા ઉપાસકજનોના પાલક सख्ये सखा-इव-મિત્રને માટે મિત્રની સમાન नर्यः-रुचे भव-અમારો મુમુક્ષોનો હિતકર તું અમૃતત્ત્વને માટે થા. (૨)

१६१३. सनेमि त्वमस्मदा अदेवं कं चिदत्रिणम् ।
साह्वाँ इन्दो परि बाधो अप द्वयुम् ॥ ३ ॥

પદાર્થ : इन्दो-હે આનંદરસપૂર્ણ પરમાત્મન્ ! त्वम्-તું अस्मत्-અમારો सनेमि-પુરાણો સાથી-મિત્ર છે आ-અને अदेवम्-कंचित्-अत्रिणं साह्वान्-તને પોતાનો દેવ ન માનનારા કોઈ પણ નાસ્તિક વિચારનો તથા પાપનો અભિભવ કરનાર-દૂર કરનાર-તિરસ્કાર કરનાર છે. बाधः परि-બાધાઓ-બાધક વિઘ્નોનો 'પરિવર્જય' દૂર કરીને द्वयुम्-अप-દ્વિધા-સંશય અથવા મનમાં જુદું અને આચરણમાં જુદું એવા દોષને 'અપગમય' પૃથક્ કરી દે-દૂર કરી દે. (૩)

## सूक्त-५

३ २३क २र ३ १ २ ३ १ २ ३ २ ३क २र
१६१४. अञ्जते व्यञ्जते समञ्जते क्रतुं रिहन्ति मध्वाभ्यञ्जते ।
१ २ ३ २ ३ १ २ ३ १ २ ३ २ ३ २ ३ १ २
सिन्धोरुच्छ्वासे पतयन्तमुक्षणं हिरण्यपावाः पशुमप्सु गृभ्णते ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૬૪

३ २ ३ १ २ ३ १ २र
१६१५. विपश्चिते पवमानाय गायत मही न धारात्यन्धो अर्षति।
२ ३ २ ३ १ २र ३ २ ३ २ ३ १ २र ३ २ ३ १ २
अहिर्न जूर्णामति सर्पति त्वचमत्यो न क्रीडन्नसरद् वृषा हरिः ॥ २ ॥

પદાર્થ : विपश्चिते पवमानाय गायत-ઉપાસકજનો ! સર્વજ્ઞ આનંદધારામાં પ્રાપ્ત થનાર પરમાત્માનું સ્તુતિ ગાન કરો. अन्धः-मही न धारा-अति-अर्षति-જે અધ્યાનીય-ધ્યાનમાં આવેલ વૃષ્ટિધારાની સમાન પોતાની આનંદધારારૂપમાં વરસે છે. अहिः-न जुर्णां त्वचम्-अति-सर्पति-જેમ સર્પ પોતાની જુની કાંચળી ઉતારી નાખે છે, તેમ ઉપાસક પણ જુની વાસનાઓને અતિ સર્પિત કરે છે-કાઢી નાખે છે. वृषा हरिः-સુખવર્ષક અને દુઃખહર્તા પરમાત્મા अत्यः-न क्रीडन्-असरत्-જેમ ઘોડો રમત કરતો સારી રીતે ગતિ કરતો આગળ વધે છે, તેમ પરમાત્મા સ્વભાવતઃ રમણ કરતો ઉપાસકની અંદર પ્રાપ્ત થાય છે. (૨)

३ १ २र ३ २ ३ २ ३ १ २ ३ १ २
१६१६. अग्रेगो राजाप्यस्तविष्यते विमानो अह्नां भुवनेष्वर्पितः।
१ २ ३ १ २ ३ १ २ ३ २ ३ १२ ३ २ ३क २र
हरिर्घृतस्नुः सुदृशीको अर्णवो ज्योतीरथः पवते राय ओक्यः ॥ ३ ॥

પદાર્થ : अग्रेगः-શાન્ત સ્વરૂપ પરમાત્મા ઉપાસકને આગળ લઈ જનાર राजा-રાજમાન-પ્રકાશમાન अप्यः-આપ્તજનોના હિતકર भुवनेषु-अर्पितः-લોકો-ભુવનોમાં પ્રાપ્ત अह्नां विमानः-તેના દિવસો-તિથિઓની નિયમપૂર્વક વ્યવસ્થા કરનાર છે. तविष्यते-મહત્ત્વને પ્રાપ્ત કરે છે. हरिः-દુઃખ હર્તા, घृतस्नुः-તેજનું સર્જન કરનાર, सुदृशीकः-મનોહર દર્શનીય, अर्णवः-પ્રાણસ્વરૂપ ज्योतिः-रथः-જ્યોતિનું રમણસ્થાન-જ્યોતિર્મય, ओक्यः-સમવેત સંગ કરવા યોગ્ય-આશ્રય લેવા જેવો છે. राये-पवते-આનંદ ધન પ્રદાન કરવા માટે પ્રાપ્ત થાય છે. (૩)

इति षोडशोऽध्यायः, सप्तमप्रपाठकश्च समाप्तः ॥

★ ★ ★

# अथ सप्तदशोऽध्यायः

## अष्टम प्रपाठकस्य प्रथमोऽर्धः

### ખંડ-૧

### સૂક્ત-૧

**१६१७. विश्वेभिरग्ने अग्निभिरिमं यज्ञमिदं वचः। चनो धाः सहसो यहो॥ १॥**

પદાર્થ : अग्ने-હે અગ્રણી પરમાત્મન્ ! તું विश्वेभिः-अग्निभिः-સમસ્ત બ્રાહ્મણો-બ્રહ્મને જાણનારા ઉપાસકો દ્વારા ઉપાસિત કરેલ ઉપાસનામાં લાવેલ-ધ્યાન કરેલ इमं यज्ञम्-इदं वचः-અમારા અધ્યાત્મયજ્ઞની પ્રાર્થનાનો સ્વીકાર કર. सहसः-यहो-યોગાભ્યાસનાં બળથી પ્રાપ્તવ્ય અને દાતવ્ય-આમંત્રણીય પરમાત્મન્ ! તું चनः-धाः-પૂજ્ય અમૃત અન્ન ધારણ કરાવ. (૧)

**१६१८. यच्चिद्धि शश्वता तना देवंदेवं यजामहे। त्वे इद्धूयते हविः॥ २॥**

પદાર્થ : यत्-चित्-हि-હે અગ્ને અગ્રણી પરમાત્મન્ ! જો કે शश्वतातना-'तनयाः'-બહુ જ અનેક શ્રદ્ધા-અનેક પ્રકાર શ્રદ્ધા-શ્રદ્ધા ભાવનાથી देवं देवम्-ઈન્દ્ર, મિત્ર, વરુણ આદિ દેવને-ઈન્દ્ર, મિત્ર, વરુણ નામથી કહેવામાં આવતાં દેવની यजामहे-ઉપાસના કરીએ છીએ-તે તેઓની સ્તુતિ કરીએ છીએ, પરંતુ त्वे-इत्-हविः-हूयते-તારી અંદર જ આત્માને સમર્પિત કરવામાં આવે છે-આત્મસમર્પણ કરવામાં આવે છે, કારણ કે અગ્નિ નામથી પરમાત્મા સર્વ દેવતા છે તથા અન્ય ઈન્દ્ર, મિત્ર, વરુણ દેવ નામ પણ અગ્નિ નામક પરમાત્માના જ છે. (૨)

**१६१९. प्रियो नो अस्तु विश्पतिर्होता मन्द्रो वरेण्यः। प्रियाः स्वग्नयो वयम्॥ ३॥**

પદાર્થ : विश्पतिः-પ્રજાપાલક होता-દાતા वरेण्यः-વરણ કરવા યોગ્ય मन्द्रः-હર્ષ-આનંદદાયક અગ્રણી પરમાત્માની नः-અમારા પ્રિય થાય वयम्-અને અમે स्वग्नयः-અગ્રનાયક પરમાત્માની સુંદર સ્તુતિ ક્રિયા કરનારા प्रियाः-અમે તેના પ્રીતિપાત્ર બનીએ. (૩)

### સૂક્ત-૨

**१६२०. इन्द्रं वो विश्वतस्परि हवामहे जनेभ्यः। अस्माकमस्तु केवलः॥ १॥**

પદાર્થ : वः-जनेभ्यः-તમે જનો-સાધારણ જનોના અનુપાસકોને માટે परि-પર્યાપ્ત-બસ, ભોગવસ્તુ દ્વારા પરિપાલક છે, પરંતુ અમે इन्द्रम्-ઐશ્વર્યવાન પરમાત્માને विश्वतः-हवामहे-સર્વ પ્રકારથી પોતાની અંદર આમંત્રિત કરીએ છીએ-ઉપાસના માટે આમંત્રિત કરીએ છીએ. केवलः-अस्माकम्-अस्तु-બસ,

તે અમારો એ રૂપમાં સહાયક બને. (૧)

१६२१. स नो वृषन्नमुं चरुं सत्रादावन्नपा वृधि। अस्मभ्यमप्रतिष्कुतः ॥ २ ॥

પદાર્થ : सः-તે તું सत्रादावन्-હે સર્વ કાંઈ ભોગ વસ્તુ આપનાર પરમાત્મન્ ! नः-અમારા માટે ઉપાસકોને માટે वृषन्-અમૃતવર્ષક अमुं चरुम्-તે અપવર્ગ-મોક્ષરૂપ અમૃત ભરેલ પાત્રને अपावृधि-ખોલી દે, આશા છે તું એમ કરીશ, કારણ કે તું अस्मभ्यम्-અમારા માટે ઉપાસકોને માટે अप्रतिष्कुतः-અસ્ખલિત છે-અવિચલિત છે તથા કોઈ પણ રીતે પ્રતિકાર કરવા યોગ્ય નથી. (૨)

१६२२. वृषा यूथेव वंसगः कृष्टीरियर्त्योजसा। ईशानो अप्रतिष्कुतः ॥ ३ ॥

પદાર્થ : वृषा यूथा-इव-ગાયના ધણ-સમૂહમાં સાંઢની સમાન अप्रतिष्कुतः-ईशानः-પ્રતિરોધન કરનાર-અપનાવનાર પરમાત્મા वंसगाः-कृष्टीः-સંભજનને પ્રાપ્ત મનુષ્યો અર્થાત્ ઉપાસકજનોને ओजसा-इयर्ति-આત્મતેજથી-આત્મભાવથી સારી રીતે ભજનથી-પોતાપણાથી પ્રાપ્ત થાય છે. (૩)

## સૂક્ત-3

१६२३. त्वं नश्चित्र ऊत्या वसो राधांसि चोदय ।
अस्य रायस्त्वमग्ने रथीरसि विदा गाधं तुचे तु नः ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૧

१६२४. पर्षि तोकं तनयं पर्तृभिष्ट्वमदब्धैरप्रयुत्वभिः ।
अग्ने हेडांसि दैव्या युयोधि नोऽदेवानि ह्वरांसि च ॥ २ ॥

પદાર્થ : अग्ने-હે જ્ઞાનપ્રકાશ સ્વરૂપ પરમાત્મન્ ! તું अदब्धैः-अप्रत्युत्वभिः-ન દબાનાર-અબાધિત-પૃથક્ ન થનાર-સદા સાથે રહેનાર, पर्तृभिः-પાલન કરવાવાળા ગુણોથી तोकं तनयं पर्षि-તોકં =પુત્ર, તનય = પૌત્ર રૂપ ઉપાસકોનું તું પાલન, રક્ષણ કરે છે; તથા दैव्या हेडांसि-દેવો-વાયુ, સૂર્ય આદિથી થયેલ આધિદૈવિક કોપો-દુઃખોને च-અને अदेवानि-ह्वरांसि-આધિભૌતિક અને આધ્યાત્મિક કોપો-દુઃખોને પણ नः-युयोधि-અમારાં-અમારાથી અથવા અમારી પાસેથી અલગ કરી દે. (૨)

## સૂક્ત-૪

१६२५. किमित्ते विष्णो परिचक्षि नाम प्र यद्ववक्षे शिपिविष्टो अस्मि।
मा वर्पो अस्मदप गूह एतद्यदन्यरूपः समिथे बभूथ॥ १ ॥

પદાર્થ : विष्णो-હે વ્યાપક પરમાત્મન્ ! किम्-इत् ते परि चक्षि नाम-જે તું લોક-લોકાન્તરોમાં વ્યાપ્ત રહેલ છે. તેનું શું તારી વ્યાખ્યા કરી શકાય તેવું નામ કહી શકાય ? જ્યારે यद्-शिपिविष्टः-अस्मि प्रववक्षे-જ્ઞાનરશ્મિઓથી વિષ્ટ-આવૃત-ઢંકાયેલો ભરપૂર હું એમ કહેવું ઉપાસકોના પ્રત્યે ધ્યાનમાં આવીને अस्मत्-અમારાથી-ઉપાસકોથી वर्पः-मा-अपगूह-તારા રૂપને છુપાવ નહિ-છુપાવતો નથી, અન્યો-સાધારણ જનોની સામે તારું રૂપ છુપાયેલું રહે છે, તેઓ તને સ્થૂલ દ્રષ્ટિથી નિહાળે છે કે લોકોમાં માત્ર વ્યાપક છે-છુપાયેલ છે તેમ માને છે. एतत्-यत्-अन्यरूपः-એ જે અન્ય રૂપવાળા-જ્ઞાનદ્રષ્ટિવાળા समिथे बभूथ-અભ્યાસ, વૈરાગ્ય દ્વારા વૃત્તિ નિરોધ સંગ્રામમાં-વિજય કરીને તું સાક્ષાત્ થાય છે. (૧)

**१६२६. प्र तत्ते अद्य शिपिविष्ट हव्यमर्यः शंसामि वयुनानि विद्वान्।**
**तं त्वा गृणामि तवसमतव्यान् क्षयन्तमस्य रजसः पराके॥ २॥**

પદાર્થ : शिपिविष्ट-હે જ્ઞાન રશ્મિઓથી પૂર્ણ વ્યાપક પરમાત્મન્ ! अद्य-આજ આ જન્મમાં ते तत्-તારા એ हव्यम्-હૃદય ગ્રાહ્ય સ્વરૂપને वयुनानि विद्वान्-જે કે તું અમારા પ્રજ્ઞાનો-વિચારોને અથવા શ્રેષ્ઠ અભિપ્રાયોને જાણનાર છે. તેને अर्यः संशामि-હું અભ્યાસ અને વૈરાગ્યથી ચિત્તવૃત્તિઓનો સ્વામી બનાવીને પ્રશંસિત કરું છું. अस्य रजसः पराके क्षयन्तम्-આ લોક સમૂહ-જગતના પરાકાંત-દ્યુલોક મોક્ષધામમાં રહીને, तं त्वा तवसम्-તે તું મહા પરમાત્માને अतव्यान्-गृणामि-હું અલ્પ સ્થાનમાં રહેલ અણુ રૂપ આત્મા સ્તુત કરું છું-સ્તુતિમાં લાવું છું. (૨)

**१६२७. वषट् ते विष्णवास आ कृणोमि तन्मे जुषस्व शिपिविष्ट हव्यम्।**
**वर्धन्तु त्वा सुष्टुतयो गिरो मे यूयं पात स्वस्तिभिः सदा नः॥ ३॥**

પદાર્થ : शिपिविष्ट विष्णो-હે જ્ઞાનરશ્મિઓ-જ્યોતિઓથી આવૃત-ઢંકાયેલ તથા સર્વમાં વ્યાપક પરમાત્મન્ ! आसः-આસ્ય = મુખથી ते-તારા માટે वषट्-आकृणोमि-હું સ્તુતિવાણી સમર્પિત કરું છું. मे तत्-हव्यं जुषस्व-મારા તે ગ્રાહ્ય સ્તુતિ વચનનું 'વષટ્'નું સેવન કર-સ્વીકાર કર. मे सुष्टुतयः-गिरः-મારી શ્રેષ્ઠ સ્તુતિવાળી વાણીઓ त्वा वर्धन्तु-તને વધારે-પ્રસન્ન કરે અથવા અધિક સાક્ષાત્ કરાવે. यूयं स्वस्तिभिः सदा नः पात-તું કલ્યાણકારી સાધનો દ્વારા અમારી રક્ષા કર. (૩)

## ખંડ-૨

### સૂક્ત-૧

**१६२८. वायो शुक्रो अयामि ते मध्वो अग्रं दिविष्टिषु।**
**आ याहि सोमपीतये स्पार्हो देव नियुत्वता ॥ १॥**

પદાર્થ : वायो-હે અધ્યાત્મ જીવનના પ્રેરક પરમાત્મન્ ! दिविष्टिषु-મોક્ષધામ પ્રાપ્ત કરાવનારી સ્તુતિઓમાં તેના માટે शुक्रः-હું નિર્મળ અને સત્યવાન ते-તારા માટે अग्रे मघ्वाः- 'मधुः'-શ્રેષ્ઠરસ-ઉપાસનારસને अयामि-પહોંચાડું છું-અર્પિત કરું છું. स्पार्हाः-देव-સ્પૃહણીય-કમનીય દેવ ! તું सोम पीतये-ઉપાસનારસ પાન-સ્વીકાર કરવા માટે नियुत्वता-आयाहि-સ્પૃહણીય અમૃત અન્નભોગની સાથે આવ-પ્રાપ્ત થા. (૧)

**१६२९. इन्द्रश्च वायवेषां सोमानां पीतिमर्हथः ।**
**युवां हि यन्तीन्दवो निम्नमापो न सध्र्यक् ॥ २ ॥**

પદાર્થ : वायो-હે અધ્યાત્મજીવન પ્રેરક च-અને इन्द्र-ઐશ્વર્યવાન પરમાત્મા एषां सोमानाम्-આ સોમો-ઉપાસનારસોના पीतिम्-પાનને-સ્વીકાર કરવાને अर्हथः-યોગ્ય છે. इन्दवः-આર્દ્રરસપૂર્ણ ઉપાસનારસ પ્રસ્તુત કરનારા ઉપાસક આત્માઓ युवां हि-તારી તરફ જ यन्ति-જાય છે. निम्नम्-आपः-न सध्र्यक्-નીચેના સ્થાનમાં-જેમ પાણીનો પ્રવાહ નીચાણ સ્થાનમાં વહીને એક બીજાને મળીને સમુદ્રમાં ચાલ્યો જાય છે. (૨)

**१६३०. वायविन्द्रश्च शुष्मिणा सरथं शवसस्पती ।**
**नियुत्वन्ता न ऊतय आ यातं सोमपीतये ॥ ३ ॥**

પદાર્થ : वायो-હે અધ્યાત્મ જીવનનાં પ્રેરક, च-અને इन्द्रः-ઐશ્વર્યવાન, शुष्मिणा-બળવાન, शवसः-पती-બળોના પાલક नियुत्वन्ता-અમૃત અન્નભોગવાળા-અમૃતાન્ન ભોગ આપનાર सोमपीतये-ઉપાસનારસનું પાન કરવા માટે-સ્વીકાર કરવા માટે આવ-આવી જા. (૩)

## સૂક્ત-૨

**१६३१. अध क्षपा परिष्कृतो वाजाँ अभि प्र गाहसे ।**
**यदी विवस्वतो धियो हरिं हिन्वन्ति यातवे ॥ १ ॥**

પદાર્થ : क्षपा-अध-રાત્રિ પછી ઊષાકાલ-પ્રભાતકાલમાં परिष्कृतः-ઉપાસક દ્વારા વિભૂષિત, પૂજિત, સ્તુતિ કરેલ તું પરમાત્મન્ ! वाजान्-अभि प्रगाहसे-અમૃત અન્નભોગને પ્રાપ્ત કરાવે છે. यदी विवस्वतः-धियः-જે ઉપાસકજનોની સ્તુતિ વાણીઓ हरि यातवे हिन्वन्ति-તું દુઃખહર્તા પરમાત્માને ઉપાસક પ્રત્યે પ્રાપ્ત થવાને પ્રેરિત કરે છે-ખેંચે છે-પ્રેરણા આપે છે. (૧)

**१६३२. तमस्य मर्जयामसि मदो य इन्द्रपातमः ।**

यं गाव आसभिर्दधुः पुरा नूनं च सूरयः ॥ २ ॥

પદાર્થ : अस्य-એ સોમ-પરમાત્માના तम्-તે મદ = હર્ષ-આનંદરસને मर्जयामसि-પ્રાપ્ત કરીએ. यः-मदः-इन्द्रपातम्-જે આનંદરસ પાન કરવા યોગ્ય છે-અંદર ધારણ કરવા યોગ્ય છે. यम्-જે આનંદરસને गावः-आसभिः पुर दधुः-સ્તુતિગાન કર્તા આસન આદિ યોગનાં અંગો દ્વારા પૂર્વકાલમાં ધારણ કરતા રહીને नूनं च सूरयः-અને આજ-આ સમયમાં પણ સ્તુતિકર્તા ઉપાસકજન ધારણ કરે છે. (૨)

१६३३. तं गाथया पुराण्या पुनानमभ्यनूषत ।
उतो कृपन्त धीतयो देवानां नाम बिभ्रतीः ॥ ३ ॥

પદાર્થ : तं पुनानम्-તે પવિત્ર કરનાર પરમાત્માને पुराण्या गाथया-સનાતની વેદવાણીના દ્વારા अभ्यनूषत-ઉપાસકજનો ! આંતરિક ભાવથી સ્તુત કરો-સ્તુતિમાં લાવો. देवानाम्-उत-उ-અને મુમુક્ષુઓના પણ नाम बिभ्रतीः-નમ્ર ભાવને ધારણ કરવાને માટે धीतयः-પ્રજ્ઞાઓ कृपन्त-સમર્થ બને છે-સફળ કરે છે. (૩)

## સૂક્ત-3

१६३४. अश्वं न त्वा वारवन्तं वन्दध्या अग्निं नमोभिः।
सम्राजन्तमध्वराणाम्॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૭

१६३५. स घा नः सूनुः शवसा पृथुप्रगामा सुशेवः।
मीढ्वाँ अस्माकं बभूयात्॥ २ ॥

પદાર્થ : सः-घ-તે અગ્રણી પરમાત્મા નિશ્ચયથી नः सूनुः-અમારા ઉપાસકોનો પ્રેરક सुशेवः-શ્રેષ્ઠ સુખ આધ્યાત્મિક અમૃત જેનાથી પ્રાપ્ત થાય એવો शवसा पृथुगामा-બળથી વિસ્તૃત-વ્યાપક ગતિવાળો છે. अस्माकं मीढ्वान् भवतु-અમારે કામના વર્ષક થા. (૨)

१६३६. स नो दूराच्चासाच्च नि मर्त्यादघायोः। पाहि सदमिद्विश्वायुः॥ ३ ॥

પદાર્થ : सः-તે તું અગ્રણી પરમાત્મન્ ! अघायोः-પાપ ચાહનારા-અનિષ્ટ ઈચ્છનારા, मर्त्यात्-મનુષ્યથી दूरात्-च-आरात्-च-દૂરવર્તીથી અને નિકટવર્તીથી પણ सदम्-इत्-नः-निपाहि-સદા જ અમારી પૂર્ણ રક્ષા કર विश्वायुः-તું પૂર્ણ આયુનો નિમિત્ત બન. (૩)

## સૂક્ત-૪

१६३७. त्वमिन्द्र प्रतूर्तिष्वभि विश्वा असि स्पृधः।
अशस्तिहा जनिता वृत्रतूरसि त्वं तूर्य तरुष्यतः॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા-૩૧૧

१६३९. अनु ते शुष्मं तुरयन्तमीयतुः क्षोणी शिशुं न मातरा ।
विश्वास्ते स्पृधः श्नथयन्त मन्यवे वृत्रं यदिन्द्र तूर्वसि ॥ २॥

પદાર્થ : ते 'त्वां' तुरयन्तं शिशुं-अनु-હે પરમાત્મન્ ! ગતિ કરતાં તારી બળવાનની પાછળ क्षोणी-દ્યુલોકથી પૃથિવીલોક સુધી ईयतुः-ચાલીએ છીએ, शिशुं न मातरा-જેમ દોડતાં બાળકની પાછળ માતાઓ અથવા માતા-પિતા ચાલે છે-દોડે છે. इन्द्र-ઐશ્વર્યવાન પરમાત્મન્ ! यत्-वृत्रं तूर्वसि-જ્યારે તું પાપ-પાપીનો નાશ કરે છે ते मन्यवे-તારા મન્યુરૂપને માટે-[સાત્વિક] ક્રોધરૂપને માટે विश्वाः-स्पृधः-श्नथयन्त-ઉપાસકમાં રહેલ સમસ્ત સંઘર્ષ કરનારી વાસનાઓ સ્વયં નાશ પામે છે-મરી જાય છે. (૨)

## ખંડ-૩

## સૂક્ત-૧

१६३९. यज्ञ इन्द्रमवर्धयद् यद्भूमिं व्यवर्तयत्। चक्राण ओपशं दिवि॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૨૧

१६४०. व्या३न्तरिक्षमतिरन् मदे सोमस्य रोचना। इन्द्रो यदभिनद्वलम्॥ २॥

પદાર્થ : इन्द्रः-ઐશ્વર્યવાન પરમાત્મા सोमस्य-मदे-ઉપાસનારસના પ્રતિકારમાં-બદલામાં रोचना 'रोचनम्'-अन्तरिक्षम्-રુચિ કરનારા-કામનાવાળા ઉપાસક આત્માને वि-अतिरत्-વિશેષ રૂપથી ઉન્નત બનાવે છે. અર્થાત્ સંસાર સાગરથી પાર કરી દે છે यत्-वलम्-अभिनत्-જે આત્માને ઘેરનારા-બાંધનારા અજ્ઞાન અથવા રાગ અર્થાત્ ભોગને છિન્ન-ભિન્ન કરી નાખે છે. (૨)

१६४१. उद्गा आजदङ्गिरोभ्य आविष्कृण्वन्गुहा सतीः।
अर्वाञ्चं नुनुदे वलम्॥ ३॥

પદાર્થ : गुहा सतीः-गाः-સંવરણ કરનારી-ઢાંકનારી-છુપાવનારી પ્રકૃતિરૂપ જડ પ્રવૃત્તિઓમાં રહેલી વાણીઓ-વેદવાણીઓને अङ्गिरोभ्यः-અંગોને પ્રેરિત કરનારા આરંભિક જ્ઞાની અગ્નિ આદિ ઉપાસકો [ઋષિઓ]ને માટે आविष्कृण्वन्-સાક્ષાત્ કરાવવા માટે उदाजत्-ઉપર ઊઠાવી દીધા પ્રકાશિત કરી દીધા. वलम्-अर्वाञ्च नुनुदे-ઉપાસક આત્માને આવૃત્ત કરનારા-ઢાંકનારા અજ્ઞાન, રાગ આદિને નીચે અથવા

બહાર ફેંકી દે છે. (૩)

## सूक्त-२

**१६४२. त्यमु वः सत्रासाहं विश्वासु गीर्ष्वायतम्। आ च्यावयस्यूतये॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૭૦

**१६४३. युध्मं सन्तमनर्वाणं सोमपामनपच्युतम्। नरमवार्यक्रतुम्॥ २॥**

પદાર્થ : युध्यम्-હે ઉપાસક ! તું પાપ-પાપીઓના પ્રહર્તા-નાશક, अनर्वाणम्-અન્ય અનાશ્રિત સ્વયં સર્વશક્તિ સંપન્ન, सोमपाम्-ઉપાસનારસના પાનકર્તા-સ્વીકારકર્તા, अनपच्युतम्-સ્વગુણ, કર્મથી અપચ્યુત ન થનાર-એકરસ રહેલ, अवार्यक्रतुम्-અબાધ્ય પ્રજ્ઞાવાળા-નિર્ભ્રાન્ત જ્ઞાનવાળા सन्तम्-થઈને नरम्-નાયક-ઉન્નત માર્ગ-મોક્ષની તરફ લઈ જનાર પરમાત્માને પોતાની તરફ પ્રેરિત કરું છું. (૨)

**१६४४. शिक्षा ण इन्द्र राय आ पुरु विद्वाँ ऋचीषम। अवा नः पार्ये धने॥ ३॥**

પદાર્થ : ऋषिषम-इन्द्र-હે ઋચાઓ-મંત્રોને પ્રાપ્ત કરાવનાર અર્થાત્ ઋચાઓ-મંત્રોનું દર્શન જ્ઞાન કરાવનાર પરમાત્મન્ ! नः-અમને रायः-જ્ઞાનધન पुरु-બહુજ शिक्षा-આપ-પ્રદાન કર. विद्वान्-જ્ઞાનધનોનો સ્વામી અર્થાત્ જ્ઞાતા છે, તેથી नः-पार्ये धने-आ-अव-પર-પરધામ મોક્ષ પ્રાપ્ત કરાવવામાં સમર્થ સ્વદર્શન ધનની અંદર અમને સમગ્રરૂપથી રાખ. (૩)

## सूक्त-3

**१६४५. तव त्यदिन्द्रियं बृहत्तव दक्षमुत क्रतुम् ।**
**वज्रं शिशाति धिषणा वरेण्यम् ॥ १॥**

પદાર્થ : धिषणा-હે પરમાત્મન્ ! સ્તુતિવાણી तव-તારા त्यत्-તે बृहत्-इन्द्रियम्-મહાન લિંગ-સ્વરૂપને तव-તારા दक्षम्-બળને उत-પણ-અને क्रतुम्-પ્રજ્ઞાન-પ્રકૃષ્ટ જ્ઞાનને અથવા દર્શનભાનને वरेण्यं वज्रम्-વરણ કરવા યોગ્ય ઓજને-સ્વ આત્મબળને शिशाति-તીક્ષ્ણ કરી દે છે-વિકસિત કરી દે છે-ઉપાસકને માટે સાક્ષાત્ કરવા યોગ્ય બનાવી દે છે. (૧)

**१६४६. तव द्यौरिन्द्र पौंस्यं पृथिवी वर्धति श्रवः ।**
**त्वामापः पर्वतासश्च हिन्विरे ॥ २॥**

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! द्यौः-દ્યુલોક-વિશાળ જ્યોતિર્મંડળ तव-તારા पौंस्यम्-

બળને તથા પૃથિવી-અનાદિથી પૂર્ણ વિસ્તૃત ભૂલોક શ્રવઃ-યશને વર્ધતિ-વધારે છે-પ્રકટ કરે છે. ત્વામ્-તને આપઃ-અન્તરિક્ષમાં રહેલ જળ-જળધારાઓ-વર્ષાજળ ચ-અને પર્વતાસઃ-મેઘ પણ હિન્દિરે-વધારે છે-સ્વરૂપ મહત્તા દર્શાવે છે. (૨)

## १६४७. त्वां विष्णुर्बृहन् क्षयो मित्रो गृणाति वरुणः ।
## त्वां शर्धो मदत्यनु मारुतम् ॥ ३ ॥

પદાર્થ : ત્વામ્-હે ઈન્દ્ર-ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તને બૃહન્ ક્ષયઃ-વિષ્ણુઃ-મહાન નિવાસ માટે વ્યાપક આકાશ જે સર્વને પોતાની અંદર સ્થાન આપે છે. મિત્રઃ-અગ્નિ વરુણઃ-સમુદ્ર ગૃણાતિ-સ્તુતિ કરે છે-તારા ગુણોનું ગાન કરે છે. ત્વામ્-તને મારુતં શર્દ્ધઃ-મરુતો-'વાયુના સ્તરો' પ્રત્યેક લોકમાં વાયુના સ્તરોનું બળ અનુમદતિ-અનુરૂપ અર્ચિત કરે છે. [તને જ અનુમોદન કરે છે.] (૩)

## ખંડ-૪

## સૂક્ત-૧

## १६४८. नमस्ते अग्न ओजसे गृणन्ति देव कृष्टयः। अमैरमित्रमर्दय॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૧

## १६४९. कुवित्सु नो गविष्टयेऽग्ने संवेषिषो रयिम्। उरुकृदुरु णस्कृधि॥ २ ॥

પદાર્થ : અગ્ને દેવ-હે જ્ઞાન પ્રકાશ સ્વરૂપ પરમાત્મદેવ ! નઃ-ગવિષ્ટયે-અમારી વાગિષ્ટિ-સ્તુતિ યજ્ઞને માટે સુરયિમ્-શ્રેષ્ઠ ધન-સ્વદર્શન ધનનો કુવિત્ સંવેષિષઃ-બહુજ સમાવેશ કરાવ. ઉરુકૃત્-નઃ-ઉરુકૃધિ-હે બહુજ પ્રકાર અથવા મહાન સંસારને કરનાર-રચનાર અમને મહાન આત્મા અથવા મહાન ઉપાસક-જીવન મુક્ત બનાવી દે. (૨)

## १६५०. मा नो अग्ने महाधने परा वर्ग्भारभृद्यथा। संवर्गं सं रयिं जय॥ ३ ॥

પદાર્થ : અગ્ને-હે જ્ઞાન પ્રકાશ સ્વરૂપ પરમાત્મન્ ! તું મહાધને-મહાનધન-મહાન તૃપ્તિ કરાવનાર મોક્ષૈશ્વર્ય મોક્ષધામથી નઃ-અમને-ઉપાસકોને મા પરિ વર્ક્-ત્યાગી-ફેંકી દેતો નહિ. યથા ભારભૃત્-જેમ રાષ્ટ્રનું ભરણ-પાલન કરનાર રાજા પોતાની પ્રજાનો ત્યાગ કરતો નથી. સંવર્ગં રયિં સઞ્જય-સંવર્જનીય-તજવાને યોગ્ય પાપભોગ ધન પર સમ્યક્ વિજય કરાવ, અમને સંયમી બનાવ, જેમ રાષ્ટ્રભૃત રાજા પોતાની પ્રજાને પાપોથી બચાવે છે. (૩)

## સૂક્ત-૨

**१६५१. समस्य मन्यवे विशो विश्वा नमन्त कृष्टयः । समुद्रायेव सिन्धवः ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૩૭

**१६५२. वि चिद् वृत्रस्य दोधतः शिरो बिभेद वृष्णिना । वज्रेण शतपर्वणा ॥ २ ॥**

પદાર્થ : दोधतः-वृत्रस्य-આત્માને કંપાવનાર આવરક પાપ બંધનના शिरः-चित्-શિરરૂપ રાજાને પણ वृष्णिना-'वृष्णिः'-સુખવર્ષક ઈન્દ્ર-પરમાત્મા शतपर्वणा-वज्रेण वि विभेद-બહુજ પર્વ-પાલન સાધન ઓજ આત્મીય બળના દ્વારા કષ્ટ આપે છે. (૨)

**१६५३. ओजस्तदस्य तित्विष उभे यत्समवर्त्तयत् । इन्द्रश्चर्मेव रोदसी ॥ ३ ॥**

પદાર્થ : अस्य-એ ઈન્દ્ર પરમાત્માનું ओजः-આત્મબળ तित्विषे-પ્રદીપ્ત થઈ રહ્યું છે यत्-इन्द्रः-उभे रोदसी-જેથી પરમાત્મા બન્ને-દ્યુલોક અને પૃથિવીલોકને-દ્યાવા પૃથિવીમય જગતને चर्म-इव समवर्तयत्-એક વિશાળ ચામડા-પાથરણાની સમાન પ્રલય સમયે સમેટી લે છે અને સર્જન સમયે ખોલીને તેનો વિસ્તાર કરે છે. (૩)

## સૂક્ત-3

**१६५४. सुमन्मा वस्वी रन्ती सूनरी ॥ १ ॥**

પદાર્થ : सुमन्मा-ઉપાસકને માટે પરમાત્મા સુંદર જ્ઞાનવાળા, वस्वी-વસવા માટેનું ધન આપનાર, रन्ती-રમણીય-આનંદદાયક સુખવાળા, सूनरी-શોભન નીતિવાળા-શોભન-સુંદર નેતા છે. (૧)

**१६५५. सरूप वृषन्ना गहीमौ भद्रौ धुर्यावभि । ताविमा उप सर्पतः ॥ २ ॥**

પદાર્થ : सरूप वृषन्-હે પ્રકાશવાન અને સુખવર્ષક પરમાત્મન્ ! आगहि-મારી-ઉપાસકની તરફ આવ इमौ-એ તું અગ્નિરૂપ અને ઈન્દ્રરૂપ भद्रौ-કલ્યાણકારી धुर्यौ-સંસારની ધુરાને સંભાળનાર तौ-તે બન્ને રૂપોવાળા अभि-उपसर्पतः-ઉપાસકને લક્ષ્ય કરીને ઉપગત બને છે-પાસે આવે છે. (૨)

**१६५६. नीव शीर्षाणि मृढ्वं मध्य आपस्य तिष्ठति । शृङ्गेभिर्दशभिर्दिशन् ॥ ३ ॥**

પદાર્થ : आपस्य मध्ये तिष्ठति-તે પરમાત્મા આપ્ત-પ્રાપ્ત કરી શકાય છે જ્યાં-તે હૃદય દેશની મધ્ય-અંદર રહે છે. दशभिः-श्रृङ्गेभिः-दिशन्-દ્રષ્ટાર્થ-જોવા માટે-જાણવા માટે-પદાર્થ માત્ર જેના દ્વારા એવા વિવિધ જ્ઞાનપ્રકાશો દ્વારા ઉપાસકને જ્ઞાન ઉપદેશ અને અધ્યાત્મ માર્ગનો નિર્દેશ કરતા રહે છે. शीर्षाणि नि मृढवम्-इव-હે ઉપાસકો ! તમે તે પરમાત્માના ઉપદેશોથી પોતાને અલંકૃત કરો-સંસ્કૃત કરો. (૩)

इति सप्तदशोऽध्यायः, अष्टमप्रपाठकस्य प्रथमोऽर्धः ॥

# अथ अष्टादशोऽध्यायः

## अष्टमप्रपाठकस्य द्वितीयोऽर्धः

### ખંડ-૧

### સૂક્ત-૧

**१६५७. पन्यंपन्यमित् सोतार आ धावत मद्याय। सोमं वीराय शूराय॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૨૩

**१६५८. एह हरी ब्रह्मयुजा शग्मा वक्षतः सखायम्। इन्द्रं गीर्भिर्गिर्वणसम्॥ २॥**

પદાર્થ : ब्रह्मयुजा-બ્રહ્મ-મહાન ઈન્દ્ર-પરમાત્મામાં યુક્ત થનાર-તેના સુધી પહોંચનાર, शग्मा-સુખકારી સંગમ કરાવનાર हरी-પરમાત્માને મારી તરફ લઈ આવનાર ઋક્ અને સામ સ્તુતિ અને ઉપાસના गिर्वणसम्-इन्द्रं गीर्भिः-વાણીઓનું સેવન કરનાર પરમાત્માનું પ્રાર્થનાઓ દ્વારા इह-आवक्षतः-એ મારામાં-ઉપાસકમાં અથવા મારા હૃદયમાં આવાહન કરીએ છીએ-લઈ આવીએ છીએ. (૨)

**१६५९. पाता वृत्रहा सुतमा घा गमन्नारे अस्मत्। नि यमते शतमूतिः॥ ३॥**

પદાર્થ : वृत्रहा-પાપનાશક પરમાત્મા सुतं पाता-મારા દ્વારા નિષ્પાદિત ઉપાસનારસનું પાન કરવા-સ્વીકાર કરવાના સ્વભાવવાળા घ-आगमत्-અવશ્ય આવે છે. न आरे-अस्मत्-અમારાથી દૂર ન થાય-ન રહે. शतम्-ऊतिः-नियमते-અનેક રક્ષણ ક્રિયાઓથી અમારી સંભાળ રાખે છે. (૩)

### સૂક્ત-૨

**१६६०. आ त्वा विशन्त्विन्दवः समुद्रमिव सिन्धवः।**
**न त्वामिन्द्राति रिच्यते॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૯૭

**१६६१. विव्यक्थ महिना वृषन्भक्षं सोमस्य जागृवे। य इन्द्र जठरेषु ते॥ २॥**

પદાર્થ : वृषन्-जागृवे-इन्द्र-હે સુખવર્ષક જીવોને કર્મફળ પ્રદાનમાં ન્યાય કરવામાં નિરંતર જાગરુક-સાવધાન ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું महिना-પોતાની મહાન કૃપાથી सोमस्य भक्षं विव्यक्थ-ઉપાસકના દ્વારા સમર્થિત ઉપાસનારસનાં ખાન-પાનને માટે બનાવે છે. પોતાનો સમાગમ આનંદ પ્રદાન કરવા માટે यः-ते जठरेषु-જે ઉપાસનારસ તારા મધ્યમાં કૃપા પ્રસાદ બનીને બેસી જાય છે. (૨)

१६६२. अरं त इन्द्र कुक्षये सोमो भवतु वृत्रहन्। अरं धामभ्य इन्दवः ॥ ३ ॥

પદાર્થ : वृत्रहन्-इन्द्र-હે પાપનાશક ઐશ્વર્યવાન પરમાત્મન્ ! ते कुक्षये-તારી કૂખ-જઠર-મધ્યમાં સમાવવા માટે ઉપાસકનો सोमः-ઉપાસનારસ अरं भवतु-'અલમ' પર્યાપ્ત અથવા બહુજ છે, ઉપાસક પોતાની અલ્પ શક્તિ અનુસાર ઉપાસનારસ પ્રસ્તુત કરી શકશે, તું અનંત છે, જેથી તારી કૂખ-જઠર અથવા મધ્ય અવકાશ ભરી શકાતો નથી; અને इन्दवः-નિરંતર અસંખ્ય ધારાપ્રવાહથી આર્દ્ર ઉપાસનારસ धामभ्यः-अरम्-તારા વ્યાપનશીલ અંગો ઉપાસકની અંદર રહેલાં તારા કૃપા અંશો બહુજ અથવા પર્યાપ્ત છે. (૩)

## સૂક્ત-૩

१६६३. जराबोध तद्विविड्ढि विशेविशे यज्ञियाय। स्तोमं रुद्राय दृशीकम्॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૫

१६६४. स नो महाँ अनिमानो धूमकेतुः पुरुश्चन्द्रः। धिये वाजाय हिन्वतु॥ २ ॥

પદાર્થ : सः-તે પરમાત્મા महान्-अनिमानः-મહાન છે અને ગુણોથી પામી ન શકાય એવા અનંત ગુણ બળ ક્રિયાવાન છે. धूमकेतुः-પાપ-પાપીને કંપાવનાર પ્રજ્ઞાનવાન पुरश्चन्द्रः-બહુજ આહ્‌લાદક नः-धिये वाजाय हिन्वतु-અમને બુદ્ધિ તથા બળને માટે પ્રાપ્ત થાય. (૨)

१६६५. स रेवाँइव विश्पतिर्दैव्यः केतुः शृणोतु नः। उक्थैरग्निर्बृहद्भानुः ॥ ३ ॥

પદાર્થ : सः-अग्निः-તે પ્રકાશ સ્વરૂપ પરમાત્મા दैव्यः केतुः-દિવ્ય પ્રેરક છે बृहद्भानुः-મહાતેજસ્વી नः-उक्थैः-અમારી સ્તુતિઓને रेवान् विश्पतिः-इव श्रृणोतु-ધનવાન અથવા રાજાની માફક સાંભળે-સાંભળે છે-સ્વીકાર કરે છે. (૩)

## સૂક્ત-૪

१६६६. तद्वो गाय सुते सचा पुरुहूताय सत्वने। शं यद् गवे न शाकिने॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૧૫

१६६७. न घा वसुर्नि यमते दानं वाजस्य गोमतः। यत् सीमुपश्रवद्गिरः ॥ २ ॥

પદાર્થ : वसुः-સમસ્ત સંસારને વસાવનાર પરમાત્મા यत्-જ્યારે सीं गिरः-उपश्रवत्-સર્વતઃ-પ્રાર્થના વચનોને પાસેથી સાંભળે છે, ત્યારે गोमतः वाजस्य दानम्-વાણીના જ્ઞાનથી યુક્ત આધ્યાત્મિક અન્નદાનને

न घ नियमते-આપવામાં કોઈ કચાશ-ખામી રાખતો નથી. અર્થાત્ પુષ્કળ પ્રમાણમાં આપતો જ રહે છે, જેથી તે સ્તુતિ યોગ્ય છે. (૨)

**१६६८. कुवित्सस्य प्र हि व्रजं गोमन्तं दस्युहा गमत्। शचीभिरप नो वरत्॥ ३॥**

પદાર્થ : दस्युहा-સદ્‌ગુણોને ક્ષય કરનારનો નાશ કરનાર પરમાત્મા कुवित्सस्य-कु = નિંદિત-દુરાચરણને પ્રાપ્ત થયેલ गोमन्तं व्रजम्-ઈન્દ્રિયોવાળા સ્થાન મન-અન્તઃકરણમાં हि-ત્યાં જ प्र-आगमत्-ચાલ્યો જાય-પહોંચી જાય नः-અમને ઉપાસકોને शचीभिः-अपवरत्-પોતાના પ્રજ્ઞાન દાન કૃપાઓ દ્વારા દૂર રાખે. (૩)

## ખંડ-૨

## સૂક્ત-૧

**१६६९. इदं विष्णुर्वि चक्रमे त्रेधा नि दधे पदम्। समूढमस्य पांसुले॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૨૨

**१६७०. त्रीणि पदा वि चक्रमे विष्णुर्गोपा अदाभ्यः ।**
**अतो धर्माणि धारयन् ॥ २॥**

પદાર્થ : गोपाः-જગતનો પાલક अदाभ्यः-જે કોઈથી દબાતો કે મારી શકાતો નથી. એવો विष्णुः-વ્યાપક પરમાત્મા त्रीणि पदा विचक्रमे-ત્રણે પગો-પ્રાપ્ત થવાના સ્થાનોમાં વિજય કરે છે-પૃથિવી, અન્તરિક્ષ અને દ્યુલોકમાં अतः-धर्माणि धारयन्-તેથી સદાચરણ તથા ઉપાસનાને ધારણ કરતાં-આસ્તિક બની રહે. (૨)

**१६७१. विष्णोः कर्माणि पश्यत यतो व्रतानि पस्पशे।**
**इन्द्रस्य युज्यः सखा ॥ ३॥**

પદાર્થ : विष्णोः-कर्माणि पश्यत-વ્યાપક પરમાત્માના કર્મો-જગતની રચના, સંચાલન, ધારણ, જીવોને માટે ભોગપ્રદાન, કર્માનુસાર ફળ પ્રદાન આદિને જુઓ. यतः व्रतानि पस्पशे-જેને જોઈને મનુષ્ય પોતાના સંકલ્પો, આચરણો, કર્તવ્યોને સ્પર્શ કરે છે-નિયમસર કરે છે. તેના પ્રત્યે અને સંસારમાં રહેવા માટે इन्द्रस्य युज्यःसखा-ઉપાસક આત્માને યોગ દ્વારા પ્રાપ્ત થનાર મિત્ર છે, માટે તેથી યોગ કરવો જોઈએ. (૩)

**१६७२. तद्विष्णोः परमं पदं सदा पश्यन्ति सूरयः। दिवीव चक्षुराततम्॥ ४॥**

પદાર્થ : सूरयः-સ્તોતા, ઉપાસક, વિદ્વાન विष्णोः-વ્યાપક પરમાત્માના तत् परमं पदम्-તે પરમ આનંદસ્વરૂપને सदा पश्यन्ति-સદા પોતાના આત્મામાં નિહાળે છે. दिवि-इव-चक्षुः-आततम्-જેમ આકાશમાં પ્રકાશિત સૂર્યની સમાન નિહાળે છે-તેમ. (૪)

१६७३. तद्विप्रासो विपन्युवो जागृवांसः समिन्धते। विष्णोर्यत्परमं पदम्॥ ५ ॥

પદાર્થ : विष्णोः-यत् परमं पदम्-વ્યાપક પરમાત્માનું જે ઉત્કૃષ્ટ-પરમ આનંદ સ્વરૂપ છે तत्-તેને विप्रासः-મેધાવી-બુદ્ધિમાન, जागृवांसः-જાગરુક-સાવધાન, विपन्यवः-વિશેષ સ્તુતિ કરનારા समिन्धते-પોતાની અંદર સમ્યક્ પ્રકાશિત કરે છે. (૫)

१६७४. अतो देवा अवन्तु नो यतो विष्णुर्विचक्रमे। पृथिव्या अधि सानवि॥ ६ ॥

પદાર્થ : पृथिव्याः-अधि सानवि-પૃથિવીલોકથી લઈને ઉપર દ્યુલોક સુધીમાં यतः-विष्णुः-विचक्रमे-જેથી વ્યાપક પરમાત્માએ પોતાની વ્યાપ્તિરૂપથી વિક્રમ-પરાક્રમ કરેલ છે. अतः-તેથી તે પરમાત્મા સર્વત્ર છે. देवाः-नः-अवन्तु-જીવન મુક્ત આત્માઓ અમને તે વ્યાપક પરમાત્માનું શ્રવણ અને જ્ઞાન કરાવે. (૬)

## સૂક્ત-૨

१६७५. मो षु त्वा वाघतश्च नारे अस्मन्नि रीरमन् ।
आरात्ताद्वा सधमादं न आ गहीह वा सन्नुप श्रुधि ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૮૪

१६७६. इमे हि ते ब्रह्मकृतः सुते सचा मधौ न मक्ष आसते ।
इन्द्रे कामं जरितारो वसूयवो रथे न पादमा दधुः ॥ २ ॥

પદાર્થ : ते हि-હે પરમાત્મન્ ! તારા જ इमे ब्रह्मकृतः-એ સ્તુતિકર્તા सुते-તારા ઉપાસિતના આશ્રયે सचा-आसते-સમવેત બનીને બેસે છે मधौ न मक्षः-જેમ મધનાં આશ્રયે-મધ પર માખી બેસે છે તેમ. वसूयवः-जरितारः-પોતાના વાસયોગ્ય આશ્રય-મોક્ષની કામના કરનારા સ્તુતિકર્તા જનો इन्द्रे कामम्-आदधुः-તારી-ઐશ્વર્યવાન પરમાત્માની અંદર પોતાની શ્રેષ્ઠ ઇચ્છાઓને રાખી દે છે; रथे न पादम्-જેમ રથ-વાહન-ગાડીમાં પગને મૂકી દે છે. રાખી દે છે તેમ. (૨)

## સૂક્ત-3

१६७७. अस्तावि मन्म पूर्व्यं ब्रह्मेन्द्राय वोचत ।

पूर्वीर्ऋतस्य बृहतीरनूषत स्तोतुर्मेधा असृक्षत ॥ १ ॥

પદાર્થ : अस्तावि-ઐશ્વર્યવાન પરમાત્મા સ્તુત કરવામાં આવે છે, તેથી इन्द्राय-તે ઐશ્વર્યવાન પરમાત્માને માટે पूर्व्यं मन्म-ब्रह्म वोचत्-શાશ્વત મનન યોગ્ય મંત્રોને બોલો. ऋतस्य पूर्वीः बृहतीः-अनुषत-બ્રહ્મયજ્ઞની પૂર્વવર્તી સ્તુતિવાણીઓને સ્મૃતિમાં લાવો. स्तोतुः-मेधाः-असृक्षत-સ્તુતિકર્તાની બુદ્ધિઓને એ બ્રહ્મયજ્ઞમાં પ્રવૃત્ત થાય. (૧)

१६७८. समिन्द्रो रायो बृहतीरधूनुत सं क्षोणी समु सूर्यम् ।
सं शुक्रासः शुचयः सं गवाशिरः सोमा इन्द्रममन्दिषुः ॥ २ ॥

પદાર્થ : इन्द्रः-ઐશ્વર્યવાન પરમાત્મા बृहतीः-रायः सम्-अधूनुत-મહાન ધન સંપત્તિઓને સમ્યક્ પ્રકટ કરે છે, क्षोणी सम् सूर्यम्-उ सम्-દ્યુલોક પૃથિવીલોકને સમ્યક્ પ્રકટ કરે છે. સૂર્યને પણ સમ્યક્ પ્રકટ કરે છે. તે એવા इन्द्रम्-ઐશ્વર્યવાન પરમાત્માને शुक्रासः शुचयः सम्-अमन्दिषुः-સત્ય અને પવિત્ર પ્રાર્થનાઓ, સ્તુતિઓ સમ્યક્ હર્ષિત-આનંદિત કરે. गवाशिरः सोमाः सम् अमन्दिषुः-સ્તોતાને આશ્રય ઉપાસનારસ હર્ષિત-આનંદિત કરે. (૨)

## સૂક્ત-૪

१६७९. इन्द्राय सोम पातवे वृत्रघ्ने परि षिच्यसे ।
नरे च दक्षिणावते वीराय सदनासदे ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૩૩૧

१६८०. तं सखायः पुरूरुचं वयं यूयं च सूरयः ।
अश्याम वाजगन्ध्यं सनेम वाजपस्त्यम् ॥ २ ॥

પદાર્થ : सखायः सूरयः-હે મિત્રો-સમાનધર્મી સ્તુતિકર્તા જનો ! वयं यूयं च-અમે અને તમે મળીને तं पुरूरुचम्-તે મહાન પ્રકાશમાન वाजगन्ध्यम्-અમૃત અન્નભોગ ગંધયુક્ત શાન્ત સ્વરૂપ પરમાત્માનું સેવન કરીએ-જીવનમાં ધારણ કરીએ; તથા वाजस्पस्त्यम्-અમૃત અન્નના ગૃહ-ભંડાર શાન્ત સ્વરૂપ પરમાત્માનું सनेम-સંભજન-સ્તવન કરીએ. (૨)

१६८१. परि त्यं हर्यतं हरिं बभ्रुं पुनन्ति वारेण ।

यो देवान्विश्वाँ इत् परि मदेन सह गच्छति ॥ ३ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૫૨, ૧૩૨૯

## સૂક્ત-૫

१६८२. कस्तमिन्द्र त्वा वसवा मर्त्यो दधर्षति ।
श्रद्धा हि ते मघवन् पार्ये दिवि वाजी वाजं सिषासति ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૮૦

१६८३. मघोनः स्म वृत्रहत्येषु चोदय ये ददति प्रिया वसु ।
तव प्रणीती हर्यश्व सूरिभिर्विश्वा तरेम दुरिता ॥ २ ॥

પદાર્થ : हर्यश्व-જેના દુઃખહરણશીલ ગુણ કર્મ વ્યાપનાર છે એવા હે પરમાત્મન્ ! मघोनः 'मघोने'-તારા-ધનવાનને માટે प्रिया 'प्रियाणि' वसु 'वसूनि'-ददति-જે પ્રિય ધનનું દાન કરે છે-ત્યાગ કરે છે वृत्रहत्येषु चोदय-स्म-તેને તું પાપનાશક કાર્યોમાં પ્રેરિત કર-કરે છે. तव प्रणीती-તારી પ્રકૃતિ નેતૃત્વમાં सूरिभिः-પૂર્વ સ્તુતિકર્તાઓની સમાન विश्वा दुरिता तरेम-સમસ્ત દુઃખો, દરદો, દુર્વ્યસનોથી અમે તરી જઈએ-તેને પાર કરીએ. (૨)

## ખંડ-૩

## સૂક્ત-૧

१६८४. एदु मधोर्मदिन्तरं सिञ्चाध्वर्यो अन्धसः ।
एवा हि वीर स्तवते सदावृधः ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૩૮૫

१६८५. इन्द्र स्थातर्हरीणां न किष्टे पूर्व्यस्तुतिम् ।
उदानंश शवसा न भन्दना ॥ २ ॥

પદાર્થ : हरीणां स्थातः-इन्द्र-હે મનુષ્યોની અંદર સ્થાન લેનાર પરમાત્મન્ ! મનુષ્ય જ તને જાણી શકે છે. ते पूर्व्यस्तुतिं न किः-उदानंश-તારી પૂર્વથી ચાલી આવતી-પ્રાચીન-શાશ્વત સ્તુતિને કોઈ પણ મનુષ્ય સંભાળી શકતો નથી-પ્રાપ્ત કરી શકતો નથી. કારણ કે शवसा न भन्दना-તારું બળ મહાન છે

અને તારું કલ્યાણ પ્રદાન મહાન છે, તેથી કોઈ પણ મનુષ્ય પોતાનાં જ્ઞાનબળથી પ્રાપ્ત કરી શકતો નથી. (૨)

**१६८६. तं वो वाजानां पतिमहूमहि श्रवस्यवः। अप्रायुभिर्यज्ञेभिर्वावृधेन्यम्॥ ३॥**

પદાર્થ : तं वः 'त्वाम्' वाजानां पतिम्-તે તને-અમૃત અન્નભોગોના સ્વામી પરમાત્માને श्रवस्यवः-શ્રવણીય યશોરૂપ પરમાત્માને ચાહતાં અમે ઉપાસકજનો अहूमहि-આહૂત કરીએ છીએ-આમંત્રિત કરીએ છીએ. अप्रायुभिः-यज्ञेभिः-જેમાં પ્રમાદીજનો ન હોય એવા સાવધાનજનો દ્વારા કરવામાં આવતાં અધ્યાત્મયજ્ઞોથી वावृधेन्यम्-જેનો મહિમા વધારવા યોગ્ય છે. એવા પરમાત્માને આમંત્રિત કરીએ છે. (૩)

## સૂક્ત-૨

**१६८७. तं गूर्धया स्वर्णरं देवासो देवमरतिं दधन्विरे। देवत्रा हव्यमूहिषे॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૦૯

**१६८८. विभूतरातिं विप्र चित्रशोचिषमग्निमीडिष्व यन्तुरम्।**
**अस्य मेधस्य सोम्यस्य सोभरे प्रेमध्वराय पूर्व्यम्॥ २॥**

પદાર્થ : सौभरे विप्र-હે પરમાત્માના આનંદજ્ઞાનને પોતાની અંદર ભરવામાં કુશળ ઉપાસક ! તું विभूतरातिम्-જેનું બહુજ દાન છે એવો મહાદાની चित्रशोचिषम्-ચાયનીય-દર્શનીય પ્રકાશવાળા, यन्तुरम् अग्निम् ईडिष्व-વિશ્વ નિયંતા જ્ઞાન સ્વરૂપ પરમાત્માને સ્તુત કર-સ્તુતિમાં લાવ. अस्य मेधस्य सोम्यस्य એ પવિત્ર શાન્તિપ્રદ-ईम्-पूर्व्यम्-હાં, શાશ્વત પરમાત્માની अध्वराय-અધ્યાત્મયજ્ઞને માટે સ્તુતિ-ઉપાસના કર. (૨)

## સૂક્ત-3

**१६८९. आ सोम स्वानो अद्रिभिस्तिरो वाराण्यव्यया।**
**जनो न पुरि चम्वोर्विशद्धरिः सदो वनेषु दध्रिषे॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૫૧૩

**१६९०. स मामृजे तिरो अण्वानि मेष्यो मीढ्वान्त्सप्तिर्न वाजयुः।**
**अनुमाद्यः पवमानो मनीषिभिः सोमो विप्रेभिर्ऋक्वभिः॥ २॥**

પદાર્થ : સઃ-પવમાનઃ સોમઃ-તે આનંદધારારૂપમાં પ્રાપ્ત થનાર શાન્ત સ્વરૂપ પરમાત્મા મેષ્યઃ-પોતાની આનંદધારાઓ દ્વારા ઉપાસકને સિંચનાર अण्वानि तिरः-मामृजे-ઉપાસક આત્માનાં સૂક્ષ્મકરણો-અન્તઃકરણો-મન, બુદ્ધિ, ચિત્ત, અહંકારના પ્રત્યે-તેની અંદર જઈને ઉપાસક આત્માને પ્રાપ્ત થાય છે. वाजयुः-मीढ्वान्-सप्तिः न-જેમ વીર્ય સિંચન-સમર્થ ઘોડો પોતાના તબેલામાં અન્ન ખાવાને ઈચ્છુક થઈને પ્રાપ્ત થાય છે તેમ. मनीषिभिः-विप्रेभिः-ऋक्वभिः-अनुमाद्यः-મનથી વિચારનારા બુદ્ધિમાનો સ્તુતિકર્તાઓ દ્વારા અર્ચનીય છે. (૨)

## સૂક્ત-૪

**१६९१. वयमेनमिदा ह्योऽपीपेमेह वज्रिणम् ।**
**तस्मा उ अद्य सवने सुतं भरा नूनं भूषत श्रुते ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૭૨

**१६९२. वृकश्चिदस्य वारण उरामथिरा वयुनेषु भूषति ।**
**सेमं न स्तोमं जुजुषाण आ गहीन्द्र प्र चित्रया धिया ॥ २ ॥**

પદાર્થ : वृकः-चित्-ચોર જન-અંદર અને બહારથી જુદા-વાસ્તવિકતાને જાહેર ન કરનારા કોઈ उरामथिः-સ્વદોષાચ્છાદ સ્વભાવનું મંથન કરનાર જન वारणः-વરયિતા-વરણ કરનાર બનીને अस्य वदुनेषु-आभूषति-એ પરમાત્માનાં પ્રજ્ઞાનો-ગુણ સંકેતો-ગુણગાનોમાં પોતાને સમગ્રરૂપથી અલંકૃત કરે છે-સજાવે છે. सः-તે તું इन्द्र-પરમાત્મન્ ! नः-અમારા इमं स्तोमं जुजुषाणः-સ્તુતિ સમૂહનું સેવન કરવા માટે चित्रया धिया-વિચિત્ર ચમત્કારી પોતાની કૃતિ અને બુદ્ધિથી प्र-आगहि-પ્રાપ્ત થા. (૨)

## સૂક્ત-૫

**१६९३. इन्द्राग्नी रोचना दिवः परि वाजेषु भूषथः । तद्वां चेति प्र वीर्यम् ॥ १ ॥**

પદાર્થ : इन्द्राग्नी-હે ઐશ્વર્યવાન અને જ્ઞાન પ્રકાશ સ્વરૂપ પરમાત્મન્ ! दिवः रोचना-તું મોક્ષધામનો પ્રકાશક છે वाजेषु परिभूषथः-અર્ચના અવસરોમાં સર્વતઃ ભૂષિત-અલંકૃત થાય છે, वाम्-તને वीर्यं तत्-प्रचेति-તારા જે ગુણ સામર્થ્ય છે, તે તને પ્રકટ કરે છે-જણાવે છે. (૧)

**१६९४. इन्द्राग्नी अपसस्पर्युप प्र यन्ति धीतयः । ऋतस्य पथ्या३ अनु ॥ २ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૫૭૭

१६९५. इन्द्राग्नी तविषाणि वां सधस्थानि प्रयांसि च। युवोरप्तूर्यं हितम्॥ ३॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૫૭૮

## સૂક્ત-૬

१६९६. क ईं वेद सुते सचा पिबन्तं कद्वयो दधे।
अयं यः पुरो विभिनत्योजसा मन्दानः शिप्र्यन्धसः॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૯૭

१६९७. दाना मृगो न वारणः पुरुत्रा चरथं दधे।
न किष्ट्वा नि यमदा सुते गमो महाँश्चरस्योजसा ॥ २॥

પદાર્થ : दाना-દાનથી આત્મદાન-આત્મસમર્પણ દ્વારા मृगः-અન્વેષણીય न-આ જીવનમાં જ वारणः-વારક-વરનાર ઈન્દ્ર-ઐશ્વર્યવાન પરમાત્મા पुरुत्रा चरथं दधे-ઉપાસકોના અનેક અધ્યાત્મ પ્રસંગોમાં ચરણ-પ્રાયણ-સમાગમ ધારણ કરે છે. सुते-સાક્ષાત્ પ્રકટ થવા માટે आगमः-તું આવે છે न किः-त्वा नियमत्-તને કોઈ રોકી શકતું નથી, કારણ કે તું महान्-ओजसा चरसि-મહાન છે, નિજ આત્મબળ દ્વારા ગતિ કરે છે. (૨)

१६९८. य उग्रः सन्ननिष्टृतः स्थिरो रणाय संस्कृतः।
यदि स्तोतुर्मघवा शृणवद्धवं नेन्द्रो योषत्या गमत् ॥ ३॥

પદાર્થ : यः-જે उग्रा-अनिष्टृतः-તેજસ્વી નિતાંત કોઈ પણ રીતે ન મરનાર-અવિનાશી, स्थिरः-એકરસ રહેનાર सन्-થતાં रणाय-संस्कृतः-રમણ કરવા માટે ઉપાસના દ્વારા સમ્યક્ ઉપાસિત અર્થાત્ સાક્ષાત્કૃત છે. स्तोतुः-हवम्-સ્તુતિકર્તાનાં પ્રાર્થનાવચન અથવા આમંત્રણને यदि-यद्-इ-જ્યારે કે मघवा श्रृणवत्-ઐશ્વર્યવાન પરમાત્મા સાંભળે છે-સાંભળી લે છે, ત્યારે इन्द्रः-न योषति-પરમાત્મા ઉપાસકથી અલગ રહેતો નથી, પરંતુ आगमत्-ઉપાસકને સમગ્ર રૂપથી પ્રાપ્ત રહે છે. (૩)

## ખંડ-૪

## સૂક્ત-૧

१६९९. पवमाना असृक्षत सोमाः शुक्रास इन्दवः। अभि विश्वानि

काव्या ॥ १ ॥

પદાર્થ : पवमानाः-ધારારૂપમાં પ્રાપ્ત થનાર शुक्रासः-શુભ્ર, નિર્મળ, અધર્મ-અજ્ઞાન દોષરહિત इन्द्रवः-આનંદરસ પૂર્ણ सोमाः-શાન્ત સ્વરૂપ પરમાત્મા विश्वानि काव्या-સર્વ વેદરૂપ કાવ્યોને અભિલક્ષિત કરીને-તેમના અનુસાર ઉપાસિત થઈને ઉપાસકની અંદર असृक्षत-પહોંચે છે. (૧)

१७००. पवमाना दिवस्पर्यन्तरिक्षादसृक्षत। पृथिव्या अधि सानवि॥ २॥

પદાર્થ : पवमानाः-આનંદધારામાં પ્રાપ્ત થનાર પરમાત્મા दिवः-अन्तरिक्षात् परि-દ્યુલોકમાં અન્તરિક્ષલોકમાં पृथिव्याः-अधिसानवि-પૃથિવીલોકમાં રહેલાં તે સંભજન સ્થાન-ઉપાસના સ્થાન આત્માના ઉપકરણ-સાધન મૂર્ધા, હૃદય અને શરીરમાં કર્મેન્દ્રિયગણમાં असृक्षत-ઉપાસના દ્વારા પહોંચે છે, જેથી ક્રમશઃ-સદ્‌વિચાર, સદ્‌ભાવ અને સદાચાર પ્રવાહિત થતાં રહે છે. (૨)

१७०१. पवमानास आशवः शुभ्रा असृग्रमिन्दवः। घ्नन्तो विश्वा अप द्विषः॥ ३॥

પદાર્થ : आशवः-વ્યાપનશીલ, शुभ्राः-શુભ્ર-નિર્મળ, पवमानासः-ધારારૂપમાં પ્રાપ્ત થનાર, इन्दवः-આનંદરસપૂર્ણ પરમાત્મા विश्वाः-द्विषः-સમસ્ત દ્વેષ ભાવનાઓને अपघ्नन्तः-નષ્ટ કરતાં असृग्रम्-આત્માની અંદર પહોંચે છે. (૩)

## સૂક્ત-૨

१७०२. तोशा वृत्रहणा हुवे सजित्वानापराजिता। इन्द्राग्नी वाजसातमा॥ १॥

પદાર્થ : तोशा 'तोशौ'-દોષનાશક, वृत्रहणा-પાપનાશક, सजित्वाना-સમાન પ્રભાવક, अपराजिता-પરાજિત ન થનાર-સદા વિજયી, वाजसातमा-અમૃત અન્નભોગ પ્રદાન કરનાર, इन्द्राग्नी-ઐશ્વર્યવાન તથા જ્ઞાન પ્રકાશ-સ્વરૂપ પરમાત્મા ને हुवे-પ્રાર્થિત કરું છું-પ્રાર્થનામાં લાવું છું. (૧)

१७०३. प्र वामर्चन्त्युक्थिनो नीथाविदो जरितारः। इन्द्राग्नी इष आ वृणे॥ २॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૫૭૫

१७०४. इन्द्राग्नी नवतिं पुरो दासपत्नीरधूनुतम्। साकमकेन कर्मणा॥ ३॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૫૭૬

## સૂક્ત-3

१७०५. उप त्वा रण्वसन्दृशं प्रयस्वन्तः सहस्कृत। अग्ने ससृज्महे गिरः॥ १॥

પદાર્થ : सहस्कृत-अग्ने-હે અધ્યાત્મબળથી સાક્ષાત્ કરવા યોગ્ય જ્ઞાન પ્રકાશ સ્વરૂપ પરમાત્મન્ ! प्रयस्वन्तः-યોગાભ્યાસરૂપ પ્રયત્નવાન અમે ઉપાસકો त्वा रण्वसन्दृशम्-તારા રમણીય સ્વરૂપને गिरः-उपससृज्महे-સ્તુતિઓને ઉપસૃષ્ટિ કરીએ છીએ-ઉપહાર આપીએ છીએ-સમર્પિત કરીએ છીએ. (૧)

१७०६. उप च्छायामिव घृणेरगन्म शर्म ते वयम्। अग्ने हिरण्यसन्दृशः॥ २॥

પદાર્થ : अग्ने-હે પરમાત્મન્ ! ते घृणेः-हिरण्यसंदृशः-તારું જાજલ્યમાન-પ્રકાશમાન અમૃત સ્વરૂપનું शर्म छायाम्-इव वयम्-उप-अगन्म-વૃક્ષની છાયા સમાન ઘર-આશ્રયને અમે ઉપાશ્રિત કરીએ-પ્રાપ્ત કરીએ. (૨)

१७०७. य उग्रइव शर्यहा तिग्मशृङ्गो न वंसगः। अग्ने पुरो रुरोजिथ॥ ३॥

પદાર્થ : यः-જે પરમાત્મા शर्यहा-उग्रः-इव-शर्य = ઈષુ = બાણ દ્વારા હનન કરનારા શસ્ત્રધારી ઉગ્ર-બળવાનની સમાન પ્રહારકર્તા वंसगः-तिग्मश्रृङ्गः-नः-કમનીય-યથેષ્ટ માર્ગમાં જનાર અણીદાર શિંગડાંવાળા સાંઢની આગળ આવનારના અંગોને ભાંગી નાખનાર अग्ने-પરમાત્મન્ ! તું पुरः-रूरोजिथ-અમારા મનોનો નિરોધ કર. (૩)

## સૂક્ત-૪

१७०८. ऋतावानं वैश्वानरमृतस्य ज्योतिषस्पतिम्। अजस्रं घर्ममीमहे॥ १॥

પદાર્થ : ऋतावानम्-અમૃતવાળા મોક્ષાનંદ દેવાવાળા ऋतस्य ज्योतिषः-पतिम्-અમૃતજ્ઞાન જ્યોતિના સ્વામી अजस्रं घर्मम्-ईमहे-નિત્ય, અવિનાશી, શુદ્ધ, તેજસ્વી અને મોક્ષાનંદ પરમાત્માને અમે માંગીએ છીએ. (૧)

१७०९. य इदं प्रतिपप्रथे यज्ञस्य स्वरुत्तिरन्। ऋतूनुत्सृजते वशी॥ २॥

પદાર્થ : यज्ञस्य स्वः-उत्तिरन्-ઉપાસકોનાં અધ્યાત્મયજ્ઞના સુખ ફળને પ્રદાન કરવા માટે यः-જે વિશ્વનાયક પરમાત્મા इदं प्रतिपप्रथे-આ જગતને ફરી ફરી વિસ્તૃત કરે છે-મનુષ્યોને કર્મ કરવા માટે वशी ऋतून्-उपसृजते-તે વશકર્તા પરમાત્મા જગતમાં ઋતુઓને ઉત્સર્જિત કરે છે-ઉત્પન્ન કરે છે અને પુનઃ મોક્ષની તરફ પણ લઈ જાય છે. (૨)

१७१०. अग्निः प्रियेषु धामसु कामो भूतस्य भव्यस्य।
सम्राडेको विराजति॥ ३॥

પદાર્થ : प्रियेषु धामसु-પ્રિય મન, નેત્ર આદિ અંગોમાં भूतस्य भव्यस्य कामः 'कामस्य'-ઉત્પન્ન

થયેલાં તથા ઉત્પન્ન થનારાં કામ-ઈચ્છાભાવનો एकः सम्राट् अग्निः-विराजति-એકલો સમ્રાટ્ પરમાત્મા વિરાજમાન છે. (૩)

इति अष्टादशोऽध्यायः, अष्टम प्रपाठकस्य द्वितीयोऽर्धः ॥

★ ★ ★

# अथ एकोनविंशोऽध्यायः

## अष्टमप्रपाठकस्य तृतीयोऽर्धः

### ખંડ-૧

### સૂક્ત-૧

**१७११. अग्निः प्रत्नेन जन्मना शुम्भानस्तन्वां ३ स्वाम्।**
**कविर्विप्रेण वावृधे॥ १ ॥**

પદાર્થ : कविः-अग्निः-સર્વજ્ઞ અગ્રણી પરમાત્મા प्रत्नेन जन्मना-પ્રાચીન શાશ્વત-સ્વાભાવિક અભૌતિક પ્રાદુર્ભાવથી અથવા પુરાતન સ્વાભાવિક કર્મથી અથવા દિવ-મોક્ષધામવાળા અમૃતસ્વરૂપથી स्वां तन्वं शुम्भानः-પોતાનાં શરીરરૂપ ઉપાસક આત્મા શોભિત કરનાર विप्रेण वावृधे-મેધાવી ઉપાસક દ્વારા સ્તુત થયેલ-સ્તુતિ લાવેલ વૃદ્ધિ કરે છે-મહત્ત્વને પ્રાપ્ત કરે છે-ઉપાસકની અંદર સાક્ષાત્ થાય છે. (૧)

**१७१२. ऊर्जो नपातमा हुवेऽग्निं पावकशोचिषम्। अस्मिन् यज्ञे स्वध्वरे॥ २ ॥**

પદાર્થ : अस्मिन् स्वध्वरे यज्ञं-એ શોભન પ્રાણપ્રદ અધ્યાત્મયજ્ઞમાં ऊर्जः-नयातम्-અધ્યાત્મરસને ન પડવા દેનાર-રક્ષક पावक-शोचिषम्-પવિત્રકારક પ્રકાશવાળા अग्निम्-અગ્રણી પરમાત્માને आहुवे-આમંત્રિત કરું છું. (૨)

**१७१३. स नो मित्रमहस्त्वमग्ने शुक्रेण शोचिषा। देवैरा सत्सि बर्हिषि॥ ३ ॥**

પદાર્થ : सः-त्वम्-તે તું मित्रमहः-अग्ने-સ્નેહ કરનારા ઉપાસકોના પ્રશંસનીય સ્તુતિયોગ્ય અગ્રણી પરમાત્મન્! शुक्रेण शोचिषा-નિર્મળ દીપ્તિ-તેજ દ્વારા देवैः-પોતાના દિવ્યગુણોની સાથે बर्हिषि-હૃદયાકાશમાં आ सत्सि-આવ-બેસ. (૩)

### સૂક્ત-૨

**१७१४. उत्ते शुष्मासो अस्थू रक्षो भिन्दन्तो अद्रिवः। नुदस्व याः परिस्पृधः॥ १ ॥**

પદાર્થ : अद्रिवः-હે સ્તુતિ કર્તાઓવાળા ते शुष्मासः-તારું બળ વેગશક્તિ-પ્રવાહ रक्षः-भिन्दतः-પોતાની જેનાથી રક્ષા કરવા બચાવવા એવા કામ આદિ દોષોને વિદીર્ણ-નાશ કરવા માટે उद्-अस्थुः-ઊઠી રહેલ છે. याः-स्पृधः-જે અમારી સ્પર્ધા કરનારી વિરોધી પ્રવૃત્તિઓ છે. તેને परि नुदस्व-દૂર કાઢી નાખ-પાડી દે. (૧)

१७१५. अया निजघ्निरोजसा रथसङ्गे धने हिते। स्तवा अबिभ्युषा हृदा॥ २॥

પદાર્થ : अया-ओजसा-એ સ્વ આત્મબળથી એના આધાર પર निजघ्नि:-પાપોનો હનનકર્તા છે. रथ सङ्गे धने हिते-મારી સાથે રમણીય સંગમાં અન્તર્હિત-અંદર રાખેલ અધ્યાત્મ ધન-મોક્ષ ઐશ્વર્યને માટે अबिभ्युषा हृदा स्तवै-ભયરહિત-સંકોચરહિત હૃદયથી-મનથી તારી સ્તુતિ કરું છું. (૨)

१७१६. अस्य व्रतानि नाधृषे पवमानस्य दूढ्या। रुज यस्त्वा पृतन्यति॥ ३॥

પદાર્થ : अस्य पवमानस्य-એ ધારારૂપમાં પ્રાપ્ત થનાર પરમાત્માનાં व्रतानि-કર્મો નિયમોને दूढ्या-દુષ્ટ બુદ્ધિ-અન્યથા વિચારથી न-आधृषे-કોઈ પણ દબાવી શકતા નથી. य:-त्वा प्रतन्यति-જે તને-તારા સાથે સંગ્રામ ઇચ્છે છે પરમાત્મન્ ! તું તેનો रुज:-પીડા આપીને ભાંગી-નાશ કરે છે. (૩)

१७१७. तं हिन्वन्ति मदच्युतं हरिं नदीषु वाजिनम्। इन्दुमिन्द्राय मत्सरम्॥ ४॥

પદાર્થ : तम्-તે, मदच्युतम्-હર્ષ વહાવનાર, हरिम्-દુ:ખહર્તા, वाजिनम्-બળવાન, मत्सरम्-આનંદ સ્વરૂપ, इन्दुम्-પ્રકાશમાન પરમાત્માને इन्द्राय-ઉપાસક આત્માને માટે नदीषु-हिन्वन्ति-સ્તુતિ ધારાઓમાં ઉપાસકજન પ્રાપ્ત કરે છે. (૪)

## સૂક્ત-3

१७१८. आ मन्द्रैरिन्द्र हरिभिर्याहि मयूररोमभिः ।
मा त्वा के चिन्नि येमुरिन्न पाशिनोऽति धन्वेव ताँ इहि॥ १॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૪૬

१७१९. वृत्रखादो वलं रुजः पुरां दर्मो अपामजः ।
स्थाता रथस्य हर्योरभिस्वर इन्द्रो दृढा चिदारुजः ॥ २॥

પદાર્થ : इन्द्र:-ઐશ્વર્યવાન પરમાત્મા वृत्रखाद:-પાપના ભક્ષક-નાશક, वलं रुज:-વરણ-વારક-અજ્ઞાન ભંજક, पुरां दर्म:-મનને વિદીર્ણ કરનાર-મનોવૃત્તિહર્તા, अपाम्-अज:-કામનાઓ, વાસનાઓને કાઢીને ફેંકનાર, रथस्य स्थाता-રમણીય મોક્ષાનંદના સ્થાપક-પ્રાપ્ત કરાવનાર, हर्यो:-अभिस्वर-ઋક્ અને સામ-સ્તુતિ અને ઉપાસનાના અર્ચન-સેવનમાં दृढाचित्-आरुज:-દૃઢ દુર્વૃત્તિઓને પણ અસ્ત-વ્યસ્ત કરનાર છે. (૨)

१७२०. गम्भीराँ उदधीँरिव क्रतुं पुष्यसि गाइव ।

प्र सुगोपा यवसं धेनवो यथा ह्रदं कुल्याइवाशत ॥ ३ ॥

પદાર્થ : गम्भीरान्-उदधीन्-इव-હે પરમાત્મન્ ! તું ઊંડી જલધારાઓની જેમ; તથા गाः-इव-ગાયોને જેમ सुगोपाः-સારો રક્ષક રાજા-ગોવાળ રક્ષિત કરે છે-તેની રક્ષા કરે છે, તેમ તું क्रतुं पुष्यसि-પ્રજ્ઞાવાન ઉપાસકને પુષ્ટ કરે છે. धेनवः-यथा यवसम्-ગાયો જેમ ઘાસને कुल्याः-इव ह्रदम्-आशत-નહેરો જેમ મહાન જલાશયને-વિશાળ સરોવરને કે સમુદ્રને પ્રાપ્ત થાય છે, તેમ તું ઉપાસકને પ્રાપ્ત થાય છે. (૩)

## સૂક્ત-૪

१७२१. यथा गौरो अपा कृतं तृष्यन्नेत्यवेरिणम् ।
आपित्वे नः प्रपित्वे तूयमा गहि कण्वेषु सु सचा पिब॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૫૨

१७२२. मन्दन्तु त्वा मघवन्निन्द्रेन्दवो राधोदेयाय सुन्वते ।
आमुष्या सोमममपिबश्चमू सुतं ज्येष्ठं तद्दधिषे सहः ॥ २ ॥

પદાર્થ : मघवन्-इन्द्र-હે અધ્યાત્મયજ્ઞના આધાર પરમાત્મન્ ! त्वा-તને इन्दवः-मदन्तु-આર્દ્ર ભાવનાપૂર્ણ ઉપાસનારસ હર્ષિત કરે. राधः-देवाय सुन्वते-રાધનીય-સાધનીય મોક્ષ આપવા યોગ્ય દાતવ્ય જેમાં છે, તેથી ઉપાસનારસ નિષ્પાદન કરતાં ઉપાસકને માટે आमुष्य-सोमम्-अपिवः-સામે આવ-સાક્ષાત્ થઈને ઉપાસનારસનું પાન કર-સ્વીકાર કર-કરે છે. તે નિશ્ચય છે; અને चमू-सुतम्-ચમની-આચમની-વાક્-વાણીની અંદર નિષ્પન્ન કરેલ છે તેનો સ્વીકાર કર. तत् ज्येष्ठे सहः-दधिषे-મારામાં-ઉપાસકમાં તે પોતાનું શ્રેષ્ઠ સાહસ ધારણ કરાવે છે. (૨)

## સૂક્ત-૫

१७२३. त्वमङ्ग प्र शंसिषो देवः शविष्ठ मर्त्यम् ।
न त्वदन्यो मघवन्नस्ति मर्डितेन्द्र ब्रवीमि ते वचः ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૪૭

१७२४. मा ते राधांसि मा त ऊतयो वसोऽस्मान् कदा चना दभन्।
विश्वा च न उपमिमीहि मानुष वसूनि चर्षणिभ्य आ

॥ २ ॥

પદાર્થ : वसो-હે વસાવનાર પરમાત્મન્ ! ते राधांसि-તારું જ્ઞાન આદિ ધન अस्मान् कदाचन-અમને કદી પણ मा दभन्-દબાવે નહિ-સતાવે નહિ ते ऊतयः-તારી રક્ષાઓ અમને કદી પણ દબાવતી નથી-સતાવતી નથી. અન્ય જનોને સતાવી-દબાવી શકે છે. मानुष-હે અમે મનનશીલ ઉપાસકોને હિતકર પરમાત્મન્ ! च-અને नः-चर्षणिभ्यः-અમને દર્શન ઇચ્છુકોને विश्वा वसूनि-સંપૂર્ણ વસાવનાર નિર્વાહક ધનોને પણ आ-उपमिमीहि-સમગ્રરૂપથી ઉપ સ્થાપિત કર. (૨)

## ખંડ-૨

### સૂક્ત-૧

**१७२५. प्रति ष्या सूनरी जनी व्युच्छन्ती परि स्वसुः। दिवो अदर्शि दुहिता॥ १॥**

પદાર્થ : स्या-તે પરમાત્મારૂપ દીપ્તિ અથવા પરમાત્મ જ્યોતિ-सूनरी-ઉપાસકોનું સુનેતૃત્વ કરનારી, जनी-ઉત્તમ જીવન આપનારી, स्वसुः परि-સમ્યક્ અજ્ઞાનને ફેંકનારી, માનવીય જ્ઞાનથી ઉપર, व्युच्छन्ती-અંદર પ્રકાશિત થતી, दिवः-दुहिता प्रति-अदर्शि-મોક્ષધામને દોહનારી ઉપાસકની અંદર પ્રત્યક્ષ થાય છે. (૧)

**१७२६. अश्वेव चित्रारुषी माता गवामृतावरी। सखा भूदश्विनोरुषाः॥ २॥**

પદાર્થ : उषाः-પરમાત્મારૂપ દીપ્તિ અથવા પરમજ્યોતિ अश्वा-इव-વ્યાપનશીલ चित्रा-ચાયનીયા-દર્શનીયા अरुषी-અરોચમાન ઉદયમાન गवां माता-સ્તોતાઓનું માન કરનારી ऋतावरी-અમૃતવાળી अश्विनोः-सखाः-अभूत्-શ્રોતો-કાનોની મિત્ર-સમાન નામ ધર્મવાળી છે. કાન સાંભળે છે, તે પણ ઉપાસકની સ્તુતિ સાંભળે છે. (૨)

**१७२७. उत सखास्यश्विनोरुत माता गवामसि। उतोषो वस्व ईशिषे॥ ३॥**

પદાર્થ : उत-अश्विनोः सखा-असि-હાં, તું કાનોની મિત્ર-સમાન નામ-સમાનધર્મ વાળી છે. उत गवां माता-અને સ્તુતિ કરનારાઓનું માન કરનારી છે. उत-અને उषः-તું પરમાત્મરૂપ દીપ્તિ અર્થાત્ પરમજ્યોતિ वस्वः-ईशिषे-જગતના પદાર્થમાત્રનું સ્વામિત્વ કરનારી છે-સ્વામિની છે. (૩)

### સૂક્ત-૨

**१७२८. एषो उषा अपूर्व्या व्युच्छति प्रिया दिवः। स्तुषे वामश्विना बृहत्॥ १॥**

પદાર્થ : एषा-उ-उषाः-અહો એ ઉષા-પરમાત્મરૂપ દીપ્તિ અર્થાત્ પરમજ્યોતિ अपूर्व्या प्रिया-સર્વ શ્રેષ્ઠ સમાધિ પ્રજ્ઞામાં સાક્ષાત્ થનારી તૃપ્તિકારી दिवः-व्युच्छति-મોક્ષધામથી ઉપાસકની અંદર પ્રકાશિત થઈ રહી છે अश्विना वां बृहत् स्तुषे-હે જ્ઞાનજ્યોતિ સ્વરૂપ અને આનંદરસરૂપ પરમાત્મન્ ! તને-તારી મહાન સ્તુતિ કરું છું. (૧)

## १७२९. या दस्रा सिन्धुमातरा मनोतरा रयीणाम्। धिया देवा वसुविदा॥ २॥

પદાર્થ : या दस्रा-જે દર્શનીય-અત્યંત સુંદર सिन्धुमातरा-સ્યંદમાન ઉપાસનારસનું માન કરનારા જેના છે. એવા બન્ને ધર્મોયુક્ત रयीणां मनोहरा-ધનોના મનને ધનસંગ્રહને-મનના વિચારને હરાવનાર-દૂર કરનાર धिया वसुविदा-ધ્યાન, ધારણાથી વસાવવા યોગ્ય વસ્તુઓને પ્રાપ્ત કરાવનાર देवा-ઈષ્ટદેવ ઉપાસ્ય જ્યોતિસ્વરૂપ આનંદરસરૂપ પરમાત્મા છે. (૨)

## १७३०. वच्यन्ते वां ककुहासो जूर्णायामधि विष्टपि।
## यद्वां रथो विभिष्पतात्॥ ३॥

પદાર્થ : ककुहासः-મહાન આત્મા જીવન મુક્ત जूर्णायाम्-જીર્ણ શરીર અન્તિમ દેહ સમાપ્ત થઈ જતાં अधिविष्टपि-મોક્ષધામમાં वां वच्यन्ते-તુંજ પરમાત્માને પ્રાપ્ત થાય છે. यत्-वाम-रथः-જે તારું રમણસ્થાન મોક્ષ विभिः-पतात्-ઉપાસકો દ્વારા પ્રાપ્ત કરવામાં આવે છે. (૩)

### સૂક્ત-3

## १७३१. उषस्तच्चित्रमा भरास्मभ्यं वाजिनीवति ।
## येन तोकं च तनयं च धामहे ॥ १ ॥

પદાર્થ : वाजिनीवति-उषः-હે અમૃત અન્નવાળી પરમાત્મ દીપ્તિ ! અર્થાત્ પરમજ્યોતિ ! તું अस्मभ्यम्-અમારે માટે तत्-चित्रम्-आभर-તે ચાયનીય-દર્શનીય અમૃત અન્નભોગને ભરપૂર કરી દે. येन-જેથી तोकं तनयं च धामहे-તોદને-વ્યથિત કરનાર મનને તથા ઇન્દ્રિયગણને તારી અંદર ધરીએ છીએ-સમર્પિત કરીએ છીએ. (૧)

## १७३२. उषो अद्येह गोमत्यश्वावति विभावरि। रेवदस्मे व्युच्छ सूनृतावति॥ २॥

પદાર્થ : उषः-હે પરમાત્મરૂપ દીપ્તિ અર્થાત્ પરમાત્મજ્યોતિ તું अद्य-અત્યારે इह-આજીવનમાં गोमति-વાક્-વિદ્યાવાળી-જ્ઞાન આપવા માટે अश्वावति-વ્યાપનશીલ મનવાળી-મનનશક્તિ આપવા માટે विभावरि-વિશેષ મતિવાળી-વિશેષ બુદ્ધિ અથવા સૂઝ આપવા માટે सुनृतावति-ઉત્તમ વાણી વાળી સુસંયત સત્યવાણી આપવા માટે अस्मे-અમારે માટે रेवत्-व्युच्छ-વીર્ય આત્મબળયુક્ત પ્રકટ થા-સાક્ષાત્ થા. (૨)

१७३३. युङ्क्ष्वा हि वाजिनीवत्यश्वाँ अद्यारुणाँ उषः ।
अथा नो विश्वा सौभगान्या वह ॥ ३ ॥

પદાર્થ : वाजिनीवति उषः-હે અમૃત અન્નભોગવાળી પરમદીપ્તિ અથવા પરમાત્મ જ્યોતિ ! તું આજ अस्णान्-अश्वान्-युङ्क्ष्वहि-ઓરોચન-જ્ઞાનથી પ્રકાશમાન તથા ઈશ્વર ઇન્દ્રિય સંયમમાં પ્રકૃષ્ટયુક્ત સમર્થ ઉપાસકોને પોતાનામાં અવશ્ય યુક્ત કર अथ-અને પછી नः-અમારે માટે विश्वा-सौभगानि-સમસ્ત સૌભાગ્યોને आवह-લઈ આવ-પ્રાપ્ત કરાવ. (૩)

## સૂક્ત-૪

१७३४. अश्विना वर्तिरस्मदा गोमद् दस्रा हिरण्यवत् ।
अर्वाग्रथं समनसा नि यच्छतम् ॥ १ ॥

પદાર્થ : दस्रा-अश्विना-હે દર્શનીય જ્યોતિસ્વરૂપ અને આનંદસ્વરૂપ પરમાત્મન્ ! अस्मत्-वर्त्तिः-અમારો અધ્યાત્મ માર્ગ गोमत्-સ્તુતિવાળો हिरण्यवत्-અમૃતવાળો-અમૃતાનંદવાળો બને. रथम्-એ અધ્યાત્મ માર્ગમાં તારા રમણીય સ્વરૂપને अर्वाक्-આ તરફ-અમારી તરફ समनसा-સમાન મન કરીને नियच्छतम्-નિયત કર-સ્થિર કર. (૨)

१७३५. एह देवा मयोभुवा दस्रा हिरण्यवर्त्तनी । उषर्बुधो वहन्तु सोमपीतये ॥ २ ॥

પદાર્થ : मयोभुवा-હે સુખોને ભાવિત કરનારા हिरण्यवर्तनी-હૃદયરમણ માર્ગવાળા, दस्रा-દર્શનીય देवा-દિવ્ય ગુણવાળા-પરમાત્મન્ ! इह-એ અધ્યાત્મ માર્ગમાં ચાલનાર, વિદ્યમાન उषर्बुधः-તારી જ્યોતિને જાણનાર ઉપાસકજન सोमपतीये-ઉપાસનારસનું પાન કરાવવા-સ્વીકાર કરાવવા માટે आवहन्तु-તને પ્રાપ્ત થાય છે. (૨)

१७३६. यावित्था श्लोकमा दिवो ज्योतिर्जनाय चक्रथुः।
आ न ऊर्जं वहतमश्विना युवम् ॥ ३ ॥

પદાર્થ : यौ-જે જ્યોતિસ્વરૂપ અને આનંદરસરૂપ પરમાત્મા इत्था-સત્ય-અવિનાશી श्लोकं ज्योतिः-પ્રશંસનીય અથવા જ્ઞાન જ્યોતિને दिवः-મોક્ષધામથી युवम् 'युवाम्' अश्विना-તું હે જ્યોતિ સ્વરૂપ અને આનંદરસરૂપ પરમાત્મન્ ! जनाय-चक्रथुः-ઉપાસકજન માટે પ્રકાશિત કરે છે. नः-અમારે માટે ऊर्जम्-आवहतम्-અધ્યાત્મરસને પ્રાપ્ત કરાવ. (૩)

## सूक्त-१

१७३७. अग्निं तं मन्ये यो वसुरस्तं यं यन्ति धेनवः ।
अस्तमर्वन्त आशवोऽस्तं नित्यासो वाजिन इषं स्तोतृभ्य आ भर॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૨૫

१७३८. अग्निर्हि वाजिनं विशे ददाति विश्वचर्षणिः ।
अग्नी राये स्वाभुवं स प्रीतो याति वार्यमिषं स्तोतृभ्य आ भर॥ २ ॥

પદાર્થ : विश्वचर्षणिः-अग्निः-हि-સર્વદ્રષ્ટા અગ્રણી પરમાત્મા જ विशे-તેમાં વિષ્ટ-પ્રવિષ્ટ ઉપાસક પ્રજાજનને માટે वाजिनं ददाति-આત્મબળને પ્રદાન કરે છે. सः-अग्निः-તે અગ્રણી પરમાત્મા प्रीतः-પ્રસન્ન થઈને राये स्वाभुवं याति-તેમાં રમણ કરનારા અર્થાત્ રમણીય પ્રિય ઉપાસકને માટે પોતાનું સમ્યક્ પ્રકટરૂપ-સાક્ષાત્ સ્વરૂપને પ્રાપ્ત કરાવે છે स्तोतृभ्यः-इषम् आभर-સ્તુતિ કર્તાઓને માટે એષણીય સુખને આભરિત-પરિપૂર્ણ-કર. (૨)

१७३९. सो अग्निर्यो वसुर्गृणे सं यमायन्ति धेनवः ।
समर्वन्तो रघुद्रुवः सं सुजातासः सूरय इषं स्तोतृभ्य आ भर॥ ३ ॥

પદાર્થ : सः-अग्निः यः-वसुः-गृणे-તે અગ્રણી પરમાત્મા જે મોક્ષધામમાં વસાવનારા ઉપાસકો દ્વારા સ્તુત કરવામાં આવે છે. यं धैनवः सम्-आयन्ति-જે સ્તુતિવાણીઓ સારી રીતે પ્રાપ્ત કરે છે. रघुद्रुवः-अर्वन्तः-મૃદુ ગતિ કરનારા અને પ્રેરણાવાળા પોતાને અર્પિત કરનારા सुजातासः-सूरयः सम्-શુદ્ધ સંયત સ્તુતિકર્તા સમ્યક્ પ્રાપ્ત કરે છે. स्तोतृभ्यः-इषम्-आभर-તે સ્તુતિકર્તાઓને માટે એષણીય સુખને આભરિત-પરિપૂર્ણ કર. (૩)

## सूक्त-२

१७४०. महे नो अद्य बोधयोषो राये दिवित्मती ।
यथा चिन्नो अबोधयः सत्यश्रवसि वाय्ये सुजाते अश्वसूनृते॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૨૧

१७४१. या सुनीथे शौचद्रथे व्यौच्छो दुहितर्दिवः ।

सा व्युच्छ सहीयसि सत्यश्रवसि वाय्ये सुजाते अश्वसूनृते ॥ २ ॥

પદાર્થ : **या**-જે તું પરમાત્માની દીપ્તિ વા જ્યોતિ ! **सुनीथे**-હે અધ્યાત્મમાર્ગમાં શોભનનેત્રી-સમ્યક્ લઈ જનારી **शौचद्रथे**-પ્રકાશમાન રમણીય સ્વરૂપવાળી **दिवः-दुहितः**-મોક્ષધામની ત્યાં રહેલી આનંદરસની દોહનારી **व्यौच्छः**-તું મુજ ઉપાસકની અંદર પ્રકાશમાન થા. **सा सहीमसि व्युच्छ**-તે તું પાપો અજ્ઞાનોને અત્યંત પ્રસહન કરનારી-દબાવનારી મારી અંદર પ્રકાશિત થા; તથા **सत्यश्रवसि**-હે સત્યસ્વરૂપ પરમાત્માનું શ્રવણ કરાવનારી **वाय्ये**-વરણીય **सुजाते**-સુપ્રસિદ્ધ **अश्वसुनृते**-વ્યાપક પરમાત્માની વાણી જેમાં છે, એવી પરમાત્મદીપ્તિ વા પરમાત્મજ્યોતિ મારી અંદર પ્રકાશિત થાય. (૨)

१७४२. सा नो अद्याभरद्वसुर्व्युच्छा दुहितर्दिवः ।
यो व्यौच्छः सहीयसि सत्यश्रवसि वाय्ये सुजाते अश्वसूनृते॥ ३ ॥

પદાર્થ : **सा**-તે તું પરમાત્માની દીપ્તિ વા જ્યોતિ ! **आभरद्वसुः**-વસાવનારા પરમાત્માને આભરિત-પરિપૂર્ણ કરતી **दिवः-दुहितः**-હે મોક્ષધામની દોહનારી **अद्य**-આજે-વર્તમાન જન્મમાં મારી ઉપાસકની અંદર પ્રકાશિત **या-उ**-જે જ તું **व्युच्छः**-પ્રકાશિત થઈ હતી પૂર્વે પણ **सहीयसि सत्यश्रवसि वाय्ये सुजाते अश्वसुनृते**-પાપો અજ્ઞાનોને પ્રસહન કરનારી-દબાવનારી સત્યસ્વરૂપ પરમાત્માનું શ્રવણ કરાવનારી વરણીય સુપ્રસિદ્ધ વ્યાપક પરમાત્માની વાણી જેમાં છે, એવી તું મુજ ઉપાસકની અંદર પ્રકાશિત થા. (૩)

## સૂક્ત-3

१७४३. प्रति प्रियतमं रथं वृषणं वसुवाहनम् ।
स्तोता वामश्विनावृषि स्तोमेभिर्भूषति प्रति माध्वी मम श्रुतं हवम्॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૧૮

१७४४. अत्यायातमश्विना तिरो विश्वा अहं सना ।
दस्रा हिरण्यवर्त्तनी सुषुम्णा सिन्धुवाहसा माध्वी मम श्रुतं हवम्॥ २ ॥

પદાર્થ : **अश्विना**-હે જ્યોતિસ્વરૂપ અને આનંદરસરૂપ પરમાત્મન્ ! **अहं सना विश्वाः-तिरः**-હું ઉપાસક સદા સમસ્ત કામનાઓનો-વાસનાઓ ચિત્તવૃત્તિઓનો તિરસ્કાર કરું છું, તેથી તું **आयातम्**-સમગ્રરૂપથી પ્રાપ્ત થા. **दस्रा**-હે દર્શનીય **हिरण्यवर्तनी**-હૃદય રમણ માર્ગવાળા **सुषुम्णा**-સુંદર સુખવાળા-સુંદર સુખપ્રદ **सिन्धुवाहसा**-સ્યંદનશીલ-વહેતાં ઉપાસનારસોને પ્રાપ્ત કરનાર **माध्वी**-જીવનમાં અધ્યાત્મ મધ લાવનાર પરમાત્મન્ ! **मम हवं श्रुतम्**-મારા પ્રાર્થના વચનને સાંભળ. (૨)

१७४५. आ नो रत्नानि बिभ्रतावश्विना गच्छतं युवम् ।
रुद्रा हिरण्यवर्तनी जुषाणा वाजिनीवसू माध्वी मम श्रुतं हवम्॥ ३ ॥

પદાર્થ : अश्विना-હે જ્યોતિસ્વરૂપ અને આનંદરસરૂપ પરમાત્મન્ ! युवम्-'युवाम्'-તું नः-અમારા-ઉપાસકોને માટે रत्नानि बिभ्रतौ-રમણીય સુખ સાધનોને ધારણ કરતાં आगच्छतम्-આવ-પ્રાપ્ત થા. रुद्रा-અમને બોલાવતાં हिरण्यवर्तनी-હિત રમણ માર્ગવાળા जुषाणा-અમને-ઉપાસકોને પ્રેમ કરતાં वाजिनीवसु-અમૃત અન્નવાળા મુક્તિમાં વસવનારા माध्वी मम हवं श्रुतम्-જીવન અધ્યાત્મ મધ લાવનારા પરમાત્મન્ ! મારા પ્રાર્થના વચનને સાંભળ. (૩)

## ખંડ-૪

### સૂક્ત-૧

१७४६. अबोध्यग्निः समिधा जनानां प्रति धेनुमिवायतीमुषासम् ।
यह्वाइव प्र वयामुज्जिहानाः प्र भानवः सस्रते नाकमच्छ ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૭૩

१७४७. अबोधि होता यजथाय देवानूर्ध्वो अग्निः सुमनाः प्रातरस्थात्।
समिद्धस्य रुशददर्शि पाजो महान् देवस्तमसो निरमोचि ॥ २ ॥

પદાર્થ : होता-अग्निः-સ્વીકારકર્તા જ્ઞાન પ્રકાશ સ્વરૂપ પરમાત્મા यजथाय देवान्-अबोधि-અધ્યાત્મયજ્ઞ કરવા માટે મુમુક્ષુ ઉપાસકોને સાવધાન કરે છે सुमनाः-શોભન મનોભાવ જેનો હોય એવો છે प्रातः-ऊर्ध्वः-अस्थात्-જીવનના માર્ગને પ્રકૃષ્ટ કરતાં વર્ધમાન અવસ્થામાં ઉત્કૃષ્ટ રૂપમાં આત્મામાં સાક્ષાત્ થાય છે, જરાવસ્થા-વૃદ્ધાવસ્થામાં નહીં. समिद्धस्य रुशत् पाजः-પ્રસિદ્ધ થયેલ પ્રકાશમાન બળસ્વરૂપ સાક્ષાત્ થાય છે. महान् देवः-મહાન દેવ પરમાત્મા तमः-निरमोचि-અજ્ઞાન અંધકાર-મૃત્યુરૂપી અંધકારથી છોડાવે છે. (૨)

१७४८. यदीं गणस्य रशनामजीगः शुचिरङ्क्ते शुचिभिर्गोभिरग्निः ।
आद्दक्षिणा युज्यते वाजयन्त्युत्तानामूर्ध्वो अधयज्जुहूभिः ॥ ३ ॥

પદાર્થ : यद्-ईम्-अग्निः-જ્યારે એ જ્ઞાન પ્રકાશ સ્વરૂપ પરમાત્મા गणस्य रशनाम्-સ્તુતિકર્તાની રસયુક્ત સ્તુતિને अजीगः-પ્રાપ્ત કરે છે, ત્યારે शुचिः-अङ्क्ते-પ્રકાશમાન અને પવિત્ર પરમાત્મા शुचिभिः-गोभिः-अङ्क्ते- પ્રકાશમાન વાક્ જ્યોતિઓ-જ્ઞાનધારાઓથી યુક્ત કરી દે છે, ત્યારે दक्षिणा-ઉપાસકની કામના

वाजयन्ती-અમૃત અન્નભોગને ચાહનારી आयुज्यते-પૂરી થઈ જાય છે. उत्तानाम्-તે ઉત્કૃષ્ટ કામનાને जुहूभिः- સ્તુતિ વાણીઓથી ऊर्ध्वः-अधयत्-ઉપર સંરક્ષક બનીને તેને પોતાના આનંદરસનું પાન કરાવે છે. (૩)

## સૂક્ત-૨

१७४९. इदं श्रेष्ठं ज्योतिषां ज्योतिरागाच्चित्रः प्रकेतो अजनिष्ट विभ्वा।
यथा प्रसूता सवितुः सवायैवा रात्र्युषसे योनिमारैक् ॥ १ ॥

પદાર્થ : इदं श्रेष्ठम्-એ શ્રેષ્ઠ ज्योतिषां ज्योतिः-आगात्-જ્યોતિઓની જ્યોતિ મારી અંદર આવી ગઈ-સાક્ષાત્ થઈ ગઈ चित्रः विभ्वा प्रकेतः-ચાયનીય-દર્શનીય મારી અંદર બહાર વ્યાપ્ત જાગૃત કરનાર પ્રકાશક છે; यथा प्रसूता सवितुः-सवाय-જેમ સવિતા-ઉત્પાદક પરમાત્માનો સાક્ષાત્ કરાવવા માટે સમાધિ પ્રજ્ઞા હોય છે, रात्रि-उषसे योनिम्-आरैक्-પાપવાસના દૂર થઈને પરમજ્યોતિનાં માટે સ્થાન રિક્ત-ખાલી કરી દે છે. (૨)

१७५०. रुशद्वत्सा रुशती श्वेत्यागादारैगु कृष्णा सदनान्यस्याः ।
समानबन्धू अमृते अनूची द्यावा वर्णं चरत आमिनाने ॥ २ ॥

પદાર્થ : रुशद्वत्सा रुशती-જ્ઞાનપ્રકાશ વેદના વક્તા જેની એવી પરમજ્યોતિ ઝગમગતી બનીને श्वेत्या-आगात्-નિર્મળવાણી શુભ્રરૂપા મારામાં-ઉપાસકમાં સાક્ષાત્ થઈ ગઈ-થાય છે. अस्याः-सदनानि कृष्णा-आरैक्-उ-તેના સ્થાનો-મન, બુદ્ધિ, ચિત્ત, અહંકારને પાપવાસનાએ રિક્ત કરી દીધું समानबन्धू-આ બન્ને પરમાત્મ જ્યોતિ અને પાપવાસના સમાન આશ્રયવાળી-આત્મામાં અનુભૂત થનારી अमृते-સંસારમાં સદા રહેનારી अनूची-એક બીજાની પાછળ અનુગત થાય છે-ચાલે છે-પર્યાયથી અનુભૂત થાય છે. आमिनाने द्यावा वर्णं चरतः-એક બીજીની તુલનામાં આવીને પોત-પોતાના ધન જ્ઞાનપ્રકાશ અને ઘન-ઘોર પાપભાવને પ્રાપ્ત થાય છે. (૨)

१७५१. समानो अध्वा स्वस्त्रोरनन्तस्तमन्यान्या चरतो देवशिष्टे ।
न मेथेते न तस्थतुः सुमेके नक्तोषासा समनसा विरूपे ॥ ३ ॥

પદાર્થ : स्वस्त्रोः-પરમાત્મા જ્યોતિ અને પાપવાસના બન્ને બહેનો જેવીનો समानः-अध्वा-સમાન અને અનંત-પાર વગરનો માર્ગ છે. પરંપરાથી પ્રવાહરૂપ तं देवशिष्टे-अन्या-अन्या चरतः-તેને મન દ્વારા પ્રેરિત વા લક્ષિત બન્ને જુદી જુદી કાર્ય કરે છે-અપવર્ગ-મોક્ષ અને ભોગ-સંસારમાં લઈ આવે છે. नक्तोषासा-નક્ત-ન અક્ત =જેમાં કલ્યાણ દેખાતું નથી, તે પાપવાસના અને ઉષાબોધ આપનારી પરમાત્મજ્યોતિ બન્ને विरूपे-જુદાં જુદાં રૂપવાળી-વસ્તુને જુદી જુદી નિરૂપિત કરનારી समनसः-એક મન દ્વારા અનુભૂત થનારી सुमेके न मेथेते न तस्थतुः-સમાનકાલ સંવત્સરમાં ન તો પરસ્પર લડે છે અને ન તો એક બીજી માટે રોકાય છે-રાહ જુએ છે-ઉપાસકમાં પરમાત્મ-જ્યોતિ ભોગી નાસ્તિકમાં

પાપવાસના ચાલતી રહે છે. (૩)

## સૂક્ત-3

१७५२. आ भात्यग्निरुषसामनीकमुद्विप्राणां देवया वाचो अस्थुः ।
अर्वाञ्चा नूनं रथ्येह यातं पीपिवांसमश्विना घर्ममच्छ ॥ १ ॥

પદાર્થ : उषसाम्-કામનાઓનો अनीकम्-अग्निः-આધાર જ્ઞાન પ્રકાશ સ્વરૂપ પરમાત્મા आ भाति-ઉપાસક આત્મામાં સમગ્રરૂપથી પ્રકાશિત થાય છે-સાક્ષાત્ થાય છે, જેને विप्राणां देवयाः-वाचः-उदस्थुः-બ્રાહ્મણો-બ્રહ્મજ્ઞાનીઓ-ઉપાસકોની દેવ સુધી જનારી-સ્તુતિવાણીઓ તેમાં આશ્રિત થાય છે. તે જ अश्विना-જ્યોતિ સ્વરૂપ અને આનંદરસરૂપ પરમાત્મન્ ! તું रथ्या-રમણીય મોક્ષધામના સ્વામિન્ ! नूनम्-નિશ્ચય अर्वाञ्चा-આ તરફ પ્રવૃત્ત થઈને इह-આ જીવનમાં पीपिवांसं घर्मम्-પ્રવૃદ્ધ આત્મજ્ઞાનને आयातम्-સારી રીતે પ્રાપ્ત થા. (૧)

१७५३. न संस्कृतं प्र मिमीतो गमिष्ठान्ति नूनमश्विनोपस्तुतेह ।
दिवाभिपित्वेऽवसागमिष्ठा प्रत्यवर्त्तिं दाशुषे शम्भविष्ठा ॥ २ ॥

પદાર્થ : उपस्तुता-अश्विना-નિકટથી સ્તુતિ કરેલ જ્યોતિ સ્વરૂપ અને આનંદરસરૂપ પરમાત્મા संस्कृतं न प्रमिमीतः-સંપન્ન અધ્યાત્મયજ્ઞને હિંસિત કરતો નથી પણ વધારે-રક્ષિત કરે છે इह-અધ્યાત્મ-યજ્ઞમાં अन्ति नूनं गमिष्ठा-સમીપ-આન્તરિક ભાવથી નિશ્ચય પ્રાપ્ત થનાર છે. दिवा-अभिपित्वे-દિવસ નીકળતાં જ પ્રાપ્ત-બન્ને પ્રાપ્ત પ્રાતઃકાલ અને સાયંકાલમાં अवसा-રક્ષણ સાધનથી आगमिष्ठा-સમગ્રરૂપથી પ્રાપ્ત થનાર છે. अवति प्रति-વૃત્તિ રહિત ચિત્તને લક્ષ્ય કરીને दाशुषे-સમર્પિત કરનારા ઉપાસકોને માટે शम्-भविष्ठा-કલ્યાણકારી થનાર છે. (૨)

१७५४. उता यातं संगवे प्रातरह्नो मध्यन्दिन उदिता सूर्यस्य ।
दिवा नक्तमवसा शन्तमेन नेदानीं पीतिरश्विना ततान ॥ ३ ॥

પદાર્થ : अश्विना-હે જ્યોતિસ્વરૂપ અને આનંદરસરૂપ પરમાત્મન્ ! उत-आयातम्-અમને આવો-પ્રાપ્ત થાઓ. सङ्गवे-જેમાં સૂર્યનાં કિરણો સૂર્યમાં મળી જાય છે અથવા ગાયો વનમાં ચરીને ઘરમાં પ્રાપ્ત થાય છે તે એવા સાંજના સમયમાં; તથા प्रातः-સવારમાં अह्नः-मध्यन्दिनं-દિવસના મધ્યભાગમાં ગમે ત્યારે सूर्यस्य-उदिता-સૂર્ય ઉગે છે ત્યાંથી दिवानक्तम्-દિવસમાં અને રાતે જ્યારે પણ शन्तमेन-अवसा-आयातम्-કલ્યાણકારી માર્ગથી આવો-પ્રાપ્ત થાઓ इदानीं पीतिः न-आततान-એ સમયે વિષય પાન-ભોગનું ઉપાસક સેવન કરતો નથી. (૩)

## સૂક્ત-૧

**૧૭૫૫. एता उ त्या उषसः केतुमक्रत पूर्वे अर्धे रजसो भानुमञ्जते।**
**निष्कृण्वाना आयुधानीव धृष्णवः प्रति गावोऽरुषीर्यन्ति मातरः ॥ १ ॥**

પદાર્થ : एताः-त्याः-उषसः-उ-એ તે જ પરમાત્મજ્યોતિ रजसः-पूर्वे-अर्धे-રંજનાત્મક ભોગ અપવર્ગ રૂપ ફળના શ્રેષ્ઠ તથા સમૃદ્ધ સ્થાન-મોક્ષધામમાં भानुम्-अञ्जते-પ્રકાશ-અધ્યાત્મને યુક્ત કરે છે, केतुम्-अक्रत-મુક્તાત્માને પ્રજ્ઞાનમય બનાવે છે, धृष्णवः-निष्कृण्वाना-आयुधानि-इव-જેમ બહાદુર યોદ્ધાઓ પોતાના હથિયારોને ચમકાવતા નજરે પડે છે, તેમ अरुषीः-गावः-मातरः-प्रतियन्ति-આરોચન-પ્રકાશમાન જ્ઞાનરશ્મિ સર્વનું નિર્માણ કરનારી પરમાત્મજ્યોતિ ભોગરૂપ સંસારનાં નિર્માણ માટે ફરી પ્રાપ્ત થાય છે. (૧)

**૧૭૫૬. उदपप्तन्नरुणा भानवो वृथा स्वायुजो अरुषीर्गा अयुक्षत।**
**अक्रन्नुषासो वयुनानि पूर्वथा रुशन्तं भानुमरुषीरशिश्रयुः ॥ २ ॥**

પદાર્થ : उषासः-वयुनानि-પૂર્વથા-अक्रन्-પરમાત્મજ્યોતિ ઉપાસકના મન, બુદ્ધિ, ચિત્ત, અહંકારને પૂર્વવત્ વૃત્તિરહિત કરી દે છે. रुशन्तं भानुम्-अरुषीः-अशिश्रयुः-નિર્મળ પ્રકાશમાન જ્ઞાનવાન આત્માને રોચમાન-પ્રકાશિત પરમાત્મ જ્યોતિ આશ્રિત બની જાય છે.-પ્રાપ્ત થઈ જાય છે. स्वायुजः-अरुषीः-गाः-वृथा-अयुक्षत-સ્વયં યુક્ત થનારી પ્રકાશિત જ્ઞાનરશ્મિ આપ મેળે સ્વાભાવિક ઉપાસકમાં યુક્ત બની જાય છે. भानवः-अरुणाः-उदपप्तन्-જ્ઞાનથી પ્રકાશિત પ્રકાશમાન થઈને-ઉપાસકજનનું મોક્ષધામની તરફ ઉત્થાન કરાવે છે. (૨)

**૧૭૫૭. अर्चन्ति नारीरपसो न विष्टिभिः समानेन योजनेना परावतः।**
**इषं वहन्तीः सुकृते सुदानवे विश्वेदह यजमानाय सुन्वते ॥ ३ ॥**

પદાર્થ : नारीः-विष्टिभिः-નેત્રી દેવીઓ નિવિષ્ટ સ્વભાવવાળી-પ્રાપ્ત પ્રવૃત્તિઓથી જેમ समानेन योजनेन-એક જ ધર્મ રીતે परावताः-પરાગત-દૂર દેશથી આવીને अपसः 'अपस्वन्तः'-કર્મવાનની સેવા કરે છે, તેમ सुकृते सुदानवे-સુકર્તા-સરળ કર્મ કર્તા તથા શોભનદાની-આત્મદાની सुन्वते-ઉપાસનારસ કાઢનારા यजमानाय-ઉપાસક આત્માને માટે इषं वहन्तीः-કામનાનું વહન કરે છે-પ્રાપ્ત કરતી विश्वा-इत्-સર્વ સુખોને પ્રાપ્ત કરાવે છે. (૩)

## સૂક્ત-૨

१७५८. अबोध्यग्निर्ज्म उदेति सूर्यो व्यू३षाश्चन्द्रा मह्यावो अर्चिषा।
आयुक्षातामश्विना यातवे रथं प्रासावीद्देवः सविता जगत् पृथक्॥ १ ॥

પદાર્થ : अश्विना-હે જ્યોતિ સ્વરૂપ અને આનંદરસરૂપ પરમાત્મન્ ! તું रथे-સંસારરથમાં यातवे-તેને ચલાવવા માટે आयुक्षाताम्-'आयुक्षाथाम्'-સમગ્રરૂપથી યુક્ત બને છે-જોડાય છે, ત્યારે ज्मः-अग्निः-अबोधि-પૃથિવીનો અગ્નિ-પાર્થિવ અગ્નિ જાગૃત-પ્રકટ થાય છે, सूर्यः-उदेति-સૂર્ય ઉદય પામે છે, मही चन्द्रा-उषाः-अर्चिषा वि-आव-મહાન આહ્‌લાદકારી પ્રસન્નતા આપનારી ઊષા પ્રભાત જ્યોતિ તેજ પ્રકાશની સાથે પ્રકટ થાય છે, सविता देवः-વાયુદેવ पृथक् जगत्-જુદા જુદા જગત્-જંગમ-શ્વાસ લેનારા ગતિ કરનારા પ્રાણીમાત્ર પ્રકટ કરે છે. (૧)

१७५९. यद्युञ्जाथे वृषणमश्विना रथं घृतेन नो मधुना क्षत्रमुक्षतम्।
अस्माकं ब्रह्म पृतनासु जिन्वतं वयं धना शूरसाता भजेमहि॥ २ ॥

પદાર્થ : अश्विना-હે જ્યોતિ સ્વરૂપ અને આનંદરસરૂપ પરમાત્મન્ ! यम्-वृषणं रथं युञ्जाथे-જ્યારે સંસારરથથી ભિન્ન મનરથ રમણ સ્થાનને-સ્થાનમાં યુક્ત-જોડાય છે. नः-અમારે માટે मधुना घृतेन क्षत्रम्-उक्षतम्-મધુર તેજથી ઓજ-આત્મબળને સિંચે છે अस्माकम्-'अस्मासु' पृतनासु ब्रह्म जिन्वतम्-અમે ઉપાસકજનોમાં અમૃતને પ્રેરિત કર शूरशाता वयं धना भजेमहि-બળવાન-પ્રબળ કામ આદિના સંઘર્ષમાં અધ્યાત્મધનો-શમ, દમ આદિને ભજીએ-સેવન કરીએ. (૨)

१७६०. अर्वाङ् त्रिचक्रो मधुवाहनो रथो जीराश्वो अश्विनोर्यातु सुष्टुतः।
त्रिबन्धुरो मघवा विश्वसौभगः शं न आ वक्षद् द्विपदे चतुष्पदे॥ ३ ॥

પદાર્થ : अश्विनोः-જ્યોતિસ્વરૂપ અને આનંદરસરૂપ પરમાત્માના मधुवाहनः-આત્માને વહન કરનાર, त्रिचक्रः-ત્રણ તૃપ્તિઓ વાળા-કર્મેન્દ્રિયો, જ્ઞાનેન્દ્રિયો અને મનને તૃપ્તિ કરનાર, जीराश्वः-ક્ષીપ્ર-શીઘ્ર વ્યાપન શક્તિવાળા, रथः-રમણીય સ્વરૂપ सुष्टुतः-સમ્યક્ પ્રશંસનીય, अर्वाङ्यातु-અમારી તરફ ગતિ કરે-અમને પ્રાપ્ત થાય. त्रिबन्धुरः-ત્રણ બંધનવાળા સ્તુતિ, પ્રાર્થના અને ઉપાસના છે બાંધનારા જેના એવા मघवा-ઐશ્વર્યવાન विश्वसौभगः-સમસ્ત સૌભાગ્ય જેમાં છે જેનાથી પ્રાપ્ત થાય છે એવા नः-અમારે માટે शम् आवक्षत्-કલ્યાણનું વહન કરે-પ્રાપ્ત કરાવે द्विपदे चतुष्पदे-બે પગા અને ચોપગાને માટે પણ [પ્રાપ્ત કરાવે.] (૩)

## સૂક્ત-3

**१७६१. प्र ते धारा असश्चतो दिवो न यन्ति वृष्टयः।**
**अच्छा वाजं सहस्रिणम् ॥१॥**

પદાર્થ : ते धाराः-असश्चतः-હે પરમાત્મન્ ! તારી આનંદધારાઓ ન અથડાતી-ન વિરોધ કરતી सहस्रिणम्-अच्छ वाजं प्रयन्ति-હજારોમાં ઉન્નત સુંદર અમૃત અન્નભોગને પ્રદાન કરે છે. दिवः-न वृष्टयः-આકાશથી વરસાદની ધારાઓ જેમ ભૌમવાજ-સાધારણ અન્નને આપે છે. (૧)

**१७६२. अभि प्रियाणि काव्या विश्वा चक्षाणो अर्षति।**
**हरिस्तुञ्जान आयुधा ॥२॥**

પદાર્થ : हरिः-દુઃખહર્તા विश्वा प्रियाणि काव्या-સમસ્ત પ્રિય વેદ વચનોનો चक्षाणः-अभि-अर्षति-ઉપદેશ કરતાં સર્વત્રથી પ્રાપ્ત થાય છે કે જે आयुधानि-तुञ्जानः-આયુ-ધ-સ્તુતિકર્તા મનુષ્યોને ધારણ કરનાર સાધનોનું પાલન, રક્ષણ કરતા સર્વથી પ્રાપ્ત થાય છે.

**१७६३. स मर्मृजान आयुभिरिभो राजेव सुव्रतः ।**
**श्येनो न वंसु षीदति ॥३॥**

પદાર્થ : सः-તે પરમાત્મા इभः-સ્વયં ભયરહિત તથા ઉપાસકોના નિર્ભય શરણ राजा-इव-રાજાની સમાન सुव्रतः-શ્રેષ્ઠ કર્મવાન आयुभिः-मर्मृजानः-ઉપાસકજનો દ્વારા સ્તુતિ કરીને અલંકૃત પૂજિત કરતાં श्येनः न वंसु-सीदति-શંસનીય ગતિવાળા [બાજ]પક્ષી સમાન સંભાગી-સારી રીતે ભજન કરનારા ઉપાસક આત્મામાં વિરાજમાન થાય છે. (૩)

**१७६४. स नो विश्वा दिवो वसूतो पृथिव्या अधि। पुनान इन्दवा भर॥४॥**

પદાર્થ : इन्दो-હે આર્દ્રરસ પૂર્ણ પરમાત્મન્ ! सः-તે તું नः-અમારે માટે दिवः उत-उ पृथिव्याः-अधि-મોક્ષધામમાં રહેલાં પણ અને પૃથિવીલોકમાં રહેલાં પણ विश्वावसु-સંપૂર્ણ વસાવનારા સાધનો-શ્રેષ્ઠ ઐશ્વર્યો-અધ્યાત્મ ઐશ્વર્યોને पुनानः-आभर-અમારા દ્વારા સ્તુતિ કરતાં પરિપૂર્ણ કર. (૪)

इति एकोनविंशोऽध्यायः, अष्टम प्रपाठकश्च समाप्तः ॥

★ ★ ★

# अथ विंशोऽध्यायः

## नवम प्रपाठकस्य प्रथमोऽर्धः

### ખંડ-૧

### સૂક્ત-૧

**१७६५. प्रास्य धारा अक्षरन् वृष्णः सुतस्यौजसः। देवाँ अनु प्रभूषतः॥ १॥**

પદાર્થ : अस्य सुतस्य वृष्णः-धाराः-એ ઉપસિત સુખવર્ષક શાન્ત સ્વરૂપ પરમાત્માની આનંદધારાઓ प्रभूषतः-देवान्-अनु-સ્તુતિઓ દ્વારા અલંકૃત કરતાં વિદ્વાનો-મુમુક્ષુ ઉપાસકોના પ્રત્યે ओजसः-'ओजसा'-ઓજથી-સ્વતેજથી प्र-अक्षरन्-પ્રવાહિત થઈ રહી છે. (૧)

**१७६६. सप्तिं मृजन्ति वेधसो गृणन्तः कारवो गिरा। ज्योतिर्जज्ञानमुक्थ्यम्॥ २॥**

પદાર્થ : वेधसः-મેધાવી गृणन्तः-ગુણગાન કરતાં कारवः-સ્તુતિકર્તા જન सप्तिम्-અર્ચનીય उक्थ्यम्-પ્રશંસનીય, ज्योतिः-જ્યોતિસ્વરૂપ जज्ञानम्-પ્રસિદ્ધ-સાક્ષાત્ થનાર પરમાત્માને गिरा मृजन्ति-સ્તુતિ દ્વારા પ્રાપ્ત કરે છે. (૨)

**१७६७. सुषहा सोम तानि ते पुनानाय प्रभूवसो। वर्द्धा समुद्रमुक्थ्य॥ ३॥**

પદાર્થ : प्रभूवसो-उक्थ्य सोम-હે ભરપૂર ધન ઐશ્વર્યવાળા પ્રસંશનીય શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! ते पुनानाय-તુજ અધ્યેષમાણ-સ્તુતિ દ્વારા પ્રાર્થિત કરવામાં આવતાં વા સ્તુતિ દ્વારા પ્રાપ્ત થનારનું तानि सुषहा-સુશોભન સહન કરવા યોગ્ય શાન્ત તેજ છે; તેનાથી समुद्रं वर्ध-સમ્યક્-ઉલ્લાસ પૂર્ણ ઉપાસક પુરુષની વૃદ્ધિ કર-સમૃદ્ધ કર. (૩)

### સૂક્ત-૨

**१७६८. एष ब्रह्मा य ऋत्विय इन्द्रो नाम श्रुतो गृणे॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૩૮

**१७६९. त्वामिच्छवसस्पते यन्ति गिरो न संयतः॥ २॥**

પદાર્થ : शवसः-पते-હે બળના સ્વામી પરમાત્મન્ ! संयतः-गिरः-न-સંયમી ઉપાસકની સ્તુતિઓ त्वाम्-इत्-यन्ति-તને જ પ્રાપ્ત થાય છે, તેથી તું જ સ્તુતિ કરવા યોગ્ય-ઉપાસનીય છે. (૨)

**१७७०. वि स्रुतयो यथा पथ इन्द्र त्वद् यन्तु रातयः॥ ३॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૫૩

## सूक्त-3

**१७७१. आ त्वा रथं यथोतये सुम्नाय वर्तयामसि ।**
**तुविकूर्मिमृतीषहमिन्द्रं शविष्ठ सत्पतिम् ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૩૫૪

**१७७२. तुविशुष्म तुविक्रतो शचीवो विश्वया मते। आ पप्राथ महित्वना॥ २॥**

પદાર્થ : तुविशुष्म-હે બહુજ બળવાળા तुविक्रतो-બહુજ કર્મ-અસંખ્ય કર્મો જેના છે એવા शचीवः-પ્રજ્ઞાવાળા मते-મેધાવી પરમાત્મન્ विश्वया महित्वना-વિશ્વને પ્રાપ્ત થનાર-વ્યાપનાર મહિમા દ્વારા आ पप्राथ-સમગ્રરૂપથી પ્રસારિત થાય-વ્યાપ્ત થાય. (૨)

**१७७३. यस्य ते महिना महः परि ज्मायन्तमीयतुः। हस्ता वज्रं हिरण्ययम्॥ ३॥**

પદાર્થ : यस्य ते महः-જે તુજ મહાન પરમાત્માના महिना-મહિમા દ્વારા ज्मायन्तं हिरण्ययं वज्रम्-દિવ્-દ્યુલોક-મોક્ષધામથી પૃથિવી સુધી પહોંચીને-ચમકતાં અથવા અમૃત ઓજને हस्ता परि ईयतुः-હાથ સમાન-હસાવનાર બન્ને = ભોગ-સંસાર અને અપવર્ગ-મોક્ષ બન્ને પ્રાપ્ત કરે છે. (૩)

## सूक्त-૪

**१७७४. आ यः पुरं नार्मिणीमदीदेदत्यः कविर्नभन्यो३ नार्वा ।**
**सूरो न रुरुक्वाञ्छतात्मा ॥ १ ॥**

પદાર્થ : यः જે अत्यः-નિરંતર પ્રાપ્ત-વ્યાપનશીલ कविः-સર્વજ્ઞ नभन्यः-न-अर्वा-આકાશીય વિદ્યુત્ની સમાન ગતિશીલ सूरः-रुरुक्वान्-સૂર્યની સમાન તેજસ્વી शतात्मा-અસંખ્ય-અનંત જીવોના આત્મા नार्मिणीं पुरम्-नृ = નર-મુમુક્ષુજનના મન સંબંધી અથવા 'नृमन्'-આગળ વધનાર ઉપાસક સંબંધી મોક્ષપુરી ભૂમિને अदीदेत्-પ્રકાશિત કરે છે. (૧)

**१७७५. अभि द्विजन्मा त्री रोचनानि विश्वा रजांसि शुशुचानो अस्थात्।**
**होता यजिष्ठो अपां सधस्थे॥ २॥**

પદાર્થ : द्विजन्मा-બે = જપ અને અર્થભાવન અથવા સ્વાધ્યાય અને યોગના દ્વારા અન્તરાત્મામાં પ્રકાશિત થનાર પરમાત્મા त्री 'त्रीणि' रोचनानि-પોતાના દર્શનના ત્રણ અભિપ્રીણન કરવા યોગ્ય આત્મા, મન અને નેત્ર-આંખને विश्वा-रजांसि-સમસ્ત રંજનીય-પ્રીણન કરવા તૃપ્ત કરવા યોગ્ય શ્રોત્ર, વાણી આદિ ઈન્દ્રિયો પણ शुशुचानः-પ્રકાશિત કરતાં यजिष्ठः-અધ્યાત્મબળના મહાન વિધાતા-આધાર होता-આદાતા-અપનાવનાર પરમાત્મા अपां सधस्थे-अस्थात्-આપ્તજનોના ઉપાસક આત્માઓની સમાન હૃદય દેશમાં વિરાજમાન થાય છે. (૨)

१७७६. अयं स होता यो द्विजन्मा विश्वा दधे वार्याणि श्रवस्या।
मर्तो यो अस्मै सुतुको ददाश॥ ३ ॥

પદાર્થ : अयं सः-होता-એ તે હોતા-અપનાવનાર यः द्विजन्मा-જે બે દ્વારા =જપ અને અર્થભાવન-અથવા સ્વાધ્યાય અને યોગ દ્વારા સાક્ષાત્ થનાર પરમાત્મા विश्वा वार्याणि-સમસ્ત વરણીય વસ્તુઓ તથા श्रवस्या दधे-યશ યોગ્ય પ્રશંસનીય કર્મોને ધારણ કરાવે છે. अस्मै-એ પરમાત્માને માટે यः-मर्त्तः-જે મનુષ્ય ददाश-આપે છે-પોતાને સમર્પિત કરે છે-પોતાની જાતને સોંપી દે છે, सुतुकः-ત્યારે તે પરમાત્માનો સુપુત્ર બને છે. (૩)

## સૂક્ત-૫

१७७७. अग्ने तमद्याश्वं न स्तोमैः क्रतुं न भद्रं हृदिस्पृशम्।
ऋध्यामा त ओहैः ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૩૪

१७७८. अधा ह्यग्ने क्रतोर्भद्रस्य दक्षस्य साधोः ।
रथीर्ऋतस्य बृहतो बभूथ ॥ २ ॥

પદાર્થ : अग्ने-હે જ્ઞાન પ્રકાશ સ્વરૂપ પરમાત્મન્ ! તું अध हि-ત્યાર પછી જ-બસ આજે જ भद्रस्य क्रतोः-કલ્યાણ સંકલ્પનો साधोः-दक्षस्य-સારા-સાચા બળસમૃદ્ધિનો बृहतः-ऋतस्य-મહાન અમૃત મોક્ષાનંદનો रथीः-बभूथ-નાયક-નેતા છે. (૨)

१७७९. एभिर्नो अर्कैर्भवा नो अर्वाक् स्वाइर्ण ज्योतिः।
अग्ने विश्वेभिः सुमना अनीकैः ॥ ३ ॥

પદાર્થ : अग्ने-હે પરમાત્મન્ ! તું नः-एभिः-अर्कैः-अव-અમારા એ અર્ચનમંત્રો દ્વારા नः-अर्वाक्-भव-અમારી તરફ આવ. स्वः-न ज्योतिः-સૂર્ય સમાન જ્યોતિ છે विश्वेभिः-अनीकैः सुमनाः-પોતાના સમસ્ત પ્રમુખ તેજોના દ્વારા સુમન અમારે માટે કલ્યાણ મનવાળો-કલ્યાણકારી બની જા. (૩)

## ખંડ-૨

### સૂક્ત-૧

**१७८०. अग्ने विवस्वदुषसश्चित्रं राधो अमर्त्य ।**
**आ दाशुषे जातवेदो वहा त्वमद्या देवाँ उषर्बुधः ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૦

**१७८१. जुष्टो हि दूतो असि हव्यवाहनोऽग्ने रथीरध्वराणाम्।**
**सजूरश्विभ्यामुषसा सुवीर्यमस्मे धेहि श्रवो बृहत् ॥ २ ॥**

પદાર્થ : अग्ने-હે પરમાત્મન્ ! તું जुष्टः-हि-અમે ઉપાસકો દ્વારા સેવન કરેલ-ઉપાસિત થયેલ दूतः-પ્રેરક-આગળ લઈ જનાર हव्यवाहनः-સ્તુતિરૂપ દાતવ્યને લેનાર અને આદાતવ્ય-સદ્ગુણ, સુખ, શાન્તિને લાવનાર अध्वराणां रथीः-અધ્યાત્મયજ્ઞો-યોગાંગોના નેતા-રથના સ્વામી સમાન-આધાર असि-તું છે. अश्विभ्याम्-उषसा सजूः-શ્રોત્રો-પ્રકાશપ્રજ્ઞા દ્વારા अस्मे-અમારી અંદર सुवीर्यं-बृहत्-श्रवः-धेहि-શોભનબળ-આત્મબળ અને મહાન શ્રવણ ધારણ કરાવ. (૨)

### સૂક્ત-૨

**१७८२. विधुं दद्राणं समने बहूनां युवानं सन्तं पलितो जगार ।**
**देवस्य पश्य काव्यं महित्वाद्या ममार स ह्यः समान ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૩૨૫

**१७८३. शाक्मना शाको अरुणः सुपर्ण आ यो महः शूरः सनादनीडः।**
**यच्चिकेत सत्यमित्तन्न मोघं वसु स्पार्हमुत जेतोत दाता ॥ २ ॥**

પદાર્થ : यः-જે ઈન્દ્ર-પરમૈશ્વર્યવાન પરમાત્મા शाक्मना शाकः-કર્મના માટે જગત્ રચનાને માટે શક્ત-સમર્થ अरुणः सुपर्णः-अरोचन-જ્ઞાન-પ્રકાશક શોભન પાલનકર્તા महः-મહાન शूरः-પાપદોષનાશક सनात्-શાશ્વતિક-સનાતન अनीडः-ગૃહરહિત-એક દેશરહિત-સર્વ વ્યાપી आ-આવે यत् सत्यम्-इत् चिकेत-

જેને સત્ય જ જાણે-જાણે છે तत्-न मोघम्-તે વ્યર્થ નથી स्पार्ह वसु जेता-उत-સ્પૃહણીય-શ્રેષ્ઠ-સુંદર અધ્યાત્મ ધનને પોતાને આધીન રાખે છે दाता-उत-તે દાનકર્તા પણ છે. (૨)

१७८४. ऐभिर्ददे वृष्ण्या पौंस्यानि येभिरौक्षद् वृत्रहत्याय वज्री ।
ये कर्मणः क्रियमाणस्य मह्न ऋतेकर्ममुदजायन्त देवाः ॥ ३ ॥

પદાર્થ : ये देवाः-જે મુમુક્ષુ ઉપાસક क्रियमाणस्य मह्नः-कर्मणः-કરવામાં આવતાં મહત્ત્વપૂર્ણ કર્મના ऋते कर्मम्-કર્મના અમૃતફળને उदजायन्त-ઉદ્‌ભાવિત કરે છે-સામે લાવે છે. एभिः-येभिः-એ જેને હેતુ બનાવીને અથવા એ જેના માટે वज्री-ઓજસ્વી પરમાત્મા वृष्टया पौंस्यानि-સુખવર્ષણ યોગ્ય બળોને आददे-ગ્રહણ કરે તેમને वृत्रहत्याय-પાપનાશનને માટે औक्षत्-વરસાવી દે છે.

## સૂક્ત-3

१७८५. अस्ति सोमो अयं सुतः पिबन्त्यस्य मरुतः । उत स्वराजो अश्विना ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૭૪

१७८६. पिबन्ति मित्रो अर्यमा तना पूतस्य वरुणः । त्रिषधस्थस्य जावतः ॥ २ ॥

પદાર્થ : त्रिषधस्थस्य-આત્મા, મન, શરીર ત્રણ સહ સ્થાનવાળા ઉપાસના, પ્રાર્થના, સ્તુતિ દ્વારા पूतस्य-સંપાદિત, जावतः-ઉપાસક જન વાળા तना-ધન રૂપ સોમ-અધ્યાત્મરસને मित्रः-પ્રેરક પરમાત્મા अर्यमा-આનંદદાતા પરમાત્મા वरुणः-વરણકર્તા પરમાત્મા पिबन्ति-પાન કરે છે-સ્વીકાર કરે છે. (૨)

१७८७. उतो न्वस्य जोषमा इन्द्रः सुतस्य गोमतः । प्रातर्होतेव मत्सति ॥ ३ ॥

પદાર્થ : उत-उ नु-અને હાં, ખરેખર इन्द्रः-ઐશ્વર્યવાન પરમાત્મા अस्य गोमतः-सुतस्य-એ સ્તુતિ વાણીયુક્ત નિષ્પન્ન ઉપાસનારસને जोषं मत्सति-પ્રેમથી ચાહે છે प्रातः-होता-इव-પ્રાતઃકાલમાં જેમ હોતા ઉપાસક ચાહે છે, તેમ તને ચાહે છે. (૩)

## સૂક્ત-૪

१७८८. बण्महाँ असि सूर्य बडादित्य महाँ असि ।
महस्ते सतो महिमा पनिष्टम मह्ना देव महाँ असि ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૭૬

**१७८९. बट् सूर्य श्रवसा महाँ असि सत्रा देव महाँ असि।**
**मह्ना देवानामसुर्यः पुरोहितो विभु ज्योतिरदाभ्यम् ॥ २ ॥**

પદાર્થ : સૂર્યદેવ-હે જ્ઞાનરશ્મિઓથી સરણશીલ પરમાત્મદેવ ! બટ્ શ્રવસા મહાન્-અસિ-ખરેખર તું શ્રવણીય જ્ઞાનના કારણે મહાન છે. તે તને મહાન સિદ્ધ કરે છે. सत्रा महान्-असि-તું સર્વભાવથી મહાન છે. मह्ना-મહત્તાથી देवानाम्-असुर्यः पुरोहितः-ઉપાસક વિદ્વાનોનો સાધુ-સુંદર પ્રાણપ્રદ છે. अदाभ्यं विभु ज्योतिः-અદ્‌ભુત વ્યાપક જ્યોતિ છે. (૨)

## ખંડ-૩

### સૂક્ત-૧

**१७९०. उप नो हरिभिः सुतं याहि मदानां पते। उप नो हरिभिः सुतम्॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૫૦

**१७९१. द्विता यो वृत्रहन्तमो विद इन्द्रः शतक्रतुः। उप नो हरिभिः सुतम्॥ २ ॥**

પદાર્થ : यः-इन्द्रः-જે પરમાત્મા द्विता विदे-બે પ્રકારે જાણી શકાય છે. वृत्रहन्तमः-એક તો પાપના અતિ વિનાશક અને બીજા અર્થાપત્તિથી તેની વિરુદ્ધ-પુણ્યો-પોતાના ઉપાસકોના પોષક તરીકે शतक्रतुः-સેંકડો પ્રજ્ઞાનોના પ્રદાતા છે. हरिभिः सुतं 'सुतः' नः-उप 'याहि'-પોતાના દુઃખનાશક ગુણોથી અમારી પાસે ઉપાસિત થઈને પ્રાપ્ત થાય. (૨)

**१७९२. त्वं हि वृत्रहन्नेषां पाता सोमानामसि। उप नो हरिभिः सुतम्॥ ३ ॥**

પદાર્થ : त्वं हि-હે પરમાત્મન્ ! તું જ एषां सोमानां पाता-असि-એ ઉપાસનારસોનો પાનકર્તા-સ્વીકાર કર્તા છે. वृत्रहन्-હે પાપનાશક ! सुतं 'सुतः'-તું ઉપાસિત થઈને हरिभिः-नः-उप याहि-દુઃખહરણકર્તા ગુણોથી અમારી પાસે આવ. (૩)

### સૂક્ત-૨

**१७९३. प्र वो महे महेवृधे भरध्वं प्रचेतसे प्र सुमतिं कृणुध्वम्।**
**विशः पूर्वीः प्र चर चर्षणिप्राः ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૩૨૮

१७९४. उरुव्यचसे महिने सुवृक्ति मिन्द्राय ब्रह्म जनयन्त विप्राः ।
तस्य व्रतानि न मिनन्ति धीराः ॥ २ ॥

પદાર્થ : विप्राः-મેધાવી ઉપાસક महिने-उरुव्यचसे-इन्द्राय-મહાન તથા અત્યંત વ્યાપ્ત પરમાત્માને માટે सुवृक्ति ब्रह्म जनयन्त-શોભન સ્તુતિને તથા પ્રાર્થના મંત્રોને પ્રદર્શિત કરે છે, तस्य व्रतानि-તેના કર્મો-નિયમોને धीराः-ધ્યાનીજનો न मिनन्ति-નાશ-ભંગ કરતા નથી. [પરંતુ તેને માન આપીને ચાલે છે.] (૨)

१७९५. इन्द्रं वाणीरनुत्तमन्युमेव सत्रा राजानं दधिरे सहध्यै ।
हर्यश्वाय बर्हया समापीन् ॥ ३ ॥

પદાર્થ : सत्रा राजानम्-સત્ય રાજા अनुत्तमन्युम्-અબાધિત તેજ-જ્ઞાન પ્રકાશમાન इन्द्रम्-एव-એવા પરમાત્માને જ वाणीः समृध्यै दधिरे-સ્તુતિ વાણીઓ કામ આદિને દબાવવાને માટે અમને ધારણ કરે છે. हर्यश्वाय-आपीन् संबर्हय-દુઃખનાશક સુખદાતા વ્યાપનશીલ ધર્મવાળા તુજ પરમાત્માની પ્રાપ્તિ માટે પ્રાપ્ત સંબંધવાળા અમે ઉપાસકોને તું પરમાત્મન્ સારી રીતે વધાર-ઉન્નત કર. (૩)

## સૂક્ત-3

१७९६. यदिन्द्र यावतस्त्वमेतावदहमीशीय ।
स्तोतारमिद्दधिषे रदावसो न पापत्वाय रंसिषम् ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૩૧૦

१७९७. शिक्षेयमिन्महयते दिवेदिवे राय आ कुहचिद् विदे।
न हि त्वदन्यन्मघवन्न आप्यं वस्यो अस्ति पिता च न॥ २ ॥

પદાર્થ : मघवन्-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! कुहचित्-विदे-ક્યાંય પણ સર્વત્ર વિદ્યમાન, महयते-તારી પૂજાને પ્રાપ્ત થતાં-પૂજનીયને માટે दिवे दिवे-દિન પ્રતિદિન रायः 'रायं'-આપવા યોગ્ય-સમર્પણ કરવા યોગ્ય સ્તુતિ વચન હૃદયના ભાવથી आशिक्षेयम्-હું ઉપાસક સારી રીતે આપું છું-સમર્પિત કરું છું. त्वत्-अन्यत्-તારાથી જુદો બીજો કોઈ आप्यं न हि-પ્રાપ્ત કરવા યોગ્ય નથી. न वस्यः-पिता च न-अस्ति-અધિક વસાવનાર બીજો કોઈ નથી, સાથે રાખનાર પિતા પણ બીજો કોઈ નથી.

## સૂક્ત-૪

**१७९८. श्रुधी हवं विपिपानस्याद्रेर्बोधा विप्रस्यार्चतो मनीषाम् ।**
**कृष्वा दुवांस्यन्तमा सचेमा ॥ १ ॥**

પદાર્થ : विपिपानस्य-વિશેષ અધ્યાત્મરસ પાન કરનાર,-अद्रे-શ્લોકકૃત સ્તુતિકર્તાનાં हवं श्रुधि-આમંત્રણને સાંભળ-સ્વીકાર કર. अर्चतः-विप्रस्य-અર્ચના કરતાં મેધાવી વિદ્વાનના મનોભાવને સાંભળ बोध-જાણ इमा दुवांसि-अन्तमा सचा कृष्व-મારા એ નમ્ર વચનો અર્થાત્ અર્ચનીય કથનો અથવા અભીષ્ટોની સમીપ-સાથ આપનાર કર. (૧)

**१७९९. न ते गिरो अपि मृष्ये तुरस्य न सुष्टुतिमसुर्यस्य विद्वान्।**
**सदा ते नाम स्वयशो विवक्मि ॥ २ ॥**

પદાર્થ : तुरस्य ते-હે પરમાત્મન્ ! સંસારનાં તારક-તુજ તરાવનારની गिरः-સ્તુતિઓ विद्वान् न-अपि मृष्ये-હું જાણીને ઉપેક્ષિત-ત્યાગ નહિ કરું. असुर्यस्य सुष्टुतिं न-પ્રાણ આપનારામાં શ્રેષ્ઠ તુજ વાસ્તવિક પ્રાણપ્રદ શોભન સ્તુતિ કરવાની પણ ઉપેક્ષા નહિ કરું. सदा ते स्वयशः-नाम-સદા તારે સ્વાધીન યશોરૂપ 'ओ३म्'-નામને विवक्मि-વારંવાર બોલ્યા કરું છું-જપું છું-રટણ કરું છું. (૨)

**१८००. भूरि हि ते सवना मानुषेषु भूरि मनीषी हवते त्वामित्।**
**मारे अस्मन्मघवं ज्योक्कः ॥ ३ ॥**

પદાર્થ : मघवन्-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! ते मानुषेषु भूरि हि सवना-તારા માટે મનનશીલ જનોમાં અત્યંત શ્રદ્ધાસ્થાન છે मनीषी त्वाम्-इत्-भूरि हवते-સ્તુતિ કરનાર ઉપાસક તને જ બહુજ આમંત્રિત કરે છે. अस्मत्-आरे ज्योक्-मा कः-અમારાથી દૂર જરા પણ કોઈ પ્રકારે રહીશ નહિ-હવે અમને જરા પણ દૂર ન કર. (૩)

## ખંડ-૪

## સૂક્ત-૧

**१८०१. प्रो ष्वस्मै पुरोरथमिन्द्राय शूषमर्चत ।**
**अभीके चिदु लोककृत् सङ्गे समत्सु वृत्रहा ।**
**अस्माकं बोधि चोदिता नभन्तामन्यकेषां ज्याका अधि धन्वसु ॥ १ ॥**

પદાર્થ : अस्मै 'अस्य' इन्द्राय 'इन्द्रस्य'-એ ઐશ્વર્યવાન પરમાત્મા રમણસ્થાન-મોક્ષધામથી પૂર્વ જગતમાં રહેલ शूषम्-अर्चत-જગત રચના, ધારણ આદિ બળ-પરાક્રમને ઉપાસકજનો અર્ચિત કરો-પ્રશંસિત કરો अभीके चित्-लोककृत्-જે નિકટમાં જ છે-પૃથિવી આદિ લોકનો કરનાર-રચનાર છે તથા જે सङ्गे समत्सु वृत्रहा-સદા સંગમાં-શરીરમાં તથા શરીરથી બહાર સંમોદન સ્થાનોમાં સ્વાસ્થ્યવારક રોગો અને પાપોનો હનનકર્તા છે. अस्माकम् 'अस्मान्' बोधि-અમને જ્ઞાન આપે છે. चोदिता-પ્રેરક છે. अन्यकेषां ज्याकाः-अधि धन्वसु-અન્ય કુત્સિતજનોની અમને હરાવવાની દબાવવાની દુર્ભાવનાઓ તેઓના હૃદયાવકાશોમાં नभन्ताम्-નાશ પામે અથવા દુર્ભાવના ન થાય-ન રહે. (૧)

१८०२. त्वं सिन्धूँरवासृजोऽधराचो अहन्नहिम् ।
अशत्रुरिन्द्र जज्ञिषे विश्वं पुष्यसि वार्यम् ।
तं त्वा परि ष्वजामहे नभन्तामन्यकेषां ज्याका अधि धन्वसु॥ २॥

પદાર્થ : इन्द्र-હે પરમાત્મન્ ! त्वम्-તું सिन्धून्-अधराचः-असृजः-સ્યંદનશીલ એકબીજાની પાસે પહોંચનારી વેદવાણીઓની નીચે-પોતાની અંદરથી ઋષિઓના અન્તઃકરણમાં સર્જન કરે છે-છોડે છે. अहिम्-अहन्-સર્વત્ર પ્રાપ્ત અજ્ઞાનનો નાશ કરે છે अशत्रुः-जज्ञिषे-તું શત્રુરહિત પ્રસિદ્ધ છે. विश्वं वार्यं पुष्यसि-અમારે માટે સર્વ વસ્તુઓને પુષ્ટ કરે છે. तं त्वा परिष्वजामहे-તે તને અમે સમગ્ર ભેટીએ છીએ. અન્ય કુત્સિતજનોની દુર્ભાવનાઓ તેઓના હૃદયાવકાશમાં જ નાશ પામે અથવા ન રહે. (૨)

१८०३. वि षु विश्वा अरातयोऽर्यो नशन्त नो धियः ।
अस्तासि शत्रवे वधं यो न इन्द्र जिघांसति ।
या ते रातिर्ददिर्वसु नभन्तामन्यकेषां ज्याका अधि धन्वसु॥ ३॥

પદાર્થ : इन्द्र-પરમાત્મન્ ! नः-અમારે માટે विश्वाः-સમસ્ત अर्यः-આક્રમણકારી-શત્રુઓ अरातयः-धियः-આપનારી નહિ, પરંતુ જીવનીય તત્ત્વોને લઈ લેનારી અન્ય દુર્બુદ્ધિઓ सुविनशन्तु-સારી રીતે નાશ પામે. यः-न-जिघांसति-જે અમને પાપ ભાવથી મારવા ઇચ્છે છે शत्रवे वधम्-अस्ता-असि-તું પરમાત્મન્ ! તે શત્રુને માટે હિંસા સાધનને ફેંકનાર છે. ते या रातिः-वसुः-ददिः-જે તારી દાન ક્રિયા છે તેના દ્વારા તે વસાવનાર ધનને આપજે-શેષ પૂર્વવત [ઉપરના મંત્ર અનુસાર.]

## સૂક્ત-૨

१८०४. रेवाँ इद्रेवत स्तोता स्यात्त्वावतो मघोनः। प्रेदु हरिवः सुतस्य॥ १॥

પદાર્થ : हरिवः-હે દુઃખનાશક, સુખદાતા પરમાત્મન્ ! देवतः स्तोता रेवान्-इत् स्यात्-ધનવાનનો

સ્તોતા-પ્રશંસક પણ ધનવાન બની જાય છે, તો પછી त्वावतः-सुतस्य मघोनः-તારા જેવા ઐશ્વર્યવાન પરમાત્માનો સાક્ષાત્ કરેલ સ્તોતા प्र-इत्-પ્રકૃષ્ટ ધનવાન-મોક્ષ ઐશ્વર્યવાન અવશ્ય બની જાય તેમાં નવાઈ શી ? (૧)

१८०५. उक्थं च न शस्यमानं नागो रयिरा चिकेत। न गायत्रं गीयमानम्॥ २ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૨૨૫

१८०६. मा न इन्द्र पीयत्नवे मा शर्धते परा दाः। शिक्षा शचीवः शचीभिः ॥ ३ ॥

પદાર્થ : इन्द्र-હે પરમાત્મન્ ! તું नः-અમને ઉપાસકોને पीयत्नवे-હિંસક-દુષ્ટોના હાથમાં मा परादाः-સોંપતો નહિ અને शर्धते मा-દબાવનારના હાથમાં પણ અમને આપી દેતો નહિ. शचीवः शचीभिः शिक्षा-હે પ્રજ્ઞાનવાન પરમાત્મન્ ! તું પ્રજ્ઞાનો દ્વારા શિક્ષા આપ-શિક્ષારહિત હિંસકના હાથમાં ન પડું, પાપ કરીને દંડનો ભાગી ન બની શકું, તારી શિક્ષામાં રહું. [અર્થાત્ અમને સુધારીને જ્ઞાન આપ.](૩)

## સૂક્ત-3

१८०७. एन्द्र याहि हरिभिरुप कण्वस्य सुष्टुतिम् ।
दिवो अमुष्य शासतो दिवं यय दिवावसो ॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૩૪૮

१८०८. अत्रा वि नेमिरेषामुरां न धूनुते वृकः ।
दिवो अमुष्य शासतो दिवं यय दिवावसो ॥ २ ॥

પદાર્થ : अत्र-એ અધ્યાત્મયજ્ઞમાં एषां नेमिः-પરમાત્મન્ ! એ હરિયો-અજ્ઞાન પાપ હરનારી શક્તિતરંગોની નયન પ્રવૃત્તિ-ગતિવિધિ उरां न-જેમ ઊનને માટે ઘેટાંને वृकः-धूनुते-વરુ ધ્રુજાવી દે છે-નિઃસત્વ બનાવી દે છે, તેમ दिवावसो-હે પ્રકાશ ધનવાળા અથવા પ્રકાશમાં વસાવનાર પરમાત્મન્ ! अमुष्य दिवः शासतः-તે પ્રકાશમય અમૃતલોક મોક્ષધામનું શાસન ચલાવનાર પોતાનાં दिवं यय-પ્રકાશમય અમૃતધામમાં મને-ઉપાસકને લઈ જા-પ્રાપ્ત કરાવ. (૨)

१८०९. आ त्वा ग्रावा वदन्निह सोमी घोषेण वक्षतु ।
दिवो अमुष्य शासतो दिवं यय दिवावसो ॥ ३ ॥

પદાર્થ : त्वा-હે ઈન્દ્ર-પરમાત્મન-તને ग्रावा-અર્ચના કરનાર વિદ્વાન सोमी-ઉપાસનારસવાળા इह-

એ અધ્યાત્મયજ્ઞમાં घोषेण वदन्-અવ્યક્ત-માનસિક જપથી બોલીને તારી સ્તુતિ કરતાં आ-वक्षतु-સારી રીતે પ્રાપ્ત કરે. શેષ પૂર્વવત્. (૩)

## સૂક્ત-૪

**१८१०. पवस्व सोम मन्दयन्निन्द्राय मधुमत्तमः ॥ १ ॥**

પદાર્થ : सोम-શાન્ત સ્વરૂપ પરમાત્મન્ ! તું मधुमत्तमः-અત્યંત મધુરરસવાળા इन्द्राय-ઉપાસક આત્માને માટે मन्दयन्-આનંદ પ્રદાન કરવા માટે पवस्व-પ્રાપ્ત થા. (૧)

**१८११. ते सुतासो विपश्चितः शुक्रा वायुमसृक्षत ॥ २ ॥**

પદાર્થ : ते-તે सुतासः-ઉપાસિત विपश्चितः-સર્વજ્ઞ शुक्राः-શુભ્ર, પ્રકાશમાન, શાન્ત સ્વરૂપ પરમાત્મા वायुम्-असृक्षत-ઉપાસક આત્માને મોક્ષ પામવા યોગ્ય સંપન્ન કરે છે-બનાવે છે. (૨)

**१८१२. असृग्रं देववीतये वाजयन्तो रथाइव ॥ ३ ॥**

પદાર્થ : वाजयन्तः-ઉપાસકના માટે અમૃત અન્નભોગને ચાહતાં પરમાત્મા देववीतये-જેમાં મુક્તાત્માઓની તૃપ્તિ થઈ જાય છે, તે મુક્તિને માટે असृग्रन्-ધારારૂપમાં પ્રાપ્ત થાય છે. रथाः-इव-રથોની સમાન-જેમ રથ પ્રવાહરૂપથી ગતિ કરે છે, તેમ તું પણ ગતિ કર. (૩)

## ખંડ-૫

## સૂક્ત-૧

**१८१३. अग्निं होतारं मन्ये दास्वन्तं वसोः**
**सूनुं सहसो जातवेदसं विप्रं न जातवेदसम् ।**
**य ऊर्ध्वया स्वध्वरो देवो देवाच्या कृपा**
**घृतस्य विभ्राष्टिमनु शुक्रशोचिष आजुह्वानस्य सर्पिषः ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૪૬૫

**१८१४. यजिष्ठं त्वा यजमाना हुवेम ज्येष्ठमङ्गिरसां**
**विप्र मन्मभिर्विप्रेभिः शुक्र मन्मभिः ।**

परिज्मानमिव द्यां होतारं चर्षणीनाम्
शोचिष्केशं वृषणं यमिमा विशः प्रावन्तु जूतये विशः ॥ २ ॥

પદાર્થ : विप्र-હે વિશેષ કામનાપૂરક પરમાત્મન્ ! त्वा यजिष्ठम्-તુજ અત્યંત યષ્ટ-અધ્યાત્મયજ્ઞના આધાર अङ्गिरसां ज्येष्ठम्-અંગોને રસવાન બનાવનારાઓમાં અત્યંત પ્રશસ્તને विप्रेभिः-मन्मभिः વિશેષ કામનાપૂરક સ્તુતિ સમૂહોથી यजमानाः-हुवेम-અમે અધ્યાત્મયજ્ઞના યજમાનો-ઉપાસકો આમંત્રિત કરીએ છીએ. शुक्र मन्मभिः-હે શુભ્ર પરમાત્મન્ ! મનનીય સ્તુતિ સમૂહો, चर्षणीनां होतारं द्याम्-इव परिज्मानम्-દર્શક મનુષ્યોના અધ્યાત્મ હોતા ઋત્વિક્ ને મોક્ષધામની તરફ પ્રેરિત કરનાર शोचिष्केशम्-જ્ઞાનરશ્મિવાળા वृषणम्-સુખવર્ષક यम्-જે તને ऊतये-રક્ષાને માટે इमाः-विशः-प्रावन्तु-એ ઉપાસક પ્રજાઓ પ્રકૃષ્ટ રૂપમાં પ્રાપ્ત થાય. (૨)

१८१५. स हि पुरू चिदोजसा विरुक्मता
दीद्यानो भवति द्रुहन्तरः परशुर्न द्रुहन्तरः ।
वीडु चिद्यस्य समृतौ श्रुवद्वनेव यत्स्थिरम्
निष्षहमाणो यमते नायते धन्वासहा नायते ॥ ३ ॥

પદાર્થ : सः हि-તે અગ્રણી પરમાત્મા જ ओजसा-સ્વ આત્મબળથી विरुक्मता-વિશેષ તેજસ્વિતાથી पुरुचित्-दीद्यानः-भवति-અત્યંત પ્રકાશમાન છે. द्रुहन्तरः-દ્રોહી-નાસ્તિકને તરને =તાડન કરનાર છે. परशुः-न द्रुहन्तरः-જેમ વૃક્ષોને કાપનાર કુહાડો માફક-લાકડાને કાપનાર-હોય છે, यस्य स्मृतौ-તેમ જેની ટક્કર-ઘાથી वीडु चित् स्थिरम्-દૃઢ સ્થિર પાપ-પાપી પણ श्रुवत्-શીર્ણ બની જાય છે. वनाइव-જેમ જળ તાપથી ઓગળી-વરાળ બની જાય છે, તેમ निष्षहमाणः-પાપોને નિતાન્ત હટાવીને यमते-સ્વાધીન કરે છે. न- अयते-ઉપાસક અલગ થતો નથી. धन्वासहा न-अयते-હૃદયાકાશ પર આસહન-આશ્રય-આસન બનાવીને અલગ થતો નથી. (૩)

इति नवम प्रपाठकस्य प्रथमोऽर्धः ॥

★ ★ ★

# नवम प्रपाठकस्य द्वितीयोऽर्धः ॥

## सूक्त-२

**१८१६. अग्ने तव श्रवो वयो महि भ्राजन्ते अर्चयो विभावसो ।**
**बृहद्भानो शवसा वाजमुक्थ्यां३ दधासि दाशुषे कवे ॥ १ ॥**

પદાર્થ : विभावसो बृहद्भानो-अग्ने-હે વિશેષ જ્ઞાનજ્યોતિમાં વસાવનાર મહા દીપ્તિમાન અગ્રણી પરમાત્મન્ ! तव श्रवः-वयः-महि-તારો શ્રવણીય યશ-જ્ઞાન મહાન છે. अर्चयः शवसा भ्राजन्ते-તારી જ્ઞાન રશ્મિઓ જગત રચના વિષયક જગતમાં પ્રબળરૂપમાં પ્રકાશિત થઈ રહી છે. कवे-હે ક્રાન્તદર્શી ! दाशुषे-આત્મદાની ઉપાસકને માટે તું उक्थ्यम्-वाजं दधासि-પ્રશંસનીય અમૃતાન્ન-મોક્ષાનંદને ધારણ કરે છે. (૧)

**१८१७. पावकवर्चाः शुक्रवर्चा अनूनवर्चा उदियर्षि भानुना ।**
**पुत्रो मातरा विचरन्नुपावसि पृणक्षि रोदसी उभे ॥ २ ॥**

પદાર્થ : पावकवर्चाः-હે અગ્રણી પરમાત્મન્ ! તું પવિત્રકારક તેજવાળો, शुक्रवर्चाः-શુભ્ર તેજવાળો, अनूनवर्चाः-પૂર્ણ તેજવાળો બનીને भानुना-उदियर्षि-તારા જ્ઞાન પ્રકાશથી ઉપાસકની અંદર ઉદય પામે છે-રહે છે. અથવા એ આસ્તિકને સંસારમાં સદા પ્રકાશતો રહે છે. पुत्रः-मातरा विचरन्-उप-अवसि-જેમ પુત્ર માતા-પિતાની પાસે ફરતો રહીને તૃપ્ત કરે છે, તેમ મને-ઉપાસકને પણ તૃપ્ત કર. उभे रोदसी पूर्णक्षि-બન્ને દ્યુલોક અને પૃથિવી લોકને-અપવર્ગ સ્થાન મોક્ષધામને તથા ભોગસ્થાન વિસ્તૃત સંસારને અભ્યુદયને આત્માના બન્ને આશ્રયને पृणक्षि-અમારા માટે સંપૃક્ત કરાવે છે, સંબંધ કરાવે છે, તેના ભોગ અને અમૃતનો ભોગ કરાવે છે. (૨)

**१८१८. ऊर्जो नपाज्जातवेदः सुशस्तिभिर्मन्दस्व धीतिभिर्हितः ।**
**त्वे इषः सं दधुर्भूरिवर्पसश्चित्रोतयो वामजाताः ॥ ३ ॥**

પદાર્થ : ऊर्जः-नपात्-जातवेदः-હે ઉપાસકના બળને ન પડવા દેનાર પરંતુ વધારનાર-રક્ષક, ઉત્પન્ન થયેલા પ્રાણી-પદાર્થ માત્રના જ્ઞાતા પરમાત્મન્ ! सुशस्तिभिः-धीतिभिः-ઉત્તમ પ્રશંસાઓ સ્તુતિઓ અને યોગાભ્યાસ કર્મો દ્વારા हितः-ધારણ કરેલાં मन्दस्व 'मन्दयस्व'-આનંદિત કર भूरिवर्पसः-બહુજ રૂપમાં ઉપાસના કરનારા-બહુજ પ્રકારથી વરણીય चित्रोतयः-અદ્ભુત પ્રીતિવાળા वामजाताः-શ્રેષ્ઠ ગુણ જાત-શ્રેષ્ઠ ગુણોથી સંજાત-ઉત્પન્ન પ્રસિદ્ધ ઉપાસક त्वे-તારી અંદર इषः-કામનાઓ सन्दधुः-સંધાનિત કરી દે છે, તેમ અમે ઉપાસકોએ તને જ પોતાનો આધાર બનાવેલ છે. (૩)

१८१९. इरज्यन्नग्ने प्रथयस्व जन्तुभिरस्मे रायो अमर्त्य ।
स दर्शतस्य वपुषो वि राजसि पृणक्षि दर्शतं क्रतुम् ॥४॥

પદાર્થ : अमर्त्य अग्ने-હે મરણધર્મ રહિત અગ્રણી પરમાત્મન્ ! તું इरज्यन्-સ્વામીત્વ કરતાં अस्य जन्तुभिः 'जन्तुभ्यः'-અમારા માટે-ઉપાસક મનુષ્યો માટે रायः प्रथयस्व-ધનો-ઐશ્વર્યો-શમ, દમ આદિને વિસ્તૃત કર-પ્રસારિત કર. सः-તે તું दर्शतस्य वपुषः-દર્શનીય રૂપ-સ્વરૂપ-મોક્ષનો विराजसि-વિશેષ રાજા બની રહ્યો છે. दर्शतं क्रतुं पृणक्षि-દર્શનીય કર્મ-જગત્‌ને સંપૃક્ત કરે છે-અમારાથી જોડે છે. (૪)

१८२०. इष्कर्तारमध्वरस्य प्रचेतसं क्षयन्तं राधसो महः ।
रातिं वामस्य सुभगां महीमिषं दधासि सानसिं रयिम् ॥५॥

પદાર્થ : अध्वरस्य-इष्कर्तारम्-હે અગ્રણી પરમાત્મન્ ! અધ્યાત્મયજ્ઞના તુજ નિષ્પાદક प्रचेतसम्-જ્ઞાન આપીને સાવધાન કરનાર, महः-राधसः-क्षयन्तम्-મહાન ધનનું સ્વામીત્વ કરનારને, वामस्य रातिम्-વનનીય-સેવનીય અધ્યાત્મ સુખલાભના દાતાને સ્તુત કરીએ છીએ-સ્તુતિમાં લાવીએ છીએ. महीं सुभगाम्-इषम्-મહાન સુભાગ્ય કરનારી કામનાને; તથા सानसिं रयिम्-સનાતન-શાશ્વતિક-સ્થિર ઐશ્વર્ય મોક્ષૈશ્વર્યને दधासि-તું ધારણ કરાવે છે. (૫)

१८२१. ऋतावानं महिषं विश्वदर्शतमग्निं सुम्नाय दधिरे पुरो जनाः।
श्रुत्कर्णं सप्रथस्तमं त्वा गिरा दैव्यं मानुषा युगा ॥६॥

પદાર્થ : जनाः-ઉપાસકજનો ऋतावानम्-યથાર્થ જ્ઞાન અર્થાત્ વેદવાળા, महिषम्-મહાન, અનન્ત, विश्वदर्शतम्-સર્વના દર્શનીય, त्वा-अग्निम्-તુજ અગ્રણી પરમાત્માને पुरः-दधिरे-પૂર્વથી-આરંભથી-સૃષ્ટિથી ધારણ કરે છે. मानुषा युगा-મનુષ્ય સંબંધી યુગલ-સ્ત્રી-પુરુષ સર્વે श्रुतकर्णम्-જેના સાંભળી ચૂકેલા બની ગયા છે-અન્ય શ્રવણની જરૂરત રહેતી નથી-કાન શ્રવણથી તૃપ્ત બની જાય છે. सप्रथस्तमम्-સપૃથુ-અત્યંત વિસ્તારવાળા સાવધાન दैव्यम्-દેવો-મુમુક્ષુઓના ઈષ્ટ અગ્રણી પરમાત્માને गिरा-સ્તુતિ દ્વારા ધારણ કરે છે. (૬)

## ખંડ-૬

### સૂક્ત-૧

१८२२. प्र सो अग्ने तवोतिभिः सुवीराभिस्तरति वाजकर्मभिः ।
यस्य त्वं सख्यमाविथ ॥१॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૦૮

**१८२३. तव द्रप्सो नीलवान् वाश ऋत्विय इन्धानः सिष्णवा ददे।**
**त्वं महीनामुषसामसि प्रियः क्षपो वस्तुषु राजसि ॥ २ ॥**

પદાર્થ : सिष्णो-હે સર્વત્ર પ્રાપ્ત અગ્રણી પરમાત્મન્ ! तव द्रप्सः-તારો અણુ-અણુ પરિમાણવાળો ઉપાસક આત્મા, તું તો વિભુ છે. नीलवान= શરીરરૂપ ઘરમાં રહેનાર એક દેશી છે, वाशः-તને ચાહનાર ऋत्वियः-પિતરો-માતા પિતા આદિથી સંબંધ રાખનાર इन्धानः-ઉપાસના દ્વારા તને પોતાની અંદર પ્રકાશિત કરવા માટે आददे-ગ્રહણ કરે છે-અપનાવે છે. त्वम्-તું महीनाम्-उषसां प्रियः-असि-કામના કરનારી ઉપાસક પ્રજાઓનો પ્રિય છે. क्षपः-वस्तुषु-राजसि-રાતમાં વસનાર અંધારામાં રહેનારાની ઉપર રાજમાન છે-પ્રકાશમાન છે. તેને પ્રકાશ આપે છે. (૨)

**१८२४. तमोषधीर्दधिरे गर्भमृत्वियं तमापो अग्निं जनयन्त मातरः ।**
**तमित्समानं वनिनश्च वीरुधोऽन्तर्वतीश्च सुवते च विश्वहा ॥ १ ॥**

પદાર્થ : तम् ऋत्वियं गर्भम्-अग्निम्-તે પ્રત્યેક ઋતુમાં-સર્વદા વિદ્યમાન ગર્ભ સમાન ગ્રહણ કરવા યોગ્ય અગ્રણી પરમાત્માને ओषधीः-दधिरे-'દૈવી વિશઃ' જીવન મુક્ત પ્રજાઓ ધારણ કરે છે. तम्-आपः-मातरः-जनयन्त-તે પરમાત્માને આપ્ત મનુષ્ય નિર્માણ કરનારા પોતાની અંદર ગૃહસ્થમાં પ્રાદુર્ભૂત-ઉત્પન્ન કરે છે. तम् इत् समानं वनिनः-च-તે જ પરમાત્માને તેવી જ રીતે પોતાની અંદર વનીજન-વાનપ્રસ્થાશ્રમીજન પ્રાદુર્ભૂત કરે છે. वीरुधः-अन्तवर्तीः-च विश्वाहा सुवते-જીવનમાં વિશેષ રોહણ કરનારી-ચડનારી અંદર જ્ઞાન ધારણ કરતી બ્રહ્મચારી વ્યક્તિઓ સર્વદા બ્રહ્મચર્યમાં વિદ્યમાન તે અગ્રણી પરમાત્માને સંપન્ન સમ્યક્ પ્રાપ્ત કરે છે. (૧)

## सूक्त-3

**१८२५. अग्निरिन्द्राय पवते दिवि शुक्रो वि राजति ।**
**महिषीव वि जायते ॥ १ ॥**

પદાર્થ : अग्निः-અગ્રણી પરમાત્મા इन्द्राय पवते-ઉપાસક આત્માને માટે પ્રાપ્ત થાય છે, शुक्रः-दिवि वि राजति-જે તે શુભ્ર-પ્રકાશમાન થઈને મોક્ષધામમાં વિશેષ રૂપથી વિરાજમાન છે. महिषी-इव वि जायते-મહિમાવાળા વિશેષ રૂપથી અથવા વિવિધ ગુણયોગથી સાક્ષાત્ થાય છે. (૧)

## सूक्त-४

**१८२६. यो जागार तमृचः कामयन्ते यो जागार तमु सामानि यन्ति।**
**यो जागार तमयं सोम आह तवाहमस्मि सख्ये न्योकाः ॥ १ ॥**

પદાર્થ : यः-जागार-જે સદા જાગૃત છે, तम्-ऋच्चः कामयन्ते-તે ઉપાસકને સ્તુતિઓ ચાહે છે. यः-जागार-જે સદા જાગૃત છે-સાવધાન છે, तम् उ-તેના પ્રત્યે જ सामानियन्ति-ઉપાસનાઓ પણ પ્રાપ્ત થાય છે. यः-जागार-જે જાગી રહ્યો છે, तम्-તેની अयं सोमः-आह-એ સૌમ્ય ધર્મયુક્ત ઉપાસક કહે છે કે अहं तव सख्ये-હું તારી મિત્રતામાં न्योकाः-अस्मि-નિશ્ચિત સ્થાયી છું-પ્રાણવાન છું. (૧)

## સૂક્ત-૫

१८२७. अग्निर्जागार तमृचः कामयन्तेऽग्निर्जागार तमु सामानि यन्ति।
अग्निर्जागार तमयं सोम आह तवाहमस्मि सख्ये न्योकाः॥ १ ॥

પદાર્થ : अग्निः-जागार-અગ્રણી પરમાત્મા જાગે છે-સદા જાગૃત છે, तम् ऋच्चः कामयन्ते-તેને પરમાત્માની સ્તુતિઓ ચાહે છે. अग्निः-जागार-પરમાત્મા જાગૃત છે, तम्-उ सामानि यन्ति-તેને જ ઉપાસનાઓ પ્રાપ્ત થાય છે. अग्निः-जागार-પરમાત્મા જાગે છે-સાવધાન છે, तम्-તેને अयं सोमः-आह-એ સોમ-સૌમ્ય સ્વભાવ ઉપાસક કહે છે કે, तव सख्ये-તારી મિત્રતામાં अहं न्योकाः-अस्मि-હું નિશ્ચિત સ્થાનવાળો અથવા સ્થાયી પ્રાણવાન છું-અમર જીવનવાળો છું. (૧)

## સૂક્ત-૬

१८२८. नमः सखिभ्यः पूर्वसद्भ्यो नमः साकंनिषेभ्यः।
युञ्जे वाचं शतपदीम्॥ १ ॥

પદાર્થ : पूर्वसद्भ्यः सखिभ्यः-नमः-પ્રથમથી જ વિરાજમાન મોક્ષધામમાં વિરાજમાન અગ્રણી મિત્ર પરમાત્માને માટે સ્વાગત છે. साकन्निषेभ्यः-આ જન્મમાં નિષણ્ણ-સાથ રહેનારા પરમાત્માને માટે સ્વાગત છે शतपदीं वाचं युञ्जे-તેને માટે અનેક પદો-બહુજ પ્રાપ્તવ્ય ફળવાળી સ્તુતિવાણીને હું પ્રયુક્ત કરું છું. (૧)

१८२९. युञ्जे वाचं शतपदीं गाये सहस्रवर्तनि। गायत्रं त्रैष्टुभं जगत्॥ २ ॥

પદાર્થ : शतपदी वाचं युञ्जे-બહુજ પ્રાપ્તવ્ય ફળવાળી સ્તુતિવાણીને હું પ્રયુક્ત કરું છું. सहस्रवर्तनि गायत्रं त्रैष्टुभं जगत्-गाये-બહુજ જ્ઞાનમાર્ગવાળા ગાયત્રી સંબંધી, ત્રિષ્ટુભ સંબંધી અને જગતી સંબંધી સ્તોત્ર અથવા સામનું પરમાત્માને માટે ગાન કરું છું. (૨)

१८३०. गायत्रं त्रैष्टुभं जगद्विश्वा रूपाणि सम्भृता। देवा ओकांसि चक्रिरे॥ ३ ॥

પદાર્થ : गायत्रं त्रैष्टुभं जगत्-ગાયત્રી સંબંધી ત્રિષ્ટુભ સંબંધી અને જગતી સંબંધી સ્તોત્રો અથવા સામોનું सम्भृता विश्वारूपाणि-પરંતુ સમ્યક્ ભરણ, ધારણ કરેલા સમસ્ત રૂપ-સર્વ પ્રકારના છંદોવાળા

સ્તોત્રો અથવા સામોનું પરમાત્માને માટે ગાન કરું છું. देवा:-ओकांसि चक्रिरे-ઉપાસક વિદ્વાન પોતાનો આશ્રય કરે છે-બનાવે છે. (૩)

## સૂક્ત-૭

**१८३१. अग्निर्ज्योतिर्ज्योतिरग्निरिन्द्रो ज्योतिर्ज्योतिरिन्द्रः ।**
**सूर्यो ज्योतिर्ज्योतिः सूर्यः ॥ १ ॥**

પદાર્થ : अग्नि:-ज्योति:-પૃથિવી સ્થાનની અગ્નિ જ્યોતિ છે, ज्योति:-अग्नि:-તે જ્યોતિ સ્વરૂપ પરમાત્મા છે-અને તે જ તેમાં આગ્નેય શક્તિ આપે છે. इन्द्र:-ज्योति:-મધ્યસ્થાનની વિદ્યુત્ જ્યોતિ છે, ज्योति:-इन्द्र:-તે જ્યોતિ સ્વરૂપ પરમાત્મા છે અને તે જ તેમાં ચમક આપે છે. सूर्य:-ज्योति:-દ્યુ સ્થાનની સૂર્ય જ્યોતિ છે, ज्योति:-सूर्य:-તે જ્યોતિ પરમાત્મા સ્વરૂપ છે તેની જ્યોતિથી જ સૂર્ય પ્રકાશિત થાય છે. (૧)

**१८३२. पुनरूर्जा नि वर्तस्व पुनरग्न इषायुषा। पुनर्नः पाह्यंहसः॥ २॥**

પદાર્થ : अग्ने-અગ્રણી પરમાત્મન્ ! તું पुन:-ऊर्जा निवर्तस्व-અમને ફરી વારંવાર આત્મબળ આપવાના લક્ષ્યથી સર્વદા વર્ત-પ્રાપ્ત થા. पुन:-इषा-आयुषा-વારંવાર કામનાપૂર્તિ-મોક્ષપ્રાપ્તિના લક્ષ્યથી તથા ત્યાંની આયુ પ્રાપ્તિના લક્ષ્યથી સદા પ્રાપ્ત થા. न:-અમને पुन:-ફરી अंहस: पाहि-બંધનરૂપી કારણનાં પાપથી બચાવ. (૨)

**१८३३. सह रय्या नि वर्तस्वाग्ने पिन्वस्व धारया। विश्वप्स्न्या विश्वतस्परि॥ ३॥**

પદાર્થ : अग्ने-હે અગ્રણી પરમાત્મન્ ! તું रय्या सह निर्वतस्व-રમણીય ગતિ સદા પ્રાપ્ત થા. विश्वत:-परि-સર્વથી પર-ઉત્કૃષ્ટ विश्वप्स्न्या धारया पिन्वस्व-સમસ્ત ભોગપ્રદ આનંદધારાથી અમને સિંચિત કર-તૃપ્ત કર. (૩)

## ખંડ-૭

## સૂક્ત-૧

**१८३४. यदिन्द्राहं यथा त्वमीशीय वस्व एक इत् ।**
**स्तोता मे गोसखा स्यात् ॥ १ ॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૨૨

**૧૮૩૫. शिक्षेयमस्मै दित्सेयं शचीपते मनीषिणे। यदहं गोपतिः स्याम्॥ २॥**

પદાર્થ : શચીપતે-હે પ્રજ્ઞા પ્રજ્ઞાન-પ્રકૃષ્ટ-જ્ઞાનના સ્વામિન્-પરમાત્મન્ ! यद-अहं गोपतिः स्याम्-જો હું ગો-સ્તુતિ વાણીઓનો સ્વામી બની જવું-કુશળ સ્તુતિકર્તા બની જવું, તો अस्मै मनीषिणे-એ બુદ્ધિમાન તારા સ્તોતાને માટે જે મારી પાસે ધન છે તેને दित्सेयम्-આપવાની ઈચ્છા કરું; અને शिक्षेयम्-આપી દવું પણ ત્યારે પરમાત્મન્ ! તું પણ જેટલું ઐશ્વર્ય તારી પાસે છે, તેટલું મને-તારી સ્તુતિકર્તાને આપી દે-આપી દે છે. (૨)

**૧૮૩૬. धेनुष्ट इन्द्र सूनृता यजमानाय सुन्वते। गामश्वं पिप्युषी दुहे॥ ३॥**

પદાર્થ : इन्द्र-હે ઐશ્વર્યવાન પરમાત્મન્ ! ते-તારી सूनृता धेनुः-અધ્યાત્મયજ્ઞ રૂપી ગાય सुन्वते यजमानाय-દેવપૂજન કરનારા અધ્યાત્મયજ્ઞ કરતાં ઉપાસકને માટે पिप्युषीं गाम्-अश्वं दुहे-પ્રવૃદ્ધમાન ઉત્તમ વાણીનું તથા શીઘ્રગામી મનનું દોહન કરું છું. (૩)

## સૂક્ત-૨

**૧૮૩૭. आपो हि ष्ठा मयोभुवस्ता न ऊर्जे दधातन। महे रणाय चक्षसे॥ १॥**

પદાર્થ : आपः-હે આપ્તવ્ય-પ્રાપ્ત કરવા યોગ્ય પરમાત્મન્ ! તું मयः-भुवः-हि स्थ-નિશ્ચિત સુખકારક છે. ताः-नः-તે તું અમને ऊर्जे-મોક્ષાનંદને માટે महे रणाय चक्षसे-મહાન અને રમણીય તારા દર્શનને માટે दधातन-ધારણ કર. (૧)

**૧૮૩૮. यो वः शिवतमो रसस्तस्य भाजयतेह नः। उशतीरिव मातरः॥ २॥**

પદાર્થ : वः-હે પ્રાપ્તવ્ય પરમાત્મન્ ! તારો यः शिवतमः-रसः-જે અત્યંત કલ્યાણકારી રસ-આનંદરસ છે तस्य 'तम्' इह नः-भाजयत-તેના અમને ભાગીદાર બનાવ-સેવન કરાવ. उशतीः-इव मातरः-હિતકામના કરતી માતાઓની સમાન, જેમ માતાઓ પુત્રની હિતકામના કરે છે તેમ. (૨)

**૧૮૩૯. तस्मा अरं गमाम वो यस्य क्षयाय जिन्वथ। आपो जनयथा च नः॥ ३॥**

પદાર્થ : तस्मै वः 'त्वाम्' अरङ्गमाम्-તે તારા આનંદરસને માટે તને અમે સારી રીતે અથવા સામર્થ્યથી પ્રાપ્ત થઈએ છીએ यस्य क्षयाय जिन्वथ-જેને અમારી અંદર નિવાસ કરાવવા-વસાવવાને માટે પ્રાપ્ત થાય છે. च-અને आपः-नः-जनयथ-હે પ્રાપ્ત કરવા યોગ્ય પરમાત્મન્ ! તું અમારે માટે તે આનંદરસને ઉત્પન્ન કર. (૩)

## સૂક્ત-3

**૧૮૪૦. वात आ वातु भेषजं शम्भु मयोभु नो हृदे। प्र न आयूँषि तारिषत्॥ १॥**

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૧૮૪

१८४१. उत वात पितासि न उत भ्रातोत नः सखा ।
स नो जीवातवे कृधि ॥ २ ॥

પદાર્થ : वात-હે વિભુ ગતિમાન પરમાત્મન્ ! તું नः-અમારો पिता-असि-પિતા છે. उत-અને भ्राता-ભાઈ-બંધુ છે. उत-અને नः-અમારો सखा-સમાન નામ મિત્ર છે. सः-તે તું नः-અમને जीवातवे कृधि-જીવનને માટે યોગ્ય કર-બનાવ. (૨)

१८४२. यददो वात ते गृहे३मृतं निहितं गुहा। तस्य नो धेहि जीवसे॥ ३ ॥

પદાર્થ : वात-હે વિભુ ગતિમાન પરમાત્મન્ ! ते गृहे-તારા ઘરમાં-મોક્ષધામમાં यत्-अदः-જે તે અમુક अमृतम्-અમૃતાનંદ गुहा निहितम्-સૂક્ષ્મ અવસ્થામાં છૂપા સ્થાનમાં રાખેલ છે, तस्य नः-जीवसे धेहि-તે અમારા જીવન-દીર્ઘજીવન, અમર જીવનને માટે ધારણ કરાવ. (૩)

## सूक्त-४

१८४३. अभि वाजी विश्वरूपो जनित्रं हिरण्ययं बिभ्रदत्कं सुपर्णः।
सूर्यस्य भानुमृतुथा वसानः परि स्वयं मेधमृज्रो जजान॥ १ ॥

પદાર્થ : सुपर्णः-સુંદર પાલન ગુણવાળા પરમાત્મા वाजी-અમૃત અન્નભોગના સ્વામી विश्वरूपः-વિશ્વને રૂપ આપનાર-વિશ્વના રચયિતા हिरण्ययं जनित्रम्-સૌવર્ણ-સોનેરી જનન સાધન, अत्कम्-अभि बिभ्रत्-ગમક-અંડ-બ્રહ્માંડને સર્વ રીતે ધારણ કરવા માટે; તથા ऋतुथा सूर्यस्य भानुं वसानः-ઋતુ અનુસાર સૂર્યના પ્રકાશને વસાવવા-ફેલાવવાને માટે ऋज्रः-તેજસ્વી પરમાત્મા मेधं स्वयं परि जजान-સંગમનીય સંસારયજ્ઞને સ્વયં પરિપૂર્ણ કરે છે. (૧)

१८४४. अप्सु रेतः शिश्रिये विश्वरूपं तेजः पृथिव्यामधि यत् सम्बभूव।
अन्तरिक्षे स्वं महिमानं मिमानः कनिक्रन्ति वृष्णो अश्वस्य रेतः॥ २ ॥

પદાર્થ : अप्सु रेतः शिश्रिये-જ્ઞાનપ્રકાશ-સ્વરૂપ પરમાત્મા બ્રહ્માંડ અર્થાત્ સૃષ્ટિની રચના માટે દ્યુલોકમાં રેત-પ્રાણને આશ્રય આપે છે, पृथिव्याम्-अधि विश्वरूपे तेजः-यत् सम्बभूव-પૃથિવીનાં સર્વ પ્રાણી, વનસ્પતિને રૂપ આપનાર તેજને જે જ્યારે પ્રકટ કરતાં अन्तरिक्षे स्वं महिमानं मिमानः-અન્તરિક્ષમાં પોતાના મહિમાનું મહત્ત્વને માપતાં-ફેલાવતાં वृष्णः-अश्वस्य रेतः-कनिक्रन्ति-સુખવર્ષક વ્યાપક પરમાત્મા બળ પ્રગતિ = પ્રદાન કરે છે. (૨)

१८४५. अयं सहस्रा परि युक्ता वसानः सूर्यस्य भानुं यज्ञो दाधार।
सहस्रदाः शतदा भूरिदावा धर्ता दिवो भुवनस्य विश्पतिः॥ ३ ॥

પદાર્થ : अयं यज्ञः-એ સંગમનીય પરમાત્મા युक्त सहसा परिवसानः-અસંખ્ય ઉપયુક્ત અથવા પોતાની સાથે સંયુક્ત ગુણ બળનો સમાવેશ કરતાં भानुं सूर्यस्य 'सूर्य' दाधार-પ્રકાશમાન સૂર્યને ધારણ કરે છે. दिवः-धर्ता-મોક્ષધામના ધારણકર્તા भुवनस्य विश्वतिः-જગત્‌ના પ્રજાપાલક પરમાત્મા शतदाः-सहस्त्रदाः भूरिदावा-સેંકડો સુખોના દાતા, હજારો સુખોના દાતા બહુજ-અનેક સુખોને આપનાર છે. (૩)

## સૂક્ત-૫

१८४६. नाके सुपर्णमुप यत्पतन्तं हृदा वेनन्तो अभ्यचक्षत त्वा।
हिरण्यपक्षं वरुणस्य दूतं यमस्य योनौ शकुनं भुरण्युम्॥ १ ॥

જુઓ મંત્રાર્થ ક્રમાંક સંખ્યા ૩૨૦

१८४७. ऊर्ध्वो गन्धर्वो अधि नाके अस्थात् प्रत्यङ् चित्रा बिभ्रदस्यायुधानि।
वसानो अत्कं सुरभिं दृशे कं स्वा३र्ण नाम जनत प्रियाणि॥ २ ॥

પદાર્થ : ऊर्ध्वः-ચેતન આત્માઓમાં ઉત્કૃષ્ટ અથવા તેના પર રક્ષક गन्धर्वः-ગતિ કરનારા લોકો પિંડોના ધારણકર્તા પરમાત્મા नाके-अधि प्रत्यङ्-अस्थात्-દુઃખ રહિત નિરંતર સુખપૂર્ણ મોક્ષધામમાં સાક્ષાત્ સ્વરૂપ સ્થિત છે. चित्रा आयुधानि बिभ्रत्-જુદી જુદી આયુ ધારણ કરનારા શરીરોમાં ભરણ-આત્માઓને પૂરિત કરતાં વિરાજમાન છે. दृशे-अत्कं सुरभिं कं वसानः-આત્માઓને દેખાડવા ભોગાવવાને માટે સર્વત્ર પ્રાપ્ત સુંદર સુખનું આચ્છાદન કરતાં स्वर्ण नाम प्रियाणि जनत-સોનેરી આકર્ષક નામ-નમાવનાર પ્રિય ભોગ વસ્તુઓને પ્રકટ કરે છે. (૨)

१८४८. द्रप्सः समुद्रमभि यज्जिगाति पश्यन् गृध्रस्य चक्षसा विधर्मन्।
भानुः शुक्रेण शोचिषा चकानस्तृतीये चक्रे रजसि प्रियाणि॥ ३ ॥

પદાર્થ : द्रप्सः-સૂક્ષ્માતિસૂક્ષ્મ પરમાત્મા समुद्रम्-अभि-સમુદ્‌ભૂત સંસારને यद्-जिगाति-જ્યારે પ્રાપ્ત થાય છે-ગતિ આપે છે विधर्मन् गृध्रस्य-'गृध्रं' चक्षसा पश्यन्-વિવિધ રૂપથી વર્તમાન ભોગોને ઈચ્છનારને જ્ઞાન દ્રષ્ટિ સર્વજ્ઞતાથી જોઈને-જાણીને शुक्रेण शोचिषा-શુદ્ધ દીપ્તિથી भानुः-चकानः-પ્રકાશ સ્વરૂપ દીપ્યમાન પરમાત્મા तृतीये रजसि प्रियाणि चक्रे-ત્રીજા રંજનાત્મક ધામ-મોક્ષધામમાં ઉપાસક આત્માને માટે પ્રિય સુખોનું સંપાદન કરે છે. (૩)

इति विंशोऽध्यायः, नवम प्रपाठकस्य द्वितीयोऽर्धः ॥

★ ★ ★

# अथ एकविंशोऽध्यायः

## नवमप्रपाठकस्य तृतीयोऽर्धः

### ખંડ-૧

### સૂક્ત-૧

**१८४९. आशुः शिशानो वृषभो न भीमो घनाघनः क्षोभणश्चर्षणीनाम्।**
**सङ्क्रन्दनोऽनिमिष एकवीरः शतं सेना अजयत् साकमिन्द्रः ॥ १ ॥**

પદાર્થ : इन्द्रः-ઐશ્વર્યવાન પરમાત્મા आशुः शिशानः-વ્યાપક સુખદાતા वृषभः-न भीमः-દુષ્ટો-નાસ્તિકોની સામે સાંઢ સમાન ભયંકર चर्षणीनां घनाधनः-જ્ઞાની ઉપાસકોનો અત્યંત પ્રેરક છે. अनिमिषः संक्रन्दनः-નિરંતર સમ્યક્ પોતાની તરફ આમંત્રિત કરનાર एकवीरः-પોતાના પરાક્રમમાં એકલો शतं सेनाः साकम्-अजयत्-ઉપાસક આત્માને બાંધનારી સેંકડો કામ આદિ વાસનાઓને જીતનાર-નષ્ટ કરનાર છે. (૧)

**१८५०. सङ्क्रन्दनेनानिमिषेण जिष्णुना युत्कारेण दुश्च्यवनेन धृष्णुना।**
**तदिन्द्रेण जयत तत्सहध्वं युधो नर इषुहस्तेन वृष्णा॥ २ ॥**

પદાર્થ : अनिमिषेण संक्रन्दनेन-ઉપાસકને નિરંતર આમંત્રણ કરનાર युत्कारेण जिष्णुना-કામ આદિથી યુદ્ધ કરનાર-વિજય કરનાર दुश्च्यवनेन धृष्णुना-અજેય-પીછે હઠ ન કરનાર इन्द्रेण-ઐશ્વર્યવાન પરમાત્માની સાથે इषुहस्तेन वृष्णा-વરણ હાથોવાળા જેમ સુખવર્ષકની સાથે तत्-जयत-તે કામને જીતો तत्सहध्वम्-તેને અભિભૂત કરો-દબાવો-નષ્ટ કરો. (૨)

**१८५१. स इषुहस्तैः स निषङ्गिभिर्वशी सं सृष्टा स युध इन्द्रो गणेन।**
**सं सृष्टजित् सोमपा बाहुशर्ध्यू३ग्रधन्वा प्रतिहिताभिरस्ता॥ ३ ॥**

પદાર્થ : सः-इन्द्रः-તે ઐશ્વર્યવાન પરમાત્મા निषङ्गिभिः-इषु-हस्तैः-गणैः-નિરંતર સંગ કરનાર પ્રાપ્તવ્ય મોક્ષ જેના હાથોમાં છે એવા અભ્યાસ કર્મશીલ ઉપાસકગણોના દ્વારા वशी-વશમાં આવનાર, તેનો સ્નેહી, सः-संस्त्रष्ट-તે તેના દ્વારા સંગતિ પ્રાપ્તકર્તા, युधः-કામ આદિ દોષોથી યુદ્ધ કરનાર,-દુર્ગુણોથી સમજુતિ ન કરનાર, संसृष्टजित्-પોતાની સાથે સંગ કરનારને જીતાડનાર-સફળ બનાવનાર, सोमपाः-ઉપાસનારસનું પાન કરનાર-સ્વીકારકર્તા, बाहुशर्धी-બાંધવા-જેમાં દોષ નિવારણ કરનાર બળ છે એવો,

उग्रधन्वा-પાપને માટે તીક્ષ્ણ ધ્વંસ શક્તિવાળો प्रतिहिताभिः-अस्ता-પ્રેરણાઓ દ્વારા ઉપાસકોને ઊંચે મોક્ષમાં પહોંચાડે છે. (૩)

## સૂક્ત-૨

**१८५२. बृहस्पते परि दीया रथेन रक्षोहामित्राँ अपबाधमानः।**
**प्रभञ्जन्त्सेनाः प्रमृणो युधा जयन्नस्माकमेध्यविता रथानाम्॥ १॥**

પદાર્થ : बृहस्पते-હે સ્તુતિવાણીના રક્ષક-સ્વીકારકર્તા પરમાત્મન્ ! તું रक्षोहा-જેનાથી રક્ષા કરવી જોઈએ એવા દોષોનો હનનકર્તા अमित्रान् बाधमानः-શત્રુઓને દૂર કરનાર रथेन परिदीय-પોતાના રમણીય સ્વરૂપથી પરિપ્રાપ્ત થા. सेनाः प्रभञ्जन्-બાંધનારી વાસનાઓને નષ્ટ કરતાં युधा-प्रमृणः-સંઘર્ષ કરનારાઓને હિંસિત કરીને जयन्-જીતીને अस्माकम्-અમારા रथानाम्-રમણીય ભોગોનો अविता एधि-રક્ષક થા. (૧)

**१८५३. बलविज्ञायः स्थविरः प्रवीरः सहस्वान् वाजी सहमान उग्रः ।**
**अभिवीरो अभिसत्वा सहोजा जैत्रमिन्द्र रथमा तिष्ठ गोवित् ॥ २॥**

પદાર્થ : इन्द्र-હે પરમાત્મન્ ! તું बलविज्ञायः-સમસ્ત દેવોને વિશેષ જાણનાર છે માટે स्थविरः-શાશ્વતિક, प्रवीरः-પ્રકૃષ્ટરૂપથી પ્રેરણાપ્રદ, सहस्वान्-ઓજસ્વી-ઓજપ્રદ, वाजी-અમૃતાન્નવાળા-અમૃતાન્નપ્રદ, सहमानः-સર્વ સહનકર્તા-સર્વાધાર, उग्रः-પ્રતાપી, अभिवीरः-સર્વોપરિ પ્રકાશમાન, अभिसत्त्वा-સર્વવ્યાપક, सहोजाः-ઉપાસકોમાં આત્મબળને ઉત્પન્ન કરનાર, गोवित्-સ્તુતિ કરનારાઓને પ્રાપ્ત થનાર, जैत्रं रथम्-आतिष्ठ-જિતેન્દ્રિય રમણ કરનારા ઉપાસકોમાં આવીને વિરાજમાન થા. બેસ. (૨)

**१८५४. गोत्रभिदं गोविदं वज्रबाहुं जयन्तमज्म प्रमृणन्तमोजसा ।**
**इमं सजाता अनु वीरयध्वमिन्द्रं सखायो अनु सं रभध्वम् ॥ ३॥**

પદાર્થ : गोत्रभिदम्-સ્તુતિ કરનારા ઉપાસકોનું રક્ષા સ્થાન મોક્ષને ખોલનાર गोविदम्-ઉપાસકોને પ્રાપ્ત થનાર, वज्रबाहुम्-ઓજ રૂપ ભુજાઓવાળા जयन्तम्-સ્વામિત્વ કરતાં ओजसा-अज्म प्रमृणन्तम्-ઓજ દ્વારા શીઘ્રકારી વિરોધીને નષ્ટ કરતાં, इमम्-इन्द्रम्-એ ઐશ્વર્યવાન પરમાત્માને अनु-આશ્રય બનાવો. सजाताः सखायः-સમાન પ્રસિદ્ધિવાળા સમાન નામ જ્ઞાનવાળા-ઉપાસકો ! તમે वीरयध्वम्-પોતાના પ્રેરક બનાવો अनुसंरभध्वम्-અનુરૂપ ઉપાસિત કરો. (૩)

## સૂક્ત-૩

**૧૮૫૫. अभि गोत्राणि सहसा गाहमानोऽदयो वीरः शतमन्युरिन्द्रः ।**
**दुश्च्यवनः पृतनाषाडयुध्यो३ऽस्माकं सेना अवतु प्र युत्सु ॥१॥**

પદાર્થ : इन्द्रः-પરમાત્મા गोत्राणि-સ્તોતાનાં રક્ષા સ્થાનોને सहसा-પોતાના ઓજથી अभिगाहमानः-અભિવ્યાપ્ત થઈને अदयः-वीरः शतमन्युः-અન્યની દયા ઉપેક્ષિત કરતાં સ્વયં સમર્થ વીર બહુજ પ્રકાશમાન, दुश्च्यवनः-અબાધ્ય, पृतनाषाट्-વિરોધી ભાવનાઓને દબાવનાર, अयुध्यः-કોઈથી પણ યુદ્ધ કરવા-હરાવવા યોગ્ય નહિ-પૂર્ણ શક્તિમાન, अस्माकं सेनाः-અમારી સદ્‌ગુણ પ્રવૃત્તિઓ-અમારી સાથે સંબંધ સદ્‌ભાવનાઓને युत्सु-સંઘર્ષોમાં अवतु-તે સુરક્ષિત રાખે. (૧)

**૧૮૫૬. इन्द्र आसां नेता बृहस्पतिर्दक्षिणा यज्ञः पुर एतु सोमः ।**
**देवसेनानामभिभञ्जतीनां जयन्तीनां मरुतो यन्त्वग्रम् ॥२॥**

પદાર્થ : आसां देवसेनानाम्-એ અમારી મુમુક્ષુઓની સદ્‌ગુણ ગરિમાઓ अभि भञ्जतीनां जयन्तीनाम्-કામાદિ શત્રુઓની-અભિભંજન-વિદારણ કરનારી વિજય કરનારી છે, તેના नेता-નાયક इन्द्रः-ઐશ્વર્યવાન बृहस्पतिः-સર્વજ્ઞ दक्षिणा यज्ञः-ઉત્સાહક પ્રવૃત્તિની સાથે સંગમનીય सोमः-શાન્ત સ્વરૂપ પરમાત્મા पुरः-एतु-આગળ થાય-આગળ છે, मरुतः-अग्रे यन्तु-વાસનાઓને મારી નાખનારી પરમાત્માની સ્તુતિઓ દ્વારા પ્રાપ્ત ઓજ આદિ ગુણ આગળ થાય.-જાય. (૨)

**૧૮૫૭. इन्द्रस्य वृष्णो वरुणस्य राज्ञ आदित्यानां मरुतां शर्ध उग्रम् ।**
**महामनसां भुवनच्यवानां घोषो देवानां जयतामुदस्थात् ॥३॥**

પદાર્થ : इन्द्रस्य-ઐશ્વર્યવાન, राज्ञः-वृष्णः-પ્રકાશમાન સુખવર્ષક आदित्यानाम्-અદિતિ-અખંડ સુખ સંમતિ મુક્તિના સ્વામી, मरुताम्-વાસનાઓને મારી નાખનાર-પરમાત્માનું उग्रः शर्द्धः-તીવ્ર પ્રભાવકારી બળ છે. महामनसां भुवनच्यवानां जयतां देवानाम्-મહામના-મહાજ્ઞાની-સર્વજ્ઞ લોકોને ગતિ આપનાર, અભિમત કરનાર, સ્વાધીન રાખનાર, દેદીપ્યમાન પરમાત્માના घोषः-उदस्थात्-આશીર્વાદ વચન ઉપર છે. (૩)

## સૂક્ત-૪

**૧૮૫૮. उद्धर्षय मघवन्नायुधान्युत् सत्वनां मामकानां मनांसि ।**
**उद् वृत्रहन् वाजिनां वाजिनान्युद्रथानां जयतां यन्तु घोषाः ॥१॥**

પદાર્થ : वृत्रहन्-मघवन्-હે પાપનાશક ઐશ્વર્યવાન પરમાત્મન્ ! તું आयुधानि-उद्-हर्षय-આયુધ ધારણ કરનારા ચરિત્રોને અમારી અંદર વિકસિત કર. मामकानां सत्त्वानां मनांसि-उद्-મારાથી સંબંધિત જનોના મનોને પણ વિકસિત કર, કલ્યાણ સંકલ્પવાન બનાવ, वाजिनां वाजिनानिउद्-અમે અમૃત અન્નભોગી ઉપાસકોના વાગ્જ્ઞેયો-જ્ઞાનોને શ્રેષ્ઠ રૂપ વિકસિત કર-ઉન્નત કર. जयतां रथानां घोषाः-उद्यन्तु-કામાદિ પર વિજય કરનારા; પરમાત્મામાં રમણ કરનારાઓના માનસિક જય અને સંકલ્પ ઉન્નત કરો. (૧)

**१८५९. अस्माकमिन्द्रः समृतेषु ध्वजेष्वस्माकं या इषवस्ता जयन्तु ।**
**अस्माकं वीरा उत्तरे भवन्त्वस्माँ उ देवा अवता हवेषु ॥ २ ॥**

પદાર્થ : इन्द्रः-પરમાત્મા अस्माकं समृतेषु ध्वजेषु-અમારું સારી રીતે ઉદ્યત્ પ્રજ્ઞાન, याः-इषवः-જે સદ્ ઈચ્છાઓ છે, जयन्तु-તે સમર્થ બને. अस्माकं वीराः-અમારા વીર-પ્રાણ उत्तरे भवन्तु-ઉત્કૃષ્ટ બને. देवाः-हवेषु-अस्मान्-अवतः-વિદ્વાન આમંત્રણોમાં અમારી રક્ષા કરો. (૨)

**१८६०. असौ या सेना मरुतः परेषामभ्येति न ओजसा स्पर्धमाना ।**
**तां गूहत तमसापव्रतेन यथैतेषामन्यो अन्यं न जानात् ॥ ३ ॥**

પદાર્થ : मरुतः-હે પાપમારક ! ઓજવીર્ય સાહસ ગુણો परेषां या-असौ सेना-ઉપાસક-જનોથી ભિન્ન નાસ્તિક દુષ્ટજનોની જે તે સેના-તેને બાંધનારી કામ આદિ પ્રવૃત્તિઓ नः-अभि-ओजसा स्पर्द्धमाना एति-અમારી અંદર પણ સ્પર્ધાના વેગથી આવે છે, ત્યારે ताम्-તેને अपव्रतेन तमसा-નિષ્કર્મ-નિષ્ફળ-નિર્બળ કરી નાખનારી આકાંક્ષાભાવ સંકલ્પથી गूहत-લુપ્ત કરી દો-ઢાંકી દો, यथा-જેમ एषाम्-એમાંથી अन्यः-अन्यं न जानात्-એક બીજાને જાણી ન શકે, પરસ્પર બળ પ્રાપ્ત કરીને ન ઉપસી શકે, તેમ કરો. (૩)

## સૂક્ત-૫

**१८६१. अमीषां चित्तं प्रतिलोभयन्ती गृहाणाङ्गान्यप्वे परेहि ।**
**अभि प्रेहि निर्दह हृत्सु शोकैरन्धेनामित्रास्तमसा सचन्ताम् ॥ १ ॥**

પદાર્થ : अप्वे-હે ભયપ્રદ પરમાત્મશક્તિ ! તું अमीषां चित्तम्-તે કામ આદિ શત્રુઓનાં ચિત્તને-ક્રિયાશક્તિને प्रति लोभयन्ती परेहि-ગભરાવતી જા. अङ्गानि गृहाण-તેના અવયવો-પૂર્વરૂપોને પકડ अभिप्रेहि-સામે જા. शोकैः-हृत्सु निर्दह-સંતાપોથી હૃદયોમાં-હૃદયોને ભસ્મ કર-બાળી નાખ. अमित्राः-કામ આદિ શત્રુ अन्धेन तमसा-ગાઢ અંધકારમાં सचन्ताम्-સપડાઈ જાય. (૧)

१८६२. प्रेता जयता नर इन्द्रो वः शर्म यच्छतु ।
उग्रा वः सन्तु बाहवोऽनाधृष्या यथासथ ॥ २ ॥

પદાર્થ : नरः-મુમુક્ષુજનો ! प्रेत-પ્રગતિ કરો जयत-કામ આદિને જીતો इन्द्रः-પરમાત્મા वः-તમારે માટે शर्म यच्छतु-સુખને પ્રદાન કરે. वः-તમારું बाहवः-उग्राः-પાપનું બાધક બળ પ્રબળ બને; તથા अनाधृष्याः-અબાધ્ય यथा-असथ-જેથી તમે યોગ્ય જીવન મુક્ત બની જાઓ. (૨)

१८६३. अवसृष्टा परा पत शरव्ये ब्रह्मसंशिते ।
गच्छामित्रान् प्र पद्यस्व मामीषां कं च नोच्छिषः ॥ ३ ॥

પદાર્થ : ब्रह्मसंशिते शरव्ये-હે મંત્ર-વિચારથી સિદ્ધ કામ આદિને મારવામાં સમર્થ સંકલ્પશક્તિ ! તું अवसृष्टा-છોડવામાં આવેલી-પ્રયુક્ત કરેલી परापत-દૂર-દૂર સુધી જા. अमित्रान् गच्छ-કામ આદિ શત્રુની પાસે જા. प्रपद्यस्व-તેને દબાવી દે. अमीषां कञ्चन मा-उच्छिषः-તે કામ આદિમાંથી કોઈને પણ ન રહેવા દે-દરેકને મારી નાખ. (૩)

## સૂક્ત-૬

१८६४. कङ्काः सुपर्णा अनु यन्त्वेनान् गृध्राणामन्नमसावस्तु सेना ।
मैषां मोच्यघहारश्च नेन्द्र वयांस्येनाननुसंयन्तु सर्वान् ॥ १ ॥

પદાર્થ : एनान्-એ કામ આદિ શત્રુઓને सुपर्णाः कङ्काः-સુંદર પાલન કરનારા પરમાત્માના પ્રત્યે સંકલ્પ વિકલ્પ अनु-यन्तु-પ્રાપ્ત થાય. असौ सेना-गृधाणाम्-अन्नम्-अस्तु-તે કામ આદિ સેના ક્રમ-પ્રવૃત્તિ પરમાત્માની આકાંક્ષા રાખનારા સંકલ્પોનું ભોજન-ખાતર રૂપ બની જાય. अघहारः-च અને પાપને ખાઈ જનારા શિવસંકલ્પ इन्द्र न-एषां मा मोचि-હે પરમાત્મન્ ! એમાંથી અત્યારે કોઈને છોડ નહિ एतान् सर्वान्-એ સર્વને वयांसि-अनु संयन्तु-તેને પ્રાણ સારી રીતે પ્રાપ્ત થાય.-પહોંચે. (૧)

१८६५. अमित्रसेनां मघवन्नस्माञ्छत्रुयतीमभि ।
उभौ तामिन्द्र वृत्रहन्नग्निश्च दहतं प्रति ॥ २ ॥

પદાર્થ : मघवन्-इन्द्र-अग्निः-च-ઐશ્વર્યવાન તથા જ્ઞાન પ્રકાશ સ્વરૂપ પરમાત્મન્ ! उभौ-બન્ને રૂપોવાળો તું अस्मान्-अभि-અમારા પ્રત્યે तां शत्रुयतीम्-अमित्रसेनाम्-તે શત્રુભાવને પ્રાપ્ત થયેલ કામ આદિ શત્રુ સેનાને प्रति दहतम्-પ્રતિ દગ્ધ કર, સર્વથા બાળી નાખ અને નષ્ટ કર. (૨)

१८६६. यत्र बाणाः सम्पतन्ति कुमारा विशिखाइव ।
तत्र नो ब्रह्मणस्पतिरदितिः शर्म यच्छतु विश्वाहा शर्म यच्छतु॥ ३ ॥

પદાર્થ : यत्र-જે અવસર પર बाणाः-કામબાણ-કામ આદિ દોષોના બાણ-પ્રહારક પ્રભાવ कुमाराः-विशिखाः-इव-કુત્સિત માર કરનારા ધુમાડા રહિત જ્વાળાઓની સમાન सम्पतन्ति-પ્રહાર કરી રહેલ છે; तत्र-તે અવસર પર ब्रह्मणः-पतिः-अदितिः-બ્રહ્માંડના સ્વામી-અવિનાશી-સર્વ દેવોની માતા-નિર્માતા પરમાત્મા नः-शर्म यच्छतु-અમારે માટે સુખ શરણ આપે. (૩)

## સૂક્ત-૭

१८६७. वि रक्षो वि मृधो जहि वि वृत्रस्य हनू रुज ।
वि मन्युमिन्द्र वृत्रहन्नमित्रस्याभिदासतः ॥ १ ॥

પદાર્થ : वृत्रहन्-इन्द्र-હે પાપનાશક પરમાત્મન્ ! તું रक्षः-वि-जहि-જેનાથી અમારી રક્ષા કરવી જોઈએ તે કામ આદિને વિશેષરૂપથી નષ્ટ કર. मृधः-वि-બીજાઓનાં પ્રત્યે અમારી અંદર થનારા સંગ્રામ ભાવો હિંસક ભાવોને નષ્ટ કર. वृत्रस्य-हनू विरूज-પાપના કરાવનારા સાધનો-લોભ અને મોહને વિનષ્ટ કર. अभिदासतः-अमित्रस्य मन्युं वि-અમને અભિક્ષીણ કરતાં શત્રુરૂપ દ્વેષને વિનષ્ટ કર. (૧)

१८६८. वि न इन्द्र मृधो जहि नीचा यच्छ पृतन्यतः ।
यो अस्माँ अभिदासत्यधरं गमया तमः ॥ २ ॥

પદાર્થ : इन्द्र-હે પરમાત્મન્ ! તું नः-અમારી સામેની किम्-કોઈ પણ मृधः-वि जहि-હિંસક ભાવનાઓનો નાશ કર. पृतन्यतः-नीचा-यच्छ-અમારી સામે સંઘર્ષ કરનારા વિચારોને નીચે પહોંચાડી દે. यः-अस्मान्-अभिदासति-જે દોષ અમને વારંવાર કરે છે, તેને अधरं तमः-गमय-નીચે ગાઢ અંધકારમાં પહોંચાડી દે. (૨)

१८६९. इन्द्रस्य बाहू स्थविरौ युवानावनाधृष्यौ सुप्रतीकावसह्यौ ।
तौ युञ्जीत प्रथमौ योग आगते याभ्यां जितमसुराणां सहो महत्॥ ३ ॥

પદાર્થ : इन्द्रस्य-પરમાત્માના बाहू-કામ આદિને બાંધનારા જ્ઞાન અને આનંદગુણ स्थविरौ-સ્થિર युवानौ-વૃદ્ધત્વ રહિત-યુવાન બળવાન अनाधृष्यौ-દબાવી ન શકાય તેવા सुप्रतीके-સુસ્પષ્ટ असह्यौ-સહન ન કરી શકે તેવા तौ प्रथमौ युञ्जीत-હે ઉપાસકો ! તે મુખ્ય રૂપોથી યુક્ત બનો. आगते योगे-પ્રાપ્ત

અવસર અથવા યોગ પ્રાપ્ત થવાને માટે याभ्याम्-જેના દ્વારા असुराणां महत् सहः-जितम्-અસત્યો-અનર્થો પાપોના મહાન બળને જીતાય છે-જીતી શકાય છે. (૩)

## સૂક્ત-૮

१८७०. मर्माणि ते वर्मणा च्छादयामि सोमस्त्वा राजामृतेनानु वस्ताम्।
उरोर्वरीयो वरुणस्ते कृणोतु जयन्तं त्वानु देवा मदन्तु ॥ १ ॥

પદાર્થ : ते मर्माणि वर्मणा छादयामि-હે કામ આદિના બાધક સત્ય સંકલ્પીજન ! તારા નિર્બળ પ્રસંગોને વરણીય પરમાત્મદર્શનથી સુરક્ષિત રાખું છું. सोमः-राजा त्वा-अमृतेन-अनुवस्ताम्-પ્રકાશમાન શાન્ત પરમાત્મા તને અમૃત જ્ઞાન પ્રકાશથી સુરક્ષિત રાખે. वरुणः-વરણકર્તા પરમાત્મા ते-તારા માટે उरोवरीयः-હૃદયના મહાન અભીષ્ટને કરે. त्वा जयन्तं देवाः-अनु मदन्तु-તને વિજય કરતાની સાથે-જોઈને પરમાત્મદેવ હર્ષિત-આનંદિત કરે. (૧)

१८७१. अन्धा अमित्रा भवताशीर्षाणोऽहयइव ।
तेषां वो अग्निनुन्नानामिन्द्रो हन्तु वरंवरम् ॥ २ ॥

પદાર્થ : अमित्राः-હે કામ આદિ શત્રુઓ ! તમે अशीर्षाणः-अन्धाः-अहयः-इव भवत-કપાયેલા માથાવાળા અથવા ફેણ રહિત આંધળા સાપની સમાન થાઓ. तेषां वः-अग्निनुन्नानाम्-તે તમારા જ્ઞાનાગ્નિને પછાડે-દબાવીને इन्द्रः-वरं वरं हन्तु-પરમાત્મા મોટા-મોટા દોષોનો નાશ કરે-કરે છે. (૨)

१८७२. यो नः स्वोऽरणो यश्च निष्ठ्यो जिघांसति ।
देवास्तं सर्वे धूर्वन्तु ब्रह्म वर्म ममान्तरं शर्म वर्म ममान्तरम् ॥ ३ ॥

પદાર્થ : यः-જે દોષ स्वः-પોતાની અંદર રહેનાર अरणः-સંબંધી च-અને यः-જે निष्ठ्यः-ગુપ્ત-અજ્ઞાત-થનાર नः-जिघांसति-અમને મારવા ઈચ્છે છે सर्वे देवाः-સમસ્ત દેવો-દેવોના દેવ धूर्वन्तु-નષ્ટ કરે. ममान्तरम्-ब्रह्म वर्म-મારી અંદર વિરાજમાન બ્રહ્મ-મહાન પરમાત્મા તથા રક્ષક પરમાત્મા નષ્ટ કરે. शर्म वर्म मम-अन्तरम्-સુખ સ્વરૂપ રક્ષક પરમાત્મા નષ્ટ કરી નાખે. (૩)

## સૂક્ત-૯

१८७३. मृगो न भीमः कुचरो गिरिष्ठाः परावत आ जगन्था परस्याः।
सृकं संशाय पविमिन्द्र तिग्मं वि शत्रून् ताढि वि मृधो नुदस्व ॥ १ ॥

પદાર્થ : इन्द्र-હે પરમાત્મન્ ! તું गिरिष्ठाः-मृगः-न कुचरः-પર્વતીય સિંહની સમાન ભયકારી દુષ્પ્રવૃત્તિઓને માટે છે, ક્યાં તું વિચરતાં વિભુ-વ્યાપક ગતિમાન છે, परावतः परस्याः-आजगन्थ-દૂર દેશ દૂર દિશામાં હોવા છતાં પ્રાપ્ત થાય છે. सृकं तिग्मं पविं संशाय-મરણશીલ તીક્ષ્ણ વાક્ વજ્ર જ્ઞાન પ્રવૃત્તિને તેજ કરીને शत्रून् विताढि-કામ શત્રુઓને તાડન કર-નષ્ટ કર. मृधः-विनुदस्व-હિંસક પ્રવૃત્તિઓને વિચ્છિન્ન કર. (૧)

**१८७४. भद्रं कर्णेभिः शृणुयाम देवा भद्रं पश्येमाक्षभिर्यजत्राः ।**
**स्थिरैरङ्गैस्तुष्टुवांसस्तनूभिर्व्यशेमहि देवहितं यदायुः ॥ २ ॥**

પદાર્થ : यजत्राः-देवाः-સંગમનીય સર્વદેવ ધર્મવાળા પરમાત્મદેવ कर्णेभिः-भद्रं श्रृणुयाम्-અમે કાનો દ્વારા શુભ-કલ્યાણકારી શ્રવણ કરીએ, अक्षभिः-भद्रं-पश्येम-આંખો દ્વારા શુભ દર્શન કરીએ, स्थिरैः-अङ्गैः-तुष्टुवांसः-દૃઢ-સ્થિર મન, વાણી આદિ સાધનો દ્વારા તારી સ્તુતિ કરતાં देवहितं यत्-आयुः-તુજ દેવ દ્વારા નિર્દેશિત જે આયુ સો વર્ષ અથવા તેથી આગળ-અધિકથી અધિક છે, તેને तनूभिः-व्यशेमहि-શરીરના અંગોથી વિશેષ સેવન કરીએ-પ્રાપ્ત કરીએ. (૨)

**१८७५. स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः स्वस्ति नः पूषा विश्ववेदाः ।**
**स्वस्ति नस्तार्क्ष्यो अरिष्टनेमिः स्वस्ति नो बृहस्पतिर्दधातु ।**
**स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥ ३ ॥**

પદાર્થ : वृद्धश्रवाः-इन्द्रः-नः-स्वस्ति-પ્રવૃદ્ધ-જેનો મહાન યશ છે એવો પરમાત્મા અમારે માટે કલ્યાણરૂપ બને. विश्ववेदाः पूषा नः स्वस्ति-સર્વને જાણનાર-સર્વજ્ઞ પોષણકર્તા, પ્રજાસ્વામી અમારે માટે કલ્યાણ રૂપ બને. अरिष्ट नेमिः-तार्क्ष्यः नः स्वस्ति-જેની દુષ્ટ પ્રવૃત્તિઓનું તાડન કરવામાં-અહિંસિત-અકુંઠિત વજ્ર દંડરૂપ શક્તિ છે એવા તુરત જ કલ્યાણ કાર્ય સંપાદક વ્યાપનશીલ પરમાત્મા અમારે માટે કલ્યાણરૂપ બને. बृहस्पतिः-नः स्वस्ति दधातु-મહાન બ્રહ્માંડના સ્વામી પરમાત્મા અમારે માટે કલ્યાણને ધારણ કરે-પ્રદાન કરે. (૩)

इति आध्यात्मिक मुनिभाष्य-

एकविंशोऽध्यायः, नवमप्रपाठकश्च समाप्तः ॥

इत्युत्तरार्चिकः ॥

॥ इति सामवेद भाष्म् ॥

★ ★ ★